वर्ष १९ मुं
ग्रंथांक
३३३ थी ३३५

विविध ग्रंथमाळा

सं० १९९९
आषाढथी
भाद्रपद

વાર્ષિકમૂલ્ય ટપાલખર્ચ સાથે રૂપિયો

સંપાદકઃ—ભિક્ષુ—અખંડાનંદ

# शुभसंग्रह—भाग १ मो

( ઉપયોગી ૧૬૫ લેખોનો સંગ્રહ )

સારાં પુસ્તકો સંઘરવાં, વાંચવા પ્રેરવા,
એ સજ્જનોનું ભૂષણ છે

प्रसिद्धिस्थान—सस्तु साहित्य वर्धक कार्यालय

अमदावाद
ભદ્ર પાસે

મૂલ્ય બે રૂપિયા

मुंबई—२
કાલબાદેવી

"વિવિધ ગ્રંથમાળા" વર્ષ ૨૯ મું, અંક ૩૩૩થી ૩૩૫, સં. ૧૯૯૬

# शुभसंग्रह-भाग ९ मो

(ઉપયોગી ૧૬૫ લેખોનો સંગ્રહ)

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशक : भिक्षु अखंडानंद
સ્થળ: અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ ૧ લી, પૃષ્ઠ ૭૩૬, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૬
મૂલ્ય બે રૂપિયા, માર્ગવ્યય અલગ



# પ્રકાશકનું નિવેદન.

આ "શુભસંગ્રહ ભાગ ૯ મો" ચાલુ વરસ સંવત ૧૯૯૬ નું "વિવિધ ગ્રંથમાળા"નું ત્રીજું પુસ્તક છે અને તેનો સળંગ ગ્રંથાંક ૩૩૩ થી ૩૩૫ છે.

આવા સંગ્રહોની ઉપયોગિતા વિષે આ અગાઉના ભાગોમાં એકથી વધુ વખત જણાવેલું છે; એટલે અત્રે માત્ર એટલુંજ જણાવવાનું કે, આમાં સંગ્રહાયલા લેખો વધુ ઉપયોગી થાય, એ માટે તેની પસંદગીમાં બનતી કાળજી રખાઈ છે.

આ સંસ્થા તરફનાં આવાં તેમજ બીજાં પુસ્તકોમાંના દરેકે-દરેક વિચાર સાથે આ સેવક સંમત છે; અથવા અસંમત છે એમ સમજવાનું નથી; તેમ તે વિષે લખાપટ્ટી કે વાદવિવાદ કરવાની આવશ્યકતા નથી. આ સેવકે મુખ્યત્વે એવું ધોરણ રાખેલું છે કે, પોતાની અલ્પ મતિ પ્રમાણે એકંદરે જે હિતાવહ જણાય તે પ્રસિદ્ધ કરવું. કોઇ બાબત કોઇને વધારે ગમવી, ઓછી ગમવી અથવા ન ગમવી; તે વાચકબંધુઓની સ્થિતિ, પ્રકૃતિ અને સમજશક્તિ ઉપર આધાર રાખે છે.

અગાઉ પ્રસિદ્ધ થયેલા આઠ ભાગોની પેઠે આ પુસ્તકમાં પણ પ્રત્યેક લેખ સાથે તેના લેખકનું નામ તથા જેમાંથી તે લેખ લેવાયો હોય તે સામયિકનું નામ પણ બનતાં સુધી અપાયું છે. અત્રે તે તે

સર્વ લેખક, સંપાદક અને પ્રકાશક સજ્જનોનો આભાર માનવામાં આવે છે. આમાં અપાયલા લેખોમાં જે કાંઇ ઉપકારકતા હોય તેના યશના અધિકારી તો તે તે લેખકો, સંપાદકો અને પ્રકાશકોજ છે.

આમાંની કોઇ બાબત માટે કોઇને કાંઇ લખવા–પૂછવા જેવું જણાય, તો તે માટે અત્રે નહિ પૂછતાં તેના લેખકનેજ પૂછી લેવું અને લેખકના ઠામ–ઠેકાણા માટે પણ તે લેખ જે સામયિકમાં છપાયો હોય ત્યાં પુછાવી લેવું.

છાપવાના કાગળોની નવી ગોઠવણમાં અગાઉ કરતાં રૂપિયે છ આના જેટલો વધારે ભાવ નક્કી થયો છે. આથી હાલ અપાતાં વધુમાં વધુ ૨૩૦૦ પૃષ્ઠને બદલે નવા સંવત ૧૯૯૭ના વર્ષથી ૧૯૦૦ થી ૨૧૦૦ પૃષ્ઠનું વાચન આપવાનું રાખ્યું છે.

"વિવિધ ગ્રંથમાળા"નું હવેનું પુસ્તક વી. પી. થી મોકલાશે. એ સંબંધી જરૂરી સૂચના આ પછીના પૃષ્ઠમાં છપાઇ છે, તે તરફ ગ્રાહકબંધુઓનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

શુદ્ધિપત્ર પાન ૨૩ ઉપર છપાયું છે; તે પ્રમાણે ગ્રંથ સુધારીને વાંચવો ઘટે.

સર્વેશ્વરના સ્મરણપૂર્વક, **हरिः ॐ तत्सत्** ॥

આસો વદિ ૫ }<br>
સંવત ૧૯૯૬ }

અવગુણસાગર<br>
—ભિક્ષુ અખંડાનંદ

# “विविध ग्रंथमाळा”ना ग्राहको प्रत्ये

## હવેનું પુસ્તક વી. પી. થી મોકલાશે.

૧–“વિવિધ ગ્રંથમાળા”નું સંવત ૧૯૯૬નું છેલ્લું પુસ્તક બાકી રહ્યું તે સંવત ૧૯૯૭ ના માગશર સુદિમાં વી. પી. થી મોકલાઇને તે વર્ષનું મૂલ્ય મંગાવી લેવાશે. જેમને નીચલામાંનું કે એવું કાંઇ લખવું હોય તેઓને આવતા આસો વદી ૦)) સુધીમાં લખી મોકલવાં વિનતિ છે.

**(क) જેમને નવા વર્ષમાં નવા ગ્રાહક થવું હોય;**
**(ख) જેમને ગ્રાહકમાંથી નીકળી જવું હોય;**
**(ग) જેમને પોતાના સરનામામાં ફેરફાર કરાવવો હોય;**
**(घ) પુસ્તક રજિસ્ટરથી મેળવવા માટે બાર આના વધુ ભરવા હોય;**

૨–આમ પ્રથમથી સૂચના અપાયા છતાં એ વિષે જે સવેળા નહિ લખે અને વી. પી. પાછું વાળશે, તે એ છેલ્લું પુસ્તક ગુમાવશે.

૩–જે ગ્રાહકો ઉપલું વાર્ષિક મૂલ્ય સંવત ૧૯૯૬ ના કારતક સુદિ ૧૫ સુધીમાં પોતાના રજિસ્ટર નંબર સાથે મનિઑર્ડરથી અથવા બીજી રીતે અમદાવાદ કે મુંબઈના કાર્યાલયમાં ભરીને પાવતી મેળવશે, તેમને એ છેલ્લું પુસ્તક વી. પી. થી નહિ પણ સાદી રીતે મોકલાશે. વળી જેમણે નવા વર્ષથી ગ્રાહકમાં રહેવાની ના લખી હશે, તેમજ જે લાયબ્રેરીઓ વગેરે વડોદરાના “પુસ્તકાલય સહાયક સહકારી મંડળ” દ્વારા પૈસા ભરે છે તેમને તથા જ્યાં જ્યાં વી. પી. જઇ શકતાં નથી, ત્યાં ત્યાં પણ ઉપલું પુસ્તક વી. પી. થી નહિ પણ સાદી રીતે મોકલાશે અને લવાજમ મળ્યેથી નવા વર્ષનાં પુસ્તક મોકલવાં જારી થશે.

૪–આફ્રિકા તેમજ બીજા પરદેશના ગ્રાહકોને દરેક પુસ્તક ત્રણ આનાના વધુ ખર્ચે રજિસ્ટર કરાવીને મોકલાતાં હોવાથી તથા ત્યાં માટેનું ટપાલ ખર્ચ પણ વધારે આવતું હોવાથી તે સજ્જનોએ પાકાં પૂઠાં સાથેના વાર્ષિક રૂ. ૮) અથવા ( અહીં શિલિંગ દીઠ દશથી સાડા દશ આના મળતા હોવાથી ) શિલિંગ ૧૨ મોકલવા.

# युनिवर्सिटीनो केर

(રાગઃ—કોઇના લાડકવાયાનો)

અશ્રુ ટપકતી સો સો આંખો યુનિવર્સિટીથી આવે,
સહુ સુહૃદો ને સહુ સ્નેહીઓ શોક એના સમાવે;
ફેઈલર્સ રડતાં રડતાં રે,
પરીક્ષક પર ગાળો વરસાવે.

કોની વનિતા, કોની માતા, ભગિની ટોળે વળતી,
અશ્રુભીના પતિ–સુત–વીરની ખુરશીઓ પર લળતી;
મુખથી હશે કરી કરતી,
માથે કર મીઠો ધરતી.

થોકે થોકે પાડોશી ઉમટતા ભગ્નાશોને બિછાને,
દિલાસાના શબ્દ બોલતાં પ્રત્યેકની પિછાને;
નિજ નામોશીને નામે,
હતાશ દુઃખ અતિશે પામે.

પ્રત્યેકને ઘેર ભાંડુ જનોનો મળિયો જ્યાં દુઃખમેળો,
નિરાશ ને દુઃખપીડિત દીસતો અબોલ ભાઇ સૂતેલો;
વાંચી વાંચી કંટાળેલો,
નાપાસ થતાં દુભાયેલો.

એને અભિનંદન દેવાને મિત્રો કોઇ ન આવ્યા,
રિસ્ટ વૉચ કે ફાઉન્ટન પેનની ભેટ કો ના લાવ્યા,
કોઇએ કોંગ્રેચ્યુ-લેશનના
શુભ સંદેશા ના કહાવ્યા.

કપોલે એને બચીઓ ભરતી અશ્રુધારાઓ વહેતી,
ઉજાગરે ફૂલેલી આંખો ટપ ટપ કરતી ચૂતી;

દૂષિત કેળવણી પ્રત્યે,
આંખડી ઝેર નીતરતી.
આઘાતે એ નાસીપાસના લોચન લોલ બિડાયાં,
ફેઈલર્સની સ્મૃતિનાં બે આંસુ કપોલ પર ઢેરાયાં;
ઉલ્લાસ દીપક ઓલાયા,
ઓષ્ઠના ગુલાબ કરમાયા.
આશાભગ્ન એ આત્મન પાસે હળવે પગ સંચરજો,
હળવે એના હૈયા ઉપર પ્રિય વચન પાથરજો;
એને પ્રસન્ન સહુ કરજો,
કાનમાં દિલાસો ઉચ્ચરજો.
દડદડતાં આંસુડાંની લૂછજો ધારા ધીરે,
એને ઓષ્ઠ, કપોલે, ભાલે, ધરજો ચુંબન ધીરે;
સહુ માતા ને ભગિની રે,
ગોદ લેજો ધીરે ધીરે.
ભવિષ્યના એ ગ્રૅજ્યુએટની મગરૂબ હશે સહુ સોતા,
એ ગાલોની સુધા પીનારા હોઠ હશે બે રાતા;
રે તમ ચુંબન ચોડાતાં,
પામશે નિરાશ કંઇ શાતા.
એ ગ્રૅજ્યુએટના ફોટાનાં છાનાં પૂજન કરતી,
એની સકસેસ કાજ અહરનિશ પ્રભુને પાયે પડતી;
ઉરની એકાંતે રડતી,
વિજોગણુ હશે દિનો ગણુતી.
કંકાવટીએ કંકુ ઘોળી શુભ તિલક કરતાં,
એને કંઠ વીંટાયાં હોશે કર બે કંકણુવંતાં;
વસમાં વળામણું દેતાં,
બાથ ભીડી બે પળ લેતાં.

('યુવક' માસિકના એક અંકમાંથી)

# स्व० मोतीभाईना जीवननो एक प्रसंग

ઘણાં વર્ષો પહેલાં જ્યારે સ્વર્ગસ્થ મોતીભાઈ પેટલાદમાં હાઇસ્કૂલના મુખ્ય અધિકારી હતા તે વખતની વાત છે. એક મેળાવડા પ્રસંગે આ સેવકને તેમની સાથે બોર્ડિંગના મકાનમાં મોડી રાત્રે સૂવાનો પ્રસંગ મળ્યો હતો. સૂઇ રહ્યા પછી એવું બન્યું કે, એક કુરકુરિયાને એક કૂતરાએ ગળામાંથી પકડ્યું. તેની ચીસો સાંભળીને મોતીભાઈ સાહેબ ઊંઘમાંથી જાગી ઉઠ્યા. ચીસ સંભળાતી હતી એ દિશામાં ગયા અને પેલા કુરકુરિયાને મોતના પંજામાંથી છોડાવ્યું.

"મુસ્લિમ મહાત્માઓ"ના પુસ્તકમાં 'તપસ્વી સુફિયાન સુરી બસરી'ની પ્રાણીદયાનો નીચેનો પ્રસંગ વાંચવામાં આવતાં ઉપરની વાત યાદ આવી હતી.

"સુફિયાન સુરીને પ્રાણીમાત્ર ઉપર અત્યંત દયા હતી. એક વાર રસ્તે થઇ તેઓ જતા હતા, ત્યાં પાંજરામાં પૂરેલા એક પંખીને તેમણે જોયું. એ પંખી પાંજરામાંથી બહાર નીકળવા પાંખો ફફડાવતું હતું અને ચીસો પાડતું હતું. પંખીને જોતાંજ મહર્ષિને દયા ઊપજી. તેના માલિકને બોલાવી તેમણે એ પંખી વેચાતું લીધું અને પછી ત્યાંથીજ ઉડાડી મૂક્યું"

—ભિક્ષુ અખંડાનંદ

---

# महाकाव्यो—रामायण ने महाभारत

ઉચ્ચમાં ઉચ્ચ મીમાંસાને, નીતિને અને સંસ્કારમય જીવનને લોકપ્રિય કરવાં એ મહાકાવ્યોનું કાર્ય હતું.

રામાયણ અને મહાભારત બન્ને મોટા પાયા ઉપર યોજાયલા અને કોઇ મહાન હેતુને સાધવા માટે રચાયલા "ઇતિહાસો" છે. જે મહાકવિઓએ એ ઇતિહાસો આલેખ્યા તથા જેઓએ એ મૂળ રચનામાં પાછળથી ઉમેરા કર્યા, તેમનો હેતુ એક પ્રાચીન વાર્તા રસ પડે એવી રીતે, ઉદાત્ત ભાવે અને સુંદર રીતે કહેવાનો માત્ર

ન હતો. તેમ રસ અને અર્થના ભારથી ભિંજાયલી વિપુલતાવાળી—અર્થથી ભરપૂર—કવિતા રચવી એ પણ તેમનો ઉદ્દેશ ન હતો. જો કે એ બન્ને કાર્યો તેમણે ભારે સફળતાપૂર્વક સાધી બતાવ્યાં છે. તેમણે પોતાની કૃતિઓ નિર્માણ કરી, તે "વિશ્વકર્મા—જીવનના ઘડનાર વિશ્વકર્મા" તરીકેના પોતાના ધર્મના ભાનપૂર્વક કરી છે. "અમે સર્જન કરનાર દ્રષ્ટા છીએ" એવું તેઓ જાણતા હતા. રાષ્ટ્રીય ચિંતન, રાષ્ટ્ર—ધર્મ, નીતિ અને સંસ્કારના અર્થઘન રૂપોના તેઓ સ્રષ્ટા હતા.

રામાયણ અને મહાભારતને સામાન્ય સાહિત્યના—નાના મર્યાદિત હેતુઓ સાધવા માટે લખાયલાં મહાકાવ્યોનાં ( જેવાં કે રઘુવંશ વગેરે ) કલાધોરણો લાગુ કરવાં નિરર્થક છે અને છતાં એ બન્ને મહાકાવ્યોમાં ઝીણી ઝીણી વિગતોમાં તથા સમગ્ર બંધારણમાં મહાન અને જાગૃત કળાનો પ્રયોગ કરવામાં આવ્યો છે. આ કાવ્યોનું સ્થાપત્ય કોઇ વિશાળ રાષ્ટ્રીય મહામંદિર જેવું છે. વાચકને એકથી બીજા ઓરડામાં લઇ જાય છે અને એક ઓરડેથી બીજે ઓરડે જતાં ધીમે ધીમે પોતાના અપરિમેય, સંપૂર્ણ વિચારતત્ત્વને મૂર્તસ્વરૂપ આપતાં જાય છે. અર્થસૂચક જનસમૂહો, મૂર્તિઓ તથા કોરી તૈયાર કરેલા શિલાલેખો પ્રત્યેક ઓરડામાં આપણને જોવા મળે છે. કેવી માનવજાતિ! જાણે સામાન્ય માનવોની વૃદ્ધિ પામેલી પ્રત! જાણે અર્ધ—દેવત્વ સુધી પહોંચી ગયેલી માનવતા! અને છતાં—માનવના હેતુઓ, માનવતાના વિચારો અને તેની લાગણીઓને વાસ્તવિકપણે મૂર્ત કરતી કેવી અદ્ભુત માનવતા! એમાં વાસ્તવિકતાની રેખાઓ આદર્શના રંગોથી રંગાયલી છે! એ મહાકાવ્યોમાં ઐહિક જીવન યથેષ્ટ પ્રમાણમાં રજૂ થાય છે; પરંતુ તેની પાછળ રહેલી દૈવીશક્તિઓની હાજરી અને તેમની સક્રિય અસર આપણને એ ઐહિક જીવનમાં દેખાય છે અને સારી રીતે બેસાડેલા ઉન્નત વિચારમિનાર, મૂર્તસ્વરૂપે પ્રત્યક્ષ વિચરતી જનમાળા અને કાવ્યમય વાર્તા—મિનાર ત્રણે આ મહાકાવ્યોમાં એકત્ર મળે છે. મહાકાવ્યમાં હોવું જોઇએ તે પ્રમાણે અહીં વાર્તાને આગળ ધપાવવામાં કાવ્યનો પ્રધાન રસ જામે છે અને એ હેતુ પણ વિશાળ અને ઝીણી બાબતોમાં સધાયલો છે. વસ્તુ વિશાળ

અને પ્રગલ્ભ, વિગતોમાં પણ ધ્યાન ખેંચે તેવી અને અસરકારક છે. શૈલી અને ગતિ સરળ ને ઓજસભરી—મહાકાવ્યને લાયક છે. વસ્તુ રસિક અને શૈલી આબેહૂબ હોવા ઉપરાંત એ મહાકાવ્યોમાં ઇતિહાસનું તત્ત્વ પણ રહેલું છે. સમસ્ત ભારતપ્રજાના જીવનના-તેની સંસ્કૃતિના કેન્દ્રસ્થ વિચારોના અને આદર્શોના એ ઇતિહાસો છે.

મૌલિક તત્ત્વોમાં રામાયણ, મહાભારતને મળતું આવે છે. રામાયણની યોજનામાં મહાભારત કરતાં સરળતા વિશેષ છે એટલું ખરું. રામાયણના રચનારનું માનસ વધારે સુકુમાર અને આદર્શશીલ લાગે છે. એનો આત્મા કાવ્ય—ભાવોની ઉષ્મા અને રંગોના સૂક્ષ્મ વાતાવરણમાં વધારે રમતો હશે. પાછળથી પ્રક્ષિપ્ત ભાગો ઉમેરાયલા છે; છતાં રામાયણ એક વ્યક્તિનુંજ સર્જન લાગે છે. એના અયોજન-માં રહેલ એકતા મહાભારત કરતાં ઓછી, વ્યાપ્ત અને વધારે વિશદ્ છે. રામાયણ રચનાર માનસમાં મીમાંસા કે તર્કપ્રધાન બુદ્ધિનું નહિ, પરંતુ વધારે વિશુદ્ધ કાવ્યમયતાનું અને કલામયતાનું પ્રાધાન્ય છે; એ માનસકલાકારનું વધારે અને સ્થપતિનું (વિશ્વકર્માનું) ઓછું પાસું બતાવે છે. આખી કથા આરંભથી અંત સુધી એક સૂત્રમાં ગૂંથેલી છે અને વિષયાંતર બિલકુલ નથી. છતાં બન્ને મહાકાવ્યોમાં દર્શનની વિશાળતા સમાન છે! વસ્તુની કલ્પનામાં મહાકાવ્યને લાયક ગરુડ-સમ વેગી ઉડ્ડયન અને ભવ્યતા છે. બીજી બાજુ કાવ્યની રચનામાં સૂક્ષ્મ વર્ણનનું ઐશ્વર્ય અને સમગ્ર કાવ્યમાં ટકી રહેલ વિપુલતા જણાય છે. મહાભારતમાં દેખાતી આયોજન શક્તિ, સમર્થ કાર્ય-સાધક કારીગીરી તથા વિભાગોની વહેંચણીની રીત આર્ય સ્થપતિ-ઓની સ્થાપત્યકલામાં જે રેખાઓની ભવ્યતા અને પ્રાબલ્ય હોય છે તેનું સ્મરણ કરાવે છે. જ્યારે રામાયણમાં રહેલી રંગલીલાનું ઐશ્વર્ય, દિવ્યતા જેવું ઝીણી વિગતોનું કાર્ય આર્યાવર્તની ચિત્ર-કલાના આત્માને અને તેની શૈલીને જાણે સાહિત્યમાં ન સર્જાવતું હોય એમ લાગે છે!

રામાયણમાં આદર્શ માનવતા છે, નૈતિક ધર્મની અને સદા-ચારની દિવ્ય સુંદરતા છે. એમાં ધર્મના ઉપર રચાયલી સંસ્કૃતિનું

આપણને દર્શન થાય છે. એમાં નૈતિક આદર્શશીલતાનો ખૂબ ઉન્નતગામી ભાવાવેશ એવી તો ખૂબીથી રજૂ કરવામાં આવ્યો છે કે, તે માનવની રસવૃત્તિને આકર્ષે છે–અતિ સબળપણે આકર્ષે છે. બીજી બાજુએ અવ્યવસ્થાની–અસંસ્કૃત અને લગભગ આકારહીન અહંતાની, માનવથી અતિ બળવાન શક્તિઓ, પોતાનું ધાર્યું કરવા માગે છે, અને ક્રૂરતામાં રાચે છે.

માનવપ્રકૃતિ આ બે શકિતઓને જીવંત કરીને તેમની પરસ્પર અથડામણ રામાયણમાં રજૂ કરે છે. અંતે દિવ્ય માનવતા રાક્ષસના ઉપર વિજયી થાય છે.

---

# ડાકિની ચા દેવી

( લેખકઃ–શ્રી. હિંમતલાલ રામશંકર અધ્વર્યુ )

પ્રિય વાચકો ! તમારામાં ઘણાને દિવસમાં એક બે કે ત્રણ ચાર વાર ચા દેવીનું ભાવભર્યું પૂજન કરવાની ટેવ કે કુટેવ હશે. તે શી વસ્તુ છે તેનો અને કુદરતે બક્ષેલી આપણી આ પંચભૂતની કાયાને આપણા સ્વહસ્તેજ શું લાભ કે નુકસાન કરીએ છીએ તે બાબતનો આજે આપણે વિચાર કરીશું.

સો સવાસો વરસ પહેલાં હિંદમાં ચાનું નામનિશાન ન હતું, તે વખતે આપણા વડવાઓ ચાને બદલે તાજી છાશ પીતા. ચાનું વાવેતર ચીનમાં થતું. ત્યાંના માણસો ચા પીતા ને તેનો ચેપ હિંદને લાગ્યો. અત્યારે હિંદમાં આસામ, નિલગિરિ, બંગાળા અને સિલોનમાં ચાનું વાવેતર પુષ્કળ થાય છે. ચાનો પાક પહાડી અને ઢાળવાળી જમીનમાં જ્યાં વરસાદ થાય છે ત્યાં વધારે પ્રમાણમાં થાય છે. આસામમાં લગભગ ૭૦૦ બગીચા, બંગાળામાં ૩૦૦ ને સિલોન, દાર્જિલીંગ ને કાંગરા ખાતે પણ ચાના વત્તાઓછા પ્રમાણમાં બગીચાઓ છે અને લગભગ તે બધાજ બગીચા અંગ્રેજોના તાબામાં છે. ચા ઉગાડવા, ઊછેરવા ને તૈયાર કરવાનું કામ હીંદી મજૂરોને માથે છે. તે મજૂરોને ઘણેજ

ઓછો પગાર આપી ઘણુંજ સખત કામ લેવામાં આવે છે. જ્યારે ઠરાવેલું કામ પૂરું થતું નથી, ત્યારે મજૂરોને સોટી વતી નિર્દયપણે ચામડી લોહીથી રંગાઇ જાય ત્યાંસુધી માર મારવામાં આવે છે. આ સિવાય હિંદનું સ્રીધન ને આબરૂનું પણ છચોક લીલામ થાય છે. બિચારાં મજૂરો શું કરે? રાજીખુશી ન હોય તો ફરજ પાડવામાં આવે છે. ચાના બગીચાઓમાં મજૂરોને પાંચ વરસની ગેરંટીથીજ મોકલવામાં આવે છે. કદાચ તેઓ ત્યાંથી નાસી છૂટે તો તેમના પાસ-પોર્ટ વખતે લેવરાવેલ ફોટાના આધારે પકડી લાવી સખત મજૂરી આપવામાં આવે છે ને પ્રથમ કરતાં વધારે જુલમ ગુજારવામાં આવે છે. જે ચાને માટે હીંદી મજૂરોનાં ચામડાં સોટી વડે મારેલા મારથી નીકળેલા લોહી વડે રંગાય છે, જે ચાને માટે નિરાશ્રિત એવી ગરીબ બહેનોના પ્રાણથી પણ વહાલા શિયળની આહુતિ આપવી પડે છે, તેને આપણે મોટાઇના ડોળ વડે મરજીમાં આવે તેટલી વખત પેટમાં રેડતાં શરમાતા નથી!

ચા બનાવવાની બધાની એકસરખી રીત નથી. ભલે ગમે તે રીતે બનાવતા હોય, પરંતુ તે નુકસાન કરનારી વસ્તુ તો છેજ. ભલે ને પછી તે દૂધ, પાણી, ખાંડ ને ચા બધું સાથે નાખી ઉકાળી ઉતારે કે પછી જુદું જુદું ઉકાળી પીએ, તેના ઉપર કાંઇ ખાસ આધાર રહેતો નથી.

એ સત્યાનાશ વાળનારી ચામાં "ટેનિક એસિડ" અને "થીના" હોય છે. તે જઠરનું શ્લેષ્મપડ સુજાવી દવાનું કામ કરે છે, તેથી મોળ છૂટે છે ને ખાવું ભાવતું નથી, છતાં જો પેટમાં ભરવામાં આવે તો જઠરાગ્નિ મંદ પડી રોગના ઉપદ્રવો થાય છે. ચા પીવાથી "યુરિક એસિડનું" પ્રમાણ વધી જઇ આંતરડાં તથા જઠરને મંદ પાડે છે. જ્યારે જઠરાગ્નિ મંદ પડે ત્યારે ખવાય નહિ, દસ્ત સાફ આવે નહિ ને તેથી પિત્તપ્રકોપ થઇ માથાનું દરદ થાય છે. કેટલાક કહે છે કે, ચા પીધા સિવાય ઝાડો ઊતરતો નથી. હા! તે બરાબર છે; પરંતુ ચાને બદલે સવારમાં ઊઠીને પાશેરથી અર્ધોશેર પાણી પીઓ ને પછી જુઓ કે ઝાડો ઊતરે છે કે નહિ. મનનુંજ કારણ છે. ફક્ત ગરમ પાણી

કે ચા પીવાથી આંતરડાં ઢીલાં પડે છે ને ચા કે પાણીના વજનથી દસ્તને ધક્કો લાગે છે તેથી દસ્ત ઉતરે છે. સિવાય કાંઇ ગુણ નથી. હવે ચાને બદલે સવારમાં ઊઠતાંજ પાશેર કે અર્ધોશેર ઠંડું પાણી કે મીઠું નાખી છાશ પીવામાં આવે તોપણ દસ્ત સાફ આવશે ને જે ચા શરીરની ખરાબી કરે છે તે અટકશે.

ગરમ પાણી હોજરીને મંદ કરી નાખે છે. ચા દેવીના શોખથી આર્થિક ને શારીરિક બન્નેની બરબાદીને આપણે આપણા શોખની ખાતર સ્વહસ્તેજ નોતરીએ છીએ, તેનું આપણને જરા પણ ભાન હોતું નથી. એક વિદ્વાને કહ્યું છે કેઃ—

"ડાહ્યા, મૂર્ખ, જુવાન, વૃદ્ધ, બ્રાહ્મણ, અંત્યજો, શહેરીઓ, ગ્રામ્યજનો, ધનીકો ને ગરીબો! તમારાથી નિયમિતપણે સવારસાંજ આદર પામતી આ ચા દેવી પ્રાણ અને દ્રવ્ય બન્નેની હાનિ કરે છે, છતાં આપણે દર વર્ષે કરોડો રૂપિયા ચા પાછળ ખર્ચી નાખી આર્થિક સંકડામણ સાથે ગુલામીને વહોરીએ છીએ. ચામાં નાખવામાં આવતી ખાંડ પણ એક ભયંકર વસ્તુ છે. તેને અડકવાથી પણ આપણે કર્મભ્રષ્ટ બનીએ છીએ. આવી ચીજ આપણે પેટમાં હોમીએ છીએ."

'ડિક્ષનેરી ઑફ આર્ટસ' ૬ ઠ્ઠી આવૃત્તિ લંડન પૃ. ૮૨૯ માં લખેલું છે કે, "ગાંગડા બનાવતી વખતે ૫૪ મણ સાથે ૨૭ મણ હાડકાંના કોલસાનો ભૂકો નાખવામાં આવે છે.

'ભારતમિત્ર' તા. ૨૮–૧૦–૧૯૦૫ માં લખે છે કે, "સારી ખાંડ બનાવવા માટે જેમ આ દેશમાં દૂધ વપરાય છે, તેમ ત્યાં જનાવરોના લોહીથી ખાંડની અંદરનો મેલ કાપવામાં આવે છે, કારણ કે કસાઇખાનામાં દૂધ કરતાં લોહી સસ્તું મળે છે."

"પરદેશી ખાંડ–સાકર નાના પ્રકારના રોગથી ભરેલા સર્વ પ્રકારનાં જીવોનાં હાડકાં, બળદ અને સૂવરનાં લોહી તથા મનુષ્યના મૂત્રથી સાફ થાય છે." "જ્ઞાનસાગર સમાચાર" તા. ૧૫–૧૨–૧૯૦૫

આવા ડઝનબંધ દાખલાઓ બહાર પડ્યા છે, તેથી પુરવાર થાય છે કે, પરદેશી ખાંડ–સાકર પણ રોગનું ઘરજ છે. આવી દુષ્ટ ખાંડથી આંખને ગમે તેવું સફેદ ભોજન બનાવવા આપણે વાપરી

ગોળ તથા દેશી ખાંડને તિલાંજલિ આપી નાના પ્રકારના અસંખ્ય રોગોને આપણાં બારણાં ઠોકતા બોલાવીએ છીએ.

જેમ જેમ ચાના ડોઝ ને પૈસા ખર્ચી પીવાની પરબોનો વધારો થતો જાય છે, તેમ તેમ નવીન નવીન રોગો પણ ઉત્પન્ન થતા જાય છે ને તે રોગોને રોકવા તથા પોતાના પેટનું ભરણપોષણ કરનાર વૈદ્યો ને ડૉક્ટરોની સંખ્યામાં પણ વધારો થતો જાય છે. શહેરમાં નીકળીશું તો પૈસા ખર્ચી ચાનાં ચપણિયાં ચાટવાની પરબો, દવાના ડોઝો ને પડીકાં આપનારા વૈદ્યો ડૉક્ટરોજ નજરે ચડે છે. જ્યાંસુધી હોટલો વધતી જાય છે ત્યાંસુધી રોગો પણ વધવાના છે અને તે રોગોને મટાડનાર વૈદ્યો ને ડૉક્ટરોની પણ જરૂર છે.

ચા એ ઠંડા પ્રદેશનું તાજગી આપનાર પીણું છે. ત્યાં પણ નુકસાન તો કરે છેજ. ઠંડીમાં ક્ષણિક તાજગી આપવા સિવાય તેનામાં એક પણ ગુણ હોય તેમ મારું માનવું નથી. મારી દૃષ્ટિએ તો એ દુર્ગુણનો ખજાનોજ લાગે છે.

બાદી થઇ હોય, શરદી થઇ હોય, માથું દુખતું હોય તો આપણા વડવાઓ કે જેમણે ચા દેવીનાં દર્શન કર્યાં નથી; તેઓ તજ, લવિંગ, સૂંઠ, મરી, તુલસી નાખી ઉકાળો બનાવી પીતા; તેથી તેમના શરીરના દરેક દોષો નાશ પામતા અને શરીર સારું થતું. અત્યારે આપણે બાળકોને ગળથુથીમાંજ (નાનપણમાં) ચા આપીએ છીએ તે ખરેખર ઝેરજ આપીએ છીએ. તેનાથી શરીરની નસેનસ કમજોર બની જાય છે ને બાળકો લોહી વિનાનાં, રસકસ વિનાનાં હાડકાંના માળાજ બને છે, તેમનામાં નથી હોતી તાકાત કે નથી હોતી સ્ફૂર્તિ. આપણે સરખામણી કરીએ કે, એક ચા પીનાર માતાને બાળક હોય ને એક ચા નહિ પીનાર માતાને બાળક હોય તેમાં કઇ માતાનું બાળક ભરાવદાર ને તાકાતવાળું હશે? સ્વાભાવિકજ છે કે જે માતાને ચાનું વ્યસન નહિ હોય તે માતાનું બાળક હૃષ્ટપુષ્ટ તાકાતવાળું હશે.

આપણા વડવાઓ બાળકને પ્રથમ ગાય, ભેંસ કે બકરીનું દૂધ પીતાં અથવા તો ગરીબ માણસો તાજી છાશ પીતાં શીખવતા, ત્યારે જે બાળકો મોટાં થતાં તેની ઉંમર સો વરસની ગણાતી ને

અત્યારે ચા પીતાં શીખવીએ છીએ તેની ઉંમર કેટલી ગણાય છે? તે આપણે સર્વે જાણીએ છીએ; છતાં આપણે આપણાં વહાલાં બાળકોનાં માબાપ બની, ચા કોફી પાઈ એક દુશ્મનની ગરજ સારીએ છીએ.

હોટેલોમાં જોઇશું તો કેટલી ગંદકી હોય છે? જ્યાંત્યાં જેમનો તેમ કચરો પડ્યો હોય છે. ચાના પ્યાલા જેણે ને તેણે ગમે તે રોગિષ્ટ માણસે મોઢે માંડ્યા હોય છે, તેને શું બરાબર સાફ કરવામાં આવે છે? હાલમાં તો કાચના રકાબી–પ્યાલા થવાથી જરા પાણીમાં બોળવાથી સાફ, પિત્તળ કે અન્ય ધાતુના હોય તો કાટ ચડે ને ગંદા લાગે, તે પણ હવે રહ્યું નથી. એટલે ખાસ સાફ કરવાની જરૂરત રહેતી નથી ને તેથી ચાના પ્યાલામાં જે ચેપી રોગવાળાએ રોગનાં જંતુઓ મૂક્યાં હોય છે, તે રકાબી–પ્યાલો બીજાની પાસે જતાં તેને પણ લાગુ પડે છે. આ રીને ચાના શોખીનો રોગને સ્વહસ્તેજ આમંત્રણ આપે છે. આ રીતે જો દુર્ગુણોનાં વર્ણન કરવા બેસીએ તો પુસ્તકનાં પુસ્તકો ભરાય; પરંતુ અહીં તો થોડાજ દુર્ગુણો આપવામાં આવ્યા છે.

ચાને બદલે જો છાશનો ઉપયોગ કરવામાં આવે તો છાશમાં સદ્ગુણો વધારે છે. પીનારાઓને મળાવરોધ તો કોઈ દિવસ થતોજ નથી, એટલે શરીરમાં રહેલા લોહી, માંસ, મેદ, મજ્જા, વીર્ય આદિમાં કોઇ પણ વ્યાધિનો ઉપદ્રવ થતો નથી. જુદાં જુદાં અનુપાનો સાથે છાશ લેવાથી શરદી, શૂળ, ચૂંક, ખાંસી, છાતીનો કફ, અજીર્ણ, ગરમીનો તાવ, મગજની ગરમી, મગજનું ખાલીપણું, નેત્રની ઝાંખ, સાદનું બેસી જવું, લોહીના ઝાડા, દૂઝતા અર્શ, કમરનો દુખાવો, વા, છાતીમાંથી લોહીનું પડવું, કૃમિ, પ્રમેહ વગેરે દરદોમાં છાશ સારો ફાયદો આપે છે. શરીરસ્વાસ્થ્ય જે ચાકોફી કે કોકો પીનારા નહિ મેળવતા હોય, તેથી ઘણુંજ વધારે સ્વાસ્થ્ય છાશ પીનારા મેળવે છે. માટે પ્રિય વાચકો! ડાકિની ચાકોફીને છોડીને છાશનો પ્રયોગ કરશો તો ખોટા ખર્ચામાંથી બચી જઇ શરીરસંપત્તિ સારી મેળવી શકશો.

('વૈદ્યકલ્પતરુ'ના એક અંકમાંથી)

# તુલસી

(૧) તુલસી વિષે આપણે ઘણા ગુણગાન વાંચ્યાં છે, સાંભળ્યાં છે અને અનુભવ્યાં છે. તેને બહુજ પવિત્ર છોડ તરીકે આપણે આદર આપી, દરેક ઘરમાં વસાવવી એવી શાસ્ત્રની આજ્ઞા છે. વળી દરેક ઘરની ગૃહલક્ષ્મીએ સવારમાં સ્નાનાદિક કાર્ય કર્યા પછી તુળસીનું પૂજન કરવું અને તેની આસપાસ પ્રદક્ષિણા કરવી, તે ધાર્મિક કાર્ય તરીકે આપણાં જીવનમાં વણી દેવામાં આવેલ છે, જેથી ધાર્મિકતાને લઇને ધર્મચુસ્ત હિંદુઓ જાણ્યે-અજાણ્યે પણ તેના સુંદર વાતાવરણનો અનેરો લાભ ઉઠાવી શકે. કેટલાક મનુષ્યો રસ્તાની બન્ને બાજુએ તુળસી વાવેલ હોય, તો તે રસ્તા પર ચાલવાથી ગંગા-જમનામાં સ્નાન કર્યાનું પુણ્ય લેખે છે. આ બધું આયુર્વેદની દૃષ્ટિએ જોઇએ. આયુર્વેદ તુળસીને જંતુઘ્ન, જ્વરઘ્ન, કફનો નાશ કરનાર, ભૂખ લગાડનાર, ઉષ્ણ, રુચિકર વગેરે ઉચ્ચ ગુણો ધરાવતી વનસ્પતિ તરીકે વર્ણવે છે; પરંતુ હાલમાં છેલ્લી શોધથી જણાય છે કે, તુળસીની ગંધ એવી ઉગ્ર છે કે, જ્યાં તુળસી હોય ત્યાં સર્પ આવતો નથી, તેથી તુળસીનો છોડ વસાવનાર ઘર આ ભયાનક યમદૂતથી બચી જાય છે. વળી મેલેરિયા ફેલાવનાર મચ્છર પણ તેની પાસે આવતા નથી. આપણે ચા, દૂધ વગેરેમાં તેનો ઘણી વાર ઉપયોગ કરીએ છીએ. તુળસી સાથે મરી ખાવાનો ચાલ જ્વરનાશક તરીકે ઘરગથ્થુ ઉપાય થઇ ગયો છે. શક્તિ આપનાર ગુણ માટે તેની પ્રશંસા કરવાનીજ રહેતી નથી, વગેરે જોતાં આપણે ચોક્કસ આપણા શાસ્ત્રકારોની આજ્ઞાની મહત્તા ગાયા સિવાય નજ રહી શકીએ. હું મારા હિંદુ ભાઇઓને ભલામણ કરું છું કે, આપણા બગીચામાં આપણે નિરુપયોગી વિલાયતી છોડથી શોભા માનીએ છીએ, તે કરતાં તુળસીના છોડ જેવા અત્યુત્તમ છોડનો ઉપયોગ કરવાથી પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે ઘણા ફાયદા મેળવીશું.

('વૈદ્યકલ્પતરુ'ના એક અંકમાંથી)

# अनुक्रमणिका

| ક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | આરતી ... ... ... ... ... ... ... | ૧ |
| ૨ | મ્હારો જીવનપંથ ઉજાળ ... ... ... ... ... | ૨ |
| ૩ | સંત કૈસે હોતે હૈં ?... ... ... ... ... ... | ૩ |
| ૪ | સપ્તપદી ... ... ... ... ... ... ... | ૪ |
| ૫ | સબકા સાહબ એક... ... ... ... ... ... | ૬ |
| ૬ | સ્વસ્તિક ... ... ... ... ... ... ... | ૭ |
| ૭ | એ જો મહાત્મા આવ્યા ! ... ... ... ... | ૧૪ |
| ૮ | સમશેર તારી બોડી પડી રે ! ... ... ... ... | ૧૮ |
| ૯ | સમરાંગણુ ... ... ... ... ... ... ... | ૧૯ |
| ૧૦ | વ્યાયામ મંદિરો ખોલો ! ... ... ... ... ... | ૨૦ |
| ૧૧ | કોની દવા ? ... ... ... ... ... ... | ૨૧ |
| ૧૨ | ભારતનો કંગાળ ખેડૂત ... ... ... ... ... | ૨૧ |
| ૧૩ | કારીગર ... ... ... ... ... ... ... | ૨૨ |
| ૧૪ | મિલમજદૂર ... ... ... ... ... ... ... | ૨૩ |
| ૧૫ | શ્રમજીવી ... ... ... ... ... ... ... | ૨૪ |
| ૧૬ | કંગાલોની કથા ... ... ... ... ... ... | ૨૫ |
| ૧૭ | બેકારી ... ... ... ... ... ... ... | ૨૬ |
| ૧૮ | મજૂરણુ ... ... ... ... ... ... ... | ૨૮ |
| ૧૯ | બીખો—શ્રમજીવી ... ... ... ... ... ... | ૩૦ |
| ૨૦ | ધિક્કાર ધનભંડારને ! ... ... ... ... ... | ૩૧ |
| ૨૧ | બે વાડા ... ... ... ... ... ... ... | ૩૨ |
| ૨૨ | કહાવે ભક્ત ભારતનો ! ... ... ... ... | ૩૪ |
| ૨૩ | એ તે ક્યાંનો ન્યાય ? ... ... ... ... ... | ૩૫ |
| ૨૪ | શહેર કેવું ? ... ... ... ... ... ... ... | ૩૫ |
| ૨૫ | દિવાળી ... ... ... ... ... ... ... | ૩૭ |

# विषयवार अनुक्रमणिका

૧–કાવ્યો

## ૨—ધાર્મિક અને આધ્યાત્મિક

## ૩-સામાજિક

## ૪–વાર્તા, ચરિત્ર, નાટક ઇત્યાદિ

### ૫–શિક્ષણ અને સેવા



### ૬–કૃષિ ( ખેતીવાડી )



### ૭–આરોગ્ય



### ૮–પ્રકીર્ણ

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦ | ૧૯ | મિંદિરો | મંદિરો |
| ૨૭ | ૧૨ | શસ્ત્ર | શસ્ત્ર |
| ૨૯ | ૨૩ | મ્હેં | મ્હેં |
| ૫૮ | છેલ્લી | બનાવી | બજાવી |
| ૮૭ | ૯ | રૈમિતિ | રમૈનિ |
| ૧૪૦ | ૧૮ | બુરાંખ રહ્યા. | બુરખો રહ્યો |
| ૧૪૧ | ૧૯ | આતોથ્ય | આતિથ્ય |
| ૧૪૨ | ૪ | लमेत | लभते |
| ૧૪૨ | ૪ | पुते मोक्ष समनते | पूर्ते मोक्षं समश्नुते |
| ૧૪૨ | ૧૨ | કરવો | કરવો એ પુણ્ય |
| ૧૪૩ | ૯ | ततस्य...शुमदा | तत्रस्य...शुभदा |
| ૧૪૪ | ૬ | दानखंक | दानखंड |
| ૧૫૪ | ૨ | ધુનને | બુનને |
| ૧૮૧ | ૧૯ | પ્રણામ | પ્રમાણ |
| ૧૮૫ | ૨૯ | સાલ | સરલ |
| ૧૮૮ | ૬ | મનરત્વ | મનસ્તત્વ |
| ૧૯૦ | ૨૪ | અનવા | અથવા |
| ૧૯૬ | ૮ | ગીલીટ કોલી | ગીલીટ કરેલી |
| ૧૯૬ | ૧૩ | મિત્રીએ | મંત્રીઓએ |
| ૨૨૯ | ૬ | એકલે | એટલે |
| ૨૩૬ | ૮ | ખરચેને | ખર્ચને |
| ૨૮૮ | ૧૪ | बुभुक्षितो | बुभुक्षितः |
| ૨૯૮ | ૨૧ | નારી શુષ્ક | નરી શુષ્ક |
| ૩૫૬ | ૭ | નિર્વાધ | નિર્બાધ |
| ૩૫૯ | ૧૩ | તે પણ | તોપણ |

| | | | |
|---|---|---|---|
| ૩૬૦ | ૨૧ | તેં | મેં |
| ૩૬૨ | ૨૧ | અયોજન | આયોજન |
| ૩૬૪ | ૧૭ | શાંતિ | શાંત |
| ૩૬૫ | ૨૬ | જાને | ન જાને |
| ૩૬૭ | ૪ | તરતીબ | તરકીબ |
| ૩૭૦ | ૨૩ | અરજૂ | આરજૂ |
| ૩૭૦ | ૨૫ | પગ | પડ |
| ૩૮૩ | ૨૯ | પુષ્ય | પુષ્પ |
| ૩૯૫ | ૧૬ | શાટે | માટે |
| ૪૦૪ | ૨૭ | ઋષિ | ઋદ્ધિ |
| ૪૩૮ | ૧૬ | ઈશ્વરચિત | ઈશ્વરરચિત |
| ૪૪૨ | ૮ | નાનારંગાવાલે | નાના રંગવાલે |
| ૪૪૪ | ૧૪ | ગઇ | ગયે |
| ૪૪૬ | ૧૬ | ને તો | તો |
| ૪૪૭ | ૩ | જેનું | જેનો |
| ૪૪૭ | ૨૦ | ફોગટ | પ્રગટ |
| ૪૪૭ | ૨૪ | નિક્કી | નક્કી |
| ૪૫૧ | ૧૬ | જરાયુઓથી | જરાયુજોથી |
| ૪૫૩ | ૨૪-૨૫ | બનાવવાળો | બનાવવાવાળો |
| ૪૫૮ | ૨૫ | **सर्व भूतेभ्युः** | **सर्व भूतेभ्यः** |
| ૪૫૯ | ૨૮ | પતંડા | પતંગ |
| ૪૬૩ | ૧૬ | ઓ | ૐ |
| ૪૬૪ | ૨૯ | **गीघ** | **गीध** |
| ૪૬૭ | ૭ | **भक्तया** | **भक्त्या** |
| ૪૭૨ | ૧૭ | પ્રભૂતિ | પ્રભૃતિ |
| ૪૮૪ | ૧૭ | સ્વ. | સ્વા૦ |
| ૪૮૬ | ૧૯ | સુલ | સુલભ |
| ૪૯૬ | ૫ | હો | દો |
| ૫૦૨ | ૮ | **मयि** | **मयि** |

| | | | |
|---|---|---|---|
| ૫૦૨ | ૧૧ | મદિંરે | મંદિરે |
| ૫૨૦ | ૪ | કફૂપો | કદ્રૂપો |
| ૫૨૬ | ૩ | જ્ઞાનકા | જ્ઞાન· કા |
| ૫૩૧ | ૫ | આલ્યો | ચાલ્યો |
| ૫૩૧ | ૬ | તૈયારી | તૈયારી કરી |
| ૫૩૯ | ૨૩ | બલિકુલ | બિલકુલ |
| ૫૪૧ | ૧૬ | અતિંમ | અંતિમ |
| ૫૪૩ | ૧૫ | આકાર | આ કર |
| ૫૫૪ | ૭ | સુયોગનો | સુયોગ જો |
| ૫૫૬ | ૧૬ | ફેંસ કર | ફ્ંસ કર |
| ૫૫૬ | ૨૪ | ભવ સમાધિ | ભાવ સમાધિ |
| ૫૫૮ | ૧૪ | જાય | કિયા જાંય |
| ૫૫૮ | ૨૭ | લેગોં | લોગોં |
| ૫૬૦ | ૨૦ | વન દોનાં | દોનોં |
| ૫૬૨ | ૮ | મહામયા | મહામાયા |
| ૫૬૩ | ૨૦ | પત્ર | પાત્ર |
| ૫૬૭ | ૨ | મોં | મેં |
| ૫૬૭ | ૧૪ | તારી | તારે |
| ૫૬૭ | ૨૨ | બીજા | બીજી |
| ૫૮૦ | ૯ | ભગોનો | ભાગોનો |
| ૫૮૯ | ૨ | એને | એણે |
| ૬૦૩ | ૧૪ | ઓટલુ• | એટલું |
| ૬૧૫ | ૨ | મંજુલા | મંજુલાએ |
| ૬૨૬ | ૧૮ | આરકર ચાયલ | આરકર વાઇલ |
| ૬૪૮ | ૧૧ | ખચર | ખરચ |
| ૬૬૬ | ૨૯ | વર્યની | વર્પની |
| ૬૭૬ | ૨૮ | સિસરના | મિસરના |
| ૬૭૭ | ૧૩ | રાખવાતી | રાખવાની |

# સારામાઠા પ્રસંગે જ્ઞાનલ્હાણી

પોતેજ પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું, એ તો કોઇક-થીજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના ઉપદેશ અને ચરિત્રને લગતાં ઉમદા પુસ્તકો તો સર્વ કોઇ બીજાઓને આપી શકે તેમ છે.

કોઇ કોઈ ઉદારાત્મા આ રીતે પણ ધનનો કંઈક સદુપયોગ કરે છે; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સૌ કોઇએ સારા પ્રમાણમાં ચાલુ કરીને ઉમદા રૂઢિરૂપે બનાવી દેવો જોઇએ.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી (કે ઘી વગેરેમાં થોડી કસર કરીને પણ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પણ પ્રત્યેક મહેમાન, સગાં, કુટુંબી, મિત્ર, પાડોશી, જ્ઞાતિબંધુ, બ્રાહ્મણ, વિદ્યાર્થી વગેરેને ભેટ અપાય તો તે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં તેમને માટે વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણ નિમિત્તે અમુક તરફથી ભેટ" કે એવું કાંઈ મુખપૃષ્ઠ પર છપાવીને, રબરસ્ટાંપથી છાપીને કે હાથે લખીને આપી શકાય કે જેથી લોકસેવા થવા ઉપરાંત તે પ્રસંગ અને વ્યક્તિના સ્મારકનો હેતુ પણ પાર પડે.

હકીકત આવી હોવાથી આ સંસ્થાનાં અને બીજાં પુસ્તકોમાંથી પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા નાનામોટા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગની સાથે જ્ઞાનચારિત્ર જેવી ઉત્તમ વસ્તુના પ્રચારનું શ્રેય સમજુ મનુષ્યે અવશ્ય મેળવવું જોઇએ.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇએક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને વહેંચી-વહેંચાવી શકે અને મધ્યમ કે ઓછો ખર્ચ કરવાનો હોય, તો કોઇએક ઉત્તમ પુસ્તકની યથાશકય પ્રતોની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ મળી શકે અથવા તો બીજી કોઈ સારી હજાર-પાંચસો પુસ્તિકાઓની લહાણી વહેંચી શકાય; છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલા વડે પણ ધર્મગ્રંથોમાંની અસર-કારક શિખામણો સુખેથી વહેંચી શકાય.




## ૧–આરતી

જય જગદીશ હરે, પ્રભુ! જય જગદીશ હરે;
માયાતીત, મહેશ્વર, મન–વચ–બુદ્ધિ પરે. ટેક.
આદિ, અનાદિ, અગોચર, અવિચલ, અવિનાશિ;
અતુલ, અનંત, અનામય, અમિત શક્તિરાશિ. (૧)
અમલ, અકલ, અજ, અક્ષય, અવ્યય, અવિકારી;
સત, ચિત, સુખમય. સુંદર, શિવ, સત્તાધારી. (૨)
વિધિ, હરિ, શંકર, ગણપતિ, સૂર્ય, શક્તિરૂપા;
વિશ્વ ચસચર તુમ હી, તુમ્હીં વિશ્વરૂપા. (૩)
માતા–પિતા—પિતામહ—સ્વામિ—સુહૃદ–ભર્તા;
વિશ્વોત્પાદક, પાલક, રક્ષક સંહર્તા. (૪)
સાક્ષી શરણ સખા પ્રિય પ્રિયતમ પૂર્ણ પ્રભો;
કેવલ, કાલ, કલાનિધિ, કાલાતીત, વિભો. (૫)

રામ-કૃષ્ણ કરુણામય પ્રેમામૃતસાગર;
મન-મોહન, મુરલીધર, નિત-નવ નટ-નાગર. (૬)
સબ-વિધિ-હીન મલિનમતિ, હમ અતિ પાતકિજન;
પ્રભુ-પદ-વિમુખ અભાગી કલિ-કલુષિત તન-મન. (૭)
આશ્રય-દાન-દયાર્ણવ ! હમ સબકો દીજે;
પાપ તાપ હર હરિ ! સબ, નિજ-જન કર લીજે. (૮)
('કલ્યાણ' માસિકના એક અંકમાંથી)

## ૨—म्हारो जीवनपंथ उजाळ

પ્રેમળ જ્યોતિ ત્હારો દાખવી,
મ્હારો જીવનપંથ ઉજાળ. પ્રેમળ૦
દૂર પડ્યો નિજ ધામથી હું, ને ઘેરે ઘન અંધાર,
માર્ગ સૂઝે નવ ઘોર રજનીમાં, નિજ શિશુને સંભાળ;
મ્હારો જીવનપંથ ઉજાળ. પ્રેમળ૦ ૧
ડગમગતો પગ રાખ્ય તું સ્થિર મુજ, દૂર નજર છો ન જાય,
દૂર માર્ગ જોવા લોભ લગીર ન, એક ડગલું બસ થાય;
મ્હારે એક ડગલું બસ થાય. પ્રેમળ૦ ૨
આજ લગી રહ્યો ગર્વમાં હું, ને માગી મદદ ન લગાર,
આપબળે માર્ગ જોઇને ચાલવા, હામ ધરી મૂઢ બાળ;
હવે માગું તુજ આધાર. પ્રેમળ૦ ૩
ભભક ભર્યા તેજથી હું લોભાયો, ને ભય છતાં ધર્યો ગર્વ,
વીત્યાં વર્ષોને લોપ્યાં સ્મરણથી, સ્ખલન થયાં જે સર્વ;
મ્હારે આજથકી નવું પર્વ. પ્રેમળ૦ ૪
ત્હારા પ્રભાવે નિભાવ્યો મ્હને પ્રભુ ! આજ લગી પ્રેમભેર,
નિશ્ચે મ્હને તે સ્થિર પગલેથી, ચલવી પ્હોંચાડશે ઘેર.
દાખવી પ્રેમળ જ્યોતની સેર. પ્રેમળ૦ ૫

કર્દમભૂમિ કળણુ ભરેલી, ને ગિરિવરકેરી કરાડ,
ધસમસતા જળકેરા પ્રવાહો, સર્વ વટાવી કૃપાળ;
મુને પ્હોચાડજે નિજ દ્વાર. પ્રેમળ૦ ૬
રજનિ જશે, ને પ્રભાત ઊજળશે, ને સ્મિત કરશે પ્રેમાળ,
દિવ્યગણોનાં વદન મનોહર, મ્હારે હૃદય વસ્યાં ચિરકાળ;
જે મ્હેં ખોયાં હતાં ક્ષણવાર. પ્રેમળ૦ ૭

(મહાત્મા ગાંધીના આશ્રમમાં ગવાતું એક ભજન)

## ३–संत कैसे होते हैं?

સંત ભગવાન્‌કે સેવક હૈં, સંત સચ્ચે ભક્ત હૈં;
સંત ભગવાન્‌કે દૂત હૈં, સંત સચ્ચે યોગી હૈં.
સંત ભગવાન્‌કે પુત્ર હૈં, સંત સચ્ચે જ્ઞાની હૈં;
સંત ભગવાન્‌કે સ્વરૂપ હૈં, સંત સચ્ચે કર્મી હૈં.
સંત ઔર ભગવાન્ એક હૈં, સંત સબસે ન્યારે હૈં;
સંત સદા પ્રસન્ન રહતે હૈં, સંત જાગના જાનતે હૈં.
સંત સદા શાન્ત રહતે હૈં, સંત હઁસના જાનતે હૈં;
સંત સદા નમ્ર રહતે હૈં, સંત ખેલના જાનતે હૈં.
સંત સદા નિર્ભય રહતે હૈં, સંત મિલના જાનતે હૈં;
સંત સદા જિતેંદ્રિય રહતે હૈં, સંત જીના જાનતે હૈં.
સંત કરતે હૈં, કહતે નહીં, સંત મિલાના ચાહતે હૈં;
સંત પૂજતે હૈં, પુજવાતે નહીં, સંત જિલાના ચાહતે હૈં.
સંત સમ્માન કરતે હૈં, કરાતે નહીં, સંત છુડાના ચાહતે હૈં;
સંત સેવા કરતે હૈં, કરાતે નહીં, સંત જુડાના ચાહતે હૈં.
સંત લુટાતે હૈં, લૂટતે નહીં, સંત દિખાના ચાહતે હૈં;
સંત સોના જાનતે હૈં, સંત ધન નહીં ચાહતે.

સંત રોના જાનતે હૈં, સંત ભોગ નહીં ચાહતે;
સંત મિટાના જાનતે હૈં, સંત માન નહીં ચાહતે.
સંત બિછુડના જાનતે હૈં, સંત સ્વર્ગ નહીં ચાહતે;
સંત મરના જાનતે હૈં, સંત મોક્ષ નહીં ચાહતે.
('કલ્યાણ' માસિકના એક અંકમાંથી)

## ૪–સપ્તપદી

(લેખકઃ–શ્રી. લાલજી વિશ્વેશ્વર જાનિ)

**પુરુષવચન આપે છેઃ–**

("સુરતાની વાડીના મીઠા મોરલા" એ રાગ)

શ્રી પ્રભુ આપો અમને નિત્યે સન્મતિ,
લગ્ન ગ્રંથીનો સાક્ષી શ્રી જગદીશ જો;
પ્રથમ પ્રતિજ્ઞા મારી, હે સહગામિની,
અન્ન વસ્ત્રના ભર્યા રહો ભંડાર જો.
શ્રી વિષ્ણુ આપો તુજને શારીર સંપતિ,
રોગ રહિત કાયા ને નિર્મળ મન જો;
દ્વિતીયપદે આ વચન મહારું કામિની,
ભામિની રાખે પૂર્ણ ભરોંસો ચિત્ત જો.
શક્તિ કમાવા આપો મુજને શ્રીહરી,
પૂરણ કરશું ધન ધાન્યે તવ કોડ જો;
તૃતીયપદે આ વચન મહારું પાળવા,
શ્રી વિષ્ણુ આપો ધન સંપતી પૂર્ણ જો.
સ્નેહ પાત્ર તું એકજ હો પ્રણયેશ્વરી,
શ્રી વિષ્ણુ આપો તુજને સંતતિ સૌખ્ય જો;
ચોથે પગલે વચન મહારું હે પ્રિયે,
એક પત્નીવ્રત પાળીશ હું ધરી પ્રેમ જો.

નવ રસ નિધિ હો નિત્ય ગૃહે હૃદયેશ્વરી,
કામધેનુ સમ ગાય ભેંસ હો દ્વાર જો;
રસ બસ રાખો વિષ્ણુ દૂધ દહીં વડે,
પંચમ પગલે પાળીશ મારું વેણુ જો.
ષડ ઋતુઓ સુખ આપો તુજને હે પ્રિયે,
સાનુકૂળ હો તુજને દેવીદેવ જો;
વરુણ ઇન્દ્ર ને માફક દેવ કૃપા કરો,
છઠ્ઠે પગલે સાચાં હો મુજ વેણુ જો.
મુજને સાનુકૂળ થવું તુજને ઘટે,
ઊંચા કુળનું એકજ આ એંધાણુ જો;
અનુસરજે મમવૃત્તિ પ્રેમેથી પ્રિયે,
સપ્તમ પગલે તો સિદ્ધિ તુજ હાથ જો.

કન્યા પ્રતિજ્ઞા લે છે:—

(રાગ ઉપરનો)

સુખ દુઃખ ભાગીદાર થઈ હું આજથી,
આપ થયા મુજ પ્રાણેશ્વર ભરથાર જો;
જ્યાં વસશો ત્યાં હુંય રહીશ સુખે સહી,
સુખ સઘળું મમ જીવનનું છો આપ જો.
કુટુંબની રક્ષા ને ગુરુ જન સેવના,
ભાવ ધરી હું કરીશ નિશદિન નાથ જો;
સુખદુઃખમાં સંતોષી નિત્ય બની વળી,
સમય પ્રમાણે રહીશ ધરી નરમાશ જો.
આપ ભક્તિ એ ઈશ ભક્તિ મારી થશે,
મંગળ મૂર્તિ સ્વામી ધરીશ હું ધ્યાન જો;
ભજન યજન હું કરીશ તમારા નામનું,
મધુર બોલતી સંતોષીશ તમ ચિત્ત જો.

આપ દુઃખે દુખિયારી સ્વામીનાથ હું,
આપ સુખે હું માનીશ મારું સૌખ્ય જો;
આજ્ઞા આપતણી હું નિત્ય ઉરે ધરી,
મરણ લગી હું પાળીશ તમને નાથ જો.
પવિત્ર આપને ઋતુ સમયે હું સુંદરી,
રમીશ સંગે વિમળ સ્નેહથી કાન્ત જો;
એક પતિવ્રત પાળીશ પ્રાણ જતાં લગી,
પ્રીતિ–સ્થાનક આપજ મારું એક જો.
વિશ્વંભર સાક્ષી છે આપણ બેઉનો,
વિશ્વાસુ દાસીને છે વિશ્વાસ જો;
પ્રીતિ ધરશું એક બીજાની ઉપરે,
તૂટી જે નવ તૂટે કદી કલ્પાંત જો.
હોમ યજ્ઞ આદિમાં હું સહગામીની,
સહાય કરીશ ધરી અંતરમાં અનુરાગ જો;
ધર્મ, અર્થ ને કામ, મોક્ષના માર્ગમાં,
અનુકૂળ કરી હું આપીશ સ્વામી સાથ જો.

( 'વિશ્વજ્યોતિ' ના એક અંકમાંથી )

---

## ५–सबका साहब एक

હિન્દૂ કહેં સો હમ બડે, મુસલમાન કહેં હમ્મ;
એક મૂઁગ દો ફાડ હૈં; કુણ જ્યાદા કુણ કમ્મ.
કુણ જ્યાદા કુણ કમ્મ, કભી કરના નહિ કજિયા;
રામભગત હૈ એક, દૂજા રહિમાન સે રજિયા !
કહે દીનદરવેશ, દોય સરિતા મિલિ સિન્ધૂ;
સબકા સાહબ એક, વહી મુસ્લિમ વહી હિન્દૂ.

( મળેલું )

---

# ૬—સ્વ સ્તિ ક

(૧)

પ્રભો ! મારી જીર્ણ પર્ણકુટીની બહાર બેઠો બેઠો તારી આ-રાધના અર્થે કુમકુમના સાથિયા ચીતરું છું.

સંવતો, સનો ને શકો વહી જશે, અનંતકાળના સમુદ્રો ગાજી ઊઠશે. ટૂંકામાં જીવનમાં બધું સમાઇ જશે ને જીવન જોડે અદૃશ્ય થશે ત્યાંસુધી આશાએ ને વિશ્વાસે મારા હાથ કામ કર્યા કરશે.

મારા સ્વસ્તિકની હારે હારે પિતા ! પધારજે ને નાથ ! સાદા કે નિર્જીવ પણ ભક્તિભીના બળને સન્માનજે.

કારણ કેઃ—

તારા વિહોણો હું જળ વિનાની માછલી સમો છું.

(૨)

દૂર દૂર ક્ષિતિજનીએ પેલી પાર ઊભી થયેલી ભીંતોવાળા, અનંત આભને મસ્તકે ચડી ઊભેલા તારા મહાલયમાં મેં પગલી માંડી. વરસો સુધી આથડ્યો, નયનોનાં નીર ખૂટ્યાં ત્યાંસુધી નિહાળ્યું.

ભાંગ્યાતૂટ્યા લાગતા એક પથ્થર ઉપર અવાચ્ય લિપિના અદૃષ્ટ અક્ષરો કોતરેલા હતા.

ભૂરા આકાશમાં ભમતા પંખીને પૂછ્યુંઃ "આ શું ?"

દેવની ખંજરી શા રણુકારમય સૂરે ગીત ગાતું પંખી ઊડી ગયું. વૃક્ષને પૂછ્યુંઃ "આ શું ?"

કાળના કાતિલ પ્રહારે કંપતું હોય તેમ વૃક્ષ કંપ્યું. મેં કહ્યુંઃ "કશું ન દીઠું."

જિજ્ઞાસુ ને અસંતુષ્ટ એવો હું વળી પાછો અંદર ગયો.

શરીરની શક્તિઓ સિંચી અને ઉરની ભક્તિ રેડી એ અક્ષરો ઉકેલવા પ્રયત્ન કર્યો. મેં વાંચ્યુંઃ—

"પક્ષીને પૂછીશ ના; વૃક્ષને પૂછીશ ના; અનંતનો અણુ અનંતનું ભાન નથી કરાવી શકતો."

મેં કહ્યું: "બધું દીઠું."

(૩)

તારા ઓરડાના ખૂણેખૂણામાં નાથ! મેં તને શોધ્યો. અનંત શૂન્યતામાં હું આથડ્યો. નીરવ ને નિસ્પંદ નિઃસ્તબ્ધતા પડી હતી, કાળું ઘોર અંધારું; તું જડ્યો ના.

દીવો નીચે મૂકી, લમણે હાથ દઇ બેઠો. મારા મોં ઉપર તેજ પાથરી દીપક અટ્ટહાસ્ય કરી રહ્યો હતો. શિખા ઉપર ભેદક ને દાહક હાસ્ય દીઠું.

હું સમજ્યો:—

અંધકારમાં તું નથી, તેજમાં તું નથી; અંધકાર અને તેજ એ તો તારી પાંપણના પલકારા છે.

(૪)

નાથ! ત્યારે શું હું તને ઓળખી શક્યોજ ના?

અજ્ઞાનતાને લીધે–હે સર્વવ્યાપી! તારાં દર્શનની કેટલી અમૂલ્ય પળો મેં ગુમાવી દીધી છે?

વીજળી ચમકી ને મેં કહ્યું: "વાદળ અથડાયાં."

પર્ણો હસ્યાં ને મેં કહ્યું: "પવન આવ્યો."

આજે મારી મૂર્ખતા ઉપર હું હસું છું ને રડું છું. તારાં દર્શનની કેટલી અમૂલખ પળો મેં ગુમાવી?

(૫)

તારા સિવાય અમે–નાથ! ચેતનવિભૂતિહીણા છીએ.

સંસારના પટ ઉપર કંપતી–દોડતી અનેક કાર્યસરિતાઓ, તારા વિના નાથ! નિરંકુશ અને નિરાદર્શ બની છે. અંતર્બિંદુવિહોણા અમે નાથ! વિરાટમંથનમાં પડી અજ્ઞાની બન્યા છીએ, અંધ બન્યા છીએ, ધૈર્ય ખોઈ બેઠા છીએ ને વીરતા ગુમાવી રહ્યા છીએ; માયાની બંસીને સૂરે મર્કટની જેમ નાચીએ છીએ.

તારા સિવાય નાથ! અમે જીવતાં મુડદાં છીએ.

(૬)

આકાશ નવલખ આંખે રુએ છે નાથ! તારા વિના.

(૭)

ગગનગામી કો હિમાચ્છાદિત ગિરિશૃંગે દેવ! તારું મંદિર છે.

સેંકડો પૂજારીઓ તારી દિવ્ય પ્રતિમાની આરતી ઉતારે છે. ઘોર ઘંટારવ દિગન્તમાં વ્યાપી રહે છે. અભકતો એ સાંભળે છે ને કર્ણપ્રિય માધુર્યથી વિવશ થઈ, ઝાકળભર્યા, ગીતભર્યા, નૂતનશ્રીભર્યા, સતપંથે દોડે છે, ચોગમ ગાજતા સૂર વિભ્રમ પેદા કરે છે ને અભક્તો તેને વશ થાય છે.

ઘંટારવ ગાજે છે, પૂજાપુષ્પની સુરભિ આવે છે, દેવત્વની જ્યોતથી ફૂટતાં અજવાળાં દૂર દૂર દેખાય છે.

ભોગી તેથી લોભાય છે, લલચાય છે ને તારા મંદિર પ્રતિ નાથ! ઉતાવળા, હાંફતા, વિહ્વળ બની નાસે છે. તારા મંદિર આગળ આવે છે ને સ્વર, સુરભિ અને તેજ શોધે છે.

તને નથી શોધતા ને તું નથી જડતો: તું નથી જડતો ને કંઇ નથી જડતું.

(૮)

જગતજન સામે લાચારીભર્યાં લોચન પાથરી શા માટે અશ્રુ-મૌક્તિક વેરું?

કોઇ કોઇને કોઈ પ્રકારે, કોઈ કાળે ઓળખી શકતું નથી. અલ્પતામાં અભિમાનની ફૂંક મારી માનવ અલ્પને વિરાટ બનાવે છે. એ વિરાટને છેલ્લે બિંદુએ બેસી એ લોકો મને માપે છે.

પિતા! શા માટે એવાની આગળ હું આંસું ઢોળું ?

દેવાધિદેવ! તારે ચરણે ગોઠવેલું એક આંસુ મને અખંડ સંગીતનો અકથ્ય આનંદ આપશે, વિરાટનાં દર્શનની અગમ્ય મુગ્ધતા પાશે, ઊઘડતા પ્રભાતની ભભકભરી તાજગી આપશે ને અનંત–અખંડ પ્રેરણાનાં દાન કરશે.

શા માટે જગતજન સામે લાચારીભર્યાં લોચન પાથરું ?

(૯)

હે દેવ! ભૂગોળ ને ખગોળમાં એ વિશાળ ઘુંબડાંવાળા તારા વિરાટ વીણામંત્રમાંથી તારી પ્રભુતાના પાવનકારી, મુગ્ધકર ગીતધ્વનિ

ગાજી ઊઠો. પિતા! તારા ઉદાત્ત ગીતધ્વનિને જગતજન હૃદયપાત્ર-માં ઝીલો ને ભ્રમિતાવસ્થાના મહાનલમાં બળતાં પ્રાણીઓ એ અમૃતરસ ઘૂંટડે ને ઘૂંટડે પીઓ!

અંધારું આંખો ભરતું હતું. મેં દીવો લઈ ને તને શોધ્યો. પિતા! તારા અદ્ભુત વીણાયંત્રમાંથી તારા ગહન ગીતના અનાહત સૂર દિગન્તમાં વ્યાપી રહો!

(૧૦)

ઓ નવરંગી પુષ્પની મધુર સુરભિ! ઓ પંખીના મંજુલ ધ્વનિ! ઓ નિર્જન વનની અમાપ ગહનતા! ઓ ગિરિરાજની ભવ્ય ગંભીરતા! ઓ સરિતાની રમ્ય શીતળતા! ઓ સમુદ્રના કાવ્યમય ગર્જન! ઓ પ્રભુ!

(૧૧)

આકાશમાંથી અસત્યતાના સળગતા અંગાર વરસે છે ને વિષમતાના વાયુની પ્રબળ ફૂંકો ફુંકાય છે, ત્યારે દીનાનાથ! તારી આશાએ હું નતમસ્તકે બેઠો છું.

અંગારથી હું દાઝું છું ને ફૂંકોથી હું વધારે સળગું છું; તોપણ નાથ! તું અમૃતસંજીવનની આશાએ હું બેઠો છું.

(૧૨)

જગત ચાલ્યાજ કરે છે.

નવરંગી વસ્ત્રો પહેરી, કો સહેલાણી અપ્સરાસમી ઉષા મલપતે વદને પધારે છે. સૂર્યનારાયણનાં સોનેરી કિરણો ઓઢી ગરવાં પગલાં ભરતાં દિવસ પધારે છે, સંક્રાંતિકાળની ગમગીની મોંએ ચોપડી સંધ્યા આવે છે ને કોઇ વખત રૂપેરી, તો કોઇ વખત કાળી સાડી સજી રજની પધારે છે. જીવો પ્રવૃત્તિ માંડે છે ને સંકેલે છે.

આ વિશાળ કલશોર વચ્ચે શાંત–પ્રશાંત, રૂઢાસની કોઈક દેખાય છે. એ કોઇક તે તું–સર્વવ્યાપી દેવ! તે તું.

(૧૩)

પિતા! તું હાસ્ય છેઃ તું કરુણા છે.

(૧૪)

જ્યારે અનેક આશાઓ એક આશામાં પરિણમે, અનેક લક્ષ્યો કેન્દ્રિત થઇને એકત્વ સાધે, ષડ્‌રિપુઓ પરાજિત થાય; સૂક્ષ્મમાં સર્વ દેખાય ને સર્વમાં તું મૂર્તિમંત થાય, ત્યારે દેવ! વિજયદુંદુભિ બજાવતો તું પધારજે.

મારા નિર્મળ શરીરગૃહમાં ગોઠવેલા હૃદયસિંહાસને તને પધરાવીશ ને જીવનના પૂજનથાળમાંથી વિશુદ્ધ કાર્યોનાં ફૂલડાંથી તારી પૂજા કરી મહત્તાનાં, તારી મહાનુભાવતાનાં ગીતો નિરંતર ગાતો રહીશ—જીવીશ.

(૧૫)

હે રાજરાજેશ્વર! કેટલાંક માનવીઓ લોલુપતાઓ અને બુદ્ધિવાદના સ્મશાનમાં તારી સાધના કરે છે—તારી સન્મુખ બેસી શ્રદ્ધાથી પૂજન નથી કરતાં. ભવાટવિની ભૂલેલી વિભૂતિઓ દેવ! તને તજી તારા પડછાયાને પૂજે છે.

પણ—

હે નિરંજન! બિચારા નથી જાણતા કે, તું દલીલોથી સિદ્ધ થાય અને ઉદાસીનતાથી બંધાઇ જાય તેવો નથી?

(૧૬)

પ્રભો! પૂછું?

કામોદ્દીપક આંખ, લાલ હોઠ, ગોરા ગાલ, ભરાવદાર નિતંબ અને ઊછળતી છાતીવાળી સનમ તે તુંજ છે, એમ કહી કેટલાક કવિઓ ગીત ગાય છે ત્યારે તું હસે છે? તારાં લોચન કાળી સાડીની ચળકતી કોર જેવાં નખરાળાં છે?

દયાને પાત્ર તું, કવિ, પેલી સનમ કે પછી હું?

(૧૭)

લક્ષ્મીના મહામૂલાં નૂપુરના રણકાર મને ગમે છે, સ્વજનનાં વહાલ મને આર્દ્ર બનાવે છે; પરંતુ હે કલ્યાણમય! તું મને સર્વોચ્ચ જણાય છે અને તેથીજ પ્રનનાશથી મને વિભ્રમિત થવા ન દેજે,

સ્વજનવિહોણા મુજ એકલવાયા જીવનને કાળીચૌદશના શ્મશાનના ઘોર સાજ સજાવી ન દેજે.

(૧૮)

તને તજીને કોને પૂજું ?

હે પ્રભુ !

મારે હાથે થતાં તારાં પૂજન લાચારીનાં ન હો ! ઉપભોગની આશાથી પ્રગટેલા સ્વાર્થના કાદવથી ખરડાયેલાં ન હો !

તારાં પૂજન પૂજન હો–આદર્શે ને ઉદ્દેશે.

(૧૯)

વિશ્વપિતા ! તારી કરણી મારી મનોભાવના હો ! તારી મનોભાવના મારી કરણી હો ! મારી મનોભાવના તારી કરણી હો ! મારી કરણી તું હો—પિતા ! તું હો !

(૨૦)

અભિલાષાઓનાં વાદળાં છવાયાં છે અને અનેક આશાઓની વીજળી, સફળતા—નિષ્ફળતાના ગડગડાટ કરતી સળગી ઊઠે છે. ભ્રમણાના વંટોળ ચડે છે ને શમે છે, કર્મનો વરસાદ વરસે છે.

પણ આશાઓ અને અભિલાષાઓ એક બનો. અભિલાષાઓ મને ભ્રમિત કરો ના, આશાઓ મને માર્ગચ્યુત બનાવો ના. આશાઓ અને અભિલાષાઓનું એકત્વ સાધેલું સ્વરૂપ તારા પ્રતિ ગતિમાન હો !

(૨૧)

સર્વ ઇન્દ્રિયો તારા પ્રતિ દોડે, સર્વ શક્તિઓ તને ભજે. અંગનો અણુએ અણુ તારા પતિતપાવન નામનો ઘોષ કરે, ત્યારે ઓ પિતા ! તું મારી પાસે આવજે. હું તારાં પૂજન કરીશ.

એ પહેલાં આવતો ના.

હું તને ઓળખી શકીશ નહિ ને જીવનની અમૂલખ લહાણ સમાં તારાં પૂજન કરી શકીશ નહિ.

માટે પિતા !

તે પહેલાં તું આવતો ના.

(૨૨)

આ શી વિચિત્રતા છે? નાથ!

શોધું છું સત્ય, તો જડે છે અસત્ય. શોધું છું દયા, તો જડે છે ક્રૂરતા. શોધું છું પ્રેમ, તો જડે છે દંભ.

(૨૩)

તિરસ્કારના વરસતા વરસાદમાંથી, અસત્યના અંધકારથી વીંટળાયલો હું કુદરતના કંટકમય પથ ઉપર નિર્લેપ અને નિશ્ચલ રહી આગળ વધું છું ત્યારે દયામય! તારાં દર્શનની ઝાંખી થાય છે.

એ ઝાંખીમાં સત્યનો પ્રકાશ છે, દયાની સુરખી છે. પ્રેમનાં ભવ્ય ગાન છે.

ઓ સંગીતમય સૌરભભર્યા પ્રકાશ! તું મને ઉજાળ!

(૨૪)

પ્રભુના ઓ દૂત! અખંડ, અવિનાશી અને અનુપમ એવા ભવ્ય શાંતિપ્રદેશના ઓ ફિરસ્તા! શા માટે દૂર ઊભો છે? તારા હસ્તસ્પર્શથી હું દાઝીશ એમ માને છે? તારાં દર્શને હું થરથરીશ એમ માને છે? તારી તો હું પ્રતિક્ષા કરી રહ્યો છું. તારા વરદહસ્તમાં આગ કેવી? તારાં ઉદ્ધારક દર્શનમાં ભય કેવો? પ્રભુના ઓ દૂત! આવ, અખંડ, અવિનાશી અને અનુપમ એવા ભવ્ય શાંતિપ્રદેશના ઓ ફિરસ્તા! હું તને વધાવું છું, સન્માનું છું.

તું મને મૃત્યુ પછીના પ્રદેશમાં લઇ જા, મેં તે દીઠો નથી.

(૨૫)

આવશ્યકતાઓની સિદ્ધિએ કર્મની સરિતાઓ સુકાઇ ગઇ છે, દિલમાં દયા હોવા છતાં કંગાળ દુઃખીઓના અભાવે દયા વાંઝણી રહે છે ને જ્યાં તારા પડછાયાનો પ્રકાશ વિસ્તરે છે, એવા સ્વર્ગમાંથી પ્રભો! તું મને ખેંચી લેજે ને દુઃખિયાંનાં આંસુઓ લૂછવાનો લાભ મળે છે તેવા નરકમાં નાખી દેજે!

('નવચેતન'ના એક અંકમાંથી)

# ७–ए जो महात्मा आव्या !

(લેખકઃ–શ્રી. પંડિત ઉદયચંદ લાલચંદ)

કાં રડ તું લાડકવાયા ?
એ જો મહાત્મા આવ્યા ! ધ્રુવ૦

નભના શશિ–મંગલ–શુક્ર, લય થયા પ્રભાત પ્રભામાં;
જો બાળ તું બાળ–રવિએ, જોયું આ વિશ્વસભામાં.
ન્હાનાં ન્હાનાં પંખીને, લખી મંગલ આ જંગલમાં;
ડોલતા તાડ પુલકિત થઇ, જુઓ એ ખુલ્લી હવામાં !
હવે એ ભૂખે મરવાની,
ટાઢેથી છે ધ્રૂજવાની;
થઇ દૂર નિશા રૌરવની.
નવ પવન દેશમાં વાયા, એ જો મહાત્મા આવ્યા !

(૧)

કાં વ્યર્થ વળગે વ્હાલા, હવે આવે દૂધ ક્યાંથી ?
દાણો નહિં એક મળ્યો છે, એ પૂરા ચાર દિવસથી !
ચિત્કાર મસ્ત હાથીનો, સંભળાય છે જોરથી.
ગાંધીજીના દરશનથી, ફરિ પણ જાતા ધીરજથી !
ગાંધીજીનું નામ રટીને,
જંગલના કંદ ખાઇને
ખાડાનાં પાણી પીને
આસામ અખિલ ફરી આવ્યા, એ જો મહાત્મા આવ્યા !

(૨)

આ તાડોમાંથી દીસે, એ લાગ્યો ધુમ્ર સંગાથે,
હશે એ માતા બાળકની, ગાઇ હાલરડું સુવાડે.

હશે કન્યાઓ પણ વધતી, વનવેલી જેમ લચકાતી;
હશે અકડીને નર ચાલે, મનમાં ઉમંગ લહરાતી!
એ મુક્ત ચિત્તથી હસતા,
ભરપૂર ઊંઘમાં સૂતા.
સુખ સમય વ્યતીત છે કરતા
એ વેત છે કયાંના આવ્યા? એ જો મહાત્મા આવ્યા!

(૩)

શું કહું બાળ મુજ પ્યારા, ઘર–બાર હતાં સૌ મારાં,
જ્યાં સુધી હતી એ છાયા, બળશક્તિ કોની ન ચા'તા!
બાળાની મિઠ્ઠી–વાણીએ, સુખમય બનાવ્યા અમને,
પ્રેમે બતાવ્યા વૈભવ, આ દરિદ્ર દંપતીને!
એ પાપી દલાલ આવ્યા!
હૃદયેશ્વરને ભરમાવ્યા!
તમને પણ જાળે ફસાવ્યા!
બંધાયા ગુલામી–માયા, જો જો મહાત્મા આવ્યા!

(૪)

આ ખેતર ચા'નું કેવું હતું, નર્કજ આ પૃથ્વીનું,
જ્યાં જઇ ગરીબ બિચારા, દેતા ઉત્તર પાપોનું;
ગોરો હો અથવા કાળો, આ ભેદભાવ છે કયાંનો?
ધન લોભથી આત્મા કાળો, થઇ ગયો મલિન બન્નેનો!
ધનવાળા છે સુખ પામે,
ધનહીન દુઃખથી રોવે;
આવું કયમ જગમાં થાયે?
ગઇ બદલી કાળની છાયા, એ જો મહાત્મા આવ્યા!

(૫)

વધી થઇ લાયક એ બાળા, તે સ્થિતિમાં મુજ દુઃખિયાની
તે દુષ્ટ નામ જાવા દો, કે પડી નજર પાપીની!
સીધી સાદી ને કચરી, હા! હા! કળી એ કુંદની!
અધ રાતે દ્વાર પર આવી, એ શુદ્ધ લાશ દીકરીની!
જોઇ અમને પ્રિયની સાથે,
તે વક્ર વ્યથિત નયનોએ.
થઇ સદા વિદા એ અમથી
મોકલ્યા જઇ સન્દેશા, એ જો મહાત્મા આવ્યા!

(૬)

લાગી ગઇ આગ તનમાં, પીંજરે શેઅર બબ્બરના×
એ નિર્દયની ગરદનને, દોડચા દબાવી દેવા.
પકડીને ખૂબ રિબાવ્યા, કેતાં કંપે છે કાયા;
એ મારા સૌભાગ્યેશ્વર, લડી પડચા, સ્વર્ગમાં જાવા.
ઈશને કદી જો જોઉં,
મૂર્છાથી તરત જગાડું!
આ ન્યાય કેવો દેખાડું!
કહેતાં એમ પ્રાણુ ગુમાવ્યા, એ જો મહાત્મા આવ્યા!

(૭)

રે મૂર્ખો! એઓ તો હતા, બસ ધર્મરાજ કળિયુગના;
નેતરથી રક્ત તેમનું, વહ્યું ભીંજવી અંગ ભૂમિનાં!
હે આત્મઘાતકી લોકો! એ હતા અંશ ઈશ્વરના,
સો નહિ થયા હજારો, અપરાધ અનેક સદીના.
એ ઘાવ લાગે ઈશ્વરને,

× કેસરી-સિંહ.

મૂર્છા આવી ઈશ્વરને.
એ દાગ લાગ્યા છે એને;
ત્યારે શુદ્ધિમાં આવ્યા—એ જો મહાત્મા આવ્યા!

(૮)

દીનોની મૂક તપસ્યા, જઇ પહોંચી છે એ નભ પર!
જુલ્મોનું આસન ધ્રૂજ્યું, કંપ્યો ઇન્દ્ર પણ થર થર.
જે થયાં પ્રભુને પ્યારાં, ગરીબોનાં બોર એઠાં;
તે કરુણા-સાગર દોડ્યા, એ યજ્ઞ મૂર્તિને લાવ્યા.
આડંબર જેને હરામ,
છે સાદી ખાદીથી કામ.
ચંપલનું પણ નહિ નામ,
દુઃખિયાની છત્ર-છાયા, જો એ મહાત્મા આવ્યા!

(૯)

એ જો મહાત્મા આવ્યા, સાંભળી સહુ મજદૂર;
તજી ખેતર હળને ફેંક્યાં, પાવડા કોદાળી સત્વર.
રોટલી અરધી સેંકેલી, છોડી માતાઓ દોડી;
નિજ પગ ઉપર ઉછાળ્યા, સ્તન પાન દઇને છોડી.
એ મળ્યા ગળે આપસમાં,
આંસુની સતત વરષામાં;
તા' મગન તીર્થયાત્રામાં.
જયઘોષ ન ગગન સમાયા, એ જો મહાત્મા આવ્યા!

(૧૦)

દુબળા ખાંધા પર ભાર, તેત્રીસ ક્રોડ કષ્ટોનો;
નિશ્ચય નિષ્ઠુર નેત્રોમાં, છે દુઃખ દીન ભોજનનો.
માથે છે પર્વત ભારે, હિંદુનાં ગત પાપોનો;
શત્રુના દ્વેષ હસાવે, સ્મિત એ મધુર અધરનો.

તે વિશ્વ–વિશાલ હૃદય છે,
પતિતોનો પ્રિય આશ્રય છે;
દલિતોનો અટળ અભય છે!
જઇએ એની છાયામાં, જો તું મહાત્મા આવ્યા!

(૧૧)

એ જો મહાત્મા આવ્યા, હવે બીજું શું કહું બેટા;
એનો જતાંજ આત્મા, મમ ગયો સ્વર્ગમાં બેટા.
તને ગાંધીજીને દેવા, રહી ગઇ કાય આ બેટા;
હવે ગાંધીની સેનાનો, થા શૂર સિપાહી બેટા!
લ્યો, મારું આ જીવનધન,
ગાંધીજી! તમને અર્પણ;
લ્યો સેવા અર્પણ મન તન.
રાખવા દીનની લજ્જા, જો એ મહાત્મા આવ્યા!

('ચિત્રમય જગત'ના એક અંકમાંથી)

## ८–समशेर तारी भोंठी पडी रे!

ભોંઠી પડી રે સમશેર, રાણાની તેગ ભોંઠી પડી રે;
દીઠી મીરાંને ઠેર ઠેર, સમશેર તારી ભોંઠી પડી રે.
લૂંટી શકયો ન એનાં જોબન એ હાથથી,
કાયો ગુજારી બધા કેર, સમશેર તારી ભોંઠી પડી રે.
જીતી શકયો ન એનું દિલડું એ ઝાળથી,
નિંદા વાવી તેં ઘેર ઘેર, સમશેર તારી ભોંઠી પડી રે.
કાળી નિંદાનાં રૂડાં કાજળ આંજી કરી,
થેઇ થેઈ નાચી એ ઠેર ઠેર, સમશેર તારી ભોંઠી પડી રે.
ઝેરના કટોરા તારા પી કરીને પાગલી,

પામી ગઇ પ્રભુતાની લે'ર, સમશેર તારી બોંઠી પડી રે.
ખૂટી તદબીર સર્વ, ખેંચી તલવાર-ધાર,
તૂટ્યો બેભાન જોર પેર, સમશેર તારી બોંઠી પડી રે.
એકલડી ભાળી ને ભાળી આયુધહીન
કરવા ઉઠ્યો તું જેર જેર, સમશેર તારી બોંઠી પડી રે.
ઊભો શું મૂઢ હવે દેખી અણપાર રૂપ!
ચરણે નાખી દે સમશેર, સમશેર તારી બોંઠી પડી રે.
'મા! મા! હે મા!' વદીને ઢાળી દે માથડાં
માગી લે જનનીની મ્હેર, સમશેર તારી બોંઠી પડી રે.
જુગ જુગથી અમ્મર બેઠી છે એની એ મીરાં
એને છે ઈશ્વરની ભેર, સમશેર તારી બોંઠી પડી રે.

('ફૂલછાબ'ના એક અંકમાંથી)

---

## ९-समरांगण



(લેખકઃ-શ્રી. પુરુષોત્તમ ચૌહાણ)

જ્યાહરે યુદ્ધનાં દુંદુભી વાગિયાં,
જ્યાહરે સમરાંગણે, નિશાનો ફરકિયાં;
જ્યાહરે વીર-હૃદય, ઊર્મિએ ઉછળિયાં,
ત્યાહરે બોલને! થાક તને આજ કેવો? ૧

વીરને હોય ના, શબ્દ કહેવા તણો,
હોય ના મોહ આ ક્ષણિક સંસારનો;
દોડીને કૂચ કરો, દુશ્મનથી ના ડરો,
ત્યાહરે બોલને! થાક તને આજ કેવો? ૨

સિંહ-નાદ ગર્જનાથી, ગગનો ગજાવતા,
વીરનર જીવનના ખેલોને ખેલતા;

શમશેર ને શર તણી ઝડીઓ વધાવતા.
જીવનની અમૂલ્ય પળ, મરણાન્તે માણતા. ૩

યુદ્ધનો સુઅવસર, ભાગ્યેજ સાંપડે,
સાંપડયે ભૂલે તો, યૌવનમાં ધૂળ પડે;
શક્તિના સંચારને, ઝંકારતો ઝુકાવને,
ત્યાહરે બોલને! થાક તને આજ કેવો? ૪

એ મરણ નહિ, અમર-કીર્તિની વેલ એ,
એ મરણ નહિ, જીવનસંસ્કારની છાંય એ;
અનેક હિંદબાળ, આરામશે એ છાંય તળે,
ત્યાહરે બોલને! થાક તને આજ કેવો? ૫

# ૧૦–વ્યાયામ મંદિરો ખોલો

( લેખકઃ–શ્રી. મધુસૂદન રામચંદ્ર ભટ્ટ )

( 'મંગલ મંદિરો ખોલો' નું એક પ્રતિ કાવ્ય )

વ્યાયામ મંદિરો ખોલો, ગામેગામ, વ્યાયામ મંદિરો ખોલો૦
જયજય બજરંગબલી બોલો, ગામેગામ, વ્યાયામ મંદિરો ખોલો૦
બાલજીવન અતિ વેગે વટાવ્યું, યૌવન દ્વાર ઊભો શિશુ ભોળો,
સ્નાયુ તેના ખીલવવાને, વ્યાયામ મંદિરો ખોલો, ગામેગામ,
વ્યાયામ મિંદિરો ખોલો૦

નામ વ્યાયામનું તમ રટો નિરંતર, વૃદ્ધોસહ પ્રેમે બોલો,
સ્વરાજ્યાતુર થયું ભારત, ચેતન અમીરસ ઢાળો, ગામેગામ,
વ્યાયામ મંદિરો ખોલો૦

જયજય બજરંગબલી બોલો, ગામેગામ, વ્યાયામ મંદિરો ખોલો૦

('વ્યાયામ' માસિકના અંકમાંથી )

## ११–कोनी दवा ?

( લેખકઃ-શ્રી. ચંદ્રવદન બ્રહ્મભટ )

ગઝલ

તમે માંદા પડયા પહેલાં, જરા સૌ ચાલજો ચેતી,
અને આરોગ્યના માટે, દવા વ્યાયામની કરજો.
બનો જો આળસુ જરીએ, અને સૂઝે નહિ કાંયીં;
ચડાવા સ્ફૂર્તિ તનમનમાં, દવા વ્યાયામની કરજો.
બને તમ દેહ જો ઢીલો, શિથિલ થાયે બધાં અંગો;
ઘડાવા સ્નાયુ તનમનના, દવા વ્યાયામની કરજો.
અશક્તિ અંગમાં લાગે, હકીમો આપતા દારુ;
ખરી શક્તિ કદી ઇચ્છા, દવા વ્યાયામની કરજો,
ભણીને ખોખરી કીધી, તમારી ખોપરી ભારી;
કરાવા બુદ્ધિની ભરતી, દવા વ્યાયામની કરજો.
બને મુડદાં સમાં માનવ, દવા વ્યાયામની આપો;
બને બ્રહ્મચર્ય દૃઢ એથી, દવા વ્યાયામની કરજો.

( 'વ્યાયામ' માસિકના એક અંકમાંથી )

## १२–भारतनो कंगाळ खेडूत

( લેખકઃ—શ્રી. રતીલાલ તલકશી પારેખ )

લૂ ઝરે અંગાર વરસે, ધામ ધીખી એ ધરતી;
સૂકી ધરણી તોડે, તાપે આંખડી તણખા ઝરતી.
મળે ના ભાખરી ખાવા, ખેડૂતના હાલ શા આવા !
બારે મેઘની ઘોર ગર્જના, ચોદિશ વીજ ચમકતી,
વરસે છોને અખંડ ધારે, ધરણી જલ ભીંજવતી.

અવિચલ નિશ્ચય ત્હારા, ત્હોયે આજે અન્ન ઉધારા.
વસવા ન્હાનું ખોરડું, ભોજન થાળે લૂખા ભાત;
ધેનુ ધણુ ધોરી સાચવવા, અખંડ હોમી ત્હારી જાત.
ગણી ના ભૂખની વેળા, બાલુડાના સાથ ન સેવ્યા.
ખેતર રૂની ચાદર ત્હારે, સૂવા સેજ ન સારી;
અઢળક રૂના ઢગલા ભૂંડા! ત્હોયે ભોંય પથારી.
ઉઘાડી વસ્ત્ર વિના કાયા, દુર્બળ દેહ ન ઢંકાયા.
ઉષા ન દીઠી, ના સંધ્યા મીઠી, ન દીઠી સૂર્ય પગલી;
ભૂમિને રસબસ કરવા, ભરી ના આઘે ડગલી.
કણુકણુ રૂધિર રેડયાં, જીવન અમૃત નીચોવ્યાં.
ગોરસ ઊભરે બારણે ત્હારે, ઘમ્મર વલુણાં ગાજે;
બાળને લૂખી ભાખરી દેતાં, હૈયું ત્હારું લાજે!
ભૂખે ગાત્ર ધવાયાં, મ્હોતના સાદ સુણાયા.
તું જગનો પિતા પાલક, ના જગને તારી પરવા;
ધનિકોના ભંડાર ભરાવે, શું દેશે સાચે મરવા!
છેલ્લો શ્વાસ લેતા, મૂઠી એક કણુ ન દેતા.

('નવયુગ' ના એક અંકમાંથી)

## १३-कारीगर

(લેખકઃ-શ્રી. ધૈર્યચંદ્ર ર. બુદ્ધ)

હવે તો જીવન હાર્યો, થાકનો માર્યો, ખરે કરું આપઘાત
ચાર વાગ્યાની સીટી સાંભળી, કાળજુ ફડફડ થાય;
હજુ સૂતો તો દશ વાગે ત્યાં, વ્હેલું ઊઠવું હાય! હવે તો. ૧
અઢાર કલાક નોકરી કરી થાકી જાઉં અપાર;
ભોંય પથારી સૂઈ રહું ને ખાવામાં તો જાર. હવે તો. ૨

નારી મારી નિર્બળ ભારી, તેની દવાના નથી દામ;
બાળક તો દૂધ માટે રોતાં, ઘરમાં ફૂટલાં ઠામ. હવે તો. ૩
કરું મજૂરી મહેનત પૂરી, તોય ન પેટ ભરાય;
અર્ધ ઉઘાડો ટાઢે ધ્રૂજું, દિલ બહુ ગભરાય. હવે તો. ૪
નસીબ જડયું લોઢા સાથે, તેને આપુ પ્રાણ;
ઉપાય બીજો કાંઇ ન સૂઝે, પૂરેપૂરી મોકાણ. હવે તો. ૫
શ્રીમંતોના યંત્ર અમે તો, અમથી મેળવે ધન ધનવાન;
રક્ત કમાણી ખાય અમારી લૂંટે અમારા જાન. હવે તો. ૬

('નવયુગ' માસિકના એક અંકમાંથી)

## ૧૪–મિલમજદૂર

(લેખકઃ—શ્રી. મનુકુમાર નયગાંધી)

ઊગતી ઉષા સમયે નિત તે જીર્ણ પથારી ત્યાગે,
મિલ તણું ભૂંગળું સૂણીને મિલ ભણી તે ભાગે;
કરતો મજૂરીનું કામ; છતાં નહિ મળતા પૂરા દામ.
'ઘચમચ' કરતા સાંચા જોડે સદા હિંમતથી લડતો;
કાળ રાક્ષસી સાંચાથી તે લેશમાત્ર નવ ડરતો.
લેશ ધ્યાન ચૂક થવાય, એનું અંગેઅંગ કપાય!
મૂડીવાદની ભીષણ ચક્કીમાં શ્રમજીવી પીસાતો,
ટૂંકી રોજી મેળવવાને આખો દિન રિબાતો.
જ્યાં મળે નહિ હવાઉજાસ, તેમાં કરતો તે નિવાસ.
મિલમાંથી તે સીધો જાતો કલાલની દુકાને,
આખા દિનના સતત શ્રમને નિવારે સૂરાપાને;
બદનમાં તાઝગી આણે, ગરીબી મોજને માણે.
મુડીદારો એના રક્તની શોષણક્રિયા કરતા,

એના પરસેવા નીચોવી પોતાનાં ઘર ભરતા.
એ છે સંપત્તિ સર્જનહાર કહેવાતો મજૂર-કામદાર.

('નવયુગ'ના દિવાળી અંકમાંથી)

## ૧૫-श्रमजीवी

(લેખકઃ-શ્રી. કાન્તિ ત્રિવેદી)

બાંધ્યાં વજીફા વાડીઓ, બાંધ્યાં અનેરાં શહેર મ્હેં.
લાખો પ્રવાહો પર ગૂંથી, લોખંડ જંગી જાળ મ્હેં;
વ્યવહાર વિશ્વે મ્હાલવા, એ માર્ગ ધોરી મ્હેં કર્યા.
તમ લાભ સોનેરી નફા, એરણુ-હથોડે મ્હેં ઘડયા;
મ્હાડના પગરવ કીધા, ને આભ ભીડયું બાથમાં.
સંતોષવા જગલાલસા, શોધી વજ્યા ભૂગર્ભમાં;
પાડયા પૂરા કૈં વર્ષથી, કણુ વસ્ત્ર આદિ મ્હેં સદા.
પુકાર પડતાં માતનો, હુંકાર દીધો મ્હેં સદા;
ધન ધાન્ય પેદા મ્હેં કર્યાં, પણુ કાય ભૂખે લડથડે.
કિનખાબ રેશમ મ્હેં વણ્યાં, પણુ કાય ખુલ્લી થરથરે;
ભવ્ય મહેલો મ્હેં ચણ્યા, પણુ ઝૂંપડું યે ના મળે.
હાડ ગાળી મ્હેં દીધાં, પણુ પેટિયું યે ના મળે;
રાચ્યા તમે સુખ ચેનમાં, કાળી મજૂરી મ્હેં કીધી.
ડારી રહ્યા તમ છોરમાં, છેલ્લાં હજારો વર્ષથી;
અંધારને ઓળી જતાં, જ્યોતિ નિહાળી આવતી.
દીનતા, શિથિલતા ને સુસ્તી ઊડી અંગથી;
રોળી અમારી કાય જ્યાં, ત્યાં ભાગ મારો ભાળતો.
ઇન્સાફનાં ફારસ અને, રૂંધન જતાં હું ભાળતો;
દારિદ્ર દુઃખો વામતાં, આજે બધાં હું ભાળતો.

સહકારના ભાવો ભર્યું, આદર્શ જીવન ભાળતો;
ચોપાસ ભાળું આજ હું, ઉષા અનેરી ઊગતી.
અન્યાયની ધિક્કારની, ને સ્વાર્થ આંધી તૂટતી;
સૂણી રહ્યો, સૂણી રહ્યો, સડતો ગુલામી તંત્રમાં.
ગીતો મધુરાં ગૂંજતાં, આવી રહ્યાં સ્વાતંત્ર્યનાં;
('સર્વોદય'ના એક અંકમાંથી)

## १६–कंगालोनी कथा

(લેખકઃ–શ્રી. કનૈયાલાલ ભટ્ટ)

પ્રાતઃકાલના સાતના ટાણે, ટકોરા ટાવરે થાય,
મિલનું ભૂંગળું ભૂં–ભૂં કરે, કાળજાં કોરી ખાય;
મિલના ભૂંગળાની પાસ રે, કાળમુખા દૈત્યની પાસ રે,
મિલ મજૂર નિતે ઊભરાય. ૧

ઈશનો આધાર નહિ અમને, ધનિકનો ભગવાન,
કાળી મજૂરી લખી નસીબે, એ વિધિનું વિધાન;
શોણિત બિંદુઓ ટપકે રે, શેઠ નિતે મોટરે ફરે રે;
આનંદ કરે એ આમ ધનવાન. ૨

શેઠને માટે બંગલા મોટા, અમ ખૂનથી રંગાયેલ;
શેઠને કાજે મિષ્ટાન હરરોજ, પૂરી ભજિયાં પતરવેલ;
હાય! અમારે નસીબે રે, મીઠું ને સૂકો રોટલો રે;
અમ ઝૂંપડીએ ગટર કરે ગેલ. ૩

શેઠ સુંદર બિછાને સૂવે, પંખાની આવે લહેર,
લખી નહિ અમ નસીબે, વિધિએ આવી લહેર;
થાક્યાં હોય અમ શરીર રે, વછૂટે બદબો ગટરનીરે;
હાય! શાને કરો આવો કે'ર! ૪

શેઠને દુઃખે પેટમાં જ્યારે, ડાક્તરની દોડ ચોપાસ;
જીવન દીપક બુઝાય ત્યારે, કોઇ ન અમારી પાસ;
એ જુલ્મનો ન્યાય લેવા રે, ગરીબ હાય સુણાવા રે;
જાગે વેરની આગ ચોપાસ. ૫

સખાવત હોય એની લાખોની, જીતવા યશ અમાપ;
મૂર્તિ બેસાડે મંદિરે રામની, થાવા જાણે નિષ્પાપ;
સૂગ એને અમ પરે રે, ગરીબો તે ગુલામો રે;
છે ઉચ્ચારણ એનું અમ માટ. ૬

સૂણો શ્રીમંતો સૃષ્ટિના, સુણ્યા ના અમ નિઃશ્વાસ;
અંધ બન્યા તમે લક્ષ્મીમાં, કદી ન અમને ઉલ્લાસ;
કંગાલો, મજૂરો આજ રે, સુણાવે બળવા સાદ રે;
છે ના કોઇની તમને આશ. ૭

('નવયુગ'ના એક અંકમાંથી)

---

## ૧૭-बेकारी

(લેખકઃ-શ્રી. શાંતિકુમાર પંડ્યા)

પેથાભાઈની પુરાણગાથા ભાવી ભાખે બેકારી,
આજકાલની દુનિયામાંહી, શાથી વધતી બેકારી?
ખપ્પર ખાલી હાથ લઇને, માત ઊભી છે બેકારી,
આભમહીં અટ્ટહાસ્ય કરે છે, એ ધૂતારી બેકારી.
જગભરના જુવાનો ભરખે, કાળમુખી એ બેકારી,
લાખો જનના પ્રાણ ચૂસે છે, એ હત્યારી બેકારી.
અપયશથી આપઘાત કરે છે, ઓ ગોઝારી બેકારી,
વિષ પી ચીર શાંતિ શોધે, વેરણ વધતી બેકારી.

સાગરમાં શરણું શોધે છે, બચવા માતા બેકારી,
સ્વજનનો સૌ સ્નેહ છોડાવે, એ પિશાચી બેકારી.
કુટુંબમહીં ઘર ક્લેશ કરાવે એ શયતાની બેકારી,
માત તાત ઘર ગામ તજાવે, એ છકીલી બેકારી.
પતિપત્ની શીલ પ્રેમ તજાવે, એ હઠીલી બેકારી,
વિશ્વમહીં હડધૂત કરાવે, એ પ્રપંચી બેકારી.
રવડતાને ભૂત બનાવે, એ ભૂતાવળ બેકારી,
દુનિયા પરના દેશ કહે છે, આજ વધી છે બેકારી.
લક્ષ્મીની રસરેલ ઊડે છે, શેઠ કહે છે બેકારી,
ઉત્પાદન બળ બઢતું આવે, પરદેશ કહે છે બેકારી.
શસ્ત્ર સરંજામ સજે ત્હોયે, વિશ્વ કહે છે બેકારી,
મિલતણો મજૂર વદે છે, આજ વધી છે બેકારી.
કારખાનાનો કારીગર કહે, ક્યાંથી આવી બેકારી ?
વેપારીનો વાણોતર કહેતો દિને દિને આ બેકારી.
નિશાળનો મહેતાજી કહેતો ક્યાંઈના જોઈ બેકારી,
કડિયા, કુંભાર, હજામ, ધોબી, રડતા જોઈ બેકારી.
નોકરિયાતો રોજ રવડતા, જાહેરખબર જોઇ બેકારી,
ત્રાસ ત્રાસ ત્રિલોક પુકારે; ઓ માત ભવાની બેકારી.
વિશ્વ બધું વેરાન કરે શું ઓ રણચંડી બેકારી !

— વલણ —

બેકારી તવ અંતરીક્ષમાં કરતી ખડખડ હાસ્યજી
પેથાભાઇ કહે ભેટો થયો તો નિશ્ચે થાશે નાશજી
યંત્રવાદનો જુવાળ વધતો, બેકારીનો બેટોજી
હજારની રોટીમાં એ તો, મૂકે મોટો ટેટોજી
એક જિવાડે લાખો લૂંટે, કરતો પ્રલયકારજી
યંત્રવાદ અટકે નહિ ધસતો, થાશે કાળો કેરજી

પશ્ચિમના પ્રપંચીઓ એ, સાયન્સમાંથી સર્જે જી
જડમહીં જીવન ધરીને; ભૂતાવળ શી ગર્જે જી
મૂડીવાદની મહત્તામાંહી; બેકારી બોઇ સરતીજી
લાખોને પીસીને સાચે, એક ભરણે ભરતીજી
યંત્રવાદ ને મૂડીવાદનો જ્યારે થાશે નાશજી
તે દિને બેકારી ઘટશે, સુખ શાંતિની આશજી
બેકારીનો મહિમા મોટો, ભાવ ધરીને ગાશેજી
પેથાભાઇએ સાચુ કહે છે, તેનાં દુઃખ દરિદ્ર જાશેજી

---

## ૧૮-मजूरण

(લેખકઃ-શ્રી. મૂળજીભાઇ પી. શાહ)

(ઢાળ-હું તો મહિયારણુ રે! ગોકુળ ગામની)

રોતી મજૂરણુ કો દીઠી મ્હેં દૂરથી,
કેડે લીધું'તું નિજ બાળ, મજૂરણુ કો જાતી એકલડી.
બળતા બપોરે રે, કે દાઝતી તાપે મજૂરણુ!
એના હૈયામાં લાગી ઝાળ, મજૂરણુ કો જાતી એકલડી.
આંસુડાં લૂછતી રે, કે પાલવ છેડે મજૂરણુ
દીસંતી ભીની એની આંખ, મજૂરણુ કો જાતી એકલડી.
થોભાવી વાટમાં રે, કે પૂછ્યું મ્હેં શાથી મજૂરણુ!
થાયે જીવન ત્હારું ખાખ, મજૂરણુ કો જાતી એકલડી.
આશાને આશરે રે, કે જીવતી હું તો, સાહેબ રે!
મરતાં સંભાળે કોણુ બાળ? મજૂરણુ હું ઝૂરું એકલડી.
રીબાતી રાંકડી રે, કે દુઃખમાં ડૂબી સાહેબ રે!
મ્હને મળ્યો મુકાદમ કાળ, મજૂરણુ હું ઝૂરું એકલડી.

મજૂરી મીલની રે, કે કષ્ટ કૈં વેઠયું, સાહેબ રે!
નીચોવી દિલડાંનું નૂર, મજૂરણ હું ઝૂરું એકલડી.
મ્હારો વરણાગિયો રે, કે સાળને સંચે, સાહેબ રે!
કરતો'તો કામ ભરપૂર, મજૂરણ હું ઝૂરું એકલડી.
રૂઠયો'તો દેવતા રે, કે આગ ત્યાં લાગી, સાહેબ રે!
પડી'તી સઘળે ત્યાં બૂમ, મજૂરણ હું ઝૂરું એકલડી.
અમારા શેઠનો રે, કે દીકરો ન્હાનો, સાહેબ રે,
થયો'તો ક્યારનોય ગુમ, મજૂરણ હું ઝૂરું એકલડી.
મ્હારે વરણાગિયે રે, કે દીઠો એને ઊંચે સાહેબ રે!
ગયો બચાવવાને બાળ, મજૂરણ હું ઝૂરું એકલડી.
બળતોને ઝળતો રે, કે બાળને લાવ્યો, સાહેબ રે!
ભૂલ્યો એ મોતીડાની માળ, મજૂરણ હું ઝૂરું એકલડી.
બોલ્યા ત્યાં શેઠજી રે, કે માળ એ કાજે, સાહેબ રે!
મૂકી મૃત્યુને ભેટવા ડોટ, મજૂરણ હું ઝૂરું એકલડી.
માળા મોતીની રે, કે કીમતી તો ચે, સાહેબ રે!
જાતાં જતે ન કૈં ખોટ, મજૂરણ હું ઝૂરું એકલડી.
સાચા એ સેવકે રે, કે માળને ફેંકી સાહેબ રે!
લૂંટાયો ઉર કેરો હાર મજૂરણ હું ઝૂરું એકલડી.
ભોળવી શેઠિયે રે, કે સાહી ત્યાં લીધી સાહેબ રે!
આપ્યા કૈં રૂપિયા બાર, મજૂરણ હું ઝૂરું એકલડી.
જોબનના ઘેનમાં રે, કે જીવવું કેમે, સાહેબ રે!
ખોયો રહે મ્હારો રખવાળ, મજૂરણ હું ઝૂરું એકલડી.
મૂઓ મુકાદમ રે, કે એક દિન આવ્યો, સાહેબ રે!
ફસી હું પાપિયાની જાળ, મજૂરણ હું ઝૂરું એકલડી.

લૂંટી જીવનને રે, કે છોડી ત્યાં દીધી સાહેબ રે!
પેટે છે એનું ય બાળ, મજૂરણ હું ઝૂરું એકલડી.
'પાપીના પાપથી રે, કે કાળજું કંપે, મજૂરણ!
રોજે લઇશ સંભાળ, મજૂરણ! તું શાને એકલડી?

## ૧૯-भीखो-श्रमजीवी

(લેખકઃ-શ્રી. રામજી કલ્યાણજી પટેલ)

લીલાપુર નામે ગામ છે મોટું ગામમાં મોટી મિલ,
મિલનો શેઠ મજૂરી કરાવે તોયે ગણાયે દાનવીર;
જ્યારે એની મોટરો ચાલે, ત્યારે રંકનાં બાલ પિલાયે!
ગામનો કોળી ભીખલો મિલમાં નોકરી કરવા જાય,
દિન આથમે આઠ પૈસા મળે, પેટનું શું પૂરું થાય?
ભીખાને છોકરા બે, ને બાપ, ઘરમાં કુલ છે પાંચ.
શેઠને ઘેરે શેઠ શેઠાણી, પડયું ન પેટ સંતાન,
સાંજ પડયે ઘેર નાયકા નાચે, "વીસકી" ખાલી થાય;
એને ક્યાં પૈસાની છે તાણ, જેના ઘરમાં મોટી ખાણ.
સાત વાગ્યે મિલની સીટી વાગે ને ભીખલો દોડયો જાય,
છાશ પીવાના વાંધા હોય ત્યાં ઘીદૂધ ક્યાંથી ખવાય?
ગરીબનાં નસીબ ગરીબ હોય, પ્રભુ પણ સ્હાય ન્હોય!
શેઠ ઊઠે નવ વાગે છતાંયે આંખમાં ઊંઘ ન માય,
માલ મલીદા ખાવા છતાંયે "શેઠજી" માંદા થાય;
માથેરાન હવા ફેરે જાય, સર્જન ડૉકટર લેતા જાય.
મિલનો સંચો ચાલુ હતો ને, પટ્ટો ઘસાતો જાય,
પટ્ટો તૂટતાં લમણે વાગ્યો, શરીર સંચામાં ખેંચાય;
ભીખાનું લોહી નિચોવાય, જેમ સંચે શેરડી પિલાય!

રતન કહે છે "શેઠજી મારા આ શો કાળો કે'ર ?
ઘેરે છોકરાં ભૂખે મરે જયારે રાંધ્યા ફેંકી દયો અન્ન !
આપો મને અમુક સારું કામ, જેથી રોજી ચાલુ થાય."
શેઠજીએ એક બૂમ મારી ત્યાં ભૈયો હાજર થાય,
"બહાર નિકાલો ઉસ્કુ ખાલી મગજ ખાતી જાય"
ભૈયાએ ડાંગને લીધી હાથ, મારી રતનને કાઢી બહાર.
શેઠજીનું જ્યારે મોત આવે ત્યારે ગામ ફીકરમાં ઘેરાય,
શેઠના મોતે શેઠાણીના દિલમાં ધ્રાસકો ન જણાય;
કારણ પૈસાનો છે ન પાર પછી એને શાની ફિકર થાય ?
દુનિયાએ જાણ્યું શેઠના મોતે હિરો ગુમાવ્યો ગણાય,
ભીખાનું મોત કોઇએ ન જાણ્યું અફસોસ કોને થાય !
સૌ સૌના સ્વાર્થમાં રહેનાર,જેમ તેમ ભરતાં પેટ કોઠાર !

---

## ૨૦–ધિક્કાર ધનભંડારને

( લેખકઃ–શ્રી. ગિરિધર ત્ર્યંબકલાલ જોષી )

મ્હેલાતમાં મોજો ઊડે, ભિક્ષુક આંગણુ ટળવળે;
ના પાઇ દીધી દાનમાં, ધિક્કાર ધનભંડારને. ૧
હિત પોતાનુંજ કરે, પરહિતમાં ના ધ્યાન દે;
સ્વાર્થી ખજાના સાચવ્યા, ધિક્કાર ધનભંડારને. ૨
ડાળી દયા ભંડાર છે, કલમો થકી કતલ કરે;
શેઠો થયા અન્યાયમાં, ધિક્કાર ધનભંડારને. ૩
કરી મંડળો 'નાણું મળે', સેવા તણી ભૂંગળ ફૂંકે;
ફાળા કરી જલસા કર્યા, ધિક્કાર ધનભંડારને. ૪
હજારનાં નામો પડે, દઈ પુત્રી દોલત મેળવે;
કન્યા ગઈ વેપારમાં, ધિક્કાર ધનભંડારને. ૫

સ્ત્રી સુંદરી રુદન કરે, કામી પતિ જુલ્મી બને;
મિલ્કત ફના વ્યભિચારમાં, ધિક્કાર ધનભંડારને. ૬
અભિમાનમાં રાવણુ ભલે, ભગવાન મૂંડી ભાંગશે;
'માલિક'ની છે બીક ના, ધિક્કાર ધનભંડારને. ૭
માયા જગત સૌ મસ્ત છે, નજદિક કાયા નાચશે;
'જોષી' ઘણા ઘેલા થયા, ધિક્કાર ધનભંડારને. ૮

('આર્ય પ્રકાશ'ના એક અંકમાંથી)

---

## ૨૧–બે વાડા

(લેખકઃ–શ્રી. જગુભાઇ રાવળ)

### શ્રીમંતવાડા

શેઠ, સાહેબને કોઈ ઝવેરી! શાહ–શરાફની કોઇની પેઢી!
જમીન જાગીરના કોઈ રાયા, એ નિશાનીએ શ્રીમંતવાડા.
'બંગલા' 'મહાલ'ને 'કુંજ 'નિવાસો,''વિહાર''મંઝીલ'ને વિલાસો';
શોભે અગાસી માળ ઝરૂખા, એ નિશાનીએ શ્રીમંતવાડા.
વિદ્યુત તેજે ઝગમગતા દીવા! રંગરોગાને ઝળહળ ખીલ્યા!
તગમગ તોરણુ ઝુમ્મર ઝળકયાં! એ નિશાનીએ શ્રીમંતવાડા.
વિનોદે સૂણ્યા વાજિંત્ર ઝણુકારા, સંગીત સૂરના મીઠા રણુકારા;
આનંદ ઉત્સવનાં ગીત રસાળાં! એ નિશાનીએ શ્રીમંતવાડા.
બાગબગીચા ને વૃક્ષ હરિયાળાં, મેના કોયલના બોલ રસાળા;
પીંજરે પોપટ પાઠ ભણંતા, એ નિશાનીએ શ્રીમંતવાડા.
ટેલિફોનની ઘંટડી વાગે, 'એલાઉ' 'નંબર' શબ્દો ગાજે,
મોટરના ભણકાર સુણાયે! એ નિશાનીએ શ્રીમંતવાડા.
વિશાળ વાડ ને ઝાંપે ભૈયો ડાંગ લઈ ઊભો છકેલ છૈયો!
હુકમે હાકેમથીયે સવાયો, એ નિશાનીએ શ્રીમંતવાડા.

સુંદર દેહ શોભે શણુગારે, ઘટિકા નાજુક હાથે ખટકે !
દિનના દસ દસ બદલે વાઘા, એ નિશાનીએ શ્રીમંતવાડા.
મૂડીમદે નિત્ય મલપતા હીંડે, માન મોભે મીઠું મુખડે મલકે!
આંખે હુંપદની જલતી જ્વાલા, એ નિશાનીએ શ્રીમંતવાડા.

મજૂરવાડા

મિલ, ખેતી કે ખાણુ ખરાબે, વગડે વાટે કે ઘાટ બજારે,
મજૂરી રળતાં ગાત્રો થાકયાં ! એ નિશાનીએ મજૂરવાડા.
નાની શી ખોલી કે ઝૂંપડી બાંધી, તાડછે, વાંસ, ખપાટીએ છાઇ;
કે બહાર ચોગાને વાસ જમાયા ! એ નિશાનીએ મજૂરવાડા.
તેલ વિના બળે દિવેટ ઝાંખી, લાકડાં બાળી અંધારી છાંટી;
ધૂણીને ગોટે વાદળ ઘેર્યાં ! એ નિશાનીએ મજૂરવાડા.
ભૂખે બાલુડાં બરાડા પાડે ! કોઇ તો દુઃખે રામ પુકારે !
હાય વરાળે કકળતી કાયા ! એ નિશાનીએ મજૂરવાડા.
ગંદકી ઘેરીને દુર્ગંધ મારે ! કાગડા ગીધડ આનંદ માણે !
મચ્છર, ચાંચડ, જંતુ ઝાઝાં ! એ નિશાનીએ મજૂરવાડા.
મિલની જ્યારે વ્હીસલ વાગે, કીડિયાળાં શાં વાસ ભરાયે !
યંત્રમાં યંત્ર શી પિસાતી કાયા ! એ નિશાનીએ મજૂરવાડા.
આધિ ઉપાધિ અંગે વિંટાળી, ચીંથરેહાલ ! શી દમડી રાખી !
ખૂબ પરિશ્રમે હૈયાં થાકયાં ! એ નિશાનીએ મજૂરવાડા.
ફાટયાં-તૂટયા-કૂડાં કપડાં વીંટયા, સ્ત્રીપુરુષનાં જીવન ખૂટયાં;
દૈવના દુશ્મન શાં હિજરાયાં ! એ નિશાનીએ મજૂરવાડા.
ભૂખ-થાકે હીંડે દીન લથડતા ! વ્હીલે મુખે ભરી નિત્યની ચિંતા !
ગરીબાઇ રોજ ગાતી ગાથા ! એ નિશાનીએ મજૂરવાડા.



# २२–कहावे भक्त भारतनो !

(લેખકઃ–શ્રી. ડી. પટેલ)

તમન્ના એજ એને છે કહાવા ભક્ત ભારતનો;
મરણુ પૂર્વે અને પશ્ચાત્ કહાવા ભક્ત ભારતનો.
બનાવે બંગલો ઊંચો સિવિલ ઢબમાં રહેવાનો;
પ્રતિદિન મોજ માણે પણુ કહાવે ભક્ત ભારતનો.
સરસામાન અને બીજો વિદેશી માલ છે એનો;
પણુ ફરે એ શુદ્ધ ખાદીમાં કહાવા ભક્ત ભારતનો.
વિના મોટર અને ગાડી કદમ ના એક પણુ ભરતો;
કોમળતા દેહની રાખે પણુ કહાવે ભક્ત ભારતનો.
લખે ઇંગ્લીશ,પઢે ઇંગ્લીશ અને પોષાક અંગ્રેજનો;
પછી એ જાય સભા મધ્યે કહાવા ભક્ત ભારતનો.
ડાળી દાઝ બતાવવાને કરે પોકાર પબ્લિકનો;
જમાવે રંગ પોતાનો કહાવા ભક્ત ભારતનો.
સ્વદેશ ને કોમને માટે ફંડ–ફાળા ઘણા કરતો;
કરીને એ બધું સ્વાહા કહાવે ભક્ત ભારતનો.
સ્વદેશી સર્વ ધર્મોને ઉપરથી એક એ ગણુતો;
સુલેહનાં ગીત એ ગાવે, કહાવે ભક્ત ભારતનો.
મળે સમય સારો તો સ્વકોમી ભક્ત એ બનતો;
કુસંપનાં બીજડાં વાવી કહાવે ભક્ત ભારતનો.
મુખમાં નામ ઇશ્વરનું બગલમાં છૂરી લઇ ફરતો;
સુલેહના દોર કાપીને કહાવે ભક્ત ભારતનો.
ગરજનાં શિંગડાં રાખી ભારતમાં ઘણું ફરતો;
દમામી ડોળ સેવીને કહાવે ભક્ત ભારતનો.
ઘણા ભક્તો ફરે એવા નથી ભારતમાં તોટો;
કરી લાચારી, બદમાસી ભરે નિજ સ્વાર્થનો કોઠો.

('આર્યપ્રકાશ'ના એક અંકમાંથી)

## २३–ए ते क्यांनो न्याय ?

( લેખકઃ–શ્રી. ધૈર્યચંદ્ર બુદ્ધ )

એ તે કયાંનો ન્યાય ? કહેશો કોઇ એ તે કયાંનો ન્યાય ?
શેઠિયા વસતા વૈભવ મહેલે, મજૂરો ફૂટપાથે અથડાય.
શેઠિયા ફરતા મોજ વિલાસે, બિચારા થઇ મજૂર પિલાય.
શેઠિયા ચલાવે રોલ્સ કારો, મજૂરો મોટરથી ચગદાય.
શેઠિયાઓ તો સુટ પ્હેરે, મજૂરો વસ્ત્રો વિણ મરી જાય.
શેઠિયાઓ જમતા મિષ્ટ ભોજન, મજૂરને રોટી ન પૂરી થાય.
શેઠિયા પોઢે છત્ર પલંગે, મજૂરોને ગોદડી ફાટલ હોય !
મજૂરોની રળેલ કમાણી, મૂડી મંડીતો લઇ જાય.
શેઠિયાઓ તો જલસા માણે, મજૂરો છોને યંત્રોમાં પિલાય.
મજૂરોનું લોહી માંસ ચૂસી, શેઠ હાડપિંજર ખાવા ધાય.
મજૂરોના આંસુની ઇમારત બાંધી, શેઠિયા દિલમહીં ફુલાય.

## २४–शहेर केवुं ?

( લેખકઃ–શ્રી. ગંગાશંકર લલ્લુરામ પંડ્યા )

પૂંજા પટેલનો દીકરો ગ્યો'તો શહેર જોવાને કાજ,
જોઇને આવ્યો ઘેર એ જ્યારે પૂછી પટેલે વાત;
કહે ભાઇ ! શે'ર છે કેવું ? શું છે તહીં જોવા જેવું ? ૧

શું કહું બાપુ શહેરની વાતુ ! છાપરાં મોટાં બહુ,
લોક દેખંતા લાગે રૂપાળા, કાળજે કાળા સહુ;
ગરીબને લૂંટવા વાળા, દીઠા ઠામ ઠામ લૂંટારા. ૨

પહેલો લૂંટારો પેસતાં દીઠો શે'રમાં મોટરકાર,
દશ ગાઉ જાય એક સપાટે ભાંગી તેના પાય;
મોં માગ્યા દામ પડાવે, વિજયનાં વાજાં વગાડે. ૩
આગળ જાતાં બીજો લૂંટારો, હોટલ હિંદુ–વિલાસ
આકર્ષે એનાં થાળીઓ વાજાં, તન ધનનો કરે નાશ.
પીવરાવે ચાહ કરીને, મીઠાશમાં વિષ ભરીને. ૪
વિલાયતી કપડાંની દીઠી આગળ ઝાઝી દુકાનો,
ખાદીનો ગ્રામ ઉદ્યોગ ડુબાવી વિદેશે વેડફી નાણું;
લૂંટે વણકરની રોજી, લૂંટારુની દાનત ખોટી. ૫
"મફત વિમા કંપની" વાંચ્યું પાટિયું એક મકાન,
પાંચ હજારનો વીમો ભરાવી, મુદતે મેળવો દામ;
કહી પ્રીમિયમ પડાવે, દેવાળવું પુંઠળ કાઢે. ૬
સરકારી પરવાના વાળું જોયું દારૂ–પીઠું,
ભોળાં બિચારાં આમજનોનું ધન હરાતું દીઠું;
મળે માંડ રોટલી જેને, લૂંટે દઈ લાલચ તેને. ૭
ન્યાય કચેરીએ ન્યાય ચુકાવવા ગામડિયા જાય ભોળા,
સાચનું જૂઠ, જૂઠનું સાચું કરી લૂંટે ઉભયનાં નાણું;
વકીલોનો રાફડો ફાટ્યો, લૂંટાય જ્યાં ગામડાવાળો. ૮
દર્દી બિચારો ડૉકટર પાસે દર્દ મિટાવા જાયે,
ડૉકટર સાહેબ શાણા બનીને પહેલેથી પાંચ મુકાવે;
પછી પિચકારી ચડાવે, લૂંટે સહુ જેમ લુંટાયે. ૯
એવા લૂંટારા કૈંક મેં દીઠા, કહેતાં ન આવે પાર,
નાટક ચેટક શાહ લૂંટારા ને કાર્નિવલોમાં જુગાર;
લાગ્યું મને શહેર લૂંટારું, ભલું ભૂંડું ગામડું સારું. ૧૦

## २५–दिवाळी

(લેખકઃ–શ્રી. ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ)

લોકો કહે દિવાળી આજે, અમાસની અંધારી રાત;
હૈયામાં તો હોળી બળતી, કહો જઇને કરવી ક્યાં વાત?
પ્રલય તણા ઘુંટાતા શ્વાસ, કંગાલો નાખે નિશ્વાસ!
કલેજાં કાપે કારમી બૂમો, થાતો ચહુદિશ આક્રંદ નાદ;
ગરીબને સંતાપે શ્રીમંત, કોઇ ન સૂણે તેની દાદ.
શ્રીમંતને તો રોજ દિવાળી, ગરીબની છે દુનિયા કાળી!
ગરીબને દુઃખ દર્દ વિલાપો, કરવાનાં દિન રાત;
ગુલામી જંજીરે સડતાં, કષ્ટ તણી ક્યાં કરવી વાત?
ભવાટવી ઝાળે અટવાઇ, સુવર્ણ ઝાળે મરે રિબાઇ!
પશુ થકી એ જીવન બૂરું, મજૂરો વ્હાવે રૂદન ગંગા.
શ્રીમંતોને હૈયે તાળાં, હૃદયો કાળા રંગાં.
ગરીબો બેહાલે મરતા! ભૂખ્યા નગ્ન થઇ ફરતા!

## २६–बाळमजूर

શે’રમાં વાગ્યાં ભૂંગળાં એનો નાદ દિશામાં જાય,
સૂની છાપરીએ ફફડી ઊઠે નાની શી એની કાય;
માડી સૂતો બેટડો જાગે, ઊંડી એની નીંદરું ભાગે. ૧

ફેરવજે ડીલ હાથ હો માડી, લોહી ભરેલે આજ,
બાળપણું એ લાંબુ નભે ના ટાંપી રહ્યાં છે બાજ;
કાલે કૂણો દેહ પીંખાશે, ટીપું યે ના લોહી દેખાશે. ૨

આપજે માડી ખાવા આજ એને પેટ ધ્રપીને ધાન,
લાંબી મજલમાં ભાતું ઓછું તો શે ટકશે એ પ્રાણ?
કાલે ભૂખી એ હોજરી થાશે ચાના ઊના 'કોપ' રેડાશે. ૩

ભેટી લેજે માડી તું એને ખૂબ ભીંસીને આજ,
બળતા એના ભવના રણની મીઠી વીરડી માજ;
કાલે એના અંગ સંગાથે, સંચાના ક્રૂર હાડ ભીંસાશે. ૪

જાળવજે માડી ખૂબ કાયા ફૂલ જેવી છે દેહ,
મોટપણે તો સુરખી ઊડી પડશે જાજાં વેહ;
કાલે કીટી રજ રેલાશે, પરસેવે એ કાય ભીંજાશે. ૫

સાચવ માડી ખૂબ તું એને કૂડાં ભૂતોથી આજ,
એક તો ઘોર અંધારું ને એનું ડોલતું છે જા'જ;
કાલે બિવરાવશે આવી, હાઉ હડતાળનો ભાવી. ૬

ખેલવા ઝાડે ઝાડ દેજે આજ ખૂલ્લી હવામાં ખૂબ,
જોઇ સુંદરતા સૃષ્ટિની એને કરવા દે મનસૂબ;
કાલે દમે દમમાં એનાં, ઝેર મૂડીનાં ચડાવે ઘેનાં. ૭

(મળેલું)

---

## ૨૭-દીપોત્સવી

ધવલ વસ્ત્રો સજી મોટરોમાં ફરે, ગરીબને નાખતા નિત્ય ચોળી,
જીવન સંયોગને ઘોળીને પી જતા, જિંદગીની કરે રોજ હોળી;
લાખ ને ક્રોડની વાત કરતા ફરે, બીક ના રાખતાં કો'દિ કોની,
સત્ય અસત્યને નેવલે મૂકીને ઉજવે ઉત્સવો "ભાગ્યશાળી"
નિત્ય સંતોષને ભૂલીને માનવો, શેઠ બનવા સદા ચાહ રાખે,
લાખ ધંધા કરે બાજીઓ ખેલતા, અવનવી આંટીઓ ગૂંથી રાખે,
ભૂલથી જો ફસાતા કદી આવિયા, તો પછી કાંઇ બાકી ન મૂકે,

અવરને બારણે 'સીલ' લગડાવીને, રોફથી નાચતા 'ઉચ્ચ' ડોકે!
'દિલમાં શાન્તિ છે' એમ દેખાડવા, જૂજવા વેશ ધારે સદાએ,
એક ઠામે કહિયે ઠરી ના રહે, વર્ષમાં દોઢસો ધામ નાખે;
એક પાઇ નહિ આપવાની કહે, કાલની કાલ કરતા હલાવે,
માગનારા ભલે માગતા આવતા, હાસ્ય કરતા વધાવી બનાવે!
ગામનાં છોકરાં ઘંટી ચાટી મરે, યાદ કરવા મહાપાપ સમજે,
પ્રેમને સ્નેહનાં તરકટો ખેલતા, કીર્તિના જૂઠડા કોટ બાંધે;
પાપલીલા રમી મસ્ત થઇને ફરે, વાર તહેવારની એ ઉજવણી,
એ દિવાળી દિવાળી ગણો સૌ તમે, તો પછી ના રહી કાંઇ ખામી!
ગરીબને ઘેર દુષ્કાળનાં ડોકિયાં, હાંડલાં કુસ્તીજંગો મચાવે,
મહેરબાની તણી રાખને ચોળતા, આંખમાં અશ્રુનાં પૂર લાવે;
એમના દિલના ડંખ જોઇ શકો, તો પછી ભાવશે નાહિ લ્હાણી,
પાઈ પૈસો મૂક્યો વ્યાજવો તેહની, આજ થઈ ગઇ દિવાળી, દિવાળી.

---

## ૨૮—पुस्तकालयने

(લેખકઃ–શ્રી. ખેતાભાઇ કેશવલાલ રાવળ)

જીવનના ઉચ્ચ આદર્શો, દિલે ધારી સદા ઊભું,
અમર આશા તણી ઘડીઓ, જીવન સ્નેહાળ લઇ ઊભું;
વધાવી સર્વના ભાવો, રચે આદર્શ ભાવી તું,
જીવન ઊંચાં સહુ જોવા, ખરું તપ આદરી ઊભું. (૧)
નથી મમતા નથી માયા, નથી ક્ષુલ્લક હ્રદય તુંમાં,
નથી કંઇ સ્વાર્થની આશા, વસ્યાં દિલ મહાત્મનાં તુંમાં.
હજારો અર્થશાસ્ત્રીનાં, હજારો વીર મહાત્માનાં,
હજારો શુદ્ધ પ્રેમીનાં, જીવન–ઝરણાં ઝરે તુંમાં. (૨)
મીઠી છાયા મીઠી માયા, મીઠા આ મોહ જગમાંના,
ઉતારી સર્વ દિલોમાં, બનાવ્યા સર્વ કો દાના;

રૂડો તેં આદર્યો યજ્ઞ, બનાવા સર્વને સુજ્ઞ,
ભણાવે વિશ્વધર્મ તું, બની ઊભું તું સર્વજ્ઞ. (૩)
હજારો ઓલિયા તુંમાં, હજારો ભોમિયા તુંમાં,
હજારો વેદ વેદાન્તી, હજારો સાધુ છે તુંમાં;
સયાજી ભૂપના ભાવો, ખડા મૂર્તિ સમા તુંમાં,
દિગન્તે વ્યાપજો એવી, અડગ શ્રદ્ધા વસો તુંમાં. (૪)

('પુસ્તકાલય' માસિકના એક અંકમાંથી)

## ૨૧-મોક્ષનું બારું

(લેખકઃ-શ્રી. ગંગાશંકર લલ્લુરામ પંડયા)

(ભારતકા ડંકા આલમમેં—એ રાગ)

મને પુસ્તક તો બહુ પ્યારું છે,
વિણુ જીવન શૂન્ય અકારું છે;
પ્રગતિ જગની કહેનારું છે.
નિત્ય ભાવ નવા ભરનારું છે........મને૦
મળે ભોજન મિષ્ટ મધુર ગમતાં,
વિણુ પુસ્તક એ સહુ ખારું છે;
શુભ પુસ્તકવાચનના રસમાં
લુખું અમૃતથી પણુ સારું છે........મને૦
કદી સુંદર મ્હેલ મળે વસવા
ફરનિચર કેરી સજાવટ છે;
પણુ પુસ્તકના વસવાટ વિના,
મઢુલી કરતાંય નપાવટ છે........મને૦
મળે મોટર મોજ થકી ફરવા,
વિણુ પુસ્તક ભાગ્ય નકામું છે;

સદ્ પુસ્તકનો સહવાસ સદા,
દુઃખતિમિરમાં સુખભાનુ છે.......મનો૦
જગમાનવના સમુદાય મહિં,
કીર્તિ સહ માન દેનારું છે;
ભવપંથ પ્રકાશ રૂડો ભરતું,
બસ પુસ્તક મોક્ષનું બારું છે.......મનો૦
('પુસ્તકાલય' માસિકના એક અંકમાંથી)

## ૩૦–पुस्तक–माहात्म्य

( લેખકઃ–શ્રી. વસંત મહેતા )

એક દિવસ મસ્તી ચડી બ્રહ્મને જાણવા,
મનુષ્યના વામન રૂપનું ઐશ્વર્ય માપવા;
કોઈ આવો એ દૈવી સ્વરૂપને બતાવવા,
ધૂનમાં ને ધૂનમાં લાગ્યો હું વર્ષો વિતાવવા.
વ્યાકૂળતા વધી, થઈ ઇચ્છા વ્યોમ ઊડવા,
તડફડાટ—ભૈરવને શાંતિ સમર્પવા–
સ્વૈરવિહારની આશા મનમાં રહી ને–
તેજ–પુંજ શી કૃતિએ અંગુલિ–નિર્દેષથી
બતાવી એક શબ્દધારિણી સુઉદ્દેશથી.
રડ્યો ખૂબ, ન સમજ્યો હું દૈવિ સંકેત
સમણું ભાસ્યું, અહર્ંટણે ગત પત્ની–પ્રેત.
મૂઢ બન્યો, થઈ કુંઠીત બુદ્ધિ મારી,
ન સમજ્યો હું અનંતની એકે લહરી;
વ્યોમ ફાટ્યું, પડ્યા શબ્દો મારા કર્ણ–પથ
'સદ્પુસ્તકો વાંચ ઉજાળશે તારા કુપંથ.'
( 'પુસ્તકાલય' માસિકના એક અંકમાંથી )

## ૩૧-પુસ્તકો

(લેખકઃ-શ્રી. શિવાત્મજ-ડીંગુચા)

પુસ્તકો પુષ્પો સમાં કરે શોભતાં,
પુસ્તકો હોંશેથી હાથે સ્હેવાયે—પુસ્તકો૦ ૧

પુસ્તકો મ્હેકે શું ! જાણે ફૂલડાં,
પુસ્તકો સુવાસે જ્ઞાન લેવાય—પુસ્તકો૦ ૨

પુસ્તકો ઉપદેશ નિર્મળો આપતાં,
પુસ્તકો વાંચેથી ન્યાયી થવાય—પુસ્તકો૦ ૩

પુસ્તકો નીતિને દિલડે સ્થાપતાં,
પુસ્તકો પઢતાં અનીતિ જાય—પુસ્તકો૦ ૪

પુસ્તકો વીરતાના પાઠો પઢાવતાં,
પુસ્તકો સહાયે ભીરુતા હરાય—પુસ્તકો૦ ૫

પુસ્તકો મણી સમાં પ્રગટી રહ્યાં,
પુસ્તકો જ્ઞાનોના દીવડા ગણાય—પુસ્તકો૦ ૬

પુસ્તકો જાણે પુનમનો ચંદ્રમા,
પુસ્તકો શીતળ ચાંદની ગણાય—પુસ્તકો૦ ૭

પુસ્તકો નિર્મળ ઝરણાં વહાવતાં,
પુસ્તકો જ્ઞાનની ગંગા ગણાય—પુસ્તકો૦ ૮

પુસ્તકો ભરપૂર જ્ઞાને છે ભર્યાં,
પુસ્તકો જ્ઞાન સાગર ગણાય.—પુસ્તકો૦ ૯

પુસ્તકધન લૂટયે ન જ્ઞાનો ખૂટતાં,
પુસ્તકો જ્ઞાનોનો પહાડ મનાય—પુસ્તકો૦ ૧૦

('પુસ્તકાલય' માસિકના એક અંકમાંથી)

---

# ३२–पुस्तकनां भोजन

( લેખકઃ—શ્રી. ગંગાશંકર લલ્લુરામ પંડયા )

આવો આવો જમાડું કંઈક જુદાં જુદાં
જુઓ પીરસ્યાં છે પુસ્તકડે ઝાઝાં
એ ભોજનિયાં જુદાં જુદાં ૧

કાવ્ય નાટક સાહિત્ય જેને ગમતાં
પુસ્તકાલયો જમાડે તેને હસતાં—એ ભોજનિયાં૦ ૨

વૃદ્ધ વર્ગો તો ધાર્મિક નિહાળે
ગીતા ભારત એ ખોટ પુરી પાડે— „ ૩

યુવા વર્ગને તો નવલિકાઓ ગમતી
રમણુ દેસાઇના આંગણામાં રમતી— „ ૪

મારી બહેનોને રાસ બહુ ભાવે
કવિ ન્હાનો ને રાયચુરા લાવે— „ ૫

પેલા બાળકને ભાવે તે આપજો
પડે ઓછું ગિજુભાઇને કા’વજો— „ ૬

પેલો હાસ્યનો ઇજારદાર આવે
ફકીર મસ્ત એના હાસ્ય પીજો ભાવે— „ ૭

કોઈ ભૂખ્યાં નવ જાય જરા જોજો
હોય ત્રૂટિ શ્રીમંતને કે’જો— „ ૮

જેણે પુસ્તકાલયો ઉઘાડ્યાં ઝાઝાં
દઉં આશિષ શ્રીમંત શ્રીસયાજી— „ ૯

('પુસ્તકાલય' માસિકના એક અંકમાંથી)

## ૩૩—અમર ધામ !

( લેખકઃ—શ્રી. 'હૃદયપ્રેમી' )

મલિનતા ધોવાને આ અંતર તણી,
સદ્‌ગ્રંથો પર ધારું અતિશે પ્રેમ જો;
પુનિત આ હૈયાને કરવા પ્રેમથી,
વાંચું ગ્રંથો જ્ઞાન ભર્યાં છે અનુપ જો.—મલિનતા૦ ૧

જીવન ઉજાળે તિમિર ટાળે આત્મના,
અનેરા અજવાળા અર્પે નૂર જો;
હૈયાને આનંદ અર્પે એ પુસ્તકો,
પુસ્તક વિણ છે જીવનમાં અંધકાર જો.—મલિનતા૦ ૨

પુસ્તકાલય મંદિર મારું રહે સદા,
અમર ધામ એ વહાલું જીવન પ્રાણ જો;
દર્શન કરીને પાવન થાતાં કંઈ જનો,
કંઈ તરી ગયાં ભવાટવીની ઝાળ જો.—મલિનતા૦ ૩

જ્ઞાન અને અનુભવ અનેરા અર્પતા,
માતુ શારદાના એ અમૃતપાન જો;
અમૃત પીને અમર બનું હું જગતમાં,
પ્રભુ પૂરજો એ હૈયા કેરી હામ જો.—મલિનતા૦ ૪

મનન કરું હું પુસ્તક વાંચી સ્નેહથી,
આત્માની ઉન્નતિ કેરું મૂળ જો;
અવનવા આદર્શો સાધે પુસ્તકો,
પુસ્તકો તો મારા વ્હાલા પ્રાણ જો—મલિનતા૦ ૫

('પુસ્તકાલય' માસિકના એક અંકમાંથી)

## ३४–तारी शके ए चोपडी

( લેખકઃ–શ્રી. કનૈયાલાલ દુર્ગાશંકર અનંતાણી )

પુસ્તકરૂપી અમૃત તણું, જો પાન તુજથી ના થયું,
મનથી સદા તું માનજે, જીવતર ખચિત એળે ગયું.
આચાર ને સુવિચાર કેરી, આરસી છે ચોપડી.
વિવેક ને આદર્શ સઘળા, શીખવે એ ચોપડી.
રાખે સદા આનંદમાં તે, કામધેનુ ચોપડી.
અમૃત સદા તુજ જીવનમાં, સિંચશે એ ચોપડી.
અજ્ઞાનરૂપી, તિમિર ત્હારું, ભેદી શકે એ ચોપડી.
એકાન્તમાં સારે ગરજ, મિત્રરૂપ એ ચોપડી.
બીમારીઓ દર્દી તણી, ટાળી શકે એ ચોપડી.
હરશે સદા તુજ દુઃખ સઘળું, ઓષધી એ ચોપડી.
જ્ઞાન કેરી વૃદ્ધિ કાજે, લ્હાણી કરો એ ચોપડી.
વિશ્વનાં સહુ માનવીને, તારી શકે એ ચોપડી.

('પુસ્તકાલય' માસિકના એક અંકમાંથી)

---

## ३५–आमंत्रण

( લેખકઃ–શ્રી. જોઇતાભાઇ ઈશ્વરભાઇ પટેલ )

( આવો આવો જગતનાં બાળ...એ રાહ )

આવો આવો રસિલાં આજ, ગ્રંથાલયે આવોને;
પ્યારાં ! જ્ઞાનપુષ્પોને કાજ, ઉદ્યાનમાં આવોને.

સાખી

ગ્રંથ તણા ઉદ્યાનમાં, પ્રસરે ગ્રંથ પરાગ,
ભોગી ભ્રમર ગૂંજતા, લૂંટે એહ પરાગ.

લૂંટો લૂંટો રસિલાં આજ, જ્ઞાન–રસ લૂંટોને,
ભર્યો ભર્યો અખૂટ ભંડાર, ગંગા તટે આવોને.

સાખી

પુષ્પ ખીલ્યાં ઉદ્યાનમાં, મધુરાં કુસુમ ગુલાબ,
વણ ખીલ્યાં મનુકુંજનાં, ખીલાવો રસિયાં આજ.

ચૂંટો ચૂંટો અનેરાં ગુલાબ, રસિયાં ચૂંટોને,
ભરી ભરી પુષ્પોની છાબ, રસિયાં મ્હાલોને.

સાખી

ચૂંટેલા એ પુષ્પોની, પ્રેમે ગૂંથી માળ,
ઉલ્લાસે હૈયે ધરી, ટાળો તિમિર તત્કાળ.

પામો પામો ચક્ષુનાં દાન, જ્ઞાન રસ પીઓને,
શુષ્ક જીવનમાં અમીનાં લ્હાણુ, રસિયાં ઝીલોને.

સાખી

ખિલાવી મનુકુંજનાં, પુષ્પો જગમાં આજ,
રસજ્યોતિ પ્રગટાવીને, સજાવો સુંદર સાજ.

આવો આવો રસિલાં આજ, ગ્રંથાલયે આવોને,
પ્યારાં ! જ્ઞાનપુષ્પોને કાજ, ઉદ્યાનમાં આવોને.

('પુસ્તકાલય' માસિકના એક અંકમાંથી)



## ३६–लाधे गरवा ग्रंथो

(લેખકઃ—શ્રી. રસુલભાઈ. ન. વહોરા)

(અંજની ગીત)

સૃષ્ટિની સર્જનતામાંથી,
માનવની મૂર્તિઓમાંથી;
અંતરની ઓજસતામાંથી,
લાધે ગરવા ગ્રંથો.

ક્ષેત્રો વાડી ને ગ્રામોમાંથી,
મંદિર માળ મસ્જિદોમાંથી;
પશુપક્ષી ને કીટકોમાંથી,
લાધે ગરવા ગ્રંથો.

આભ ઉષા ને સંધ્યામાંથી,
શશિ સૂર્ય ને તારકમાંથી;
જ્યોતિર્દિશ ને શૂન્યતામાંથી,
લાધે ગરવા ગ્રંથો.

શબ્દોનાં સંલગ્નોમાંથી,
વાક્યોની વિવર્તતામાંથી;
અર્થોની ઊર્ધ્વતામાંથી,
લાધે ગરવા ગ્રંથો.

ગ્રંથોની ગૌરવતામાંથી,
વાચકની વિશુદ્ધતામાંથી;
હૈયાંની રસભરતીમાંથી,
લાધે ગરવા ગ્રંથો.

('પુસ્તકાલય' માસિકના એક અંકમાંથી)

## ३७–जगद्वंद्य !

(લેખકઃ—શ્રી ધૈર્યચંદ્ર. ર. બુદ્ધ.)

પુસ્તકાલય સંસ્કારનું પ્રતિબંબ પાડે, ભંડાર અખૂટ એ જ્ઞાનનો;
જિજ્ઞાસા તૃપ્ત કરવા એ પથ્ય પુસ્તકોએ, આપે જ્ઞાનમય આશ્વાસનો. ૧
આત્મહત્યા કરે મરતાં ભૂખે જે, ચૈતન્ય હીન બની અરે રે!
પુસ્તકોના જમણ વિણ આ, દેહ આત્મઘાતી ઠરે રે! ૨
સૂર્ય વિહોણા દિવસ જેવા, છે પુસ્તકો વિહીન માનવી;
અંધકાર ઉરનાં મિટાવવાને, પુસ્તકો અદ્ભુત જ્યોતિકા છે. ૩
ગુરુ પુસ્તકો, પ્રભુ પુસ્તકો, હૃદય મ્હારું પુસ્તકો છે;
પુસ્તકો જગદ્વંદ્ય સદાય રહેશે, પુસ્તકાલય હજો પ્રાણ પ્યારું. ૪

('પુસ્તકાલય' માસિકના એક અંકમાંથી)

# ૩૮–વાચન–સિદ્ધિ

( લેખકઃ–શ્રી. 'ચન્દ્રિક' )

પુસ્તક–ગુણનું ગાન કરન્તાં પાર કદી ના આવે,
શ્રેષ્ઠ વિચારો ભરતું મનમાં, આનંદ–છોળ ઉછાળે;
ગરવા ગુણ થકી ઓપે, મોંઘાં દશ્ય વળી શોભે. ૧

એક પક્ષી, એક તાર, મગજનાં ઊર્મિ–મજકુર હોયે,
ઘનઘોર તિમિરનાં ભેદન કરીને દિવ્ય ઉષા પ્રગટાવે;
દીપ્તિ દિનમણી જેવી, દિગન્તે દુર્લભ છે એવી. ૨

હરિહર કેરો ભેદ ટળાવે, પાખંડથી દૂર રાખે,
દુષ્કર દુર્દૈવે સપડાતાં, દુર્ગમ પંથ કપાવે;
નિઃશંક ચિત્ત થકી થાતા, નાપાક–પુનિત નિવેડા. ૩

પ્રપંચી જગમાં પ્રબળ પ્રબંધે, પ્રવીણ પ્રાગલ્ભ્યે થાતા,
પ્રેરક ભાવો મળતા પ્રેમે, બાહ્યાન્તર બુજ સ્હાતા;
બુડથલ બુદ્ધ બને જેથી, સેવા પુસ્તકની તેવી. ૪

ભીરુ–ભીતિ ભાગે, ભુક્તિ ભેજાંની મન ભાવે,
ભુજંગને પણ ભૂલવે એવી પ્રભુતા હૈયે ધારે;
ભિન્નભાવ ભૂચર ત્યજતા, ભૂષિત ભૃત્ય વળી બનતા. ૫

માણીગર લંપટતા મૂકે, માલિની ધરતી શાતા,
લાલનપાલન બાલ તણું, લાવણ્યને જન ધરતા;
સંપર્ક પુસ્તકનો થાયે સિદ્ધિ વાચનથી લાભે. ૬

( 'પુસ્તકાલય' માસિકના એક અંકમાંથી )

# ૩૧–શું શીખી આવ્યાં?

(લેખકઃ–શ્રી. કાલિદાસ શેલત)

['મથુરામાં ખેલ ખેલી આવ્યા' એ પ્રચલિત ગરબાનું કટાક્ષ કાવ્ય]

કૉલેજમાં ખૂબ ભણી આવ્યાં
 ઓ બ્હેન! શું શીખી આવ્યાં?
કડલાં ને કાંબી ક્યાં મૂકી આવ્યાં?
 'રિસ્ટ વૉચ' કોનું પહેરી લાવ્યાં?–ઓ બ્હેન!
કુમકુમ ચાંદલો ક્યાં મૂકી આવ્યાં?
 પાઉડર ને પફ કોનાં લાવ્યાં?–ઓ બ્હેન!
પ્રેમ–વજ્ર–ગ્રંથિ શો છોડી અંબોડલો,
 'બૉબ્ડ હેર' ક્યાંથી લઇ આવ્યાં?–ઓ બ્હેન!
સાદું જીવન, વેશ સાદો મૂકીને,
 ફૅશનના ફંદ ક્યાંથી લાવ્યાં?–ઓ બ્હેન!
કડછી ને વેલણ ક્યાં મૂકી આવ્યાં?
 રૅકેટના ખેલ ખેલી આવ્યાં!–ઓ બ્હેન!
ઘરનાં મંદિરિયાં સૂનાં મૂકીને,
 કલબોમાં ક્યાં ઘૂમી આવ્યાં?–ઓ બ્હેન!
માતૃત્વ મોંઘાં ક્યાં મૂકી આવ્યાં?
 "કૉંટ્રાસેપ્ટીવ" કોનું લાવ્યાં?–ઓ બ્હેન!
ગૃહિણીના ધર્મ કર્મ ક્યાં ભૂલી આવ્યાં?
 પદવીના છંદ કોના લાવ્યાં?–ઓ બ્હેન!
સતીઓની ભાવના ભૂલી જઇને,
 "છટ્‌નોનસન્સ" લઇ આવ્યાં!–ઓ બ્હેન!
વ્રત, તપ, સંયમ ક્યાં મૂકી આવ્યાં?
 હોટલમાં "ભ્રષ્ટ" થઇ આવ્યાં!–ઓ બ્હેન!

લજ્જા–આભૂષણ ક્યાં ભૂલી આવ્યાં?
કોના સ્વચ્છંદ શીખી લાવ્યાં?–ઓ બ્હેન!
"ન્હાવા સ્હેવા"નો એ મંત્ર ભૂલીને,
"છૂટા છેડા" કોના લાવ્યાં?–ઓ બ્હેન!
આપણું સઘળું ક્યાં મૂકી આવ્યાં?
પારકું શું કામ ચોરી લાવ્યાં?–ઓ બ્હેન.!
નવાના મોહમાં "જૂનું જલાવી
ખાખપર મહેલ ચણી" આવ્યાં!–ઓ બ્હેન.!
વિદ્યા ને જ્ઞાનના મોંઘા ખજાના,
છોડી કંગાલ થઇ આવ્યાં?–ઓ બ્હેન!
સ્નેહ—સૌજન્યની દેવી તમે તો,
જગ—ઠેશે ચડવા કાં ચાલ્યાં?–ઓ બ્હેન!
પૂજ્ય ને વંદ્ય આર્ય નારી મટીને,
શીદને "મડમ" બની આવ્યાં?–ઓ બ્હેન!

('ચિત્રમય જગત'ના એક અંકમાંથી)

---

## ૪૦–ચાહદેવીનાં લગ્ન!

(લેખકઃ–શ્રી. શંકરસ્વામી આનંદાનંદ સરસ્વતી)

ચીન તણી ચાલાક કુમારી, આવી હિન્દુસ્તાન વિષે,
અમલ ચલાવ્યો સર્વ દેશમાં, સત્તા પણ ઘર ઘર દિસે.
યુરોપના માનીતા મિસ્ટર, બિસ્કુટ ભાઇ જે બહાદુર,
આશક થઇને અહીંયાં આવ્યા, ફૂટતા પ્રેમ તણા અંકુર.
ચાહદેવીથી કરી સગાઇ, ગોર બન્યા હોટલવાળા,
ગ્રાહક સઘળા થઇ જાનૈયા, લગ્ન તણા કીધા ચાળા.
હરખે બાંધ્યો હોટલપતિએ, મંડપ મોટો હોટલનો,

કોણુ મૂકે ત્યાં અરે આંકડો, જાનૈયાનાં ટોટલનો.
પાંચ જાય પચ્ચીસ આવતા, ધામધૂમ રહેતી ચાલુ,
ચોરી કેરો ચારજ લેવા, પાસ થઇ આવ્યું પ્યાલું.
ગાય ગીત ગુણવંતી ગોરી, રકાબિયો ઉર ધરીને હર્ષ,
અહોભાગ્ય છે આજ અમારાં, થાયે ચહા દેવીનો સ્પર્શ.
ચમચાએ ચિત્તમાં વિચારી, બન્ને જણુનો કર્યો મિલાપ,
મળે દક્ષણા હોટલપતિને ગોર વિણુ નવ થાય ઉથાપ.
સાસુ કિટલી, સસરો સાંચો, ખાંડ જેહની ખિદમતદાર,
દૂધ અને પાણી એ બે તો, ચાહ દેવીના છે શણુગાર.
જાનૈયાની જાતભાતમાં, ભેદભાવ નવ મળે લગાર,
કોણુ બ્રાહ્મણો, કોણુ વણિકો, કોણુ કોળી, કોણુ કુંભાર ?
ઊઠી પ્રભાતે ભેટ આપવા, મુબારકબાદી માટે,
મુલાકાત દઇ દામ દિયે, જઇ હોટલપતિ કેરે હાથે.
કંઇક શોખીનો નિજ ઘરમાં પણુ, નિત્યે આવાં કરે લગન,
કોડે કન્યાદાન દઇને, મનની અંદર થાય લગન.
કાષ્ઠાગ્નિનું કોણુ પૂછે છે, બીડીમાં અગ્નિ પ્રજળે,
એ અગ્નિની સાક્ષી આગળ, વર–કન્યાનો હાથ મળે.
જઇ ધુમાડા કહે ગગનમાં, ચાહ દેવીનાં થયાં લગન,
જાનૈયાએ જશ ખૂબ લીધો, જાણે મોટો કર્યો જગન.
અમલ અધિકો ચાલ્યો અવનિમાં,રડતાં રહેછે છાનાં બાળ,
આનંદાનંદ સર્વે થાતાં, ચહા દેવી હૈયાનો હાર.

('આર્યપ્રકાશ' ના એક અંકમાંથી)



## ૪૧—आधुनिक साधु !

( લેખકઃ—શ્રી. માધવલાલ શુકલ )

હૈં નહિ જિન કો જરા ભી ધ્યાન અપને દેશ કા,
જિન કે દિલ ભી અસર નહિ હોતા નહિ ઉપદેશ કા;
એક અક્ષર ભી પઢે લિખે નહિ હોતે હૈં જો,
આજકલ ઘરબાર તજ કર સાધુ બન જાતે હૈં વો.
રંગ લિયે કપડે કમંડલ ભી લિયા એક હાથ મેં,
બાંધ લંગોટી જટા શિર ભસ્મ સારે ગાત મેં;
કનફટા કાનોં મેં ખપ્પર હાથ ચિમટા ભી બડા,
રાહ ચલતે ટનટનાતા એક ઘંટા ભી પડા.
બમ્બબાતે બૈલ સે જિસ દર પૈ યે જા કે અડે,
કુછ ન કુછ લેકર હટેંગે જગ મરે પત્થર પડે.
હાય ! બાવન લાખ ઐસે મુફ્તખોરે આજ હૈં,
જિનકે ઘર દર ગાંવ ગોરુ ઘોડે હાથી રાજ હૈં.
બાન હૈં પાપોં કે બેપરવાહ હે કાનૂન કે,
હિન્દ કે રક્ષક હે યા પ્યાસે હમારે ખૂન કે.

( 'આર્યપ્રકાશ' ના એક અંકમાંથી )

## ૪૨—वेंगणनो वरघोडो

ચાલો જઇએ રે વેંગણને વરઘોડે, એ તો પરણે પાપડી જોડે.
માશી મોગરી રે, મોડ ધરી આવ્યાં કોડે, ભીંડાભાઇ મૂછ મરોડે.
દૂધી ભાલી આવ્યાં ગોરાં રે, વળી લાવ્યાં સાથે ટીંડોરાં રે,
ઠેઠ મુંબઇથી આવ્યાં પંડોળાં રે, ખારીલી રે વાલોળ વાંક
ન છોડે, ચાલો વેંગણને વરઘોડે,

આવી જાનમાં રે સર્વે જાતની ભાજી, મેથી તાંદળજાની તાજી,
લૂણી પોઈ રે સુવા થયા છે રાજી, ખારી મોરસ હરખી ઝાઝી.
રાખી કડવાશ આવ્યાં કારેલાં રે, સાથે આવ્યાં કંકોડાં ઘણેરાં રે,
માન માગે પરવળ મોઘેરાં રે, કુળાં ગલકાં રે લાવ્યાં
ઘીલોડાં જોડે, ચાલો વેંગણને વરઘોડે.

ઘમઘમતી રે ગુવારની ફળી આવી, વળી ચોળીને બોલાવી,
સાંગરીને રે આણી ઘણી સમજાવી, સૌ સીંગ બ્હેનો તેડાવી.
બાંધી કમર કોથમીર ચાલે રે, ફૂદીનો પણ હરખે ફાલે રે,
લીલાં મરચાંનો ક્રોધ બહુ સાલે રે, લીસાં લીંબુ રે મનગમતાં બધે દોડે,
ચાલો વેંગણને વરઘોડે.

ચાલ્યાં સુરણ રે તરબૂચ મીઠાં મોળાં, ચાલ્યાં કોબીજ ને વળી કોળાં,
આરિયાંનાં રે ઊભર્યાં ટોળે ટોળાં, જાણે તોપ તણા સૌ ગોળા.
કાકા બટાકા હર્ષે ભરિયા રે, આવી મળ્યાં ગળ્યાં શક્કરિયાં રે,
તૈયારી કરે તાજાં તૂરિયાં રે, સૌ મળીને ચડાવ્યા વરને ઘોડે;
ચાલો વેંગણને વરઘોડે.

ધરે છત્રજ રે અળવી કેરાં પાન, કરી ચમ્મર મૂળા દે માન,
લીલાં પીળાં રે કેળાં કરતાં તાન, સૂકાં મરચાં વગાડે ગાન;
વર વેંગણ માંડવે પહોંચ્યા રે, સૂંઠ સાસુ પોંખવા આવ્યાં રે,
તેડી મંડપમાં પધરાવ્યા રે, પાપડીને રે શણગારી ચાંલ્લા ચોડે;
ચાલો વેંગણને વરઘોડે.

ખરે વખતે રે આવ્યા લસણમામા, કન્યા પધરાવ્યાં વર સામાં,
હસ્ત મેળાપ રે થયા અંતર પડદામાં, ગીત ગાય સૌ ભાજી ભામા;
મીઠા ગોર થયા સાવધાન રે, દીધાં હળદરે કન્યાદાન રે,
થયા વેંગણ તો ગુલતાન રે, ઊઠ્યા પરણી રે સહુ કુટુંબને
મળિયાં, આવ્યાં પાપડીને ઝળઝળિયાં.

પ્યાજ કહે પાપડી પસ્તાઇ રે, પરણી વર કાળો શાહી રે,
એ તો બાપડી ઘણું શોસાઈ રે, સહુ શીખ દે રે પિયર
પાછી દોડો, થયો વેંગણનો વરઘોડો.
('જન્મભૂમિના' એક અંકમાંથી)

---

# ૪૩-तंत्री!

(લેખકઃ-શ્રી. કાલિદાસ શેલત)
(એક કટાક્ષ કાવ્ય-જાગ્યને જાદવા-એ ઢાળ)

જાગ્યને તું અલ્યા, તંત્રી છાપા તણા;
તુજ વિના પ્રેસમાં કોણ જાશે?
ત્રણસેં ને સાઠ દિન, એમ પૂરા થયા;
વીતી ગઇ રાત ને વ્હાણું વાશે! ૧
સેવ ને ગાંઠિયા, ચટણી હોટલ તણી;
'કડક મીઠી ડબલ' કોણ પીશે?
લાલ પેન્સિલ લઇ, ખબર ભેગી કરી;
તુજ વિના પ્રૂફ તે કોણ જોશે? ૨
ભાવ શેના વધ્યા, ખૂન કો'નાં થયાં;
લાગી કયાં લ્હાય, કયારે બુઝાણી?
દેશ, પરદેશ, આકાશ-પાતાળની;
તુંથી કો વાત કયાં છે અજાણી? ૩
તું કરે કાગનો વાઘ ને તું ખરે
શૂન્ય માંહેથી સૃષ્ટિ સજાવે!
બિન્દુ ના હોય વૃષ્ટિ તણું એક ત્યાં;
ઓઘઃ તું પ્રલય કેરા વહાવે! ૪

હોય જે જીવતા, જાગતા જોધ શા;
મોકલે સ્વર્ગમાં તું સદેહે!
સ્વર્ગ જે સંચર્યા, થાય તે જીવતા;
દિવ્ય તવ કલમ કેરી કૃપાએ! ૫

લોક, પરલોક, નવખંડ બ્રહ્માંડ;
તારી હથેલી મહીં તું સમાવે!
ચક્ર તારું ફરે, આણુ તારી બધે;
વિશ્વને નાચ તું, કંઇ નચાવે! ૬

રાજ્ય, મહારાજ્ય સહુ સાથ તુજ શોધતા;
દુંદુભી યુદ્ધનાં તું વગાડે!
મૂર્ખ મોટા બને, તવ કૃપા હોય તો;
તું ચડાવે અને તું પછાડે! ૭

ભોગ્ય-ભોક્તા તું, સેવક અને સેવ્ય તું;
તું હવિ, તુંજ છે અગ્નિહોત્રા!
યોગી-ગુરુ તુંજ, નેતા તું સ્રષ્ટા વળી;
ભૂત ને ભાવિનો તુંજ દ્રષ્ટા! ૮

કોટિ સૂર્યો ઊગે, ચંદ્રગ્રહણુ જો ઘૂમે;
તારકો તેજ-પુંજો વહાવે!
તોય ફેડાત ના તિમિર મનુકૂલનાં;
તંત્રી ના હોત જો વિશ્વમાંહે! ૯

('શારદા'ના તંત્રી અંકમાંથી)



# ૪૪–ધર્મના ધંધાદારીઓનો વિનાશ

( મૂળલેખકઃ–પ્રો. ચતુરસેન શાસ્ત્રી )

બુદ્ધિમાન ભાઇઓ ! હું આપને પૂછું છું કે, શું ધર્મ પણ ધંધાની ચીજ છે? શું ધર્મ વેચીને ખરીદી શકાય? શું એ પાખંડ નથી કે ધર્મને એક માણસ પુણ્ય સમજે અને બીજો તેને પૈસા પેદા કરવાનો માર્ગ સમજે ?

આપ સમસ્ત હિંદુસ્તાનમાં ફરી આવો, ધર્મના ધંધાદારીઓની સર્વત્ર ભીડ લાગેલી છે. આ ધંધાદારીઓની કરોડોની આવક જોઇને આપનું હૃદય ઠંડું પડી જશે. બીજા કોઇ ધંધામાં નફોએ હોય ને નુકસાન પણ થાય પરંતુ આમાં તો નફોજ નફો છે. અમીર અને ગરીબ લોકો આંધળા અને અજ્ઞાન માણસોની પેઠે પોતાની મોટા ભાગની કમાણી ધર્માદામાં ખર્ચે છે. હજારો મંદીર, હજારો ક્ષેત્ર અને હજારો ઠાકોરદ્વારા–કોણ જાણે કેટલીએ આવી સંસ્થાઓ અને તેમનો કરોડોનો વેપાર જરાએ અટક્યા સિવાય આ ધર્માદામાંથી ચાલ્યા કરે છે.

આપ પ્રયાગના ગંગા–સંગમ ઉપર જાઓ. ફૂલ–પતાસાંવાળો કહેશે, એક પૈસાનાં ફૂલ ચડાવીને પુણ્ય લૂંટો. દૂધવાળો કહેશે, એક પૈસાનું દૂધ ચડાવીને પુણ્ય લૂંટો; પરંતુ આ લોકો પોતે તો એક ફૂલ કે એકાદ ટીપું પણ દૂધ નહિ ચડાવે. ગમે તો તેમને પુણ્ય લૂંટવા કરતાં પૈસા લૂંટવા વધારે વહાલા છે અથવા તો તેઓ જાણે છે કે, આમાં પુણ્યબુણ્ય કંઇ નથી, માત્ર એક પ્રકારનું ધતીંગ છે.

અમે ત્રિવેણી સ્નાન કરવા ગયા. આ લોકો લૂંટારા અને શિકારી કૂતરાઓની પેઠે પાછળ પડ્યા. ગંગામૈયાને દૂધ ચડાવો, ફૂલ–પતાસાં ચડાવો; યજમાન એક દૂધવાળો ગંગામાં પડીને અમારી પાસેજ આવ્યો અને સ્નાનમાં અગવડ કરીને બોલ્યોઃ "દૂધ ચડાવો મહારાજ !"

મેં ગુસ્સે થઇને કહ્યુંઃ "એથી શું થશે ?"

"પુણ્ય થશે. ગંગાજીમા દૂધ ચડાવવું એ હિંદુનો ધર્મ છે."

મેં કહ્યુંઃ "ચડાવી દો."

તેણે નાનકડી ટોપલીમાં દૂધ રેડીને કહ્યું–" કેટલું ? યજમાન !"

મેં કહ્યું:–" એમાં કેટલું છે, બધુંએ ચડાવી દો."

" બહેતર, બાબુ !"

" બધું ઊંધુ વાળી દો."

એ કમનસીબે બધુંએ દૂધ ગંગામાં વહેવડાવી દીધું અને નિશ્ચિંત થઇને ઘાટ ઉપર બેઠો બેઠો અમારું સ્નાન થઇ રહેવાની રાહ જોવા લાગ્યો. જ્યારે અમે નાહીધોઇને ચાલવા લાગ્યા ત્યારે તેણે કહ્યું– " યજમાન, પૈસા આપો."

" પૈસા કેવા ?"

" દૂધ ચડાવ્યું હતું ને."

" તેમાં ખોટું શું કર્યું ?"

" તો પૈસા આપો."

" પૈસા શા સારુ આપીએ ?"

" આપના કહેવાથી દૂધ ચડાવ્યું હતું."

" અમારા કહેવાથી તેં પુણ્ય તો કર્યું; એમાં હરકત શી છે ?"

" પરંતુ આપના નામે ચડાવ્યું હતું ને ?"

" તારા પોતાના નામે તેં કેમ ન ચડાવ્યું ? શું તું હિંદુ નથી ?"

" હું બ્રાહ્મણ છું."

" જો તું ચડાવશે તો પુણ્ય નહિ થાય ?"

" કેમ નહિ થાય ? જરૂર થશે."

" તો પછી તુંજ પુણ્ય લૂંટને, પૈસાને શું કરશે ? શું પૈસા પુણ્ય કરતાં વધારે છે ?"

અમે ચાલતા થયા અને તે ગભરાતો ગભરાતો પાછળ દોડ્યો અને બોલ્યો " મહારાજ ! પુણ્ય આપ લો, મને તો પૈસા આપો."

" કેમ ? શું પુણ્યથી તારું પેટ ભરાઈ ગયું છે ?"

અમે વધુ આગળ ચાલ્યા, એટલે એ રસ્તો રોકીને ઊભો. અંતે પોલીસને બોલાવીને અમે તેનો વિરોધ કર્યો.

આપ કહેશો, ચાર પૈસા માટે ગરીબને ઠગ્યો. પણ એ લોકો તો કેટલીએ પેઢીઓથી ચાર ચાર પૈસા ઠગતા આવ્યા છે, તેનો શો જવાબ છે ?

પ્રયાગમાં જાઓ; કાશી, અયોધ્યા-મન ફાવે ત્યાં જાઓ. ઉત્તર, દક્ષિણમાં જ્યાં પણ તીર્થ છે, ધર્મના ધંધાદારીઓ અતિશય દુષ્ટ, નિર્લજ્જ, બેઇમાન, ધૂર્ત, પાખંડી અને ગુંડા જણાશે.

જો આપે કાશી અને ગયાના પંડાઓની ગુંડાશાહી જોઈ હોય, તો આપ સમજી જાઓ.

સમસ્ત ભારતવર્ષમાં બધાં મળીને ૧૫૦૦ થી વધારે પ્રસિદ્ધ તીર્થો છે. ત્યાંનાં અગણિત મંદીરો અને બેશુમાર દેવતાઓ બેઠા બેઠા યાત્રીઓની રાહ જોયાજ કરે છે. એ તીર્થોમાં દર વર્ષે લગભગ પાંચ કરોડ યાત્રાળુઓ જાય છે અને લોકોના દોઢ અબજથી વધારે રૂપિયા તેમાં ખર્ચાય છે. જેમાંથી લગભગ ૬૦ કરોડ તો મંદિરો, મહંતો અને પૂજારીઓના પેટમાં જાય છે!

એમાંના ઘણાખરા પૂજારી અને મહંતો રાજાની પેઠે વૈભવથી રહે છે. તેમને હાથી ઘોડા, મહેલ, ઠાઠમાઠ બધું હોય છે. ઘણાઓને તો રાજાના અધિકારો પણ મળેલા છે. તેમની આવક બેશુમાર છે. તેઓ દેવતાઓની સેવામાં ચડાવવામાં આવતા પૂરેપૂરા ધનના માલિક છે. એ લોકો ઘણે ભાગે વેશ્યાગામી, પરસ્ત્રીગામી, લુચ્ચા, પાખંડી અને મિથ્યાજ્ઞાની છે. દક્ષિણનાં મંદીરોમાં દેવદાસીઓની પ્રથા વિષે જેણે સાંભળ્યું છે, તે આ બાબતમાં અફસોસ કર્યા સિવાય નથી રહેતા કે, ધર્મને નામે વ્યભિચારનું કેટલું બધું સમર્થન થઇ રહ્યું છે! બીજાં પણ ઘણાંએ મંદિરો અને સંપ્રદાયો વ્યભિચારને આશ્રય આપે છે. વામમાર્ગ અને ચાર્વાક સંપ્રદાયના સિદ્ધાંતો તો જગત વ્યાપક છે. વલ્લભ સંપ્રદાયનાં ઘણાંખરાં ભોપાળાં તો સ્વામી બ્લાકટાનંદ અને મુંબઇમાં ચાલેલા મહારાજ લાયબલ કેસથી ખુલ્લાં પડી ગયાં છે*

વલ્લભ સંપ્રદાયમાં શિષ્યે પોતાની પ્રત્યેક ભોગ્ય વસ્તુ ગુરુને

---

* એ દિશામાં મુંબઇની "પોલ પત્રિકા"એ પણ ઠીક ઠીક પ્રકાશ પાડ્યો હતો. એ પત્રિકા જીવતી રહી ત્યાંસુધી તો તેણે ઠીક ઠીક મહંતોનાં ભોપાળાં અને લાલજી બાવાઓનાં કારસ્તાનો બહાર પાડી લોકસેવા બનાવી હતી. —અનુવાદક

સમર્પણ કરવી જોઇએ એવો ધારો છે. આ સંપ્રદાયના નવ ભાવો સુપ્રસિદ્ધ છે. સાંભળો તો ખરા, કેવા મજાના છે!—

૧. બધી રીતે માત્ર ગુરુને આશરે રહેવું.
૨. શ્રીગુરુની ભક્તિથીજ મુક્તિ પ્રાપ્ત થાય છે.
૩. લોકલાજ તથા વેદશાસ્ત્રોની આજ્ઞા છોડીને ગુરુને શરણે આવવું.
૪. દેવ અને ગુરુ સમક્ષ નમ્રતાથી વર્તવું.
૫. હું પુરુષ નથી, પરંતુ વૃન્દાવનની ગોપી છું એમ માનવું.
૬. ગોસાંઇજીના ગુણ ગાવા.
૭. ગોસાંઈ મહારાજનો મહિમા વધારવો.
૮. ગોસાંઇ મહારાજ જે કહે કે કરે, તેનાજ ઉપર વિશ્વાસ રાખવો.
૯. વૈષ્ણવોનો સમાગમ અને સેવા કરવાં.

આ નવ નિયમોમાં જે ગુપ્ત ભેદો છે, તે તો વિચારશીલ વાચક સમજી શકે છે. પરંતુ મગજને ગુલામ બનાવવા માટે આ સંપ્રદાયનાં પુસ્તકોમાં એથીએ વધારે વિચિત્ર વાતો લખવામાં આવી છે. જેમકેઃ—

"તન, મન, ધન, ગુરુજીને અર્પણ કરવાં!"

"જે કોઈ ગુરુ અને ભગવાનમાં ભેદભાવ રાખે, તે પક્ષી બને છે!"

"જે ગુરુની વાત જાહેર કરે, તે ત્રણ જન્મ સુધી કૂતરો બને છે!"

વાચક! વિચારજો કે, ઉપરોક્ત નિયમો સ્ત્રીશિષ્યાઓ માટે કેટલા ભયંકર છે!!

વ્યભિચારના સમર્થનમાં શું લખ્યું છે, તે જરા સાંભળોઃ—

"......તેથી ઇશ્વર અને ગુરુની સેવા અવશ્ય કરવી જોઇએ. પરાઇ...વસ્તુ ભોગવવાનો દોષ તો જગતને લાગે છે. ઇશ્વરને માટે તો કંઇજ પારકું નથી તેથી વ્યભિચારનો દોષ ઇશ્વરે જગતને માથેજ નાખ્યો છે. અજ્ઞાની(?)ઓ કહે છે કે, કોઇ પુત્રપુત્રી પિતાને કહે કે, હું તમારી સ્ત્રી છું, તો તેમાં કેટલી બધી અનીતિ છે? તેથી ઈશ્વર સાથે જાર-ભાવે પ્રેમ રાખનારા પણ અધર્મી છે. આમાં એ વાત વિચારવા જેવી છે કે, ગોપીઓએ જો શ્રીકૃષ્ણ સાથે જારભાવની પ્રીતિ કરી હતી, તો શું તેમણે અધર્માચરણ કર્યું હતું?......"

આ સંપ્રદાયની બીજી પણ ગંદી આજ્ઞાનો નમૂનો સાંભળોઃ—

"શ્રીસ્વામીજીએ પોતાના શરીરમાંથી કરોડો સખીઓ પ્રકટ કરી, જેનાં નામ લલિતા, વિશાખા વગેરે પડયાં × × ×.

એક વાર "ભારત સુદશા પ્રવર્તક" નામના માસિક પત્રમાં સ્વામી બ્લાકટાનંદે એક પત્રવ્યવહાર પ્રગટ કર્યો હતો. વાચકોની જાણ માટે તેનો મનોરંજક ઉતારો અમે અત્રે આપીએ છીએઃ—

"જાણવું જોઇએ કે, વલ્લભ સંપ્રદાયના મહાપુરુષોએ ભારતવર્ષના દેશોદ્ધારનો એક મહામંત્ર નક્કી કર્યો હતો. અમારા પૂજ્યપાદ ગુરુવરોએ એ મંત્રનો જપ શીખવ્યો હતો અને હજારો પુરુષોજ નહિ બલકે આ દેશની સ્ત્રીઓને પણ દીક્ષા આપવામાં આવી હતી. એ પવિત્ર મંત્રમાં જે અદ્‌ભુત શક્તિ હતી, તેથી લાખો કુલસ્ત્રીઓનો ઉદ્ધાર થતો હતો અને થઇ રહ્યો છે. મંત્રનો શુદ્ધ પાઠ આ પ્રમાણે છેઃ–'તન–મન–ધન શ્રીગોસાંઇજીને અર્પણ!' મને પણ ગુરુભક્તિની ધૂનમાં અમારા ગોલોકવાસી સ્વામીઓનો મહિમા પ્રગટ કરવાનું ઉત્તેજન મળ્યું અને મારી એ ભકિત એટલી દૃઢ થતી ગઇ કે, મેં ત્રણ પુસ્તકો તૈયાર કર્યાં–(૧) વલ્લભકુલ–ચરિત્ર દર્પણ (૨) વલ્લભકુલ–દંભ દર્પણ અને (૩) વલ્લભકુલ–છળકપટ દર્પણ નાટક. એ પ્રસિદ્ધ થતાંજ મહારાજોની ગાદીઓ ડોલવા લાગી અને ગાદીનશીન શ્રી ૧૫૦ ગોવર્ધનલાલજી મહારાજે પોતાના ભંડારીને મોકલ્યો. તેણે અહીં આવીને એક પત્ર પોતાના નોકર સાથે મોકલ્યો હતો, તે અક્ષરશઃ નીચે આપવામાં આવે છે. (સહી) બ્લાકટાનંદ"

"સ્વસ્તિ શ્રી સર્વોપમાયોગ્ય સ્વામી બ્લાકટાનંદજી જોગ લિખાતંગ અલ્લાહાબાદથી કોઠારી હરવિલાસ રાયના ભગવત સ્મરણ વાંચશો. હું અત્રે ખાસ તમને મળવા આવેલો છું અને અહીંના શ્રીગોવર્ધનનાથના મંદિરમાં ઊતર્યો છું. શ્રી ટિકાયત ૧૦૮ શ્રીગોવર્ધનલાલજી મહારાજે મને મોકલ્યો છે. તમે જે ત્રણ પુસ્તકો (૧) વલ્લભ–કુલ–ચરિત્ર દર્પણ અને (૨) વલ્લભ–કુલ–દંભ દર્પણ અને (૩) વલ્લભ કુલ છળકપટ દર્પણ–પ્રસિદ્ધ કર્યાં છે; તેમાંની એ બધી ગુપ્ત વાતોનો અને અમારા મહારાજ અને અન્ય સ્વરૂપોનો ગુપ્ત ભેદ તમને કોણે બતાવ્યો? તમે અમારા મિત્ર છો એટલે સત્ય વાત કહો. કદાચ માની

લઇએ કે આ વાતો સાચી પણ છે, તોપણ ગુરુના ઘરની આ વાતો તમારે લખવી ઉચિત નથી. ખેર, માણસથી ભૂલ તો થઇ જાય છે. હવે આપ કૃપા કરીને આ ગુપ્ત ચરિત્રનો ભેદ દેનાર માણસોનાં નામ આપો અને એ પણ કહો કે, આ પ્રકારે લખવામાં તમારો શો ઉદ્દેશ છે? અમે બધી રીતે તૈયાર છીએ. અમારા મહારાજની પણ એવીજ આજ્ઞા છે. મિતિ માગશર સુદિ ૪, ૧૯૬૪. દા. ભંડારી હરવિલાસ."

"ભંડારીજીએ જે કામની પ્રેરણા કરી છે તેમાં અમારી સંમતિ છે. દા. મથુરાપ્રસાદ પૂજારી."

આ પત્રનો રજિસ્ટર્ડ ઉત્તર તા. ૧૭–૧૨–૧૯૦૭ને રોજ શ્રી ૧૦૮ મહારાજાધિરાજ શ્રીગોસ્વામીજીને આપવામાં આવ્યો હતો, જેનો ભાવાર્થ આ પ્રમાણે હતોઃ—

"આપ તથા વલ્લભકુલના સમસ્ત ભૂષણ–સ્વરૂપો નીચે લખેલી ચાર બાબતો માનવાની પ્રતિજ્ઞા કરો, તો હું મારી લખેલી બધી ચોપડીઓ ઘાસતેલ છાંટીને બાળી દઉં અથવા આપ પોતે જે રીતે ચાહો તે રીતે તમારી સમક્ષ તેને સળગાવી દઉં. આપના લાખો ચેલાઓ ભારતવર્ષમાં છે. તેઓ ભલેને એ બાબતોને ધર્મ માને, પરંતુ ન્યાય દૃષ્ટિથી એ બાબતો સામાન્ય જનતાની દૃષ્ટિએ નીતિ વિરુદ્ધ છે.

(૧) શિષ્યાઓને પુત્રી સમાન સમજો...ધર્મ વ્યવહાર રાખો.

(૨) વિવાહ–લગ્નોમાં વેશ્યાઓના નાચ બંધ કરાવો–કેમકે આ નીચ કામ શૂદ્રોએ કાઢ્યું છે. આ કાર્ય ગોવધને મદદગાર છે.

(૩) સ્ત્રીપુરુષોને મર્યાદામાં રાખો. અર્થાત્ એકબીજાના હાથનું અડેલું જમે નહિ. પરસ્પરનાં સહભોજનો બંધ કરાવવાં જોઇએ.

(૪) શિષ્યો તથા સેવકોને એઠાં ભોજન દેવાં એ વામમાર્ગનું અનુકરણ છે અને તે વૈષ્ણવધર્મથી સર્વથા વિરુદ્ધ છે..."

આ પત્રવ્યવહારથી વાચકો ઘણું બધું સમજી ગયા હશે. આ સંપ્રદાયના મુંબઇના મંદિરના ગોસાંઇજીના સંબંધમાં એક વાર મુંબઇના 'ટાઇમ્સ' પત્રે લખ્યું હતું કેઃ—

"મહારાજોનાં કરતૂતો–કાર્યો નિંદ્ય છે અને તેથી તેઓ જાહેરમાં

આવતા નથી. જો તેઓ અદાલતમાં સાક્ષી દેવા હાજર થાય, તો તેમનાં નીચ કાર્યો બદ્દલ સામાન્ય જનતાના ફિટકાર તેમના ઉપર વરસ્યા વિના રહે નહિ અને આથી તેમની અજ્ઞાની શિષ્યમંડળી પણ ઓછી થઈ જાય......."

"આપ અખત્યાર" નામનું એક વર્તમાનપત્ર લખે છે કેઃ—

"હિંદુઓના મહારાજોનાં મંદિરો એ વેશ્યાવાડા, તેમની બેઠકો નાશરમ કુટણીઓનાં ઘર, તેમની દૃષ્ટિ વેશ્યાગમન, તેમનાં અંગો હવસનાં ઘર અને શરીરનો બધો ઠાઠમાઠ અપવિત્રતા, ગંદકી અને નીચતાથી ભરેલો છે. તેમને ઇશ્વરના અવતારોને બદલે રાક્ષસોના અવતાર કહેવા જોઇએ."

લોકોમાં મૂર્ખતા તો એટલે સુધી ફેલાઇ ગઇ છે કે, ઘણા લોકો તીર્થોમાં પોતાની સ્ત્રીઓને પણ દાનમાં આપી દે છે અને પછી થોડાક રૂપિયા આપીને ખરીદી લે છે. આ વાત સ્ત્રીઓને માટે ખૂબ અપમાનજનક તો છેજ, સાથે સાથે આ મૂર્ખાઇનું કોઇ કોઇ વાર મજાનું પરિણામ પણ બહાર આવે છે. પંડાઓ દાનમાં આપેલી સ્ત્રીને પાછી આપવાનો ઇનકાર કરે છે અને ભારે ફજેતો થાય છે.

જે દેશમાં ચાળીસ વર્ષની અંદર સત્તર દુકાળ પડે અને તેમાં દોઢ કરોડ માણસો ભૂખે તરફડી તરફડીને મરી જાય, જે દેશમાં દર વર્ષે દસ લાખ, દર મહીને છયાસી હજાર, દરરોજ ૨૮૮૦, દર કલાકે એકસોવીસ અને દર મિનિટે બે માણસ "હાય અન્ન! હાય અન્ન!!" કરતા મરી રહ્યા છે; જ્યાં પચાસ લાખ ભિખારીઓ ટુકડા માગતા ફરે છે, જ્યાં દશ કરોડ ખેડૂતોને એક ટંક ખાઇને ચલાવવું પડે છે, જ્યાં દેશને કશાએ ઉપયોગના નહિ એવા આ નફ્ફટખંડા ધર્મના ધંધાદારીઓ પ્રજાની મહામહેનતની કમાણીના સાઠ કરોડ રૂપિયા દર વર્ષે ખાઇ જતા હોય, કે જેનું વ્યાજજ દસ વર્ષમાં તો ડુંગર જેટલું થઈ જાય, તે દેશના લોકો શું આ બધી બાબતો ઉપર વિચાર નહિ કરે?

ઉદયપુર રાજ્યમાં નાથદ્વારા નામનું એક સ્થાન છે, ત્યાં આપ જાઓ. જોઇને તમારી અક્કલ ગુમ થઇ જશે. તે ઉજ્જડ ને વેરાન પ્રાંતમાં કોઇ વસ્તુ દુષ્પ્રાપ્ય નથી. એક એકથી ચડતા ભોજનના

પદાર્થો ત્યાં આપને તૈયાર મળશે. તે બધું શ્રીઠાકોરજીના ભોગના પ્રતાપે છે. ચાર પૈસામાં એવું દૂધ મળશે કે જાણે કેસર, કસ્તૂરી અને મેવો ભેળવેલી રબડી. ત્યાં કેસર-કસ્તૂરી ઘંટીઓમાં દળાય છે. ગુજરાત અને દક્ષિણના ભક્તજનો ઊભરાય છે. સ્ત્રીઓની ભક્તિનું તો કહેવુંજ શું ? ઠાકોરજીના ભોગની કથા સાંભળશો ? એક વાર કોઇ રાજાએ એક ખૂબ કીમતી મોતી મૂર્તિને ચડાવ્યું-તેને વાટીને તેનો ભૂકો બનાવીને તેનો ઠાકોરજીને ભોગ લગાવવામાં આવ્યો. સવા લાખ રૂપિયાનો ભોગ થવો એ તો સામાન્ય વાત છે. વીસ મણ દૂધનો ભોગ ચડે છે, પછી આ બધા બિનજરૂરી પદાર્થો પંડાઓ બજારમાં વેચે છે અને આ રીતે હમેશાં અહીં "ટકે શેર ભાજી ટકે શેર ખાજાં" વાળી વાત ચાલ્યા કરે છે. અહીં પૂજારીને પોતાને રાજસત્તા મળેલી છે.

કાશી અને ગયાના પંડા અને પુરોહિતોની તો શી વાત કહેવી ? તેઓ તો કરોડોની સંપત્તિના ધણી થઈ બેઠા છે.

જગદ્ગુરુ શંકરાચાર્યની સંપત્તિ પણ અસામાન્ય છે. ! હરદ્વાર, ઋષિકેશમાં પણ અનેક ધર્મવ્યવસાયીઓ લાખોના ધણી છે. સમસ્ત ભારતવર્ષનો એક પણ ખૂણો એવો નથી કે જે આ ધર્મના ઇજારદારોથી ખાલી હોય !!

હું એક બહુજ સામાન્ય ઉદાહરણ આપ સમક્ષ રાખવા ઇચ્છું છું. અહીં નવા દિલ્હીમાં, જ્યાં હું રહું છું, ત્યાં નવું દિલ્હી આબાદ થયા પહેલાં એક જીર્ણ જેવું હનુમાનજીનું મંદિર હતું. નવું દિલ્હી વસ્યા પછીજ તેનું નસીબ ફરી ગયું છે. ગરમીના દિવસોમાં તો સામાન્ય સ્થિતિજ હોય છે, પરંતુ ઠંડીના દિવસોમાં જ્યારે સીમલાવાસીઓ પધારે છે, ત્યારે મંગળવારને દિવસે હજારો માણસોની ત્યાં ઠઠ જામે છે. અનેક જાતની મીઠાઇઓના ઢગલા થાય છે. એમાં મોટા મોટા ભણેલાગણેલા ઊંચા દરજ્જાના અધિકારીઓજ હોય છે. સ્ત્રીઓનું લશ્કર સૌથી વધારે હોય છે. આ તો હજુ શરૂઆત છે. મને લાગે છે કે, ઘણાજ નજીકના ભવિષ્યમાં એ દિવસ આવશે કે, આ મંદિર એ એક મોટી જાગીર બની જશે. મેં એ જગાના પૂજારીને પણ જોયો છે. તે ઘણોજ સામાન્ય માણસ છે.

આ દોઢ અબજ રૂપિયાનો દર વર્ષે થતો દુપરુયોગ દેશને માટે કેટલો બધો નુકસાનકારક છે અને તેના સદુપયોગની કેટલી બધી આવશ્યકતા છે, તે વિચારવા જેવી વાત છે. આર્યસમાજે ગુરુકુળો ખોલીને અને તેના વાર્ષિકોત્સવોને ધાર્મિક મેળાઓનું રૂપ આપીને આપણી સમક્ષ એક નવી યોજના રજૂ કરી છે. આજે ભારતવર્ષમાં શાળા–કૉલેજોમાં ભણનારા લગભગ સિત્તેર લાખ વિદ્યાર્થીઓને નવી નવી વિદ્યાઓ શીખવવામાં આ દોઢ અબજ રૂપિયાનો સાચો સદુપયોગ થઇ શકે તેમ છે. શાળાઓ અને કૉલેજોમાં બાળકો કેટલી બધી ફી આપીને ભણે છે અને ગરીબ બાળકો માટે તો અભ્યાસ કરવો કેટલો બધો મુશ્કેલ છે! શું કોઈ મંદિરના પૂજારી કે મહંતે કદી કોઈ હોનહાર યુવકને સ્કૉલરશિપ–છાત્રવૃત્તિ–આપી ઊંચા દરજ્જાનું શિક્ષણ મેળવવામાં મદદ કરી છે?

અમે એ વાત કબૂલ કરીએ છીએ કે, કેટલાક મહંતોએ ધર્માર્થે સંસ્થાઓ ઉઘાડી છે. જેમકે બાવા કાલીકમલીવાળાનાં ઔષધાલયો અને ક્ષેત્રો. એજ પ્રકારે અનેક મંદિરોમાં પાઠશાળા વગેરે છે. પરંતુ વાસ્તવમાં આ બધી સેવાઓની કશી વિસાત નથી. ઘણે ભાગે તો એ બધી લોકોને ધૂતવાની ચાલબાજીઓ છે. એજ જાળો ઉપર કબૂતરો ચણી ખાય છે ને મરઘીઓ ફસાય છે.

જેમણે કલકત્તાના મારવાડીઓના ધર્મ–અડ્ડા, ગોવિંદ ભવનની હકીકત સાંભળી છે, તેઓ સમજી શકશે કે, આ બધા ધર્મના ઇજારદારોના જેટલા ભેદ ખુલ્લા ન પડે તેટલાજ સારા છે.

અમે એવા મહંતોને જાણીએ છીએ કે જેઓ અહીં દિલ્હીથી છોકરીઓને ખરીદીને લઇ જાય છે અને તેમને રખાત તરીકે રાખે છે. વેશ્યાગમન તો એમને માટે પ્રસિદ્ધજ છે. અમે એવા મહંતોને પણ જાણીએ છીએ કે જેમણે બબ્બે ચચ્ચાર શિષ્યાઓને રખાતો તરીકે રાખી છે.

શું આ ધર્મમંદિરો, મહંતો અને ધર્મના ધંધાદારીઓથી કોઇને પણ શારીરિક યા આત્મિક લાભ થવાનો સંભવ છે? આપને ઘેર બેસીને એક માણસ પૂજા–પાઠ, જપ વગેરે કરી જાય અને આપ

તેની મજૂરી ચૂકવી દો, તેથી શું તેનું પુણ્ય આપને મળશે ? એક વાત તો એજ ભારે સંશયગ્રસ્ત છે કે, આવા પૂજાપાઠોથી કંઇ પુણ્ય છે કે નહિ? અને હોય તોપણ તે પૂજાપાઠ કરનારને મળશે કે થોડાક પૈસા દેવાથી આપને? શું આપે કાશીના દશાશ્વમેધ ઘાટ પર ગૌદાન અપાતાં નથી જોયાં, કે કેવી રીતે એજ બ્રાહ્મણની વાછડીના પૂંછડાને અડકી અડકીને તેનેજ પૈસા દઇને લોકો ગૌદાનનું પુણ્ય લૂંટે છે? ધર્મ અને ભગવાનને આ રીતે ઠગવા એ ખરી રીતે તો ભારે આશ્ચર્યની વાત છે—અરે નીચ કર્મ પણ છે.

એક વખત એવો હતો કે, જ્યારે ખ્રિસ્તીઓ પાદરીઓ પાસે પાપ માફ કરાવતા અને સ્વર્ગને માટે હૂંડી મોકલ્યા કરતા હતા. ભારતવર્ષમાં પણ મરી ગયેલા ઇષ્ટ મિત્રોને ભાદરવા વદમાં શ્રાદ્ધદ્વારા જમણ પહોંચાડવામાં આવે છે; પરંતુ અમે પૂછીએ છીએ કે, નવીન ભારતમાં પણ શું આ બધા પ્રપંચો જીવતા રહેવા જોઇએ ? એમનો નાશ ન થવો જોઇએ ?

અમે કહીએ છીએ કે, આ ધર્મના ઇજારદારોનો નાશ કર્યા સિવાય હિંદુ બાળકોની માનસિક ગુલામી કદી પણ દૂર નહિ થાય. શ્રદ્ધા અને ભક્તિ એ એક મોટી ચીજ અવશ્ય છે, પરંતુ તેમાં વિવેક અને વિચારસ્વાતંત્ર્ય હોવાની ખૂબ જરૂર છે; અંધવિશ્વાસ અને મૂઢતાને કારણે આત્મા વિરુદ્ધની માનસિક ગુલામીથી બચવા માટે આવશ્યકતા છે. આપણે ધર્મનાં જૂનાં ધતીંગોને દૃઢતાપૂર્વક નાબૂદ કરી દેવાં જોઇએ. ધર્મ, ગંગામાં ફૂલ ને દૂધ ચડાવવામાં નથી, મહંતોને ગોસાંઇબાવાઓની સેવા કરવામાં નથી, ઘંટા—ઘડિયાળ વગાડવામાં નથી તેમજ કલાકો સુધી મૂઢની પેઠે આંખો બંધ કરીને બેસી રહેવામાં પણ નથી.

ધર્મ તો દયા, વિશ્વપ્રેમ, લોકહિત અને આત્મબલિદાનમાં રહેલો છે; એટલે એ ગુણો ખીલવવામાં અને વધારવામાં રહેલો છે.

('ચાંદ'ના એપ્રિલ ૧૯૩૧ ના અંકમાંથી અનુવાદિત.)

---

# ૪૫–भला ! ओळखी लेजो तमारा कोम, जाति के देश सेवकोने

સેવકના અમુક ત્રણ પ્રકાર છે, એક તો જાણે સગવડિયો સેવક, બીજો જાહેરખબરિયો સેવક, ત્રીજો ડિંડિમિયો સેવક અને ચોથો આંટીવાળો સેવક.

## સગવડિયો સેવક

ત્રણુસો ને સાઠ દિવસ પોતાના ધંધામાં રચ્યોપચ્યો રહે, પણ જેવો કોઇ મોટો માણુસ આવ્યો કે તરત પોતે હાજર થઇ જાય અને સર્વનો મુખી હોય, સર્વની સાથે રોજ કામ કરતો હોય અને જાણે બધી પ્રવૃત્તિનો પોતેજ મહાસેવક હોય, એવી રીતે આવનારની સાથે ફરે, કામ કરે, બોલે, ભાષણો આપે અને બધી સગવડો કરેઃ આનું નામ સગવડિયો સેવક.

## બીજો જાહેરખબરિયો સેવક

એ સેવક પોતે ભાષણુ આપે અને પોતાનેજ હાથે છાપાંઓમાં ખબરપત્રી તરીકે પોતાનાં વખાણુ લખે, કોઇ પણ સભામાં જો કોઇ-પણુ છાપાનો રિપોર્ટર આવ્યો હોય તો એને સૌથી વધારે માખણુ લગાડનારો કોઇ પણુ હોય તો આ જાહેરખબરિયો સેવક. આજે ફલાણી જગ્યાએ ફલાણુા ભાઇએ ભાષણુ આપ્યું, લોકો પર બહુ અસર થઇ, સારી સંખ્યામાં ભાઇબહેનોની હાજરી હતી. આમ પોતાને હાથે પોતાની જાહેરખબર ફેલાવે એનું નામ સાત અક્ષરનો જાહેર-ખબરિયો સેવક.

## અબી તીસરા આયા ડિંડિમિયા સેવક

એ તો જ્યાં જાય ત્યાં પોતાનીજ વાતો કરે. મેં આ સેવા કરી, મેં તે સેવા કરી, મારા વિના આ સેવા થાત નહિ, જાહેરજી-વનનો હું પ્રાણુ છું, આ સેવા તો હુંજ કરી શકું. આમ દરેક ઠેકાણે 'હું'ની ડિંડિમ વાજતી હોય અને આ ડિંડિમિયો સેવક ગાડા

નીચે કૂતરું ભાર તાણતું હોય તેમ પોતે બધાને તાણે છે, એવા ડિંડિમના સૂર કાઢ્યાજ કરે છે; ઉસકા નામ ડિંડિમિયા સેવક.

### હવે આઠ્યો આંટીવાળો સેવક

કાઠિયાવાડી ભાઈની પાઘડી જેવા આંટા જે સેવકના દિલમાં છે તેનું નામ આંટીવાળા સેવક. જે સેવા કરે એમાં કાં તો પોતાને અંગત લાભ હોય અથવા એ સેવા કરવાથી પોતાના ધંધાને વેગ મળતો હોય અથવા એ સેવાને નામે પોતે બહાર આવી પાંચ પૈસા પ્રાપ્ત કરે, એવી જેના દિલમાં આંટી છે એનું નામ આંટીવાળો સેવક.

( તા. ૨૧-૧૨-૩૪ ના 'ઇંડિયન ઓપીનિયન'ના અંક પરથી )

## ૪૬–मननीय विचारतरंग

### ઢોંગીપણું

આજકાલ જગતમાં એટલું ઢોંગીપણું વધી પડયું છે કે, એનું નિર્મૂલન કર્યા સિવાય સમાજની પ્રગતિનું પગલું આગળ પડવાનું નથી. સમાજના સ્વાસ્થ્યને જો કશાથી ખરો સડો લાગતો હોય તો તે આ ઢોંગીપણાથીજ લાગે છે. સમાજની અંદર ઊજળે માથે ફરનારા ઢોંગીલોકોએજ સમાજમાં અનીતિ વધારવામાં મદદ કરી છે. જગતમાં જે જે અનન્વિત દુષ્ટાચાર ને જે જે અન્યાયી દુષ્કૃત્યો થયાં છે, તે બધાં ઊજળે માથે ફરનારા ઢોંગીપણાના આવરણ નીચેજ થયેલાં છે, એ ધ્યાનમાં રાખવું જોઇએ. કોઇ પણ દેશનો ઇતિહાસ તપાસીએ તો તેના અધઃપાતની આજ કારણમીમાંસા જણાશે. સ્વાર્થ આ ઢોંગીપણાનોજ મૂળ પાયો છે. સ્વાર્થ સાધવા સારુ મનુષ્ય ગમે તેવી યુક્તિઓ યોજે છે. ઢોંગીપણું એ તેમાંનીજ એક યુક્તિ છે. ધર્મના નામ પર કહો કે દેશના નામ પર કહો, મનુષ્યે આજપર્યંત જે દાંભિકપણું કર્યું છે ને કરે છે એને લીધેજ દેશની અધોગતિ થતી ચાલી છે. પોતાનો સ્વાર્થ તો સધાવો જોઇએ ને બીજાઓએ પોતાને ખરાબ કહેવા કામનું નહિ. આ સ્વાર્થી મનોવૃત્તિમાંથીજ ઢોંગીપણાનો જન્મ થતો હોય છે. પોતે ખાનગી રીતે ગમે તે કર્યું, ગમે તેમ વર્ત્યા, તો-

પણ સમાજમાં ફરતી વખતે લોકોએ અમને સારા કહેવા એમ પ્રત્યેક જણને લાગતું હોય છે અને એટલા સારુ તે ઢોંગો કરીને પોતાની પ્રતિષ્ઠા વધારવા ઇચ્છે છે. બીજાની આંખમાં ધૂળ ફેંકીને પોતાને અંગે ન હોય એવું મોટાપણું સામાની આંખમાં ભરવાનો જે કસબ તેનું નામ ઢોંગીપણું. ઢોંગ એ એવાઓનોજ એક પ્રકાર છે. પણ તે ખોટાપણાના કરતાંએ હલકા દરજ્જાનો નિંદ્ય છે. ખોટાપણાને લીધે મનુષ્ય બીજા એકનેજ ફસાવી શકે છે, પણ ઢોંગીપણાને લીધે બીજાની બરોબર તે પોતાનીએ આંખમાં ધૂળ ફેંકતો હોય છે. જે મનુષ્યને પોતાની કિંમત સમજાઇ હોય છે, તેણે કદી પણ ઢોંગ કરવા શક્ય નથી. પણ જે પોતાને બીજાના કરતાં શ્રેષ્ઠ સમજતા હોય છે, તેમને પોતાની પ્રતિષ્ઠા વધારવા સારુ ઢોંગનો આશ્રય લેવો પડે છે. મોટા તેમજ વિચારશીલ લોક સાહજિકપણેજ આવા ઢોંગીપણાથી અલિપ્ત હોય છે. કારણ કે તેમનો બધો વ્યવહાર ઉઘાડો, અંદર એક ને બહાર બીજું આવું તેમની પાસે કંઇજ નથી હોતું. આથી જેમની પાસે કંઇજ નથી હોતું, તે ઢોંગ કરવાને પ્રવૃત્ત થાય તો આશ્ચર્ય શાનું? જેને ઉચ્ચ આચારવિચારની યત્કિંચિત સુધ્ધાં પિછાન નથી હોતી, તે મનુષ્ય જટા વધારીને સાધુ બને છે. જેને ધર્મ એટલે શું એ માહિત નથી હોતું ને વિચારશક્તિની સાથે જેના છૂટાછેડા થયેલા હોય છે, તે પોતાને ધર્મમાર્તંડ કિંવા ધર્મરક્ષક કહેવડાવી લે છે. નિશાળનાં છોકરાંઓ આગળ સુધ્ધાં જે ગુરુની વિદ્વત્તા લંગડી પડે તે ગુરુ માથું મૂંડાવી દંડકમંડલુ ધારણ કરીને પોતાને જગદ્‌ગુરુ કહેવડાવતો હોય છે. છાની રીતે ગમે તેવા ભ્રષ્ટાચાર ને લફંગાપણું કરનારો મનુષ્ય પોતાની આસપાસ શિષ્યસમુદાય જમાવીને પોતાને 'આધુનિક શંકરાચાર્ય'ની પદવી લગાડીને ફરતો હોય છે. આવી રીતે સમાજમાં ઢોંગીપણાનું પ્રાબલ્ય વધી પડીને સત્યનું શ્વાસરુંધન થતું હોય તો તેમાં નવાઇ માનવાનું કારણ નથી. કેટલાક લોકોને અંગે ઢોંગીપણું ન હોવા છતાંએ તેમના વિચારના કમકૌવતપણાને લીધે કહો કે ભૂલવાળી વિચારસરણીને લીધે કહો, તેમના પર ઢોંગીપણાનો આરોપ મૂકવામાં આવે છે. એ આરોપ ન મૂકવામાં આવે એટલા સારુ પ્રત્યેકે

પોતાની વિવેકબુદ્ધિને સ્મરીને મોકળા મનથી વર્તવાનું શીખવું જોઇએ.

## એકનિષ્ઠા

હાથમાં લીધેલા કાર્યમાં સફળતા મેળવવા સારુ જે અનેક બાબતોની જરૂર હોય છે, તેમાં એકનિષ્ઠાને પ્રમુખસ્થાન આપવું જોઇએ. એકનિષ્ઠા એટલે દઢનિશ્ચય, મજબૂતપણું ને આગ્રહ. એક વાર અંગીકૃત કાર્ય શરૂ થયું કે, કામ કરનારાનું ચિત્ત જરા જેટલું પણ બીજી તરફ જવું કામનું નહિ. એક વખતે એકજ વિષયની સાથે તદ્રૂપ થયા સિવાય કાર્યસિદ્ધિ થતી નથી એ નિશ્ચિત સમજવું. એક વાર આ તરફ તો થોડી વારે બીજી તરફ આવી સ્વચ્છંદી ભ્રમરવૃત્તિથી કોઇ પણ કાર્ય સાધી શકાતું નથી. એનો પહેલેથી છેલ્લે સુધી પીછો પુરવવો જોઇએ છે ને રાતદિવસ પોતાના કાર્યનો એકસરખો નિદિધ્યાસ લેવો પડે છે. અંગીકૃત કાર્યની બાબતમાં જેને ખરેખરી ધગશ લાગેલી હોય છે, તેને આ બીના દુર્ઘટ નથી. આપણું મન ક્ષણવાર સુધ્ધાં બીજી તરફ ભ્રમણ ન કરે એને માટે આપણે આપણા મનને તૈયાર કરવું જોઇએ. દઢવ્યાસંગ અને દઢનિષ્ઠા આ બેજ બાબતો જો સ્વભાવમાં દઢ થઇ જાય, તો મનુષ્યનું સામર્થ્ય ઉત્તરોત્તર વધતું જશે અને આ સામર્થ્ય વધ્યા પછી ગમે તે કાર્યમાંનો યશ બિલકુલ આપણા હાથમાં છે એવી ખાતરી રાખવાને હરકત નથી.

## નવીનતા

મનુષ્ય પોતે સ્વભાવતઃજ નવીનતાપ્રિય છે. જીવનમાંનો બધો આનંદ કિંવા સર્વ સુખ કેવળ નવીનતા ઉપરજ અવલંબી રહેલું હોય છે. આ બીના ઘણાઓને માહિત નહિ હોય. મનુષ્યને દર વેળાએ કંઇક ફેરફાર જોઇતો હોવાને લીધે તે નવીનતાને માટે ઉત્સુક હોય તો નવાઇ નહિં. એનું એજ જોવાનો ને એની એજ બાબત ફરીફરીને કરવાનો તેને બિલકુલ કંટાળો આવી ગયો હોવાથી એ અપૂર્વાઇને માટે ને અપરિચિતાને માટે એક સરખો પ્રયત્ન કરતો હોય છે. તેની પાસે કેટલાંએ ઉચ્ચ પ્રકારનાં સુખસાધનો હોય તોપણ તેમનો એકવાર ઉપભોગ લીધો કે એમાંની નવીનતા તથા આકર્ષણ પૂરાં થયાં.

એમાં ફરીથી મીઠાશ આવતી નથી. વ્યવહારમાંની પ્રત્યેક બાબતનું એ પ્રમાણેજ છે. માલમસાલો કિંવા સાધનસામગ્રી તેજ, પણ કસબી કારીગર જે પ્રમાણે પોતાની કૃતિમાં નવીનતા આણી શકે છે, તે પ્રમાણે મનુષ્યે ઉત્સાહી અને પ્રફુલ્લ મનોવૃત્તિથી પોતાના જીવનમાં નવીનતા આણવાનો પ્રયત્ન કર્યો તો તે ખાતરીથી સફળ થયા સિવાય રહેશે નહિ.

### સ્વાર્થ

જગતની સપાટી પર ગમે ત્યાં જુઓ, મનુષ્યસ્વભાવ અહીંતહીં બધે સરખોજ છે, એમ આપણને જણાઈ આવશે. આત્મરક્ષણ એ માનવજાતિનો નૈસર્ગિક સ્વભાવધર્મ હોવાથી માત્ર પોતાના પુરતુંજ જોવા તરફ મનુષ્યનું લક્ષ હોય તો નવાઇ નહિ. મનુષ્ય જેમ જેમ વિચાર કરવા લાગે છે, તેમ તેમ તેની આ સ્વાર્થી પ્રવૃત્તિ ઓછી ઓછી થતી જાય છે એમાં શંકા નથી. તથાપિ મનુષ્યજાતિની પ્રથમાવસ્થામાં જે પ્રમાણે તે પોતાના સ્વાર્થની પેલી તરફ બીજી કોઇ પણ બાબત તરફ જોતો નહિ, તે પ્રમાણે કાળાંતરે મનુષ્ય કેટલો સુધારણાના શિખર પર પહોંચ્યો હોય, એની સંસ્કૃતિ કેટલીએ ઉચ્ચ દરજ્જાની બની હોય, તોપણ તેનો સ્વાર્થ બિલકુલ નષ્ટ થયો નથી ને હવે પછી પણ તે નષ્ટ થશે એમ લાગતું નથી. કારણ, મનુષ્યનો સ્વભાવધર્મ ત્રિકાલાબાધિત હોવાથી તેનાથી સ્વાર્થને તિલાંજલિ આપવી કેવી રીતે શક્ય બને ? નજર સામે સ્વાર્થ હોવા સિવાય મનુષ્યનું એક પણ પગલું આગળ પડતું નથી. જગતમાંની સ્વાર્થની કિંવા આત્મીયત્વની ભાવનાજ જો નષ્ટ થાય તો જીવવું શા સારુ ? આવો પ્રશ્ન કેટલાક લોકોની સામે ઊભો રહેશે. પણ તેને સમ્પર્ક ઉત્તર છે. સ્વાર્થની બરોબર પરાર્થ તરફ દૃષ્ટિ રાખવાથી પણ મનુષ્યથી જીવી શકાય છે; એટલુંજ નહિ પણ એવા મનુષ્યના જીવવામાંજ કંઇ અર્થ હોય છે એ ધ્યાનમાં રાખવું જોઇએ. પોતાના સ્વાર્થની પેલી તરફ કંઇ જગત છે, પોતે જે સમાજમાં રહે છે એ સમાજની સાથે પોતાનો કંઈ સંબંધ છે ને પોતે જે દેશમાં જન્મ્યો છે એ દેશનું પણ પોતાના પર કંઇ ઋણ છે, આવું ભાન પ્રત્યેક જીવંત મનુષ્યને હોવું જોઇએ. આ ભાન જેને ન હોય તે સમાજમાં રહેવાની લાયકાતવાળો નથી એ સ્પષ્ટ

છે. આપણી પેઠેજ બીજાનેએ દુઃખો, આપત્તિ ને અડચણો હોય છે ને તેને નિરાસ કરવાને પ્રયત્ન કરવો એ આપણું કર્તવ્ય છે એ સહુ કોઇએ સમજવું જોઇએ. આપણા સંકટની વેળાએ આપણને બીજાના તરફથી મદદ મળશે, આ સ્વાર્થી ભાવના વડે પણ આપણે બીજાને મદદ કરવી જોઇએ. મનુષ્ય એ કંઇ આંગણામાંના કીડાની જેમ એકલસૂરો ને પોતાના પૂરતુંજ જગત સમજનારો પ્રાણી નથી. મનુષ્ય સામાજિક કિંવા સામુદાયિક પ્રાણી છે. સમાજના કિંવા સમુદાયના સુખદુઃખની સાથે જે એકરૂપ થઇ શકે છે, તેજ મનુષ્ય સમાજનો ઘટક કહેવડાવવાની લાયકાતવાળો ઠરે છે. જેમને પોતાના સિવાય બીજું કંઇ દેખાતું નથી તે ઘટક શાના? તે માત્ર નિર્જીવ કાષ્ઠ કિંવા પથ્થર! અને તેથીજ પોતાનામાં કંઇ પણ મનુષ્યત્વ છે, એ સિદ્ધ કરવા સારુ પણ પ્રત્યેક વ્યક્તિએ પોતાની સ્વાર્થ દૃષ્ટિને થોડીઘણી આકુંચિત કરીને પરાર્થ તરફ વાળવી જોઇએ. આમ કરવાથીજ સ્વાર્થ અને પરમાર્થ આ બન્ને બાબતો સધાશે.

('ચિત્રમય જગત'ના એક અંકમાંથી)

---

# ૪૭–जाहेरजीवनना ए रोगने नाबूद करो

(લેખકઃ–નખશિખ ઓળખનાર)

"ચાલો ગાંધીજી પાસે" એ શબ્દ છેલ્લાં થોડાંક વર્ષોથી ગુજરાત અને કાઠિયાવાડના જાહેરજીવનમાં વિશેષ વપરાવા માંડયો છે. જેઓ કોર્ટનો આશરો લઈ પોતાનો કેસ પુરવાર કરી શકે તેમ ન હોય; ટકી શકે તેમ ન હોય; પ્રજા પાસે ગમે તેટલું બોલ્યા કરે, છતાં પ્રજાને એમનાં વચનોમાં ઇતબાર પડે તેમ ન હોય, તેવા લોકો પોતાનો પાસો ફેંકે છે કે, "ચાલો ગાંધીજી પાસે. એમની પાસે આપણે કેસ રજૂ કરીએ."

**'ઠાલો ઘડો વાગે ઘણો'**

આમ બોલનારા મોટે ભાગે 'ઠાલો ઘડો અને વાગે ઘણો' એવી સ્થિતિમાં આવી પહોંચેલા હોય છે. એમને ટકી રહેવા, પોતાની અસત્ય વાતમાં છેલ્લું તેજ પૂરવા આવો આશરો લેવો પડે છે. પાર-

ણામે પ્રજાનું લક્ષ્ય પોતા તરફ ખેંચી રાખવા પૂરતા તેઓ થોડાઘણા સફળ થાય છે ખરા.

પણ આ વાત ધીમે ધીમે રોજની બનતી જાય છે, ત્યારે એનાં થોડાં કાર્યકારણ અને આઘાત–પ્રત્યાઘાત વિચારી લેવાં ઘટે છે; અત્યારે તો લગભગ સૌ કોઇ સ્વીકારે છે કે, કોઇ પણ કોર્ટ કરતાં ગાંધીજી પાસે જે કેસ મુકાશે તેનો નૈતિક દૃષ્ટિએ તદ્દન નિષ્પક્ષપાત ઉકેલ આવવાનોજ. આ શ્રદ્ધાથી શરૂઆતમાં સાચક લોકોએ ગાંધીજી પાસે પોતાના કેસ રજૂ કર્યા હશે. પણ પછી તો ગાંધીજી પાસે જવાનું કહીને પ્રજાને ભ્રમમાં નાખનારા નીકળવા માંડ્યા છે. સાચક લોકો કરતાં આવા તાલીમબાજ લોકો હમેશાં વિશેષ નીકળે છે.

## ભ્રામક ઓઠા હેઠળ

આવા લોકો મોટે ભાગે પોતાની જૂની જખમી થયેલી અહંવૃત્તિનો કિન્નો લેવા કારણે પાછળ પડેલા હોય છે. આવી સ્થિતિમાં આવી પડેલાં છાપાં પણ તેમને મળી જાય છે. સરખે સરખાં ભેગાં થતાં તેઓ પોતાને અન્યાય મળ્યો માને છે, એવી બાબતનો છાપાંમાં ઉહાપોહ જગાવે છે. કોઇ વાતો 'જૂના કાર્યકર'ને નામે મુકાય, કોઇ વાતો 'મહાસભાવાદી કાર્યકર'ને નામે મુકાય; કોઇ વાતો 'પ્રજાસેવાના વર્ષોના ભેખધારી'ને નામે મુકાય.

પછી તો નિવેદનો આવે, કેફિયતો આવે, ખાસ પ્રતિનિધિઓનાં પ્રવાસવર્ણનો, અહેવાલો, મુલાકાતો વગેરે આવે અને વાતને જુદી જુદી રીતે રજૂ કરાય. દુનિયામાં કોઇ ઘોરતમ અન્યાય થઇ રહ્યો છે એમ એ વાત મુકાયા કરે.

કોઇ કાર્યકર, છાપાવાળો કે જરાએ નિસબત ધરાવનાર વ્યક્તિ શબ્દ પણ બોલે તો એને પકડી પકડીને પોતાના પ્રચારમાં ઉપયોગ કરે. છતાંએ પ્રજાનું ધ્યાન ન ખેંચાય તો 'ચાલો ગાંધીજી પાસે'નું સૂત્ર આવી ઊભું રહે; ગાંધીજીને પત્ર લખાય; એ નામે પ્રચાર પણ ચાલે. આડુંઅવળું કરી ગાંધીજીના અમૂલ્ય સમયમાંથી પોતાના કેસની રજૂઆત માટે સમય માગે. ગાંધીજી સમય આપે ખરા. કેસ તપા-

સાતો હોય તે દરમ્યાન પણ 'ખામોશ, કેસ ગાંધીજી પાસે મૂકાયો છે' કહી પ્રચારકાર્ય તો ચાલુજ રાખે.

## ગાંધીજીને પણ ચાંઉં કરે

કેસ પુરવાર થાય એમ તો નજ હોય. છેવટ કેસ માર્યોજ જાય; પરંતુ ક્ષમામૂર્તિ ગાંધીજી તેમને સન્માર્ગે જવા આશીર્વાદ ઉચ્ચારે એ વાક્યોને નામે, 'ભૂતકાળ ભૂલી જાઓ'ના સ્વરૂપે પાછો પ્રચાર શરૂ થાય. ગાંધીજીએ તેમને રૂબરૂમાં તો આમ કહ્યું હોય કે, 'તમે ભરાડી છો, પેટના બળ્યા ગામ બાળવા નીકળ્યા છો' તો તેઓ બહાર આવીને લોકોને એવું સમજાવશે કે, ગાંધીજીએ તો અમને ગોદમાં લઇને છાતીએ ચાંપ્યા! ગાંધીજીને આવી વાતોની જાણ બનતાં સુધી તો થાયજ નહિ ને કદાચ થાય અને ગાંધીજી પોતાના મુખમાં મુકાયેલી અમુક જૂઠી વાતોનો ઇનકાર પ્રકટ થવા લખી મોકલે, તો તેને પણ ઘોળીને પી જવાય. ગાંધીજીનો ચુકાદો તો ચાંઉં થઇ જાય. જાણે કોણ ગયું છે ગાંધીજી પાસે! પાછો એનો એ પ્રચાર અને એના એ અધમવેડા!

એક પછી એક કાર્યકર પર ચાલાકીભર્યાં દુષ્ટ સૂચનો, એના કોલાહલો, એને ભજાતી મોઘમ ઉશ્કેરણીઓ ને એક વાતની આ બધા પાછળ ધરપત, કે જેઓને આબરૂ ગુમાવવાપણું છે તેઓ બોલવાના નથી; બોલશે તો એને ઝઘડાનું રૂપ આપીશું, એટલે એ ઝઘડાખોરીથી અન્ય છાપાં દૂર ભાગશે ને સરદાર જેવા પુરુષ પણ પોતાના ગૌરવની ખેવના રાખી આમાં નહિ પડે.

## બધે ઠેકાણે જૂઠા પડેલા

આ પ્રવૃત્તિ ધીમે ધીમે પ્રજામાં એક ઝેરી રોગ જેવી થઇ પડી છે. સામાન્ય રીતે આવી રીતે ન્યાય માગનારા પ્રજા પાસે ખોટા પડેલા હોય છે. ગાંધીજી પાસે જઇને પણ જૂઠા પડેલા હોય છે; છતાં વારે વારે તેઓ ગાંધીજી પાસે જવાનોજ તકાદો કર્યા કરે છે અને પ્રજાને આશંકામાં ઝુકાવ્યા કરે છે.

## પ્રજાને ભ્રમમાં નાખે છે

જાહેર પ્રજાની વ્યવહારબુદ્ધિ એકંદરે ચતુર હોઇ પોતાના પૂરતી

તો પ્રજા આવા તર્કટોનું તારતમ્ય કુનેહથી કાઢી લે છે. પણ પ્રજા જે વેળા હારતી, વિષાદયુક્ત મનોદશામાં હોય છે ત્યારે પછી અત્યારના દોડધામભર્યા જમાનામાં પ્રજા માટે કદાચ શાંતિથી સારાસાર જોવા બેસવું એ મુશ્કેલ વસ્તુ પણ થઇ પડી હશે. પરિણામે આવાં જૂઠ પ્રચારકોના એકધારા ડિંડિમથી પ્રજા પૂરું સાચું તો ન માને, પણ ઉતાવળે એવું તો માનીજ બેસે કે, "કાંઇક છે; કાંઇક હોવું જોઇએ. આટલો બધો ઉહાપોહ ચાલી રહ્યો છે તે તદ્દન નાપાયાદાર બાબત પર ન સંભવે" અને એ રીતે જાણ્યેઅજાણ્યે પ્રજાના માનસમાં એ ઝેરનો કીડો ફેલાય છે.

જો આવાં ઝેરને આપણે આપણા સામાજિક કે સાહિત્યિક જીવનમાંથી કાઢવાના પ્રયત્નો કરતા હોઇએ તો શા માટે આપણા જીવનનાં બધાં ક્ષેત્રોને અસર કરતા જાહેરજીવનમાં આ ઝેરને આગળ વધવા દેવું ? ગાંધીજીનો ચુકાદો અપાયા પછીએ જો એની એ સ્થિતિ રહેતી હોય અને પ્રજાના અજ્ઞાનને આવા લોકો વટાવીજ ખાતા હોય, તો આટલું થવું જરૂરી છે.

## મોવડી કાર્યકરોની ફરજ

(૧) જો કોઇ કાર્યકર સામે આવી ફરિયાદ કે પ્રચાર થતો હોય, તો જે પક્ષના વિશ્વાસપાત્ર એ કાર્યકર્તા હોય તે પક્ષના મોવડીએ એ બાબતમાં વેળાસર તપાસ કરી, એ વિષે પ્રજાને વહેલી તકે વાકેફ કરી દેવી જોઇએ, જેથી પ્રજા ઝાઝો વખત ભ્રમમાં ન રહે; તે કાર્યકર્તા પણ પ્રજાની આશંકાનું કારણ ન બની રહે ને જો કાર્યકર્તા દોષિત જણાય તો તત્કાળ તેને યોગ્ય નસિયત પણ કરાવવી ઘટે.

એથી ઊલટી રીતે કાઠીની અત્યારની નધણિયાતી સ્થિતિમાં જાહેરજીવન ગાળતા કાર્યકરોને પોતાના બંધુ કાર્યકરને ફાડી ખાનારી શ્વાનવરુઓની ટોળી સામે એક શબ્દ ઉચ્ચારવાનું કાં તો બિનજરૂરી લાગે છે, કાં પોતાના ઘર પર ઘા નોતરનારું લાગે છે ને કાં તો જે સુમેળ થવો અશક્ય પુરવાર થઇ ચૂકેલ છે, તેને માટેની મથામણમાં નડતર થનારું લાગે છે. છેલ્લાં વર્ષોમાં કાઠિયાવાડમાં આવા એકબે દાખલા બની ગયા છે.

## કેસનું વજૂદ તપાસો

(૨) આવા પ્રચાર કરનારાઓએ પહેલાં કાઠિયાવાડ રાજકીય પરિષદ અથવા તો ગુજરાત પ્રાંતિક સમિતિ પાસે પોતાનો કેસ રજૂ કરવા ઊભા રાખવા જોઈએ. જો તે તે સંસ્થાઓથી કેસ ન પતે એમ હોય અને કેસ વજૂદવાળો જણાતો હોય તોજ ગાંધીજીના અમૂલ્ય સમયની માગણી કરવી જોઈએ.

## જૂઠા ઠરે તો સજા કરો

(૩) જો કેસ છેવટ ગાંધીજી પાસે રજૂ થાય તો ચુકાદામાં જે પક્ષ જૂઠો ઠરે તેને અમુક પ્રજાકીય સજા થવીજ ઘટે. જાહેરજીવન માંથી અમુક વર્ષ નિવૃત્તિ અથવા મૌન એમને માટે ફરમાવવાનું રહે. આવી સજા નરીમાન, સુભાષ અને ખેરને પણ ભોગવવી પડી છે. પરિણામે શરૂ શરૂમાં તો ન્યાયકર્તા પર માછલાં ધોવાયાં, પણ છેવટે પ્રજાને ખાતરી થઇ કે, આ તો મહાભયંકર અનર્થોમાંથી બચ્યા.

## ચુકાદાએ ચાંઉં

ગાંધીજીના આવા તટસ્થ નિર્ણય પછીએ એને ચાવી જનારા પડ્યા છે. શા માટે આમ થાય છે?

નાની એવી કોર્ટના ચુકાદા સામે કોઈ બોલી શકતું નથી, કારણ કે ત્યાં કાયદો મોં ફાડીને ઊભો હોય છે. પણ ગાંધીજીના ચુકાદા પછીએ જૂઠો પક્ષ ગમે તેમ વર્તે છે, એનું કારણ પ્રજાકીય શિક્ષાનો અભાવ એજ નથી? અલબત્ત, એ શિક્ષામાં રોષ કે હિંસાને સ્થાન નથીજ. પણ એ ચુકાદાને અંતે એટલું તો થવું જોઇએ કે જેથી પ્રજા સાચા પક્ષને ઓળખી શકે અને જૂઠા પક્ષમાંથી ઇતબાર ઉઠાવી લે.

આમ જો થાય તો જાહેરજીવનમાં ગુંડા બની ગયેલા લોકોનાં આવાં ઝેરી શસ્ત્રોથી પ્રજા બચી શકશે અને ગંદવાડો ફેલાતો અટકશે. એથી પ્રજાને પછી આશંકામાં ઝૂલવાનું નહિ રહે કે સાચા પક્ષને સાચા પુરવાર થયા છતાંએ હમેશની હૈયાહોળી નહિ રહે.

## જાહેરજીવનની ગુંડાગીરી

આપણા કાર્યકરોને શાંતિથી કાર્ય ન કરવા દેતા હોય તો તે આવા જાહેર ગુંડાઓજ. કરવાનાં કામો કરવા કરતાં આવા ગુંડાઓનો પ્રતિકાર કરવામાંજ વધારે સમય કાર્યકરોને ન છૂટકે રોકી દેવો પડે છે. એમને શાંતિથી કાર્ય કરવા દેવાનું વાતાવરણ ઊભું કરવા માટે પણ આવા ગુંડાઓને ખુલ્લા પાડવાની જરૂર છે. એમ થશે તોજ આપણા જાહેરજીવનમાં એકસરખાપણું તેમજ શાંતિ આવશે અને આ નૂતન ગુંડાગીરીનો નાશ થશે.

## કળાત્મક ગુંડાશાહી

જેઓ જાહેરજીવનની પવિત્રતાને કે ઇન્સાફને નામે આવી જાહેર ગુંડાશાહીને કળાત્મક રીતે અજમાવી રહ્યા હોય છે, તેમની દાનત, ગણતરી અને ચાલબાજીની સમજ જાહેર પ્રજાને પડવી જોઇએ. (એમ કરવું દરેક શાંતિપ્રેમી માટે અતિ ક્લેશકર છે, ઉત્પાત મચાવનારું છે, છતાં અનિવાર્ય છે.) એ સમજ એમની કારકિર્દીઓના સિલસિલાબંધ પરિચય વગર પૂરેપૂરી પડતી નથી. ગાંધીજી માને છે કે, એમની પાસે પસ્તાવાનો ઢોંગ કરનારો માણસ ૭ મહિનાની મહેતલ માગે છે. એટલે પોતે એ મહેતલ આપે છે. ગાંધીજી તો સમજે છે, તેથી એક વધુ તક આપતાં સ્પષ્ટ એમ કહે છે કે, "તમે સૌ જુઓ, એ ભાઇ કહે છે કે ૭ મહિનામાં આપ મને ફરી ગયેલો જોશો. માટે આપણે રાહ જોઇએ, એ ભાઇ જો અત્યારે નાટકીવેડા નહિ કરી રહ્યા હોય તો તો ફેરફાર કરી દેખાડશે."

## ગોદડીઓ બગાડનારા

પણ ગાંધીજીની પાસે તપાસ લઇ જવાનો શોર બોલાવીને રોટી રળવાનો રાહ જેમનો નથી, તેમને ગાંધીજી એટલા સસ્તા નથી કે જાહેરજીવનની ગંદી ગોદડીઓ તેમની પાસે રોજ ઊઠીને ધોવરાવવા દોડે. ગાંધીજી જો દશ વાર ધોશે તો અગિયારમી વાર પણ એ ગોદડી બગાડનારા આંચકો નહિ ખાય. ગાંધીજીનો એથી બીજો કોઇ ઉપયોગ એમને હોતો નથી.

આવા માણસો અનુકૂળ પડે ત્યારે વળી સરદાર પાસે પણ પહોં-

ચી જાય છે. સરદાર પાસે તેઓ સરદારને ગળે ઊતરી જાય તેવી ભળતી રીતે વાત મૂકે છે. સરદાર તેમને એવી મતલબનું સંભળાવે છે કે, " તમે તો બુદ્ધિશક્તિવાળા છો, પેટજ ભરવાની વાત હોય તો બીજો કોઇ ધંધો કરી ખાઓ ને ! બાકી ફલાણો રાજા તમને ત્રૂઠયો એટલાજ સારુ એ દેવ છે એમ મારી પાસે ન કહો. હું સૌને ઓળખું છું."

**હિસાબ ચોખ્ખો થવો જોઇએ**

ને સરદાર ખોટા પણ નથી. કયો માણસ કયા રાજ્ય પાસેથી કેટલા હજારની ફેસિલિટી મેળવીને પછી પોતે ગંધવેલાં ગોદડાં ધોવરાવવા આવ્યો છે, તેની એને ખબર પડી ગઇ હોય છે. સરદાર પાસે મુંબઇનું રેલભાડું ખરચ્યેએ ટેટો બાઝતો નથી, એટલે વરધાની ટપાલનો એક આનો શો ખોટો ? ગાંધીજી જવાબ નહિ આપે તો તેમને પણ ' ભોળા છે, ભલા છે, પોતે પવિત્ર હોઈ સર્વને પવિત્ર માને છે. એમના નામે ચાલતા તર્કટના ભોગ થઈ પડે છે, તેથી અમને લાગી આવે છે ' એવા એવા શબ્દોમાં તેઓ ગાંધીજીને પતાવી શકે છે એમ માને છે.

પણ તેવાઓનો હિસાબ હવે તો ચોખ્ખો થઇ જવો જોઇએ. કદાચ એ વેળા દૂર નથી. (' ફૂલછાબ 'ના એક અંકમાંથી )

---

# ૪૮—भारतनां कलंक

[વાંચવાની મનાઇ છે]

( લેખકઃ–શ્રી. રાવજીભાઇ જોરાભાઇ પટેલ )

સભ્ય સંસારની શરૂઆતથી પ્રત્યેક દેશ અને સમાજમાં ધર્મજીવી લોકોનું અસ્તિત્વ કોઇ ને કોઇ રૂપમાં છે. પ્રકૃતિનાં રહસ્યોને સમજી નહિ શકવાને લીધે માણસના હૃદયમાં અનેક પ્રકારની શંકાઓ અને અંધવિશ્વાસ પેદા થાય છે અને આ ધર્મજીવી લોકો તેમનું સમાધાન અથવા પૂર્તિ કરીને પોતાનો સ્વાર્થ સાધી લે છે. પારસી, યહૂદી, ઇસાઇ અને મુસલમાન આદિ તમામ ધર્મોમાં પણ આ પ્રકા-

રના ધર્મગુરુઓ અથવા પુરોહિતો હોય છે. રોમનું રાજ્ય તો વર્ષો સુધી ઇસાઇ ધર્મગુરુઓના અધિકારમાંજ હતું. મુસલમાન બાદશાહો પણ ફકીર અને ઓલિયાના પાકા મુરીદ હતા. યુનાન, મિશ્ર વગેરે દેશોમાં પુરોહિતોનું અત્યંત જોર હતું, એ તો પુરાતત્ત્વવેત્તાઓની શોધથી સિદ્ધ થઈ ચૂકયું છે. પણ જ્યારે આપણે હિન્દુસ્તાનના ઇતિહાસ અને હિન્દુ ધર્મગ્રંથો તરફ નજર કરીએ છીએ, ત્યારે આપણને સ્પષ્ટ સમજાય છે કે, આ ધર્મજીવી લોકોનો પ્રભાવ જેટલો ભારતમાં છે, તેટલો બીજા કોઈ દેશમાં નથી. ભારતમાં આ લોકોની યાચના પર રાજપાટ, સ્ત્રી–પુત્ર અને દેહ સુધ્ધાં અર્પણ કર્યાના દાખલા છે. એકએક યજ્ઞમાં પુરોહિતોને લાખો ગાયો અને કરોડો સુવર્ણ-મુદ્રાઓનું દાન આપવામાં આવ્યું છે. ધર્મજીવીઓના ફાંદામાં ફસાઇને હરિશ્ચંદ્રે પોતાના રાજ્યનો ત્યાગ કર્યો અને સ્ત્રી તથા પુત્રને વેચીને પોતે ચંડાળનો દાસ બન્યો. મયૂરધ્વજે પોતાના પુત્રની હત્યા કરી અને બળિરાજાને પાતાળમાં જવું પડયું. આ પ્રકારનાં અનેક ઉદા-હરણો, ઉપાખ્યાનો, પુરાણો અને કાવ્યોમાં નજરે પડે છે અને જો એનો દશમો ભાગ પણ સાચો માનવામાં આવે, તો આ દેશના હંમેશના વાસ્તવિક સ્વામી અથવા કર્તાહર્તા આ ધર્મજીવીઓજ છે અને એમણે બીજા બધા વર્ણોને અથવા ધંધાવાળાઓને છળબળથી પોતાના બંધનમાં બાંધ્યા છે.

આજે પણ પ્રાચીન માન્યતા કહો કે અંધશ્રદ્ધાને લઇને કહો પણ ધર્મજીવીઓનું જોર ભારતમાં જેટલું ને તેટલુંજ છે. એકાદ નાના ગામમાં જશો, તોપણ એકાદ આવી મૂર્તિનાં દર્શન તમને અવશ્ય થશેજ અને કંઇ નહિ તો ગામના કૂવા અથવા ધર્મશાળાની પાસે એવી એકાદ મૂર્તિએ આસન જમાવ્યું હશેજ, કે જેની આજુ-બાજુએ સવારસાંજ ધર્મજિજ્ઞાસુ ભક્તોની એક નાની મંડળી એકઠી થતી હોય. પ્રત્યેક ગામમાં એકાદ એવું મંદિર જરૂર હોવાનું, કે જેની મારફતે બેચાર જણનું પોષણ થતું હોય. આ સિવાય જેટલા ભિખારીઓ ઘેર ઘેર ભટકે છે, તેઓ પૈકી મોટા ભાગના પોતાને બ્રાહ્મણ કહેવડાવે છે અને એમ કહીને ભિક્ષા માગવાનો એમનો

જન્મસિદ્ધ હક છે એમ ઠસાવે છે. કેટલાક તો પોતાને સિદ્ધ સાધુ-મહાત્મા સમજે છે અને જે ભિક્ષા નથી આપતો તેને ગાળ અથવા શાપ સુધ્ધાં આપવા તૈયાર થઇ જાય છે. ઘણાખરા સાધુઓ એકલા ફરવા કરતાં મંડળી જમાવીને ફરે છે અને પ્રત્યેક શહેર અથવા ગામમાં જ્યાંસુધી ત્યાંના નિવાસીઓ તેમને સારી રીતે આવકાર આપે છે, ત્યાંસુધી રહે છે અને જ્યારે તે લોકોની શ્રદ્ધા ઓછી થઇ ગઇ છે એમ તેમને જણાય છે અથવા તેમનાથી બીજી વધારે પ્રભાવશાળી મંડળી ત્યાં આવીને આસન જમાવી બેસે છે, ત્યારે તેઓ બીજે નવે ઠેકાણે રવાના થઈ જાય છે. આ લોકો ઘણું કરીને પોતાની સાથે એક નાનું સરખું ફરતું ઠાકોરજીનું મંદિર રાખે છે, જેની પૂજા સવારસાંજ બહુ ધામધૂમથી કરવામાં આવે છે. ધર્મપ્રિય લોકોની માન્યતા એવી હોય છે કે, "જો આમને કંઇ નહિ આપીએ તો તેઓ ઠાકોરજીને ભોગ ક્યાંથી ધરાવશે ?" આ રીતે એમને કંઇક મળીજ રહે છે. આમના પછી પેલા મઠધારી સાધુઓ અને મહંતોનો નંબર આવે છે, જેમની પાસે કોઇ રાજા, જમીનદાર અથવા શેઠિયાએ ભેટ કરેલી અથવા ખરીદેલી મિલકત હોય છે; જે વડે તેઓ સુખપૂર્વક પોતાનો જીવનનિર્વાહ કરે છે. આ લોકોમાં મોટાંમોટાં મંદિરો અને તીર્થસ્થાનોના મહંત અથવા પુજારીઓ પણ છે કે જેમને શ્રદ્ધાળુ ભક્તો મારફતે વર્ષે દહાડે લાખો રૂપિયાની આવક હોય છે અને જેમનો ઠાઠ અને ઐશ્વર્ય કોઇ મોટા અમીરઉમરાવથી ઓછાં નથી. તીર્થના અગણિત પંડ્યાઓની ગણના પણ ધર્મજીવીઓમાંજ છે. આ લોકોને હાથપગ હલાવ્યા સિવાય કેવળ ગંગાજી અને પિતૃઓના નામે કરોડો રૂપિયાની વાર્ષિક આવક છે; જેનો ઉપયોગ તેઓ મોજશોખ અને પરસ્પરના કજિયામાં કરે છે.

ઉપર જે જુદી જુદી શ્રેણીઓના ધર્મજીવીઓ ગણાવ્યા છે, તેમાં મઠાધીશો, અખાડાના મહંતો, જુદા જુદા સંપ્રદાયોના ગુરુઓ, દેવમંદિરોના પૂજારીઓ અને તીર્થોના પંડ્યાઓ મુખ્ય છે અને તેઓના સંબંધેજ આ લેખમાં મુખ્યત્વે વિચાર કરવાનો છે. કારણ કે તેઓનો જનતા ઉપર અસાધારણ અધિકાર છે. અગણિત લોકોનો

તેમના તરફ આદર છે. કરોડોની સંપત્તિ તેમની પાસે છે. એટલા માટેજ તેઓ જે કંઇ કહે છે, તેનો જનતા ઉપર ભારે પ્રભાવ પડે છે. શિક્ષિતોના મોટા ભાગ ઉપરથી આ લોકોનો પ્રભાવ ખસી ગયો છે અને ઘણા લોકોએ એમનો વિરોધ કરવો શરૂ પણ કર્યો છે; પણ આવા લોકોની સંખ્યા ભાગ્યેજ સેંકડે એક ટકો હશે. બાકીના લોકો કે જેમનો મોટો ભાગ ગામડામાં રહેનારો છે, તે હજી સુધી અંધારામાંજ છે અને તેઓને પૂજનીય સમજે છે. સાથે સાથે શહેરોના મોટા મોટા શેઠિયા ને સરકારી અધિકારીઓ પણ તેમના અનુયાયી બન્યા છે; એટલુંજ નહિં પણ જે લોકો આ લોકોની વાતોમાં શ્રદ્ધા અને વિશ્વાસ રાખતા નથી, તેઓ પણ વખત આવ્યે લોકલજ્જાના ભયથી પેલાઓનું અનુકરણ કરે છે.

ચાલુ જમાનાના સાધુઓ સંબંધી કંઇ પણ લખતાં પહેલાં એટલું જણાવી દેવું જોઇએ કે, ત્યાગી, તપસ્વી, ઈશ્વરપ્રેમી અને ભગવદ્ભજનમાં હમેશાં લીન એવા સાધુઓ સામે વિરોધ દર્શાવવા માટે આ લેખ નથી. કદાચ મારી અને તેઓની ધાર્મિક માન્યતામાં ફેર હોવાનો સંભવ છે. તેમનાં જપતપને કદાચ હું વિશેષ મહત્ત્વનાં ન સમજતો હોઉં; તોપણ જે લોકો સાંસારિક સુખોનો ત્યાગ કરીને, લોકેષણાની ભાવના પર વિજય મેળવીને, શારીરિક કષ્ટ સહીને, આધ્યાત્મિક ઉન્નતિ સાધવાનો યત્ન કરી રહ્યા છે; તે સૌ વંદનીય છે, આદરને પાત્ર છે. હિન્દુધર્મશાસ્ત્રોમાં સાધુઓને પાળવાનાં જે નિયમો વર્ણવ્યા છે, તે પ્રમાણે જો આજકાલના સાધુઓ વર્તતા હોય, તો કોઇનેએ તેમના ઉપર આક્ષેપ કરવાનો વખત ન આવે. પણ ધર્મશાસ્ત્ર પ્રમાણે વર્તનારા આદર્શ સંન્યાસીઓ ક્યાં અને આજકાલના એકજ સ્થાન પર મઠ—મંદિર સ્થાપી મિલકત ભેગી કરનારા પેટભરા સાધુઓ ક્યાં! શાસ્ત્રાનુસાર સાધુઓએ સૌના ખાઇપી પરવાર્યા પછી ગૃહસ્થોને ત્યાં ભિક્ષાર્થે જવું જોઇએ, પણ આજના સાધુઓ સૌથી પહેલા જમવાનો પોતાનો અધિકાર સમજે છે અને કેટલાક તો લોકો જમતા હોય તેજ વખતે છાતી ઉપર આવીને ઊભા રહે છે.

જ્યારે આદર્શ સાધુ—સંન્યાસીની તુલના આજકાલના મહાત્મા, મહંત અને ગુરુનામધારીઓ સાથે કરીએ છીએ, ત્યારે જમીનઆસમાનનો તફાવત માલુમ પડે છે. શાસ્ત્રાનુસાર સાધુનું સર્વોપરી લક્ષણ ત્યાગ અને પરોપકાર છે. એથી ઊલટું આજના સાધુઓ ધનસંગ્રહ અને સ્વાર્થ સાધનાનેજ પોતાનું મહાકર્તવ્ય સમજી બેઠા છે. જ્યારે મહેનતુ લોકો આજે ભૂખે મરે છે, ત્યારે કેવળ આળસમાંજ પોતાનો સમય વ્યતીત કરનારા સાધુઓ લખપતિ અને કરોડપતિ બની બેઠા છે. આ પણ જમાનાની એક ખૂબીજ છે.

આજકાલ પોતાને સાધુ કહેવડાવનારા જમીનદારી કરે છે, ખેતી કરે છે, ધીરધાર કરે છે, ભાડાને માટે મકાનો બંધાવે છે, વેપાર કરે છે અને સટ્ટો તથા જુગાર પણ રમે છે. એક વખત એક પરિચિત મિત્રને રૂપિયાની જરૂર પડી. બહુ પ્રયત્ન કર્યો પણ રૂપિયા મળવાનો એક પણ માર્ગ ન જડ્યો; એટલે તે નિરાશ થઇને મારી પાસે આવ્યો. ત્યાં એક બીજા માણસે કહ્યું: "અમુક અખાડાના મહંત પાસે જાઓ, તે પચાસ હજાર સુધી ધીરે છે." પૂછપરછ કરતાં ખબર પડી કે તે મહંતે કેટલાએ જમીનદારો, ધંધાદારીઓ અને ઠાકોરોને લાખો રૂપિયા ધીર્યા છે. નાગા લોકોના પ્રસિદ્ધ નિરંજની અખાડાની સંપત્તિની કિંમત લગભગ એક અબજ રૂપિયાની ગણાય છે અને તેઓની તિજોરીમાં કરોડો રૂપિયા રોકડા રહે છે. આજ પ્રમાણે મથુરા, ગોવર્ધન અને નાથદ્વારાના ગોસાંઇઓ અને અયોધ્યાના મહંતો પાસે અપાર સંપત્તિ છે એમ કહેવાય છે. એક વખત અયોધ્યાના હનુમાનગઢી મંદિરમાં જવાનો પ્રસંગ આવ્યો. ત્યાં પૂછતાં ખબર પડી કે, મંદિરની વાર્ષિક આવક અઢીથી ત્રણ લાખ રૂપિયા સુધીની છે અને ખર્ચ એનાથી ઘણોજ ઓછો છે. જે રૂપિયા વધે છે તે મંદિરની નીચે બાંધેલા વિશાળ ભોંયરામાં રાખવામાં આવે છે અને કદી પણ પાછા કાઢવામાં આવતા નથી. આ રીતે ત્યાં કેટલાએ કરોડ રૂપિયા એકઠા થયા છે. મધ્ય ભારતમાં એક મંદિર છે, કે જેમાં મહારાજ છત્રસાલ અને ગુરુ પ્રાણનાથની મૂર્તિઓ છે અને જેના અનુયાયીઓનો મોટો ભાગ ઝવેરીનો ધંધો કરે છે. આ ઝવેરી ભક્તો

એકબે વર્ષે જ્યારે યાત્રાએ આવે છે, ત્યારે મૂર્તિને એક રત્ન ભેટ ચડાવે છે. આ રત્નો હમેશાં ભંડારમાં એકઠાં થતાં જાય છે અને તેની કિંમત કરોડો સુધી પહોંચી ચૂકી છે. આજ પ્રમાણે કાશીનું વિશ્વનાથ મંદિર, પુરીનું જગન્નાથ મંદિર, નાસિકનું કાલારામ મંદિર વગેરે મોટાં મોટાં મંદિરોમાં દર વર્ષે લાખો રૂપિયા ભેટ આવે છે અને બધાય મહંતો ને પૂજારીઓને મળે છે. હિંદુસ્તાનમાં જેની પાસે પાંચદશ હજારથી ઓછી સંપત્તિ હોય એવું અભાગી મંદિર અથવા એવો હતભાગી મહંત તો ભાગ્યેજ હશે. સાધુ લોકો હાથી, ઘોડા રાખે છે; બંદૂકધારી સિપાઇઓ રક્ષણને માટે તેઓને દરવાજે ચોવીસ કલાક ચોકી કરે છે. ચાંદી અને સોનાનાં વાસણોમાં તેઓ જમે છે; જરી, મખમલ અને કિનખાબનાં તેઓ કપડાં પહેરે છે; લાખો રૂપિયાની કિંમતનાં રત્નજડિત આભૂષણો તેઓ ધારણ કરે છે અને દુનિયાની તમામ સુખસામગ્રી તેઓની પાસે અખૂટ પ્રમાણમાં હાજર રહે છે.

આ થઇ તેઓના ત્યાગની વાત. હવે તેઓની પરોપકારવૃત્તિ તરફ નજર કરીશું તો જણાશે કે, તેઓના જેટલા સ્વાર્થી ભાગ્યેજ કોઇ હશે. દેશમાં વર્ષોથી રાજનૈતિક હિલચાલ શરૂ થઇ છે અને પ્રત્યેક નાનામોટા માણસે હિલચાલને બનતી આર્થિક સહાય પણ કરી છે, પણ આ માલદાર સાધુઓએ ભાગ્યેજ એમાં એક પાઇ પણ આપી હોય ! બીજાં કેટલાંએ સાર્વજનિક કામો પણ દેશમાં થતાં હોય છે અને તેમાં ગરીબ, તવંગર સૌ બનતી મદદ આપે છે, પણ આ સાધુઓ કદી આવા ફાંદામાં ફસાતા નથી. ઊલટા એ લોકો દાન માગે છે અને લે છે. એથી કરીને એ લોકોની દાન આપવાની દાનત થતી નથી. અથવા તેઓ લોકોને એમ સમજાવે છે કે, અમને દાન આપવું એજ સૌથી મોટામાં મોટું પુણ્યનું કામ છે, એટલે અમે બીજાને દાન શી રીતે આપીએ ? કેટલાક સાધુઓ સદાવ્રત, પાઠશાળા, ગૌશાળા, ઔષધાલય વગેરેમાં કંઇક ખર્ચ કરે છે. પણ આ ખર્ચજ તેમની કમાઇનો ધોરી માર્ગ છે. આવું બતાવીનેજ તેઓ લોકો પાસેથી પૈસા પડાવે છે.

સાધુઓનો ત્રીજો ગુણ સદાચાર ગણાય છે. પણ આજના ધર્મ-

જીવીઓએ એની જેવી 'મટ્ટી પલીત' કરી છે, તેવી બીજા કશાની નથી કરી. ભાગ્યે હિંદુસ્તાનમાં કોઇ મઠ અથવા મંદિર એવું હશે, કે જેના મુખિયાજી ઉપર ચારિત્રભ્રષ્ટતાનો આરોપ ન મુકાતો હોય. જે ધર્મગુરુ અથવા મંદિરના મહંત જનતાના પૂજ્ય ગણાય છે અને જેની ચરણરજ મેળવવાને માટે લોકો હજારો રૂપિયા ખર્ચ કરી નાખે છે; તેમનાં ચારિત્ર અને કર્મોનો ભેદ જ્યારે ખૂલે છે ત્યારે મોંમાં આંગળાં ખોસવાં પડે છે. આ સાધુઓ અને મહંતો ઉમદામાં ઉમદા અને કીમતી ભોજન આરોગે છે. સુશોભિત, સુસજ્જિત અને સુખકર મકાનોમાં રહે છે. મખમલના ગાદીતકિયા ઉપર પોઢે છે. પચાસ પચાસ અને સોસો રૂપિયે તોલાનું અત્તર વાપરે છે. પાન, બીડી, ભાંગ, ગાંજો ચરસ, ચંડુલ અને શરાબ વગેરે તમામ નશાબાજ અને ઉત્તેજક ચીજોનું સેવન કરે છે. કસ્તૂરી, કેસર, વસંતમાલતી, મકરધ્વજ અને સોના તથા મોતીની ભસ્મો વગેરે જાતજાતની તાકાતની દવાઓ ખાય છે. આવી દશામાં તેઓનું ચિત્ત ચલાયમાન થાય અને ચેલા, ચેલી તથા વેશ્યાઓને તેઓ કૃતાર્થ કરે, તેમાં આશ્ચર્ય જેવું શું છે ? આ સર્વ સામગ્રીઓનો ઉપભોગ કરવા છતાં જે નિર્વિકાર, અરે નિર્લેપ રહી શકે છે, તેજ ખરેખરો જીવન-મુક્ત કહી શકાય. અથવા જે સર્વથા નપુંસક છે તે આવી સ્થિતિમાં રહી શકે છે. પણ આ સાધુઓ અને મહંતો તો નથી પહોંચ્યા વિદેહની પદવીએ કે નથી બન્યા નપુંસક. પછી તેઓ વિલાસ-સામગ્રીઓ અને ઉત્તેજક પદાર્થોનો ઉપભોગ કરતા રહે અને કામદેવનાં બાણોથી વ્યથિત ન થાય એ શું સંભવિત છે?

આ નામધારી સાધુઓની લીલાઓનું જો વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવે, તો એક મોટો ગ્રંથ તૈયાર થાય. કેટલાંએ મંદિરો અને તીર્થસ્થાનો તો આ બાબતમાં એટલાં બધાં બદનામ થઈ ચૂક્યાં છે કે, લોકો છડેચોક તેમને દુરાચારના અડ્ડા કહે છે. મુંબઇ પ્રાંતના એક મહાન તીર્થસ્થાનમાં કે જેનો જનતામાં મહામોટો મહિમા છે, હમેશાં સેંકડો સ્ત્રીઓ દુરાચારને માટેજ જાય છે, તેઓમાંથી ઘણીને તો મહંત અને તેમના ચેલાજ તૃપ્ત કરે છે અને બાકી

રહે તેઓને મંદિરના મુખ્ય મુખ્ય ભક્તોની સેવાને માટે મોકલવામાં આવે છે. આ થઈ મહંત, એમના ચેલા અને પરમ ભક્તોની વાત; પણ ગમે તે માણસ ગમે તેવી સ્ત્રીને લઇને ત્યાં આવે અને એચાર દિવસ ત્યાં રહીનેજ પોતાની કામવાસનાની તૃપ્તિ કરવાની ઇચ્છા બતાવે તેને પણ આ નરાધમો સવડ કરી આપે છે. હરદ્વાર અને ઋષિકેશ જેવા પરમ પવિત્ર તીર્થોની પણ આવીજ દશા છે. ત્યાંના સાધુઓ ખીર અને માલપૂઆ જેને તેઓ પોતાના 'કોડ-વર્ડ' માં કાળી રોટી અને ધોળી દાળ કહે છે તે હમેશાં ઉડાવે છે અને તેનાથી ઉત્પન્ન થતી મસ્તી, ગંગાસ્નાન કરવા આવતી પંજાબી સ્ત્રીઓ ઉપર ઉતારે છે. પ્રયાગ, કાશી, ગયા, પુરી વગેરે તમામ તીર્થસ્થાનોનાસંબંધમાં આ પ્રકારનીજ ફરિયાદો સાંભળવામાં આવે છે. દક્ષિણના મંદિરોની દશા આના કરતાંએ વધારે પતિત છે. ત્યાંના મંદિરોમાં ઉઘાડી રીતે દેવદાસીઓ રાખવામાં આવે છે, કે જેઓ ઠાકોરજીની આગળ નાચવાગાવા સિવાય મંદિરમાં રહેતા પૂજારીઓની કામવાસનાની તૃપ્તિ પણ કરે છે. આ દેવદાસીઓને નાની ઉંમરથીજ મંદિરોમાં ભેટ કરવામાં આવે છે અને તેઓનું આખુંએ જીવન ત્યાં વ્યતીત થાય છે. ઘણી વાર કામી પૂજારીઓ નાની છોકરીને સતાવે છે, જેથી તે મરી પણ જાય છે. મથુરા અને વૃન્દાવન તો શ્રીકૃષ્ણચંદ્રની રંગભૂમિ મનાય છે અને ત્યાંની સ્ત્રીઓને ગોપીઓ માનવામાં આવે છે. આ ગોપીઓ સાથે રાસરંગ કરવો એ કૃષ્ણભક્તોનું 'કર્તવ્ય' છે. ત્યાંના ગોકળિયા ગોસાંઇઓનાં મંદિરો આ પ્રકારનાં કાળાં કૃત્યોને માટે પ્રસિદ્ધ છે. આ બાબતમાં કેટલાંય પુસ્તકો છપાયાં છે અને ફરિયાદો પણ થઈ છે; છતાં હજી સુધી ત્યાંની સ્થિતિમાં વિશેષ ફેર પડ્યો નથી. આ ગોસાંઇઓના ભકતોમાં જેઓ ઘણું કરીને મુંબઇના ભાટિયા હોય છે, તેઓમાં એવો નિયમ પ્રચલિત થઇ ગયો છે કે, તેઓ દરેક નવવધૂને પ્રથમ ગોસાંઇજીની સેવામાં ઉપસ્થિત કરે છે અને તેને કહેવું પડે છેઃ "તન, મન, ધન, ગોસાંઇજીને અર્પણ." કોઇ કોઈ શિક્ષિત સ્ત્રી આવું કહેવાનો ઇનકાર કરે છે, તો તેના સાસુસસરા અથવા બીજા કુટુંબના વૃદ્ધો તેને એવું કહેવાની ફરજ પાડે છે.

આ ' સમર્પણ ' કેવળ મોઢેથી કહેવાનુંજ નથી હોતું, પણ કાર્યરૂપમાં હોય છે. આવે પ્રસંગે ગોસાંઇજીને અક્ષત કન્યાની સાથે સાથે સેંકડો અથવા હજારોની રકમ પણ મળી જાય છે. પણ ઘણી વખત જ્યારે લગ્નગાળાનું જોર વધારે હોય છે અને ગોસાંઇઓને વારંવાર આ ' ડ્યુટી ' પૂરી કરવી પડે છે, ત્યારે બિચારાઓને લેવાના દેવા થઇ પડે છે. મથુરાના એક પ્રસિદ્ધ ગોસાંઇએ એક વખત આવા એક પ્રસંગે પહેલેથી તૈયાર થવાને માટે કંઇ દવા ખાધી; દવા બહુ તીવ્ર હતી અને યથાસમયે કંઇ કારણવશ ગોસાંઇને શિકાર હાથ ન આવ્યો. પરિણામ એ આવ્યું કે તેનું ગુપ્તાંગ અનેક જગ્યાએથી ફાટી ગયું અને જ્યારે ડોકટરોએ તેને પુષ્કળ મલમપટ્ટા કર્યા, ત્યારે તે ફરીથી કંઇક કામનો રહ્યો. આવીજ એક બીજા ગોસાંઇની વાત સાંભળી હતી, કે જે આવાં ' ધર્મકાર્યો ' કરીને બહુજ કમજોર થઇ ગયો હતો અને તેની જિંદગી જોખમમાં આવી પડી હતી; તોપણ ભક્તો પુષ્કળ આવતા હતા અને પ્રાચીન નિયમની રક્ષા તથા રૂપિયાની લાલચથી પેલા બિચારાનો છૂટકો થતો નહોતો. તે બિચારો જીવનના મોહથી વારંવાર જેમ જેમ ના પાડતો જતો હતો, તેમ તેમ ભક્ત લોકો ગોસાંઇજીને રૂપિયા ઓછા પડે છે માટે ના પાડે છે, એમ સમજીને રકમ વધારતા હતા. મોટી રકમ જોઇને મંદિરના બીજા અધિકારીઓ પણ ગોસાંઇજીને ફરજ પાડતા હતા અને પેલાને જખ મારીને રાજી થવું પડતું. અંતે બહુજ નાની ઉંમરમાં પેલા બિચારાને આ દુનિયા છોડી જવું પડ્યું.

આ રીતની કામલીલા ફક્ત મોટા ગોસાંઇઓજ કરે છે એવું નથી, પણ ઘણું કરીને મંદિરમાં રહેલા બધાજ આ રંગમાં રંગાયલા હોય છે. તેઓ પણ મહંતજીનો ' પ્રસાદ ' ચાખે છે અને ઘણી જગ્યાએ ભક્ત ચેલીઓની એટલી બધી સંખ્યા હોય છે કે, ત્યાંનો એકે એક માણસ ઇચ્છાનુસાર ઉપભોગ કરી શકે છે. પ્રમાણમાં નાનાં મંદિરોની પણ દશા ઘણું કરીને આવી હોય છે. આસામના એક મંદિરના સંબંધમાં હમણાંજ હકીકત છપાઇ હતી. ત્યાંના પૂજારીના છોકરાએ એક છસાત વર્ષની મારવાડી બાલિકાની સાથે બળાત્કાર કરવાનો

યત્ન કર્યો હતો. પરિણામે એ છોકરી દુઃખી થઇ અને ચાંદીનો રોગ થયો. પેલા નરપિશાચ ઉપર કેસ ચાલ્યો અને બે વર્ષની કેદ તથા ત્રણસો રૂપિયા દંડની સજા થઇ. કલકત્તાનું ગોવિંદભવન તો આવી લીલાઓને માટે દેશભરમાં પ્રસિદ્ધ થઇ ચૂક્યુંજ છે અને લોકો ઉદાહરણ તરીકે તેનો ઉપયોગ પણ કરે છે. આમતેમ ફરતા સાધુઓ પણ ઘણું કરીને દુરાચારી હોય છે અને પ્રસંગ આવ્યે ગમે તે સ્ત્રીને ખરાબ કરે છે. આ લોકો ખાસ કરીને સંતાનહીન સ્ત્રીઓને ભરમાવે છે અને તેમનું સતીત્વ નષ્ટ કરે છે.

શાસ્ત્રોમાં સાધુઓની સત્યવાદિતા, શાંતિપ્રિયતા આદિ જે અનેક ગુણો બતાવ્યા છે, તેનો લેશમાત્ર પણ હાલના સાધુઓમાં રહ્યો નથી. મોટા મોટા મહંતો જમીનદારી અને લેણદેણના કજિયામાં રચ્યાપચ્યા રહે છે અને તેમાં સફળતા મેળવવાને માટે લાંચ આપવી, જૂઠા સાક્ષીઓ ઊભા કરવા તથા જૂઠી ફરિયાદો માંડવી વગેરે તમામ કામ તેઓ કરે છે. આ લોકોને ત્યાં જમીનદારોની માફક કુલમુખત્યારો અને કારકુનો રહે છે અને જમીનદારોની માફકજ ખેડૂતો ઉપર જુલમ કરે છે. અંદરઅંદરના કજિયા પણ આ લોકોમાં ઓછા નથી. પહેલાંના વખતમાં કુંભના મેળામાં સૌ પહેલું સ્નાન કરવાને માટે આ લોકો એટલા બધા હતા કે, માંહોમાંહે સેંકડો ખૂન થઈ જતાં હતાં. અખાડાઓની શરૂઆત ખાસ કરીને આ વખતથીજ થઇ અને સાધુ લોકો હાથી, ઘોડા તથા હથિયારોનો ઉપયોગ કરતા થયા. અંગ્રેજી રાજ્ય કાયમ થયું તોપણ બહુ દિવસ સુધી આ ઝઘડા ચાલુ રહ્યા. હવે કેટલાંક વર્ષોથી દરેક અખાડાના નંબર ચોક્કસ કરવામાં આવ્યા છે અને સ્નાનને માટે નિયમ બનાવવામાં આવ્યા છે, છતાં પણ સાધુઓ અંદરઅંદર માથાં ફોડી ન બેસે તેને માટે પોલીસ અને સરકારી ઑફિસરોનો પણ પાકો જાપ્તો રહે છે.

આ ધર્મજીવી લોકો સમાજ અને દેશહિતની દૃષ્ટિએ મહાહાનિકારક છે. તેઓથી આર્થિક નુકસાન તો છેજ, પણ સાથેજ તેઓ સમાજનાં ચારિત્ર સંબંધી દોષ પણ ઉત્પન્ન કરે છે. આ લોકો જનતામાં આળસનો ભાવ ઉત્પન્ન કરે છે, જેથી કરીને કેટલાએ લોકો કામ-

ધંધો છોડીને ભીખ માગીને પેટ ભરવું એને ઉત્તમ સમજે છે, એને લઇને નશાબાજીની આદત વધે છે. શહેરો અને ગામડાંઓમાં ઘણું કરીને સાધુઓની ધૂણીઓજ ગંજેરી અને દારૂડિયાનો અડ્ડો હોય છે. ત્યાંજ નવા ચેલા પણ મૂંડાય છે. આજકાલની વાત નથી પણ સેંકડો વર્ષોથી તેઓ દેશને આ પ્રમાણે નુકસાન કરતા આવ્યા છે. ચારસો વર્ષ પહેલાં કબીર સાહેબે આ સાધુઓને માટે જે લખ્યું છે, તે ઉપ-રથી જણાય છે કે, તે વખતે પણ તેઓની નીતિરીતિ આજના જેવીજ હતી. રૈમિતિ નામના ગ્રંથમાં કબીર સાહેબે લખ્યું છેઃ–

"મેં સાચો યોગી આજ સુધી ક્યાંય જોયો નથી. આ લોકો પોતાના ધર્મનું પાલન નહિ કરતાં, કેવળ આમતેમ વૃથા ચક્કરોજ માર્યા કરે છે. આ લોકો શિવભક્ત અને મુખ્ય ગુરુ કહેવાય છે, પણ હઠભૂમિ તેમના યોગનું સ્થાન છે અને માયાકોથળી તેમનો દેવ છે. શું દતાત્રેયે કદી લોકોનાં ઘરો નષ્ટભ્રષ્ટ કર્યાં હતાં? શું શુકદેવે સ-શસ્ત્ર સૈન્ય એકત્ર કર્યું હતું? શું નારદ મુનિએ કદી બંદૂક ચલાવી હતી? શું વ્યાસદેવે કદી રણશિંગડું ફૂંક્યું હતું? જેઓ ધનુર્ધારી છે તેઓ કઇ રીતે અતિથિ થઇ શકે છે? જે લોભી છે તે કઈ રીતે પો-તાને સાધુ કહેવડાવી શકે છે? કેટલી શરમની વાત!"

જે સાધુ–મહંતો વગેરેનું ચરિત્ર આ પ્રમાણે ભ્રષ્ટ થઇ ગયું છે અને નૈતિક દૃષ્ટિએ જેઓ સાધારણમાં સાધારણ માણસથીએ પતિત થઇ ગયા છે, તેમને હિન્દુઓ પોતાના ગુરુ માને છે, તેમની પાસેથી મંત્રદીક્ષા લે છે, પોતાની સ્ત્રીઓ અને પુત્રીઓને તેમની પાસે ધર્મો-પદેશ સાંભળવાને માટે નિઃસંકોચ ભાવથી મોકલે છે, એ ખરેખર શોકજનક છે. લોકો આંખો ઉઘાડીને જોઇ પણ શકતા નથી કે, આ ગુરુઓનું ચારિત્ર કેટલું હીન અને ધૃણિત છે અને તેઓને આદર-માન તો દૂર રહ્યું, પણ પાસે બેસાડવા પણ યોગ્ય નથી રહ્યા. તેઓ જ્યાં જ્યાં બેઠા હોય તે જમીન ખોદી નાખવી પડે. જે સમાજના ગુરુઓ આવા હોય, તેનો અધઃપાત કેમ ન થાય?

આજના ગુરુઓ અને પૂજારીઓના સંબંધમાં નિષ્પક્ષ વિદેશી અને ભારતીય વિદ્વાનોના જે અભિપ્રાય છે, તેમાંનો ફક્ત એકજ ફકરો

સ્થળસંકોચને લઇને ટાંકયો છે.

"ભારતવર્ષમાં બ્રાહ્મણ પૂજારીઓની બદનામી બહુજ છે. એ લોકોના સંબંધમાં એમના સિવાય બીજા કોઇનીએ પાસેથી મેં એક પણ સારી વાત સાંભળી હોય એવું સ્મરણ નથી. બનારસમાં તેમને માટે બહુજ ખરાબ સાંભળ્યું. તે શહેરના ઘણા સજ્જનોએ મને કહ્યું: 'કેટલાંક મંદિરો તો પૂરાં વેશ્યાલયો છે!' આ પૂજારીઓ જૂઠા અને ચારિત્રભ્રષ્ટ છે; એટલુંજ નહિ પણ ઘણું કરીને હિન્દુ સ્ત્રીઓ કે જેઓ તેમનો પૂરો વિશ્વાસ રાખે છે, તેમની સાથે છળકપટનો વ્યવહાર અને વિશ્વાસઘાત કરે છે."

ભારતના ધર્મજીવીઓની શક્તિ અને પ્રભાવ અસાધારણ છે, એમાં સંદેહ નથી અને એમનું સંગઠન પણ જોઇએ તેટલું મજબૂત છે. અનેક મંદિરો અને મિલકતો પર તેમનો અધિકાર સેંકડો વર્ષોથી ચાલ્યો આવે છે, અને કેટલીએ મિલકતો તેઓએ હાલમાં ખરીદી છે. વળી હિંદુ સમાજ પર તેમનો અસીમ પ્રભાવ છે. આ બધાનો વિચાર કરતાં કોયડા કેમ ઊકલશે. એ એક પ્રશ્ન છે.

આના જવાબમાં એટલુંજ કહી શકાય કે, આ લોકોને સુધારીને ઠેકાણે લાવવાની એક માત્ર જવાબદારી હિંદુ નવયુવકો અને નવયુવતીઓ પર છે. જૂના વિચારના ઘરડા લોકો તો તેઓની આગળ માથું નમાવીને એટલા બધા દબાઇ ગયા છે કે, તેઓની વિરુદ્ધ એક શબ્દ પણ ઉચ્ચારવાનું સાહસ કરી શકે એમ નથી. વૃદ્ધો તેઓને 'ધર્મની ગાય' ગણે છે અને કોઇ પણ સંજોગોમાં તેઓને દુઃખ દેવું એને ઘોર પાપ માને છે. વળી તેઓની માન્યતા એટલી બધી જડ ઘાલી બેઠી છે કે, અમુક સાધુ દુરાચારી, ધૂર્ત અથવા બદમાશ છે, એમ જાણવા છતાંએ તેની વિરુદ્ધ કંઇ કરવા ઇચ્છતા નથી. કેટલાએ પ્રસંગોએ આ સાધુઓ ચોરી, બદમાશી કરતાં પકડાયા હોય છે, છતાં પણ આપણા વૃદ્ધો તેમનો પક્ષ કેવળ તેઓ સાધુના વેશમાં છે એટલા માટેજ કરે છે. આવી દાસ–મનોવૃત્તિવાળાઓ પાસેથી આ બાબતમાં કોઇ પણ પ્રકારની આશા રાખવી નિરર્થક છે.

પણ જે યુવકોનાં હૃદયમાં દેશ અને સમાજના કલ્યાણની

ભાવના જાગ્રત છે અને જેઓ સમજે છે કે, ધર્મને નામે આવી ઠગાઇ અને અનાચાર ચાલવા દેવો એ સર્વસાધારણ હિતની દૃષ્ટિએ ઘોર હાનિકારક છે; તેમનું કર્તવ્ય છે કે જે રીતે તેઓ સમાજને જડથી નાબૂદ કરનારા અન્ય કુરિવાજો અને રૂઢિઓનો નાશ કરવાનો પ્રયત્ન કરે છે, તેવોજ બલકે તેથી વધારે ઉગ્ર પ્રયત્ન આ ધર્મજીવીઓના સુધારાને માટે કરે. જો કે ભારતવાસીઓની પ્રાચીનપ્રિયતા અને પરિવર્તનશીલતા જોતાં આ કામ જલદી થઇ શકશે એવી આશા ન રાખી શકાય, તોપણ પ્રયત્ન કરવાથી સૌ સુલભ છે.

( હિંદી ઉપરથી, ' યુવક ' માસિકના એક અંકમાંથી )

# ૪૧–स्वामी विवेकानंदजीनी तवारीखनो एक सत्य प्रसंग

[ વામમાર્ગીઓનો અખાડો ]

" અમે વરવા બધા જોગી, જગેજગ ઢુંઢનારાઓ–કલાપી

(૧)

કાઠિયાવાડના ઝાડપાન વગરના વઢવાણ, લીંબડીના પ્રદેશમાં થઇને કોઇ ભગવાંધારી પુરુષ પંથ કાપતો હતો.

સૂરજનારાયણ ક્ષિતિજને કોર બેસતા હતા. ખેતરોમાં કામ કરીને પાછા ફરતા ખેડૂતોનાં ગળાં ઘરની માયા સંભારી મોરલાની જેમ ટહૂકી રહ્યાં હતાં. નાનાં નાનાં વૃક્ષોમાં અને ક્યાંક કોઈક જાળમાં પંખીઓ છેલ્લી નીંદ લેવા સંતાતાં હતાં. લીંબડીનાં ઊંચાં મકાનો હવે ડોકિયાં કરતાં હતાં. ને અસૂરું થાય ત્યાર પહેલાં પહોંચી જવા બળદગાડીઓના વળાવિયા ઉતાવળ કરી રહ્યા હતા.

આ બધાની પાછળ પેલો ભગવાધારી પુરુષ ધીરે ધીરે ચીલાની કોરે કોરે ચાલતો હતો. એનું શરીર પડછંદ હતું. ખૂબ વિશાળ મસ્તક અને પહોળી છાતી ભલભલાને પૌરુષની સ્મૃતિ કરાવતાં. એને માથે ભગવો ફેંટો, તેના શરીર પર ભગવી બંગાળી ફૂરતી અને

હાથમાં કમંડલુ હતું.

પણ મુખમુદ્રાનું તેજ એવું હતું કે, જોનારને એવી ભ્રાંતિ થતી, કે, અંતઃપુરની સુખસાહેબી છોડી રાજા ભર્તૃહરી યોગીવેશે નીકળ્યા! પણ ક્યાં ભોગી ભર્તૃહરી ને ક્યાં આ યોગી! એની મુખમુદ્રા ઉપર ભીષ્મ પિતામહના જેવા અખંડ બ્રહ્મચર્યની આભા બિરાજી રહી હતી.

લીંબડી શહેરને પાદર આવી એ યોગીએ થોડી વાર વિસામો લીધો. જનાર–આવનારને પૂછ્યું:

"ભાઈ, અહીં ક્યાંય જોગી–જતિનો આશ્રમ હશે ખરો કે?"

"હા, સ્વામીજી! આ શહેરની નજીક એક જોગીઓનો અખાડો છે; પણ હવે વખત થયો છે. આજની રાત ગામમાં વિતાવો. કાલે ત્યાં જજો!" સ્વામીજીના તેજથી અંજાઇ જવાબ આપનારે વિવેક બતાવ્યો.

"ભાઇ, યોગીને રાત કેવી ને દિવસ કેવો! **या निशा सर्व भूतानाम्...**" બોલતો બોલતો યોગી ઊભો થયો. એ આશ્રમની દિશા તરફ ચાલ્યો. સૂરજનારાયણ હવે અનંત સાગરમાં ડૂબકી મારવાની તૈયારીમાં હતા. છેલ્લી પળે પ્રકાશ હવે વિદાય લેતો હતો.

ત્યાં આશ્રમના ઘંટારવ સંભળાયા. ઘંટારવની દિશાએ દિશાએ સ્વામીજીએ દિશા સાધી, થોડી વારમાં આશ્રમના દરવાજે આવી પહોંચ્યા.

"પધારો, સ્વામીજી!" આશ્રમના ચોકીદારે એમનું સ્વાગત કર્યું. થોડી વારમાં એમને અંદર આશ્રમના અધિષ્ઠાતા પાસે લઇ જવામાં આવ્યા. અધિષ્ઠાતાએ એમનો સત્કાર કરી આસન આપ્યું.

"યોગીઓને યોગ્ય આ સ્થળ છે. ભાઈ, જેટલા દિવસ રહેવું હોય તેટલા દહાડા રહી શકશો." નામ–ઠામ પૂછ્યા વગર આગંતુકને આવકાર આપ્યો.

અને ખરેખર એ સ્થળ સુંદર હતું. સુંદર નાનો બગીચો ને દૂર દૂર સુધી નિર્જનતા! સ્વામીજીએ થોડા દિવસ અહીં રહેવા નિર્ણય કર્યો અને પોતાનો પરિચય આપતાં કહ્યું:

"પ્રવાસે નીકળ્યો છું, મહારાજ! વઢવાણનો ભોગાવો, રાણક-દેવીની દેરી અને લીંબડી શહેર વીંધનો અહીં ચાલ્યો આવ્યો છું."

"મૂળ દેશ કયો?"

"એમ તો આખું જગત, બાકી જન્મભૂમિ બંગાળ!"

"નામ?"

"વિવેકનો આનંદ! સેવકને વિવેકાનંદ કહે છે."

સ્વામી વિવેકાનંદ! પણ એ નામ આ આશ્રમના અધિષ્ઠાતાને અજાણ્યું હતું. અલબત્ત, બંગાળાનું નામ સાંભળ્યું હતું. પણ સ્વામીજીની મિષ્ટ ભાષા, સંસ્કારી વર્તાવ અને પ્રતાપી મુખમુદ્રાએ તેમને વિશેષ પ્રશ્નો ન પૂછાયા.

આશ્રમને ખૂણે આવેલી એક ઓરડીમાં સ્વામીજીને ઉતારો મળ્યો. આખા દિવસના શ્રમિત સ્વામીજી ભોજન–પાણી કરી, થોડી વાર સમાધિ કરી ભર ઊંઘમાં પડ્યા.

અને એમ દિવસો પસાર થવા લાગ્યા.

( ૨ )

રાતનો શ્યામ અંચળો પૃથ્વી પર વીંટાયો હતો. મધરાત થતી જતી હતી. એકાએક આશ્રમ–મંદિરના દીપકો ઝળહળી ઊઠ્યા. યોગીઓના આવાસમાં ભોગના સરંજામ ખડકાવા લાગ્યા. અત્તરની સુગંધી અને નૂપુરના ઝણકારા થવા લાગ્યા.

થોડી વારમાં એક સુંદર સ્ત્રીઓનું ટોળું હાથમાં વિધવિધ જાતના થાળ લઇ ત્યાં આવ્યું. એ થાળમાં સ્વાદિષ્ટ સોડમ પસારતી પકાવેલા માંસની વાનીઓ હતી. કેટલાક થાળોમાં શરાબની કૂપીઓ હતી. બધી સ્ત્રીઓનાં શરીર પર શણગાર દીપી રહ્યા હતા, તાજી ગૂંથેલી વેણીઓ, પુષ્પહારથી લચી પડતા કોમળ કંઠપ્રદેશો ને અર્ધનગ્ન લાગે તેવાં વસ્ત્રો!

કોઇના મોંમાં પાનનાં બીડાં હતાં. હાથ મેંદીથી રંગેલા હતા ને આંખોમાં કાજળની શ્યામલતા ગૌર કપાલપ્રદેશને ભડકે બાળી રહી હતી. ઘણીખરી સુખી ને શ્રીમંતવર્ગની સ્ત્રીઓ જેવી દેખાતી હતી. અલબત્ત, કેટલીક મધ્યમા ને કેટલીક પ્રૌઢા તથા વૃદ્ધા પણ હતી.

થોડી વારમાં એક રૂપેરી ઘંટડી ઝણઝણી ઊઠી; ગંભીર, વિશાળ ચહેરાવાળા એક યોગીએ પ્રવેશ કર્યો. લંગોટી સિવાય એનો આખો દેહ નગ્ન હતો. તમામ શરીરે વિભૂતિ ચોળી હતી. એ યોગી હતો ને

મુક્તિની પરમસીમાએ પહોંચેલો લેખાતો હતો. એની પાછળ જુવાન બાવાઓનું ટોળું હતું. બધા અલમસ્ત ને ધિંગી કાયાવાળા હતા.

યોગીએ આવીને સ્થાન લીધું કે પાછળથી કેટલાએ પુરુષો ત્યાં આવી પહોંચ્યા. સહુના પોશાક અત્યંત કીમતી હતા. શરીર ઉપરથી અત્તરની ભભક ફુવારા છોડતી હતી. કાને કુંડળ, હાથે બાજુબંધ ને કેટલાકે માથે મુગટ પહેર્યા હતા. ઘણાના પોશાક વળી જુદી જાતના હતા.

યોગીની એક બાજુએ પુરુષ સમુદાયે સ્થાન લીધું. બીજી બાજુ સ્ત્રીઓનો સમુદાય બેઠો. કામદેવનું સામ્રાજ્ય જામી રહ્યું હતું. પરસ્પર નયનબાણુથી સંદેશા ચાલુ થયા હતા.

"મહાનુભાવો!" યોગીનો અવાજ ગાજ્યો. બધા બીજી ચેષ્ટાઓ છોડી મસ્તક નમાવી શાંત બની ગયા.

"આપણો ધર્મમંત્ર જાણો છો?"

**'मद्यं, मांसं च मत्स्यं च, मुद्रा, मैथुनमेव च,**

**एते पंच मकारा स्युः** × × × ×

[મદ્ય (શરાબ,) માંસ, માછલીઓ, મુદ્રા (હઠયોગ) ને મૈથુનઃ આ પાંચ મકારનો આશ્રય લો! એ સદાકાળ મોક્ષ આપનાર છે.]

"પણ જોજો, કુળનું કે જાતનું અભિમાન ન આવી જાય. આજે જે ભૈરવીચક્ર રચાય છે, તેમાં કોઇ જાતિ નથી, કોઇ કુળ નથી, કોઇ ઊંચ કે નીચ નથી. ચાલો, એવા નિર્મોહી ભાવથી ઉત્સવનો આરંભ કરો! ખ્યાલ રાખજો કે, મીઠાશ દરેકને પ્રિય હોય છે, ને જ્યારે ઇચ્છા થાય ત્યારે સાકર ખૂબ ખાવી. એટલી ખાવી કે પછી ખાવાની ઇચ્છા ન થાય, એને જોઇ નાસી જવાનું દિલ થાય. આપણા ધર્મનો ટૂંક સાર આ છે. એટલું ભોગવો કે પછી ભોગ તરફ નજર સરખી નાખતાં દિલ કંપી ઊઠે."

અને થોડી વાર બીજા મંત્રોનો ઉચ્ચાર ચાલુ રહ્યો. થોડી વાર યોગની એકાદ પ્રક્રિયા પણ થઇ અને છેવટે યોગીએ જાહેર કર્યું કે, "હવે ભૈરવીચક્ર ચાલુ થાય છે. સાવધ બનો!"

આટલા આદેશ સાથે બધા ઊભા થઇને નૃત્ય કરવા લાગ્યા. માંસની વિધવિધ વાનીઓ તૈયાર હતી. શરાબના જામ સાથે ભોજન

ચાલુ થયું. મીઠી મધ્યરાત, આશ્રમનું એકાંત અને ધર્મનો સાથ! કામદેવ ધીરે ધીરે સજીવન થવા લાગ્યો. ભોજન પૂરું થયું. મુખ્ય યોગી તો ખાધેલું–ફરીથી કાઢી ફરીથી ખાતો હતો. કેટલાક બાવાઓ પણ તેનું અનુકરણ કરતા હતા. સામાન્ય ભૂમિકાના માણસો તો ખાવામાં ને શરાબના જામ ઉડાવવામાં મશગૂલ હતા.

ફરીથી એક ઘંટડી વાગી.

બધી સુંદરીઓ એકદમ ઊભી થઈ ગઈ અને લખતાં કલમ કંપે તેવું દૃશ્ય ખડું થયું. સ્ત્રીઓ પોતાના દેહ પરથી ચોળી ઉતારી વચ્ચે રહેલા ગોળ પાત્રમાં ફેંકવા લાગી. થોડી વારમાં પાત્ર ઉપર પુરુષો, બાવાઓ વગેરે તૂટી પડ્યા. જેના હાથમાં જે આવી તેણે તે તે એક ચોળી લઇ લીધી.

જેની જેની ચોળી, તે તે તેની આખી રાતની સંગિની. થોડી વારમાં પશુવૃત્તિનું પ્રદર્શન જારી થયું. નિર્લજ્જતાનો કોઇ પાર ન રહ્યો. આપણે પણ એ વાત પર પડદો પાડીએ છીએ અને ગળતી રાતે લથડતાં, ગળોટિયાં ખાતાં એ સ્ત્રી–પુરુષોને દબાયેલે પગે ચાલ્યાં જતાં જોઇએ છીએ.

(૩)

સ્વામીજીને આવ્યે ચારેક દિવસ વીતી ગયા હતા. એક રાતે સ્વામીજીની ઊંઘને કોઈ નવી આવેલી સ્ત્રીના તીણા કંઠસ્વરે તોડી નાખી. સ્વામીજી સ્ત્રીનો સ્વર સાંભળી પથારીમાં ખડા થઇ ગયા. આશ્રમ, ધર્મસ્થાનક અને યોગીઓના ધામમાં સ્ત્રીનો સ્વર ક્યાંથી? કોઇ અસહાય અબળા ઉપર ગુજરતા અત્યાચાર જેવી એ બૂમ હતી.

સ્વામીજી ઊભા થયા. બારણાની નજીક ગયા અને તિરાડમાંથી બહાર શું બની રહ્યું છે, તેનું નિરીક્ષણ કરવા પ્રયત્ન કરવા લાગ્યા. એ ઘડીએ સ્વામીજીની આંખોએ જે દૃશ્ય જોયું તે તેઓ પોતે બે ક્ષણ ન માની શક્યા. આંખો તો ભૂલ કરતી નથી? એવી ક્ષણવાર ભ્રમણા થઈ આવી. બે હાથે આંખો ચોળી ફરી તેઓ જોવા લાગ્યા.

તરતજ તેઓને ખ્યાલ આવી ગયો. અરે, આ તો વામમાર્ગી અને બીજમાર્ગીઓનો અખાડો છે! પેલો યોગી તે અઘોરી અને

આ કુત્સિત ક્રિયા તે ભૈરવીચક્ર! સ્વામીજીએ પૂર્વે વાંચ્યું હતું કે, સંસારમાં એક આવો પણ મત હસ્તી ધરાવે છે, જેમાં મોટા રાજકુમારોથી લઈ શ્રીમંતો ને શોખીનો ઉપાસક તરીકે હોય છે. મોટા ઘરની સ્ત્રીઓ પણ આમાં ભળેલી હોય છે ને આ ધર્મ એટલો ખાનગી રીતે ચાલે છે કે, તેના વિષે એક શબ્દ પણ ઉચ્ચારનારનું માથું સહીસલામત રહેતું નથી.

સ્વામીજી સામર્થ્યવાન પુરુષ હતા, પણ આ દશ્ય જોઈ ધ્રૂજી ઊઠ્યા. રોજ રાતે આવું ચાલતું હશે, એવા ખ્યાલથી તેમનું દિલ કંપી ઊઠ્યું, કેટલીક નવયૌવનાઓ નવી નવી ભોળવાઈને તાજી આ ટોળીમાં ભળી હશે અને આ અત્યાચારો ન સહન થવાથી તેમની ચીસોએ સ્વામીજીના કાનને સચેત કર્યા હશે! અઘોરી ને બાવાઓનો સમુદાય મોટો હતો. એમણે ચૂપચાપ આ અઘોરીખાનામાંથી નાસી છૂટવાનો નિર્ણય કર્યો.

સ્વામીજીએ કમાડની સાંકળ ઉઘાડી નાખી, પણ આ શું! બહારની સાંકળ વાસેલી હતી. બાવાઓ પણ ચેતતા રહેતા હતા. હવે શું થાય? સ્વામીજીએ ઉપરનીચે જોયું પણ ક્યાંય માર્ગ નહોતો. નિરુપાયે તેઓ જાગતા બેસી રહ્યા. ગળતી રાતે ભૈરવીચક્ર પૂરું થયું. બધા વિદાય થયા એટલે કોઈએ સાંકળ ઉઘાડી અને અંદર સ્વામીજી સૂતેલા છે કે નહિ તેની ખાતરી કરવા જરા ધક્કો માર્યો.

અંદરથી સાંકળ ઉઘાડેલીજ હતી. સ્વામીજી બિછાના ઉપર બેઠાજ હતા. પેલો બાવો ચકિત થઈ ગયો. સ્વામીજી ઊભા થઈ તરત બહાર આવ્યા ને પેલાને ઉપદેશ આપવા લાગ્યા. બન્ને વચ્ચે જરા કડક શબ્દોમાં વાત ચાલી. ત્યાં તો પેલો અઘોરી આવી પહોંચ્યો. આવતાંની સાથે એણે સ્વામીજીનું કાંડું પકડ્યું. મદ્યથી ચકચૂર અઘોરીના મોંની વાસ પણ એમને મૂંઝવી રહી હતી.

ભયંકર ખોખરા અવાજે અઘોરીએ કહ્યું: "જુવાન સંન્યાસી, ધર્મની ચર્ચા કરવી એ તારા જેવાનો વિષય નથી. અમારા ધર્મમાં આ લોકનું સુખ ને પરલોકની મુક્તિ છે. ચાલ, એમાં ભળી જા!

મારી ભભૂતિ લે! પશુપતિનાથ તારું કલ્યાણ કરશે! જુવાન છોકરા, સંસારમાં નહિ જોઈ હોય તેવી રૂપવતી સ્ત્રીઓ......"

"ચૂપ કર, ઓ અઘોરી!" સ્વામી વિવેકાનંદજીની સહનશીલતાની મર્યાદા આવી ચૂકી હતી. તેમણે બૂમ મારી, કાને આંગળાં નાખ્યાં. પવિત્ર મંત્રોચ્ચાર કર્યો. પણ આથી તો પેલો અઘોરી છંછેડાઇ ગયો, એનો અવાજ ખૂબ ભયંકર રીતે પડઘા પાડવા લાગ્યો. એણે તરતજ હુકમ કર્યો.

"લાવો, એક સરસ સુંદરી–નવયૌવના અને ઠોંસી દો આ સાધુના મોંમાં દારૂ ને માંસ! પશુપતિનાથ એને સદ્બુદ્ધિ આપે અને આપણી વ્રતસિદ્ધિ થાય! સંન્યાસી ભોળો છે, એણે બ્રહ્મચર્ય કડક રીતે પાળ્યું છે, એવાનું બ્રહ્મચર્યભંગ આપણી સિદ્ધિ માટે જરૂરી છે અને આમ છતાંએ એ ન માને તો નરહત્યા આપણે ત્યાં નિષિદ્ધ નથી."

સ્વામીજી આ નિશાચરના શબ્દો સાંભળી સ્તબ્ધ બની ગયા. આ પિશાચો નરહત્યા કરતાં વિલંબ કરે તેવા નથી, એવી એમને ખાતરી થઈ હતી. ત્યારે શું હત્યાથી ડરીને શીલ અને સંયમનો નાશ કરવો? સ્વામીજી અદબ બીડી નિર્ભય રીતે ખડા રહ્યા. સ્વામીજીની આ અડગતાએ અઘોરીને બુદ્ધિ પ્રેરી ને એણે ધીરા સ્વરે કહ્યું:

"પૂરી દો એને ઓરડીમાં. જાપ્તો રાખજો! ચારેક દિવસ પછી એનો નિર્ણય જાણી ફેંસલો કરીશું."

સ્વામીજી એક ઓરડીમાં પુરાયા. એમના ઉપર જાપ્તો બેઠો. ઇષ્ટદેવનો જાપ જપતા તેઓ છૂટવાનો માર્ગ શોધવા લાગ્યા. જીવનના આ કપરા કસોટી–કાર્યનું મુલ્યાંકન કરવા લાગ્યા અને આવતી કાલની કલ્પના કરવા લાગ્યા.

એક દિવસ. એક સૂર્ય ઊગી ને આથમી ગયો; પણ સ્વામીજીના મનથી એટલી વારમાં હજાર સૂર્ય ઊગીને આથમી ગયા હતા. બીજા દિવસનો સૂર્ય ઊગ્યો, ત્યાં એક બાળક સ્વામીજી પાસે દોડી આવ્યો. આ બાળક, સ્વામીજી આવ્યા ત્યારથી તેમની પાસે આવતોજતો. સ્વામીજીની મીઠી મીઠી વાતોથી બાળકને એમના ઉપર સ્નેહ

જન્મ્યો હતો. સ્વામીજી સંસ્કૃત અને અંગ્રેજીના વિદ્વાન છે, એ તે જાણતો હતો, એટલે સ્વાભાવિક રીતે માન ધરાવતો હતો.

અનંત સાગરમાં ડૂબતા માનવીને તરણું પણ ઈશ્વરી સહાય જેવું લાગે, એમ સ્વામીજીએ આ બાળકને આવતો જોયો ને તેમના આનંદનો પાર ન રહ્યો. એ બાળકમાં તેમણે પોતાની આ નરકાગારમાંથી મુક્તિ નિહાળી. બાળક નિત્યનો આવનારો–જનારો હતો, એટલે બાવાઓને તેને માટે શક જાય તેમ નહોતું. ઉપરાંત સ્વામીજી પણ કંઇક શાંત દેખાતા હતા.

બાળક સ્વામીજી પાસે જઇ પહોંચ્યો ને તરત એમની મુખમુદ્રા પરથી સમજી ગયો કે, કંઈક અપ્રિય બન્યું છે. એને લાગ્યું કે, સ્વામીજીને મા યાદ આવી હશે! એણે સ્વામીજીને પ્રશ્ન કર્યો:

"શું ઘર ને મા યાદ આવ્યાં?"

"ના ભાઇ!" અને સ્વામીજીએ ધીરેથી પોતાની વાત કહી દીધી. બાળકના દિલમાં જાણે પ્રભુ પ્રગટ્યા. એણે કહ્યું: "સ્વામીજી! તમારા માટે હું શું કરું?"

"જો, એક કામ કર! બહારથી કોલસો લાવ ને પેલા ખૂણામાંથી લાકડાનો ટુકડો લાવ!" બાળકે તે લાવી આપ્યાં.

સ્વામીજીએ અત્યંત ઉતાવળથી અંગ્રેજીમાં ત્રણચાર લીટી તેના પર લખી નાખી ને પાટિયું બાળકને આપતાં કહ્યું: "વત્સ! આ પાટિયું તારા ધોતિયામાં છુપાવી સીધો લીંબડી ઠાકોરસાહેબ પાસે પહોંચી જા. પાટિયું આપજે ને વાત કરજે! સઘળું કામ સંભાળીને કરજે!"

બાળક હોશિયાર હતો. ધોતિયાની નીચે લાકડાનો ટુકડો છુપાવી એ બહાર નીકળ્યો. બાવાઓને તો શક પડવાનું કોઇ કારણ નહોતું. આશ્રમની બહાર નીકળી એ દોડવા લાગ્યો. એના શરીરમાં વાયુની સ્ફૂર્તિ આવી હતી. શ્વાસ માતો નહોતો. પગ કામ નહોતા કરતા, તોએ દોડ્યે જતો હતો. પરમાર્થની ગરમી અજબ છે!

લીંબડી–રાજમહેલના દરવાજે એ પહોંચ્યો, ત્યારે લીંબડીના રાજવી બહાર નીકળવાની તૈયારીમાં હતા. બાળકે તરત પેલો લાક-

ડાનો કકડો સામે મૂકી દીધો. એમણે વાંચતાની સાથેજ સૈનિકોની એક ટુકડીને ચુપચાપ અખાડો ઘેરી લેવા આજ્ઞા કરી અને બાળક સાથે પોતે અખાડા ઉપર મારતે ઘોડે ગયા.

બાળકની ચતુરાઇથી સ્વામીજી મુક્ત બન્યા. બાવાઓને કેદ કર્યા. સ્વામી વિવેકાનંદજી રાજમહેલમાં આવ્યા ને ત્યાં ટૂંક સમય નિવાસ કરી રહ્યા. અખાડાના અડધા બાવાઓ નાસી ગયા ને બાકીના અડધા દંડાયા.

સ્વામી વિવેકાનંદજી ગુજરાતનાં અનેક મીઠાં સ્મરણો સાથે આટલું કડવું સ્મરણ લઇ આગળ પ્રવાસે વધ્યા.

('રવિવાર'ના દીપોત્સવી અંકમાંથી)

# ૫૦—ધર્મને નામે સંપત્તિ, સમય, શક્તિની બરબાદી, સ્વાર્થ માટે કરેલી ક્રિયાઓ ફળતી નથી

(લેખકઃ શ્રી. ચતુરભાઈ)

આપણાં રોજનાં જીવનમાં કેટલીક ધાર્મિક ક્રિયાઓ આપણે કરીએ છીએ તે મોટે ભાગે સ્વાર્થ પૂરતીજ હોય છે કે પૈસાદાર હોઇએ તો કીર્તિ લેવા ખાતરજ કરીએ છીએ. જે ક્રિયાઓ—ધર્મ-ક્રિયાઓ તેમજ બીજી વ્યાવહારિક ક્રિયાઓ પણ જો બહુ ધનનું પાણી કરાવે, ઘણો સમય નાહક રોકે, ઘણી શક્તિ ફોકટની વેડફી નાખે, તો તે ક્રિયાઓ ખરી ધર્મ કે વિવેક બુદ્ધિની ક્રિયાઓ નથી, પણ જગતને દેખાડવાની કે સ્વાર્થ સાધવાની આડંબરી ક્રિયાઓ છે. મહારાજો, મુલ્લાંઓ, મોબેદો, મહાત્માઓ, વગેરે વગેરે ઘણી વાર પોતાના ભક્તજનો ઉપર પોતાની લાગવગ વધારવા, કેટલીક આડંબરી ક્રિયાઓમાં ભક્તજનોનાં તન, મન, ધન રોકાવી, તેમને પૈસાના બદલામાં આશિષ આપે છે. આ આશિષો ખરેખર પોકળજ નીવડે છે. ઇશ્વર કંઈ લાંચ સ્વીકારતો નથી અને તેની સેવા માટે કોઇ દલાલ મુકાદમ રોકતો નથી. ઈશ્વરને ત્યાં ન્યાય એકજ છે. ત્યાં ગરીબ

તવંગર વચ્ચે ભેદ નથી. ઇશ્વરને ત્યાં ન્યાત, જાત, જમાત વગેરે હોઇ શકેજ નહિ. ઇશ્વર પાસે કોઇની વકીલાત પહોંચતી નથી. ઇશ્વરને કોઇની લાગવગ કે સિફારસ જોઇતી નથી. તેથી જે સ્ત્રી, પુરુષ, કે બાળક તેનો અંતઃકરણથી પ્રાર્થના કરી, પાપનો પશ્ચાત્તાપ કરે તેનેજ ઇશ્વર માફી બક્ષે, જે પારકાંના દુઃખ કાપે તેનાં ઇશ્વર દુઃખો વિદારે. જે પારકાંઓનાં સુખો વધારે તેનાં સુખો ઇશ્વર વધારે. ઇશ્વરની ગતિ અકળ છે ખરી પણ અગમ્ય તો નથીજ. હજારો વર્ષોનો મનુષ્ય-ઇતિહાસ, મોટાઓનાં વચનો એ સર્વે કુદરતના અચૂક ન્યાયની સાબિતી આપે છે. ધર્મનો–ખરા ધર્મનો જય અને પાપનો ક્ષય એ સૌ કોઇ આંખે જુએ છે, કાને સાંભળે છે કે જાતે અનુભવે છે. કર્યાં કામોનાં ફળો આપણે ભોગવ્યેજ છૂટકો. બધું અહીંનું અહીંજ છે. સ્વર્ગ–નર્ક બધું અહીંજ છે એમ લોકવાયકા કહે છે. કેમકે ચડતીપડતી, સુખ-દુઃખ, આધિ, વ્યાધિ, ઉપાધિ, જૂના સંબંધોનું તૂટવું, નવા સંબંધોનું સંધાવું, દુઃખમાંથી સુખ અને સુખમાંથી દુઃખ, મિત્ર વેરી બને અને દુશ્મન દોસ્ત બને, એ બધું રોજનું આપણી સામે બનતું જોઇએ છીએ. આ બધા ફેરફારોમાં ધર્મી માણસ એક સરખો રહે છે. દરેક કસોટીમાંથી પસાર થતાં દુઃખો અનુભવતાં, કષ્ટો સહેતાં, તિરસ્કાર ખમતાં, તે વિવેકબુદ્ધિ તજતો નથી. ધર્મ છોડતો નથી, હિંમત હારતો નથી. ખરો ધર્મી માણસ ધન, કીર્તિ, વિદ્યા, વૈભવ-વિલાસોથી મગજ ખોઇ બેસતો નથી. તે ગરીબાઈ, અપકીર્તિ, અજ્ઞાનતા અને કંગાલિયત વખતે રોતો બેસતો નથી. આપણી ઘર આગળની કેળવણીમાં તેમજ આપણી સ્કૂલ–કેળવણીમાં, આપણે બાળકોને ખરા ધર્મની કેળવણી આપીએ અને સાચી વિવેકબુદ્ધિની વારંવાર સમજ પાડી તેની ટિપ્પણ તેના મગજ પર કરીએ, તોજ સમાજ વધુ સુખી થાય, સંસાર અસાર લાગે નહિ, સંબંધો અકારા થાય નહિ અને સર્વે વ્યવહાર દુઃખમય બનવાને બદલે સુખમય બને. અત્યારે કોમી કેળવણી અને ખોટી ધાર્મિક મિથ્યાભિમાની દોરવણી, આપણી વચ્ચે અનેક જાતની સ્વાર્થી મનોદશા ઊભી કરે છે, કે જે ભવિષ્યમાં બહુજ દુઃખકર અને પીડાકારક જરૂર નીવડશે. ધર્મપંથો

અને ન્યાતજાતો એ બન્ને પર ઊછરેલાં બાળકો ભવિષ્યની પ્રજા તરીકે માંહોમાંહે ઝેરવેરનાં બીજ વાવશે એ ધાસ્તી દીન પર દીન વધતી જાય છે એ સમજવું જરૂરનું છે.

## હિંદુઓએ ધર્મ કરવાની અને ધર્માદા કાઢવાની રીતોમાં કરવા જોઇતા સુધારાવધારા—સમય ઓળખવાની જરૂર

છેલ્લા આઠદશ દાયકાઓમાં હિંદુસ્તાનમાં એટલા બધા ને એવડા મોટા ફેરફારો થઈ ગયા છે કે, જે કદી હિંદે પાંચ હજાર વર્ષમાં અનુભવેલા નહિ કે સ્વપ્નામાંય પણ વિચારેલા નહિ. અત્યારે ધાર્મિક માન્યતાઓમાં મોટો ફેરફાર થયો છે. આર્થિક સ્થિતિ બિલકુલ બદલાઇ ગઇ છે. સમાજવ્યવસ્થા તદ્દનજ ફેરવાઇ ગઈ છે. ઔદ્યોગિક ચડતીપડતી અસાધારણ રીતે ઊલટીસૂલટી થઈ ગઇ છે. રાજકીય વિચારોમાં પણ અજબ ફેરફારો થયા છે. ફેરફારો અને સુધારા વધારા એટલીજ ઝડપથી થાય છે કે, કોઈ પણ માણસ જરૂરી તન, મન અને ધનની ત્વરિત ગતિ વગર તે ફેરફારોની સાથેજ આગળ વધી શકે નહિ. આપણે મોટરકાર, એરોપ્લેન અને વાયરલેસથી આગળ ધપીએ અને વિચારોમાં પંદર કે પચીસ સદીઓ પાછળ રહીએ, તે કેમ કરી ચાલે? તેથી આજના યુગને બરાબર ઓળખવાની જરૂર છે. આપણા ધર્મની માન્યતાઓને જરા બદલવાની જરૂર છે, પણ તે કરતાં વધુ અગત્યતા આપણી ધર્માદા કરવાની રીતિનીતિમાં ફેરફાર કરવાની છે, દાયકાઓ પહેલાં કે સદીઓ પહેલાં, જે ધર્માદા આપણા વડવાઓ જરૂરી ગણતા હતા, તેની અત્યારે ક્યાંક બિલકુલ જરૂર નથી અને ક્યાંક ઓછી જરૂર છે અને નવી ધર્માદાની રીતિઓની હવે મોટી અગત્યતા જણાઈ છે. આ બધું શ્રીમંતો તેમજ ગરીબોએ, આગેવાનોએ તેમજ અક્કલમંદોએ, ધર્મગુરુઓએ તેમજ શ્રદ્ધાળુ ભક્તોએ જાણવાની ખાસ જરૂર છે. આ વસ્તુ સમજવામાં જેમ ઢીલ થશે તેમ ધર્મ, ધર્માદા, દયા વગેરેમાં ગોટાળા થશે. ભવિષ્યમાં ઘણી ગૂંચવણો ઊભી થશે અને કેટલીએ વાર નાહક કોર્ટોમાં ફેંસલો કરાવવા જતાં પૈસો, શક્તિ અને વખત બરબાદ થશે. દરેકેદરેક શ્રીમંત કુટુંબે દરેકેદરેક ન્યાતજાતમાં, આટલું તો જરૂર વિચારવું જોઇએ

કે, જે ધર્માદા માટે હજારો, લાખો તેઓ કાઢી આપે છે-તેનું ભવિષ્યમાં શું થશે ? ફંડો, ટ્રસ્ટો, ધર્માદા, ધર્મસ્થળો, ધર્મશાળાઓ, સદાવ્રતો, અનાથાશ્રમો, છાત્રાલયો, આશ્રમો, સ્કૂલો, ચાલીઓ, મંદિરો વગેરેની જે કેટલીક ગેરવ્યવસ્થા આપણી નજરે હાલ પડે છે, તેજ ગેરવ્યવસ્થા આપણે કરેલા ધર્માદામાં પણ ચલાવી લેવી છે કે તેમાં કંઈ સુધારો વધારો કરી ભવિષ્યની ગેરવ્યવસ્થામાંથી તેને બચાવવાની જરૂર છે ? આપણે દરેક ધર્માદાની રકમ જુદી કાઢયા પછી આપણે જીવીએ છીએ ત્યાંસુધી તો બધું ઠીકઠાક ચાલે છે, પણ પછીની વ્યવસ્થા કેવી રહેશે તે કોણ જાણે ? મોટાનાં નામ મોટાં એટલે આપણે મોટાઓને ટ્રસ્ટી બનાવીએ પણ મોટાઓનાં કામ પણ મોટાં હોય, તો તેમાંથી એમને ફુરસદ મળે, ત્યારે તેઓ બાપડા બહારનું-જેમાં તેમનું હિત કંઇજ નહિ તેમાં જરાતરા ઉતાવળી નજર નાખી શકે કે અકળાઇને જરૂરી કરવાનું કામ મુલતવી રાખે. આને લઈ આપણી પાસે એક સવાલ ઊભો થાય છે કે, કંઇ પણ ધર્માદા કાઢી રાખ્યા પછી મરી જઈ તે કામ ટ્રસ્ટીઓને સોંપવું કે નહિ ?

### ટ્રસ્ટીઓથી કામો કેમ ચાલે છે તે જરા જાતે જોઇ ખાતરી કરો. ધર્માદા કરો તો જાતેજ કરો

પોતાના જીવતાં જીવત ધર્માદા કરી લેવું સારું. પાછળથી ટ્રસ્ટીઓને સોંપવું પડે એ ધર્માદા જરૂર ગેરવ્યવસ્થા અનુભવશે. જેટલી લાગણી આપણને હોય તેટલી લાગણી ભાગ્યેજ પારકાંઓને હોય. ટ્રસ્ટીઓને પણ પોતાનાં અંગત કામો, અંગત લાભો, અંગત સુખસગવડો, અંગત સ્વાર્થ વગેરે હોય છે. તેઓ જે કામ "ઓનરરી" કરે છે એટલે કંઇ પણ દામ લીધા વગર ફક્ત માનને ખાતર કરે છે, તેવા સર્વે ટ્રસ્ટીઓની કાર્યનીતિથી આપણે વાકેફ નજ થઇ શકીએ; પણ થોડાંઘણાં ટ્રસ્ટોની ચાલતી વ્યવસ્થા આંખે જોઇ શકાય તેમ છે. અથવા તેની "વાખવાખી" લોક મોઢેથી સાંભળી શકાય તેમ છે. ક્યાંક ક્યાંક બહુજ અફસોસકારક ગેરવ્યવસ્થા દેખાઈ આવશે. ટ્રસ્ટીઓ આખર માણસ છે. તેઓ પોતાનાં બચ્ચાં સંભાળે કે પારકાં? પારકાં છોકરાંઓ ઉપર કોને મમતા ચડે? મન મૂકી મરનાર ધન

છોડી જાય અને વ્યવસ્થા બધી ટ્રસ્ટીઓને સોંપી જાય; તે વળી કદી બદલાય એટલે ગેરવ્યવસ્થા, ગોટાળા, ગૂંચવણી, સમયની બરબાદી એ બધું પાર વગરનું થાય. મોટાં નામો આમ કાગળ કે કાન પર સારાં લાગે છે, પણ ટ્રસ્ટીઓ તરીકે કે ડાયરેક્ટરો તરીકે તે કેવાં શોભાનાં પૂતળાંઓ નીવડે છે તે અનુભવેજ ખબર પડે. હિંદુ ટ્રસ્ટ ફંડોની ધર્માદા મિલકતોની, પૈસાની અને બીજી સામાન્ય વ્યવસ્થાની કેટલેક ઠેકાણે એટલી તો ગેરરીતિ છે કે, તે જોઇ સાંભળી એટલુંજ કહેવાય કે આટલી બધી ગેરવ્યવસ્થા હિંદુઓ સિવાય બીજા કોણ ચલાવી લે? હિંદુઓજ હરેક પ્રકારની ગેરવ્યવસ્થાને ચલાવી લેવા ટેવાયલા છે. ઘર, શેરી, ગામ, મંદિર, ધર્મશાળા, કૂવા, તળાવ, નદી, સમુદ્રકાંઠો, વગેરે જ્યાં જ્યાં નજર ફેંકો ત્યાં ત્યાં હિંદુઓની ભયંકર ગેરવ્યવસ્થા કે સરિયામ મૂર્ખતાની અવધિજ નજરે પડે અને અફસોસ છૂટે! તેમાં જ્યાં જ્યાં ટ્રસ્ટીઓદ્વારા ચાલતી સંસ્થાઓ છે, ત્યાં ત્યાં મોટાં મોટાં નામો છતાં જે હોતા હય ચલતા હયની રીતિ નીતિ કે ચોખ્ખી ગેરવ્યવસ્થા દૃષ્ટિગોચર થાય તે જોઈ માત્ર એટલુંજ કહેવાય કે, "હે પ્રભુ! અમારા શ્રીમંતોને એવી બુદ્ધિ દે કે, તે પોતાનાં સ્ત્રીઓ, બાળકોને તેમજ ધર્માદા ફંડોને ટ્રસ્ટીઓના કબજામાં નજ સોંપે અને સોંપે તો એવા ટ્રસ્ટીઓ શોધે કે જેઓ મનુષ્ય નહિ પણ દેવ સરખા હોય!" પારકાંઓની ધર્માદા કે માલિકીની મિલકતોના ટ્રસ્ટીઓ તરીકે કામ કરતા ગૃહસ્થો જો છાતીએ હાથ દઇ એમ કહે કે, અમે સોએ સો ટકા ટ્રસ્ટીઓ તરીકે કામ કરવાની લાયકાત ધરાવીએ છીએ તો જાણવું કે, તેઓ કોઈ દૈવી શક્તિ ધરાવનાર મનુષ્યો છે. બાકી છ વિકારવાળા ગૃહસ્થો અને પોતાનાજ રોજના વેપાર વ્યવહારમાંથી જેઓ પોતાનુંજ ઘર સંભાળવાની ફુરસદ નથી મેળવી શકતા, એવા ધન અને કીર્તિલોભી ટ્રસ્ટીઓ પારકાંઓના ધર્માદાની શું વ્યવસ્થા રાખી શકતા હશે? આ જરા શાંતિથી વિચાર કરવા જેવી બાબત છે.

(સાપ્તાહિક 'મુંબઇ સમાચાર'ના એક અંકમાંથી.)

# ૫૧–બાવન લાખ બાવાઓ

## કંગાલ હિંદ પર ચોસઠ કરોડનો ધાર્મિક ટેક્સ

હિંદને આર્થિક વિજ્ઞાનીઓ ભલે ખેતીપ્રધાન દેશ ગણે; પરંતુ ખરી રીતે તો હિંદ એ ધર્મપ્રધાન દેશ છે, જે સર્વ કોઈ કબૂલે છે. આ પ્રગતિયુગમાં હિંદીઓની આંખ ખૂલી. સરકાર મોટું લશ્કર રાખી છપ્પન કરોડ રૂપિયા ખરચી નાખે છે તે માટે કૉંગ્રેસ અને બીજા રાષ્ટ્રવાદી નેતાઓએ આકાશપાતાળ એક કરી મૂક્યું. તેવી રીતે સાઠ કરોડ રૂપિયાનું પરદેશી કાપડ હિંદમાં આવતું અને તે મોટી રકમ પરદેશ જતી હોવાથી તે અટકાવવા માટે પણ કૉંગ્રેસે અને પ્રજાએ તન, મન, અને ધનની કુરબાની કરી. પિકેટિંગ–અને બહિષ્કારથી સર્વ સંકટોનો સામનો કરી તે સાઠ કરોડ રૂપિયા બચાવવા કમરકસી હતી. એ સાઠ કરોડ તો આપણે માલનાં નાણાં આપતા હતા તેમાં કંઈ નહિ તો પચાસ કરોડનું લગભગ લાગટ કિંમતનું કાપડ આવતું હશે. તેના હિંદી વેપારીઓ લગભગ વીસ કરોડ નફો મેળવી એંસી કરોડ રૂપિયા ઉપજાવતા હશે. એટલે એમાં સાઠ કરોડ પૂરા ચાલ્યા જાય છે અને હિંદીઓ પાસે કંઇ રહેતું નથી એમ નથી; પરંતુ આજે આપણે એક એવા અગત્યના પ્રશ્ન ઉપર વિચાર કરવાનો છે કે જે બાવન લાખ બાવાઓની જમાત દર વર્ષે સાઠ કરોડથી પણ વધુ રકમ કોઇ પણ જાતનો બદલો આપ્યા વિના અસ્ખલિતપણે ધર્મના વાર્ષિક ટેક્સ તરીકે મેળવી વેડફી નાખે છે.

બાવન લાખ બાવાઓની વસતી હિંદમાં છે. તેમાં દરેક જાતના બાવાઓનો સમાવેશ થાય છે. ફૂટપાયરી ઉપર પડી રહેનાર, ગાંજાનો દમ લગાવનાર, સાધુફકીરોથી માંડી મહાનમાં મહાન આચાર્ય–ગાદીપતિ મહંતોનો એમાં સમાવેશ થાય છે. જો કે બધાનાં જીવન એ રીતે સરખાં નથી. કેટલાકનાં ઓછાં ખરચાળ હોય છે, તો કેટલાકનાં વિશેષ ખરચાળ પણ હોય છે. પરંતુ એ બધા પ્રજાને જરા પણ ઉપયોગના નથી. તેમના તરફથી પ્રજાને એક પાઇનો પણ લાભ નથી.

નિસ્વાર્થપણે એમાંનો એક પણ સાધુ–મહંત કે આચાર્ય પ્રજાને ખરે માર્ગે દોરતો નથી કે પ્રજાને ઉપયોગી નીવડતો નથી. આ વર્ગ એવો છે કે જેમને કમાવાની પડી નથી. કોઈ પણ જાતના ઉદ્યમ વિના માત્ર અલમસ્ત માફક ચીપિયો લઇ પડી રહેવું અને 'સબ ભૂમિ ગોપાલકી' માની જોઇતી વસ્તુ તે મેળવી લે છે. જાણે જમા ન મૂકી ગયા હોય તે અદા અને શાનથી ધર્મશ્રદ્ધાળુવર્ગ પાસેથી તે નાણાં કઢાવે છે. કેટલાક ફકીરો તો 'દેતા હે કે નહિ?' કહીને ધમકી અને ધાંધલદ્વારા પણ ધાર્યાં નાણાં કઢાવી લે છે. એટલે આ વર્ગમાંના કેટલાક મવાલી ગુંડા–વર્ગ માફક જનતાને માત્ર ભય–ત્રાસરૂપ છે એથી કંઇ પણ લાભ કે ફાયદો નથી. જે મોટા ગણાતા ગાદીપતિઓ છે, તેમનાં જીવન પણ વૈભવવિલાસી છે. મોટરો જોઇએ, સેન્ટ, અત્તર અને રેશમી વસ્ત્રો જોઇએ. રૂ. ૧૦–૧૫ ની કિંમતની રબરની લંગોટ જોઇએ. જે શ્રીમંતો પણ પહેરતા હશે કે કેમ? સ્વતંત્ર બંગલાઓ જોઇએ. વાડા અને જમીનો જોઇએ ઉપરાંત અનેક સ્ત્રીઓ પણ રાખે છે. સ્પેશિયલ ટ્રેનોમાં પ્રજાના પૈસાનો ધુમાડો વર્ષમાં અનેક વાર થાય છે. વેશ્યા અને શરાબ સુધી પણ ધર્મને નામે અપાયલું નાણું વેડફાય છે, તે પણ હાલની પ્રજાની જાણમાં હવે આવી ગયું છે. છતાં ધર્મપ્રધાન હિંદની કમનસીબી એ છે કે, હજી પણ જનતાની આંખ ખૂલતી નથી. પોતાનાં બાળબચ્ચાં ભૂખે ટળવળે છે, પોતાની જાતિનાં સ્ત્રીબાળકોને પેટપૂર અન્ન મળતું નથી, ઘણા ખાનદાન સામાન્યવર્ગના કુટુંબોની બેકારીને લીધે એટલી બધી કરુણ સ્થિતિ થઇ પડી છે કે, ઘણાને આપઘાત કરવા પડે છે. તે પ્રસંગે આ બાવન લાખની જમાતને પોષવા, ધર્મ અને દેવને નામે ધર્માચાર્યોને વૈભવવિલાસ–પાપાચાર માટેની સગવડ કરી આપવા, પોતાનાં ધનનાં વહેણ અટકાવી જેમને નાણાંની જરૂર છે, જે પ્રજાને, દેશને ઉપયોગના છે, મહેનત કરી ઉદ્યોગ કરી એ નાણાં પાછાં વાળી શકે તેવાઓ પ્રતિ વાળવાની ખાસ અગત્ય છે. બીજા કોઇ પણ ઉપયોગી કાર્યમાં જો મોટી રકમ વપરાય તો જરૂર તેનો સારો બદલો મેળવી શકાય. બાવન લાખ બાવાઓનું સરેરાશ ઓછામાં ઓછું

કેટલું ખર્ચ થાય છે, તે વાચક નીચેના આંકડા પરથી જોઈ શકશે.

બાવન લાખ બાવામાં કેટલાક એવા છે કે, જે માત્ર સાદો ખોરાક લે છે; કેટલાક 'બચ્ચા ભોજન ખિલવા દે' કહી વીશીમાં કે કોઇ ગૃહસ્થને ત્યાં જઈ ચડી ભિક્ષાને નામે ભોજન મેળવી લે છે; ત્યાંથી માંડી મોટા મોટા મંદિરોમાં રાજભોગ અને સામગ્રીમાં જે કીમતી મિષ્ટાન્નો ધરાવાય છે, તે સર્વનો સરેરાશ ખર્ચ ગણીએ તો માણસ દીઠ રોજ ચાર આનાનો ખર્ચ ઓછામાં ઓછો થાય. તે રીતે કુલ રૂ. ૧૩ લાખ ૨૫ હજાર રોજ ભોજનમાં જાય. માસીક ૩ કરોડ ૯૭ લાખ ૫૦ હજાર રૂપિયાનો ખર્ચ થાય. વાર્ષિક રૂ. ૪૭ કરોડ ૭૦ લાખ ભોજનમાં જાય છે.

મહિને માત્ર એક રૂપિયાનું માણુસ દીઠ કાપડ ગણીએ. જેમાં મહંતોના કીમતી રેશમી વૂલન અને જરીના પોષાકોનો પણ સમાવેશ થાય છે. તો વર્ષે ૧૨ રૂ. નું માણુસ દીઠ ખર્ચ ગણતાં રૂ. ૬ કરોડ ૨૪ લાખ કાપડમાં ખરચાય છે. ભાંગ, ગાંજા અને તંબાકુના વ્યસનમાં સાધુમહારાજોનો રોજનો સરેરાશ માત્ર એક આનો ગણતાં રૂપિયા ૧૦ કરોડ ૪૦ લાખ થાય એમ કુલ.

| | | | | રૂપિયા |
|---|---|---|---|---|
| ખોરાક | ... | ... | ... | ૪૭૭૦૦૦૦૦૦ |
| પોષાક | ... | ... | ... | ૬૨૪૦૦૦૦૦ |
| વ્યસન | ... | ... | ... | ૧૦૪૦૦૦૦૦૦ |
| | | | કુલ ખર્ચ રૂ. | ૬૪૩૪૦૦૦૦૦ થાય |

આ તો માત્ર જીવનનો જરૂરી ખર્ચ ગણ્યો છે જે ચમકાવનારો છે. એથી વિશેષ તેમની જમાતોના ઝંડા સાથે આખા હિંદની જાત્રાએ જાય છે. કેટલાક ધર્મગુરુઓ સ્પેશિયલોમાં જાય છે. સાધારણ બાવાઓ પણ પરિક્રમા અને યાત્રાને નામે પ્રજાના પૈસાનો વ્યય કરે છે. તે બધું જતું કરતાં માત્ર ખોરાક, પોષાક અને વ્યસનનો અનિવાર્ય ખર્ચ ગણતાં રૂ. ૬૪ કરોડ ૩૪ લાખ દર વર્ષે હિંદી પ્રજાના ધર્મને નામે વેડફાય છે. મહાન મહંતો અભ્યાસ કરે

છે પણ તે પોતાના સ્વાર્થ ખાતર. ઉપદેશ આપે છે તે માત્ર પોતાની આવક સહીસલામત રાખવા માટે. દેવ-ધર્મને નામે અપાયલું દ્રવ્યજ સ્વર્ગે કામ લાગે છે, માટે અમને આપતા રહો. એથી વિશેષ એમનો ઉપદેશ હોતો નથી. આ રીતે અભણ અને ભણેલ આ વર્ગના તમામ સભ્યો દેશને તદ્દન નિરુપયોગી છે. જો તેમનામાં પ્રચાર કરી તેમને કેળવવામાં આવે, તો તેમાંના ઘણાને સ્ત્રી-બચ્ચાંની જંજાળ હોતી નથી જેથી વીર સૈનિક તરીકે તેઓ કામ લાગે. જો રાષ્ટ્રીય ચળવળમાં ઝુકાવે તોપણ રાષ્ટ્રને ફાયદો કરી આપે. લશ્કરમાં જોડાય તો દેશનું રક્ષણ કરી શકે. મહેનત મજૂરીએ જાય અને પોતાના ખર્ચ જેટલું ઉત્પન્ન કરી લે તો દેશના ઉત્પન્નમાં રૂ. ૬૪ કરોડનો વધારો થાય અને પ્રજા ઉપરથી ૬૪ કરોડનો વાર્ષિક ધાર્મિક ટેક્સ દૂર થાય એ રીતે રૂ. ૧૨૮ કરોડનો દેશને ફાયદો થાય.

('હિન્દુ' અને 'હિન્દુ જ્યોતિ' ના એક અંકમાંથી)

# ૫૨-મફત જીવવાની કલા

ખાસ કરીને મુંબઇ જેવાં શહેરોમાં મધ્યમ અને ઉપલા મધ્યમ વર્ગના કુટુંબોમાં આપણે લગભગ દરરોજ એવા પ્રકારની ફરિયાદ સાંભળવાને ટેવાઇ ગયેલા છીએ કે, તે કુટુંબોની એકંદર માસિક આવક સેંકડો રૂપિયાની હોવા છતાં તે કુટુંબના સભ્યોને જીવનનિર્વાહ ચલાવવામાં અત્યંત મુશ્કેલીઓ નડે છે. મુંબઇ શહેરમાં આજના ભાવને ધોરણે ત્રણચાર માણસોના કુટુંબમાં રૂ. સો થી બસો સુધીની માસિક આવક પણ ઘણીજ અપૂરતી જણાય છે. એ જાણીને ગ્રામ્યવાસીઓને આશ્ચર્ય થયા વિના રહેશે નહિ.

મુંબઇના એક મધ્યમ વર્ગના સુશિક્ષિત કુટુંબના ગૃહમાં પ્રવેશ કરતાં તે નિવાસનો બાહ્ય દેખાવ, ઘરમાંનું રાચરચીલું, મોજશોખની વસ્તુઓ, મનરંજન કરવાનાં સાધનો વગેરે જોવાથી આપણને એમ લાગે છે કે, ગૃહધણી જરા સુખી અને સંપત્તિવાન હશે; પરંતુ કુટુંબના વડાના નિકટના પરિચય પછી તેની આર્થિક મુશ્કેલીઓ સાંભળીને

આપણને આશ્ચર્ય થયા વિના રહેતું નથી. અર્થશાસ્ત્રની દૃષ્ટિએ અને કરકસરના સિદ્ધાંતથી વિચાર કરતાં તેના મકાનમાં એટલી બિનઆવશ્યક વસ્તુઓનો સંગ્રહ દેખાય છે કે, આપણને એમ લાગે કે આવી મુશ્કેલીઓ અનુભવવાને બદલે તે ગૃહસ્થે એટલી વસ્તુઓ વિના ચલાવી લીધું હોત તો ઠીક થાત.

## ઉચ્ચ વિચારો અને સાદું જીવન

હકીકત એમ છે કે, ઉચ્ચ વિચારો અને સાદા જીવનના સિદ્ધાંતો આપણે વિસારી દીધા છે અને આપણે આપણી પોતાની તેમજ આપણા કુટુંબીજનોની નિરર્થક આવશ્યકતાઓ એટલા બધા પ્રમાણમાં વધારી દીધેલી હોય છે કે, ગમે તેવી સારી આવકવાળા માનવીને પણ અમુક પ્રકારની તાણ વેઠવી પડે છે.

અલબત્ત, કેટલાંક કુટુંબોમાં એવા અપવાદો હોઇ શકે. તે કુટુંબની આવક તેની ઓછામાં ઓછી જરૂરિયાતોને પહોંચી વળવા જેટલી પણ ન હોય. તેઓ ગમે તેટલી કરકસર કરે છતાંએ તેમની આવક અત્યંત અપૂરતી થઇ પડે છે, આવાં કુટુંબો માટે આપણને સહાનુભૂતિ થયા વિના રહેતી નથી અને એવાં કુટુંબોનું પ્રમાણ પણ આજના સમાજમાં નાનું નથી.

પરંતુ જેઓ નરી આવશ્યકતાઓને ધોરણે કરકસરના સિદ્ધાંતનો ખરેખર અમલ કરવા માગે છે, તેઓ જેમ જેમ પ્રયાસ કરતા જશે તેમ તેમ જણાશે કે, તેઓ ઘણા ઓછામાં જીવનનિર્વાહ ચલાવી શકે છે. તે એટલે સુધી કે ઇંગ્લેંડમાં સૌથી વધુ ખર્ચાળ ગણાતા લંડન શહેરમાં એક વિખ્યાત અર્થશાસ્ત્રીની ગણતરી પ્રમાણે એક માણસ દર માસે એક પાઉંડના ખર્ચથી બહુજ આનંદપૂર્વક પોતાનું જીવન વિતાવી શકે છે.

## વિનાખર્ચે જીવવાની કળા

પરંતુ ખુદ ઈંગ્લેંડમાં અસંખ્ય સ્ત્રી–પુરુષો એવાં છે કે, જેમના જન્મથી તે મૃત્યુપર્યંત તેમને એક પણ પાઇનો ખર્ચ કરવો પડ્યો નથી કે એક પણ પાઇ કમાવી પડી નથી; છતાં તેમણે જીવનની દરેક સગવડો ભોગવી હોય છે, દરેક પ્રકારના આનંદો અનુભવ્યા

હોય છે. આ વર્ગમાંના એક મહાનુભાવ સજ્જનનું પોતાનું આત્મવૃત્તાંત વાંચ્યા પછી આપણને એ કથનની પ્રતીતિ થશે. તેના આત્મવૃત્તાંતનો સારાંશ નીચે પ્રમાણે છેઃ—

"મારો જન્મ થયા પહેલાં થોડાક મહિનાઓ આગમચથીજ મારી માતાને એક સ્થાનિક બોર્ડની લાગવગથી હોસ્પિટલમાં દાખલ કરવામાં આવી હતી. આ પ્રમાણે આ જગતમાં પ્રવેશતાં પહેલાં માતાના ગર્ભમાં હું હતો, ત્યારે પણ મારે માટે કાંઇ પણ ખર્ચ કરવામાં આવ્યો ન હતો. તે પછી મારી માતાને સઘળી જરૂરિયાતો મફત મળે તેવી ગોઠવણ કરવામાં આવી. મારે માટે શહેરની આરોગ્ય સમિતિ તરફથી મારી માતાને મફત દૂધ પૂરું પાડવામાં આવતું. મારા પિતા બેકાર હોવાથી હોસ્પિટલ વૉર્ડમાં પણ અમારી પાસેથી કાંઈ પણ લેવામાં આવતું નહિ.

## પરતંત્રતાનો વારસો

મફત એ શબ્દ મારા જન્મથીજ મારી પાછળ ફરતો આવ્યો છે. આદર્શ તબીબી સારવાર હેઠળ જન્મ થવા છતાં મારે માટે એક પાઈ પણ ખર્ચ કરવો પડ્યો ન હતો. અમે ઘેર પાછાં ફર્યાં ત્યારે મારે માટે કપડાં પણ હોસ્પિટલ તરફથી આપવામાં આવ્યાં હતાં.

મારા પિતા બેકાર હોવાથી તેમને માટે મારી માતાને માટે તથા મારે માટે જાહેર ખાતાં તરફથી અમારા કુટુંબને "ડોલ" રૂપે દર અઠવાડિયે સારી જેવી રકમ મળી રહેતી. મારી માતાને તે ઉપરાંત જોઇએ તે કરતાં વધુ મફત દૂધ મળતું.

મારી ઉંમર જરાક મોટી થઈ એટલે મને શાળામાં મોકલવામાં આવ્યો. ત્યાં પણ મને શિક્ષણ તેમજ સઘળાં સાધનો મફત પૂરાં પાડવામાં આવ્યાં. શાળાના મારા અભ્યાસ દરમ્યાન મને કપડાંલત્તાં તેમજ ભોજન પણ મળી રહેતાં અને મારે નામે મારાં માતપિતાને જે આવક થતી તે વધારામાં હતી.

ડૉક્ટર તરફથી વારંવાર મારી તબીબી તપાસ થતી અને તેમની સૂચના અનુસાર મને વધુ દૂધ, દવા તથા પૌષ્ટિક ખોરાક આપવામાં આવતો. આ પ્રમાણે નવ વર્ષ મેં અત્યંત આનંદમાં ગાળ્યાં અને

કોઇ શ્રીમંત માણસનો બાળક મેળવે તેવી સુખસગવડમાં જીવન ગાળ્યું. આ બધા વખત દરમ્યાન પિતા તો બેકારજ હતા અને અમને જે જાહેર સંસ્થાઓ તરફથી મદદ મળતી ત્યાંથી અમારો નિર્વાહ સુખરૂપે ચાલ્યા કરતો. કુટુંબનાં બાળકોમાં વધારો થતો ગયો તેમ તેમ મદદ પણ વધતી ગઇ અને એક સ્વતંત્ર કામદાર કુટુંબ કરતાં પણ અમારા બેકાર કુટુંબની આવક અને સુખસગવડ વધી ગયાં.

## નોકરી કરવાની જરૂર ન પડી

આ પ્રમાણે પંદર વર્ષ ગાળ્યા પછી મને નોકરી કરવાની જરૂર પડી અને જરાક સંતાપ થયો કે, હવે મારે મહેનત કરવી પડશે. પણ મારા દુર્ભાગ્યે કહો કે સદ્‌ભાગ્યે નોકરી પર જવાને પહેલેજ દિવસે મને એક મોટર અકસ્માત થવાથી મારા પગને ઇજા થઇ. ત્યાંથી મને હોસ્પિટલમાં લઇ જવામાં આવ્યો જ્યાં મહિનાઓ સુધી મેં ઉત્તમ સારવારનો આનંદ ભોગવ્યો. આ ઇજાથી હું જરાક લંગડો બન્યો, તેથી મને મોટરના માલિક તરફથી સારી જેવી રકમનો બદલો આપવામાં આવ્યો. હું હોસ્પિટલમાંથી છૂટ્યા પછી મને અપંગો માટેની તાલીમશાળામાં મોકલવામાં આવ્યો. ત્યાં ત્રણ વર્ષમાં મને એક પાઇનો પણ ખર્ચ થયો નહોતો. આ પછી હું ઘેર ગયો. પરંતુ ત્યાં કોઇ જાહેર સંસ્થાના પ્રતિનિધિ ડોકટરને મારી લંગડી સ્થિતિની ખબર પડતાં તેણે મારી શારીરિક તપાસ કરી એવો નિર્ણય આપ્યો કે, હું કોઈ પણ જાતની નોકરી કરવાને પાત્ર નહોતો અને મને વર્ષો સુધી જાહેર ખર્ચે નિભાવવો જોઇએ.

## હોસ્પિટલો અને સેનિટોરિયમો

ડોકટરના અભિપ્રાય પ્રમાણે ક્ષયના જંતુઓ મારામાં ઘર કરી બેઠાં હતાં. જો કે બહારનો મારો દેખાવ તો તંદુરસ્ત હતો. તેની ભલામણથી મેં અનેક વર્ષો આરોગ્યગૃહો, હોસ્પિટલો અને સેનિટોરિયમોમાં ગાળ્યાં. હાલમાં પણ હું હોસ્પિટલમાં આનંદમાં દિવસો ગાળી રહ્યો છું. માત્ર મને એક સિગારેટ પીવાની છૂટ મળતી નથી. ડોકટરના અભિપ્રાય પ્રમાણે તેથી મને ઉધરસ થવાનો સંભવ છે. હવે થોડાક વખત પછી મને અહીંથી છોડવામાં આવશે તેનો મને ભય

છે. કારણ કે બાલ્યાવસ્થાથીજ મદદ મેળવીને જીવ્યો હોવાથી હવે મારી ઘણીખરી શક્તિઓ ક્ષીણ બની ગઇ છે અને કામની વાત સાંભળીને મને કંપ થાય છે. મારી તો એવી ઇચ્છા છે, કે મરતાં સુધી મારે કામ પણ કરવું ન પડે અને હું મારી અંતિમ ક્રિયાનો ખર્ચ પણ રાજ્ય તરફથી મેળવીશ. મારી આ દયાજનક સ્થિતિ માટે કોણ જવાબદાર છે? અલબત્ત, મારે કહેવું પડશે કે, અસંખ્ય જાહેર અને ધર્માદા સંસ્થાઓ તરફથી જે અયોગ્ય અને તપાસ વિના મદદ મળી શકે છે, તેજ સગવડ મારા અધઃપતન માટે જવાબદાર છે."

**ધર્માદા સંસ્થાઓની ફરજ**

આ અનુભવ પરથી એટલું તો સિદ્ધ થાય છે કે, યુરોપ જેવા દેશોમાં અને ખુદ હિંદમાં પણ ધર્માદા સંસ્થાઓના ખામીયુક્ત સંચાલનને પરિણામે ઘણા માણસો તે સંસ્થાઓની અયોગ્ય રીતે મદદ લે છે; એટલુંજ નહિ પણ એવી અનેક સંસ્થાઓના સંયુક્ત આશ્રય હેઠળ સારી જેવી કમાણી કરી શકે છે. પરંતુ આનું પરિણામ એ આવે છે કે, પ્રજાનો મદદ મેળવનારો વર્ગ આત્મવિશ્વાસ, ઉદ્યોગ-વૃત્તિ અને જવાબદારીનું ભાન ગુમાવી બેસે છે અને ધીમે ધીમે તેમનું, દેખીતી ભીખ માગ્યા વિના નિર્વાહ ચલાવનારા ઉપલા વર્ગના ભિખારીઓમાં રૂપાંતર થતું જાય છે. મદદ પણ પાત્રનેજ થવી જોઇએ અને તે અસ્થાને ન હોઇ શકે.

('મુંબઈ સમાચાર' સાપ્તાહિકના એક અંકમાંથી)

---

# ૫૩–ફંડો વિષે કંઈક

(લેખકઃ–શ્રી. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા)

ફંડ ઉઘરાવવાની પ્રથા પ્રથમ ક્યારે અસ્તિત્વમાં આવી હશે? એવી અનેક બાબતોથી હાલ આપણે તો શું પણ આપણી શેરીનાં કૂતરાં પણ બહુજ જાણીતાં છે. જે બાબતો માત્ર ઈસુનો શક શરૂ થયો ત્યારથીજ અસ્તિત્વમાં આવી છે; ત્યારે કેટલીક બાબતો એવી પણ આપણે જાણીએ છીએ, કે જે જ્યારે ભરતખંડ બાકીની દુનિ-

યાને સંસ્કૃતિના પાઠ શીખવતો હતો, ત્યારે ભારતવર્ષમાંજ એ ફેશનમાં આવી હોય; તે ઉપરાંત અમુક સૃજનજૂની બાબતો પણ જોવામાં આવે છે, કે જે જ્યારે દુનિયામાં માત્ર મનુષ્યો નગ્નાવસ્થામાંજ ફરતાં હતાં ત્યારે પણ મોજૂદ હતી. ફંડ ઉઘરાવવાની પ્રથા ઉપર જણાવેલા સમયોમાંથી કયા સમયમાં પહેલવહેલી વ્યવહારમાં દાખલ થઇ એ પ્રશ્ન વિષે વાદવિવાદ કરવો બહુ આનંદજનક થઈ પડે એમ હું ધારું છું, પણ એના સંબંધમાં હું અહીં લંબાણથી ચર્ચા કરું તો આ લેખ બહુ લાંબો થઇને પુસ્તક જેવડો થઇ જાય. આવા ડરથી આ પ્રશ્નને વિદ્વાન શાસ્ત્રીઓને સોંપી દઇ હું તો અત્રે માત્ર એ પ્રથાનું આધુનિક રેખાચિત્ર આપવા મન કરું છું.

જેમ જેમ સમય અને સંજોગ બદલાતા જાય તેમ તેમ આ પ્રથાના સ્વરૂપમાં, તેના વિસ્તારમાં પણ ફેરફાર થતા જાય એ સહેજે સમજાય તેવું છે. ઓગણીસમી સદીમાં રાવસાહેબ કે ખાનસાહેબનો ઇલકાબ કોઇને મળે તોપણ આ પ્રથા અમલમાં મૂકવાની જરૂર જણાતી; એટલુંજ નહિ પણ એમાં સફળતા પણ મળતી. પણ હવે તો આમાં નાનાં કારણોને લઇને કોઇ ફંડને જન્મ આપવો એ વિકટ કાર્ય થઇ પડયું છે. અલબત્ત, જન્મ આપનાર વ્યક્તિ ઉપરજ એ ફંડનું સ્વરૂપ અને તેના આત્માનો આધાર છે એ કોઇએ ભૂલી જવું જોઇએ નહિ.

સાધારણ રીતે જ્યારે એક નેતાના હૃદયમાં અમુક પ્રકારની અસ્વસ્થતા ઉત્પન્ન થાય છે, કંઈ નવું કાર્ય માથે ઉપાડવાની તેને ધગશ થાય છે, પોતાની પ્રસિદ્ધિનો પ્રકાશ ઝાંખો પડતો જાય છે, એવી દહેશતથી જ્યારે તેને એમ લાગી આવે છે કે, હવે એ પ્રસિદ્ધિના પ્રકાશને કોઇ પણ રીતે 'બાસો' લગાડવાની જરૂર છે, ત્યારે એ નેતા કાં તો એક દાવકો પત્ર પોતાના એકાદ વાજિંત્રરૂપ ગણાતા પત્રમાં પ્રસિદ્ધ કરે છે, કે કાં તો એક નાની સભા ભરી તેમાં જુસ્સાદાર ભાષણ આપે છે. આ ઉભય ક્રિયામાંથી ગમે તે ક્રિયા કરવાથી "ફલાણા ફલાણા ફંડ"નો જન્મ થાય છે.

આવી રીતે જન્મ લેતાં ફંડનું કારણ શોધવાને મહાપ્રયાસ

કરવો પડતો નથી. કારણો તો ઢગલાબંધ મોજૂદજ હોય છે. 'રેલ-સંકટ નિવારણ ફંડ,' 'પાણીની અછતને લઈને પડેલ દુષ્કાળ સંકટ નિવારણ ફંડ,' 'વિધવા વિવાહ ફંડ,' 'વિધવા વિવાહ નિષેધ ફંડ,' એવાં એવાં નામવાળાં ફંડોથી માંડીને મહાત્માજીએ ઊભું કરેલ એક કરોડ રૂપિયાનું 'તિલક સ્વરાજ ફંડ' વગેરે ફંડોને જન્મ લેતાં પણ વિલંબ નથી લાગતો અને વિરાટસ્વરૂપ ધારણ કરતાં પણ વાર નથી લાગતી. પણ આવાં ફંડોના પ્રમાણમાં બહુજ નાનાં ફંડો પણ—આપણે દુનિયાની વાત નહિ કરતાં આપણી ગરવી ગુજરાતનીજ વાત કરીએ, તોપણ હજારોની સંખ્યામાં ઉત્પન્ન થાય છે. છતાં આ 'ફંડ' નામજ કંઇ આપણા—મનુષ્યોનાં હૈયામાં એવી કૂણી લાગણી ઉત્પન્ન કરે છે કે, સોમાંથી ભાગ્યે એકાદ માણસ આવાં ફંડ ઊભાં કરવાની પ્રથાની સામા થઇ શકે છે! અલબત્ત, પરિણામે એ એકાદ માણસ હડધૂત થાય છે અને એને ખબર પડે છે કે, ડહાપણ ડોળવામાં એણે અમુક પ્રકારની મજા—અમુક પ્રકારનો આનંદ ગુમાવ્યો છે.

ફંડનો જન્મ થતાંજ તે અનેક પ્રકારની સેવા મનુષ્યો પાસેથી માગી લે છે. તરતજ જે વ્યક્તિએ તે ફંડને જન્મ આપ્યો હોય તે વ્યક્તિના પક્ષનીજ બહુમતી ધરાવતી એક મજબૂત સમિતિ નિમાઇ જાય છે અને તે વખતે હાજર રહેલ મનુષ્યોના આગ્રહને વશ થઇ પેલી 'ફંડ'ને જન્મ આપનાર વ્યક્તિ પ્રમુખસ્થાન લે છે.

સમિતિમાંથી ઉપસમિતિઓ અને તેમાંથી ઉપઉપસમિતિઓ જન્મે છે અને તે સર્વ સમિતિઓ અને ઉપસમિતિઓ પોતપોતાનાં ડાખળાં અને પાંદડાંઓ વધારી વધારી પોતાનાં મૂળિયાં વધારે મજબૂત કરતી જાય છે. અલાદીનના ફાનસના પ્રભાવની પેઠે 'ફંડ'-ને જન્મ આપનાર વ્યક્તિ અલ્પ સમયમાં એક નવીજ સૃષ્ટિ ઉત્પન્ન કરી દે છે. યુવકો અને યુવતીઓ કોણ જાણે ક્યાંથી ત્યાં ટોળે ઊભરાય છે. તે બધામાં પણ અપૂર્વ ઉત્સાહ હોય છે, અદ્દભુત તનમનાટ આવી જાય છે. એમની આંખોમાં કોઇ અજબ ચમકાર જણાય છે અને દરેકના હૈયામાં માત્ર એક તીવ્રેચ્છા ઉદ્દભવે છે; તે એ કે, કોઇપણ બહાને સમાજની પાસેથી નાણાં કઢાવવાં!

નાણાંની ગમે તેવી અછત હો, ભૂખમરો ગમે તેવો સર્વત્ર વ્યાપી રહ્યો હોય, પણ 'ફંડ' એ કોઇ એવી આકર્ષક વસ્તુ છે કે, તેમાં–જો તેને જન્મ આપનાર વ્યક્તિ ખરેખર પ્રભાવશાળી હોય છે, તો કોઇપણ દિવસ નાણાંભીડ હોતીજ નથી. એ ફંડની છાયામાં વિચરનાર મનુષ્યોને પોતાને પણ તે સમયે નાણાંની કિંમત હોતી નથી. આ નાણાં ઊભાં કરવાની યોજનાઓ હજારોની સંખ્યામાં ગણી શકાય. પણ જરા ઊંડું વિચારી જોતાં એની મુખ્ય રીત એ ત્રણથી વધુ હોતી નથી. કૉન્સર્ટો, નાટકો, જાદુના પ્રયોગો, નાચ વગેરે બતાવી પ્રેક્ષકો પાસેથી નાણાં કઢાવવાં એ મુખ્ય રીત અને એથી ઊતરતી તે માત્ર કોઇ પણ છાપખાનામાં પાવતીઓ છપાવી તે વડે નાણાં ઊભાં કરવાં તે બીજી રીત. ત્રીજી રીતમાં કોઇ પણ પાવતીની જરૂર નથી કે નથી જરૂર નાટ્યપ્રયોગની. તેમાં તો એક કોથળી લઇને કોઈ માણસ આગળ ધરવી એટલે પેલો માણસ એમાં પોતાની ગુંજાશના કરતાં ઘણું વધારે નાણું નાખવાનોજ.

ઉપરછલ્લી નજરે જોનાર માણસને એમજ લાગે કે, આટલી સહેલાઇથી આ નાણાંભીડના જમાનામાં નાણાં મળેજ નહિ. પણ એવા માણસને 'ફંડ' ની સંસ્થાનો પ્રભાવ કેવો પ્રચંડ છે એની ખબરજ નથી.

આવી રીતે અનેક બહાને નાણાં કઢાવનાર વ્યક્તિઓ ધાડપાડુઓ, લૂંટારાઓ કે ચોરોના નામથી ઓળખાતી નથી, પણ તેઓ સ્વયંસેવકો અને સ્વયંસેવિકાઓ કહેવાય છે! આ સેવકો અને સેવિકાઓનાં નાક એવાં તીવ્ર હોય છે કે, કોઇ પણ ફંડનો જન્મ થાય કે તરત એકાદએ દિવસમાં એમને તેની ખબર પડી જાય છે અને તરત તેઓ બીજો કામધંધો છોડી દઇને આ 'ફંડ'નું પાલન કરવા કટિબદ્ધ થઇ મેદાને પડી જાય છે.

આપણા દરેકના જીવનમાં આ સ્વયંસેવકો અને સેવિકાઓએ અમુક ભાગ ભજવ્યોજ હશે. પરિણામે એ વિચિત્ર વર્ગનું પૃથક્કરણ કરવાની ખાસ આવશ્યકતા રહેતી નથી. છતાં એક સાદો અને સામાન્ય દાખલો અહીં અસ્થાને નહિ ગણાય.

અમુક ફંડનો જન્મ થયો. જે યુવતીઓ સામાન્ય રીતે મોટરોમાંજ આપણી પાસેથી સડસડાટ ચાલી જતી હોય અને આપણે એને પાંચસો વાર જોઇ હોય છતાં એમની સાથે આપણને આ જિંદગીમાં એક વેળા પણ બોલવાનો પ્રસંગ આવશે એવું આપણે સ્વપ્નમાં પણ ધારી શકીએ નહિ, તેવી યુવતીઓ સ્વયંસેવિકાઓ તરીકે રણે ચડે છે. આપણે સ્વસ્થતાથી, કોઇ સવારે આપણી દીન પર્ણકુટિમાં બેઠા હોઈએ, આપણા કુટુંબીજનો આપણી સામે વાર્તાલાપ કરતાં હોય ત્યાં બહાર ધમધમ કરતી મોટર આવીને ઊભી રહે અને ઘેરા આકાશમાં વીજળી ચમકતી હોય તેવી બેત્રણ સુંદર યુવતીઓ પાંખોથી ઊડતી હોય તેવી ગતિથી મોટરમાંથી ઊતરીને સરરર કરતી આપણા ઘરના ઓટલા ઉપર ચડી આવે!

ઘરમાં એકજ સારી ખુરશી અને તેના ઉપર તો આપણે પડ્યા હોઇએ. સહેજસાજ ભાંગેલી ખુરશી ઉપર ગૃહલક્ષ્મી જામ્યાં હોય અને ફાટેલી જાજમ ઉપર આપણા કિશોર કુલદિપક અને દીપિકાઓ રમતાં હોય તેવામાં આ દર્શન–આ તેજોમય દર્શન દૃષ્ટિએ ચડે! આપણે અને આપણું કુટુંબ આ અણધાર્યા મહેમાનથી ગભરાઇ જઇએ અને એમને ક્યાં બેસાડવા, એમનું સ્વાગત કઇ રીતે અને કેવું કરવું એના વિચારમાં પડી જઇએ; પણ પેલી ધનાઢ્ય યુવતીઓ તો જાણે કંઇ નવું બનતુંજ નથી એમ બતાવી ધડ લઇને જાજમ ઉપર બેસી જાય છે.

તેમાંની એક આપણા નાના પુત્રને ગાલે ઝીણી ચીમટી દઇ, પોતાના હાસ્યથી અમૃત રેડતી બોલે "કેમ બુચા, કેમ છો? મોટા થઇને દેશભક્ત થવું છે? બેરિસ્ટર થવું છે?" પછી આપણા તરફ ફરીને કહે "બિલકુલ ગભરાતો નથી–એને અજાણ્યું લાગતુંજ નથી!"

એટલામાં બીજી યુવતીએ આપણી પુત્રી સાથે મિત્રતા બાંધી દીધીજ હોય! તે પછી ખરી વાત નીકળે: "આ પેલું ફંડ છે કેની? –તે સંબંધે અમે એક કૉન્સર્ટ કરવાનાં છીએ. હવે ટિકિટો ખાસ મોંઘા ભાવની રાખી નથી. દસ, સાડાસાત, પાંચ, ત્રણ અને એક હાહાહા! તમને અને તમારાં પત્નીને અમે નહિ ઓળખીએ? અહવા-

ડિયામાં દસ વખત તો અમે તમને જોઇએ છીએ. તમે તો–બ્હેન આવામાં ભાગજ લેતાં નથી? એમ કેમ વારુ? હવે ગાતાં નથી આવડતું અને એ બધું તો જાણે સમજ્યાં! ત્યારે અમે બધી ગોહરજાન જેવી ગાનારીઓ છીએ એમ તમે માનો છો? મેં તો પહેલેજ દિવસે તમારું નામ દીધેલું, ખરું કેની સુલતા! પણ ચારપાંચ માણસોએ અમને કહ્યું કે, એ ભાગ નહિ લે અને તમે–ભાઇ! તમે તો કામ કામ અને કામનીજ બૂમ માર્યા કરો છો. હાહાહા! ત્યારે પાંચ પાંચ રૂપિયા વાળી ચાર ટિકિટ ફાડું?"

બસ, થઇ ચૂક્યું. વીસ રૂપિયામાં મહિનાનું મોદીનું બીલ ચૂકવાતું હોય તે વીસ રૂપિયા આ વીજળીના શબ્દ ઉપર આપણે ફેંકવા! માથાઝીક થાય, હિંમત રાખીને આપણે ના પાડીએ, પાંચમાંથી ત્રણ રૂપિયાની વાત આવે અને ચાર ટિકિટમાંથી બે કે છેવટે એક ટિકિટ ઉપર વાત આવે, આ બધું એટલું ત્વરાથી બની જાય કે, આપણુને વિચાર કરવાનો વખત પણ મળે નહિ અને એ વીજળી પાછી આભમાં સમાઇ જાય–મોટર સડસડાટ એમને લઇને ચાલી જાય ત્યારેજ આપણુને ખબર પડે કે, પૈસો વાપરતાં પા કલાક વિચાર કરીએ તેવા આપણે પાંચસાત રૂપિયાના ખાડામાં ઊતરી ગયા છીએ! અસ્તુ.

ફંડના બે મુખ્ય પ્રકાર છે; એક અલ્પજીવી અને બીજો દીર્ઘજીવી. બીજા પ્રકારના ફંડના આરંભમાં ઉપર વર્ણવેલ ઉત્સાહ, તનમનાટ વગેરે તો પહેલા પ્રકારના જેવાંજ થાય છે, પણ પછી તોફાન પછીના શાંત જલની પેઠે તેમાં શાંતિ આવી જાય છે અને અમુક સમય પછી તેનામાં મૃત્યુના જેવી સ્થિરતા અને નિઃશબ્દતા આવી જાય છે. પહેલા પ્રકારના ફંડોનો આરંભ જેવો ત્વરિત, ચમકાટવાળો, તેવોજ તેનો અંત પણ ત્વરિતજ હોય છે. જોતજોતામાં એ સ્વયંસેવકો અને સેવિકાઓ ક્યાં અદૃશ્ય થઇ ગયાં એ કહી શકાતું નથી. એ સમિતિઓ–ઉપસમિતિઓ–ઉપઉપસમિતિઓ વિશાળ સાગરપટે કો નાની કિસ્તિ ક્ષણભર ઊછળી એ સાગરના ઉદરમાં સમાઇ જાય તેમ કોણુ જાણે ક્યાં સમાઈ જાય છે! અને છેવટે એ 'ફંડ'ને

જન્મ આપનાર પ્રતાપી વ્યક્તિ, એકલ ઊભેલ વડ પેઠે બેચાર ક્ષણ પોતે ઊભી કરેલી સૃષ્ટિ પાછી વિરમી જાય છે તે ખિન્ન હૃદયે જોઇ રહે છે, ક્ષણભર મૌન સેવે છે અને પછી પાછા એના એજ અદમનીય ઉત્સાહથી બીજા 'ફંડ' ને જન્મ આપી તેની આસપાસ નવી સૃષ્ટિ રચવાના મહાપ્રયાસમાં ગૂંથાઈ જાય છે.

'ફંડ'ની સંસ્થાનો આ સવિસ્તર ઇતિહાસ નથી, પણ તેનું એક ટૂંકું રેખાચિત્ર છે. બાકી હજી મને પોતાને એક ઉત્કંઠા તો રહેજ છે કે, આ અનેકવિધ શક્તિવાળી સંસ્થા જગતમાં સૌથી પહેલાં કોણ વિરાટ વ્યક્તિએ સરજાવી હશે ?

('ઉલ્લાસ' અઠવાડિકના એક અંકમાંથી)

# ૫૪–अनामी योद्धाओ

(લેખકઃ–શ્રી. નીરૂ દેશાઇ)

મહાપુરુષોની જીવનકિતાબ વાંચીએ છીએ, ત્યારે 'આ માણસે લાખો રૂપિયાની પ્રેકિટસ ફગાવી દીધી, આ માણસે કશાયની પરવા કર્યા વગર દેશના સ્વાતંત્ર્ય–સંગ્રામમાં ઝુકાવ્યું' એવા કેટલાએ ઉલ્લેખો આંખ ઉપર ચડે છે.

પરંતુ જેમની જીવનકિતાબજ લખાવાની નથી, જેમનું જીવનજ અંધારી ગલીઓમાં ને મિલના સાંચાઓમાં કે અગ્નિ વરસાવતાં ખેતરોમાં હળ ચલાવવામાંજ વીતવાનું હોય, તે છતાંએ જેમના ભોગ વિરલ હોય, તેવા અનામી મહાપુરુષોની જીવનકથા કદીએ આંખ ઉપર ચડવાની છે ?

'૩૦–'૩૨ માં કેટલાએ સૈનિકોએ મૂંગાં બળિદાન આપ્યાં, કેટલાયનાં જીવન વેડફાઇ ગયાં, આજે કોઈ તેમનું સ્મરણ કરતું નથી એકાદ બાપુ ગનુ યાદ રહે છે. બાકીના તો વિસ્મૃતિની ગુફામાં ધકેલાઇ જાય છે.

ધૂળાજીને આવો અનામી મહાપુરુષ હું ગણું છું. જાતે નીચ

ગણાતી ઠાકરડા કોમનો. અક્ષર પાડતાં આવડે નહિ. ૧૯૩૦ નો જુવાળ ચઢ્યો તેનાથી તે રંગાયો ને તેણે ઝુકાવ્યું. એક બૈરી હતી, છોકરો હતો. એ બધા સાથે તે સંગ્રામમાં પડ્યો. બીજાઓ તો એ સંજોગમાં વિચાર કરતા બેસી રહે.

ધૂળાજીને જ્યાં મોકલો ત્યાં જાય, દૂર દૂરનાં ગામોએ એને પિકેટિંગ કરવા મોકલવામાં આવે ને એ જાય. ચીવટથી કામ પૂરું કરે, ગામમાં ભૂખે મરવું પડે તોય ડરે નહિ. મોટી ઑફિસની બેદરકારીથી પૈસા મોડા ભરાય, તોપણ મૂંઝાય નહિ. ખૂબ હેરાન થાય ત્યારે કોઇકની પાસે કાગળ લખાવી સહુના વાવડ મંગાવે.

બૈરી મરી ગઇ. એક દિવસ જઇને તે પોતાના સ્થાને છોકરાને લઇને પાછો આવી પહોંચ્યો. ઊર્મિઓ ઓછી હતી એ કારણે નહિ, ફરજનો ખ્યાલ હતો તે માટે. છોકરાના શિક્ષણ માટે વ્યવસ્થા કરવાની હતી ને તે માટે એકાદએ વાર સહુને આજીજી કરી. બધાએ આશ્વાસન આપ્યું, પણ કોઇએ કંઇ કર્યું નહિ. ધૂળાજીનો છોકરો પણ તેની સાથે પિકેટિંગ કરતો.

૧૯૩૦ ની લડત સમેટાઇ ગઇ. ધૂળાજી છૂટો થયો. લડત સમેટાઈ ગઇ, પછી ક્યાં જાય? કોઇએ કશી વ્યવસ્થા ન કરી. ટુકડો જમીન હતી તે ઉપર ખેડ શરૂ કરી. થોડુંક દેવું પણ થઇ ગયું.

૧૯૩૨ ની લડત ઊપડી, ત્યારે તે પાછો આવી ગયો. માણેકચોકમાં ચારથી પાંચ વાર લાઠીઓ ખાધી. જેલમાં જઇ આવ્યો. ચાળીસ વર્ષની વય તો હતીજ. તેનું શરીર ભાંગી ગયું!

લડત પૂરી થઇ ને પાછો રખડતો થઇ ગયો. એક ઠેકાણે કામ મળ્યું. છ મહિના સુધી તેણે કામ કર્યું. ઘેર છોકરો બીમાર હતો. સારો પોષક ખોરાક ન મળે, દવાની સગવડ નહિ, બીમાર થાય તો શું થાય? જમીન ચાલી ગઈ, ઘર ગયું. પાસે કાંઇ નહોતું રહ્યું. એજ સ્થિતિમાં છોકરાએ છેલ્લો શ્વાસ લીધો!

ધૂળાજી જીવનમાં એકલો રહી ગયો. એ આવ્યો અમદાવાદ પેટગુજારો કરવા. જૂની ઓળખાણો તાજી કરી. કેટલાક આગેવાનોને મળ્યો. આ ચીંથરેહાલ દુર્બળ માણસનું સાંભળે પણ કોણ?

રહેવાની જગ્યા નહિ, ખાવાને અનાજ નહિ, એવી સ્થિતિમાં ૭ દિવસ તેણે કાઢ્યા. તે ફૂટપાથ ઉપર પડ્યો રહેતો, જેમતેમ થોડું ખાવાનું મેળવતો.

અચાનક એક દિવસ રસ્તામાં મને મળી ગયો. જોતાંજ પગમાં ભેટી પડ્યોઃ "સાહેબ! કાંઇક કરી આપો. ખાવાનું અપાવો. ભૂખે મરી ચાલ્યો. કાંઇ નહિ તો સાહેબ ઝેર અપાવો, તો જીવન પૂરું કરી નાખું. આ ભૂખે નથી રહેવાતું."

તેની આંખમાં આંસુ હતાં. મોં ઉપર કરુણા હતી. ગાલમાં ખાડા હતા. બોલતાં બોલતાં શ્વાસ અચકાતો હતો. ગળામાં ડચકાં આવતાં હતાં.

ગજવામાં હતા એટલા બધા પૈસા તેને આપી દીધા. ત્રણ દિવસ પછી વળી પાછો મળ્યો. તેણે એક મિલમાં નોકરી શોધી કાઢી હતી. મહિને રૂપિયા દશની નોકરી મળેલી.

"સાહેબ! બે રૂપિયા આપો તો ખાવાની બધી ગોઠવણ કરી નાખું. પગાર આવશે ત્યારે પાછા આપી દઇશ, એકે રૂપિયો નહિ રાખું."

મેં પરાણે રોકી રાખેલ આંસુ આંખમાં ભરાઇ ગયાં. એક જણની પાસેથી બે રૂપિયા લઈ તેને આપ્યા.

મારા ઉપર હજાર ઉપકાર વર્ષાવતો તે ચાલ્યો ગયો. ક્યાં સુધી હું બારણા પાસે ઊભો રહ્યો.

કેટલાનો ભોગ લેવાશે, ત્યારે હિન્દ સ્વતંત્ર થશે?

(૨)

આજેય પણ રતનપોળમાંથી પસાર થતા ફેન્સી કાપડવાળી દુકાનમાં બેઠેલા રતિલાલ કાકાને જોઉં છું, ત્યારે દેશને માટે મૂંગો ભોગ આપનાર, પ્રસિદ્ધિમાં નહિ આવવાને કારણે સહન કરનાર એક જોદ્ધાનું દર્શન થાય છે.

કાકાએ અમદાવાદની સત્યાગ્રહની લડતને આગળ ધપાવવામાં ખૂબ ફાળો આપ્યો છે—બધુંજ કર્યું છે. ૩૦–૩૨ ની છૂપી લડતનો મહત્ત્વનો વિભાગ તે પ્રકાશન અને પત્રિકા વિભાગ. પત્રિકાના મશિનની

વ્યવસ્થા કરવી, છૂપી રીતે સાઇક્લોસ્ટાઇલ કરાવવી ને વહેંચાવવી, તે બધું કામ કાકાનું. ખાસ પ્રસંગોએ પત્રિકા છપાવવાની જવાબદારી પણ કાકાજ લે. કોઇ પણ પ્રેસમાં જઇ તે છપાવી લાવી શકતા.

સહુથી અણજાણ રહેવાની તેમની સિફ્ત જબરી. મિલનાં કપડાં પહેરે. માથે કાળી ટોપી રાખીને નીકળે, વાતચીત કરવાની ટેવ થોડી ને તેમાંએ લડતને અંગે તો એ ભાગ્યેજ કોઇની સાથે બોલે.

એ રતનપોળમાં પરદેશી કાપડની દુકાન ચલાવતા. એ દુકાન પરથી કેટલાક જણના પરિચયથી લડતમાં પડ્યા, લડતમાં તેમણે સંપૂર્ણ ફાળો આપ્યો. લડતમાંના ધ્યાનને કારણે દુકાન આજે અટવાઇ ગઇ છે, કાકા લગભગ બેહાલ થઇ ગયા છે. તે આજે બીજાની દુકાન ઉપર બેસે છે.

૧૯૩૨ માં એકજ વાર તે પોલીસના સંશય નીચે આવેલા. કલેક્ટરે બોલાવી પૂછપરછ કરેલી, પરંતુ તેમાંથી તે બચ્યા ને વળી પાછું કામ આરંભ્યું.

તે જેલમાં ગયા નથી. જેલમાં જવાનો મોકો હતો, પણ તે જતો કર્યો છે. જેલના ડરના કારણે નહિ, પરંતુ કામને કારણે જેલમાં ગયા નથી. ખાદી પહેરતા નથી, સભા, સરઘસોમાં આવતા નથી, એ કારણે ઘણા તેમને ઓળખતા નથી. એ કારણે તે મોટા નથી બન્યા.

કાકાને મૂંગું કામજ કરવું ગમે છે. પ્રસિદ્ધિનો મોહ જરાએ નથી. લડત પૂરી થયા પછી પોતાની દુકાન ચલાવ્યા કરે છે. "લડત થાય ત્યારે બોલાવજો, આપણું કામ સંભાળી લઇશું."

આવી ફનાગીરી ઉપર, ઠંડી કાર્યશક્તિ ઉપર આફરીન ન થવાય તો પછી શું થાય? ('નવસૌરાષ્ટ્ર' ના એક અંકમાંથી)



## ૫૫–દાન આપવાની રીતિ બદલો

પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરનો જન્મ બંગાળમાં થયો હતો. તેઓ ખૂબ વિદ્વાન, દયાળુ અને પરોપકારી હતા. એક દિવસ તેઓ બજારમાં થઇને જતા હતા એવામાં તેમણે એક છોકરાને આવતા-જતા લોકો પાસે ભીખ માગતો જોયો. વિદ્યાસાગરે તેની પાસે જઇને પૂછ્યું: "ભાઈ, તું આ શું કરે છે? તને શરમ નથી આવતી? પરમેશ્વરે તને હાથપગ આપ્યા છે, તો જાતે મહેનત કરી કમાઇને ખા; આમ ભીખ માગવાની ટેવ પાડીશ તો તારી જિંદગી ખુવાર થઇ જશે."

છોકરાએ જવાબ આપ્યો: "બાબુજી, શું કરું? લાચાર છું, હું નથી ભણેલો કે કંઇ નોકરી કરું, તેમ નથી મારી પાસે પૈસા કે કોઈ ધંધો કરું. શરમના માર્યા મારાથી ઊંચું જોવાતું નથી, પણ પાપી પેટ બધું કરાવે છે. ન માગું તો ભૂખે મરવા વારો આવે."

વિદ્યાસાગરે પૂછ્યું: "સારું, તારે ખાવા માટે કેટલા પૈસા જોઇએ?"

"એક દિવસ માટે ચાર પૈસા બસ છે."

"અત્યાર સુધીમાં તને કેટલા મળ્યા છે?"

"એક પણ નહિ."

"જો હું તને ચાર પૈસા આપી દઉં તો?"

આ સાંભળતાંજ છોકરાની આંખ આનંદથી ચમકવા લાગી. તે બોલ્યો: "જો આપ ચાર પૈસા આપો તો હમણાં હું પાછો ચાલ્યો જાઉં અને આજે કોઇ પાસે માગું નહિ."

"અને હું તને બે આની આપું તો?

"તો કાલે પણ નહિ માગું"

"અને જો રૂપિયો આપું તો?"

છોકરાને ખાતરી થઇ ગઇ કે, આ માણસ મારી મશ્કરી કરે છે. તેને મનમાં લાગી આવ્યું. તે બોલ્યો: "બાબુસાહેબ! તમારો

મને મદદ કરવાનો વિચાર ન હોય તો નકામી મારી ગરીબની મશ્કરી શું કરવા કરો છો ?"

વિદ્યાસાગરે તેનો વાંસો થાબડી કહ્યું: "હું મશ્કરી નથી કરતો. હું ખરેખર પૂછું છું કે જો હું તને એક રૂપિયો આપું તો તું શું કરે?"

છોકરાએ જવાબ દીધો: "હું એક આનાનું ખાવાનું લઉં અને બાકીના પૈસાનાં રમકડાં લઇને બજારમાં વેચું અને એ રીતે ભીખ માગવાનું છોડી દઉં."

"ફરી કોઇની આગળ હાથ નહિ ધરું, એવી પ્રતિજ્ઞા લેવા તૈયાર છે ?"

"જી, બાબુસાહેબ! પ્રતિજ્ઞા લેવા તૈયાર છું."

તરતજ વિદ્યાસાગરે ગજવામાં હાથ નાખ્યો અને રૂપિયો કાઢી છોકરાના હાથમાં મૂકી કહ્યું: "આ રૂપિયાથી તું ધંધો શરૂ કરી દે." પછી બીજા ચાર પૈસા આપી કહ્યું: "આનું ખાવાનું લેજે."

છોકરાએ આભારભરી આંખે એમના તરફ જોયું અને કહ્યું: "ભગવાન આપનું ભલું કરો."

× × × ×

આ વાતને પંદર વરસ વીતી ગયાં. વિદ્યાસાગર એક વખત એજ મહોલ્લામાં થઇને જતા હતા. એવામાં એક પ્રતિષ્ઠિત વેપારી તેમની પાસે હાથ જોડીને ઊભો રહ્યો. વિદ્યાસાગરે પૂછ્યું: "કેમ શેઠજી! શી આજ્ઞા છે ?"

દુકાનદારે ખૂબ નમ્રતાથી ઉત્તર દીધો: "આ સામેજ સેવકની દુકાન છે. જરા ત્યાંસુધી આવવાની મહેરબાની કરો. મારે આપને કંઇક વાત કરવી છે."

વિદ્યાસાગર કંઇ પણ બોલ્યા વિના તેની સાથે દુકાને ગયા અને ત્યાં આરામથી બેઠા એટલે પેલા દુકાનદારે કહ્યું: "મહારાજ! આપને યાદ હશે કે, આજથી પંદર વરસ પહેલાં આપે એક ગરીબ ભિખારીના છોકરાને એક રૂપિયો આપ્યો હતો અને શિખામણ દીધી હતી કે, પોતાના પગ ઉપર ઊભા રહેવાનો પ્રયત્ન કરજે." (મળેલું)

# ५६–मस्तरामना टुचका

( લેખકઃ—શ્રી. ' મસ્તરામ ' )

## આપાનું પુણ્ય દીધા જેવું છે

મસ્તરામજી કાઠિયાવાડમાં ફરતા ફરતા મહુવામાં આવ્યા. આ ગામ ભાવનગર સ્ટેટનો મહાલ છે, બંદર છે. કપોળ, દશા શ્રીમાળી, વીશા શ્રીમાળી વગેરે વાણિયા જાતની વસ્તી છે. પરજિયા સોનીની વસ્તી પણ સારી છે. આ ગામમાં ખોજા મુસલમાન ઘણા છે; તેઓ મોટા મોટા વેપારી અને દેશપરદેશ ફરનાર તેમજ સાહસિક છે. ત્યાં બાગબગીચા અને વાડીઓ પુષ્કળ છે. આ ગામમાં સખ્ત ગરમી પડતીજ નથી. જોવાલાયક મંદિરો, જૈનોનું મહાવીર, હવેલી, ગોપનાથજી, તેમજ સ્વામીનારાયણનું મંદિર છે. મસ્તરામજી તો પ્રેમશાળામાં ઊતર્યા. ગામથી બહાર અને શ્રીગોપનાથજી નજીક એટલે આવી મજા. દિવસે કોઇ કોઇ દર્શને આવે તેમાં એક લાલો કરીને ગામડિયો બ્રાહ્મણ વાર્તા કરતો. તેની વાતમાં આવતો પણ આનંદ. લાલે એક વાત કરી કે, "આ ગામમાં રામ આપા નામના પરજિયા સોની હતા. તેમણે સં. ૧૯૧૦ માં ડાકોરજીની જાત્રા કરેલી, તેની વાત સાંભળો. રામ આપા નરસિંહજીના ભક્ત હતા. હમેશાં નરસિંહજીના મંદિરે દર્શન કરવા જતા. આ મંદિરમાં કંડોળિયા બ્રાહ્મણ ઘણા આવે–જાય. રામ આપાને તેમની સાથે મિત્રતા. એક વાર જાફરાબાદથી સંઘ નીકળ્યો. સંઘને ડાકોરજી જવું. રામ આપાને પણ જાત્રા કરવાનો વિચાર થયો. રૂપિયા મળે નહિ. આપાની આબરૂ સારી. દીકરા ચાર. આપાએ તો કંડોળિયા બ્રાહ્મણોને વાત કરી. કંડોળિયા બ્રાહ્મણોએ પોતાના પંચના રૂપિયામાંથી રૂ. ૨૦૦) રામ આપાને દીધા અને આપા રામ તો સંઘ સાથે વિદાય થયા. જૂનો જમાનો, રેલ્વેનું સાધન નહિ, તોપણ આજના કરતાં સોંઘવારી ઘણી. પંદર માઇલની રોજ મુસાફરી કરતાં અમદાવાદ આવ્યા. રામ આપાની કેડે રૂપિયાની વાંસળી. અમદાવાદમાં ફરવા નીકળ્યા અને આવ્યા વેશ્યાના

મકાન પાસે. રામ આપાની મરજી થઇ, ગયા વેશ્યાના મકાનમાં, રંગ માણ્યો, બે ગુંડા આવ્યા. રામ આપાની રૂપિયાની વાંસળી પડાવી લીધી અને આપા તો સંધમાં આવ્યા. ખરચી મળે નહિ, એટલે છૂટા પડ્યા. આંગળીએ વીંટી રહી ગયેલી તે વેચી; ઘર તરફ પાછા વળ્યા; મહુવે આવ્યા, તેમના દીકરાઓ તરફથી સામૈયું થયું. ગાજતે-વાજતે ઘેર આવ્યા, સગાંસંબંધી મળવા આવ્યાં, તે સહુ વિદાય થયાં. હવે કંડોળિયાના લીધેલા રૂપિયાની ઉઘરાણી થવા લાગી. વાયદા ઉપર વાયદા દીધા, પણ રૂપિયા મળે નહિ. બન્ને પક્ષકારોએ પંચ ભેળું કર્યું. પંચ કરે તે કબૂલ, એવો દસ્તાવેજ થયો. પંચે નિર્ણય કર્યો કે, રામ આપાએ જાત્રા કરી તેનું પુણ્ય જેટલું હોય તે કંડોળિયાની નાતને અર્પણ કરવાનો સંકલ્પ કરવો. રામ આપાના દીકરાઓ ના પાડવા માંડ્યા; આપાએ ખાનગીમાં તેમને બોલાવ્યા અને સમજાવ્યું કે, આપાનું પુણ્ય દીધા જેવું છે. સર્વ એકમત થયા. વિદ્વાન બ્રાહ્મણને બોલાવ્યો; તેણે સંકલ્પ કરાવ્યો કે, રામ આપાએ ડાકોરની જાત્રા કરી તેનું જે ફળ થાય તે કંડોળિયાના પંચને **तेन पुण्येन श्रेयवान् भव.**

('નવી રોશની'ના એક અંકમાંથી)

## ૫૭–सेवानी जरूरियात

ધર્મને નામે-દેવદેવીઓને નામે કહેવાતા શ્રદ્ધાળુઓ લાખો રૂપિયાનો ભોગ આપી ચૂકયા છે, આપતા જાય છે અને આપશે. એવા દેવદ્રવ્યનો સદુપયોગ કેવો થાય છે એ આજે વીસમી સદીમાં કોઇથી અજાણ્યું નથી. આપણા દેશના દાનવીરો હજી એમજ માને છે કે, વિશાળ નગરીઓમાંજ માત્ર માનવી વસે છે. એમને મન ગામડાં ઊજ્જડ હોય એમ લાગે છે. ધર્માત્માઓ, પુણ્યાત્માઓ અને દિવ્યાત્માઓથીજ શહેરો વસાયાં છે અને ધર્માંધો, પાપાત્માઓ અને દુષ્ટાત્માઓથી ગામડાં વસેલાં છે એવું માનતા હોય એમ લાગે છે.

એટલે જ લાખોનાં દાન–સખાવત માત્ર શહેરોમાંજ થાય છે. ગામડાંઓ તો કોઈને ભાગ્યેજ નજરમાં આવે છે. પરંતુ દાનવીરોની માન્યતાથી ઊલટી દિશામાં ગ્રામ્યજીવન વહન થાય છે એમ જણાશે ત્યારે ભારે ખેદ થશે. કારણ કે સમુદ્રમાં વૃષ્ટિનો શો ઉપયોગ? એ સૂત્ર હજી સમજાયું નથી લાગતું.

આજે ધર્મસ્થળો વિશાળ નગરીમાં નથી પણ ગામડાંમાં છે. આજે ધર્મરક્ષકો વિશાળ વસતીમાં નથી પણ ગામડામાં છે. આજે આદર્શ દેવ અને દેવીઓ ભવ્ય મહેલાતોમાં નથી, પણ ગામડાંની ખડથી છવાયેલી પર્ણકુટીમાં છે. ધર્માત્મા અને પુણ્યાત્માઓએ તો વરસોથી વિશાળ શહેરોને વંદન કરીને વિદાય લીધી છે. તેઓ આજે ગામડાંમાં ગુંજારવ કરી રહ્યા છે. પ્રભુના ભક્તો આજે ગામડાં પાવન કરી રહ્યા છે. દેશસેવકો આજે ગામડાંમાં વસે છે, દેશભક્તો અને તારકો આજે ગામડાંમાં તપશ્ચર્યા કરી રહ્યા છે, જેમની વિરાટ શક્તિને જગત વંદન કરશે, એવી એવી દિવ્ય શક્તિઓ આજે મહેલાતોમાં નથી; એ તો વસે છે ગામડાંમાં, વેરાન જંગલોમાં, ઝૂંપડીઓમાં. દુઃખી નારાયણો અને ભૂખ્યા વિષ્ણુઓને ભોગ ધરાવવા હોય, સેવા કરવી હોય તો ગામડાં ઉપર નજર ફેરવો. જ્યાં દુઃખના દાવાનળ પ્રજળે છે તે બુઝાવો. દેહની સેવા ઘણી કરી, હવે તો દુઃખી દેવની સેવા કરો.

ગામડાંમાં વસતાં ગરીબ કુટુંબો હજારોની સંખ્યામાં અનેક રોગથી રિબાયા કરે છે, જ્યાં હોસ્પિટલો કે ડિસ્પેન્સરીઓ, દવાખાનાં કે ઔષધાલયોની કશી સગવડતા નથી, ત્યાં સેવાભાવી વૈદ્યો ધારે તો ધનિકોની મદદ મેળવીને ઘણાં કુટુંબોને રાહત આપી શકે, કીર્તિ સંપાદન કરી શકે છે.

સેવાભાવી ડોકટરો કે વૈદ્યોએ વિશાળ નગરીમાં લાખોને ખર્ચે ચાલતી હોસ્પિટલો જોઈ, તેમાં હજારો રોગીઓની સારવાર થઈ રહી છે તે જોઇ કે જાણીને એવો અભિપ્રાય બાંધી લેવાનો નથી કે, તેમાં બધા ગરીબોનીજ સારવાર થાય છે.

કેટલીક કહેવાતી હોસ્પિટલોમાં સમજપૂર્વક નિરીક્ષણ કરશો

તો જણાશે કે, તેમાં લાભ લેનારાઓમાંથી ખરો ગરીબ રોગી ભાગ્યેજ જોવાનો મળશે.

હોસ્પિટલોમાં ખરા ગરીબ રોગીને નીરખવા અર્થે વૃથા સમય વ્યતીત કરવાનું સાહસ કરવું ફોગટ છે. કારણ કે એમાં ખરા ગરીબોને સ્થાન નથી.

ગરીબોને નામે હોસ્પિટલો ભલે ખુલ્લી મૂકવામાં આવી હોય છતાં તેમાં ગરીબોને સ્થાન મળે એવા સંજોગોનો અભાવ છે. એ બાબત ડોકટરો, વૈદ્યોને ઓછી પરવા હોય એમ તો સૌ કોઇને કબૂલવુંજ પડશે.

ગ્રાન્ટ આપનારી સત્તા કે પછી સહાય કરનારા સદ્‍ગૃહસ્થો હોસ્પિટલોના બહાર પડતા રિપોર્ટોમાં દરદીની સંખ્યાના મોટા આંકડા વાંચી પોતાના તરફથી અપાતા ધનના ભોગની સફળતા માને તે જુદી વાત છે; પરંતુ જે હેતુથી ધનનો ભોગ અપાયો હોય છે, તે હેતુ પાર પડ્યો છે કે કેમ તે જોવાની કોઇને પરવા પડી નથી.

આજે લાભ લેનારા કહેવાતા ગરીબો અને ખરા ગરીબો વચ્ચે આસમાનજમીન જેટલું અંતર ઊભું છે; પરંતુ એ કોયડો ઉકેલવાની દરકાર દાનદાતાઓને ક્યાંથી હોય? શા માટે હોય? કારણ કે કીર્તિદાન અર્થે જે ભોગો અપાયા છે, તેને માટે તો કાંઇ કહેવાપણું રહેતુંજ નથી.

જેઓ આજે લાભ લઇ રહ્યા છે, તેમને ભલે લાભ મળે, પરંતુ ખાસ ગરીબોને જો વંચિત રખાતા હોય તો તે ઇચ્છવા યોગ્ય તો ન લેખાય.

કોઇ એમ પણ કહી શકશે કે, ચૅરિટી-ધર્માદા હોસ્પિટલોમાં ખરા ગરીબને સ્થાન નથી, એ વાત સાચી નથી. તેનો એજ જવાબ છે કે દેવળો, મંદિરો કે હવેલીઓ જેવા ધર્મનાં સ્થાનોની આજુબાજુમાં જે ભિક્ષુકો યાચના કરી રહ્યા હોય છે કે મોટા જાહેર રસ્તાઓ ઉપર જેઓ યાચના કરતા માલૂમ પડે છે, તેમના તરફ એકવાર દૃષ્ટિ કરો એટલે જણાશે કે ખરા ગરીબો-ખરા આજારીઓ-રોગથી રિબાતા અનાથોના સમૂહની હોસ્પિટલોમાં સારવાર થાય છે કે રસ્તામાં બૂરે હાલે રિબાઇ રિબાઇને હૃદયના કરુણ સ્વરોથી કલ્પાંત કરી કરીને

જિંદગીનો અંત લાવે છે? એવા ગરીબ રોગીઓ ઉપર દયા લાવનારાઓ ક્યાં છે? એવા અનાથ રોગીઓનાં હૃદયની આગ બુઝાવનારાઓ કોણુ છે? એવા રોગથી રિબાતા અનાથોના નાથ હોવાનો દાવો ધરાવનારા ક્યાં છે? કોણુ છે? કેટલા છે? લાખોનાં દાન કરનારા કે એક સાથે અર્ધો કરોડનાં દાન કરનારાઓ તો ભારતભૂમિ ઉપર તમને મળી આવશે, પણ તેમાં એકાદ એવો દાનવીર છે ખરો કે જેમણે અનાથ રોગીઓને અર્થે ભોગ આપ્યા હોય, કે જેમનાં જીવન આજે પામર જીવજંતુથી પણ વધુ દયાજનક થઇ પડ્યાં છે? જેઓ વરસોથી રોગના ભોગ બન્યા છે, જેમને નથી ગામ કે ઘર, નથી પહેરવા-ઓઢવા કપડાં કે નથી ખાવાપીવાને કોઈ સાધન, ત્યારે સ્વજનો—સગાં-સંબંધીઓ તો હોયજ ક્યાંથી? માત્ર ઊંચે આભ અને નીચે ધરતી. એ સિવાય જેમનું બીજું કોઈ નથી, એવા રોગીજ દારુણ વેદનાઓ સહી રહ્યા છે; તેમનાં કરુણ આક્રંદોનાં આન્દોલનોની અસર જેમના ઉપર થઈ હોય એવા દાનવીરોની કે એવા ઉપચારકોની કે એવી હોસ્પિટલોનીજ મુખ્ય જરૂર છે.

આજે એવી હોસ્પિટલોની જરૂર છે કે, જેમાં ખરા ગરીબ અનાથ રોગીઓને કોઇ પણ ભોગે પ્રથમ દાખલ કરાતા હોય અને કાળજીપૂર્વક સારવાર થતી હોય.

એવા ડૉક્ટર—વૈદ્યોની જરૂર છે કે, જેઓ ગરીબ—અનાથ રોગીઓની સારવાર કરવામાં ગૌરવ માનતા હોય.

એવી એંબ્યુલન્સ કારોની જરૂર છે કે જેઓ અનાથ રોગીઓને જ્યાં જુએ ત્યાંથી ઉપાડીને અનાથ રોગીઓની સારવાર કરનારી હોસ્પિટલોમાં પહોંચાડવાનું કામ કરે.

એવા સ્વયંસેવકોની જરૂર છે કે જેઓ અનાથ રોગીઓની શોધ કરીને એંબ્યુલન્સ કાર મારફતે હોસ્પિટલોમાં પહોંચાડવાનો યોગ્ય બંદોબસ્ત કરતા રહે.

એવા દાનવીરોની જરૂર છે કે, જેઓ ખરા અનાથ રોગીઓની સારવાર અર્થેજ ધનનો ભોગ આપવાને તૈયાર હોય.

ભારતવર્ષમાં ધનવાનો ઘણા છે; તેમ ધનનો ભોગ આપનારા

પણ ઘણા છે. પરંતુ એ બધા સંખ્યાબંધ દાનવીરોમાંથી ખરા અનાથ રોગીઓની જ્યાં સારવાર થતી હોય કે સેવા કરનારી એવી સંસ્થા અર્થે કે એવી સંસ્થાઓમાં ખાસ સારવાર અર્થે ધનના ભોગ આપ્યા હોય કે એવા અનાથોના નાથ બનવાનું સદ્દભાગ્ય જેમને સાંપડયું હોય એવું નામ કોઇને ભાગ્યેજ મળી આવશે.

હેલ્થ ઑફિસરો રસ્તાઓ સાફ કરાવે પણ રસ્તામાં પડેલા રોગીઓને સારા ન કરાવે અને રસ્તાઓ ઉપરજ રોગીની જિંદગી પૂરી કરાવે; તો પછી રોગનાં જંતુઓની અસર જાહેર પ્રજા ઉપર એ રોગીઓ મારફત ઓછી થાય કે ?

સત્તાધારી હેલ્થ ઑફિસરો કે મેમ્બરોએ આ બાબત વધારે લક્ષ આપવું જોઇએ છે કે ગંદી ગટરો કરતાં પણ રસ્તા ઉપરના રખડતા, જૂના રોગોથી રિબાતા રોગીઓની મારફત ચેપી રોગોનો ફેલાવો જાહેર પ્રજામાં વધારે થાય છે. એવા રોગથી રિબાતા રોગીઓની સારવાર કરાવવામાં કે કરવામાં નહિ આવે; તો પછી ધર્માદા ફંડનો ઉપયોગ કરતી હોસ્પિટલોનો શો અર્થ સમજવો ? રસ્તા ઉપર એવા સંખ્યાબંધ રોગીઓ મોટા શહેરોમાં જ્યાંત્યાં જોવામાં આવે છે; પણ એમને માટે નથી એકે હોસ્પિટલ બંધાણી કે નથી કોઇ દાનવીર જન્મ્યો.

જે શહેરોની અંદર ધર્માદા હોસ્પિટલોમાં દરવરસે એકાદ કરોડ રૂપિયાનું પાણી થતું હશે, છતાં એવો એક દાખલો નહિ નીકળી શકે કે જ્યાં એક પણ ખરા અનાથ, રોગથી રિબાતા રોગીને રોગમુક્ત કર્યો હોય; જ્યાં ખરા ગરીબ રોગીઓ માટે સ્થાન નથી, જ્યાં ખરા ગરીબ રોગીઓ રોગમુક્ત થયા નથી, એવી સંસ્થાઓને ધર્માદા હોસ્પિટલોના નામથી સંબોધન કરવું તે ભૂષણરૂપ નહિ પણ દૂષણરૂપ લેખાવું જોઇએ.

આજે એવા ઉપચારકોની જરૂર છે કે જે ગરીબોની સેવામાં સમર્પણ થાય. આજે એવા ધનિકોની જરૂર છે કે જેઓ ખરા ગરીબ-અપંગોને રોગમુક્ત કરાવવા અર્થે ધનનો ભોગ આપી પાવન થાય.

વિધર્મી એકજ વ્યક્તિના અપાયેલા ભોગ વડે મીરજ જેવાં

સ્થળોમાં ખરા અનાથ રોગીઓ રોગમુક્ત બને છે. આજે પતિતપાવની ગંગાની જેમ મીરજમાં લાખોની સંખ્યામાં બિચારા અનાથ રોગીઓ જઇ ભયંકર રોગમાંથી મુક્ત થઇ નવું જીવન પ્રાપ્ત કરી રહ્યા છે. કરોડોનાં દાન કરનારા આપણે ત્યાં મોજૂદ છે, પણ માત્ર ગરીબોને માટેજ દાન કરનારા એ વિદેશી હીરલાની હરોલમાં મૂકી શકાય એવી વ્યક્તિ તો નહિજ સાંપડે.

વિલાસમાં દશવીસ લાખનું પાણી કરનારાની દુનિયાને જરૂર નથી. પણ સમય અને ધનનો ભોગ આપી હજારોની સંખ્યામાં અનાથ-અપંગોની ઝૂંપડીમાં દોડી જઇ ગામે ગામ અને ઘરોઘર જઇને દુઃખીઓનાં દુઃખમાં ભાગ લઇ જીવનનું સાર્થક કરનારા સેવાભાવી યુવકોની દેશને જરૂર છે, કે જેઓ અનાથોની સેવાનેજ પ્રભુસેવા માને છે, ગરીબોની સેવામાંજ ગૌરવ માને છે, દીન જનોની સેવાનેજ દેવસેવા માને છે, અનાથોના નાથ બનવું એજ ધર્મ માને છે, પૈસાના પૂજારી નહિ બનવું એમાં પ્રતિષ્ઠા માને છે, કોઇ પણ ભોગે ગરીબોનાં દુઃખ દૂર કરવાં એજ જેમણે કર્તવ્ય માન્યું છે, એવા યુવકોની, ઉપચાર-કોની અને ધનિકોની દેશને મોટી જરૂર છે.

ભોગના આપનારા તો ઘણા છે પણ શુભ ભાવનાથી ભોગ આપનારનીજ ખોટ છે. એટલેજ સાંભળીએ છીએ કે:

"પ્રભુ જેવું હતું તેવું ફરી ભારત બનાવી દે."

પશુઓ માટે પાંજરાપોળ બંધાવી હોય છે, અરે વિદેશોમાં કાગડા, કૂતરાં અને ઊંદરો માટે પણ અનેક રક્ષણનાં સાધનો છે. જ્યારે ભારતી જાયાઓનાં જીવન, રસ્તાઓ ઉપરના કાગડાકૂતરાંઓથી પણ અધમ કોટિનાં દેખાતાં નજરે પડે છે.

અપંગો ! તમારે માટે નથી હૉસ્પિટલો કે નથી ડૉક્ટરો, નથી દવા કે નથી દયા.

"અંગ ગળેલ જળેલજ અંધા, ધારી શકે નહિ ધીરજ ધંધા.
તે જનના તન તાપ નિવારો, રે! ધનના ધણી ધર્મ તમારો."

('આયુર્વેદ રહસ્યાર્ક'માંથી)

# ५८—एक वेपारीनी ग्रामसेवा

(લેખકઃ—શ્રી. વિઠ્ઠલ લક્ષ્મણ ફડકે)

કૉલેજમાં ઉનાળાની રજાઓ પડી હતી. પરગામ ભણતા ગોધરાના બે વણિક વિદ્યાર્થીઓ મારી પાસે આવીને કહેવા લાગ્યા, "અમારે સેવા કરવાના ઉદ્દેશથી ગામડાં જોવાં છે. અમારાથી એકલા જઇ શકાય તેમ નથી, કેમકે ગામડાનો અમને જરા પણ અનુભવ નથી. તમે સાથે આવો તો સારું." આમ કહેનાર વિદ્યાર્થીઓ ગોધરાના મારા લાંબા અનુભવમાં મને આ પહેલીજ વાર મળ્યા હતા. અમે ફરતા ફરતા ગોધરા તાલુકાના પૂર્વ ભાગના મોરા નામના એક ગામે ગયા. ત્યાંના શેઠ ગુલાબચંદ છગનલાલ ખેડૂતોને સસ્તું અનાજ આપે છે એમ સાંભળેલું, એટલે પહેલેથી ખબર આપીને એમને ત્યાંજ ઊતર્યા. સાઠ વરસના આ ડોસાનો દેખાવ, એમનો પહેરવેશ, એમની રીતભાત, એમની ચોખ્ખાઇ (અથવા તો એનો અભાવ) એમનું શિક્ષણ, એમની ભાષા ગામડાનાં લોકો કરતાં સંસ્કારિતામાં જરાએ ચડિયાતાં હોય એમ લાગતું નથી. એમની સાધારણ વાતચીતમાં પણ કશુંજ આકર્ષણ નથી. છતાં જ્યારે એ પોતાના કામની વાત કરવા માંડે છે, ત્યારે એમના અવાજમાં ગાંભીર્ય, એમની મોતિયાવાળી આંખમાં તેજ અને એમના શબ્દોમાં આત્મવિશ્વાસ ચમકવા માંડે છે. એમની કેટલીક વાતો સાંભળીને એમની સેવાની બધીજ હકીકત જાણવાની અમારી ઇચ્છા વધી. અમે એક આખો દિવસ ત્યાં રોકાયા. સોળ વરસ પહેલાં એમણે છપાવેલી એક પુસ્તિકા જોઈ. બીજી નાની પત્રિકાઓ જોઇ. ખેડૂતોને અનાજ આપતી વખતે ભરવાનાં પત્રકોનાં ખાતાં જોયાં. ગામની આસપાસ ફરીને ખેતરોની સરસ વાડો જોઈ. ભર ઉનાળામાં બીજાં સ્થળોએ પાણીનો છાંટોએ હોતો નથી, તેવાંજ સ્થળોએ અહીં ભેંસોને ખાબોચિયાંના કાદવમાં આરામ કરતી જોઇ. ચારપાંચ હાથ ખોદતાં ચોખ્ખું પાણી મળતું જોયું. એમની યોજનાથી કેટલા ખેડૂતોને લાભ થયો છે, તે સાંભળ્યું અને આદરપૂર્વક એમની રજા લીધી.

જ્યાં વસ્તીનો મોટોભાગ સુધરેલો અને શિક્ષિત છે. તેમજ જ્યાં પ્રમાણમાં પૈસાની વધારે છૂટ છે, ત્યાં ખેતીમાં તથા સામાજિક રીતરિવાજોમાં લોકો ઘણા આગળ વધ્યા હોય તેમાં નવાઇ નહિ. પણ તદ્દન પછાત પ્રદેશમાં સાધનો તથા પૈસાની તંગીમાં ધગશવાળો એક માણુસ પણ કેટલું કરી શકે છે, તે બતાવવા માટે શેઠ ગુલાબચંદ જોડે અમારે થયેલી વાતચીતનો સંવાદરૂપે સાર આ નીચે આપું છું.

સ.—બીજા વેપારીઓમાં ખેડૂતો વિષે લાગણી નથી તે તમારામાં ક્યાંથી ઉત્પન્ન થઇ ?

જ.—મારો જન્મસિદ્ધ સંબંધ વડીલોપાર્જિત ખેતી સાથે છે. ઓછામાં ઓછાં પાંત્રીસ વરસથી પચાસ ઘરનાં ખેડૂત ગામમાંજ હું રહું છું. છપ્પનિયાના દુકાળમાં ખેડૂતો ભાંગ્યા તેમની સાથેજ વેપારીઓ પણ ભાંગ્યા અને બીજે ઠેકાણે ચાલ્યા ગયા એવું મેં જોયું. સર્વ વેપારી ચીજનો ખરીદનાર આખરે ખેડૂત છે. તે જો આબાદ હશે તોજ વેપારીનો વેપાર સારો ચાલશે અને વધારે નફો મળશે. તેનો થોડોઘણો પણ બદલો ખેડૂતને પાછો વાળી ઋણમુક્ત થવું અને પરમેશ્વરના કૃપાપાત્ર થવું એ વેપારીઓની ફરજ છે, તેને બદલે આજે તો વેપારીઓ લૂંટજ ચલાવે છે, એ મે'ણું મારે ટાળવું હતું તેથીજ હું ખેડૂતોને વિષે વિચાર કરતો થયો.

સ.—ખેડૂતોનો પ્રશ્ન કયારથી હાથમાં લીધો ?

જ.—મારી અઢાર વરસની ઉંમરથી ત્રેપન વરસની ઉંમર સુધીના લાંબા ગાળા દરમ્યાન મેં એજ કામ કર્યું છે, છતાં મને નિરાશાજ મળી હતી; પણ હમણાં ચારપાંચ વરસથી ઠીકઠીક કામ ચાલી રહ્યું છે.

સ.—કામની શરૂઆત તમે કેવી રીતે કરી ?

જ.—આ બાજુની ખેતી બહુજ પ્રાથમિક દશામાં છે, તેથી ખેતરને વાડો નથી. ઢોરોનું છાણ જ્યાંત્યાં વેરાયેલું પડયું હોય છે. મેં વાડ, સડાવેલા ખાતરનો ઉકરડો,—ખાણુ; ડાંગરને માટે ઊંચા પાળાવાળા કયારડા, કૂવા અને આંબા વગેરે ઝાડો; આ પાંચ મુદ્દા હાથમાં લઇ મારી દુકાનના તમામ આસામીઓ પાસેથી ફરજિયાત કામ લીધું. તેમના હાથમાં તુળસીની માળા પકડાવી આ બધું કરવાના

સોગન ખવડાવતો અને જેઓ એ પ્રમાણે સુધારો કરતા તેમનેજ ધીરતો. ખેડૂતોનું દળદર ફેડવા માટે આટલું બસ થશે એવું તે વખતે હું માનતો. પાછળથી એમના સામાજિક રીતરિવાજોમાં ધ્યાન આપ્યા વિના એમનો ઉદ્ધાર થવો મુશ્કેલ છે એમ લાગવાથી મેં તેમાં પણ ધ્યાન આપવા માંડયું.

સ.—તમારા કામમાં બીજી કોઇ વ્યક્તિ કે સંસ્થા તરફથી મદદ મળે છે ખરી ?

જ.—પહેલાં મારું કામ મહેત્રાલ સ્ટેટમાંજ ચાલતું હતું. ત્યાંના ઠાકોરસાહેબે રૂા. બસોના તીકમ–પાવડા મને અપાવ્યા અને તેથી આદરેલા કાર્યને વધારે વેગ મળ્યો. ખેડૂતોના સુધારાની બેત્રણ પત્રિકાઓ મેં છપાવેલી, તેનો ફેલાવો મારા કાર્યક્ષેત્રની બહાર પાડોશનાં ગોધરા તાલુકાનાં ગામોમાં પણ થયો. પંચમહાલ જિલ્લા લોકલ બોર્ડનું ધ્યાન પણ તે તરફ ગયું અને તપાસ કર્યા પછી મારું કામ અસરકારક જણાયાથી એમણે પણ રૂા. બસોના તીકમ પાવડા મને અપાવ્યા. અને તેથી હજારો રૂપિયા ખરચીને ન કરાવી શકાય તેટલું કચારડા કૂવા બનાવવાનું કામ તેટલાં ટૂંકાં સાધનોથી સાધી શકાયું. તાલુકાના એક તદ્દન અભણ પણ ઉત્સાહી ખેડૂતના હાથમાં મારી પત્રિકા ગઇ. તેણે મને શોધી કાઢયો, અને પોતાના ગાળાનાં ગામડાંમાં એવા પ્રકારનું કામ ફેલાય એ માટે એક સભા ભરી મારા વિચાર સમજાવવાની માગણી કરી. મેં વાત તરતજ કબૂલ રાખી. આમ ધીરે ધીરે કામ વધતાં વધતાં આશરે દોઢ વરસ પહેલાં ગોધરા તાલુકામાં એક ખેતીસુધારક મંડળ સ્થપાયું છે. તેમાં બારૈયા કોમના (આ બાજુ ઘણીખરી વસ્તી એમનીજ છે.) સારી લાગવગવાળા આબરૂદાર અઢાર ભાઇઓ સભાસદ તરીકે નોંધાયા છે. અમારી સાથે જોડાયેલા ખેડૂતોના કામ ઉપર દેખરેખ રાખે, જોઇતાં સાધનોની આપલેની ગોઠવણ કરે અને પ્રસંગે તેમને દોરે એવા એક કુશળ પ્રચારકની અમને જરૂર છે; કેમકે ગોધરા તાલુકો બહુ વિસ્તારવાળો છે.

સ.—અત્યાર સુધીમાં તમારા કાર્યથી આસપાસનાં કેટલાં ગા-

મડાંમાં કેટલા ખેડૂતોને લાભ થયો હશે તેનો કંઇ ખ્યાલ આપી શકશો ? અને જે લાભ થયો હોય તે કેવી રીતે ?

જ.—ચોક્કસ આંકડાની નોંધો તો મેં રાખી નથી, છતાં લગભગ સોએક ગામના ખેડૂતોને લાભ થયો છે. જેમની પાસે ઠરાવો પાળવા બદ્દલ માળા ઊંચકાવી સોગન લેવડાવ્યા એવાઓની સંખ્યા તો પાર વિનાની એટલે આશરે ત્રણચાર હજારથી ઓછી નથીજ. જ્યાં દસપંદર કૂવા નહોતા ત્યાં એક હજાર ઉપરાંત કૂવા થયા છે; ડાંગરનો પાક નહિ જેવો હતો, ત્યાં ડાંગરની વીસ હજાર ઉપરાંત કયારીઓમાં તરેહવાર ડાંગર હાલ પાકે છે; ઘઉંનું નામ નહોતું ત્યાં તરેહવાર ઘઉં પાકે છે; આંબા જૂજ હતા ત્યાં આજ ઓછામાં ઓછા એક લાખ ઉપરાંત છે; ખાતરની ખાણોનો રિવાજ નહોતો તે થવા લાગી છે. આ બધાથી ખેડૂતોની સામાન્ય આવકમાં પુષ્કળ વધારો કરી શકાયો છે. તેમને પોતાના ખેતરમાં આમ ઘરને આંગણે રોજી મળવા લાગી છે એ સહેજે મળેલો વધારાનો લાભ છે.

સ.—માળા પકડાવીને સોગન લેવડાવવાથી ખેડૂતો ખેતીના આ બધા સુધારા કરવાની મહેનત લેવા લાગ્યા એમ તમે માનો છો ?

જ.—એમ તો ખાસ ન કહેવાય. એમને સહેજે દેખાય એવો આર્થિક લાભ પણ હું તેમને કરી આપતો. ગામડામાં દુકાન માંડીને વેપાર કરતા તથા રખડતા વેપારીઓ ઉનાળાની આખરે ખરે કપરે વખતે એક મણ અનાજનું ત્રણચાર ગણું દામ ઠરાવી ઉધારે અનાજ આપતા અને મોસમ વખતે ( ચોમાસા પછી ) તે અનાજની કિંમતજ વસૂલ લેતા હોવાથી અને ખેડૂતોની પાસે પૈસો બિલકુલ નહિ હોવાથી ખેડૂતોને તેટલી કિંમતનું અનાજ આપવું પડતું; દાખલા તરીકે એક મણ મકાઇનો બજારભાવ રૂા. એક હોય, ત્યારે એવા વેપારીઓ તે ભાવ રૂા. ત્રણ કે એથી વધુ ઠરાવતાં અને મોસમ વખતે તેજ મકાઇનો ભાવ ૮ થી ૧૨ આના જેટલો ઊપજતાં ત્રણ રૂપિયા વસૂલ આપવા માટે ખેડૂતને ૪ થી ૬ મણ અનાજ વેચવું પડતું. એને બદલે મેં મારી દુકાને એક મણનું મોસમ વખતે માત્ર દોઢુંજ અનાજ (તે વખતના સસ્તા ભાવ ધ્યાનમાં લેતાં મૂળ કિંમતજ ) લે-

વાની પદ્ધતિ ચાલુ કરી. ગોધરા તાલુકામાં મંડળ સ્થપાયા પછી આ કામ એટલું વધી પડયું કે, મારે મારો દુકાનનો પરચુરણ વેપાર બંધ રાખવો પડ્યો. આવી રીતે આ એકજ વરસમાં ચાર થી પાંચ હજાર મણ અનાજ ઉધાર મળ્યાથી જુલમી વેપારીઓના પંજામાંથી ઘણા ખેડૂતો મુક્ત થયા છે. વળી નવરાશના વખતમાં કોઇ ખેડૂત પોતાની જમીનમાં કૂવો અગર ક્યારી બાંધવાનું કામ શરૂ કરે અને તેને પૈસાની જરૂર હોય તો, તેને બદલે તેટલી કિંમતનું અનાજ આપી તે તે કામો કરવાને હું ઉત્તેજન આપું છું. શરૂઆતથી માંડીને આજ સુધી મારી મારફતે લાભ ઉઠાવનારા ખેડૂતોની સંખ્યા ત્રીસ હજારની તો હશેજ.

સ.—અનુકૂળ સંજોગો મળે તો ખેડૂતોના આર્થિક લાભની બીજી કોઇ યોજના તમારા ખ્યાલમાં છે?

જ.—હા. અનાજની બાબત છોડી દેતાં બીજી રીતે પણ ખેડૂતો હજી રખડતા વેપારીઓના સાણસામાં સપડાયલાજ છે. દાખલા તરીકે ગાયો પાળવાનું ખેડૂતોએ બંધ કર્યું છે, તેથી બળદની પુષ્કળ તાણ પડે છે. એટલે ખેતી માટે બળદો ખરીદવા ફરીથી તેઓ આ વેપારીઓના પંજામાં સપડાય છે અને જે બળદ રૂપિયા પંદર થી વીસ જેટલી કિંમતમાં સાધારણ રીતે મળી શકે તેજ બળદ ઉધારે (મોસમ વખતે લેવાના કરારે) રૂા. પચાસ–સાઠની કિંમતે લે છે. કો. સોસાયટીનું વ્યાજ ઓછું હોવા છતાં એની ઉઘરાણીનો ત્રાસ ભારે છે, તેથી આખરે લોકોને એનાથી લાભ થઇ શકતો નથી. ઊલટું ખેડૂતોના અસલ શાહુકારોએ એવા ખેડૂતોનો ત્યાગ કર્યો છે. એટલે કોઇ પણ જરૂરને વખતે ખેડૂતો આ રખડતા વેપારીઓનુંજ શરણુ શોધીને પચાસથી–સાઠ ટકાને વ્યાજે પૈસા મેળવે છે. એ વસ્તુ મને હમેશાં અતિશય સાલે છે. પરંતુ મારી આર્થિક સ્થિતિ એટલી બધી સારી નહિ હોવાને લીધે હજી એ સવાલ મેં હાથમાં લીધો નથી. દરેક મોસમ વખતે ખાનગી સહકારી પદ્ધતિથી ઘર દીઠ મણ બબ્બે મણ અનાજ જુદું કાઢી ગામનો કોઠાર સ્થાપે, તેનો વહીવટ પોતે નક્કી કરેલા પંચનાજ માણસોને સોંપે અને લેવાદેવાની રીત મારા રિવાજ પ્રમાણે ચાલુ રાખે, તો જતે દિવસે ખેડૂતો પોતાનાજ પગ પર ઊભા રહી શકે તેમ છે. એ

દિશામાં અમે પ્રયત્ન કરી રહ્યા છીએ અને ટૂંક વખતમાંજ પ્રભુ જશ આપશે એમ લાગે છે.

સ.—ખેડૂતોના સામાજિક સુધારાને માટે તમે શું કર્યું ?

જ.—ઠેર ઠેર સભાઓ ભરી બારૈયા તથા બીજી કોમોમાં ચાલતા ખરચો અને ખરાબ રિવાજોમાં ફેરફાર કરાવ્યો. જેમકે લગ્નખર્ચમાં કન્યાદાયાના રૂ. સો–સવાસો લેવાતા તેની જગ્યાએ રૂ. સાઠ–સિત્તેર ઠરાવ્યાથી તેમના કરજમાં સારો ઘટાડો થયો. બારમા, તેરમા વખતે ત્રણચાર ટંક ખાવાખવડાવવાનો રિવાજ હતો તે ફેરવીને માત્ર તેરમાને દિવસે એક ટંક દાળભાતનું ભોજન આપવાનું ઠરાવવાથી દેવાં ઓછાં કરાવી શકાયાં; તેમજ દારૂનો સદંતર બહિષ્કાર કરવાના ઠરાવોની અસરથી ખેડૂતો વધારે નીતિમાન બન્યા.

શેઠ ગુલાબચંદ સાથે થયેલી વાતચીતનો આ સાર છે. તેની સત્યતા વિષે મેં બની શકે એટલી ખાતરી કરી લીધી છે અને બીજા વેપારીઓને પણ સસ્તું અનાજ આપવામાં એમનું અનુકરણ કરવું પડયું છે એમ જોયું છે. મતલબ કાયમ રાખીને ભાષામાં મેં થોડો ફેરફાર કર્યો છે. હકીકતની સંભવિત અતિશયોક્તિ બાદ કરતાં પણ આ સેવા જેવીતેવી નથી. એમની પત્રિકાનો ટૂંક સાર ફરીથી કોઈવાર આપવા ધારું છું.

માણસ ગમે ત્યાં રહેતો હોય, ગમે તે સ્થિતિનો હોય, ગમે એટલું ભણેલો હોય, ગમે તે ધંધો કરતો હોય; તોપણ એનામાં સેવાની ભાવના હોય તો ઘણું કરી શકે છે એનો આ એક દાખલો છે.

('હરિજનબંધુ' માંથી)

---

# ૫૯–માવજીભાઈની વહી

(લેખકઃ–શ્રી. મસ્તરામ)

### ટુચકા નં. ૧

કાઠિયાવાડમાં એક નાના રાજ્યના ઠાકોર વૃદ્ધ હતા તેથી પ્રજામાં દાદા કહેવાતા હતા. દાદા ન્યાયપ્રિય હતા. પ્રજામાં તેમને માટે

મોટું માન હતું. તે ગામમાં માવજીભાઇ કરીને એક વીસાશ્રીમાળી વાણિયા ગૃહસ્થ હતા. તેમની પાસે પચાસ હજાર રૂપિયાની પૂંજી હતી. તેઓ સોનાના દાગીના ઉપર રૂપિયા ધીરતા ને અરધા ટકાનું વ્યાજ લેતા. જૂનો જમાનો, ઓછો ખર્ચ, ભેંસનાં દૂધ અને સોંઘાં ઘી; બજારની બેઠક, દુકાને ઘણાં માણસો ભેગાં થાય, અવનવી વાતો થાય, કોઇને દીકરાદીકરીનો સંબંધ કરવો હોય તો માવજીભાઇનો મત પૂછાય અને માવજીભાઇ સારો મત આપે તો સંબંધ થાય એમ બધા માનતા. માવજીભાઇએ ખતખાતાંના ચોપડા સિવાય એક મૂર્ખાઓની ખાતાવહી રાખેલી, તે વહીના જમા પાસામાં મૂર્ખાનાં નામ લખતા અને ઉધાર બાજુમાં શા માટે મૂર્ખ ગણ્યો તેનું કારણ લખતા. આ વહીમાં ગામના ગૃહસ્થો, કેટલાક અધિકારીઓ અને દાદાનું નામ પણ જમા પાસે આવેલ હતું અને તે બધાનાં નામો ક્યારે અને શા કારણે મૂર્ખા ગણ્યા તે વિગત અને સંવત, માસ, તિથિ સાથે ઉધાર બાજુમાં સ્પષ્ટ લખતા. કોઇ માણસ અમુકના છોકરાને પોતાની દીકરી આપવાને તે વર સંબંધે માવજીભાઇનો મત પૂછે ત્યારે પોતાની વહીમાં જોતા અને જો તે મૂર્ખ હોય તો મૂર્ખ છે એમ કહી દેતા. જો તેના સદાચાર જાણતા હોય તો સારો મત આપતા અને જે બાબત જાણતા ન હોય તેમાં સારોનરસો મત આપતા નહિ. આથી કરી જેમનો સંબંધ ન જોડાયો હોય એવા કેટલાક માણસો માવજીભાઇની વિરુદ્ધ પણ હતા.

એક સમયે કચ્છના એક ઠાકોર પોતાની કુંવરીનો સંબંધ આ દાદાના કુમાર સાથે જોડવા આવ્યા; તેમણે પણ માવજીભાઇનો મત પૂછ્યો. માવજીભાઇ તો સત્યવાદી, એટલે વહી જોઇને જણાવ્યું કે, કુમાર મૂર્ખ છે. કચ્છના ઠાકોરે પૂછ્યું કે કેવી રીતે? માવજીભાઇએ વહીની ઉધાર બાજુ તપાસી જવાબ આપ્યો કે, રાજકુમારે એક ચંપા નામની માળણને રાખેલી છે; તેની વાડીએ સૂવા જાય છે; જો પોતાના દરબારગઢમાં તેને વસાવી હોત તો હું મૂર્ખ ગણત નહિ.

કચ્છના ઠાકોર સમજી ગયા કે, માવજીભાઇ ખરી વાત કહે છે. તેઓ સંબંધ કર્યા વિના ચાલ્યા ગયા.

એક વાર કચેરીમાં દાદાએ પ્રશ્ન કર્યો કે, કચ્છના ઠાકોર સંબંધ કરવા આવેલા તે પાછા કેમ ગયા?

આ વખતે માવજીભાઈના વિરોધીને લાગ મળ્યો અને બોલ્યો કે દાદાજી, કચ્છના ઠાકોરને માવજીભાઇ મળ્યા હશે!

દાદા ગંભીરાઇથી બોલ્યા—એમ? માવજીભાઇ એવા છે?

વિરોધી કહે—ત્યારે આપ તેમને સારા સમજો છો?

દાદાએ વિચાર કરીને તેના પર એક પગારદાર જાસૂસ રાખ્યો. તે માવજીભાઇનો મિત્ર થયો, હમેશાં માવજીભાઇની દુકાને બેસે, કોઈવાર માવજીભાઇ બહાર ગયા હોય તો જાસૂસ એકલો દુકાને બેસે, માવજીભાઇ મૂર્ખાની વહી ખાનગી જોતા, જાસૂસને તે વહીનો વહેમ આવ્યો. એક વાર પોતે એકલો દુકાને હતો, મૂર્ખાની વહી પણ બહાર પડેલી, લાગ મળવાથી તે જોવા લાગ્યો તો જમા બાજુમાં બધા મૂર્ખાઓનાં નામ. વિશેષમાં સૌથી પહેલું નામ દાદાનું હતું. આ બધી વાત જાસૂસે દાદાને કહી, દાદાએ માવજીભાઇને વહી સહિત તેડાવ્યા. માવજીભાઇ વહી સાથે કચેરીમાં આવ્યા અને નીચે પ્રમાણે વાર્તાલાપ થયો.

દાદા—માવજીભાઇ, આ ગામમાં મૂર્ખા કેટલા?

માવજીભાઇ—ઘણા.

દાદા—હું કેવો.

માવજીભાઈ—મૂર્ખાવહીમાં નંબર ૧

દાદા—કારણ?

માવજીભાઇ—ગઇ સાલમાં આપે એક ઘોડો રૂ. ૨૦૦૦ નો એક પરદેશી સોદાગર પાસેથી લીધો છે?

દાદા—હા, લીધો છે.

માવજીભાઇ—તે સોદાગરને રૂ. ૨૦૦૦ બીજા આપેલા છે. જુઓ રાજખર્ચને ચોપડે પાનું ૯૫, તે શાના?

દાદા—બીજો ઘોડો પહેલા જેવો લાવી આપવાના.

માવજીભાઇ—બીજો ઘોડો તે લાવ્યો?

દાદા—હજી સુધી લાવ્યો નથી.

માવજીભાઇ—તે કયા ગામનો રહીશ, જાતે કોણ અને તેનું નામ ચોપડે લખ્યું છે ?

દાદા—ના. પણ મને વિશ્વાસ છે કે તે બીજો ઘોડો લાવશે.

માવજીભાઇ—જ્યારે તે સોદાગર બીજો ઘોડો લાવશે ત્યારે નંબર પહેલામાં તેનું નામ લખીશ અને આપનું નામ કાઢી નાખીશ !

## નં. ૨–ગોરનું ગૌરવ

એક ગીગો કુંભાર હતો. તે શ્રદ્ધાવાન હતો. ભાદરવા માસમાં, કાર્તિક માસમાં અને ચૈત્ર માસમાં ત્રિપિંડી શ્રાદ્ધ કરતો. તે દરેક સમયે ત્રણ ત્રણ બ્રાહ્મણ જમાડતો. એક વખત તેની ગધેડી બીમાર પડી. ગીગાની વહુએ માનતા માની કે જો ગધેડી સારી થશે તો એક બ્રાહ્મણ જમાડીશ. ગધેડીને આરામ થયો, માનતા ફળીભૂત થઇ. બાઇએ વિચાર કર્યો કે, ભાદરવા માસમાં ત્રિપિંડી કરવાની છે, ત્રણ બ્રાહ્મણ જમાડવાના છે. સાથે ચોથો ગધેડીનો પણ જમાડીશ.

દિવસો વીતવા લાગ્યા, ભાદરવો આવ્યો. ગીગાભાઇને ત્યાંથી ગોધૂમ લાવ્યા, ઘેલાભાઇને ત્યાંથી ઘી લાવ્યા, પરચુરણ સામાન પ્રેમજીભાઇને ત્યાંથી લાવ્યા. ગીગા કુંભારને ઓચિંતુ કામે જવું પડયું, એટલે બાઇને ભલામણ કરી કે, ત્રણ બ્રાહ્મણને જમાડી લેજે; હું મોડેથી આવીને જમીશ. બાઇએ તો તૈયારી કરી; પણ ચોથો ગધેડીનો જમાડવો છે તે ગીગાને કહેવું ભૂલી ગઈ. ચાર બ્રાહ્મણને આમંત્રણ કર્યું. ૧–લઠ્ઠેશ્વર, ૨–પઠ્ઠેશ્વર, ૩–શઠેશ્વર, અને ૪–બુડથલલાલ, એક ઓરડીમાં રસોઈ કરી. ધુમાડાનો પાર નહિ; લાડુ બનાવ્યા; અડદની દાળ, ખીચડી અને બાટી વગેરે તૈયાર થયું. જમવાની તૈયારી થઇ અને ગીગો પણ આવ્યો. ગીગો ત્રણને આમંત્રણ દેવાનું કહીને ગયો હતો અને અહીં તો ચાર હતા. બાઇને પૂછયું કે, ત્રણના ચાર કેમ ? બાઇ કહે કે એક તો ગધેડીનો છે. ગીગો કહે, ગધેડીનો મારે જમાડવો નથી. માટે ગધેડીનો હોય તેને રજા આપ. બાઇએ જાણ્યું કે ગીગો સમજશે નહિ, તેથી યુક્તિ કરી કે ત્રિપિંડીના ત્રણ તો કાલે જમાડીશું. આજ તો ચારે ગધેડીના જમનારા છે. ગીગો સમજી ગયો.

## ટુચકા નં. ૩
## પ્રમાણપત્રની સોંઘવારી

મસ્તરામજી તો ખરા કાઠિયાવાડી; છાપાં વાંચવાના શોખીન. તા. ૨૯-૧-૩૪ નું ગુજરાતી પત્ર લઇને વાંચવા બેઠા. ખોલતાં પ્રથમ દૃષ્ટિએજ "સ્વીકાર અને સમાલોચના" આવ્યાં. બે કોલમ તો વાંચ્યાં, ત્રીજા કોલમમાં માંગરોળવાળા શાસ્ત્રી કેશવલાલ કાશીરામની કરેલી સમાલોચના "બુદ્ધિપ્રકાશ અભિનંદન" અંકની નીકળી, તેમાં પણ ત્રીજો પેરેગ્રાફ નીચે પ્રમાણે છે.

" આ ઉપરાંત બીજો સ્વતંત્ર લેખ ચુનીલાલ વર્ધમાન શાહનો છે. તેમણે કયા કયા સંજોગોમાં એ અને ઓ વિવૃત અને સંવૃત એટલે પહોળા અને સાદા (સાંકડા) ઉચ્ચારાય છે તેની શાસ્ત્રીય રીતે ચર્ચા કરી છે, જે ભાષાપ્રેમીઓને જરૂર ઉપકારક નીવડે તેવી છે."

ઉપરનો પેરેગ્રાફ વાંચતાં મસ્તરામજીને એક વાત યાદ આવી. શાસ્ત્રીજીએ ભાષાવિષયક પ્રમાણપત્ર આપ્યું, તેવીજ રીતે એક ધાર્મિક પ્રમાણપત્ર આપવા જેવો એક લેખ પ્રશ્નોત્તરરૂપે લખાયેલો માસિક 'જૈનધર્મ પ્રકાશ' વૈશાખ (પ્ર. દ્વિ.) અંક બીજો વિ. સં. ૧૯૯૦ માં છે. પ્રશ્ન કરનાર શા. છગનલાલ વીરચંદ મદ્રાસ અને ઉત્તર દેનાર કુંવરજી (એકલું નામ છે) તેમાં પ્રશ્નોત્તર નીચે પ્રમાણે છે.

પ્રશ્ન—૬—સ્ત્રીના મુખચુંબનથી તિવિહાર પચ્ચખ્ખાણમાં ભાંગો લાગે?

ઉત્તર—મુખચુંબન ચારે પ્રકારના આહારમાં ગણાતું નથી, તેથી ન લાગે; પરંતુ ચૌવિહારને માટે વ્યવહારથી વર્જ્ય સમજવું.

ઉપરોક્ત પ્રશ્નોત્તરની સમાલોચના ધાર્મિક દૃષ્ટિએ શાસ્ત્રીજી કરે અને પ્રશ્નકાર તથા ઉત્તર કરનારને પ્રમાણપત્ર આપે તો ઠીક.

ભલા શાસ્ત્રીજી, મસ્તરામ આગળ એક બોદીબાઇ કરીને કોળીની દીકરી વર્ષ આઠની રમવા આવે છે. તે પણ જે વાત સમજે છે કે, મસ્તરામજી પહોળા ઉચ્ચારથી જ્યારે ગોળ મગાવે છે, ત્યારે ખાવાનો ગોળ શેલડીના રસનો બનેલો લાવે છે અને જ્યારે સાંકડા

ઉચ્ચારથી ગોળ માગે છે, ત્યારે તે પૂછે છે કે, શું ગોળ પથરો ? એટલા ઉપરથી સમજાય છે કે, એક બોદીબાઇ પણ વિવૃત અને સંવૃત ઉચ્ચાર જાણે છે, તેમાં પ્રમાણપત્રની કે સમાલોચનાની કઇ જરૂર ?

## ટુચકા નં. ૪

## ચેતનદાસ ને થૂલી !

કાઠિયાવાડ એજન્સીના ચોકથાણા તાબે એક વીરપુર કરીને નાનું ગામ છે. ત્યાં એક રાણીબાઈ કરીને રબારણ રહેતી. સાધુસંતોના ઉપર તેને ભાવ હતો. દરેક મહિનાની અજવાળી બીજને દિવસે પોતાનાં ઢોરનું જેટલું દૂધ નીકળે તેની ખીર બનાવીને સાધુ અને ભકતોને જમાડતી. એક વાર અજવાળી બીજને દિવસે રાણીબાઇના ગુરુ પોતાના મંડળ સાથે આવ્યા. રાણીબાઇ તો બહુજ રાજી થયાં. તે દિવસે શીરોપૂરી બનાવ્યાં, સર્વ સાધુ ભક્તોને જમવા બોલાવ્યા, સર્વ પોતપોતાનાં આસન ઉપર બેઠા. તે વખતે એક મલિન દેખાતો સાધુ ચેતનદાસ નામનો એક બાજુ અલગ બેઠો. સર્વને શીરોપૂરી પીરસ્યાં અને ચેતનદાસને ગળી થૂલી એક થાળીમાં પીરસી. ચેતનદાસ તો આ વાતથી ચેતી ગયા અને બોલ્યા.

### દોહરો

**સબ સંતનકું શીરોપૂરી (અને) ચેતનદાસકું થૂલી;**
**હું નસીબનો આગળિયો (કે તું) પિરસનારી ભૂલી.**

આવી ચેતનદાસની વાણી સાંભળીને બાઇ બોલી:—

**તું નૈ નસીબનો આગળિયો, હું પિરસનાર ના ભૂલી.**
**મોઢું જોઇ ટીલું તાણ્યું, તો ઝાપટ બેટા થૂલી.**

('નવી રોશની'ના એક અંકમાંથી)



## ૬૦–एक धनपतिनुं निखालस निवेदन*

પાપથી ધન કમાઇને દાન કરવું એ પણ આજે અસંગત નથી. આજે કોઇકજ એવો હશે કે જે કેવળ ધર્મથી ધન પેદા કરતો હોય. ધર્મથી હજાર રૂપિયા કમાયલો પાંચ રૂપિયા દાન આપે તેના કરતાં અધર્મથી લાખો રૂપિયા કમાયલો ગમે તેટલું દાન આપે તે ઘણું ઓછું છે. ધન આવવાથી મનુષ્ય કેટલો નીચે પડે છે એનો તો મને જાતઅનુભવ છે. તમે મને દાનવીર કહ્યો પણ તમે સાથે એમ કેમ ન કહ્યું કે, "પાપથી કમાઇને દાન કરનાર દાનવીર!" તમે મને આશીર્વાદ આપ્યો પણ એવા આશીર્વાદ આપો કે, ધન પેદા કરવામાં પાપને દૂર કરી ધર્મથી ધન પેદા કરવાની વૃત્તિ થાય.

સિમેન્ટના ઉદ્યોગથી હિંદના કરોડો રૂપિયા બચ્યા હોય તો તેનું કારણ પણ હું નથી. ઉદ્યોગો તો મેં લાભને માટે કર્યા હતા. આટલું બધું કરી શકું એવો હું કોણ છું? બાર વર્ષનો હતો ત્યારથી સટ્ટામાં પડ્યો ને ભગવાનની કૃપાથી પૈસા વધ્યા. હું સટ્ટાનો મોટો દાક્તર છું. કારણ કે મારાં છવ્વીસ વર્ષ તો તેમાં ગયાં છે. એટલે હું તો એમ કહું છું કે, જો કોઇને મૃત્યુદંડથી પણ વધારે દંડ કરવો હોય તો સટ્ટાનો છંદ લગાડો. હું પ્રાર્થના કરું છું કે તમે તે બંધ કરો. મજૂરીથી કમાયલા પૈસામાંજ ખરી શાંતિ મળવાની છે. મજૂરીના પૈસાની જે કિંમત છે તે સટ્ટાના પૈસાની નથી. હિંદના લાભ તથા હિંદની સુંદરતા માટે તે પ્રવૃત્તિ બંધ થવી જોઇએ.

અત્યારે મજૂરો માટે જીવનનિર્વાહના ધોરણની વાત થાય છે તે સારી છે; પરંતુ હું માનું છું કે, હિંદ માટે જીવનનિર્વાહ સસ્તો બનાવવાની જરૂર છે. તમે મને જે માન આપો છો તે માટે હું આભાર માનું છું; પણ હું જાણું છું કે તમે મારી પાસે ધન છે

---

* ભારતના મશહૂર ઉદ્યોગપતિ શેઠ શ્રી. રામકૃષ્ણ દાલમિયાએ અમદાવાદ ખાતે આપેલા ભાષણમાંથી.

તેથી માન આપો છો. હું ધન વગરનો હોત તો મને માન ન મળત.

મારા જીવનમાં મેં તો કેટલાંએ પાપ કર્યાં છે અને અનુભવે મેં જોયું છે, કે જેની પાસે પૈસો છે, તેમની વૃત્તિ બીજા જેટલી પવિત્ર નથી. જ્યારે મારી પાસે પૈસા નહોતા ત્યારે ગરીબને જોઇ આંખમાં આંસુ આવતાં. પણ આજે કેટલીક વાર કોઈ આવે તો તે હેરાન કરવા આવ્યો છે એવું પણ લાગે અથવા તો કહેવું પડે કે ફુરસદ નથી. પૈસા ન હતા ત્યારે જેટલી વૃત્તિ ધર્મની હતી તેટલી આજે નથી. આજે તમે માન આપો છો તે પણ પૈસા છે એટલેજ આપો છો ને ? ધન એ તો ઝેર મેળવેલા લાડુ જેવું છે, કે જે ખાય તેને પશ્ચાત્તાપ થાય અને ન ખાય તેને પણ પશ્ચાત્તાપ થાય. આજે ધન હોવાથી હું પણ એક પ્રકારે જેલમાંજ પડેલો છું.

( 'ચરોતર' માસિકના એક અંકમાંથી )

---

## ૬૧–आर्य लोकोनो दानधर्म

આર્ય લોકોનો દાનધર્મ કેવો હતો તેની સંપૂર્ણ માહિતી આપણને શ્રુતિ, સ્મૃતિ, પુરાણો વગેરેમાંથી વાંચવા મળે છે અને તે વખતના દાનધર્મની ચાલુ વખતના દાનધર્મ સાથે તુલના કરતાં એમ કહેવું પડે છે કે, " નાક ગયું અને ખુરાખે રહ્યા. " આર્ય લોકોએ દાનધર્મની રૂપરેખા એવી આપેલી હતી કે, તેથી પોતાની આત્મોન્નતિ કરી તેની સાથે સમાજની પણ આત્મોન્નતિ થાય.

**દાનનું મહત્ત્વ:**—મોક્ષ મેળવવા માટે જેમ તપ, જ્ઞાન, વગેરે સાધનો છે, તેમજ દાન એ પણ એક સાધન છે અને એની યોગ્યતા ઉપર લખેલાં ત્રણ સાધનો જેટલીજ છે; એટલુંજ નહિ પરંતુ આ કલિયુગમાં દાન જેવો બીજો ગુણ નથી.

**तपः परं कलयुगे त्रेतायां ज्ञानमुच्यते ।**
**द्वापरे यज्ञमेवादुयनिमेक केलो युगे ॥ मनु १–८६**

ઉપરના શ્લોકમાં દાનની મહત્તાનું વર્ણન કરતાં મનુ કહે છે કે,

કૃતયુગમાં તપ, ત્રેતાયુગમાં જ્ઞાન, દ્વાપરયુગમાં યજ્ઞ અને કલિયુગમાં દાન એજ પ્રધાન ગુણ છે. ઋગ્વેદમાં એમ લખ્યું છે કે, " જે મનુષ્ય દાનધર્મ કરે છે તેનેજ સ્વર્ગનું અતિ ઉચ્ચ સ્થાન મળે છે."

**अत्रोर्थे शतपथश्रुति। तदेतत त्रयं शिक्षेत**
**दय दान दयांमिति ॥**

હેમાદ્રિ દાનખંડ પાન ૬ માં લખ્યું છે કે, શતપથ બ્રાહ્મણોં પાસેથી આત્મસંયમ, દાન અને દયા આ ત્રણ ગુણોનો અભ્યાસ કરવો. વ્યાસ ઋષિના મત પ્રમાણે " જેનો ઉપભોગ લઇ સત્પાત્રિ દાન કરે છે એજ મનુષ્યપ્રાણીની ખરી સંપત્તિ." ગૌતમ ઋષિએ આપણી સ્મૃતિમાં લખ્યું છે કે, પાપોનો નાશ કરવાનું સાધન દાન એ એકજ છે, એવી દાનની મહત્તાનું વર્ણન કરેલું છે. શૂદ્રોને તપ, યજ્ઞ વગેરે કરવાનો અધિકાર ન હોવાથી એમને શુદ્ધ થવાનો એક પણ માર્ગ નથી એવી શંકા આવવાનો સંભવ છે, પરંતુ શૂદ્રની પણ શુદ્ધિ દાન કરવાથી થાય છે એમ પરાશર મુનિનો જવાબ છે.

**दानेनव गृहस्थानाम–यम**

ચાર આશ્રમમાં ગૃહસ્થાશ્રમ એજ શ્રેષ્ઠ આશ્રમ છે અને એ આશ્રમનો સર્વમાં શ્રેષ્ઠ ધર્મ દાન એજ છે.

ઇષ્ટાપૂર્ત–પુણ્ય સંપાદન કરવાના શ્રુતિ, સ્મૃતિ આદિ ગ્રંથમાં જે સાધનો કહ્યાં છે, એના આપણે બે ભાગ કરી શકીએ. એક ઇષ્ટ અને બીજો પૂર્ત. ઇષ્ટ એટલે યજ્ઞ અને પૂર્ત એટલે દાન. એ બેમાંનો ઇષ્ટ જે પહેલો ભાગ છે એના સાતસો આઠ વિભાગ છે, પણ એ જોવાનું આપણે કારણ નથી; એટલું માત્ર ધ્યાનમાં રાખવાનું છે કે, " આતોથ્ય " એ પણ એક ઇષ્ટનો ભાગ સમજવામાં આવતો હતો. શતપથ બ્રાહ્મણોમાં સોમયજ્ઞનું વર્ણન કરતી વખતે આતિથ્યયજ્ઞનું પણ વર્ણન કરેલું છે. અતિથિ માત્ર સત્પાત્ર ( સારુંપાત્ર ) હોવો જોઇએ. એ ચોર, લુચ્ચો, ખોટું બોલનારો તેમજ એક ગામમાં એકથી વધુ દિવસ સુધી રહેવાવાળો ન હોવો જોઇએ. ( **नविधने तिथी थस्यस** ) વગેરે વાતો યજમાને ધ્યાનમાં રાખી અતિથિનો

સત્કાર કરવો, એ તત્ત્વ ખાસ કરીને ચાલુ જમાનાના અંધ ધાર્મિકોએ ધ્યાનમાં રાખવું જોઇએ. બીજો ભાગ જે પૂર્ત એની મહત્તા ઇષ્ટ કરતાં પણુ વધુ છે, **इष्टेन लभेत स्वर्गं पुर्ते मोक्ष समनते** પૂર્તના પણ ઘણા વિભાગ છે પણ મહત્ત્વના ભાગ નીચે મુજબ છેઃ– (૧) સાર્વજનિક મંદિરો બાંધવાં, (૨) કુવાઓ, તળાવો, ધર્મશાળાઓ, (૩) નાના પ્રકારનાં વૃક્ષો અને બગીચાઓ બનાવવા, (૪) અન્નદાન, (૫) માંદા માણસોની સેવા કરવી, (૬) વિદ્યાવૃદ્ધિ માટે મદદ કરવી. આ બધા પ્રકારમાં સમાજ–જાતિ ઓતપ્રોત ભરેલી છે એમ આપણા જોવામાં આવશે. અઢાર પુરાણોનું મંથન કરી એમાંથી જો કાંઈ સાર નીકળતો હોય તો એજ છે કે, **परोपकार पुन्यायर पापाय परपीडनम्** હરકોઈ પર ઉપકાર કરવો અને બીજાને ત્રાસ આપવો એજ પાપ. બીજા પર ઉપકાર કરવો એજ પુણ્યનું મુખ્ય પ્રધાન લક્ષણ છે. મંદિરો–વેદમાં મુખ્ય ત્રણ દેવતાઓનું વર્ણન કરેલું છે. (૧) અગ્નિ (૨) વાયુ (જેને ઇન્દ્ર કહેવામાં આવે છે) (૩) સૂર્ય–આ ત્રણ દેવતાઓ સિવાય આગળ વધતા વેદકાલીન વખતે તેત્રીસ દેવતાઓ હતા એવું કહેવાને હરકત નથી, તેમજ વેદકાલ વખતે મંદિરો હતાં કે ન હતાં એ પણ એક વાદનો વિષય છે; પરંતુ વેદકાલ વખતે મંદિરો હતાં અને મૂર્તિપૂજા પણ થતી હતી એ નીચે લખેલા સામવેદના ઉતારા પરથી આપણને સમજાશે.

ઘરનાં મંદિરો કરતાં સાર્વજનિક મંદિરોથી સમાજ પર સારા સંસ્કાર થાય છે. ઘરનાં મંદિરોથી આત્મોન્નતિ થાય છે, પરંતુ સાર્વજનિક મંદિરોથી આત્મોન્નતિ તેમજ સમાજોન્નતિ બન્ને થઇ શકે છે. એ ધ્યાનમાં લઈ પ્રાચીન ઋષિઓએ સાર્વજનિક મંદિરોને ઘણું મહત્ત્વ આપેલું છે. સાર્વજનિક મંદિરો બાંધવાથી મનુષ્યપ્રાણીને ઉત્તમ ગતિ મળે છે અને એનાં બધાં પાપોનો નાશ થાય છે; એટલુંજ નહિ પરંતુ મંદિર બાંધવાનો જે લોકો નિત્ય વિચાર કરે છે, તેમનાં પૂર્વજન્મનાં પાપનો પણ નાશ થાય છે. (**शिवपुराण**) રમતાં રમતાં બાલપણમાં વાસુદેવનું નાનું મંદિર માટીનું બાંધીએ તોપણ વિષ્ણુલોક મળે છે. (**विष्णुपुराण**) મંદિરો બાંધવાનું તો રહ્યું પણ જે

દિવસે મંદિર બાંધવાની આપણા મનમાં કલ્પના આવશે, તેજ દિવસે આપણાં બધાં શારીરિક પાપો નષ્ટ થશે. ( **नरसिंहपुराण** ) આ પુરાણનો અતિશયોક્તિનો ભાગ આગળના પ્રાચીન ઋષિઓની મંદિરોની મહત્તા કેટલી હતી એ દેખાશેઃ—મંદિરમાં મૂર્તિની સ્થાપના, સ્થાન કેવું હોવું જોઇએ. જમીનનો રંગ, સુગંધ, આકાર, મંદિરોનો રંગ વગેરે કેવા પ્રકારનાં હોવાં જોઇએ એ સર્વ સાધારણ નિયમો જોતાં એ ઘણાજ ઉદ્બોધક છે.

**॥ ततस्य भवति शुमदा यस्य च यस्मिन्मनो रमते ॥**
**( बृहत्संहिता )**

જે ઠેકાણે જેનું મન રમમાણ થાય છે, એજ એનું શુભ સ્થાન છે. માટી, દગડ, સોનું, ચાંદી, પિત્તળ, તાંબું વગેરે ધાતુમાંથી મૂર્તિઓ બનાવવાની રીત ગ્રંથોમાંથી આપણને જોવા મળે છે. તેમજ આર્યની એક વાત એવી છે કે, પારામાંથી મૂર્તિઓ બનાવવી. પારો એ પાણી જેવો પાતળો પદાર્થ હોવા છતાં એની મૂર્તિઓ કેવી રીતે બની શકશે એવી શંકા સ્વાભાવિક ઉદ્ભવે એમ છે. પરંતુ એ પારામાં વનસ્પતિઓના રસનું મંત્ર વડે મિશ્રણ કરવાથી પારો ઘટ થાય છે, એ બાબતની સંપૂર્ણ માહિતી માતૃકાભેદ તંત્રમાં આપેલી છે; વેદકાલીન વખતે મંદિરોમાં ઘણાજ વિદ્વાન, ધાર્મિક, પૂજ્ય અને સદ્ગુણી પૂજારીઓની નિમણુક કરવામાં આવતી હતી અને એ માટે પ્રાચીન ઋષિઓએ પૂજારી વર્ગ પર ઘણા કડક નિબંધ લખ્યા હતા, જેથી કરી ધર્મની ખરેખરી જાગ્રતીનું શ્રેય પૂજારી વર્ગનેજ મળતું. ચાલુ પરિસ્થિતિમાં ઉત્તમોત્તમ ક્ષેત્રમાં ધર્મની ભાવના જેવી જાગૃત થવી જોઇએ તેવી નહિ થવાનું કારણ પૂજારીઓની અવનતિ છે. તેમને જોઇએ તેવું વર્તન કરવાનો અધિકાર ન હતો તેમજ તે મંદિરોના માલકારી ન હતા, એવા પ્રાચીન ઋષિઓએ નિયમ કરી રાખ્યા હતા. દાનનો બીજો પ્રકારઃ—સાર્વજનિક તલાવ, કૂવાઓ, જલાશયો વગેરે બાંધવાથી અનેક પ્રકારના યજ્ઞ કર્યાનું ફળ મળે છે એમ આશ્વલાયન ગ્રહપરિશિષ્ટમાં લખેલું છેઃ—સાર્વજનિક તળાવો, કૂવાઓ,

જલાશયો બાંધવાથી દેવ, પિતૃ, મનુષ્યપ્રાણી અને ઈતર પ્રાણીઓ પણ સંતુષ્ટ થાય છે; તેમજ દુકાળમાં ખેતીવાડીને પાણીનો ઘણોજ ઉપયોગ થઇ શકે છે. તેથી તળાવો બાંધવા માટે જે માણસ આપણી જગ્યા મફત આપે તેની પણ યોગ્યતા મોટી છે અને તેમને વરુણ લોકપદ પ્રાપ્ત થાય છે એમ (**देवादि दानखंक** ૭,૫૦૨)માં લખેલું છે.

દાનનો ત્રીજો પ્રકારઃ–બાગબગીચાઓ અને વૃક્ષોની લાડવડ કરવાનો છે. તાપમાં ઉતારુઓને વૃક્ષની છાયા ઘણીજ ઉપયોગી થઇ પડે છે એ કહેતી સમજવા જેવી નથી. રસ્તાની આજુબાજુએ છાયાયુક્ત વૃક્ષો લગાડવાથી મનુષ્યપ્રાણી આપણા પિતૃઓને પાપમાંથી છોડાવે છે એમ સ્કંદ પુરાણમાં લખેલું છે. પ્રાચીન મુનિઓને વૃક્ષ એ પુત્ર સમાનજ લાગતું હતું; એટલુંજ નહિ પણ વૃક્ષ અને પુત્રની તુલના કરતાં વૃક્ષજ શ્રેષ્ઠ છે. “દશ પુત્ર કરતાં પાંચજ વૃક્ષ વધારે સારાં” કારણ વૃક્ષ પાન, ફૂલ, ફળ, તેમજ વૃક્ષનાં લાકડાંઓ રહેવા માટે ઘર બાંધવામાં ઉપયોગી થઇ પડે છે, બાળવા માટે અતિશય ઉપયોગી થઇ પડે છે, તેથી વૃક્ષોનો નાશ કરવો એ એક પ્રકારની હિંસા છે, એમ પ્રાચીન ઋષિમુનિઓને લાગતું હતું. મહાભારતમાં બાગબગીચામાં (૧) અશ્વત્થ (૨) નીંબ (૩) ચંપક (૪) પેસર (૫) નારિયેળ વગેરે લગાડવાં એમ લખેલું છે અને સ્કંદપુરાણમાં (૧) અશ્વત્થ (૨) બીલીપત્ર (૩) વટવૃક્ષ (૪) અશોક (૫) ધાત્રી વગેરેની લાડવડ કરવી એમ લખેલું છે. એકંદરે પ્રાચીનકાળમાં વૃક્ષોની કેટલી મહત્તા હતી એ જણાય છે. દાનનો ચોથો પ્રકાર અન્નદાનનો છે. પ્રાચીનકાળમાં ધાર્મિક લોકો પરકમ્મા કરનાર ઉતારુ લોકો માટે ઠેકાણે ઠેકાણે ધર્મશાળાઓ સાથેજ અન્નક્ષેત્રો પણ રાખતા.

(‘ભાગ્યોદય’ના એક અંકમાંથી)



# ૬૨–तरणा ओथे डुंगर

( લેખકઃ–શ્રી. રણુછોડભાઇ પી. પટેલ )

આત્મવિશ્વાસવાળા મનુષ્યોએજ ઇતિહાસો રચ્યા છે.

યુવક! તું તારા ધ્યેયમાં મક્કમ રહેજે. તારી શક્તિઓમાં શ્રદ્ધા રાખજે. સારુંએ જગત તારા જીવનનકશાઓને હસી નાખે, છતાંએ તું તેને વળગી રહેજે.

હા, એ જીવનનકશાઓને સ્થૂલાકાર આપવામાં તારે મુસીબતોના પારાવારો ઓળંગવા પડશે. પૈસો નહિ હોય, સાધન નહિ હોય; છતાંએ જો તું ચીવટપણે તારા સ્વપ્નને પકડી રાખીશ તો થોડા સમયમાં સંજોગોએ પલટાઇ તારા પ્રગતિપંથને માટે છીંડું કરી આપવું પડશે.

શ્રદ્ધા એ તો વજ્રકુહાડા જેવી છે અને તેની તીક્ષ્ણ ધારો ભલભલા પહાડોનેએ વહેરી નાખે છે.

વ્હાલા ભાઇ!

સુએઝની નહેરનું સ્વપ્ન ફર્ડિનન્ડે જ્યારે યુરોપની પાસે ધર્યું ત્યારે આખા જગતે તેનો ઉપહાસ કર્યો, તેને પાગલ માન્યો; પણ એ ફ્રેંચહૃદય તેથી ન ડગ્યું. ઈશ્વરે તેની કસોટી કરવા તેની સોડમાંથી પુત્ર અને સ્ત્રી ઉપાડી લીધાં. બેંકની તિજોરીમાં તેને ખાતે એક ફ્રાંક સરખોએ નહોતો. ફર્ડિનન્ડ પાસે માત્ર તેનું સુએઝનું સ્વપ્ન અને તેની રાક્ષસી આત્મશ્રદ્ધા એ બેજ રહ્યાં.

ઊડતી રેતીમાં, બળતા સૂર્ય નીચે, યંત્રના આધાર વિના, કેટલેય દૂરથી ઊંટોના કાફલા પાણી લાવે ત્યારે તરસ છિપાવાય એવા ઉજ્જડ રણમાં નહેર ખોદવી એ સંભવીજ શી રીતે શકે? એ આંધળા સાહસમાં તો જેટલી માટી ખોદીએ તેટલું સોનું ખર્ચવું પડે.

ભાગ્યચક્ર બદલાયું અને ઈજિપ્તની ગાદી ઉપર તેનો જીવજાન

દોસ્ત મહમદ સૈયદ આવ્યો. ફર્ડિનન્ડ મહમદને મળ્યો. બન્ને વચ્ચે આશાસ્પદ વાતચીત થઇ. પુનઃ એ ફ્રેંચહૃદય આશાથી ભરાઇ ગયું. તે કૉન્સ્ટેન્ટીનોપલથી પૅરીસ, પૅરીસથી લંડન અને લંડનથી અલેક્ઝાંડ્રિયા. આમ તેના સ્વપ્નનો પ્રચાર કરવા તે શહેરેશહેર ખૂંદી વળ્યો.

સુએઝની નહેર બંધાઇ ગઇ અને તેમાં વહાણોએ ફરતાં થઇ ગયાં. જે લંડને ફર્ડિનન્ડને વગોવ્યો હતો તે લંડને પુનઃ તેને આવકાર્યો અને છાપાંઓએ તેનાં ગીત ગાયાં. ખુદ મહારાણી વિક્ટોરિયાએ તેની ઉપર માન વર્ષાવ્યું!

હે ભાગ્યવંતા ભારતપુત્ર!

તું ગગનચુંબી મહેચ્છાઓમાં કેમ ઊડતો નથી? એક સ્વપ્ન લે અને તેની પાછળ ફકીર બન. ધૈર્ય અને શ્રમથી એ સ્વપ્નની આરાધના કર. તારા સ્વપ્ન સાથે તાલબદ્ધ થઇ જા. પૃથ્વીનું એકેએક પરમાણુ તને મદદ કરશે. કાળા માથાના માનવીને માટે કશુંજ અશક્ય નથી.

ડિઝરાયલી એ એક કંગાલ જ્યૂ છોકરો હતો. તેની કેટલીક લાક્ષણિકતાઓથી આકર્ષાઇ વ્હીગમંત્રી મેલબોર્ને તેને પૂછ્યું કે, "યુવક! તારી શી મહત્ત્વાકાંક્ષા છે?"

ડિઝરાયલીએ જવાબ દીધો: "મારી ઉમેદ ઇંગ્લેંડના વડામંત્રીનું પદ મેળવવાની છે." મેલબોર્ને તેને આવા જંગલી અને પાગલ વિચારો મનમાંથી કાઢી નાખવાની સલાહ આપી.

પણ તેથી આ જુવાન ડિઝરાયલીનું હૃદય જરાએ ન ડોલ્યું. તેને તો મસ્તક ઉપર વિજયછત્ર જોઇતું હતું: એ તેની જીવનફિલસૂફી હતી. તે નાનો હતો ત્યારથીજ ઘડીમાં હોમર તો ઘડીમાં અલેક્ઝાંડર બનવાની ધૂનમાં ને ધૂનમાં તેના ટ્રાઉઝરના ખિસ્સામાં હાથ નાખી, કોઇ સમ્રાટની છટાથી તેના ઘરમાં આમતેમ આંટા મારતો.

ડિઝરાયલીને ઇંગ્લેંડના મહાઅમાત્ય બનવું હતું. એનું એ સ્વપ્ન એટલું પ્રબલ બન્યું કે, પીલ અને ગ્લેડસ્ટન જેવા પર્વતો ઊંચકાઇ

ગયા અને એક સવાર એવું ઊગ્યું કે, જ્યારે તે ઇંગ્લેંડનો 'પ્રાઇમ મિનિસ્ટર' બન્યો. ઉદ્યમ, હિંમત અને ધીરજનો આ વિજય હતો !

વહાલા સહોદર !

આપણે ઇશ્વરની સર્વોચ્ચ કૃતિ છીએ. આ વિશ્વના મુકુટરૂપ છીએ. આપણે આપણા દરજ્જાને શોભે તેવું જીવી બતાવવું જોઇએ.

કદીએ કંગાલિયતની વાતો નહિ કરીએ. પરાભવના વિચાર નહિ સેવીએ. જીવન એ તો યુદ્ધ છે. દુઃખોના પહાડો આપણી ઉપર તૂટી પડવાના; પણ તેથી શું ? ગભરાવાની, હિંમત હારી જવાની જરૂર નથી. નિયાગરાના ધોધની જેમ આપણે આપણી મુશ્કેલીઓ પ્રતિ ધસવું જોઇએ. બાકી દુઃખવિહોણા જીવનની હું તો કલ્પનાજ નથી કરી શકતો. આપત્તિઓ સિવાય તો કદાચ તને જીવવુંજ નહિ ગમે. સુખનો સ્વાદ સદાએ મીઠો નથી લાગતો. જીવનની સર્વદેશીય ખીલવણીને વાસ્તે તડકાછાંયાની અનિવાર્ય આવશ્યકતા છે.

જો, પૃથ્વીનું હૃદય અનંત જીવનથી ધબકે છે. વિકાસને માટે સરિતાઓ ધપે છે. પ્રગતિને વાસ્તે પંખીઓ ઊડે છે. ધરતીના રોડામાં ગબડતું એક નાનું બીજ, તેજ અને જલ ભેગું થઇ વૃક્ષમાં ફેરવાવા યત્ન કરે છે. કળીઓનાં દલ પુષ્પોમાં ઊઘડે છે. સૂર્ય દરરોજ નવજીવનની કથા કહેતો પૂર્વમાં પ્રકટે છે. જ્યારે સારુંએ વિશ્વ, નવચેતનના તરંગો જેવું, ઉત્થાન અને પ્રસ્થાનની સીડી ઉપર ચડે છે, ત્યારે આપણે નિર્જીવ રહીશું એ કેમ પાલવશે ?

આપણે જીવનની વસંતઋતુમાં છીએ. જુવાનીમાં વિરાટ સિદ્ધિઓના આરંભો અંકુરિત થાય છે. સ્વપ્નો મનના મહેલ છોડી કર્તવ્યક્ષેત્રમાં આવવા મથે છે. આપણે આપણી અમાપ શક્તિઓનો સ્પર્શ અનુભવીએ છીએ. દેદીપ્યમાન ઊર્મિઓ અને મંતવ્યોમાં રાચતા આપણે જીવનવમળોમાં ભૂસકો મારીએ છીએ. દિલગીરી તો દંતકથા છે, મૃત્યુ એ જુઠાણું છે, વૃદ્ધાવસ્થા કદી આવતીજ નથી.

સ્થિરતા એ જડતા છે અને કુદરત તેને સહી શકે એમ નથી.

નવજન્મ, નવવિકાસ અને મેદાનમાં ઊગતું એકેએક ઘાસનું લીલું તણખલું આપણને શ્રમ કરવા ઉશ્કેરે છે. જીવનને રૂંધતા આશંકાઓના પડદાઓને ઊંચા વાળી દો અને ચોખ્ખા પ્રાણપ્રેરક 'ઓક્સિજન'ને પ્રવેશવા દો.

વીર કુમાર !

નૂતન સ્વર્ગ અને નૂતન વિશ્વ તારી વાટ જુએ છે. તારી આસપાસ અદૃશ્ય ફિરસ્તાઓ તેમના પાવડા અને કોદાળા સાથે તને મદદ કરવાને ખડા છે. તેઓની સાથે તારું ઐક્ય અનુભવ અને પછી સુએઝ અને મહાઅમાત્ય પદનાં સ્વપ્ન સેવીશ તો કોઈ તેને અજુગતું નહિ લેખે. જરથોસ્ત અને સ્વિડનબર્ગે એ દેવદૂતોની સાથે પરિચય સાધ્યો હતો.

મેઘકમાનોમાં અને સૂર્યાસ્તોમાં, પાંદડાંના ખખડાટમાં અને ચલ્લીઓના ચકચકોમાં, બાલકોના બોલમાં અને મરતા માનવીની આંખોમાં તને અદ્‌ભુતતાનો સાગર ગર્જતો જણાશે. કોયલના કંઠમાંથી ઉલ્લાસની ભવિષ્યવાણી દ્રવે છે. પુષ્પના ચહેરામાંથી સત્યની ગીતા સ્ફુરે છે. રસ્તાના પરિમિત ઢેફામાં સચ્ચિદાનંદની વિદ્યુત કંપે છે.

હજુએ સમય વહી ગયો નથી. સાચા જીવનની શરૂઆત કરવા આ ઘડીજ, આજનો દિવસજ, એક મહાટાંકણું છે. ડેન્ટે ૭૪ મે વર્ષે અને વોલ્ટરે ૮૦ મે વર્ષે મહાન તત્ત્વગ્રંથો લખ્યા હતા અને ટિટિયને ૯૮ મે વર્ષે તેનું શ્રેષ્ઠ ચિત્ર દોર્યું હતું.

વિમાન, કલમ કે હથોડો—જ્યાં હાક પડે ત્યાં દોડી જા અને ત્યાં ઈશ્વરના સપુત તરીકે તારો હક્ક સાબિત કરી બતાવ. મહાનતાના માર્ગોમાં કાંટા હોય છે, માત્ર મૃત્યુનોજ માર્ગ મલમલે મઢ્યો છે.

('યુવક' માસિકના માર્ચ '૩૮ના અંકમાંથી)



# ६३–पागलखाने की सैर

(લેખકઃ–તરંગિત હૃદય)

બરેલી હરિદ્વાર સે બહુત દૂર નહીં હૈ. વહાઁ કે પાગલખાને કી સૈર એક બાર મૈંને ભી કી હૈ. ઇસકા કોઇ યહ મતલબ ન સમઝે કિ મૈં ભી કભી પાગલ હોકર વહાઁ ગયા થા. મૈં તો સહી દિમાગ કે સાથ પાગલખાને કો દેખને, વહાઁ કી સૈર હી કરને ગયા થા. એક મેરે પરિચિત ભાઇ જેલ મેં પાગલ હો ગયે થે, અતઃ વે યહાઁ કે માનસિક અસ્પતાલ–યહ પાગલખાને કા સુન્દર નામ હૈ–મેં રખે ગયે થે, મુખ્યતઃ ઉન્હેં મિલને મૈં વહાઁ ગયા થા.

વહાઁ મૈંને બહુત અજીબ–અજીબ દશાયેં દેખીં. કોઇ પાગલ રો રહા થા, કોઇ કપડે ફાડ રહા થા, કોઇ જોર સે ઊટપટાઁગ ચિલ્લા રહા થા, કોઇ શ્લોક ગા રહા થા, તો કોઇ અઁગરેજી બક રહા થા. એક પાગલ અકડ કર કહતા થા, '**मैं जार्ज पञ्चम हूं, देखते नहीं मैं जार्ज पञ्चम हूँ.**' એક કહતા થા, "બિજલી, બિજલી, બિજલી, ઊપર નીચે બિજલી, અરે બિજલી." એક હમેં દેખકર સ્વયમેવ કહને લગા, "તુમ મુઝે પાગલ કહતે હો. મૈં પાગલ નહીં હૂં, તુમ પાગલ હો." એક હમસે પૂછતા થા. "કૈસે સુન્દર બાજે બજ રહે હૈં ? બોલો, બોલતે ક્યોં નહીં ? કુરં કુરં કુરં." હમારા વહ પરિચિત ભાઇ ભી આઁખેં ઊપર ચઢાયે નશે–સે મેં ખડા થા, સામને એક દૂસરા પાગલ વિકટ–હાસ્ય હંસ રહા થા.

પાગલોં કી ઇસ અદ્ભુત દુનિયા કો દેખકર મેરા દિમાગ ભી ચકરાને–સા લગા થા. ઇતને મેં પાગલખાને કે બન્દ હોને કા સમય હો ગયા ઔર મૈં બાહર નિકલ આયા.

પરન્તુ જબ સે મૈં ઉસ પાગલખાને સે બાહર નિકલા હૂં, તબ સે મુઝે યહ સારી દુનિયા હી એક બડા પાગલખાના દીખને લગી હૈ. મૈં અનુભવ કરતા હૂં કિ મૈં કેવલ પાગલખાને કી એક નન્હી

નવજન્મ, નવવિકાસ અને મેદાનમાં ઊગતું એકેએક ઘાસનું લીલું તણખલું આપણને શ્રમ કરવા ઉશ્કેરે છે. જીવનને રૂંધતા આશંકાઓના પડદાઓને ઊંચા વાળી દો અને ચોખ્ખા પ્રાણપ્રેરક 'ઑક્સિજન'ને પ્રવેશવા દો.

વીર કુમાર !

નૂતન સ્વર્ગ અને નૂતન વિશ્વ તારી વાટ જુએ છે. તારી આસપાસ અદૃશ્ય ફિરસ્તાઓ તેમના પાવડા અને કોદાળા સાથે તને મદદ કરવાને ખડા છે. તેઓની સાથે તારું ઐક્ય અનુભવ અને પછી સુએઝ અને મહાઅમાત્ય પદનાં સ્વપ્ન સેવીશ તો કોઈ તેને અજુગતું નહિ લેખે. જરથોસ્ત અને સ્વિડનબર્ગે એ દેવદૂતોની સાથે પરિચય સાધ્યો હતો.

મેઘકમાનોમાં અને સૂર્યાસ્તોમાં, પાંદડાંના ખખડાટમાં અને ચલ્લીઓના ચકચકોમાં, બાલકોના બોલમાં અને મરતા માનવીની આંખોમાં તને અદ્દભુતતાનો સાગર ગર્જતો જણાશે. કોયલના કંઠમાંથી ઉલ્લાસની ભવિષ્યવાણી દ્રવે છે. પુષ્પના ચહેરામાંથી સત્યની ગીતા સ્ફુરે છે. રસ્તાના પરિમિત ઢેફામાં સચ્ચિદાનંદની વિદ્યુત કંપે છે.

હજુએ સમય વહી ગયો નથી. સાચા જીવનની શરૂઆત કરવા આ ઘડીજ, આજનો દિવસજ, એક મહાટાંકણું છે. કેન્ટે ૭૪ મે વર્ષે અને વોલ્ટરે ૮૦ મે વર્ષે મહાન તત્ત્વગ્રંથો લખ્યા હતા અને ટિટિયને ૯૮ મે વર્ષે તેનું શ્રેષ્ઠ ચિત્ર દોર્યું હતું.

વિમાન, કલમ કે હથોડો—જ્યાં હાક પડે ત્યાં દોડી જા અને ત્યાં ઈશ્વરના સપુત તરીકે તારો હક્ક સાબિત કરી બતાવ. મહાનતાના માર્ગોમાં કાંટા હોય છે, માત્ર મૃત્યુનોજ માર્ગ મલમલે મઢ્યો છે.

('યુવક' માસિકના માર્ચ '૩૮ના અંકમાંથી)



# ६३–पागलखाने की सैर

(લેખક:–તરંગિત હૃદય)

બરેલી હરિદ્વાર સે બહુત દૂર નહીં હૈ. વહાઁ કે પાગલખાને કી સૈર એક બાર મૈંને ભી કી હૈ. ઇસકા કોઇ યહ મતલબ ન સમઝે કિ મૈં ભી કભી પાગલ હોકર વહાઁ ગયા થા. મૈં તો સહી દિમાગ કે સાથ પાગલખાને કો દેખને, વહાઁ કી સૈર હી કરને ગયા થા. એક મેરે પરિચિત ભાઇ જેલ મેં પાગલ હો ગયે થે, અતઃ વે યહાઁ કે માનસિક અસ્પતાલ–યહ પાગલખાને કા સુન્દર નામ હૈ–મેં રખે ગયે થે, મુખ્યતઃ ઉન્હેં મિલને મૈં વહાઁ ગયા થા.

વહાઁ મૈંને બહુત અજીબ–અજીબ દશાયેં દેખીં. કોઇ પાગલ રો રહા થા, કોઇ કપડે ફાડ રહા થા, કોઇ જોર સે ઊટપટાઁગ ચિલ્લા રહા થા, કોઇ શ્લોક ગા રહા થા, તો કોઇ અઁગરેજી બક રહા થા. એક પાગલ અકડ કર કહતા થા, '**मैं जार्ज पञ्चम हूं, देखते नहीं मैं जार्ज पञ्चम हूँ.**' એક કહતા થા, "બિજલી, બિજલી, બિજલી, ઊપર નીચે બિજલી, અરે બિજલી." એક હમેં દેખકર સ્વયમેવ કહને લગા, "તુમ મુઝે પાગલ કહતે હો. મૈ પાગલ નહીં હૂં, તુમ પાગલ હો." એક હમસે પૂછતા થા. "કૈસે સુન્દર બાજે બજ રહે હૈં ? બોલો, બોલતે ક્યોં નહીં ? કુર્ં કુર્ં કુર્ં." હમારા વહ પરિચિત ભાઇ ભી આંખેં ઊપર ચઢાયે નશે–સે મેં ખડા થા, સામને એક દૂસરા પાગલ વિકટ–હાસ્ય હંસ રહા થા.

પાગલોં કી ઇસિ અદ્દભુત દુનિયા કો દેખકર મેરા દિમાગ ભી ચકરાને–સા લગા થા. ઇતને મેં પાગલખાને કે બન્દ હોને કા સમય હો ગયા ઔર મૈં બાહર નિકલ આયા.

પરન્તુ જબ સે મૈં ઉસ પાગલખાને સે બાહર નિકલા હૂં, તબ સે મુઝે યહ સારી દુનિયા હી એક બડા પાગલખાના દીખને લગી હૈ. મૈં અનુભવ કરતા હૂં કિ મૈં કેવલ પાગલખાને કી એક નન્હી

કોઠરી સે નિકલ કર ઇસ અસલી અતિ–વિસ્તૃત બડે પાગલખાને મેં આ ગયા હૂં. યહાં મૈં જરા ધ્યાન સે જિસે દેખતા હૂં, વહ મુઝે પાગલ હી દીખતા હૈ. કોઇ કિસી કે પીછે પાગલ હૈ, કોઇ કિસી કે. કોઈ થોડા પાગલ હૈ, કોઇ બહુત. પર સભી અપને અપને અચ્છે યા બુરે કિસી સ્વાર્થ કે પીછે પગલાયે ફિર રહે હૈં. સબકો અપની ખબ્ત સવાર હૈ. હાં, મૈં ભી પાગલ હૂં. યહ સ્વીકાર કરને મેં મુઝે જરા ભી શર્મ નહીં માલૂમ હોતી કિ મૈં ઈસ વિશાલ પાગલખાને મેં પાગલ કી હૈસિયત સે હી આયા હુઆ હૂં. મુઝે અપની ખબ્ત પક્કી હૈ, પર મુઝે યહ નહિ સમઝ મેં આતા કિ જબ હમ સબ–કે–સબ પગલે ઇકટ્ઠે હુએ હૈં, તો હમ લોગ યોં હી એક દૂસરે કો પાગલ ક્યોં કહ રહે હૈં? બડી પતે કી ઔર પક્કી બાત યહ હૈં કિ યદિ પાગલ–શબ્દ બુરે અર્થો મેં બોલા જાય, તો હમમેં સે વે લોગ હી પાગલ હૈં, જો દૂસરોં કો પાગલ સમઝતે હૈં પર અપને કો સયાના. વે ઉસી પ્રકાર કે પાગલ હૈં, જૈસા કિ વહ બરેલી કા પાગલ થા, જો હમેં દેખકર ખામખાં કહને લગા થા, "તુમ મુઝે પાગલ કહતે હો, મૈં પાગલ નહીં, તુમ પાગલ હો."

કિતને આશ્ચર્ય કી બાત હૈ કિ પૈસે કે પીછે પાગલ લોગ ઉ-નકો પાગલ બતાતે હૈં, જિન્હોંને ધર્મ, દેશ કે લિયે અપની સબ સમ્પત્તિ, અપના સર્વસ્વ ત્યાગકર ફકીરી સ્વીકાર કર લી હૈ; પર વે અપને પૈસે કે પાગલપન કો નહીં અનુભવ કરતે?

કીતની હઁસી કી બાત હૈ કિ દિલ–દિમાગ સે અઁગ્રેજ હુએ હુએ ઔર વિદેશી વેશ–ભૂષા સે 'કાર્ટૂન' સે બને હુએ લોગ ઉન પર હઁસતે હૈં, જો કિ સાદે સ્વદેશી ભારતીય ઢંગ સે રહતે હૈં, પર વે અપને બેઢંગે વ ભદ્દેપન કી ઓર નહીં દેખતે.

કિતની શર્મ કી બાત હૈ કિ દીનોં, દુખિયોં, ગરીબોં કો નાના પ્રકારસે ચૂસ ચૂસકર બડે પ્રતિષ્ઠિત વ ધર્માધ્યક્ષ બને હુએ લોગ દૂસરોં કો છોટા, નીચ, મૂર્ખ ઔર પાગલ સમઝતે હૈં, પર વે અપને ઇન પાપપૂર્ણ વ્યવહારોં મેં કુછ ભી નીચતા નહીં અનુભવ કરતે.

ઔર કિતને પાગલપન કી બાત હૈ કિ પ્રકૃતિ–ગ્રસ્ત હુએ લોગ

ઉન્હેં પાગલ સમઝતે હૈં જો "પરમેશ્વર, પરમેશ્વર" પુકારતે હૈં ઔર પરમેશ્વર કે સિવાય અન્ય કુછ સાર વસ્તુ નહીં દેખતે; પર સર્વથા સારહીન વિનાશસ્વભાવા માયા કી મરુ-મરીચિકામેં અપને ભટકને મેં કોઇ મૂર્ખતા વ ભ્રમ નહીં દેખતે.

ઇસી લિયે મેં કહતા હૂં કિ ઇસ દુનિયા કે પાગલખાને મેં બુરે અર્થોં મેં વસ્તુતઃ પાગલ વે હી હૈં, જો દૂસરો કો પાગલ સમઝતે હૈં પર અપને કો સયાના, ઔર અચ્છે પાગલ ઇસ પાગલખાને કે વે હૈં, જો સમઝતે હૈં કિ "હમ સભી થોડે બહુત પાગલ હૈં, ઇસી લિયે ઇસ વિશાલ માનસિક અસ્પતાલ મેં ઇલાજ કે લિયે ભેજે ગયે હૈં, જબ હમ બિલકુલ દુરુસ્ત હો જાયેંગે તો યહાં સે મુક્ત કર દિયે જાયેંગે."

અચ્છા તો આઓ. પાગલો! આઓ, મેરે જબરદસ્ત પાગલ ભાઇયો! આઓ. હમ ભી એક સંગઠન બના કર, એક અખિલ-વિશ્વીય પાગલ-પરિષદ્ કાયમ કરકે, ઇસ પાગલ દુનિયા પર પ્રભુત્વ કરેં. આજકલ સંગઠન કા હી જમાના હૈ. નહીં, મૈં ફિર ભૂલ રહા હૂં. ઇસ દુનિયા પર તો સદા સે હી પાગલોં કા રાજ્ય રહા હૈ ઔર સદા પાગલોં કા હી રાજ્ય રહેગા. જો જબર્દસ્ત ઔર પક્કે પાગલ હોતે હૈં, ઉન્હીં કી ઇસિ દુનિયા મેં ચલતી હૈ. વે અપને પાગલપન મેં મતવાલે હો કર દુનિયા કો જિધર ફેરતે હૈં, દુનિયાઁ ઉધર હી મુંહ ઉઠાકર ચલ પડતી હૈ. યે દુનિયા કે સયાને લોગ-અપને કો સયાના સમઝનેવાલે કચ્ચે લોગ-બેશક ઇન્હેં પાગલ-પાગલ કહતે જાતે હૈ, પર ઇન્હી કે પીછે ઘિસટતે આતે હૈં. ઇન કી બાતોં પર યે પ્રારંભ મેં હંસતે હૈ, ઇન્હેં અસંભવ, બિન-વ્યવહારી બતાતે હૈ. પર પીછે સે જબ યે પાગલરાજ બિના કિસી કી સુને અપની નાક કી સીધ મેં અપની ચાલ સે ચલતે હી જાતે હૈં ઔર જહાં રાસ્તા નહીં હોતા, વહાં ભી રાસ્તા બન જાતા હૈ, સબ અસંભવ સંભવ હો જાતા હૈ, તબ યે સયાને લોગ ભી ઉસે હી વૈદ્ય-માર્ગ યા શાસ્ત્રાનુસારી કહને લગતે હૈં. ઇસ પ્રકાર સદા સે ઇસ દુનિયા મેં પાગલોં કા હી શાસન, પ્રભુત્વ ઔર આધિપત્ય હોતા રહા હૈ.

ઇસી તરહ ઇન પાગલોં કા સંગઠન ભી પ્રાયઃ બનાયા હી

રહતા હૈ. અપને પાગલપન કા જાદૂ યે લોગોં પર ઇસ પ્રકાર ફેરતે હૈં કિ સૈકડોં, હજારોં યા કભી લાખોં લોગ એકદમ પગલા જાતે હૈં, ઔર ઇન્હીં કી તરહ સોચને લગતે હૈં ઇનકી હી બાત બોલને લગતે હૈં, ઔર ઇનકે પીછે ચલ પડતે હૈં. બસ ઇસી તરહ જરાસી દેર મેં બડા ભારી સંગઠન તૈયાર હો જાતા હૈ, સંગઠિત આન્દોલન ખડા હો જાતા હૈ. યે સંગઠન કાયમ કરને કી જરા ભી ફિક્ર નહીં કરતે, પર સંગઠન બન જાતા હૈ. યે ધર્મ, શાસ્ત્ર, વૈધમાર્ગ, લોકસત્તાવાદ આદિ કિન્હીં પુરાને શબ્દોં કે ચક્કર મેં નહીં પડતે. યે શબ્દ આખિર કિસી સમય મેં ઇન્હીં પાગલોં કે હી તો ચલાયે હોતે હૈં–યે તો કેવલ અપને પાગલપન પર ઔર અપને પાગલ બનાને વાલે પર ભરોસા રખતે હૈં, ઔર અકેલે ચલતે હૈં. ફિર જબ સંગઠન કી જરૂરત હોતી હૈ તો લોગ સ્વયં હી ઇનકે ચારોં તરફ ઇકઠ્ઠે હો જાતે હૈં, સંગઠિત હો જાતે હૈં. બોલો પાગલરાજોં કી જય!

આજ–કલ લોગ ગાંધી કે પાગલપન સે પરેશાન હૈં. ઉસે જબ સનક ઉઠતી હૈ તો સારે હિન્દુસ્તાન મેં સત્યાગ્રહ ઔર સવિનય અવજ્ઞા કા શોર ખડા કર દેતા હૈ; એવં લાખોં લોગોં કો જેલ ભિજવાતા હૈ, પિટવાતા હૈ, ઔર મરવાતા હૈ. પર કિસી દિન સુબેરે ઉઠકર બિના કિસી કી સલાહ લિયે, સત્યાગ્રહ સમેટને કા સંદેશ સુના દેતા હૈ. દિનરાત રેલ–મોટર મેં ચઢે ફિરતે, ઉસે એક–દમ પૈદલ ચલને કા ખબ્ત સવાર હો જાતા હૈ. ઉસકે ખાદી કા ખબ્ત, સ્વરાજ્ય કા ખબ્ત, ખાને કા ખબ્ત, ઔર ન–જાને ક્યા–ક્યા ખબ્ત જગત્પ્રસિદ્ધ હૈં. પર ફિર ભી જબ તક વહ જિન્દા હૈ, ઉસ પાગલ-રાજ કા પલ્લા યહ બૂઢા ભારતવર્ષ કભી નહીં છોડ સકતા. દુનિયા મેં ઐસે–ઐસે પાગલ સદા જન્મતે રહે હૈં. પાગલ રાજાધિરાજ શ્રીકૃષ્ણ ને લોગોં કો બડે નાચ–નચાયે. ઉસકી ગીતા અભી તક લોગોં કે સિર ફિરા રહી હૈ ઔર ન–જાને કબ તક ફિરાતી રહેગી. પાગલ પુરુષોત્તમ રામચંદ્ર ને ન કેવલ અપને સમય કે અયોધ્યા-વાસિયોં કો ઔર લાખોં બાનરોં કો અપને પીછે પાગલ કર રખા થા, કિન્તુ આજ ભી ઉનકા ચરિત્ર ઉનકે લાખોં દાસ બના રહા હ.

ઇસ તરહ યુગ–યુગ મેં પાગલરાજ પૈદા હો–હોકર ઇસ પૃથ્વિ કા પાલન કરતે રહે હૈ. બુદ્ધ, શંકર, કબીર, આદિ બહુત સે પાગલ પૈદા હુએ હૈ. ઉનકા નામ મૈં કહાં તક ગિનાઉં ?

અભી હાલ મેં દયાનંદ સ્વામી હુએ હૈં, જીન્હોંને હજારોં-લાખોં પાગલ આર્યસમાજી પૈદા કર દિયે હૈં; યદ્યપિ ઉનકા પાગલપન અબ ઉતરતા–સા જાતા હૈ. જીન પ્રાતઃ પૂજનીય પાગલ–પુંગવ કા પ્રિય શિષ્ય મૈં હૂં, ઉન મહાત્મા મુંશીરામ કા નામ મૈં કૈસે છોડ સકતા હૂં. ઉન્હીં કે પાગલપન કા પરિણામ કાંગડી કા ગુરુકુલ હૈ, યદ્યપિ ગુરુકુલ કે સંચાલક અબ દિનોંદિન સયાને હોતે જાતે હૈં. અભી કા એક પાગલ ચિત્તરંજનદાસ થા, જો કિ એક રાત મેં સબ કુછ ત્યાગ કર કંબલ ઔર ખદ્દર કી ધોતી પહિન કર નિકલ પડા થા. એવં રામકૃષ્ણ, રામતીર્થ, તિલક, લાજપતરાય આદિ બહુત–સે ઇસ દેશ મેં ( તથા રુસો, માર્ક્સ, ટૉલ્સ્ટૉય, લેનિન આદિ બહુત સે વિદેશોં મેં ભી ) અચ્છે–અચ્છે પાગલ હુએ હૈં. ઉન સબકે નામ મૈં યહાં કહાં તક સુનાઉંગા ? યદિ આપ સબ પાગલોં કી પૂરી નામાવલી જાનના ચાહેં, તો હમારે પુસ્તકાલય સે નિરન્તર પ્રકટ હોનેવાલે પાગલ પુરાણ કે પત્રોં કો પલટિયે ઔર યદિ ઉનમેં અપના નામ ભી લિખાના ચાહેં, તો બેશક લિખવાઇયે, પક્કે પાગલ બનકર શહીદી સ્યાહી દ્વારા અપના નામ ભી અવશ્ય અંકિત કરાઇયે.

નામ લિખાને કી બાત ઇસલિએ કહતા હૂં કિ યદ્યપિ અધૂરે ઔર કચ્ચે પાગલોં સે યહ દુનિયા ભરી પડી હૈ, તો ભી પૂરે ઔર પક્કે પાગલોં કી ઇસ દુનિયા મેં બડી કમી હૈ, પર ઇનકી માંગ બહુત અધિક હૈ. ઇસી લિયે અપને પાગલરામ ને તો સ્વામી શ્રદ્ધાનંદ કે પાગલખાને સે સ્નાતક હો જાને કે બાદ એક પાગલખાના હી ખોલ દિયા હૈ. ઇસ પાગલખાને મેં–નહીં, માનસિક અસ્પતાલ મેં–કિસી કા પાગલપન હટાયા નહીં જાતા કિન્તુ ઉસે પાલાપોસા ઔર બઢાયા જાતા હૈ. યહાં ઐસા સોમરસ પિલાયા જાતા હૈ કિ અચ્છે–અચ્છે હોશવાલોં કી સબ દુનિયા કી હોશ હરિણ હો જાતી હૈ. વે ફિર દુનિયાદારી કે કામ કે નહીં રહતે. યહાં આકર દેખો, તો

કોઇ કાતને ધુનને કી ધુન મેં મસ્ત હૈ, કોઇ કેવલ લંગોટી લગાયે ખાદી કે ખપ્ત મેં અખંડ ચરખા ચલા રહા હૈ. કોઇ પ્રાણાયામ ખીંચ રહા હૈ. કોઇ હર સમય મૌકે બે–મૌકે "ગ્રામ–સેવા, ગ્રામ–સેવા" ચિલ્લા રહા હૈ. કોઇ ચલતે-ફિરતે ઔર અન્ય શારીરિક શ્રમ કરતે હર સમય 'રામ' કી રટ લગા રહા હૈ. કોઇ વેદ મંત્ર ચિલ્લા રહા હૈ. કિસી કો 'બિજલી' કી તરહ પ્રેમ (અહિંસા) કા ભૂત સવાર હૈ, ઉસે સબ અવસ્થાઓં મેં સબ અવસરોં મેં સિવાય પ્રેમ કરને કે ઔર કુછ નહીં આતા! કોઈ જિન ઐશ્વર્ય કે સામાનોં કા દુનિયા સંગ્રહ કરતી હૈ, ઉન્હેં અપની ઉન્નતિ મેં બાધક સમઝ ફેંક રહા હૈ, બખેર રહા હૈ. કોઇ સુંદર–સુંદર કીમતી વિદેશી વસ્ત્રોં કો ફૂંક રહા હૈ. કોઇ વૈરાગ્ય કે ઉદ્‌બોધક ભજન ગા–ગા કર માનોં ઇન ગાનોં કે હાથોં સે અપને અંદર કે મમતા–રૂપી પર્દે કે ચીથડે કર રહા હૈ. કોઇ દેશ કી દશા પર ઔર સાથ હી અપની દશા પર આંસૂ બહા રહા હૈ. તો કોઇ ફિર આત્મસ્મૃતિ પાકર ઉત્સાહ–પૂર્ણ હો કર વિકટ હાસ્ય હંસ રહા હૈ. આઓ ભાઇયો! ઇસ અદ્‌ભુત શિક્ષણાલય મેં તુમ ભી પ્રવિષ્ટ હો જાઓ. સબ કો ખુલા નિમંત્રણ હૈ.

"પાગલ જો બનના ચાહો, હમસે તુમ આન સીખો"

ઇસમેં પ્રવેશ પાને કે લિયે નિષ્કામ અર્થાત નિરર્થક–બિલકુલ નિરર્થક–પર સેવા કરને કા નિશ્ચય દિખલાના હોતા હૈ ઔર 'પાગ-લાલંકાર' કી પદવી પ્રાપ્ત કરને કે લિયે દીક્ષાન્ત કે સમય દિમાગી દાસતા કો સદા કે લિયે દક્ષિણા મેં દે દેના પડતા હૈ.

બસ, અબ પ્રવેશાર્થ પ્રાર્થના–પત્ર બહુત જલ્દી આને ચાહિએ, સમય બડી તેજી સે ગુજર રહા હૈ. ઐ નૌજવાનો! તુમ ઇસ ઉમર મેં પાગલપન મેં દીક્ષિત ન હુઓગે, તો કબ હુઓગે. સમય બડી તેજી સે ગુજર રહા હૈ. યે દેખો, ભારત–માતા આર્ત્તસ્વર સે અપની રક્ષા કે લિયે કબ સે પાગલોં કો પુકાર રહી હૈ. યે દેખો, દુઃખિત હુઆ સંસાર સિર–ફિરોં કા હી ચિરકાલ સે ઇન્તેજાર કર રહા હૈ.

હે પ્રભો! સચ્ચે પાગલ બનાનેવાલે તુમ્હીં હો. તુમ સે જો પાગલ બનતા હૈ, વહી પક્કા ઔર પૂરા પાગલ હોતા હૈ. તુમ્હારે પ્રેમ મેં પાગલ

હુએ હી ઈસ સંસાર કા સંચાલન કરતે હૈં. તુમ્હારે સોમરસ કો પીકર મસ્ત હુએ હી ગાતે હૈં કિ "બોલો ઇસ પૃથ્વી કો ઉઠાકર મૈં ઇધર રખ દૂં યા ઉધર, મૈંને બહુત સોમ પિયા હૈ.*" તુમ્હારે પીછે પાગલ હુએ હી અકડ કર કહતે હૈં "મૈં રામ બાદશાહ હૂં" "ચારોં તરફ મૈં જો કુછ દેખતા હૂં ઇસકા સ્વામી મૈં હી હૂં" "**अहं ब्रह्मास्मि**" "**अहं वृक्षस्य रेरिवा**" તુમસે પાગલપન પ્રાપ્ત કરને વાલે હી પૂછતે હૈં, "દેખો કૈસા સ્વર્ગીય ગાન હો રહા હૈ, હો રહા હૈ ન?" વે હી સમઝતે હૈં કિ 'મૈં સૂર્ય કી કિરણોં પર ચલ સકતા હૂં, 'મૈં યહીં બૈઠા અંગુલી કે અગ્રભાગ સે ચન્દ્રમા કો છૂ સકતા હૂં.'

ઔર મૈં યહ ભી જાનતા હૂં કિ જિસે તુમ પાગલ બનાતે હો, વહી પાગલ બનતા હૈ. હર કોઇ નહીં બનતા. ઇધર મૈં ભી તુમ્હારા હી પાગલ બનના ચાહતા હૂં. કિસી ઔર કા નહીં. તો ફિર મુઝે અપના પાગલ બનાને મેં તુમ્હેં કયા હિચક હૈ? મૈં કિસી કે પાગલપન કી નકલ મેં પાગલ નહીં બનના ચાહતા. મૈં કોઈ બનાવટી પાગલપન ભી અપને મેં નહીં લાના ચાહતા. વહ પાગલપન નહીં હૈ, વહ તો પૂરા ઔર પક્કા સયાનાપન હૈ. મૈં તો સચમુચ પાગલ હોના ચાહતા હૂં, હે પાગલોં કે પ્યારે! મૈં સચમુચ હી પાગલ બનના ચાહતા હૂં. યદિ તુમ નહીં બનાઓગે, તો મૈં યૂંહી બૈઠા રહૂંગા. અનન્ત કાલ તક પ્રતીક્ષા કરતા રહૂંગા, તપસ્યા કરતા રહૂંગા, પર મૈં પાગલ તુમ્હારા હી બનૂંગા, તુમ્હારે હી બનાયે બનૂંગા. કિસી ઔર કા પાગલ કભી નહીં બનૂંગા, ક્ષણ-ભર કે લિયે ભી નહીં બનૂંગા. જબ બનૂંગા તો તુમ્હારા હી પાગલ બનૂંગા, તુમ્હારા હી પ્યારા પાગલ બનૂંગા.

ઇસ લિએ હે પાગલ બનાનેવાલે! તુમને મુઝે ભી કભી અપના પાગલપન પ્રદાન કર દેના. પર મૈં છોટા-મોટા પાગલ નહીં બનના ચાહતા. યદિ મૈં થોડા બહુત ભી પાગલ ન હોતા, તો તુમ્હારી

---

* **हन्ताहं पृथिवीमिमां निदधानीह वेह वा। कुवित्सोमस्यापामिति ॥ ऋग्वेद-१०-११९-९.**

પ્રાર્થના કરને હી ક્યોં બૈઠતા? મુઝે તો તુમ પાગલરાજ બનાના, પાગલાચાર્ય બનાના. હાં, ઐસા જબરદસ્ત પાગલ બનાના કિ મેરે સંપર્ક મેં આનેવાલા કોઈ અછૂત ન રહ સકે, ઐસા બનાના કિ મેરે પ્રભાવ મેં આયે સૈકડોં-હજારોં બલ્કિ લાખોં લોગ પગલે હો-હો કર નાચને લગેં. મજા તો ઇસી મેં હૈ. અહા, મજા તો ઇસી મેં હૈ. આગે તુમ્હારી મર્જી, હે પાગલોં કે પરમ પ્યારે, તુમ્હારી મર્જી, કુર્ર, કુર્ર, કુર્ર........!

( સપ્ટેમ્બર '૩૪ ના 'અલંકાર' માસિકના અંકમાંથી )

# ६४–भारत में बाल–शिक्षण का सच्चा मार्ग

( લેખકઃ–શ્રી. દુર્ગેશચન્દ્રજી, ગાંધી–સેવાશ્રમ )

## (૧) શિક્ષા મેં યુક્તિ કી આવશ્યકતા

બચ્ચોં કો આઝાદ બનાના હી ભારત કો સ્વાધીન કરના હૈ. આજ-કલ બચ્ચોં કે દિલોં મેં દાસતા કા જહરીલા બીજ બોયા જા રહા હૈ. ઉસે ફૌરન હી રોક દેના ચાહિયે. રોટી કમાને કો હી જીવન કા ઉદ્દેશ્ય સમજના ગુલામી કા બીજ હૈ.

બચ્ચે કો હોશ આતે હી ઉસકે માતા-પિતા જલ્દી-સે-જલ્દી રોટી કમાને કી ફિક્ર પૈદા કરને કે લિયે બેચૈન હો જાતે હૈં. ઇસી ખ્યાલ સે ઉસે લિખના-પઢના સિખાને કી કોશિશ કરતે હૈં. યહ શિક્ષા નહીં હૈ, ધોખા હૈ. ઇસ ધોખે મેં આકર ધની લોગ કાફી રુપયા ખર્ચ કર કે અપને બચ્ચોં કે દિમાગ મેં જબરદસ્તી કિતાબોં કા નિકમ્મા બોઝ લાદ દેતે હૈં ઔર ગરીબ ઠીક ઉનકી નકલ કરને કી કોશિશ મેં બરબાદ હો જાતે હૈં. બચપન મેં વિચારશીલતા ઔર ઊંચી ભાવના પૈદા કરના હી શિક્ષા કા લક્ષ્ય હૈ. હિન્દુસ્તાન કી વર્તમાન ગિરી હાલત મેં બચ્ચોં મેં સચ્ચી શિક્ષા કી અત્યન્ત આવશ્યકતા હૈ.

## (૨) શિક્ષા કા ઉદ્દેશ

મનુષ્યત્વ કા વિકાસ કરના હી શિક્ષા કા ઉદ્દેશ્ય હૈ. રોટી

કમાના શિક્ષા કા કદાપિ લક્ષ્ય નહીં. પ્રાણીમાત્ર શરીર, મન ઔર બુદ્ધિ-ઇન તીન ચીજોં કો લેકર ઉત્પન્ન હોતે હૈં. સંસાર કે સભી પ્રાણી સુખ ચાહતે હૈં. જિસકે મન મેં જૈસે સુખ કી ઇચ્છા હોતી હૈ, વહ અપને શરીર કો અપની બુદ્ધિ કે દ્વારા વૈસે હી કામોં મેં લગાતા હૈ. મન સે હી મનુષ્ય ઔર પશુ કી પહિચાન કી જાતી હૈ. પશુ કે મન મેં કેવલ ભૌતિક સુખ ભોગને કી ઇચ્છા હોતી હૈ. યહ ઇચ્છા મનુષ્ય મેં ભી હૈ. યદિ મનુષ્ય ઇસી ભૌતિક સુખ કો અપના લક્ષ્ય સમજ કર બુદ્ધિ કે દ્વારા ઇસી કો પ્રાપ્ત કરને મેં લગા રહે, તો વહ અપને આપકો એક બુદ્ધિમાન પશુ બના સકતા હૈ, મનુષ્ય નહીં. પશુતા સે બચના હી મનુષ્યતા હૈ. અજ્ઞાન ઔર પશુતા એક હી બાત હૈ. અજ્ઞાન કા ન રહના હી જ્ઞાન હૈ. ઐસે જ્ઞાન કો પ્રાપ્ત કરના હી સચ્ચી શિક્ષા હૈ.

### (૩) શિક્ષા કા સબસે બડા સાધન રુકાવટેં દૂર કરના હૈ

છોટે-બડે, અમીર-ગરીબ સભી કો શિક્ષા પ્રાપ્ત કરને કા અધિકાર હૈ ઔર ઇસે પાના ઉનકા કર્તવ્ય ભી હૈ. શિક્ષા પ્રાપ્ત કરને કી શક્તિ પ્રત્યેક મનુષ્ય મેં હૈ. પરંતુ મનુષ્ય કો ઇસ શક્તિ કા જ્ઞાન તબ તક નહીં હોતા, જબ તક કિ શિક્ષા કે માર્ગ કી સબ રુકાવટોં કો દૂર ન કર દિયા જાવે. આજકલ દેશ કા સારા હી વાતાવરણ અર્થાત્ ઘર-બહાર ચાલ-ચલન, રહન-સહન, સોચ-વિચાર આદિ સભી કુછ સચ્ચી શિક્ષા કે માર્ગ કી રુકાવટેં બની હુઈ હૈં. ઐસી પરિસ્થિતિ મેં આજ હિંદુસ્તાન મેં સચ્ચી શિક્ષા-પદ્ધતિ કો પ્રારંભ કરના એક ગંભીર એવં વિચારણીય સમસ્યા હૈ. ઐસા જો ભી ઢંગ હોગા, વહ અવશ્ય હી વર્તમાન પરિપાટી કે વિરુદ્ધ હોગા, તબ ભી ઉસકો દઢતા કે સાથ જારી કરના દેશહિત ચાહનેવાલે સમાજ કા કર્તવ્ય હૈ.

### (૪) સહજ શિક્ષણ

પ્રકૃતિ જૈસે હવા, પાની ઔર ધૂપ આદિ સબ સાધન નન્હેં પૌદોં કો પાલને કે લિયે જુટા દેતી હૈ, ઔર વે પૌદે ઉસમેં સે અપની શક્તિ ઔર આવશ્યકતા કે અનુસાર અપના ભોજન લેકર પુષ્ટ હોતે જાતે હૈં. ઉન્હેં કોઈ પરિશ્રમ નહીં કરના પડતા. ઠીક ઇસી

પ્રકાર શિક્ષક કા ભી કર્તવ્ય હૈ કિ વહ ભી કોમલ બચ્ચોં રૂપી પૌદોં પર કિસી ભી પ્રકાર કા બોઝા ડાલે બિના, પ્રકૃતિ કી તરહ પર ઉસકા સાથી બન કર ઉસકી શક્તિ ઔર આવશ્યકતા કે અનુસાર ઉસકે જ્ઞાન કા વિકાસ કરતે હુએ ઉસકે મન કો પુષ્ટ કરને કા પ્રયત્ન કરેં. બચ્ચોં કો શિક્ષા દેને કે લિયે ઉનકે સ્વભાવ કે મુખ્ય ભેદોં કો જાન લેના ચાહિયે.

## (૫) બચ્ચોં કે સ્વાભાવિક ગુણ

(૧) કોમલતા, (૨) વિનોદ-પ્રિયતા, (૩) અનુકરણ-પ્રિયતા, (૪) ચંચલતા, (૫) સ્વતંત્રતા તથા (૬) જિજ્ઞાસા—યે બચ્ચોં કે સ્વાભાવિક ગુણ હોતે હૈં.

શિક્ષક કા કર્તવ્ય હૈ કિ બાલકોં કો ઇસ પ્રકાર કી સહાયતા દેતા રહે કિ જિસસે યે છ ગુણ સ્વાભાવિક રીતિ સે પુષ્ટ હોતે જાવેં.

**(૧) કોમલતા**—કોમલતા કી રક્ષા કરને સે આગે ચલકર પ્રેમ, સરલતા ઔર નિરહંકારિતા કી ઉત્પત્તિ હોતી હૈ. બાલકોં કી કોમલતા પર ચોટ પહુંચાને સે અર્થાત્ ડાંટ-ડપટ, માર-પીટ આદિ ઉપાયોં સે બાલકોં કે મન મેં ઊલટી ક્રિયા ઉત્પન્ન હો જાતી હૈ. જિસસે બાલક મેં દ્વેષ, મિથ્યાચાર (ઝૂઠા દિખાવા) અત્યાચાર કરને કી પ્રવૃત્તિ, ભય ઔર પરાધીનતા કી ભાવનાયેં ઉત્પન્ન હોને લગતી હૈં, કિ જો ઇષ્ટ નહીં હૈં. ઇસલિયે બચ્ચોં કે સાથ થોડી-સી ભી કઠોરતા કરની લાભ-પ્રદ નહીં હૈ. જૈસે કુલ્હાડી સે પેડ કા નાશ હો જાતા હૈ, યા જૈસે નન્હા પૌદા નાખૂન સે હી મર જાતા હૈ; ઇસી પ્રકાર બચ્ચોં કી હૃદય કી કોમલ કલી અધખિલી રહ જાતી હૈ, યા મુરઝા જાતી હૈ. બચ્ચોં કો આત્મ-વિશ્વાસી તથા વીર બનાને કે લિયે આવશ્યક હૈ કિ ઉન્હેં કભી ભી ડરાયા યા ધમકાયા ન જાય. કિન્તુ ઉનકે અચ્છે ભાવોં કો હી સદા જગાને કા પ્રયત્ન કિયા જાય.

**(૨) વિનોદપ્રિયતા**—વિનોદપ્રિયતા સે બચ્ચોં કે મન મેં સંતોષ, આનંદ ઔર શાન્તિ કી ઇચ્છા પૈદા હોતી હૈ. ઇસસે સત્ય અસત્ય કા વિચાર કરને કી બુદ્ધિ કા વિકાસ હોતા હૈ. બચ્ચોં કી

વિનોદપ્રિયતા કો રોકને સે ઉનકે હૃદય મેં ઉદાસીનતા બઢતી હૈ. ઉનકે સ્વભાવ મેં ચિડચિડાપન ઔર ક્રોધ આ જાતા હૈ. અર્થાત્ રૂકી હુઈ વિનોદ-પ્રિયતા બચ્ચોં કે મન મેં અનેક દુર્ગુણોં કો ઉત્પન્ન કર દેતી હૈ.

(૩) **અનુકરણપ્રિયતા**—બચ્ચે અપને બડોં કો યા અપને પાસ રહનેવાલોં કો જૈસા વ્યવહાર કરતે હુએ દેખતે હૈં, વેસા હી વ્યવહાર સ્વયં ભી કરના ચાહતે હૈં, અર્થાત્ વે અપની રુચિ કે (પસંદ કે) અનુસાર બનાના ચાહતે હૈં, ઇસી અનુકરણ-પ્રિયતા સે પૂર્ણતા કો પાને કી ઇચ્છા જાગ ઉઠતી હૈ. ઇસી લિયે શિક્ષક ઔર સંરક્ષક કા કર્તવ્ય હૈ કિ વહ અપને બર્તાવ યા બાતચીત સે કભી ભી કમજોરી યા મિથ્યાચાર કા ઉદાહરણ બાલક કે સામને ન રકખે. બાલક કે સામને એક ભી નિરર્થક યા અનુચિત બાત ન કહેં. બાલક કો હંસાને કે લિયે ઝૂઠી-ઝૂઠી કહાનિયાં કભી ન સુનાની ચાહિયેં. બાલકોં કી પુસ્તકોં મેં "સચ કહ" "મત ડર" ઇત્યાદિ શિક્ષાપ્રદ વાકય અધિક હોને ચાહિએં. ઐસે વાકયોં સે સત્ય ઔર નિર્ભયતા કી ભાવના પૈદા હોતી હૈ. યહ અત્યંત આવશ્યક હૈ કિ ઊંચે લક્ષ્યવાલે શિક્ષકોં કે આચરણ કે અચ્છે ઉદાહરણ બચ્ચોં કે સામને રકખે જાય. ઇસ પ્રકાર ઉનકી અનુકરણ-પ્રિયતા કા પૂરા પૂરા લાભ ઉઠાકર ઉન્હેં સન્માર્ગ પર ડાલ દેના ચાહિએ. યદિ અચ્છે વ્યવહાર કે ઉદાહરણ બાલકોં કે સામને ન રકખે જાયેંગે, તો વે ઇસી અનુકરણ-પ્રિયતા કે કારણ બુરે રાસ્તે પર પડ જાવેંગે. જિન શિક્ષકો કા આચરણ સ્વયં અચ્છા નહીં હૈ, વે યદિ ઊંચી-ઊંચી બાતેં બાલકોં કો સિખાતે રહેંગે, તો ઇસસે બાલકોં કે ભી મિથ્યાચારી બન જાને કા પૂરા-પૂરા ડર હૈ. ઇસસે બચાને કે લિયે શિક્ષકોં કો અપના લક્ષ્ય સ્થિર કર લેના હોગા. ફિર ઉસ લક્ષ્ય સે બિરોધી કોઇ ભી બાત ઔર કોઈ પદાર્થ બચ્ચોં કે સામને ન રખના હોગા. યહ ધ્યાન તો રખના હી ચાહિયે કિ બચ્ચે બાહરી અનુકરણ મેં ન પડકર, આદર્શ કે અનુગામી બનેં ઔર અચ્છે ભાવોં કો ગ્રહણ કરને કે અભ્યાસી હો જાવેં.

**(४) चंचलता**—चंचलता रजोगुण का चिह्न है. यह बच्चों मे स्वभाव से होती है. बच्चों की चंचलता को देखकर उन्हें दबाव से निश्चल करके बेठा देने की प्रवृत्ति हानिकारक है. इस स्वभाव को यदि दबाया जायगा, तो बच्चों में तमोगुण बढ जावेगा, या आलस्य उत्पन्न हो जायगा.इसलिये बच्चों की रुचि के अनुसार उन्हें प्रत्येक समय किसी न-किसी ऐसे काम में लगाये रहना चाहिये, जो हमारी शिक्षा के लक्ष्य तक पहुंचने में सहायक हों. बच्चों की चंचलता का ऐसा उपयोग करते रहने से बालकों में सत्त्व गुण बढ जावेगा और शुद्ध कर्म करने की शक्ति का विकास होगा.

**(५) स्वतंत्रता**—बच्चों के विचार और जोश की कोई हद नहीं होती, यही तो इनकी स्वतंत्रता का अभिप्राय है. बच्चे किसी भी नियम के या किसी भी पदार्थ के मोह में आना नहीं चाहते. उनकी दृष्टि में कोइ भी बात असम्भव नहीं होती. यही इनमें अनन्त शक्ति की झलक पाइ जाती है. बच्चों में रहनेवाला जो स्वतन्त्र प्रेम है, वही उनमें रहनेवाले परमात्मा का स्वरूप हैं. इस स्वातंत्र्य प्रेम को बढाने के लिये बच्चों में परमात्मा के सहारे से रहने की भावना को बडे प्रयत्न से बढाना चाहिये, उन्हें यह सिखाना चाहिये कि ईश्वर के सहारे से असम्भव भी सम्भव हो जाता है. जो पदार्थ हमारी तुच्छ दृष्टि में असम्भव प्रतीत होता है वही पदार्थ ईश्वरकृपा होने पर सम्भव हो सकता है. ऐसी आर्थिक स्वतन्त्रता की ओर ही बच्चों को बढाना चाहिये. इस स्वतन्त्रता में रुकावट आने से मनुष्य बन्धन में फंस जाता है.

स्वतन्त्रता पर बार-बार चोट पहुँचते रहने से बालकोंकी आत्मशक्ति नष्ट हो जाती है. ऐसे बच्चों के मनमें भय, निर्बलता और पराधीनता की भावनायें उत्पन्न होने लगती है.

**(६) जिज्ञासा**—बच्चों मे ज्ञान की प्यास स्वभाव से होती है. जीस किसी नये पदार्थ को वे देखते हैं, उसी के विषय में कुछ-न कुछ मालूम कर लेना चाहते हैं. बच्चे जब कोई भी प्रश्न करें तब शिक्षक का कर्तव्य है कि उसके प्रत्येक प्रश्न का उत्तर संतोषजनक

રીતિ સે દેં ઔર ઉસકે પ્રશ્ન કો સાધારણ સમઝ કર ટાલ ન દેં. ડાંટને-ડપટને સે ભય વ્યાકુલ હોકર બુદ્ધિભ્રંશ હો જાતા હૈ ઔર બાલકોં કી જ્ઞાન પિપાસા શાન્ત હો જાતી હૈ. અપની જ્ઞાન પિપાસા કો શાન્ત કરને કે લિયે બાલક જીસ શિક્ષક સે પ્રશ્ન કરતે હૈં, યદિ વે હી શિક્ષક ઉન્હેં ડાંટને-ફટકારને લગેં ઔર બાલકોં કે સખા ન રહ કર ડાંટને-ડપટને વાલે બન જાયેંગે, તો બાલક પ્રશ્ન કરના છોડ દેંગે. યોં દાન-દાતા ઔર જ્ઞાનગૃહીતા કા સમ્બન્ધ હટ જાવેગા તથા જ્ઞાન-દાન કા જો હમારા લક્ષ્ય હૈ, ઉસી લક્ષ્ય સે હમ ચ્યુત હો જાવેંગે. ઉપર કે પાંચ ગુણ બાલકોં મેં અક્ષુણ્ણ રહેં, તો ઉનમેં જિજ્ઞાસા સ્વભાવ સે બઢતી જાતી હૈ; ઉપર કે પાંચ ગુણ ન રહેં તો જિજ્ઞાસા મર જાતી હૈ.

### ( ૬ ) બાલકોં મેં સ્વાભાવિક દોષ

ઇન છ ગુણોં કે અતિરિક્ત છોટે-છોટે બાલકોં મેં તીન દોષ ભી પાયે જાતે હૈં. શિક્ષક કા કર્તવ્ય હૈ કિ બાલકોં કે ઇન દોષોં મેં કીસી ભી પ્રકાર કી સહાયતા ન દેં. ઈન દોષોં કો નષ્ટ કર દેના શિક્ષક કા કર્તવ્ય હૈ. યહ જો દોષ બચ્ચોં કે લિયે અત્યન્ત હાનિકારક હૈં. વે મુખ્ય દોષ યે હૈં-(૧) રોના, (૨) લડના ઔર (૩) શિકાયત કરના.

(૧) રોના-કમજોરી કા ચિહ્ન હૈ. અભિલષિત પદાર્થ કે ન મિલને સે બચ્ચે રોયા કરતે હૈં, ઇસલિયે જહાં તક સમ્ભવ હો રોને કા કારણ ઉત્પન્ન હી ન હોને દેં. યદિ કિસી કારણ બાલક રોને લગે તો કિસી પદાર્થ કા લાલચ દેકર ઉનકો રોને સે રોકના ઠીક નહીં હૈ. ક્યોંકિ લાલચ સે ઉનકા મન બિગડને લગતા હૈ. ફિર તો વે સદા હી રોને કો અપની ઇચ્છા પૂરી કરને કા સાધન બના લેતે હૈં. રોતે હુએ બચ્ચોં કો પ્યાર ભી ન કરના ચાહિયે. વે કુછ દેર તક રોકર અપને આપ હી શાન્ત હો જાયા કરતે હૈં. ઐસા ઉનકા સ્વભાવ હો જાતા હૈ. રોતે સમય બચ્ચોં કો પ્યાર કરના તો રોને મેં સહાયતા કરના હૈ. ઇસ લિયે ઉન્હેં રોકર શાન્ત હો લેને દેના ચાહિયે.

(૨) લડના ભી માનસિક કમજોરી કા ચિહ્ન હૈ. બેકાર રહને સે યા કિસી ભી વસ્તુ કે લાલચ સે બચ્ચે લડ પડતે હૈં. રોકને સે

લડને કી ઇચ્છા તીવ્ર હો જાતી હૈ. બાલકોં કો આપસ મેં લડતે દેખ કર ઉનકા લડાઇ કા ઉત્સાહ સમાપ્ત હોને દેના ચાહિયે, જિસસે વે લડાઇ કા અનુભવ પ્રાપ્ત કર સકેં. હાં, ઇતના ધ્યાન તો રખના હી ચાહિયે કિ કિસી બાલક કે શરીર પર ઘાતક ચોટ ન પહુંચે, ઐસા મૌકા આને સે પૂર્વ હી લડનેવાલોં કો અલગ કર દેના ચાહિએ.

( ૩ ) શિકાયત કરના યહ ભી માનસિક નિર્બલતા કા ચિહ્ન હૈ. અપને પ્રતિપક્ષી બાલક કો હરાને કે લિએ તથા તીસરે શિક્ષક કો અપના તરફદાર બનાને કે લિએ શિકાયત કા ભાવ આતા હૈ. જબ તીસરા મનુષ્ય દંડ દેને કો તૈયાર રહતા હૈ, તબ હી શિકાયત કી ઇચ્છા ઉત્પન્ન હોતી હૈ. શિકાયત સુનને સે શિકાયત કરનેવાલે કે મન મેં પરાધીનતા કી ભાવના ઔર અસત્ય બોલને કી ઇચ્છા પૈદા હોતી હૈ. ઇસકે સાથ હી અપને મન મેં સે ન્યાય કરને કે સ્વભાવ નષ્ટ હો જાતે હૈં. શિક્ષક કો ઉદાસીન રહકર નિમ્ન બાતોં પર ધ્યાન રખના ચાહિએ કિ શિકાયત કા ક્યા કારણ હૈ ઔર દોષ કિસકા હૈ. કિસી દૂસરે મૌકે પર બાતચીત કે દ્વારા અચ્છી કહા- નિયાં સુના કર ઇસ દોષ કો સુધારને કા પ્રયત્ન કરના ચાહિએ.

## (૭) ધ્યાન દેને યોગ્ય અન્ય સાત બાતેં

(૧) શિક્ષા કા ઉપાર્જન કરને કે લિએ અર્થાત્ બાલક કે જીવન કા લક્ષ્ય સ્થિર કરવાને કે લિએ વિદ્યાર્થી કા એક પૈસા ભી ખર્ચ નહીં કિયા જાના ચાહિએ! શિક્ષા સે હમારા અભિપ્રાય કોરે અક્ષરજ્ઞાન સે યા કિસી વિષય કે વિશેષજ્ઞ બનને સે નહીં હૈ. ઉસકો તો હમ શિક્ષા ન કહકર એક પ્રકાર કી કલા ( હુનર ) કહના ઉચિત સમઝતે હૈં.

(૨) વિદ્યાર્થી જબ પાઠશાલા મેં આવેં, તબ ઉન્હેં ઘર સે ખાલી હાથ આના ચાહિએ, તથા પાઠશાલા મેં જીતની વિદ્યા અના- યાસ ગ્રહણ કર સકેં, ઉતની લેકર ખાલી હાથ ઘર લૌટ જાના ચાહિએ. પોથિયોં કે ઔર પઢને કે સાધનોં કે બોઝ કે નીચે વિદ્યાર્થી કે મન કો દબાના નહિ ચાહિએ. શિક્ષક કા કર્તવ્ય હૈ કિ વહ વિદ્યાર્થી કે મન ઔર શરીર કો હલકા રખને કા પૂરા પૂરા પ્રયત્ન કરેં.

(૩) પ્રત્યેક શિક્ષક કા ઐસા અનુભવ હૈ કિ ઉસને અપને વિદ્યાર્થી-જીવન મેં બહુત-સી ફિજૂલ બાતેં સીખી થીં, જો ઉસકે જીવન મેં કભી ભી કામ મેં નહીં આઈ. અબ શિક્ષક કે નાતે ઉસકા કર્તવ્ય હૈ કિ વહ વિદ્યાર્થી કો ફાલતૂ અનુપયોગી બાતેં ન સિખાકર કેવલ ઉપયોગી બાતેં સિખાવે.

(૪) કિસી પરીક્ષા કો પાસ કરાને કે લિએ જલ્દબાજી સે કેવલ લિખને-પઢને મેં ચતુર બના દેને કી નિર્જીવ ભાવના કી શિક્ષા નહીં દી જાની ચાહિએ. વિદ્યાર્થી કે મન મેં ભી પરીક્ષા ઔર જલ્દબાજી કે લિએ કોઇ ભી મહત્ત્વ પૈદા નહી કિયા જાના ચાહિએ.

(૫) બાલક કે સમય કો (क) ભાષાજ્ઞાન (ख) ઉચ્ચવિચાર તથા (ग) કર્મ ઇન તીન ભાગોં મેં બાંટ દેના ચાહિયે. અક્ષર શિક્ષા કે સાથ-સાથ ભાષાજ્ઞાન પ્રારંભ કિયા જાવે ઔર અપને વિચારોં કો પ્રકટ કરને કે લિયે તથા દૂસરે કે વિચારો કો ગ્રહણ કરને કે ઉદ્દેશ્ય સે હી લિખના-પઢના સિખલાયા જાવે. મૌખિક ઇતિહાસ સુનાકર યા બાર્તાલાપ કે દ્વારા બાલકોં કો ઉચ્ચ વિચાર દિયે જાવેં. ઉચ્ચ વિચારોં કો વ્યવહાર મેં પરિણત કરને કે લિયે કર્મ કરને કી ભી શક્તિ કો જગાયા જાવે.

(૬) ઉપર કે તીન વિભાગોં કે અનુકૂલ રામાયણ, ભગવદ્ગીતા, ઉપનિષત્કથા આદિ ઉત્તમ ગ્રન્થ તથા ઉપદેશ-પ્રદ સચ્ચી કહાનિયોં કી પુસ્તકેં જિનમેં કિ મનુષ્ય કે જીવન કા લક્ષ્ય તથા માર્ગ અનુભવી લેખકોં યા અનુભવી ઉપદેષ્ટાઓં કે દ્વારા સ્પષ્ટ સમઝાયા ગયા હો, શિક્ષક લોગ કેવલ અપને પાસ રખેં.

(૭) સફાઈ, ખેતી, સ્વાસ્થ્ય, ઉદ્યોગ-ધંધે, શિલ્પકલા ઔર ભજન કે સાધન બચ્ચોં કે ઉપયોગ કે લિયે ખિલૌને કે રૂપ મેં છોટે-છોટે બનાકર રક્ખે જાવેં ઔર જહાં તક હો સકે, સુલભ પ્રાકૃતિક ઉપાયોં સે હી શિક્ષા દેને કા પ્રયત્ન કિયા જાય. કાગજોં કે બદલે મેં પેડોં કે પત્તે દીવાર ઔર જમીન પર લિખના સિખાને કે કામ મેં લાઇ જાવેં ઔર કલમ કે સ્થાન મેં સરકંડે યા ઉસ જૈસી કોઇ

ચીજ કામ મેં લાઇ જાવે,* સ્યાહી કે લિયે નાગફન કી ફૂલી કા રસ કામ મેં લાયા જાવે. મિટ્ટી, બાંસ યા બેલ કી દવાતેં પ્રયોગ મેં લાની ચાહિયેં.

હર એક રંગ કી મિટ્ટી ભી લિખને મેં કામ આ સકતી હૈ.

('અલંકાર' માસિકના એક અંકમાંથી)

# ६५–सर गंगाराम–ट्रस्ट–सोसायटीनो परिचय

(લેખકઃ–શ્રી. મનુભાઈ વૈદ્ય, કુલપતિ. ગુરુકુલ શુકલતીર્થ)

હમણાં હમણાં વિચિત્ર લગ્નો થવા માંડયાં છે. અમુક પુનર્લગ્નો આર્યસમાજના આશ્રય નીચે થાય છે, તો અમુક વિધવાવિવાહ સહાયક સભા કરાવે છે. આ સભાઓને સર ગંગારામ–ટ્રસ્ટની સહાય હોય છે. તો આ પ્રસ્તુત લેખનો ઉદ્દેશ સર ગંગારામનું ટૂંકામાં જીવન અને ટ્રસ્ટ વિષે માહિતી આપવાનો છે.

સર ગંગારામનો જન્મ પંજાબમાં શેખપુરા જિલ્લામાં એક ગુરુદ્વારમાં ૧૮૫૧ ની સાલમાં થયો હતો. એમના પિતાનું નામ લાલા દૌલતરામ, જાતિ વૈશ્ય. તેમના પિતા અમૃતસરની કોર્ટમાં ઇન્સ્પેક્ટર હતા. સર ગંગારામે પ્રારંભિક શિક્ષણ અમૃતસરમાં લીધું. પછી લાહોરની સરકારી કૉલેજમાં દાખલ થયા. અહીં શિક્ષણ પૂરું કરી, રૂડકીની એન્જિનિયરીંગ કૉલેજમાં દાખલ થયા. ત્યાંથી માન સાથે ઉત્તીર્ણ થઇ ૧૮૭૩ માં પંજાબના પી. ડબલ્યુ. ડી. વિભાગમાં નિમાયા. થોડા દિવસ પછી સરકારે ઉચ્ચ અભ્યાસ માટે તેમને વિલાયત મોકલ્યા ત્યાંથી પાછા ફર્યા પછી લાહોરમાં એન્જિનિયર તરીકે તેમની નિમણૂક થઇ. મોટી–મોટી ઇમારતો તેમણે બાંધી. લાહોર મ્યુ-

* યા ચિરાગ કી સ્યાહી મેં થોડા ગોંદ મિલાકર અથવા બાદામ કે જલે હુએ છિલકોં કો પીસ કર ઉસમેં ગોંદ મિલાકર લિખના ચાહિયે. કચ્ચી હરડ કો પાની મેં ડાલ લોહે કે બર્તન મેં પકાને સે ભી સ્યાહી બન સકતી હૈ.

નિસિપાલિટીના આજન્મ તેઓ સભ્ય હતા.

તેમના પ્રભાવશાળી વ્યક્તિત્વને લીધે ૧૮૭૭ ના દિલ્હી દરબા-બારની સંપૂર્ણ વ્યવસ્થા કરવાનું કામ તેમને સોંપાયું. ૧૮૮૪ માં સરકારે તેમને રાયબહાદુરનો ખિતાબ આપેલ. ૧૯૦૩ માં ફરીથી તત્કાલીન વાઇસરૉય લૉર્ડ કર્ઝને દિલ્હી દરબારની વ્યવસ્થા માટે ગંગારામને નીમ્યા. તેમના કામથી પ્રસન્ન થઇ સી. આઇ. ઇ. નો ઇલ્કાબ ગંગારામને આપ્યો. ૧૯૧૧ સુધી પતિયાળામાં મુખ્ય એન્જિ-નિયર તરીકે રહ્યા. ૧૯૧૧ માં ફરીથી દિલ્હી દરબારમાં એન્જિનિયર તરીકે તેમને બોલાવવામાં આવ્યા અને આ વખતે એમ. વી. ઓ. ની ઉપાધિ મળી. આ સમયે તેમણે એન્જીનિયરીંગ ઉપર એક મૌલિક તેમજ ગવેષણાપૂર્ણ ગ્રંથ લખ્યો તે આજે પણ પાઠ્ય પુસ્તક તરીકે ચાલે છે.

નોકરીમાંથી નિવૃત્ત થયા પછી ગંગારામ કૃષિ-પરાયણ બન્યા. તેમની પ્રબળ અભિલાષા હતી કે, યુરોપ-અમેરિકાનાં સાધનોદ્વારા ખેતીને ઉન્નત બનાવવી. ગંગારામમાં ધૈર્ય, સાહસ, ઉત્સાહ અને ઇશ્વરદત્ત પ્રતિભા હતાં. તેમણે જમીન લઇ કૃષિ-કાર્ય શરૂ કર્યું. ૧૯૨૨માં સરકારે તેમને સર બનાવ્યા. ૧૯૨૫ માં ઉત્તર-વિભાગમાં ઇમ્પિરિયલ બેંકના અધ્યક્ષ-બન્યા, ૧૯૨૬ માં સરકારે એક ખેતીવાડી કમિશન નીમ્યું. સર ગંગારામ ૧૯૨૭માં કમિશન સાથે વિલા-યત ગયા. ૧૦ મી જુલાઇએ તેમનું હૃદય બંધ પડી ગયું. તેમના સ્વર્ગવાસના સમાચારથી રાજા તેમજ પ્રજાને શોક થયો. ગાંધીજીએ "યંગ ઇન્ડિયા"માં નોંધ કરેલ. પંજાબના ગવર્નર સર માલ્કમ હેલીએ તો કહેલ છે કે, "વીરની માફક મેળવ્યું અને સંતની માફક વેર્યું." સર ગંગારામના જ્યેષ્ઠ પુત્ર રાયબહાદુર સેવકરામ એસ. એલ. સી. તેમની સાથે વિલાયત ગયેલ અને તેમનાં અસ્થિફૂલ ગંગામાં નાખવા અહીં લાવેલ. સર ગંગારામ પોતાની પાછળ ત્રણ પુત્રો મૂકી ગયા છે.

## ટ્રસ્ટની સ્થાપના

સર ગંગારામે પોતાના જીવનકાળમાં ત્રીસ લાખ રૂપિયાનું દાન કરી, એક ટ્રસ્ટ-સોસાઇટી સ્થાપેલ. ૧૯૧૪ માં તે રજિસ્ટર્ડ થઈ.

મૃત્યુ પહેલાંના વીલમાં મૂળ રકમ તથા વ્યાજ સાથેની રકમ પચાસ લાખ થઇ ગઇ. પંજાબના દશ અગ્રગણ્ય ગૃહસ્થો ટ્રસ્ટના સભામદ છે. સર ગંગારામ પછી તેમના પુત્ર સેવકરામ અધ્યક્ષ છે. આ ટ્રસ્ટને આધીન અગિયાર સંસ્થાઓ છે. ખર્ચ વ્યાજમાંથી કાઢવામાં આવે છે. ભારતવર્ષમાં આવડું મોટું સુવ્યવસ્થિત ટ્રસ્ટ બીજું ભાગ્યેજ હશે. સર ગંગારામ ખૂબ ધન કમાયા અને દાનવીર તરીકે સદુપયોગ કર્યો.

## વિધવાવિવાહ-સહાયકસભા

આ કાર્ય સર ગંગારામને અતિ પ્રિય હતું. આર્યસમાજ તથા બ્રાહ્મોસમાજનો આ આંદોલન ઉપસ્થિત કરવામાં સારો હિસ્સો છે. સર ગંગારામ 'સર' નહોતા બન્યા અને સાધારણ સ્થિતિના હતા, ત્યારથીજ તેમનું દિલ તો વિધવાનાં દુઃખ નિહાળી કકળી ઊઠેલ અને જોવાનું છે કે, વિધવાનો પ્રશ્ન હાથ લીધા પછી તેમની સંપત્તિ વધી. ૧૯૧૪ થી ૧૯૨૯ સુધીમાં આ સભાએ તેમજ તેની શાખાઓએ ચોવીસ હજાર વિધવાવિવાહ કરાવ્યા. આમાં બ્રાહ્મણ, વૈશ્ય, ક્ષત્રિય વગેરે ઉચ્ચ જાતિઓ પણ ખરી. ભારતમાં આ સભાની ૪૫૦ શાખાઓ છે. લાહોર, મથુરા, હરદ્વાર અને અજમેરમાં આ સભાને આધીન સર ગંગારામ-વિધવાભવન છે. ગર્ભવતી અને ગુંડાઓના હાથમાંથી બચાવેલી વિધવાઓને અહીં રાખવામાં આવે છે. અઢાર પગારદાર ઉપદેશકો કામ કરે છે. જુદી જુદી ભાષાઓમાં માસિક તેમજ ટ્રેકટો સભા બહાર પાડે છે. ખાસ નોંધવાનું એ છે કે, વિવાહ ઇચ્છનાર પુરુષ પાસેથી સભા કંઈ ફી કે દાન સ્વીકારતી નથી. આ સભાનું કામ ગુજરાત, કાઠિયાવાડમાં ઓછું છે. આ પ્રદેશમાં પ્રચારની વિશેષ જરૂર છે. પ્રકાશન વિભાગની ખાસ આવશ્યકતા છે. (૨) લાહોરમાં સર ગંગારામ ધર્માદા દવાખાનું છે. વિનામૂલ્યે દવા આપે છે. જાતિ ભેદ નથી. (૩) હિંદુ વિદ્યાર્થી સહાયક સમિતિઃ હિંદુ વિદ્યાર્થીઓને ઉચ્ચ શિક્ષણ માટે છાત્રવૃત્તિ કે લોન આપે છે. (૪) પુસ્તકાલયઃ દેશવિદેશનાં ઉત્તમ દુષ્પ્રાપ્ય પુસ્તકો અહીં રાખવામાં આવ્યાં છે. સમાચારપત્ર તથા માસિક પણ રાખવામાં આવે છે. ૧૯૨૬ સુધી એકત્રીસો છયાસી પુસ્તકો, તેર માસિકો, અગિયાર સાપ્તાહિકો, અને

ચાર દૈનિકો આવતાં હતાં. (૫) અસમર્થ-આશ્રમઃ અત્યંત વૃદ્ધ કે અશક્ત મનુષ્યોને અહીં ભોજન તેમજ વસ્ત્રો અપાય છે. (૬-૭) દુકાન તથા ગુરુદ્વારઃ સ્ત્રીઓમાં હુન્નર પોષવા માટે દુકાન કાઢેલ છે. (૮) સર ગંગારામ-ગર્લ્સ સ્કૂલઃ સર ગંગારામના સ્વર્ગવાસ પછી લાહોરમાં આ સંસ્થા તેમના પુત્રોએ ઉઘાડી છે. વ્યવસ્થા સરકારને સોંપી છે. સરકાર સંસ્થાઓ બંધ કરે તો ઇમારત વગેરે સામાન ટ્રસ્ટને પાછો સુપરત થાય, પ્રબંધ સમિતિઓમાં ટ્રસ્ટનો એક પ્રતિનિધિ તો હોય છેજ. (૯) હિંદુ વિધવાસદનઃ જે વિધવાઓ વિવાહ કરવા ન ઇચ્છતી હોય તેમને અહીં રાખવામાં આવે છે અને જીવન-નિર્વાહ માટે હુન્નર શીખવવામાં આવે છે. ઘણી અધ્યાપિકાઓ થાય છે. (૧૦) હેલી-વ્યાપાર વિદ્યાલયઃ ૧૯૨૭માં વેપારના શિક્ષણ માટે સોળ હજાર રૂપિયાનું એક મકાન બંધાવી આપી સરકારને સોંપ્યું. (૧૧) કૃષિ-વિજ્ઞાનમાં શોધખોળ કરવા માટે પચીસ હજાર રૂપિયાની છાત્રવૃત્તિ સર ગંગારામે પંજાબના વિશ્વવિદ્યાલયને આપી.

આ સર ગંગારામના ટ્રસ્ટનો ટૂંક સાર છે. મેં સાંભળ્યું છે તે પ્રમાણે તેમના ગર્લ્સ-હાઇસ્કૂલના ટ્રસ્ટની એક શરત છે કે, કન્યાઓને "દાન" મેળવવા માટે બહાર ફેરવવી નહિ. ફરીથી કહું છું કે સર માલકમ હેલિએ યથાર્થ કહ્યું છે કે, "સર ગંગારામે એક સંતની માફક ધન પરોપકારમાં વેરી નાખ્યું"

('આર્યપ્રકાશ'ના એક અંકમાંથી)

---

## ૬૬-उद्धारक आश्रम

(લેખકઃ-શ્રી. ચૂડામણિ એસ. બી.)

"રૂપાજી! હવે તો ભૂખનું દુઃખ સહન થતું નથી."

"શું કરીએ? આપણી તે કંઇ દશા છે? જમીન પથરાવાળી, અનાજ બાર માસ ચાલે તેટલું પાકે પણ તેમાંથી મહેસૂલ ભરવામાં જાય, બાકીનું બી માટે આણ્યું હોય તેનું બમણું આપવું પડે ને

ખાવા માટે આણ્યું હોય તેનું દોઢું આપવું પડે. એટલે દર સાલ ભૂખમરો તો હોયજ."

"એ ભૂખમરો તો ઠીક, પણ એની પાછળ દર ત્રણ વરસે દુકાળ પાછળ પડ્યો છે એને પહોંચાતું નથી." આકાશ સામે ટીટાએ આંખો માંડી.

"એ દુકાળની મોકાણ બહુ ભારી છે. ભાઈ! ખેતી માટે મારે એકજ બળદ હતો. એ બળદ સાથે રત્નાને જોડી માંડ માંડ પૂરું કરતો હતો, ત્યાં આ દુકાળ એ બળદને પણ ભરખી ગયો."

"ભાઈ, હવે તો હદ થઇ છે. મકાઇની રાબ અને રોટલાનાં પણ સ્વપ્નાં થયાં છે. આ વર્ષે તો ખરેખરો ભૂખમરો વેઠવાનો વારો આવ્યો છે."

"પણ ટીટા, તેં સાંભળ્યું ?"

"શું ?"

"જોખનાભાઇ કહેતો હતો, કે, દેહવદ(દાહોદ)માં ભગવાને આપણો એક ઉદ્ધારક મોકલ્યો છે."

"એટલે ?"

"આપણાં દુઃખો ટાળવા માટે મુંબઇથી એક મોટો માણસ આવ્યો છે."

"ઇ કોણ ?"

"લોકો એને બાપા ઠક્કર......" રૂપાજી બોલતો બોલતો ઉત્તર દિશા તરફ જોઈ રહ્યોઃ "ટીટા, કોણ દોડતું આવે છે?"

"ચૂનકી લાગે છે."

"આમ દોડતી દોડતી કેમ આવતી હશે?"

"કોણ જાણે કંઈ ઉતાવળનું કામ હશે."

એટલામાં તો શ્વાસભરી ચૂનકી રૂપાજી અને ટીટાભાઈ પાસે આવી પહોંચી.

"કેમ ચૂનકી ?"

પોતાના માથા પરનું ચૂંથાઇ ગયેલું વેણીગૂંથન સરખું કરતાં કરતાં ચૂનકી બોલી ઊઠીઃ

"હાલો, આવો છો ને ?"

"ક્યાં ?"

"મીરાખેડી."

"કેમ ?"

"તમને ખબર નથી ?"

"શાની ?"

"ઓલા બાબા ઠક્કરે મીરાખેડી, ઝાલોદ, અને ભીમપુરીમાં આશ્રમો ખોલ્યા છે."

"આશ્રમ એટલે ?" રૂપાજીએ ચૂનકી સામે મીટ માંડી.

"આખીએ દેહવદની ભીલવાડ જાણે છે ને તમે જાણતા નથી ?"

"પણ તું શું જાણે છે એજ જણાવને." ટીટાભાઇએ સામો પ્રશ્ન કર્યો.

"હું તો વધુ શું જાણું? પણ એટલું જાણું છું કે, ભગવાને આપણે માટે થોડા મનખ મોકલ્યા એને રહેવાનું થાણું."

"તું જોઈ આવી ખરી ?"

"હું તો આજેજ જાઉં છું, પણ મારો શીંગાભાઈ દેહવદ ગયો હતો, એ બહુ ભારે વખાણ કરતો હતો કે રહેઠાણમાં તો મોટાં મનખાં રાત ને દિવસ આપણી ભીલવાડને માટે વિચાર કર્યાંજ કરે છે. એક તો એ બાબા ઠક્કર પોતે અને બીજા મુંબઈના એક હેઠ બાબા શ્રીકાન્ત."

"એ બાબા શ્રીકાન્ત કોણ છે ?"

"મુંબઇના લખપતિ હેઠ છે અને બાબા ઠક્કર સાથે ભીલવાડના ઉદ્ધારનું કામ કરે છે."

"ઉદ્ધારનું કામ એટલે ?" રૂપાજીએ ચૂનકી કેટલું સમજી છે એ જાણવા પ્રશ્ન કર્યો.

"હવે હાલવું હોય તો હાલો. જે પૂછવું હોય તે શીંગાભાઇને પૂછજો."

"પણ તું જેટલું સમજી છે એટલું તો કહે."

"જોને એ બધા આપણે માટે દેહવદમાં રહે છે અને આ દુકાળ વરસમાં આપણુને રાબ મળે એવી મજૂરી આપવા માટે નવાં નવાં કામ કરાવે છે."

"મજૂરી આપવાના ઢીંગલા (પૈસા) ક્યાંથી લાવે છે?"

"કુહે છે કે એ બાબા ઠક્કર બહુ મોટા મનખ છે. એને ધનવાનો આપણા કામમાં ખરચવા માટે માગે તેટલા ઢીંગલા આપે છે."

૧૯૧૯–૨૦ અને ૧૯૨૧–૨૨ ના વર્ષમાં દાહોદ અને ઝાલોદમાં ઉપરાઉપરી બે દુકાળ પડ્યા. અનિયમિત અને ઓછો વરસાદ એ પંચમહાલના આ પ્રદેશનું મોટામાં મોટું દુઃખ છે. સવાલાખ ભીલોથી વસાયલો રળિયામણી ગુજરાતનો આ નપાણીઓ પ્રદેશ વારંવાર આસમાની પ્રહાર ઝીલી દુઃખથી રીઢો થઇ ગયો છે. એ પ્રદેશના ભીલો ભૂખે મરે છતાં ભીખ ભાગ્યેજ માગે છે. એમને જ્યારે ખબર મળી કે, દુકાળમાંથી ઉગારવા માટે મીરાખેડીમાં મજૂરી મળે છે, ત્યારે ટોળેટોળાં એ તરફ ઊપડ્યાં. રૂપાજી અને ટીટાભાઈ પણ મજૂરી કરી મકાઇનાં રાબ–રોટલો મળે એ આશાએ ચૂનકી સાથે મીરાખેડી તરફ ગયા.

(૨)

"એલા જોખનાભાઇ, તમારા છોકરાઓને ભણવા મોકલોને!"

"જુઓને બાબા, ભણે એવાં છોરાંજ ક્યાં છે? મોટો તો હળ ખેડવા મારી હાથે આવે, તેથી નાનો ડગરાંમાં જાય ને તેનાથી નાનો અમુ બધાં કામે જઇએ ત્યારે ઘેર નાનાં છોરાં હાચવે, એટલે ભણે એવું કોઈ છોરુંજ ની મળે બાબા!"

"અરે ભલા માણસ, આમ કેમ બોલો છો? આ મલજીભાઇ, વીરાભાઈ, ભાવજી, બદિયાભાઇ બધાયના છોકરાઓ આવે અને તમે ના કાં કહો? તમને ભણવું એટલે શું એની ખબર છે ખરી?"

"જરૂર, જરૂર, ભણવું એટલે એની ચાર આંખો થવી, એટલું અમે ન સમજીએ એ કેમ બને?"

"સમજતા તો લાગો છો."

"બાબા, બધું સમજીએ, છીએ ભણે એને બામુણ,[1] હેઠ,[2] મહેતો[3] કે ધગડુ[4] કોઈ કનડી શકેજ નહિ."

"ત્યારે છોકરાઓને મોકલોને; જુઓ રોઝમ, ઉંડાર, ચાકલિયા, કટલા, ગુલબાર, મુણધા એવાં જંગલનાં ગામોમાં રહેનારાઓના છોકરાઓ ભણવા આવે છે અને તમેજ એ બાબતમાં ઢીલા રહો એ કેમ ચાલે?"

"બાબા, હું બધું સમજું છું. જેસાવાડાના બાબા વણીકરે મને બધીએ સમજણ પાડી હતી. પણ બાબા, હું શું કરું?"

"કેમ એમાં કરવાનું શું છે? તમારા છોકરાઓને ભણવા મોકલો એટલે એનું જીવન સુધરશે?"

"પણ બાબા એક વાત પૂછું?"

"પૂછોને."

"આ હોમરૂલિયા, આ ખાદીવાળા, આ બાબા ઠક્કર, આ બાબા શ્રીકાન્ત, આ બાબા સુખદેવ, આ બાબા નાયક એ બધા મુંબઇ મૂકી જંગલમાં અમારી હારે ટાઢતડકામાં રહી આટલી બધી મહેનત શા માટે કરતા હશે?"

"જોખનાભાઇ! એમાં પૂછવાનું શું છે? એ તો સાવ ખુલ્લી વાત છે. તમારા દુઃખે દુઃખી થઇ તમને સહાય કરવા માટે એ લોકો બધા અહીં રહે છે. તમે ભીલો એક સ્વમાનવાળી બહાદુર કોમ છો. અજ્ઞાનતાને ભોગે અને શાહુકારોની ચૂસણનીતિને પરિણામે તમે હાલહવાલ થઇ ગયા છો. એમાંથી તમારો ઉદ્ધાર શી રીતે થાય એ માટેના આ બધા પ્રયાસો છે."

"ખરેખર, ભગવાન એ બધાનું ભલું કરે, અમે ગરીબો એમના આ કામ માટે બદલો શું આપી શકીએ?" જોખનાભાઇની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં.

"જોખનાભાઇ, એ બધા ભાઇઓ બદલા માટે કાંઈ આ કામ કરતા નથી."

"એ તો હું જાણું છું પણ દુકાળમાં મજૂરી આપી, ગરબાડા,

---

૧. બ્રાહ્મણ, ૨. વાણિયો, ૩. તલાટી, ૪. પોલીસ.

નવાગામ, જેસાવાડા, ઝાલોદ, લીમડી, મીરાખેડી એ બધા ઠેકાણે બીજ કોઠા સ્થાપ્યા, બાળકોને ભણાવવાની જગ્યાઓ કરી આપી, રામમંદિર બનાવ્યાં એ બધું જોઈ જોઈને તો મને એ વિચાર આવ્યા કરે છે કે, ભગવાને આ બધા સુખી માણસોને અમારે માટેજ મોકલ્યા લાગે છે."

"તમારી એ વાત સાચી છે. આ કામ ભગવાનનું છે અને ભગવાન કરે છે."

"પણ ભગવાનનું કામ કરનારા માણસો પણ મારે મન તો બહુજ મોટા માણસો છે. મને વિચાર આવ્યા જ કરે છે કે, આ સુખી માણસો અમારી સાથે દુઃખી થાય છે, તો એનો બદલો ભીલવાડ એમને શું આપી શકશે?"

"મેં તમને કહ્યું ના કે એમાં બદલાની વાતજ નથી. માત્ર તમે તમારા છોકરાઓને ભણવા મોકલો એટલું બસ છે."

જોખનાભાઇને આ વાત ગળે ઊતરી હોય એ રીતે પોતાની ઝૂંપડીએ ગયો અને પોતાની સ્ત્રીને છોકરાઓને ભણવા મોકલવા માટે સમજાવી.

"હું ક્યાં ના કહું છું? મેં તો એ ઉદ્ધારક આશ્રમની વાતો સાંભળી છે ત્યારથી મને તો એમ જ થયું છે કે, ભગવાને આ લોકોને આપણા ઉદ્ધાર માટે મોકલ્યા છે એટલે આપણે તો એ કહે એમ કરવું."

જોખનાભાઇની સ્ત્રી કબૂલ થઇ અને આ રીતે ભીલસેવામંડળની શાળામાં જોખનાભાઇના છોકરાઓ આવતા થયા.

ભીલ કોમના વિદ્યાર્થીઓ અન્ય કોમના બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ સાથે હરીફાઇ કરી ઊંચો નંબર રાખી શકે છે. આજ સુધીમાં છ ભીલ યુવાનોએ મૅટ્રિકની પરીક્ષા પસાર કરી છે, જેમાંનો એક ગ્રૅજ્યુએટ થયો છે અને એક અન્ડરગ્રૅજ્યુએટ છે.

(૩)

"જોખનાભાઈ, રામરામ."

"બાબા રામરામ."

તંદુરસ્ત લોકો કે જેમને સર્વ પ્રકારનાં સાધન પ્રાપ્ત છે, તેઓ આ પ્રમાણે કરીએ છીએ?"

આ કુષ્ઠાશ્રમમાં કંગાલસિંહ નામનો એક બાળક છે. જ્યારે તે બે વર્ષનો હતો, ત્યારે તેના ચહેરા ઉપર કોઢનાં ચિહ્ન જણાતાં હતાં. છેંતાળીસ ઇંજેકશન આપવાથી, આરોગ્યપ્રદ ભોજન આપવાથી અને ઉચિત સાવચેતી રાખવાથી એના કોઢનાં ચિહ્ન ચાલ્યાં ગયાં અને હવે એને આરોગ્યભવનમાં રાખવામાં આવ્યો છે. સારી વાત એ બની કે, બીમારીનાં લક્ષણો શરૂ થતાંજ અહીં આવી પહોંચ્યો. પરંતુ એની મોટી બહેન મોડી આવી, એટલે કે જ્યારે તે સત્તર વર્ષની હતી. રોગ ત્યારે પોતાનો કાબૂ જમાવી ચૂક્યો હતો. હવે બહેનનું ગળું આ બીમારીએ પકડયું અને તેનાં નેત્રોની જ્યોતિ પણ મંદ થવા લાગી છે. હવે શું થઇ શકે? જો એ આઠ દસ વર્ષ પહેલાં આવી પહોંચી હોત તો બચી જાત. એના બે બીજા ભાઇઓ પણ આજ બીમારીથી પીડાઇને અહીં આવી ગયા છે. તે ચારે ભાઇબહેનોને આ બીમારી પોતાના દાદા (માના પિતા) ના સંસર્ગથી થઇ હતી!

મિ. મિલર આપને બતાવશે કે, મિશન આ સમયે તેરસો સાઠ બાળકોનું રક્ષણ કરી રહ્યું છે, તેમાં આઠસો તો તંદુરસ્ત છે અને લગભગ પાંચસોને આ બીમારી છે.

જરા બાળકોને પણ જોઇ લો. ક્યાંક તેઓ સ્નાન કરે છે, ક્યાંક નાસ્તાની રાહ જુએ છે અને ક્યાંક તો બેઠાં બેઠાં મોજથી ભોજન કરી રહ્યાં છે. તેમણે પરિશ્રમ કરીને માટીનું પોતાનું પ્રાર્થનાગૃહ પણ બનાવી લીધું છે!

### સલ્દોહા (બિહાર)

હવે પુરુલિયા છોડીને સલ્દોહા પધારો. સામે જે મકાન દેખાય છે તે રોગીઓએ-જેમાંના કેટલાક મિસ્ત્રી છે-પોતેજ બનાવ્યું છે. અહીં એક દર્શનીય વ્યક્તિ છે, તેનું નામ મંસા છે. એ આશ્રમની શરૂઆતથીજ અહીં રહે છે. જ્યારે એ દસ-અગિયાર વર્ષનો હતો, ત્યારે એની બીમારી આટલી વધી નહોતી. તે સમયે એ પોતાનાથી કેટલાએ મોટા ભાઇઓને ભણાવતો હતો. મંસાની દવા ચાલતી

હતી; પરંતુ જ્યાં બીજા રોગીઓને લાભ થયો તેમ તેમ મંસાની બીમારી બરાબર વધતીજ ગઇ. સ્કૂલનું કામ તેને છોડી દેવું પડયું. હવે તે માત્ર સંધ્યાકાળની પ્રાર્થના કરાવ્યા કરતો હતો; પરંતુ હવે બિચારાની આંખો પણ જતી રહી છે અને ગળું પણ બીમારીને લીધે બેસી ગયું છે, તેથી ગાવામાં પણ સામેલ થઇ શકતો નથી. પરંતુ એથી શું? હવે તેના ચહેરા ઉપર હાસ્ય પથરાયેલું છે. મંસાને પૂછોઃ-"કહે ભાઇ! તબિયત કેવી છે?" જવાબ આપશે-"બરાબર સારો છું!" રેવરંડ વી. બૈગર સાહેબ આ આશ્રમના અધિષ્ઠાતા છે. તેમને નમસ્કાર કરીને આગળ ચાલો.

## બેલગામ (મુંબઈ પ્રાંત)

આ જુઓ, સામેથી શ્રીયુત ડબ્લ્યુ. સી. ઇરવીન સાહેબ પધારે છે. સાંભળો, તેઓ શું કહે છેઃ-"પ્રત્યેક અઠવાડિયે અમારે કોઇને કોઇ માણસને પાછો મોકલવો પડે છે. ગયે વર્ષે અમારે પચાસ માણસોની પ્રાર્થનાનો અસ્વીકાર કરવો પડ્યો હતો. અમને એ વાતનું ખાસ દુઃખ છે કે, એક વિધવા પોતાનાં ચાર બાળકો સાથે આવી હતી (એ પાંચે કોઢના રોગથી પીડાતાં હતાં) અને સ્થાનના અભાવને લીધે અમારે તેને 'ના' કહેવી પડી. અત્યંત હૃદયવેધક દૃશ્ય હતું; પરંતુ આશ્રમ ભરચક ભરેલો હતો, એટલે અમે શું કરી શકીએ?"

## મોટા ભાઈનું આત્મબલિદાન

"અહીં આ આશ્રમમાં એક અઢાર વર્ષનો યુવક રહેતો હતો. તે કોઢના રોગથી પીડાતો હતો. તેનો પંદર વર્ષનો નાનો ભાઈ દાખલ થવા આવ્યો હતો. અમારે ત્યાં બીજા રોગીઓનાં વિનંતીપત્રો પહેલેથી મંજૂર થઇ ગયાં હતાં અને અમે વરધી આપી ચૂકયા હતા કે, સ્થાન ખાલી પડતાંજ તેને દાખલ કરી દઇશું. આવી હાલતમાં આ નાના ભાઇને અમે અમારું વચન તોડીએ અને એક આદમી પ્રત્યે અન્યાય કરીએ તોજ દાખલ કરી શકીએ તેમ હતું. આ અમે અયોગ્ય માન્યું. પરિણામ એ આવ્યું કે, અમારે નાના ભાઇની અરજી નામંજૂર કરવી પડી. બિચારો મોટો ભાઇ આખો દિવસ રડતો રહ્યો. અંતે

તેણે નિશ્ચય કર્યો કે; હું પોતેજ મારી જગા નાના ભાઇને માટે ખાલી કરી આપીશ, એજ પ્રમાણે તેણે કર્યું. નાના ભાઇને પોતાને સ્થાને રાખીને તેણે આશ્રમમાંથી વિદાય લીધી! અમને સૌને આ કરુણાજનક વિદાયથી અત્યંત દુઃખ થયું હતું; પરંતુ લાચાર હતા?"

મુંબઇ પ્રાંતમાં સેંકડો–હજારો લખપતિ છે. શું તેમનામાં એટલી સહૃદયતા છે કે તેઓ કલ્પનાદ્વારા પોતાને તે મોટા ભાઇની સ્થિતિમાં મૂકી શકે?

## મધ્ય પ્રદેશ

ચાલો હવે મધ્ય–પ્રદેશની યાત્રા કરો. અહીં પણ સ્થાનની અછત છે. ચંપાના ડૉ. પૈનરની વાત સાંભળી લોઃ

"આ આશ્રમમાં હું દિવસમાં બે વાર આવું છું. પ્રત્યેક વાર મને કોઇને કોઈ રોગી મળે છે, કે જે દાખલ થવાને માટે અત્યંત કરુણાજનક સ્વરથી પ્રાર્થના કરે છે. આસપાસના ગામવાળાઓએ એક ચાલાકીથી કામ લેવાનું શરૂ કર્યું છે, તે એ કે તેઓ રાતને સમયે કોઈ કોઢીને વૃક્ષની નીચે મૂકી જાય છે અને એવી આશા રાખે છે કે, આશ્રમ એને ભૂખે નહિ મરવા દે! આ લોકોની દુર્દશા અવર્ણનીય છે."

## ચિરસ્મરણીય ભોજન

અમે ચંપામાં ઘણાજ સુંદર વખતે આવ્યા છીએ. આજે લેપર મિશનના સેક્રેટરી મિ. એન્ડરસન પોતાનાં પત્ની સાથે અહીં પધાર્યાં છે. આ અવસરે ડોક્ટર પૈનરે, જેઓ આ આશ્રમમાંથી આરોગ્ય પ્રાપ્ત કરીને બહાર ગયા છે, તે સૌને આમંત્રણ આપ્યું છે. આજે આ આશ્રમના જૂના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓનું પુનર્મિલન થશે! કોઇ કોઇ તો ચારસો માઇલથી આવ્યા છે, જુઓ મોટા મોટા દેગડાઓમાં ભાત રંધાય છે અને લાંબીપહોળી કઢાઇઓમાં કઢી તૈયાર થઇ રહી છે. નાનાં નાનાં બાળકો આમતેમ કૂદાકૂદ કરતાં ફરે છે, પેલાં નવદંપતી ત્યાં ઊભાં ઊભાં હાસ્યવિનોદ કરે છે. સ્ત્રીઓ પોતાની રંગ-બેરંગી સર્વોત્તમ સાડીઓ પહેરીને આવી છે. વર્ષોથી છૂટાં પડેલાં

ભાઈબહેનો હળીમળી રહ્યાં છે. પોતાનાં નાનાં નાનાં બાળકોને એક બીજાને બતાવી રહ્યાં છે. શ્રીમતી પૈનર અને ડૉ. પૈનર તેમની વચ્ચે માતાપિતાની પેઠે ફરી રહ્યાં છે. તેમના હૃદયની પ્રસન્નતા મુખ ઉપર ચમકી રહી છે. એકસો ચાળીસ અતિથિ છે.

આજથી કેટલાંએ વર્ષ પહેલાંની વાત છે, જ્યારે ડૉક્ટર પૈનરે કેવળ બે કોઢી રોગીઓથી આ આશ્રમની સ્થાપના કરી હતી. જે દંપતીની સેવા તથા ત્યાગથી અમારાં સેંકડો ભાઇબ્હેનોનાં જીવનમાં આશાનો સંચાર થયો છે, તેમને શ્રદ્ધાપૂર્વક પ્રણામ કરીને આપણે આગળ વધીએ, કેમકે હજી આપણે ઘણે દૂર જવાનું છે.

## ચાન્દકુરી

અહીં કેટલીએ વાતો અમને અત્યંત આશાજનક લાગી. પહેલી તો એ કે એક બ્રાહ્મણ સજ્જને પોતાની જમીનનો એક ટુકડો કૂવો ખોદવા માટે આશ્રમને આપ્યો છે. તેનાથી અહીંનું પાણીનું દુઃખ દૂર થઈ ગયું છે. આ સાચા બ્રાહ્મણત્વને માટે તેમની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી ઓછી છે. બીજી ચીજ અહીંની ગૌશાળા છે. અહીંનાં પશુ તંદુરસ્ત છે અને દૂધ ઘણુંજ સારું હોય છે; પરંતુ આ બધાથી વિશેષ દર્શનીય મરિયમ નામની સ્ત્રી છે, કે જે પોતે આ રોગથી કંઈક પીડાય છે, પરંતુ તેના સેવાભાવને જોઈને આશ્ચર્ય થાય છે. એ પચાસ માણસોને માટે હમેશાં ભોજન બનાવે છે. પ્રેમપૂર્વક ભોજન તૈયાર કરવું અને સ્નેહપૂર્વક પીરસવું કોને કહે છે, તે સૌએ મરિયમ પાસેથી શીખવા જેવું છે. મરિયમને બરાબર ખબર છે કે કયા રોગીને, તેના રોગની પરિસ્થિતિને લીધે કેવું ભોજન મળવું જોઇએ અને તે ભૂલ્યા સિવાય તૈયાર કરી તેને આપે છે. તેમાં કોઇ પણ પ્રકારની ભૂલચૂક થવાજ દેતી નથી.

દસ મિનિટ મિસ એ. એન. વૈગનર સાથે પણ વાતચીત કરી લો. તેઓ એકસો સત્તાવીસ બાળકોની નિરીક્ષક—અથવા કહો કે પાલક—પોષક છે. એ આપને બતાવશે કે બાળકો કેટલાં પ્રસન્ન રહે છે અને સવારે જ્યારે તેઓ નાસ્તો કરે છે, તે સમયે તેમના પ્રફુલ્લ ચહેરાઓ જુઓ!

## ધમતરી (શાંતિપુર)

અહીંવાળાઓએ એક અત્યંત ઉપયોગી યોજના બનાવી છે, તેથી જેમની બીમારી બંધ થઇ છે. તે રોગીઓને અને સ્વસ્થ બાળક–બાલિકાઓને પણ ખેતીના કાર્યને માટે થોડીક જમીન આપીને વસાવી શકાશે. મધ્ય પ્રદેશની સરકારે ૧૯૦૦ એકર જમીન આપવાનું વચન આપ્યું છે.

## ચંબા (પંજાબ)

અહીં ડૉકટર હચીસને સાઠ વર્ષ સુધી કામ કર્યું હતું. સન ૧૮૭૬ માં મિ. બેલી સાહેબે તેમને આ કાર્ય સોંપ્યું હતું, ત્યારથી તેઓ તે હમેશાં કરતા રહ્યા છે. અઠ્યાસી વરસના આ વૃદ્ધનો ઉત્સાહ પ્રશંસનીય હતો. જ્યારે ડૉ. હચીસનનું મૃત્યુ નજીક હતું ત્યારે તેમણે પોતાના સાથીઓને બોલાવીને કહ્યું: "મારી સ્મૃતિ કાયમ રાખવા માટે બસ મારી એકજ ઇચ્છા છે કે, આ કોઢીઓની સેવાનું કાર્ય ચાલુ રહે." સાઠ વર્ષની સેવા! ભલા, આ ઋણુથી આપણે કેવી રીતે ઋણુમુક્ત થઈ શકીએ ?

## બાગવાની

સ્થાન તો અનેક જોવાનાં છે, પરંતુ હમણાં એટલો સમય નથી. જો સમય હોત તો હું આપને રાવળપિંડીના આશ્રમમાંનું કંતામણનું કામ બતાવત, નૈનીના આશ્રમની ગૌશાળાનાં દર્શન કરાવત અને મિ. પિતલે કે જેમણે પોતેજ આ રોગથી પીડિત હોવા છતાંએ રોગીઓ માટે મહાન કાર્ય કર્યું છે; તેમની સાથે આપનો પરિચય કરાવત.

એક વાત ધ્યાન આપવા યોગ્ય છે. આ આશ્રમના નિવાસીઓને બાગાયતનો શોખ છે અને ક્યાંક તેમણે સુંદર પુષ્પોના છોડ ઉગાડી રાખ્યા છે અને ક્યાંક શાકભાજી પણ ઉગાડી છે.

બાંકુરાના આશ્રમમાં આપને સુંદર પુષ્પો તથા શાકભાજીનો બગીચો જણાશે અને રાણીગંજનો આશ્રમ તો જાણે એક ઉપવનજ છે. ભાગલપુરમાં મિસ કૌવ ફૂલ ઉગાડી રહ્યાં છે અને મુજફ્ફરપુરના આશ્રમવાસીઓને ખેતી અને બગાયતનો શોખ છે. પુઇ (મુંબઇ પ્રાંત) માં આપને સુંદર બગીચો જણાશે અને પુનાની

નજીક ખંડવામાં, જ્યાં આજે સૂકી જમીન જણાય છે, ત્યાં કાલે ફૂલ, ફૂલ ને ફૂલજ નજરે પડશે. નૈનીનું તો કહેવુંજ શું? જ્યાં કૃષિવિદ્યાના નિષ્ણાત ડા. એસ. હિગ્ગીનબોટમ રહેતા હોય, ત્યાં તો આશ્ચર્યજનક ઉન્નતિ થવીજ જોઇએ. આ આશ્રમમાં દૂધ પણ ખૂબ ઉત્તમ પ્રકારનું થાય છે અને શાકભાજી તથા ફળોની ભરપૂરતા છે.

જે ખાસ મહત્ત્વનું કાર્ય લેપર–મિશન કરી રહ્યું છે, તેનો એક ભાગ આપણે ચર્મ–ચક્ષુઓદ્વારા જોઇ લીધો; પરંતુ આ કાર્યની પાછળ જે સેવાપૂર્ણ ભાવના છે, તેનો અનુભવ આપણે જ્ઞાન–ચક્ષુઓદ્વારાજ કરી શકીએ છીએ. મહાત્મા ગાંધીજીએ લખ્યું છે કેઃ–

"ગુલાબ ખીલે છે ત્યારે તેને ખીલવવાનો ઢંઢેરો પિટાવવો પડતો નથી, તેની સુગંધજ તેની મધુરતાનું પૂરતું પ્રમાણ છે. એજ પ્રમાણે એક સાચા ખ્રિસ્તીનું જીવન પણ ગુલાબની પેઠે ચૂપચાપ વિકાસ પામે છે અને આવું ગુલાબી જીવનજ ખ્રિસ્તના સાચા પ્રભાવનું સૌથી વિશેષ સાચું પ્રમાણ છે."

પ્રિય વાચકગણ!

મને ખબર નથી કે કોડીબંધ સાચા કાર્યકર્તાઓની સેવાથી બનેલા આ સુગંધમય ઉપવનની સહેલ કરનાર આપ કોણ છો?

શું આપ કોઇ માનનીય મહિલા છો?

ત્યારે તો હું આપને કહીશ કે, આ મહાન ઉપવનની સ્થાપનામાં મહિલાઓનો જબરજસ્ત હાથ છે. આયરિશ પિમ કુમારીઓની હકીકત તમે વાંચી ચૂકયા છો અને અમેરિકન મિસ મેરી રીડ સાથે પણ આપને પરિચય થયેલો છે. નાસિકની અંગ્રેજ મહિલા મિસ હારવેનું જીવનચરિત્ર પણ કોઇ વાર આપને સંભળાવીશ. તેમણે પોતાના જીવનમાં પાંતરીસ વર્ષ (૧૮૯૭ થી ૧૯૩૨ સુધી) આજ ભાઈ બહેનોની સેવામાં ગાળ્યાં હતાં. સિત્તેર વર્ષની ઉંમરમાં એમનો દેહાંત થયો. તેમને બધા આશ્રમવાસીઓ 'મા' કહેતાં હતાં અને આ જ એમનો સૌથી મોટો પુરસ્કાર હતો. સ્કોટલેંડનાં સ્ત્રીચિકિત્સક ઇસાબેલ કરે પોતાના જીવનનાં સર્વોત્તમ વર્ષ દીચપાલી (દક્ષિણ–હૈદરાબાદ)માં ગાળ્યાં હતાં. રામચંદ્રપુરમ (પૂર્વ ગોદાવરી) માં આજે

પણ એક એંશી વર્ષની ડોશીને આપ આ દીન-હીન પીડિત ભાઇબહેનોની સેવા કરતાં જોઇ શકો છો. એ કેનેડાવાસી છે. આ પ્રકારે આઇરિશ, અમેરિકન, અંગ્રેજ અને કેનેડિયન મહિલાઓના ત્યાગ અને બલિદાનથી આજે આપણા સમાજના અત્યંત દીન-હીન ભાગની સેવા થઇ છે. ભારતવર્ષમાં હજારો બહેનો કોઢના રોગથી પીડાય છે. ૨૬૦૦ સ્ત્રીઓ તો આશ્રમોમાંજ રહે છે. શું તેમના પ્રત્યે આપ આપનું કર્તવ્યપાલન કરશો ? અથવા શું આપ કોઇ લેખક છો ?

તો મારી આપને પ્રાર્થના છે કે, આપ કોઇ વાર આ તેંતાળીસ આશ્રમોમાંથી કોઇએકની તીર્થયાત્રા કરો અને પોતાની નજરે એ મહત્ત્વપૂર્ણ કાર્યને જુઓ અને આપની લેખિનીનો ઉપયોગ આ નિઃસહાય દેશબંધુઓને માટે પણ કરો. એક રશિયન લેખકના નીચે લખેલા વાક્યને ન ભૂલશોઃ

"શું તમે લેખક બનવા ઇચ્છો છો ? જો હા, તો તમારી જાતિના પુરાણા જમાનાથી સંચિત દુઃખ સમૂહનો ઇતિહાસ વાંચો. જો તે વાંચતાં વાંચતાં તમારું હૃદય વિદીર્ણ ન થાય, તો તમારી કલમને ફેંકી દો. બસ, પછી સૌ કોઇ તમારા પાષાણહૃદયની ખેદ-જનક શુષ્કતાને ઓળખી લેશે."

જો લખનારની પાસે એક કોમળ હૃદય હોય, તો પ્રત્યેક કોઢીનું જીવન તેને એક અમર કહાણી અથવા હૃદયવેધક નિબંધનો મસાલો આપી શકે છે.

જો આપ કોઇ રાજનૈતિક કાર્યકર્તા હો, તો મારે માત્ર એટલું-જ કહેવાનું છે કે, જ્યારે આપ રાજનૈતિક કોઢ (ભારતની ગુલામી) ને દૂર કરવાનો પ્રયત્ન કરી રહ્યા છો, ત્યારે આ લોકોને પણ ન ભૂલશો. રાજનૈતિક કાર્ય અને સમાજ-સેવા બન્ને સાથે સાથે ચાલી શકે છે અને ચાલવાં જોઇએ.

અત્રે સેવા-ઉપવન વિષેનો લેખ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. વાચકોને નિવેદન છે કે, તેઓ આ કાર્યને માટે જે કંઇ મદદ મોક-લવા ઇચ્છે તે સીધી મિ. ડી. એ. મિલર, મુ- પુરુલિયા (બિહાર) મોકલે. ('નવચેતન' જૂન ૧૯૩૭ ના અંકમાંથી)

# ७३–धारीनो 'रामबाग'

ધારીમાં થોડા અવ્યવસ્થિત આંબાઓ જોઇને મારા એક મિત્ર બોલી ઊઠ્યા: "ખરેખર, આ જમીન આંબાઉછેર માટે અતિ સુંદર છે, પણ ખેડૂતો પોતાની ઊંઘમાંથી જાગતાજ નથી."

મેં કહ્યું કે, "અહીંયાં હમણાં લગભગ બે વર્ષથી કાઠિયાવાડના પ્રખ્યાત કાર્યકર શ્રી. રામજી હંસરાજે પોતાનો બાગ કરેલ છે, તેમાં તેમણે આંબા તથા બીજાં ફળઝાડોનું વાવેતર કરેલ છે અને પોતાના બાગ ઉપરથી બીજા ખેડૂતોને કહે છે કે, "આ પ્રમાણે જમીનનો ફેરફાર જાતમહેનતથી કરી શકાય છે" અને તેમણે ફળઝાડઉછેર મંડળી પણ કાઢીને ખેડૂતોને તે પોતાના બગીચા તથા રાજ્ય તરફથી જોઈતી મદદ અપાવ્યા કરે છે.

તેમનો શુભ ઉદ્દેશ એવો છે કે, કાઠિયાવાડ પૂરતાં તથા બીજે મોકલી શકીએ તેટલાં ફળો આપણે ત્યાંજ થવાં જોઇએ. તમામ આમવર્ગ તથા ખેડૂત અને ગ્રામજનતાને કેરી અને બીજાં ફળો ખાવા માટે મળવાં જોઇએ.

આજની ગ્રામજનતા જે પોતાના પૈસા, પોતાનાં છોકરાં માટે ગમે તેવી ગંદી ચીજો તથા રમકડાંમાં નાખે છે, તેને બદલે ફળફળાદિ ખરીદ કરીને પોતાની જાત અને પોતાના કુટુંબની આરોગ્યતામાં વધારો કરે તે વધારે સારું છે.

અહીંની ગ્રામજનતામાં સારાં શાકભાજી ને ફળો ખાવાનો પ્રચારજ નથી. ખેડૂતો તો કહે છે: "ના, ભાઇ, તે તો મોટા માણુસનું કામ. અમારે ગરીબ માણુસને ફળ–શાક કામનાં નહિ." વિલાયત કે અમેરિકાની માફક ફળશાકનાં વિટામિન તત્ત્વોની અહીંની ખેડૂત-પ્રજાને જાણ નથી.

શ્રી. રામજીભાઇએ પોતાનો બાગ શરૂ કરીને, તેમાં ફળઝાડો રોપીને આમજનતાને નવો આદર્શ આપેલ છે.

તમોને આશ્ચર્ય જણાશે કે, બહુજ ઓછી એવી શહેરી પ્રવૃત્તિ-

વાળા ધારી ગામ તથા આજુબાજુનાં ગામડાંમાં આજે રામબાગનાં મીઠાં ફળોની ખપત કેટલી છે! પપૈયાં કે જે ધારીમાં કોઇક વાર માંદેસાજે દેખાતાં ને કેળાં તો દિવાળી કે જન્માષ્ટમી જેવા તહેવારો હોય ત્યારેજ નજરે પડતાં; તે આજે બજારમાં ચારે બાજુ મળે છે અને પ્રજા તેનો છૂટથી ઉપયોગ કરે છે.

બાગના સંચાલકોને પણ બરાબર ખાતરી નહોતી કે, ધારી ગામ આટલાં ફળફળાદિ ખાઈ શકશે! તેમને તો શરૂઆતમાં મારકેટનો સવાલ મૂંઝવતો હતો. આવીજ રીતે બીજાં તમામ ફળો જેની હજુ શરૂઆત છે તે ધારીની બજારમાં ખપી જશે એમ લાગે છે.

ધારી ગામને ફળ અને સારાં શાકભાજી ખાવાનો પ્રચાર કરવાનું માન રામબાગનેજ ઘટે છે."

આ વાતચીત ઉપરથી મારા મિત્રે તે પ્રસિદ્ધ બાગ જોવાની ઇચ્છા દર્શાવી. અમે બન્ને જણા ધારીથી રામબાગને રસ્તે નીકળ્યા. કોઇ પણ અજાણ્યા માણસને રામબાગમાં જવું હોય તો બિલકુલ મુશ્કેલી ન આવે, તેટલા માટે વળાંક લેતા રસ્તાઓ ઉપર પોતાના નામનાં બોર્ડ મારી રસ્તો બતાવેલો છે.

તે રસ્તે ચાલતાં અમે સુંદર એવા લીલોતરીવાળા પ્રદેશમાં પહોંચ્યા. દરવાજા નજદીક આવતાં કોઇને પણ પૂછવું પડે નહિ કે રામબાગ કયાં હશે ? કારણ ફૂલોથી સુશોભિત તેનો દરવાજો, આજુબાજુ લીલી કુંજાર, કોઇ પણ કળાકારને બે ઘડી આકર્ષે એવી જગ્યા હતી.

અમે સીધા તેની ઓફિસમાં ગયા અને ત્યાંના વ્યવસ્થાપકને મળ્યા. તેમણે તેમની આખી પ્રવૃત્તિની વિગત તથા ત્યાંનાં સૂચિપત્ર આપ્યાં અને અમોને બાગ બતાવવા સાથે આવ્યા.

સૌથી પહેલાં એંજિન–પંપ અને કૂવો જોવા ગયા. ત્યાં બે પંપ ૩"×૩" અને ૪"×૩" કિર્લોસ્કરના મૂકેલા હતાં. જ્યારે બન્ને પંપો સાથે ચાલતા હોય ત્યારે એમજ લાગતું કે, નાનો એવો જળધોધ પડે છે ને ચારે કોર પાણી પાણી લાગતું. ત્યાંથી આગળ ચાલતાં મજૂરોને રહેવાનાં મકાન પણ ઘણીજ સગવડતાપૂર્વક કરવામાં આવેલાં છે,

બાજુમાંજ રામબાગના પ્રખ્યાત મધુબિંદુ પપૈયાં હતાં. એકજ સરખી હાર તથા એકજ સરખી ઊંચાઇ. જાણે બરાબર માપમાં ઊગેલાં હોય એમ જણાતું. ફાલ પણ એકસરખો. ત્યાંના વ્યવસ્થાપકે સમજાવ્યું કે, આવાં પપૈયાં વાવ્યા પછી નવ, દસ મહિને ફાલ આવે છે ને જમીનને અડકીનેજ ફાલ શરૂ થાય છે. ફાલ શરૂ થયા પછી અતૂર ચાલુ રહે છે, તે તેની ખાસ ખાસિયત છે.

આ દરમ્યાન મારી નજર તો ત્યાંની લોટણ (બસરાઇ) કેળો ઉપર ખાસ ચોંટી. કારણ, પાંચ ફૂટ ઊંચી, અઢી ફૂટ જાડી અને સુંદર ભરાવદાર લૂમ, આ વસ્તુ ખાસ આકર્ષે તેવી હતી. તે કેળોની અંદર જ્યારે ચાલીએ ત્યારે એમજ લાગતું કે, કોઇ ગીચ જંગલમાં ભૂલા પડ્યા હોઇએ ! આ લોટણકેળ અહીંની જમીન માટે નવીનજ હતી. તેની ફતેહમંદી માટે પૂરી શંકા હતી. તેને આ રીતે આ જમીનમાં ફતેહમંદ ઊછરેલી જોઈ રામબાગના સંચાલકોનો હર્ષ માતો નહોતો. આ હર્ષમાં માત્ર તેમના પોતાના લાભનીજ ભાવના નહોતી, પણ વાડીવાળા સામાન્ય ખેડૂતોને આ સારી આવક અપાવનાર વસ્તુની સિદ્ધિ થઇ તે ભાવ મુખ્ય હતો.

આ બધામાં મુખ્ય વસ્તુ તો હજી રહી ગઇ, તે આંબા. આખા બગીચામાં દર પચાસ ચોરસ ફૂટે એક આંબો રોપેલો જણાતો. તે પણ નામચીન કલમ જેવી કે માંગરોળની આંબડી, મહુવાનો જમાદાર, આફૂસ, લંગડો, મલગોબા, પાયરી વગેરે વગેરે હતી. ત્યાંના વ્યવસ્થાપકે તે કલમો બતાવી અને દરેક બે કલમની વચ્ચે જામફળી, મોસંબી, ચીકુ, સંતરાં વગેરે ઝાડો રોપેલાં છે તેની સમજણ આપી.

આ બે વર્ષની પ્રગતિ જોનારને તો એમ લાગે કે જાદુઇ બગીચો તો નથી ને ! કારણ, બે વર્ષ પહેલાંના સૂકા પ્રદેશને લીલોછમ બનાવેલ હતો.

કેળાં, પપૈયાં તો આંબાઉછેર માટેનો અંતરકાપ છે, એટલે ખેડૂતો આંબા વાવી તેમાં આવા બીજા પાકો વારાફરતી લઇ શકે.

ત્યાંથી આગળ ચાલતાં શાકભાજીનું વાવેતર જણાયું. તે પણ કોબી, નોલકોલ, કોબીફ્લાવર, મોટાં ટમેટાં, મરચાં, ચાયનીઝ જાય-

ન્ટ અને પરદેશી શાકનું વાવેતર છે.

તેની બાજુમાં શેરડીનો વાડ નજરે પડ્યો, તેનું નામ પૂછતાં જણાયું કે તે પી. ઓ. જે. નામની ક્રોસ કરેલી શેરડી છે. જેનું વાવેતર કાઠિયાવાડમાં ખાસ નથી અને તે બેથી ત્રણ વર્ષ રહી શકે છે. આ બીજા વર્ષનાં અફડાં છે. તે પણ લાંબી ખૂબ અને ગીચોગીચ હતી કે અંદર જતાં પણ મુશ્કેલી પડે.

ત્યાંથી આગળ ચાલતાં પોતાને ત્યાંજ તૈયાર થયેલાં મધુબિન્દુનાં બિયાંમાંથી ૧૦૦૦ પપૈયાંનો જબરજસ્ત પ્લોટ નજરે પડ્યો તે પપૈયાની ઉંમર દશ માસની હતી. તેનો ફાલ જોનારને ખરેજ આશ્ચર્ય થાય તેવું હતું. પોપૈયાંને જમીનને અડકીને ફાલ શરૂ થયેલો હતો. ત્યાંના નર પોપૈયાને જો પાન બીજી તરેહનાં હોત તો સહેજે જોનારને પૂછવાની ઇચ્છા થાત કે આ ઝાડ કયું ? કારણ નકરાં સુવાસિત ફૂલોથી લદાયલું, ઠેઠ જમીનથી માંડીને ઉપલી ટોચ સુધી ફૂલ ફૂલ ને ફૂલજ નજરે પડતાં !

છાપાંઓમાં "મધુબિન્દુ" પપૈયાંની જાહેરાત રામબાગના સંચાલકો તરફથી આવતી અને તેમાં પપૈયાંને બેઠેલા ફાલનો ફોટો પણ આવતો, ત્યારે તે જોઇ એમજ થતું કે કદાચ કોઈ રખ્યાખડચા એકાદ પપૈયાંનું ઝાડ આવા ફાલવાળું હશે. પણ જ્યારે આ એક હજાર પપૈયાંનો તકતો નજરે જોયો અને તેમાં ફોટામાં આપેલાં પપૈયાંનાં ઝાડ જેવાં સેંકડો ઝાડ કરતાં પણ વધારે ફળ લાગેલાં અને છેક અડધા પોણા ફૂટથી લાગેલાં જોયાં, ત્યારે તો અમે આ પપૈયાંના તકતા ઉપર મંત્રમુગ્ધ થઈ ગયા. અને ત્યાંથી ખસવાનું મનજ ન થાય અને હજારો લાખો માણસોને આ પપૈયાંનું વન નજરે કેમ બતાવી શકાય તેની કોઈ યોજના થઈ શકતી હોય તો તેની કોઇ કલ્પનામાં તલ્લીન થઇ ગયા, ચારધામ સ્પેશિયલ, કાશ્મીર સ્પેશિયલો નીકળે છે; તેવી આવાં સુંદર સ્થળો જોવા સ્પેશિયલો કોઇ ન ગોઠવે ? તેમ વિચાર કરતા કરતા આગળ વધ્યા.

તેની બાજુએ ત્યાંનાં જાનવરોને માટે લીલાચારાનો પ્લોટ હતો. તેમાં રજકો, ગાજર અને પાળા ઉપર નવીન ચીજ જોઈ. તેનું આ-

બાદ ગોળ મજાનું થૂંબડું, ઉપર લાંબી દાંડીએ લાગેલાં બી. તેને વિષે પૂછતાં જવાબ મળ્યો કે તેનું નામ ગીનીઘાસ છે. તે દૂઝણા ઢોર માટે અતિ ઉત્તમ ખોરાક છે. તે ચારો ખોરાકમાં આપવાથી દૂધમાં સારો વધારો થયેલો માલૂમ પડ્યો છે. કશા વધારાના ખર્ચ સિવાય તે ચાલુ પાણીના ધોરીએ નાખવાથી સહેજે થાય છે.

અમે ત્યાંના પશ્ચિમ બાજુના છેડા ઉપરના નાના બંગલાની અગાસી ઉપર ચડચા, જે ગિરિવિહાર તરીકે ઓળખાતો બંગલો હતો. તે અગાસીમાંથી મધુબિન્દુ પપૈયાનો પ્લોટ, લોટણકેળ, રજકો અગથિયાની સુંદર રાંગ અને રામબાગનું સુંદર દૃશ્ય નજરે પડતું હતું. આસપાસ સૌરાષ્ટ્રની પ્રસિદ્ધ ગિરિની ગિરિમાળાનાં દર્શન અમને આહ્લાદ આપતાં હતાં.

નીચે ઊતરીને પછી ફરતા ફરતા ત્યાંના બાગની વચ્ચોવચ આવેલા અતિથિગૃહના મકાને આવ્યા. તેની આજુબાજુની જગ્યા ફૂલઝાડ તથા કેળ, આંબા, મોસંબી વગેરેથી સુશોભિત હતી.

અતિથિગૃહની બાજુમાં બાગ અને વેચાણને અંગે કલમ–રોપા ઉછેરવા માટેની નર્સરી જોઇ. તેની અંદર આંબા, દ્રાક્ષ, રાતરાણી, કૃષ્ણવેલ, ગુલાબ, ચીકુ વગેરે કલમો જોઇ.

ત્યાંથી આગળ ચાલતાં એલાયચી કેળોના પ્લોટમાં દાખલ થયા. એલાયચી કેળો લગભગ ૩૦૦૦ હતી. જેમ ફળનો રાજા આંબો છે તેમ કેળોમાં એલાયચી રાજવંશી છે; કારણ, તેની પાતળી છાલ, અતિશય મીઠાશ. તે કેળાં ખાવાથી ભાર રહેતો નથી, તે તેની ખાસિયત છે. દશથી પંદર ફૂટ તેની ઊંચાઇ અને પાતળી એવી લાંબી કેળો ઉપર સુંદર ભરાવદાર લૂમ, જેની અંદરથી ૧૦૦ થી ૧૫૦ કેળાં ઊતરે છે.

તેનીજ પાસે તારનો જબ્બર માંડવો ઊભો કરેલ હતો. તેને વિષે પૂછતાં તે પરવરના વેલા ચડવા માટેનો બાંધેલો હતો. પરવરનું વાવેતર આટલા મોટા પ્રમાણમાં કાઠિયાવાડમાં પહેલુંજ છે.

આ બધામાં આંબા, મોસંબી, સંતરાં, જામફળી, ચીકુ વગેરે ફળઝાડો તો ખરાંજ.

ત્યાં પણ નાની એવી બંગલી જોઇ. તે સરિતા–તીર તરીકે ઓળખાતી હતી. એક ચોકીદાર ત્યાં રહે છે. તેની અગાસી ઉપર ચડીને બગીચાનું દશ્ય જોનારને બે ઘડી ત્યાં વિરામ લેવાનું મન થયા વગર નજ રહે. બાજુમાં વહેતી નદીનું દશ્ય પણ અનુપમ હતું.

નીચે ઊતરીને અનેનાસના પ્લોટમાં ગયા. અનેનાસ ખાસ આસામથી મંગાવીને અખતરા ખાતર રોપેલાં, તે પણ ખૂબ સારી રીતે ઊછરેલાં હતાં. અનેનાસનો પણ કાઠિયાવાડમાં પહેલો પ્રચાર છે. તે આંબાની છાયા નીચે સરસ ઊગે છે. એટલે આંબા ફાલ આપના થઇ ગયા પછી નીચેની જમીનનો ઉપયોગ ખેડૂતો આવી રીતે કરે તો લાભદાયી છે.

ત્યાંની નદીને કિનારે ચાલી આવતી બેઉ બાજુ નાળિયેરીની હારમાંથી પસાર થઇને પાંચ જૂના ફાલ આપતા આંબા પાસે પહોંચ્યા. તેમાંના એક આંબે આ વર્ષે સાઠ મણ કેરી આવી હતી. તે આંબાની છાયામાં બ્રાહ્મી અને લીંડીપીપર વાવેલાં જોયાં. તે પણ આંબાની છાયામાં થનારાં છે.

ત્યાંથી અમે સીધા ઑફિસના મકાન પાસે પહોંચ્યા. તેની બાજુએ મોટા ખાડા હતા, કે જેના ઉપર કંપોઝડ ખાતરના ખાડા હારબંધ હતા અને દરેક ખાડાની ઉપર એકેક પાટિયું હતું. તે પાટિયામાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

(૧) અનુક્રમે નંબર......(૨) પહેલી ફેરણી તા.........(૩) બીજી ફેરણી તા.........(૪) બહાર કાઢવાની તા.........(૫) તૈયાર થયાની તા.........એ પ્રમાણે નવ ખાડા જે બે ફૂટ ઊંડા અને ૯×૫ ફૂટ લાંબા–પહોળા હતા.

તે ખાતરની આખી યોજના ત્યાંના વ્યવસ્થાપક સાહેબે અમોને સમજાવી. ખેડૂતોને વાડી માટે જોઇતું ખાતર ટૂંક મુદતમાં તથા સારાં તત્ત્વોવાળું ઘણાજ સારા પ્રમાણમાં મેળવી શકાય છે. તેની રીત એવી છે કે, તબેલામાં ઢોરનું મૂતર, છાણ વગેરે નકામા બગીચાના ઘાસની પથારી કરીને ઝીલી લેવામાં આવે છે અને તે તમામ કચરો એક ખાડામાં નાખી, ઉપરાંત આજુબાજુનું આચરકૂચર ભેગું

કરીને ખાડામાં નાખે છે. તેના ઉપર છાણ વેરી દઇને પછી એક ડબો પાણીનો (કેરોસિનનું ટીન) બે પોદળા છાણના, બે ખોબા રાખના, બે ખોબા મૂતરવાળી ધૂળના અને બે ખોબા ગળતિયું ખાતર. તે બધું ભેગું કરીને આખું મિશ્રણ ખાડામાંના કચરા પર છાંટી દેવું. આ પ્રમાણે એક ખાડામાં સાત દિવસ સુધી ખાતર આવી રીતે એકઠું કરવું. પછી બીજો ખાડો શરૂ કરવો. પહેલો ખાડો પંદર દિવસ પછીથી તેનો અર્ધો ભાગ કાપી બીજો અર્ધો ભાગ તેના ઉપર નાખી દેવો. ત્રણ અઠવાડિયાં પછી તે આખા ભાગને ફેરવી નાખવો. એક મહિના પછી તે ભાગને બહાર કાઢી નાખવો અને બહાર કાઢેલો ભાગ એક મહિના પછી વાપરવા લાયક થાય છે. આ રીતે જે ખાતર વર્ષ દિવસે પણ જૂની રીતે વાપરવા લાયક નથી થતું, તેના બદલે આ પદ્ધતિએ સાડા ત્રણ મહિને વાપરવા લાયક સારા તત્ત્વોવાળું અને ઘણા પ્રમાણમાં તૈયાર થાય છે.

ત્યાંથી અમે ઓફિસના મકાનમાં આવી પહોંચ્યા. ત્યાં અમારું વ્યવસ્થાપકે ફળથી સ્વાગત કર્યું. નાસ્તો કરતાં કરતાં વ્યવસ્થાપક મહાશય સાથે વાર્તાલાપ કર્યો તે હું નીચે મૂકું છું.

(૧) આ આખા બગીચામાં કેટલાં ફળઝાડ છે?

હાલમાં રામબાગમાં ૨૦૦ કલમી આંબા; જેમાં મોટા પ્રમાણમાં મહુવાનો પ્રખ્યાત જમાદાર, માંગરોળની આંબડી અને આફૂસ છે. એ સિવાય લંગડો, મલગોબા, રાજાપુરી, અષાડી, શ્રાવણિયો, બોરસિયો, દાડમિયો અને વેલિયો છે. ૩૦૦ ગોટલાના આંબા છે જેમાંથી ૨૦૦ ઉપર રિગ્રાફ્ટ કરીને કલમી આંબામાં ફેરવી નાખવામાં આવશે. ૨૫૦ મોસંબી, ૨૦ સંત્રાં, ૨૦ ચીકુ, ૨૫૦ જામફળી (દેશી મહુવાની), ૫૦૦ જામફળી બનારસ–અલ્લાહાબાદી અને ૧૦ બી વગરની છે. ૨૦૦ નાળિયેરી દેશી, ૨૫ નાળિયેરી (બોના ત્રણ વર્ષે ફળતી), ૧૨ ક્રોસ બ્રીડ (૪ વર્ષે ફળતી), ૫ સીંગાપુરી તથા બીજાં પરચૂરણ ફળઝાડો નીચે પ્રમાણે છેઃ–ગ્રેપફ્રૂટ, દાડમ, સીતાફળી, અજમેરી બોર, મામાફળી, લીચી, બીજોરું, અંજીર, શેતુર, સફેદજાંબુ, બદામ, દ્રાક્ષ, અનેનાસ વગેરે છે. ઉપરાંત ૫૦૦

કેળ જેમાં લોટણુ (બસરાઇ), એલાયચી, દેશી, સોનેરી, લાલછાલ અને ૨૫૦૦ પપૈયાં જેમાં મોટો ભાગ પ્રસિદ્ધ 'મધુબિંદુ' પપૈયાંનો છે.

(૨) આપે આમાં સારી પેઠે મૂડી રોકી હશે, પણ સામાન્ય માણુસ તથા ખેડૂતવર્ગ તે કેમ કરી શકે?

જવાબમાં સંચાલકે જણાવ્યું કે, આ બગીચાનો હેતુજ સામાન્ય ખેડૂતોને લાભ લેતા કરવાનો છે. દાખલા તરીકે અહીંથી એકાદ કલમ કે દસબાર કેળના પીલા કે એકાદ મધુબિંદુ પપૈયું ખરીદ કરીને પોતાના બાગમાં રોપે તો તેમાંથી એકના અનેક કરી શકે અને બીજું અમોએ તો ખૂબ મોટા પાયા ઉપર અને તાત્કાલિક કામ શરૂ કર્યું, માટે ઘણી મૂડીની જરૂર પડી; પણ ખેડૂતો તો પોતાના રોજિંદા કાર્ય સાથે સંમિલિત કરીને આનો સારો વિકાસ સાધી શકે.

(૩) તમારી આખી યોજના ખેડૂતોને આપ કેવી રીતે સમજાવો છો અને તે કેમ અમલમાં મૂકે છે?

એ માટે રામબાગ તાદૃશ્ય નમૂનો છે. તે ઉપરાંત રામબાગના વ્યવસ્થાપકો તેની શક્તિ પ્રમાણે સલાહ આપવા તૈયારજ હોય છે. શ્રીયુત રામજીભાઇ પોતે પણ અવારનવાર પોતાને ત્યાં ખેડૂતોને નિમંત્રી પોતાનો બાગ સક્રિય બતાવે છે. સાથે સારા એવા ખેતી નિષ્ણાતોને બોલાવી ખેડૂતોને નવું જ્ઞાન આપવા કોશિશ કરે છે.

(૪) રામબાગ જોવા માટે આજુબાજુનાં ગામડાંનાં માણુસો આવે છે ખરા?

આજુબાજુના પ્રદેશમાં રામબાગ એક જાણવા લાયક સ્થળ બન્યું છે અને સાર્વજનિક પ્રયોગ કૃષિક્ષેત્રની જેમ આસપાસની ગ્રામજનતા છૂટથી જોવા–જાણવા માટે ઉપયોગ કરે છે તથા તહેવારના દિવસે તો ધારી તળપદના પુષ્કળ માણસો ઊમટી પડે છે. આશરે દર માસની મુલાકાત લેનારની સંખ્યા ૧૫૦ સુધીની લગભગ છે. ઉપરાંત વડોદરા રાજ્યના ખેતીવાડી ઑફિસર મિ. એલન સાહેબ આ બાગની વિઝિટ બે વાર લઇ ગયા; તથા ફળઝાડ ઉછેર ખાતાના અમલદાર પણ અત્રે અવારનવાર આવીને સલાહ–સૂચના આપ્યા કરે છે. ઊપરાંત બીજા અમલદારો કે જે અમરેલી આવ્યા હોય તે

જરૂર ધારી આવી જોઈ જાય છે. જો કે આ રસ્તો તેમને બરાબર સુગમ પડતો ન હોવા છતાં પણ આવે છે; કારણ, તેમને આ બાબતમાં રસ હોય છે. રાજ્યના અમલદારો ઉપરાંત નામદાર વડિયા દરબાર સાહેબ, તેમના દીવાન સાહેબ, હજૂર સેક્રેટરી વગેરે મંડળી સાથે ખાસ બગીચો જોવા પધાર્યા હતા. તે ઉપરાંત જે જે દેશનાયકો અમરેલી સુધી આવે છે, તેઓમાંના ઘણા રામબાગની પ્રવૃત્તિ જોવા ચૂકતા નથી.

(૫) આપની આ યોજના તથા બાગની અસર વડોદરા રાજ્યના ખેતીવાડી ખાતા તથા બીજા અમલદારો ઉપર કેવી થઇ છે?

વડોદરા રાજ્યના ખેતીવાડી ખાતાના ઑફિસર મી. એલન સાહેબને આ યોજના તથા આ બગીચો ખૂબજ ગમવાથી તેમણે રાજ્ય પાસે આ યોજનાને ટેકો મળે એવી વસ્તુ રજૂ કરી છે. બીજું આ રાજ્યના ખેતીવાડી ખાતાને તો આખો પ્રદેશ ફળઝાડથી ભરપૂર જોવાની હોંશ છે. તેઓ વારંવાર રામબાગમાં આવીને શ્રી. રામજીભાઇ હંસરાજને મળી નવી યોજના રચી રાજ્ય પાસે મૂકે છે અને રાજ્યે પણ તેમાં રસ લઇ તે યોજના મંજૂર કરીને થોડી સગવડો ખેડૂતપ્રજા આગળ મૂકી પણ છે.

તાજેતરમાં નામદાર દીવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચાર્ય તથા વડોદરાના રેસિડેન્ટ કર્નલ વેર પણ રામબાગની મુલાકાત લઈ ગયા. આ મુલાકાતથી રામબાગમાં થતાં ફળઝાડના ઉછેરની તેમના બન્નેના ઉપર ખૂબ ઊંડી અસર થઈ અને જે યોજના આ વિભાગમાં ફળઝાડ ઉછેરવાની રાહત આપવાની ચાલે છે, તેમાં ઘણો વધારે લાભ મળવા પૂરો સંભવ રહે છે.

રામબાગના સંચાલકોએ માત્ર રામબાગમાં જે જે પ્રયોગોની સિદ્ધિ થાય તેનો લાભ સંકુચિત ક્ષેત્રમાજ આપવાની દૃષ્ટિ રાખી નથી. તેનો દાખલો તેમના પ્રસિદ્ધ 'મધુબિંદુ' પપૈયાંનો છે. તે પ્રયોગ સિદ્ધ થતાંની સાથેજ તેમણે પદરના પૂરા ખર્ચે પપૈયાના ફાલ સુધ્ધાત ફોટા સાથે જાહેર છાપાંઓમાં જાહેરાત આપી તમામ ગુજરાતી જનતાને જાણ કરી અને તેના બીનો ખૂબ કાળજીપૂર્વક

સંગ્રહ કરી ખૂબ સસ્તી કિંમતે પ્રચાર શરૂ કર્યો. જે બી તેમણે રૂા. ૨] ના ઔંસ લેખે મેળવ્યાં હતાં, તે બી તેમણે આઠ આને ઔંસ લેખે આપી ઉદારતા બતાવી છે. આ બી અત્યાર સુધીમાં ૨૦૦ જેટલા ઠેકાણે પહોંચી ગયાં છે. બ્રહ્મદેશ, બિહાર સુધીના ભાગમાં વસતા ગુજરાતી ભાઇઓએ તેનો લાભ ઉઠાવ્યો છે.

બે વર્ષ જેટલા ટૂંક વખતમાં ધારી આસપાસ ફળઝાડ વાવેતરનું બહુ જોરદાર વાતાવરણ સરજાયું છે, તે નીચેની ટૂંક માહિતી મળી છે તે ઉપરથી સ્પષ્ટ સમજાય તેમ છે.

ધારી તળમાં ૨૫૦૦ જેટલા ફળાઉ આંબા ત્રીસ વર્ષ ઉપરના છે ને તેટલા ધારી આસપાસના ભાગમાં છે. છેલ્લાં વીસ વર્ષમાં નવા આંબાના ઉછેર માટે નામનોજ પ્રયત્ન થયો છે. જ્યારે આ બે વર્ષમાં ધારી અને આસપાસનાં ગામડાંમાં પાંચ હજાર ઉપરાંત નવા આંબા ઉછેરવા શરૂ થઇ ગયા છે.

મોસંબીનું ફળાઉ ઝાડ ધારીમાં એકજ હતું. તેની જગ્યાએ આ બે વર્ષમાં નવાં મોસંબીનાં ઝાડો ધારી તેમજ આસપાસનાં ગામડાંમાં ચારસો ઉપરાંત નખાયાં છે.

થોડાજ વખતમાં "મધુબિંદુ" પપૈયાની જેમજ જામફળીના વાવેતર અને સારી જાત સંબંધમાં મહત્ત્વનો સુધારો થશે. રામબાગના સંચાલકોએ બનારસ તેમજ અલ્લાહાબાદ જામફળીના બે હજાર જેટલા રોપ ચાલુ સાલે તૈયાર કર્યા છે. જે આવતા ચોમાસામાં ગ્રામજનતામાં વાવવા માટે આપવામાં આવશે.

બે એક વર્ષમાં રામબાગના સંચાલકો પોતાનાજ સારી જાતના કલમી આંબાઓની સારી ખાતરીવાળી કલમો પણ આ વિભાગની જનતાને છૂટથી પૂરી પાડી શકશે. તેથી કલમી આંબાનો પ્રચાર ખૂબ વધવા સંભવ છે.

ધારી તાલુકા ફળઝાડ-ઉછેર મંડળી સ્થાપી ધારી તથા આસપાસની ગ્રામજનતાને ફળઝાડ-ઉછેર માટે કેળવણી પ્રચાર ને સવલત આપવાનું મહદ્ કામ શ્રીયુત રામજી હંસરાજે ઉપાડી ગ્રામજનતાને ઋણી બનાવી છે કે, ધારી તાલુકાને લગતાં અમરેલી તાલુકાનાં ગામો

તથા કોડીનાર વિભાગનાં ગામોનું મંડળના કાર્ય તરફ ધ્યાન ખેંચાયું છે અને આ મંડળીના કાર્યક્ષેત્ર અને કાર્યમર્યાદાને વિસ્તારી તેને અમરેલી પ્રાંત ફળઝાડ-ઉછેર મંડળોમાં ફેરવવું. આ રીતે અમરેલી પ્રાંત ફળઝાડ-ઉછેર મંડળીમાં કાર્ય વિસ્તાર પામે તોપણુ મંડળનું મુખ્ય મથક ધારીજ રહેવાનું ઠરાવવામાં આવ્યું છે અને સરકાર ખર્ચે ચાલુ જમાનાના સંશોધન સાથેની નર્સરી સરકાર તરફથી સરકાર ખર્ચે આ મંડળીના સભાસદો માટે તૈયાર કરવાનું પણ ધારીમાંજ નક્કી થયું છે.

રામબાગ સંબંધી અમારી પ્રથમ મુલાકાતે અમને જે જે પ્રાથમિક દૃષ્ટિએ અસર જણાઇ, તે અમારા આવા કામમાં રસ લેનાર અમારા જેવા બીજા અનેક ભાઇઓને પણ જણાવવી જરૂરની લાગવાથી આ લેખદ્વારા વાચકો પાસે મૂકી છે. અમને પૂરી ખાતરી છે કે અમારા જેટલોજ સૌને આનંદ થશે. ('યુવક' માસિકના એક અંકમાંથી)

---

## ૭૪-आदर्श कारखानुं

(અનાજ સિવાયનો જીવનની જરૂરિયાતનો ઘણોખરો માલ આજના યંત્રયુગમાં કારખાનાંમાં તૈયાર કરવામાં આવે છે એ તો સૌ કોઈ જાણે છે, પણ એ કારખાનાંની પીસણચક્કીનો વિચાર કરતાં મજૂરોને જે કંપારી છૂટે છે તેનો ખ્યાલ કેટલાને હશે? કારખાનાંના જીવન સાથે જડાઇ ગયેલી વિટંબણાઓ દૂર કરી મજૂરજીવન વધુ સુખી, સંતોષી અને સમૃદ્ધ બનાવવા કેટલા માલિકોએ વિચાર કર્યો હશે? અમે માનીએ છીએ કે બહુ ઓછાએ. એવા એક સહૃદયી માલિકે આ સંબંધમાં જે વિચારો દર્શાવ્યા છે તે અમે નીચે ઉતારીએ છીએ. મિ. સીબોમ રાઉન્ટ્રી વિલાયતના કોકો (કોફી જેવું પીણું) બનાવવાના કારખાનાના માલિક છે. તેઓ પોતે આદર્શ કારખાના માટે કેવું ચિત્ર ખડું કરે છે તે નીચેનો લેખ વાંચવાથી જણાશે-તંત્રી)

કારખાનાનો વહીવટ સારી રીતે ચલાવવા શું શું કરવું જોઇએ એનો વિચાર કરતાં કરતાં હું ખૂબ વિમાસણમાં પડયો અને અંતે જો મારું ધાર્યું થાય તો કેવા પ્રકારનું કારખાનું હું ઇચ્છું તેનું ચિત્ર મેં કલ્પ્યું. મારી એ કલ્પનાના કારખાનાની વિગતો હું અત્રે રજૂ કરું છું.

## વેપારનો ઉદ્દેશ રાષ્ટ્રસેવા કે અંગત નફો ?

પ્રથમ તો મને લાગ્યું કે, કારખાનાના માલિકે કેવળ પોતાની સ્વાર્થવૃત્તિ પોષવા તથા પોતાનો નફો મેળવવા માટેજ કારખાનું ન ચલાવતાં પ્રજાજીવનની જરૂરિયાત પૂરી પાડવાનું તથા રાષ્ટ્રીય સેવા કરવાનું ધ્યેય પોતાની સમક્ષ રાખી ચલાવવું જોઇએ. પ્રજાને જે વસ્તુઓ જરૂરની હોય તે આપણે સંતોષકારક કામગીરીની સ્થિતિ મારફત ઉત્પન્ન કરી બજારમાં વાજબી કિંમતે મૂકવી એ કારખાનું ચલાવવાનો ઉદ્દેશ હોય. કોઇ પણ વેપાર સારી રીતે ચલાવવો હોય તો આર્થિક સિદ્ધાંતોનો વિચાર તો જરૂર કરવો પડે, પરંતુ માલિકોએ ઉદ્યોગના હિત કરતાં પ્રજાહિતને વધુ પ્રાધાન્ય આપવું જોઇએ. આદર્શ કારખાનાનો વિચાર કરતાં મને લાગ્યું કે, આ સિદ્ધાંત તો હમેશાં નજર સમક્ષ રહેવો જોઇએ.

## કળાની દૃષ્ટિ : કારખાનાનો શણગાર

કારખાનાના મકાનનો વિચાર કરતાં મને લાગ્યું કે, આજનાં ઘણાંખરાં બેડોળ કારખાનાં જેવું આ આદર્શ કારખાનું બેડોળ ન હોવું જોઇએ. હું તો કોઇ બુદ્ધિમાન સ્થપતિ પાસે મકાનનો સુંદર કળામય પ્લાન કરાવું કે જેથી જોનારને પ્રથમ નજરેજ એ ગમી જાય. મકાનની દીવાલો પર હું સુંદર વેલો ચડાવું તથા આસપાસ બગીચા તથા રમતગમતનાં મેદાનો માટે ખુલ્લી જમીન છોડું. કારખાનાનું ભૂંગળું ધુમાડાવાળું ન થાય તે માટે પણ હું થઈ શકે તેટલો પ્રયત્ન કરું.

મારા આદર્શ કારખાનામાં હું સુઘડ અને સ્વચ્છ શહેરીઓ કામ કરવા આવે એમ ઇચ્છું, એટલે કારખાનાની અંદરની રચના પણ બને તેટલી સુંદર કરવા પ્રયત્ન કરું. હું કારીગરોને બને તેટલી

વધુ સગવડો આપું. તેમનાં કપડાં ઉતારવાનો એક સરસ ઓરડો હોય જ્યાં ભીંજાયેલાં કપડાં સૂકવવાની અને ઠંડાં કપડાં ગરમ રાખવાની વ્યવસ્થા હોય. ભીંજાયેલા બૂટ કે જોડા કાઢી નાખી જેમને સ્લિપરો પહેરવા હોય તેમને તે મળી શકે અને ભીંજાયેલા જોડા વરાળથી સુકાઇ જાય તે માટે વરાળની નળી ઉપર જોડા મૂકવાની સગવડ હોય. ઓચિંતી જરૂરત માટે છત્રીઓ પણ ત્યાં હોય. નજીકમાંજ નાહવાની ઓરડીઓ અને જાજરૂઓ હોય; તેમાં ગરમ પાણી, સ્વચ્છ ટુવાલ વગેરે જરૂરી સાધનો હોય. બધું સ્વચ્છને સુઘડ હોય. ખાતાંની અંદરની વ્યવસ્થા પણ ખૂબ ચીવટ અને ધ્યાનપૂર્વક યોજાયેલી હોય. મેં તો એ પણ વિચાર કર્યો હતો કે, આદર્શ કારખાનામાં સ્ત્રી કામદારોને જે યુનિફોર્મ આપવામાં આવે તે હું સારામાં સારા દરજી પાસે તૈયાર કરાવું અને તે એવા સુંદર અને આકર્ષક હોય કે ગમે તે સ્ત્રીને એ પહેરવાનું મન થાય અને પોતાના પોષાક તથા કામ બદલ તે મગરૂર બને.

જે ઓરડાઓમાં કામ થતું હોય તેની રચના પણ બેનમૂન હોય. કોઇને એમ ન થાય કે આ સજાનું કે કાળી મજૂરીનું સ્થાન છે. મકાન સાથે બંધબેસતા હોય તથા ચિત્તને પ્રસન્ન કરે એવા રંગો સૂચવવા હું કળારસિકોને નોતરું. બધી દીવાલો હું કલામય રંગોથી રંગાવું અને આજુબાજુ સુંદર ચિત્રો ટાંગું. મને એ પણ ખ્યાલ આવ્યો કે ગરીબ મજૂરો પણ મનપસંદ ફૂલ ખરીદવા પાઇ–પૈસો ખર્ચે છે, તો ખાતાની અંદર થોડાં ફૂલો ગોઠવવામાં આવે તો બધો દેખાવ ઘણોજ સુધરી જાય; તેથી નક્કી કર્યું કે હું ખાતાની અંદર ફૂલઝાડનાં કૂંડાં મુકાવું અને ખાતાનું વાતાવરણ બને તેટલું ઘરના જેવું બનાવું.

પછી મને દાક્તરોની વાત યાદ આવી તથા કયાં કયાં કારણોને લીધે કારીગરોનું આરોગ્ય બગડે છે તેનો વિચાર આવ્યો. કારખાનાના સતત અવાજ અને ધાંધલથી પણ કારીગરના સ્વાસ્થ્ય પર માઠી અસર થાય છે, એટલે મેં નક્કી કર્યું કે હું કોઇ સારા ઇજનેરને મારા આખા કારખાનામાં ફેરવી, બને તેટલો અવાજ તથા ઘોંઘાટ

ઓછો થાય તથા કોઇ સ્થળેથી બદબો આવે નહિ તેવો પ્રબંધ કરવા એને કહું.

## આદર્શ ભોજનાલય

સ્વાભાવિક રીતેજ પછી મને વિચાર થયો કે માણસમાં જેટલી શક્તિ હોય તેના પ્રમાણમાંજ તે કામ આપે અને એ શક્તિનો આધાર તો ખોરાકના પ્રકાર ઉપર રહ્યો, એટલે મેં નક્કી કર્યું કે આદર્શ કારખાનામાં એક ઉત્તમ પ્રકારનું ભોજનાલય હોવું જોઇએ. દરેક કારીગરના શરીરમાં તાકાત આવે તેવો સત્ત્વવાળો ખોરાક આ ભોજનાલય પૂરું પાડે એટલુંજ બસ નથી; કારીગરો અહીં નિરાંતે લિજ્જતથી એક કલાક ગાળી શકે અને ખરેખરો આનંદ મેળવી શકે એવો પ્રબંધ હું કરાવું. ભોજન પહેલાં અને ભોજન પછી કારીગરો સરખી કાર્યકુશળતા જાળવી શકે એ હું ઇચ્છું, તેથી મકાન, ફર્નિ-ચર અને બીજી સગવડો આપવાનું ખર્ચ હું વેઠું તથા કારીગરો પાસેથી ફક્ત ખોરાકનું અને નોકરોના પગારનું ખર્ચજ લઉં. આ બધો વહીવટ સફળ રીતે ચાલે તે માટે તેની દેખરેખનું કામ કારી-ગરોએ ચૂંટેલી એક કમિટિનેજ સોંપું, જે ભોજનાલયના ઉપરી સાથે મસલત કરી બધું નક્કી કરે.

## દાક્તરી તપાસ

કારીગરોના આરોગ્યને અંગે બીજી એક વસ્તુ પણ મને સૂઝી. હું કારીગરો માટે કોઈ કુશળ અને માયાળુ દાક્તર રોકું. કારીગરો-ની આંખોની તો ખૂબજ કાળજીભરી તપાસ થાય એ જરૂરી છે, તેથી વખતોવખત હું કોઇ આંખના દાક્તર પાસે કારીગરોની આંખો તપાસાવું તથાં જેમને જરૂર હોય તેમને ચશ્માં અપાવું. કારખાના-માં આ ઉપરાંત એક સારો દાંતનો દાક્તર તથા નર્સ પણ હોય, તેમજ દર્દીઓના આરામ માટે પૂરતી જગા પણ રાખવામાં આવે. આ બધી બાબતોમાં હું બે બાબતોનો વિચાર કરું–ઉદ્યોગ ચલાવ-નાર તેમજ શહેરી તરીકેની મારી ફરજ. એ બન્ને દૃષ્ટિબિંદુ ધ્યાન-માં લઇ કારીગરો શક્તિમાન, ચપળ, તંદુરસ્ત અને કુશળ થાય–સારા કામદારો અને સારા શહેરીઓ થાય એ મારો આદર્શ છે.

## કામના કલાકો

કારખાનાના કામના કલાકો નક્કી કરતી વખતે હું કયા સિદ્ધાંતો અનુસાર વર્તું એ પ્રશ્ન મારા મનમાં ઊઠયો. આપણે હરીફાઇના જમાનામાં રહીએ છીએ તેથી જો અમુક કિંમતે બજારમાં માલ વેચી શકીએ તોજ બીજા હરીફો સામે ટકી શકાય તે બાબત પણ વિચારવી રહી તેથી કામના કલાકો એવી રીતે ગોઠવવા જોઇએ કે જેથી વેપાર સંતોષકારક રીતે ચાલી શકે. જો મારો નફો તદ્દન નજીવો હોય, વાર્ષિક સરવૈયું એટલું અસંતોષકારક હોય કે વેપાર ચલાવવા મને કોઇ બેંક નાણાં ધીરવા પણ તૈયાર ન થાય તો મારા આદર્શો હું કઇ રીતે સિદ્ધ કરી શકું? સારું ઉત્પન્ન થાય એ તો જરૂરી છેજ; પરંતુ તેથી જૂના ચીલે ચાલી છેલ્લાં પચાસ વર્ષોમાં કારખાનાંના માલિકોએ એકબીજાનું અનુકરણ કરી સવારના છ વાગ્યાથી કારખાનાં ચલાવવાની પ્રથા ગ્રહણ કરી છે એવું તો હું નજ કરું.

'જરૂરી ઉત્પન્ન કરવા માટે કારીગરોએ ઓછામાં ઓછા કેટલા કલાક કામ કરવું જોઇએ?' એ સવાલ પર મેં વિચાર કર્યો. મને લાગ્યું કે જો ખરેખર આદર્શ કારખાનું ચલાવવું હોય તો આ પ્રશ્નનો સાચો જવાબ શોધી કાઢવા ખૂબ મહેનત લેવી જોઇએ. માલિકે પૂર્વગ્રહો અને પોતાના જૂના ખ્યાલો છોડી દઈ ખુલ્લા દિલે આ પ્રશ્ન વિચારવો જોઇએ. દુનિયાના બજારમાં બીજાઓની હરીફાઇમાં ઊભા રહેવા માટે કેટલું ઉત્પન્ન કરવું આવશ્યક છે તે તેણે નક્કી કરવું જોઇએ. આટલું ઉત્પન્ન મેળવવા માટે તેણે મળી શકે તેટલાં વૈજ્ઞાનિક સાધનોની મદદ લેવી જોઇએ અને પછી બધા સંજોગો ધ્યાનમાં લેતાં કારીગરોને ઓછામાં ઓછા કેટલા કલાક કામ કરવું પડશે તે નક્કી કરવું જોઇએ. એ તો સ્પષ્ટ છે કે આ બધી બાબતોનો વિચાર કરવા તથા આદર્શ કારખાનું ચલાવવા દીર્ઘદષ્ટિથી અને વ્યાપારી બુદ્ધિથી મારે મારું મગજ ખૂબજ સાવધ રાખવું જોઇએ.

## મજૂર મહાજન

મજૂર મહાજનો સાથે તો હું પ્રથમથીજ દોસ્તી કરી લઉં. હું તેમના પ્રત્યે શંકા કે વિરોધની લાગણી ન સેવું. કારીગરોને આબાદ

થવું હોય તો તેમનું સંગઠન તેમણે કરવુંજ જોઇએ, કારણ કે વસ્તુતઃ તો મજૂરોના સંગઠનથી ઉદ્યોગને તેમજ માલિકોને પણ લાભ છે. મજૂર મહાજનના આગેવાનોને હું તો કહું: "જુઓ ભાઈઓ, હું તો ન્યાય કરવા ઇચ્છું છું, હું માનું છું કે મારે જો વેપારમાં સફળ થવું હોય અને તેનો લાભ મને તેમજ મજૂરોને પણ મળે એમ કરવું હોય તો આપણે સહકાર કર્યેજ છૂટકો. મારે તમારી મદદ અને સૂચનાઓ જોઇએ છે. આપણી વચ્ચેની મસલતોમાં ફક્ત એક વસ્તુનોજ ખ્યાલ રાખીશું અને તે ન્યાયનો. આપણે અરસપરસ શંકાશીલ નહિ બનીએ. જ્યારે આપણી વચ્ચે મતભેદ પડે, ત્યારે જે સબળો હોય તેનું નહિ, પણ જે સાચો હોય તેનું આપણે માન રાખીશું."

મારા કારખાનાના બધા મજૂરોને મહાજનમાં જોડાવા હું પ્રોત્સાહન આપું પણ હું કોઇને ફરજ તો ન પાડું. મહાજનના કાર્ય માટે હું તેમને બધી સગવડો આપું. તેઓ એકત્ર થઈ શકે તથા તેમનું લવાજમ ઉઘરાવી શકે તે માટે એક અલાયદો ઓરડો આપું. દર અઠવાડિયે અર્ધો કલાક હું તેમને મહાજનના કામ માટે મુકરર કરી છુટ્ટી આપું; પરંતુ મરજીમાં આવે ત્યારે ગમે ત્યાં મહાજનનું લવાજમ ઉઘરાવવાની પરવાનગી હું ન આપું; કારણ કે એનો અર્થ તો એટલોજ થાય કે કારખાનાનું જે મુખ્ય કામ નથી તેને માટે પુષ્કળ સમય અને શક્તિ ખર્ચાય અને આદર્શ કારખાનામાં તો મારો ઉદ્દેશ દરેકે-દરેક કલાકમાં પૂરેપુરું ઉત્પન્ન વસૂલ કરવાનોજ હોય.

## કારખાનાનો વહીવટ

મારા વેપારનો વહીવટ કઈ રીતે ચાલે એ પણ હું જણાવી દઉં. મારા જેવાજ આદર્શો અને વિચારો ધરાવનારા માણસોને હું મારા વેપારનો વહીવટ સોંપું. સૌથી વધુ જવાબદારીવાળા હોદ્દાઓ માટે હું મળી શકે તેમાંથી સૌથી સારા માણસો પસંદ કરું અને તેઓ માગે તેટલો પગાર આપું. મારા અમલદારોને કેટલો પગાર આપું છું તે વસ્તુને હું જરાએ મહત્ત્વ ન આપું પરંતુ તેઓ ખરેખર એ કામ કરી શકે એવા છે કે નહિ, તે વાત મુદ્દાની સમજું. તેમનામાં વેપાર ચલાવવાની સારામાં સારી કુનેહ હોય, પોતાના કામમાં તેઓ પારંગત

હોય એટલુંજ મારે માટે પૂરતું ન ગણાય–તેમનામાં ભ્રાતૃભાવની સાચી લાગણી હોય, પરસ્પર પ્રેમ અને વિશ્વાસની લાગણી હોય એ પણ હું વેપારી આવડત જેટલુંજ આવશ્યક માનું.

મારા મેનેજરો, જોબરો તથા બીજા ઉપરીઓ સૌ ગૃહસ્થવર્ગના એકલે કે સજ્જનોજ હોય. જીવનના કયા ક્ષેત્રમાંથી કે કયા વર્ગમાંથી તેઓ આવે છે તેની પરવા હું ન કરું. હું તો એટલુંજ જોઉં કે તે સજ્જન છે કે નહિ. હું તેમને પણ કહું છું કે મારા આદર્શો બહુ ઊંચા છે. જો તેઓ મદદ કરે તોજ હું સફળ થઇ શકું. તેઓ નિષ્ફળ નીવડે તો હું પણ નિરાશ થાઉં. આવો દરેક ઉપરી આગેવાન હોવો જોઇએ અને આગેવાન તો મોખરેજ હોય અને સાચો માર્ગ જાણતો હોય. જેઓ પાછળ રહે તે તો આગળના માણસોને હાંકી શકે, દોરી ન શકે; એમને ધક્કો મારી શકે પરંતુ એમનામાં પ્રેરણા ન મૂકી શકે. એટલે મારા ઉપરીઓ બહુ ઊંચી કક્ષાના હોવા જોઇએ. સારા માણસોથી હું શરૂઆત કરું અને તેઓ ધીમે ધીમે પ્રગતિ કરતા જાય. હવે તેમને નવું કશું શીખવવાનું નથી એવો ખ્યાલ કદી ન કરે, તોજ આ મહાન આદર્શ સિદ્ધ થઇ શકે.

### કારીગરોનો સહકાર

કારખાનાનાં જુદાં જુદાં ખાતાંના મુકાદમો અને જોબરો એક-બીજા સાથે સંસર્ગમાં આવે, પોતપોતાનાં કામ અને ફરજ વિષે ચર્ચાઓ કરે, પોતાનું હિત આગળ વધારવાના રસ્તા વિચારે તેને હું ઉત્તેજન આપું. એમનો પ્રાથમિક ઉદ્દેશ તો પોતપોતાની ભારે જવાબદારી અને મુશ્કેલ સંજોગોનો બને તેટલો સહેલો. ઉકેલ થઇ શકે એ માટે તેઓ વધુ લાયકાત મેળવે એજ હોય.

### જવાબદારી અને સત્તા

કારીગરોના સંબંધમાં પણ બે શબ્દો કહું. તેઓ શરૂઆતથીજ અમુક જવાબદારી સ્વીકારે એમ હું ઇચ્છું. શરૂઆતમાં ખાસ કરીને અમુક સમય સુધી તો હું કારખાનાની આર્થિક અને વેપારી બાબતો મારા પોતાના હાથમાંજ રાખું; પરંતુ ઔદ્યોગિક બાબતોમાં હું પ્રથમથીજ કારીગરોનો પૂરેપૂરો સહકાર માગું. આ માટે હું સમિતિઓ

નીમવાની પ્રથા દાખલ કરું. દરેક ખાતા માટે એક સમિતિ હોય તથા તે ખાતાના જેટલા પેટાભાગો હોય તે માટે પેટાસમિતિઓ હોય. આ ઉપરાંત કારખાનાનાં બધાં ખાતાંઓના કારીગરોની એક મહાસમિતિ હોય. આ મહાસમિતિ સમક્ષ હું મારા આદર્શો અને ઉદ્દેશો સમજાવું. તેમને હું આ રીતે કહું: "જુઓ ભાઇઓ, આ વેપાર ચલાવવામાં હું તમારો સહકાર માગું છું. આ કારખાનાના ઔદ્યોગિક વહીવટમાં તમે વધતી જતી જવાબદારી સંભાળો એવી મારી ઇચ્છા છે; પરંતુ હું તો વ્યવહારુ માણસ રહ્યો એટલે સંગીન વહીવટમાં માનું. આપણને અંધાધૂંધી ન પાલવે. આપણું ધ્યેય તો આ કારખાનું ઔદ્યોગિક દ્રષ્ટિએ સ્વરાજ ભોગવતું થાય એ જોવાનું છે, પરંતુ આ કાંઇ હાથવેંતમાં ન બને. તમે અત્યારથીજ વહીવટમાં અમુક જવાબદારી સ્વીકારો અને તમારી સમજ અને શક્તિ જેમ વધે તેમ તેમ ઉદ્યોગને હાનિ ન પહોંચે એ રીતે તમારી જવાબદારી વધારતા જાઓ."

અનુભવથી માલૂમ પડયું છે કે રચનાત્મક કાર્ય માટે મોટી કમિટીઓ કાર્યસાધક નીવડતી નથી. એવી કમિટીનું ખાસ કાર્ય તો ટીકાઓ કરવાનુંજ હોઇ શકે. હું મહાસમિતિ પાસે મારી બધી યોજનાઓ તો રજૂ કરું પરંતુ ખાસ નિર્ણયો કરવા માટે હું તેમને નાની પેટાસમિતિઓ નીમવાની ભલામણ કરું.

મહાસમિતિ પાસે કેટલાક મુદ્દાના સવાલો હું મૂકું; જેમકે કારખાનાના કામના કલાકો અને તેની ગોઠવણી. આ વખતે પણ એ ચોખવટ તો જરૂર કરું કે તેઓ આટલો વખત તો ખાતામાં રહેશેજ મારા આદર્શ કારખાનાનો મજૂર એને મરજી પડે ત્યારે બાગમાંથી બહાર જાય અને ઇચ્છા થાય ત્યારે પાછો અંદર જાય એ તો નજ બને. મારે પોતાને માટે ઑફિસમાં બેસવાના અને જુદું જુદું કામ કરવાના નિયમો બનાવી હું તેને વળગી રહેતો હોઉં, તે છતાં કારીગરો અમુકજ નિયમો પાળે એવો આગ્રહ હું ન રાખું. હું તો મહાસમિતિને એ બાબતમાં પોતાને જે નિયમો સારા લાગે તે ઘડવાની સત્તા સોંપું.

કારખાનાના કામમાં કે સાંચાઓમાં જ્યારે મહત્ત્વનો વધારો કરવાનો હોય ત્યારે હું મજૂરોની મહાસમિતિને તથા સમસ્ત કારખાનાના અધિકારીઓની સમિતિને પૂછ્યા વિના ન રહું કારણ કે તેમને કેટલી વધુ જવાબદારી લેવી પડશે તે તેઓ પહેલેથી જાણી લે.

વળી કોઇ વખત માલની માગ વધી પડે અને કારખાનાને તેને પહોંચી વળવાની ફરજ પડે, તોપણ હું મજૂરોની મહાસમિતિને બોલાવી ગ્રાહકોને સંતોષવા–માલ પૂરો પાડવાની અગત્ય સમજાવું. મજૂરોને વધારાનો શ્રમ ઓછામાં ઓછો પડે એ રીતે મારે કઇ રીતે માગને પહોંચી વળવું તે વિષે હું તેમનો અભિપ્રાય માગું. એથી ઊલટું જો ખૂબજ મંદી હોય તથા માલ ન ખપતો હોય તોપણ હું મહાસમિતિ સાથે મસલત ચલાવું તથા માણસો કમી કરવા કે કારખાનું ઓછા કલાકો ચલાવવું કે કઇ રીતે વિપત્તિનો સામનો કરવો તે બાબત તેમનો નિર્ણય માગું.

મજૂરોની કેળવણી, આનંદ–પ્રમોદના પ્રશ્નો, તેમજ મુકાદમોની નિમણુકો બાબત હું આ સમિતિનો મત લઉં. દાખલા તરીકે મેં જે મુકાદમોની નિમણુક કરી હોય તે પર સમિતિ ટીકા કરી શકે, નવાં નામો પણ સૂચવી શકે, પરંતુ છેવટનો નિર્ણય–મેનેજમેન્ટ–અધિકારી મંડળ કરે.

મારા ઉચ્ચ અધિકારીઓની નિમણુક બાબત અભિપ્રાય ન પૂછું. દાખલા તરીકે રસાયણશાસ્ત્રીની કે મુખ્ય ઇજનેરની નિમણુક બાબત અભિપ્રાય આપવા મજૂરોને પૂરતું જ્ઞાન કે અનુભવ ન હોય એ સ્વાભાવિક છે. પરંતુ દરેક મહત્ત્વની બાબતમાં હું તેમની સલાહ તો જરૂર લઉં અને એ રીતે કોઇ પણ લાયક અને કુશળ કારીગર હલકામાં હલકી પાયરી પરથી ઊંચામાં ઊંચા હોદ્દા પર ચઢી શકે એ વાસ્તવિક ગણું. પગારનું ધોરણ કારખાનાના વહીવટદારો અને મજૂર મહાજનના પ્રતિનિધિઓ અરસપરસ મસલત કરે ને ઠરાવે, પરંતુ ઉધડ કામના ભાવોમાં કોઇ ઠેકાણે અન્યાય થતો હોય, તો મજૂરોને તે બાબત તેમના પ્રતિનિધિઓ મારફત ચર્ચા કરી ભાવ વધારવાની સગવડ હું કરી આપું.

કારખાનાની કામગીરીની સ્થિતિમાં સુધારાઓ કરાવવા અંગે મજૂરો સૂચનાઓ જરૂર કરી શકે, પરંતુ તેમનું લક્ષ એકજ દિશામાં ન હોવું જોઇએ. મજૂર પ્રતિનિધિઓ અસંતુષ્ટ કારીગરોનીજ વાતો રજૂ કરે એટલું પૂરતું નથી, તેમણે ચોક્કસ જવાબદારી પણ લેવી જોઇએ. કારખાનામાં કંઇક ગડબડ થાય તો હું તેમની મદદ જરૂર લઉં. દાખલા તરીકે ચોરીની વાત. જો આ વસ્તુ ગંભીર બને તો મજૂરોની મહાસમિતિને બોલાવીને હું જરૂર કહું કે, "મેં તો આ ચોરી પકડવા મારાથી બનતું કર્યું છે પણ હું પકડી શક્યો નથી. મજૂરોએ ચૂંટેલા પ્રતિનિધિઓ તરીકે હવે હું તમને આ બાબત તપાસ કરવા ભલામણ કરું છું. તમને જે પગલાં લેવાની જરૂર જણાય તે લો, પરંતુ કારખાનામાં એવું વાતાવરણ પેદા કરો કે ચોરી કરતાં લોકો શરમાય, ચોર પર લોકોને તિરસ્કાર છૂટે."

## રમતના ભેરુઓ

હું એન્ટવર્પના એક ઝવેરાતના કારખાનામાં ગયો ત્યાં મેં જે જોયું હતું તે પણ હું તેમને કહું. એ કારખાનામાં હીરાને પહેલ પાડનાર મજૂરો કામ કરતા હતા. કારીગરોનું મહાજન હતું. એ મહાજનનો મંત્રી કારખાનું બતાવવામાં મારી સાથે હતો. કોઈ માલિક કારખાનામાં નજરે પણ નહોતો પડતો, હું ફરતો હતો ત્યાં એક કારીગરે મૂઠી ભરીને હીરા એક ટેબલના ખાનામાંથી કાઢ્યા. મારી આંખ ચમકી; નાનામોટા જાત જાતના હીરા. મેં પેલા મહાજનના મંત્રીને પૂછ્યું: "આ કારખાનામાં ચોરી નથી થતી? આ કારીગરોમાં ઘણાખરા જુવાન છોકરાજ છે, કોઇ ચોરી નથી જતા?" મજૂર મહાજનનો મંત્રી પણ એ કારખાનાનો કારીગર હતો. એણે તરતજ જવાબ આપ્યો: "જો કોઇ છોકરો નાનીશી પણ ચોરી કરે તો એને પછી કોઇ મહાજન સંઘરે નહિ અને એને હંમેશ માટે બેકાર રહેવું પડે એ દરેક કારીગર જાણે છે." મારા કારખાનાના મજૂરોમાં પણ આવી ભાવના જાગે એમ હું ઇચ્છું; કારણ કે કારખાનું કાંઇ મારા એકલાનું નથી, એમનું પણ છે. હું કારીગરોને કહું કે, "ભાઇઓ, સૌએ પોતપોતાથી બનતું કરવાનું છે. હું મારું કામ કરું,

તમે તમારું કામ કરો. કારખાનું ચલાવવું એ કાંઈ રમત વાત નથી. કોઇ વાર જો તમને કોઇને લાગે કે હું કાંઇ ખોટું કરું છું તો મને તરત ટોકજો, મારા મોં પર આવીને કહેજો પણ તમારામાંથી કોઇ ખોટું ન કરે એ પણ જોજો. રમતાં રમતાં જો કોઇ ખોટો દાવ રમે તો આપણે તેને રોકીએ છીએ. આપણી પણ એક જાતની મોટી રમત સમજજો. એક વાર ખોટું કરે તેને ચેતવણી આપો. તે છતાં ચૂક કરે તો તેને હાંકી કાઢો. બન્ને ભેરુ સાચી રમત રમે તોજ રમત આગળ ચાલે. જે ખોટું કરે તે રમત છોડી દે.

## અરસપરસ વિશ્વાસ

'એકબીજામાં વિશ્વાસથીજ સૌનું ભલું થાય' એ સિદ્ધાંત તેમનાં મન પર ઠસાવવા માટે હું તેમને એક દૃષ્ટાંત પણ આપું. અમેરિકામાં જ્યારે વેપાર–ઉદ્યોગમાં ભયંકર મંદી આવી અને જૂની જૂની પેઢીઓ તૂટવા લાગી ત્યારે એક માલિક મહામુશ્કેલીએ પોતાનું કારખાનું ચલાવ્યે જતો હતો. ધીમે ધીમે એવો બારીક સમય આવ્યો કે માલિક પાસે કારીગરોનો પગાર કરવા નાણાં મળે નહિ. કોઇ બેંકમાંથી એને એક પાઈ પણ મળે એમ નહોતું અને આજુબાજુનાં બધાં સ્થળોના કારીગરોમાં તીવ્ર અસંતોષ ફાટી નીકળ્યો હતો. આ સ્થિતિ ચાલતી હતી તેની મજૂરોને જાણ હતી. તેમણે માલિકને મળવા એક પ્રતિનિધિમંડળ મોકલ્યું. માલિકને તો ડર પેઠો કે 'મારું આવી બન્યું......કારખાનું બંધ થશે, મેં મારું બનતું કર્યું તે છતાં ફાવ્યો નહિ.' પ્રતિનિધિમંડળની એણે મુલાકાત લીધી. તેમાંના એક આગેવાને કહ્યું: "જુઓ શેઠ! અમને ખબર મળી છે કે તમે મોટી વિમાસણમાં છો ને ક્યાંયથી પૈસા મળી શકતા નથી. અમારામાંના કેટલાકે આ બાબત ભેગા મળી વિચાર કર્યો છે તથા અમારાથી થાય તેટલી તમને મદદ કરવાનો નિર્ણય કર્યો છે. અમે થોડાઘણા પૈસા બચાવ્યા છે તે તમને ધીરીએ છીએ, તેનો તમે ગમે તે ઉપયોગ કરો."

જે કારીગરો ખરેખર પ્રામાણિકપણે કામ કરવા ન ઇચ્છતા હોય તેમને હું મારા કારખાનામાં ન રાખું. કોઇ માણસે શરૂઆત

ખરાબ રીતે કરી હોય, પણ ખરેખરી મહેનત કરતો હોય તેવાને હું રજા ન આપું; જેમ પરદેશીઓને આપણે દેશમાં પ્રવેશ કરવાની મનાઇ નથી કરતા તેમ આવા કારીગરોને પણ હું બરતરફ ન કરું; પણ જેમ પરદેશી માણસો આપણા દેશમાં આવી રાષ્ટ્રીય જીવનનું ધોરણ હલકું પાડતા હોય તો આપણે તેમને સમાન ધોરણ ટકાવી રાખવાની ફરજ પાડીએ કે દેશ છોડી જવાનું કહીએ, તેજ રીતે જે કારીગરોને કારખાનામાં કાયમ કામ કરવું હોય તેમણે કારખાનાના ધોરણ મુજબ કામ તો આપવુંજ જોઇએ.

## ભરતીખાતું

મારા આદર્શ કારખાનામાં એક વસ્તુ તો અનિવાર્ય હોય અને તે સારું ભરતીખાતું. દરેક મજૂર કારખાનામાં આવે ત્યારથી એને લાગવું જોઇએ કે તેને ત્યાં એક મનુષ્ય તરીકે ગણવામાં આવશે અને તેનું સ્વમાન જળવાશે. કોઇ નવો કારીગર કામ મેળવવા આવે તેને એક સગવડવાળા વેઇટિંગ-રૂમમાં લઇ જવામાં આવે તથા ભરતી-ખાતાનો અમલદાર તેની સાથે મમતાથી અને આનંદથી વાત કરે. પુરુષ કે સ્ત્રી, છોકરો કે છોકરી ગમે તે હોય તેની સાથે વિવેકથી વાત કરવામાં આવે અને જેને રાખવાનું નક્કી થાય તેની રીતસર જે ખાતાના કામ માટે તેને રાખ્યો હોય તેના ઉપરી સાથે કોઇ અધિકારી ઓળખાણ કરાવે.

## પગારનું ધોરણ

કારીગરોના પગાર સંબંધમાં હું એક વાત કદી ન ભૂલું. પગાર બે પ્રકારના હોય; એક તો મૂળ પગારનું ધોરણ અને બીજું તે ઉપ-રાંતનો વધારો. વીસમી સદીમાં માણસ સુધરેલા સમાજના એક સભ્ય તરીકે રહી શકે તે માટે તેને ઓછામાં ઓછી જેટલી રકમ જોઇએ તેને હું મૂળ પગાર કહું. માણસ સારા ઘરમાં રહી શકે, પરિણીત જીવન ગાળી શકે, પોતાના કુટુંબને સારો અને પૌષ્ટિક ખોરાક પૂરો પાડી શકે, અડચણો કે અકસ્માત માટે કાંઇક બચાવી શકે તથા જીવનમાં આનંદ લઇ શકે તેટલો મજૂરનો પગાર હોવો જોઇએ. મારા આદર્શ કારખાનામાં કોઇ સ્ત્રી કે પુરુષ કારીગરને ઓછું ન મળતું હોય.

જ્યારે દરેક કારીગરને આવો પગાર મળે ત્યારે પછી બુદ્ધિનું કામ કરનાર કારીગરોના પગારનું ધોરણ હું તેમને બીજે કેટલું મળી શકે તે ધ્યાનમાં લઇ, મજૂર મહાજન સાથે મસલત કરી નક્કી કરું. વધુ બુદ્ધિવાળા કારીગરોના પગારો સંબંધી હું બહુ ચિંતા ન કરું, કારણ કે તેઓ પોતેજ એ બાબત જોઇ શકે છે.

હવે ધારો કે હું ઉપર કહ્યા મુજબના જીવનનું યોગ્ય ધોરણ જાળવવા પૂરતો પગાર આપવા માગતો હોઉં પરંતુ બીજા વેપારીઓ ઓછા પગારે કામ લઇ હરીફાઈ કરતા હોય તેથી ન આપી શકું તો હું સરકાર પાસે માગણી કરું કે, સમસ્ત ઉદ્યોગ માટે એક વેપારીમંડળ નીમવામાં આવે. એ મંડળ કારીગરો માટે ઓછામાં ઓછો પગાર નક્કી કરવાની અગત્ય સમજે તે માટે હું પ્રયાસ કરું અને એ રીતે મારા હરીફોનું જોઇને મારા કારખાનામાં પગારો ઘટાડવાને બદલે હું તેમના પગારો વધારવાની તેમને ફરજ પાડું.

ઉધડ પગાર (કામના પ્રમાણમાં પગાર) ના સિદ્ધાંતથી હું વિરુદ્ધ નથી. ઘણુંખરું એમ પણ બને કે બે તૃતીયાંશ પગાર દરેક માણસને તેણે કરેલા કામનું પ્રમાણ જોયા વિના મળે અને બાકીનો કામના પ્રમાણ મુજબ હિસાબ ગણી આપવામાં આવે. હું માનું છું કે કુલ પગારના નેવુ ટકા જેટલું આ રીતે વહેંચી શકાય. પણ જો મને લાગે કે આથી કોઈ કારીગરને અન્યાય થાય છે તો હું તેમાં ઘટતા ફેરફારો પણ કરું. દાખલા તરીકે સફાઇ કરનારાઓનું કામ ઉધડ હિસાબે આંકી શકાય નહિ અને છતાં તેમને મહેનત તો ખૂબ કરવી પડતી હોય તો તેમને માટે હું જેટલા ઓરડા સાફ કર્યા હોય તે દરેક દીઠ અમુક બોનસ મળે એમ ઠરાવું, એટલે તેમને પણ દૈનિક પગાર ઉપરાંત ઉધડ હિસાબે પગાર મળે તથા કેટલું કામ થાય છે તેમાં રસ રહે.

હું કારીગરોને અઠવાડિક રજાઓનો તથા તહેવારોનો પગાર ભરી આપું તથા તે ઉપરાંત દરેકને વર્ષમાં આઠ દિવસની ખાસ કામ પ્રસંગે ચઢતા પગારે રજા આપું. અધિકારીઓને તેમની જવાબદારી અને તેમના પર પડતા બોજાના પ્રમાણમાં વધુ રજાઓ આપું.

## સાધનોનો વિચાર

આવા તરંગો કરતાં કરતાં મને એકાએક સૂઝયું કે આ અખતરો તો ભારે પડી જાય, અને આ બધા આદર્શો સિદ્ધ કરવા હોય તો ખૂબ પૈસા જોઇએ તે કયાંથી લાવવા ?

હું એ તો જાણું છું કે માલિકોની તિજોરીઓ તળિયા વિનાની–અખૂટ–નથી કે જેથી ગમે તેવાં સ્વપ્નાંઓ સિદ્ધ કરવા કરેલા ગાંડાં ખરચેને લીધે થતી ઘટ પૂરી શકાય. વેપાર ચલાવવામાં તો મારે દરરોજ પૈસાનો ખપ પડે. વધારેલો પગાર અને બીજી સગવડો તથા સુધારાઓને અંગે થતા ખર્ચને પહોંચી વળવા મને ચાર રસ્તા સૂઝયા (૧) ગ્રાહકો (૨) મારો નફો (૩) મારી વેપારી બુદ્ધિ અને હિકમત (૪) મારા કારીગરોની કાર્યકુશળતા અને શક્તિ.

હવે આ ચાર સાધનો પૈકી પ્રજા પાસેથી તો હું બીજા હરીફો જેટલું લેતા હોય તેના પ્રમાણમાંજ લઇ શકું. ઉદ્યોગ સમસ્તનો કોઇએ ઇજારો રાખ્યો હોય તો તે પ્રજા પાસેથી વધુ નફો મેળવી શકે, પરંતુ માલની વેચાણકિંમત વધારીનેજ જો કારીગરોનો પગાર વધારવો હોય તો તો કારખાનાને એમાં શો ફાયદો ? બધી ચીજોના ભાવમાં જે વધારો થયો હોય તેમાંજ પગારનો વધારો ખર્ચાઇ જાય.

નફાની વાત કરીએ તો એ પણ જાણવું જરૂરી છે કે કેટલાક વેપારોમાં વેપાર ચાલુ રહી શકે એટલો નામનોજ નફો થતો હોય છે. હું ઝાઝો નફો કરવાનો લોભ ન કરું તે છતાંએ કેવળ મારા નફામાં ઘટાડો કરીને મારા આદર્શો હું મેળવી ન શકું. આ બધો વિચાર કરી મેં નિર્ણય કર્યો કે મારે મારી પોતાની અને કારીગરોની શક્તિ અને બુદ્ધિ પર આધાર રાખીનેજ આદર્શ કારખાનું ચલાવવાના પૈસા મેળવવા જોઇએ.

## વ્યવસ્થિત તંત્ર

મારા કારખાનામાં હું મળી શકે તેમાંથી શ્રેષ્ઠ નિષ્ણાતો રોકું. માલની પડતરકિંમત નક્કી કરવાની હું સૌથી ચોક્કસ રીત અખત્યાર કરું. કારખાનાનું સુવ્યવસ્થિત તંત્ર ચોક્કસ અને છતાં સરળતાથી ચાલે એવો પ્રબંધ કરું. ટૂંકમાં ઓછામાં ઓછા સમયમાં અને

ઓછામાં ઓછા શ્રમથી કામ થાય એવી મારી વ્યવસ્થા હોય. આ આ બાબતમાં જે નિષ્ણાતોએ આ પ્રશ્નનો ઝીણવટથી અભ્યાસ કર્યો હોય તેમની મદદ લેવામાં આવે. કોઈના પર વધુ પડતો બોજો આવે નહિ અને કોઈ ચાળીસ વર્ષે કામથી ઘસાઇ ઘરડો થઇ જાય નહિ—તે માટે ખાસ ધ્યાન આપવામાં આવે. અને કામ એવી રીતે ગોઠવાઇ જાય કે સૌ પ્રમાણિકપણે જેટલું કરી શકે તેટલુંજ તેની પાસેથી લેવાય. કેટલીક સરકારી ઑફિસોમાં જ્યાં કોઇને કામ આ અઠવાડિયે કે આવતે અઠવાડિયે, આ વર્ષે કે આવતે વર્ષે, પૂરું થાય એની ચિંતા પણ હોતી નથી, એ રીતે જો મારા કારખાનામાં ચાલે તો ટૂંક મુદતમાં એને તાળું મારવાનો વખત આવે.

### સૌનો હિસ્સો

જે કોઈ કારીગર કારખાનામાં દાખલ થાય તેણે કારખાનાનું કામકાજ તથા પોતાનો એની સાથેનો સંબંધ સમજી લેવો જોઇએ. કેટલીકવાર એવું બને છે કે નવા આવનાર કારીગરને તેનો માલિક તેના ખાતામાં લઈ જાય, તેનું કામ બતાવે છે અને કહે કે જ્યાંસુધી એ બુઢ્ઢો થાય ત્યાંસુધી એનું એ કામ કર્યા કરે. આજુબાજુનાં બીજાં ખાતાંઓમાં શું કામ થાય છે, કાચો માલ ક્યાંથી આવે છે તે સાથે જાણે કારીગરને કશોજ સંબંધ ન હોય એમ તેને કશીજ સમજ આપવામાં આવતી નથી.

---

## ૭૫—'રમ'નું આરોગ્યગૃહ

( લેખકઃ—શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર )

બીજા દેશોના ક્ષયના દર્દીઓની સંખ્યા સરખાવતાં હિંદના દર્દીઓની સંખ્યા ગજબનાક છે. આવા દર્દીઓને કંઈક ઉપયોગી થઈ પડે તે ખાતર 'યુનિયન મિશન ટ્યુબરક્યુલોસિસ સેનેટોરિયમ'નો ટૂંક પરિચય અહીં આપવામાં આવ્યો છે.

મદ્રાસ અને સધર્ન મરાઠા રેલવેના મદનપલ્લી રોડ સ્ટેશનેથી

ઊતરીને ચિત્તુર પ્રાંતમાં આવેલા આ આરોગ્યગૃહમાં જઈ શકાય છે. મદનપલ્લી સ્ટેશનથી તે ચાર માઇલ દૂર આવેલું છે.

આ સંસ્થાની ઉત્પત્તિનો ટૂંક ઇતિહાસ રજૂ કરવાની લાલચ શોભાવી શકતો નથી. દક્ષિણ હિંદમાં કામ કરતી કેટલીક મિશન સોસાયટીના સંયુક્ત યત્નને પરિણામે આ સંસ્થાની ઉત્પત્તિ થઇ છે.

આ સંસ્થાનાં પગરણ ૧૯૦૮માં મંડાયાં. કેટલાક મિશનરીઓને આવી સંસ્થાની સ્થાપના કરવાનો તે સમયે વિચાર આવ્યો. ૧૯૧૨ના ઓક્ટોબરની ૨૪ મી તારીખે સાત મિશનના પ્રતિનિધિઓએ આ માટે કમિટી નીમી. અમેરિકન આર્કટ મિશન બે વર્ષથી મદનપલ્લીમાં એક આરોગ્યગૃહ ચલાવતું હતું તે આ કમિટીએ લઇ લીધું. તેજ વખતે મદનપલ્લીથી ચાર માઇલ દૂર એક વિશાળ જમીનનો ટુકડો મેળવવામાં આવ્યો અને ૧૯૧૩ માં આરોગ્યગૃહ બાંધવાની શરૂઆત થઈ.

૧૯૧૫ના જુલાઇની ૧૯ મી તારીખે મદ્રાસના ગવર્નરે તે ખુલ્લું મૂક્યું.

આજના આરોગ્યગૃહના મકાન તથા સાધનોની કિંમત સાડાચાર લાખ રૂપિયા છે. આમાંથી મદ્રાસ સરકારે મકાન બાંધવાની ગ્રાન્ટ એક લાખ સિત્તેર હજાર આપી છે. બાકીના બે લાખ ચાળીસ હજાર કમિટીએ બીજી રીતે મેળવી લીધા છે. આ સંસ્થાના અસ્તિત્વનાં એકત્રીસ વર્ષ દરમ્યાન છ હજાર ચારસો બાસઠ દર્દીઓને દાખલ કરવામાં આવ્યા છે.

આ 'સેનેટોરિયમ'ને આરોગ્યવરમનું નામ આપવામાં આવ્યું છે. સમુદ્રની સપાટીથી તે ૨૫૦૦ ફીટ ઊંચું છે. મદનપલ્લી રોડ સ્ટેશનથી મદનપલ્લીને રસ્તે તે ચાર માઇલ છેટું છે.

આખા વર્ષ દરમ્યાન સરેરાશ વરસાદ અઠ્ઠયાવીસ ઇંચ પડે છે તેથી હવા સૂકી છે. આખું વર્ષ પવનની લહરીઓ આવે છે અને થોડે દૂર આવેલી ટેકરીઓ સખ્ત વરસાદ સામે રક્ષકનું કાર્ય કરે છે.

વસ્તિથી દૂર લીલોતરીવાળી જમીન પર આરોગ્યગૃહ આવી રહેલું હોવાથી હવામાં ધૂળ ઊડતી નથી. શિયાળાની ઋતુમાં વધારેમાં વધારે હવામાન ૭૦° અને ૮૦° ડીગ્રી વચ્ચે રહે છે. એપ્રિલ

અને મે માસમાં ૯૫°થી ૧૦૨° એ સુધી રહે છે. રાત્રિએ હમેશાં ઠંડક હોય છે. હવાપાણી સમધારણ હોવાથી ક્ષયની સારવાર માટે બધી ઋતુઓ ફાયદાકારક છે.

આરોગ્યગૃહની માલિકીની ત્રણસો એકર જમીન છે જેમાંથી બસો એકર કંપાઉન્ડમાં આવી જાય છે. એકસો ઓગણચાળીસ બ્લોકો છે અને સો છાપરાં, કામચલાઉ વૉર્ડ, રસોડાં તથા નોકરોનાં ઘર છે. કંપાઉન્ડમાં પુષ્પઉદ્યાનો તથા શાકની વાડીઓ છે. થોડા ભાગમાં એક બાગ બનાવવામાં આવ્યો છે. તેમાં સ્ત્રીદર્દીઓને ફરવા માટે જગ્યા તથા બેઠકો છે.બાકીના ભાગમાં સુંદર વાતાવરણમાં પુરુષદર્દીઓ માટે રસ્તા તથા બેઠકો છે.

આરોગ્યગૃહ એક નાનું ગામ છે. તેમાં મકાનો, વીજળીના દીવાઓ, જળ માટેની સગવડો, દેવળ, નિશાળ, તાર, ટપાલ તથા ટેલિફોન તથા લગભગ સાતસો મનુષ્યોની વસ્તી છે.

આરોગ્યગૃહનું ખર્ચ 'મિશન તથા દેવળો'ના સહકારથી ચાલે છે. અત્યારે પંદર મિશનરી સોસાયટી તથા દેવળોનો સંઘ બનેલો છે. મદ્રાસ સરકાર પણ વાર્ષિક મદદ આપે છે. આ મદદ ઉપરાંત દર્દીઓ પાસેથી આવતા પૈસા તથા ખાનગી દાન ઉપર સંસ્થાનો આધાર છે.

સંસ્થાનો હેતુ હિંદના ક્ષયના દર્દીઓને વૈદકશાસ્ત્ર આપી શકે તેટલી મદદ આપવાનો છે. પશ્ચિમના દેશોમાં સફળ નીવડેલ પદ્ધતિ પરજ તે ચલાવવામાં આવે છે, પણ તેનું આંધળું અનુકરણ ન કરતાં દેશની વિશિષ્ટ પરિસ્થિતિ પણ ધ્યાનમાં લેવામાં આવે છે.

શરૂઆતનાં વર્ષોમાં તો ક્ષયની પ્રાથમિક સ્થિતિના દર્દીઓને આરોગ્યગૃહમાં દાખલ કરવામાં આવતા હતા; પરંતુ આધુનિક વિજ્ઞાનના અનુભવથી સાબિત થયું છે કે, ક્ષયની આગળ વધેલી સ્થિતિમાં પણ આરોગ્યગૃહ ઉપકારક છે. સંસ્થાઓના કાર્યવાહકોનો પણ તેવોજ અનુભવ છે.

૧૯૨૦ થી શરૂ કરીને સોળ વર્ષો દરમિયાન મિશનના રજિસ્ટરમાં નોંધાયેલ અને મુક્ત થયેલ ત્રણહજાર આઠસો છ દર્દીઓમાંથી છસો તોંતેર અથવા ૧૭.૬૮ ટકા પહેલા તબક્કામાં હતા. સાતસો

અગણ્યાએંશી અથવા ૨૦.૪૭ ટકા બીજા તબક્કામાં હતા અને બેહજાર ત્રણુસો ચોપન અથવા ૬૧.૮૫ ટકા ત્રીજા તબક્કામાં હતા.

આ લેખમાં આપવામાં આવેલ આંકડાઓથી જણાશે કે ચાલુ વર્ષમાં ૭૨.૨ ટકા દર્દીઓ ત્રીજા તબક્કામાં હતા.

૧૯૧૫માં આરોગ્યગૃહ ઉઘાડવામાં આવ્યું, ત્યારે બિછાનાંની સંખ્યા એકસો નવની હતી. અત્યારે તે બસો બત્રીસની છે.

જનરલ વોર્ડની સંખ્યા નવની છે તેમાં એકસો ચોત્રીસ બિછાનાં છે.

સાત વોર્ડમાં–દરેકમાં–અઢાર બિછાનાં છે. આમાંના પાંચ પુરુષો માટે તથા બે સ્ત્રીઓ માટે છે. આ દરેક યુનિટમાં ચાર બિછાનાંવાળો બીજો નાનો વોર્ડ–એંગ્લો ઇન્ડિયન પુરુષો તથા સ્ત્રીઓ માટે છે.

ચાર બિછાનાંવાળા બે અર્ધ–જનરલ વોર્ડ છે.

સ્પેશિયલ વોર્ડમાં એક અથવા બે બિછાનાં છે. બે બિછાનાંવાળા વોર્ડમાં પાર્ટીશન નાખવામાં આવેલ છે.

૧૯૩૫ની ૧લી ઓક્ટોબરે આગલા વર્ષના દર્દીઓની સંખ્યા બસો એકવીશની હતી. વર્ષ દરમ્યાન ચારસો એકત્રીશ દર્દી દાખલ કર્યા હતા તથા ચારસો વીશને મુક્ત કરવામાં આવતાં ૧૯૩૬ની ૩૦મી સપ્ટેમ્બરે તે સંખ્યા બસો વીસની હતી. વર્ષ દરમ્યાન છસો બેંતાળીસ દર્દીઓની સારવાર કરવામાં આવી હતી.

આખા વર્ષ દરમ્યાન દરરોજ સરેરાશ બસો ચોવીસ દર્દીઓ-ની સારવાર કરવામાં આવી હતી. એક દિવસે દર્દીઓની ઓછામાં ઓછી સંખ્યા બસો પાંચની હતી, વધારેમાં વધારે સંખ્યા બસો બત્રીસની હતી.

વર્ષના પૂર્વાર્ધમાં બસો ત્રીસ બિછાનાં મળી શકયાં હતાં. ઉત્તરાર્ધમાં બસો બત્રીસ મળી શકયાં હતાં. આખા વર્ષમાં જનરલ વોર્ડમાં તથા સ્પેશિયલ વોર્ડમાં દાખલ થવાની રાહ જોનારની સંખ્યા મોટી હતી. સપ્ટેમ્બરમાં જનરલ વોર્ડમાં દાખલ થવા માટે રાહ જોનારા પુરુષોની સંખ્યાજ સિત્તેરની હતી.

મુક્ત થયેલા ચારસો બાવીસ દર્દીઓમાં બસો નેવુ પુરુષો અને

એકસો બત્રીસ સ્ત્રીઓ હતી. ચારસો બાવીસમાંથી બસો ઓગણપચાસ અખ્રિસ્તી હતા. તેમાં બસો એક હિંદુ, ચૂંવાળીસ મુસલમાન, એક યાહૂદી, બે બુદ્ધિસ્ટ અને એક ચીનો હતો. બાકીના એકસો તોંતેર ખ્રિસ્તીઓમાં એકસો ચૂંવાળીસ હિંદીઓ, અઢાર ઍંગ્લો-ઇંડિયનો તથા અગિયાર યુરોપિયનો હતા.

આ દર્દીઓમાં અનેક જ્ઞાતિઓ તથા પંથના મનુષ્યોનો સમાવેશ થતો હતો. તે પૈકી ત્રણસો પંચોતેર દર્દીઓ જુદી જુદી જાતના ક્ષયથી પીડાતા હતા. સાડત્રીસ દર્દીઓને તો ક્ષય નહોતો. બાકીના દસને જુદાં જુદાં દર્દો હતાં.

ઉપરના આંકડા પરથી જણાશે કે, મુક્ત કરવામાં આવેલા ચારસો બાવીસ દર્દીઓ પૈકી એકાવન દર્દીઓની ગણતરી કરવામાં આવી નહોતી કેમકે તેઓને ક્ષય નહોતો. દિનપ્રતિદિન વિકાસ પામતી ક્ષ-કિરણની પદ્ધતિથી અગાઉ કહી શકાતું તે કરતાં ઘણી વધારે ચોક્કસાઇથી અમુક દર્દી ક્ષયનો નથી તેમ અત્યારે કહી શકાય છે.

ઇસ્પિતાલ તથા ખાનગી ડૉક્ટરો તરફથી શંકા પડતા કેસ અત્રે ચિકિત્સા માટે મોકલવામાં આવે છે અને આ સંસ્થાના ડૉક્ટરો સહકાર આપવાને સદા ઉદ્યુક્ત હોય છે.

ક્ષયના ત્રણસો ઇકોતેર દર્દીઓમાંથી એકાવન દર્દીઓને બાદ કરવામાં આવ્યા છે; કેમકે ત્રણને વર્ષ દરમ્યાન ફરીથી દાખલ કરવામાં આવ્યા હતા અને અડતાલીસ તો આરોગ્યગૃહમાં એક મહિનાથી ઓછા વખત માટે રહ્યા હતા.

બાકીના ત્રણસો વીસ કેસમાંથી છેતાલીસ અથવા ૧૪.૪ ટકા પહેલા તબક્કામાં હતા, તેતાલીસ અથવા ૧૩.૪ ટકા બીજા તબક્કામાં અને બસો એકત્રીસ અથવા ૭૨.૨ ટકા ત્રીજા તબક્કામાં હતા. જ્યારે અહીંની સારવારના પરિણામનો વિચાર કરવામાં આવે ત્યારે આ ૭૨.૨ ટકા દાખલ થતી વખતે ત્રીજા તબક્કામાં હતા તે વાત ભૂલવી ન જોઇએ.

ત્રણસો વીસ કેસમાંથી બસો સત્તાવીસ અથવા ૭૦.૯ ટકાને ચોક્કસ પરિણામ સાથે મુક્ત કરવામાં આવ્યા હતા. (છપ્પનનું દર્દ

આગળ વધતું અટકયું હતું, એકસો દસ ઘણા સુધરી ગયા હતા તથા એકસઠ સુધારાની સ્થિતિમાં હતા.) નિષેધાત્મક પરિણામવાળા દર્દીઓ પૈકી ત્રેત્રીસની સ્થિતિ હતી તેવીજ હતી, પાંત્રીસની સ્થિતિ વધારે બગડી હતી અને પચીસ મરણ પામ્યા હતા.

એના આંકડાઓ નીચે મુજબ આપી શકાયઃ—

| તબક્કો | દર્દ અટકયું | ખૂબ સુધારો થયો | સુધારો થયો |
|---|---|---|---|
| પહેલો | ૮૯.૧ | ૬.૫ | ૨.૨ |
| બીજો | ૩૨.૯ | ૫૧.૨ | ૬.૮ |
| ત્રીજો | ૦.૪ | ૩૬.૮ | ૨૪.૭ |

## એકવીસ વર્ષનું સરવૈયું

આરોગ્યગૃહની સ્થાપનાથી શરૂ કરીને અત્યાર સુધીનાં એકવીશ વર્ષોમાં એક મહિનાથી વધારે સમય સારવાર લીધી હોય અને ક્ષયથી પીડાતા હોય તેવા ચાર હજાર છસો અઠ્યાવીસ દર્દીઓ મુક્ત થયા છે. તે આંકડા નીચે મુજબ છેઃ—

| તબક્કો | દર્દ અટકયું | ખૂબ સુધારો થયો | સુધારો થયો |
|---|---|---|---|
| પહેલો | ૭૨૬ | ૧૨૯ | ૪૬ |
| બીજો | ૩૪૨ | ૪૯૪ | ૧૬૩ |
| ત્રીજો | ૧૨ | ૮૨૦ | ૫૧૨ |

ત્રણસો ચૌદ મુક્ત થયેલ દર્દીઓનું દાખલ થતી વખતનું તથા મુક્ત થતી વખતનું વજન સરખાવી જોતાં, વજનની વધઘટનો હિસાબ કરતાં સરેરાશ ૧૨.૮ પૌંડ વજન વધ્યું હતું.

વધારેમાં વધારે વજન એક પુરુષમાં પાંસઠ રતલ તથા સ્ત્રીમાં ઇકોતેર રતલ વધ્યું હતું.

દર્દી દાખલ થતાં શરૂઆતમાં ચાર દિવસ સુધી તેનો બળખો તપાસવામાં આવે છે. પછી લોહી તપાસાય છે, લોહીનું દબાણ જોવામાં આવે છે તથા પેશાબ, ઝાડો તપાસવામાં આવે છે.

૧૯૧૬–૩૦ નાં વર્ષો દરમ્યાન દર્દીઓનો પાછળનો ઇતિહાસ તપાસતાં જણાયું છે કે, જેમ ક્ષયનો દર્દી યોગ્ય સારવાર નીચે વહેલો મુકાય તેમ સારવારનો વખત ઓછો લાગે છે તથા પરિણામ પણ

વધારે સારું આવે છે. તેમ છતાં છેલ્લાં વર્ષો દરમ્યાન આરોગ્યગૃહની સારવાર એટલો વિકાસ પામી છે કે, દર્દ ખૂબ આગળ વધેલું હોય તેવા કેસમાં પણ અદ્ભુત પરિણામ મળી આવે છે.

દર્દીને થતા તાત્કાળિક ફાયદાથી આરોગ્યગૃહની સારવારનું મહત્ત્વ દિનપ્રતિદિન વધતું જાય છે, પણ મુક્ત થયેલ દર્દીઓનો તે પછીનો ઇતિહાસ તપાસતાં તે મહત્ત્વ અતિશય વધી જાય છે.

આવી તપાસ આરોગ્યગૃહે કરી છે. દર્દીનાં પાંચ વર્ષનો ઇતિહાસ તે માટે પૂરતો છે. એનું કારણ એ છે કે પશ્ચિમની શોધોથી સાબિત થયું છે કે, મુક્ત થયા પછી જે દર્દી પાંચ વર્ષ સુધી જીવતો રહે તે ત્યાર પછી ક્ષયથી ભાગ્યેજ મૃત્યુ પામે છે.

આરોગ્યગૃહ છોડ્યા પછી દર્દીનો ઇતિહાસ મેળવવાનું કાર્ય હિંદમાં કેટલું દુષ્કર છે, તે તો હિંદની પરિસ્થિતિના દરેક અનુભવીને જણાશે. આરોગ્યગૃહમાં એક માસથી વધારે વખત રહી ગયેલા છવ્વીસો ચાર દર્દી પૈકી ૧૬૯૫નો ઇતિહાસ આ સંસ્થાએ મેળવ્યો છે. વળી જે દર્દીઓનો ઇતિહાસ મળી શક્યો નથી, તેથી આ શોધખોળની સત્યતામાં કંઈ મહત્ત્વનો ફેરફાર થતો નથી.

આરોગ્યગૃહનો ત્યાગ કર્યાને પાંચ વર્ષ થયાં હોય તેવા સોળસો પંચાણું દર્દીઓમાંથી આઠસો અઠ્ઠાણું અથવા ૫૩.૦ ટકા પાંચ વર્ષ પછી જીવતા છે. આમાંના આઠસો ઓગણીસ આનંદથી કામ કર્યે જાય છે. આ આંકડામાં ખૂબ આગળ વધેલ દર્દીઓનો પણ સમાવેશ થાય છે.

અત્યારે તો ખુશીથી એમ કહી શકાય કે, ખૂબ આગળ વધેલ તબક્કાના દર્દીઓની જો બરાબર સારવાર કરવામાં આવે તો તેમાંની અર્ધી સંખ્યા તો આરોગ્યગૃહમાંથી મુક્ત થયા પછી પાંચ વર્ષ જરૂર જીવશે અને તેટલો સમય જીવે તો પછી ક્ષયથી તો તેનું મૃત્યુ થશે નહિ.

('નવચેતન'ના એક અંકમાંથી.)

## ૭૬—ઘરઘાટીઓની દશા

( લેખિકાઃ—શ્રીમતી ઉર્મિલા મહેતા )

મજૂરીના બધા પ્રકારોમાં ઘરકામ કરતા આપણા આશ્રિત મજૂરો—ઘાટીઓનો પ્રકાર બહુજ વિચિત્ર છે. આ મજૂરો વધારેમાં વધારે અવ્યવસ્થિત છે. એમનાં સંગઠનો શક્ય નથી. આ કારણે તેઓનો મજૂરોની કોઇ પણ ચળવળમાં સમાવેશ કરવામાં આવતો નથી. આમ છતાં એમના પ્રશ્નોનું મહત્ત્વનું સ્થાન હોવું જોઇએ. ઘાટીઓ તરફનું વર્તન માત્ર માનવદયા પૂરતુંજ હોય.

પ્રસ્તુત લેખમાં ઘાટીઓ પ્રત્યે માનવી વર્તાવ થવો જોઇએ એમ જણાવવામાં આવેલું છે.

જ્યાંસુધી આપણે નોકરો રાખી શકતાં નથી, ત્યાંસુધી આપણી નોકરો પ્રત્યેની મનોદશા કેવી હોય છે તે મને ખબર નથી; પણ આપણે ઘેર જે મનુષ્યોને ઘાટીઓ તરીકે આપણે પગાર આપી રાખીએ છીએ, તેના તરફની આપણી વર્તણુકમાં ઘણોજ ફેરફાર કરવાની જરૂર છે. આપણે ઘાટીઓને પગાર આપીએ છીએ, ખવડાવીએ છીએ તે ખરું; પણ તે સાથે તે લોકો મનુષ્યો છે તે ભૂલી જવું ન જોઇએ. આપણા નોકરો પણ મનુષ્યો છે, તે લોકોને આપણા જેવીજ લાગણીઓ હોય છે, તેમને પણ ખાવાને અન્ન તેમજ પહેરવા કપડાં બાબત શોખ હોઈ શકે, તેમજ એ લોકોને પણ એ લોકના કુટુંબનું ભરણપોષણ કરવાનું હોય છે. સાધારણ રીતે જેમ મિલમાલિકો તથા કારખાનાંવાળાઓ એકઠા મળી મજૂરોની રોજી કેમ ઓછી કરી શકાય ને મજૂરોને ગમે તેટલું નુકસાન થાય પણ પોતાને કેમ ફાયદો થાય તે જોવા એક થાય છે, તેમ આપણે કહેવાતા શેઠસાહેબો તક મળે નોકરોના પગારો પણ એવી રીતે ઓછા કરવામાં પાછી પાની કરતાં નથી.

અત્રે તો હું મુંબઇનાજ નોકરોનો પ્રશ્ન રજૂ કરીશ. જો કે આ પ્રશ્ન તો બધે એક સરખોજ લાગુ પડે છે. મુંબાઇમાં મોટે

ભાગે આપણે જેને ઘાટી કહીએ છીએ તે નોકરોનું કામ કરે છે. અત્યારે તો ઘાટી એટલે થોડા તિરસ્કાર સાથે બોલાતો શબ્દ હશે, પણ મૂળમાં તો ઘાટમાં રહેનારા એટલે ઘાટી. તે લોકો પોતાનાં બૈરીછોકરાં દેશમાં રાખી અહીં નોકરી કરવા આવે છે. જો દેશમાં જમીન હોય તો બે ત્રણ ભાઇઓમાંનો એક ભાઇ ત્યાં રહે ને ખેતીનું જુએ, તેમજ કુટુંબનાં પાછળ રહેલાં માણસોની દેખરેખ રાખે, બીજા મુંબાઈમાં નોકરી કરે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોય છે. સાધારણ રીતે ઘાટમાં રહેનારા આ લોકોનાં શરીર સારાં હોય છે એટલે તે લોકો ઘણું કામ આપી શકે છે.

આ પ્રમાણે આપણે એક ઘાટી રાખીએ તેનું કામ સંતોષકારક હોય, તે છતાં એને આપણે ત્યાં સ્થાયી નોકરીની આશા ખરી? હંમેશ સારું કામ કરતો હોય પણ સહેજ વાંકું પડે, કે એને પંદર રૂપિયા પગાર આપતા હોઇએ ને બીજે રૂપિયા તેરમાં મળી શકે તેમ હોય, તો તેને રજા આપતાં આપણે બહુ વિચાર કરીએ છીએ? ક્યાં એને મહિનાની નોટિસની જરૂર હોય છે કે આપણે વિચાર કરવો પડે! રજા આપતી વખતે એના કુટુંબનું શું થશે તેનો ખ્યાલ સરખો પણ કરતા નથી. આ માટે મારે આટલું પણ ચોખ્ખું કરવાનું કે આપણામાંના કેટલાકને ત્યાં ઘણા જૂના નોકરો હશે. પણ તે શું આપણે તે લોકોનો વિચાર કરીને લાંબા વખતથી રાખ્યા છે? ના, જરાએ નહિ; જૂના હોય ને આપણી સગવડ સચવાય તેથીજ. તે ખરું કે આપણે પગાર આપી નોકરો રાખીએ છીએ તે આપણી સગવડ સારુ, પણ ધારો કે તમે એક ઑફિસમાં નોકરી કરતા હો, ત્યાંએ તમને સહેજ વાંક માટે રજા આપવામાં આવે તો તમને તે રુચશે? નોકરો તે પણ સદા મનુષ્યોજ છે; આપણામાંના ડાહ્યા પણ જીવનમાં કેટલીએ ભૂલો કરીએ છીએ, તો એ લોકોની પણ ભૂલો થાય તો તે તરફ તેવી રીતે વિશાળ દૃષ્ટિથી જોવાય તેમ થવું જોઇએ ને તે ઉપરાંત હું તો હમેશ કહું છું કે, એ નોકરોમાં બહુ હોશિયારી ને આવડત હોત તો આટલા ઓછા પગારમાં એનાં બૈરીછોકરાં વગેરેને મૂકી આપણે ત્યાં અજીઠાં વાસણ ઘસવા ને ઝોંસા ખાવા આવેજ શું કરવા?

મજૂરો માટે અઠવાડિયામાં અમુકજ કલાક કામ કરાવવાની હિમાયત કરનારા આપણે, આપણા નોકરોના કામના કલાકનો કોઇ દિવસ વિચાર કરીએ છીએ? સાધારણ રીતે તો ઘરનો ઘાટી કોઈ પણ મજૂર કરતાં અઠવાડિયામાં વધુ કલાક કામ કરે છે. અત્યારનાંજ આપણાં ઘરોનું કામ બરોબર વ્યવસ્થિત રીતે ચાલતું હોય, કામમાં વખત ને મહેનતનો બચાવ થાય એવાં સાધનો વસાવવા પ્રયત્ન કરવામાં આવ્યો હોય, તો નોકરોની અર્ધી મહેનત ઓછી થાય, એટલે તે લોકોના કામના કલાકો પણ ઓછા થઇ જાય. નોકરો પાસેજ બધુ કામ કરાવવાનું એટલે એમના કામમાં સરળતા પડે એમ કરી આપવાની કોઈ દિવસ તસ્દી લઇએ છીએ? આપણા અનિયમિતપણાને લીધેજ કેટલીક વખત નોકરોનું કામ કેટલું વધી જાય છે તેનો પણ ખ્યાલ કોઇ દિવસ કરીએ છીએ? એ તો આપણો પગારદાર નોકર એટલે જાણે આપણો ગુલામ એમ આપણે ઘણી વાર નથી વર્તતા?

આપણે કેટલીક વખત ઓછો પગાર આપીએ છીએ તે માટે કે નોકરો તરફથી સારાઇ બતાવવા ઘણી વખત દલીલ કરીએ છીએ કે, આપણે તે લોકોને પગાર ઉપરાંત સારું ખાવાનું આપીએ છીએ ને આપણા ઘર જેવું ઓછું એ ઘેર ખાવાના હતા? તે કેટલાક ઘરોમાં ખરું હશે, પણ નહિ તો સામાન્ય રીતે તો નોકરોને દાળ ને ભાત કે રોટલા સિવાય બીજું ભાગ્યેજ મળતું હોય. જે ઘરમાં રસોઇયો હોય ત્યાં તો રસોઇયાની મહેરબાની ઉપરજ ઘાટીને જીવવાનું તે યાદ રાખવાની જરૂર છે. તે ઉપરાંત હું તો એક કેળવાયેલા સંસ્કારી ભાઇને ઓળખું છું. તે તો હમેશ કહે છે ને ખરેખર માને છે કે, વળી નોકરોને આપણે ખાઇએ તેવું બધું કોઇ દિવસ આપવુંજ નહિ, સારું ખાવાની ટેવ પડી જાય તો નોકરોને કદાચ અઘરું પડે. તેમ હશે, પણ આપણે ત્યાં એક મનુષ્ય હોય ને તેને દરરોજ દાળ-ભાતજ આપીને હંમેશ આપણે સારું સારું કેમ ખાઇ શકીએ? તે પણ મનુષ્ય છે, તેને પણ સારું ખાવાનું કોઇ વખત મન થાય તે આપણે સમજવું ન જોઇએ? જો તેમ ન કરીએ તો આપણે આપણા ઘરમાં મનુષ્યને નોકર તરીકે રાખીએ છીએ ને તેની સાથે પશુ તરીકે

વર્તીએ છીએ એમ મને તો લાગે છે.

આ ઉપરાંત આપણો નોકર માંદો પડે તો આપણે શું કરીએ છીએ? જો થોડામાં પતે તેમ હોય તો કંઇ દવાદારૂ કરીએ નહિ તો એને રજા આપી દેતાં જરા પણ આંચકો ખાઇએ છીએ? તે માંદો છે તો તેને હમેશના ખર્ચ ઉપરાંત દવાદારૂનો ખર્ચ થશે ને તેનો પગાર બંધ થશે તો તે શું કરશે, તેનો થોડો પણ ખ્યાલ કરવાની તસ્દી સરખી લેતાં નથી.

તે ઉપરાંત આખું વરસ આપણે ત્યાં નોકરો કામ કરે તોપણ ચડતે પગારે થોડા દિવસની રજા પણ કેટલાં ઘરોમાં ઘાટીઓને મળે છે?

તો આ બધું જોતાં ઘરોમાં કામ કરતા નોકરોનો પણ એક સંઘ સ્થાપવાની જરૂર નથી? નોકરોને પણ સમજાવવાની જરૂર નથી કે તે લોકોની તરફ માનુષી વર્તન થવુંજ જોઇએ? જે દિવસે આપણા નોકરો સમજતા થશે ને પોતાની માગણીઓ રજૂ કરશે ત્યારેજ આપણે સીધા થઈશું એમ મને લાગે છે. અત્યાર સુધી આજ પ્રમાણે વસ્તુસ્થિતિ ચાલી આવી છે; કારણ કે કેટલાંય વર્ષોથી નોકરો તરફ આવી જાતનીજ વર્તણુક રખાય છે એટલે ગુલામો જેમ બેડીઓમાં પણ આનંદ માની શકે છે, તેમ નોકરો પણ પોતાની હાલની સ્થિતિમાં સંતોષ માની રહ્યા છે. એ લોકો તરફ આથી વધારે સારી વર્તણુક હોઇ શકે તેનો ખ્યાલ સરખો એ લોકોને આવી શકે તેમ નથી. એટલે આપણેજ આપણા નોકરોને આપણી સામે જાગૃત કરવાના છે. આજકાલ તો બહુ સાધારણ કુટુંબોમાં પણ ઘરઘાટી નહિ તો છૂટક પણ નોકર રાખવાની પ્રથા દાખલ થઇ ગઈ છે; એટલે આ કામ મોટા વર્ગની સામે કરવાનું છે એટલે ઘણુંજ અઘરું છે એ ખરું છે, પણ તે પ્રમાણે તે મનુષ્યના બીજા એક મોટા વર્ગને લાગુ પડે છે, એટલે કરવુંજ જોઇએ એમ હું માનું છું. આ લેખમાં ઘાટીઓની બધીજ મુશ્કેલીઓ મેં ચર્ચી છે. તેનો નિકાલ કેમ લાવવો તે પ્રશ્ન ચર્ચવા પ્રયત્ન કર્યો છે તેમ નથી, પણ એ વિચાર જે ઘણા વખતથી મારા મનમાં રમ્યા કરતો હતો તે જનતા સમક્ષ મૂકું છું.

('હિંદુસ્તાન પ્રજામિત્ર' ના દિવાળીઅંકમાંથી)

# ૭૭—ગરીબનું બેલી કોણ?

(લેખકઃ—રા. રા. હરિપ્રસાદ ક. આચાર્ય)

—ઃપાત્રોઃ—

| | |
|---|---|
| રણવીરઃ મિલમજૂર | ચુનીલાલઃ ડૉક્ટર |
| કુબેરદાસઃ મિલમાલિક | તલકચંદઃ વેપારી |
| અર્થદાસ, માનચંદ } કારકુનો | છોટુ, દિનુ } રણવીરના પુત્રો |
| દરવાનઃ | તર્કપ્રસાદઃ વકીલ |
| માવજી | પ્રેમચંદઃ મોદી |

રાધાઃ રણવીરની પત્ની.

## દૃશ્ય ૧ લું

સ્થળઃ—રણવીરનું ઘર.

[ મિલમજૂરોની ચાલીમાં તાદૃશ્ય ગરીબાઇ, રોગ, ગંદકી વગેરેનું પ્રદર્શન કરતું ઘર, એક ખૂણામાં ચૂલો, થોડાંક માટીનાં વાસણો, બીજા ખૂણામાં કાણાવાળી એક નાની પેટી, બેચાર ગોદડાંના ગંધાતા ગાભા—રણવીરની પત્ની રાધા એક ખૂણામાં તૂટેલી ખાટલીમાં સૂતી છે. બે બાળકો દીનવદને ખાટલા પાસે ઊભાં છે. રણવીર પાસે ઊંડા વિચારમાં ગરકાવ બેઠો છે. ડોક્ટર પોતાનાં ઇસ્તરી ટાઇટ કપડાંને સંભાળતા સાવધાનીથી દર્દીને નિરાંતે તપાસે છે. ]

ડૉક્ટર—[ કાન પરથી સ્ટેથોસ્કોપ સહેજ દૂર કરી ભાવહીન નિઃશ્વાસ મૂકી માથું હલાવતાં ] બાઇનાં ફેફ્સાં તદ્દન બગડી ગયાં છે.

રણવીર—(વિચારમાંથી ઝબકી આતુર દૃષ્ટિએ) દા...ક્ત...ર ...સાહેબ......

ડૉક્ટર—(ભેજામાંથી ઉપાય શોધતી આંખે) ઇન્જેક્શન આપવાં પડશે.

રણુવીર–ત્યારે આપી દોને સાહેબ.

ડૉક્ટર–અરે ગાંડા, ખર્ચનો તને ખ્યાલ છે. જો દરેક ઇન્જેકશન રૂપિયા પાંચનું અને બે રૂપિયા મારી ફી. એવાં દસ ઇન્જેકશન આપીએ તોજ તારી બૈરી જીવે.

રણુવીર–( ભરખાઇ ગયેલા ચહેરે ) આ ત્રણ જીવનાં પોષણુના વાંધા છે ડૉક્ટર સાહેબ ! ત્યાં આ..........

ડૉક્ટર–તે તું જાણે ! બાઇ ત્રણ દિવસ જીવવાની છે. ( ઊભા થઇ ચાલવા માંડે છે. )

રણુવીર–અરે સાહેબ ! ગમે તેમ કરો પણુ મારી બૈરીને સાજી કરો.

ડૉક્ટર–હું કાંઇ દેવનો દીકરો નથી સમજ્યો ને ? ઇન્જેકશન આપી જોઉં બીજું શું ?

રણુવીર–ભલે સાહેબ તેમ કરો. આપ ઇન્જેકશન મંગાવો.

ડૉક્ટર–પૈસા ?

રણુવીર–મારા શેઠ પાસે મારો છ મહિનાનો પગાર ચઢ્યો છે–લાવી આપીશ.

ડૉક્ટર–વારુ, કાલે લેતો આવીશ. બાઇને ફક્ત દૂધજ આપવાનું છે. પરિશ્રમ જરા પણુ ન લેવો જોઇએ. [ જાય છે. ]

રાધા–[ દર્દભર્યા સૂરે ] છોટુ, દિનુ...બેટા...( છોકરાઓ નજીક આવે છે. રણુવીર સામું જોઇ ) આને સાચવજો હો ! હું બહુ બહુ તો બે દિ.....( ઉધરસમાં બાકીના શબ્દો સમાઇ જાય છે. )

રણુવીર–ઉચાટ જેવું નથી હો ! દાક્તર કે'તા'તા—

રાધા–શું ?

રણુવીર–કે ઇન્જેકશન આપશે એટલે સારું થઇ જશે.

રાધા–પણુ એટલા પૈસા તમે લાવશો ક્યાંથી ?

રણુવીર–અરે ગમે ત્યાંથી, તેની તારે ચિંતા કરવાની નથી.

રાધા–ના, ના, તેમ નહિ. મને કહો કે તમે પૈસા માટે શું કરશો ?

રણુવીર–શેઠ પાસે છ મહિનાનો પગાર લેણો છે ને તે આ-જેજ લઇ આવીશ.

રાધા–મોદી ગળાટૂંપો નહિ ખાય? એને શું...આ...(ઉધરસ આવે છે.)

રણુવીર–તેને વળી પછી આપીશું. તું તારે સૂઇ જા, થાક લાગશે. દાક્તરે ઊઠવાની ના પાડી છે.

[ રણુવીર તેના પર ગોદડું ઢાંકે છે. છોટુ તથા દિનુને તેની બા પાસે બેસવાની સૂચના આપતો રણુવીર ભારે હૈયે એ ગંધાતા લત્તામાંથી બહાર નીકળી પડે છે. ]

× × × ×

દૃશ્ય ૨ જું

સ્થળઃ–મિલમાલિકના બંગલાનો દરવાજો.

[ ઝોકાં ખાતા દરવાનના કાનમાં ગામઠી જોડાનો ખડખડ ખડખડ અવાજ પ્રવેશ થાતાં ઝબકી ઊઠે છે. રણુવીર દરવાજામાં પ્રવેશ કરતો દેખાય છે. ]

દરવાન–એય! એમ ને એમ ક્યાં ચાલ્યો જાય છે?

રણુવીર–ક્યાં કેમ? શેઠ પાસે.

દરવાન–તે અમને શું અહીં હજામત કરવા બેસાડ્યા છે, તે રજા સિવાય જંગલીની જેમ દોડ્યો જાય છે?

રણુવીર–ભાઇસા'બ જવા દે ને! તારો ઉપકાર માનીશ.

દરવાન–હા, હા, આજ આ બધું ગરજે સૂઝે છે. કોઈ દી' બીડી પાઇ છે? શેઠનો હુકમ છે કોઇને દાખલ થવા ન દેવો.

[ રણુવીર શૂન્યદૃષ્ટિએ દરવાન સામે ઊભો રહે છે. ક્રોધને લીધે તેના ઓઠ બિડાઇ જાય છે. મોં પર લોહી ધસી આવે છે, એવામાં અર્થદાસ શેઠનો કારકુન કાન પર કલમ ભેરવતો છૂટેલ ધોતલીનો છેડો ખોસતો સહેજ બહાર નીકળતાં તેને જોઇ જાય છે. દરવાન તરફ અર્થસૂચક દૃષ્ટિ ફેરવતાં તે તેની પાસે જાય છે. એકાદ મિનિટની સાંકેતિક ભાષાના અસ્ફૂટ સ્વરો વાતાવરણમાં ફેલાય છે. અર્થદાસ અંદર જાય છે ]

દરવાન–રણવીર જાવા દઉં એક શરતે.

[ ભેદક દૃષ્ટિ ફેંકે છે. રણવીર સમજે છે ]

રણવીર–( નિઃશ્વાસ મૂકી ) સારું, તને નહિ ભૂલું.

× × × ×

## દૃશ્ય ૩ જું

સ્થળઃ–મિલમાલિકનો જાજરમાન બંગલો.

[ મિલમાલિક કુબેરદાસના બંગલાના એક વિભાગમાં આવેલી ઑફિસે ભરચક છેલ્લી ઢબનું ફર્નિચર પહેલી નજરે આંખોને ઊડી વળગે છે; ઇલેકટ્રિક રોશની–પંખાઓના ફરફરાટ અને અભેદ્ય શાંતિ વાતાવરણમાં દંભના અણુઓ પ્રસરાવે છે. દીવાલ પરનાં સુંદર ચિત્રો નિહાળતા શેઠ મશરુની ગાદી પર સાડાપાંચ મણની સ્થૂલ કાયાવાળા પૃથ્વીના ગોળાનું સ્મરણ કરાવતા પેટ ઉપર અક્ષાંશ–રેખાંશ સમી કરચલીઓ પંપાળતા બેઠા છે. તેમનું કરચલીવાળું કપાળ, હડતાળ પર મજૂરો જવાના છે એવી ખબર સાંભળી વધારે ખેંચાય છે. સળગતી સિગારેટ આગળ સુધી આવી પહોંચતાં ઝબકીને ઊંચે જુએ છે. રણવીર સલામ કરતો ઝૂકીને ઊભો રહે છે. ]

કુબેરદાસ શેઠ–એલા કેમ આવ્યો ? કામે કેમ નથી આવતો ?

રણવીર–સાહેબ ! આજે ત્રણ મહિનાથી મારી સ્ત્રી બીમાર છે, ઘેર નાનાં છોકરાં–શી રીતે આવી શકું ?

શેઠ–( હસીને ) વારુ માંદું બૈરું ખાટલામાં પડી રહે અને છોકરાંઓને સવારમાં વહેલા ઊઠી રાંધી આપીએ, તો ખાઈપી રઝળતાં ફરે, રોજી પાડવી એ તો મૂર્ખાઈ ગણાય.

રણવીર–પણ બીમારી ગંભીર છે.

શેઠ–મરી જશે તો નવી આવશે.

રણવીર–અરે સાહેબ ! એવું શું બોલો છો ? [ શેઠ હસે છે અને એ તક જતી ન કરવા દેતાં ] સાહેબ મુજ ગરીબની એક અરજ છે.

શેઠ–( હસવું ખાળતાં ) જો ને ભાઇ આજકાલ બેકારીના જમાનામાં અરજ સાંભળી સાંભળીને મારા કાન બહેરા થઇ ગયા.

રણવીર-[ શેઠના ફાફડા કાન સામે જોઇને ] પણ સાહેબ હું તો મારા પગારના ચડેલા લેણા પેસા માગવા આવ્યો છું.

શેઠ-( ખંધાઇથી ) મૂર્ખા ! લેણા ? તે શું તું અહીં વ્યાજે મૂકી ગયો હતો કે હું ઉછીના લેવા આવ્યો હતો ?

રણવીર-( દયામણે ચહેરે ) ના સાહેબ ! મારાથી એમ કેમ કે'-વાય ? મારા પગારના પૈસા-ચડેલા પગારના.

શેઠ-( પોત પ્રકાશતા ) તેમ પગાર નહિ મળે સમજ્યો ? કામે ચડ્યા પછી બીજા મજૂરોના પગાર સાથે મળશે.

રણવીર-સાહેબ ! જરા તો દયા કરો. દાક્તરને દેવા છે. મોદીના છ છ મહિનાથી.........

શેઠ-એક વાર કહ્યું કે નહિ મળે પછી માથાકૂટ શી ?

રણવીર-( કરગરતાં ) અરે દયાળુ ! મારી સ્થિતિ તો જુઓ ! વળી હું તમારી પાસે ક્યાં ઉછીના કે મદદ તરીકે માગું છું. આજે બે માસથી બે ટંક ખાવાનુંએ પેટ પૂરતું મળતું નથી, ઉધાર કોઇ આપતું નથી, તેમાં વળી બૈરી માંદી પડી. દાક્તરને દવાના પૈસા આપવા હજુ બાકી છે. ત્યાં કાલે ઇન્જેકશન દેવાના છે. હું નહિ તો મારી માંદી બૈરી અને મારાં બાળકોની તો દયા લાવો.

શેઠ-( પાણી પડતાં પથ્થર સમા ) ગમે તેમ કર; જાણે મોટા ઉમરાવનો દીકરો એક બૈરી માંદી તેમાં ઇન્જેક્શન, એ તારું કામ નહિ.

રણવીર-( જીવ ઉપર આવીને ) જેના વડે તમે આ એશઆ-રામ ભોગવો છો; જેનાં લોહી ચૂસી તમારા શરીરને ફુલાવો છો, તેની તો શેઠજી જરા દયા લાવો !

અર્થદાસ-એલા રણવીર આ ઑફિસ છે, ઘર નથી સમજ્યો ?

રણવીર-સમજ્યો, પરંતુ તમારા બૈરાને માથું દુઃખે ત્યારે તો હજારોનાં પાણી અને અમારી બાયડી મરવા પડે ત્યારે પાવળું પાણી પણ મળવાના સાંસા અને...........

માનચંદ-એય ઉલ્લુ તારું સંભાષણ બંધ કર અને ઑફિસ છોડી ચાલ્યો જા.

રણવીર–શા માટે ? મારા પગારના પૈસા તો ચૂકવો.

શેઠ (ટોકરી વગાડતા) પટાવાળા આ હરામીને બહાર કાઢ.

(પટાવાળો રણવીરને ખેંચે છે)

રણવીર–અરે શેઠ! મારી નિરાધાર સ્થિતિ પર જરા તો દયા લાવો. હાં......ઈશ્વર પણ ભૂલે છે. આ સુંવાળી ગાદી પર બેસી ગરીબના દુઃખનો ખ્યાલ હોવો એ કેટલું અશક્ય!

શેઠ–(પટાવાળાને) આમ બબૂચકની માફક ઊભો છે શું? માર ઠોંસા-કાઢ બહાર.

પટાવાળો–એય અબે પાગલ! ખ્યાલ કર તું કોની સામે બોલે છે?

(ઠોસા મારે છે.)

રણવીર–ખ્યાલ છે. એક લક્ષ્મીના મદમાં અંધ બનેલા નિર્દય પથ્થર પાસે. આજે મારી આ દશા કરનાર તારી પણ આવતી કાલેજ એજ સ્થિતિ કરશે.

[પટાવાળો તેને બહાર ઘસડી જાય છે, સામેથી એક વકીલ આ જુએ છે. રણવીર રસ્તે પડે છે. વકીલની આંખમાં શિકારને પકડતી બિલાડીની આંખમાં ચમકતી ચમક આવી જાય છે. ધીમેથી આવી તે વિચારગ્રસ્ત ચાલ્યા જતા રણવીરના ખભા પર હાથ મૂકે છે.]

વકીલ–કેમ ભાઇ! પેલા માણસે તમને શા માટે ઠોંસા માર્યા? શું સરકારનાં નગારાં ઊંધાં વળી ગયાં છે?

રણવીર–અમ ગરીબનું કોણ ભાઇ! પણ આપ... . ?

વકીલ–હું વકીલ. મેં તમને માર પડતો જોયો છે તેના ઉપર કેસ માંડો. આપણે તેની પાસેથી જોઇએ તેટલા પૈસા પડાવીશું સમજ્યા? તમારે ફક્ત રૂપિયા પચીસ ખર્ચ થશે. પણ એટલામાં તો તે તમને જિંદગી સુધી યાદ કરે તેવું કરી દઉં.

રણવીર–સાહેબ મારી પાસે પૈસા નથી. દયા કરી મફત થાય એમ હોય તો કરો. હું તો એક ગરીબ મિલમજૂર છું.

વકીલ–(ખોટો રૂપિયો ખખડાવતા વેપારીના ભાવથી) અરે ભાઇ! વકીલથી એવા દયાના કીકા ન થવાય સમજ્યો? તમારા જેવા છપ્પનસો ને સાઠ ચાલ્યા આવે. લો માફ કરજો (વકીલ જાય છે.

રણુવીર તેની પાછળજ જોઇ રહે છે.)

× × × ×

## દૃશ્ય ૪ થું

સ્થળઃ–રણુવીરનું મકાન.

[ડૉક્ટર હાથમાં સ્ટેથોસ્કોપ ઝુલાવતા દાખલ થાય છે.]

ડૉક્ટર–કેમ એલા પૈસા લઇ આવ્યો ?

રણુવીર–જી ના ! શેઠ પાસે ગયો હતો પરંતુ આપ્યા નહિ. કોઇ વેપારી પાસેથી લાવી આપીશ.

ડૉક્ટર–વારુ ! પરંતુ રખે ભૂલતો.

[રણુવીરના હાથમાં બીલ મૂકે છે. રણુવીર એ શૂન્યદૃષ્ટિએ તપાસે છે. ડૉક્ટર રાધાના ડાબા હાથમાં ઇન્જેક્શન આપે છે.]

રાધા–(ઉધરસ આવે છે) તાવ ઊતરતો નથી ને રાતે ઉધરસ મોઢું મળવા દેતી નથી.

ડૉક્ટર–સારું થઇ જશે. આજે જરા ઇન્જેકશનથી તાવ વધુ ચડી આવશે. પરંતુ ગભરાઇશ નહિ. દવા ત્રણ વખત નિયમિત પીજે.

(જાય છે.)

રણુવીર–(સ્ત્રી પ્રત્યે આશાતુર આંખે) કેમ છે ?

રાધા–ઠી...ક...મારે માટે તમે...(રડી પડે છે.)

રણુવીર–રડ નહિ, અશક્તિ આવી જશે. ઇશ્વર સૌ સારાં વાનાંજ કરશે. છોટુ ! પેલા પડીકામાં સાબુચોખા લાવ્યો છું તે રાંધી આપ અને દિનુ તું તારી બા પાસે બેસી પેલું મોરલાનું ગીત ગા.

રાધા–તમને પૈસા ન આપ્યા ? આજે ક્યાંથી લાવશો ? (રાધાના વિચારો તેજ હતા.)

રણુવીર–તારે એની શું કામ ફિકર કરવી પડે ? તારે તારી તબિયત સુધારવાની છે. એની ચિંતા તો મને છે ને ? જો સાંભળ દિનુ ગાય છે.

[રણુવીર સામે રાધા તાકી રહે છે. આંખોમાં પાણીનાં અદૃશ્ય ઝરણાં ફૂટી નીકળે છે. દિનુ કાલીઘેલી ભાષામાં ગાય છે.]

× × × ×

## દૃશ્ય ૫ મું

સ્થળઃ—વેપારીની પેઢી.

( દુકાનમાં ગાદીતકિયા દેશી રીત પ્રમાણે પડેલા છે. બે મુનીમો કાંઇ હિસાબ લખી રહ્યા છે. બેત્રણ ખેડૂતવર્ગના માણસો બેઠા છે. વ્યાજે લેવા કે કોઈ વ્યાજ ભરવા આવ્યા જણાય છે. શેઠ રણુવીર સાથે વાતો કરી રહ્યા. )

રણુવીર—તલકચંદભાઇ ! રૂપિયા પચાસની જરૂર છે.

તલકચંદ શેઠ—કાંઈ ઘરેણુંગાંઠું છે ?

રણુવીર—નહિ શેઠજી અંગઉધાર લઇ જવા છે. પગાર થયે આપી જઈશ.

વેપારી શેઠ—એમ પૈસા ન મળે. કંઇક લઇ આવો તો બને.

રણુવીર—શું લાવું ? મિલકતમાં બે દીકરા છે. બૈરી માંદી છે, તેથી ખાસ જરૂર છે. કુબેરદાસ શેઠ પાસે છ મહિનાનો પગાર ચઢ્યો છે. દસબાર દિવસમાંજ થશે. ત્યારે વ્યાજ શીખે આપી જઇશ.

શેઠ—એવો વ્યાજનો ધંધો મારે કરવો નથી.

રણુવીર—કંઇક દયા કરો શેઠ, હું પચાસના સાઠ આપી જઇશ.

શેઠ—વેપારમાં દયા ન રખાય ગાંડા ! રસ્તે પડ મારે ઘણું કામ છે.

રણુવીર—( રસ્તે ચાલતાં સ્વગત ) પ્રભુ ! જગતમાં તારા સિવાય ગરીબનો બેલી કોઇ નથી. દાક્તર ઇન્જેકશન આપ્યેજ જાય છે. કાલે નવ થશે. બીલ રૂપિયા સોનું ચડાવ્યું છે. લાજ તારે હાથ છે. મારા ધણી !

## દ્રશ્ય ૬ ઠું

સ્થળઃ—રણુવીરનું મકાન.

( ડૉકટર ઇસ્તરીટાઈટ કપડાં સજી પૈસાની ઉઘરાણી કરે છે. રાધાની સ્થિતિ ગંભીર છે. રણુવીર મૂંઝવણમાં છે. )

ડૉકટર—રણુવીર, આજે તો બીલ ચૂકવવું પડશે.

રણુવીર—સાહેબ, વેપારીએ પૈસા ન આપ્યા. બીજા કોઇ ઠેકાણેથી ન જોગ થયો. હવે આપજ મારા પ્રભુ થોડા દિવસ રાહ જુઓ,

હું જરૂર લાવી આપીશ.

ડૉકટર–(ગુસ્સે થઇ) તમારા લોકોનું આજ દુઃખ. જડ જેવા કાંઇ સમજો નહિ. અમારે ઘેર ચોપડા કંઇ થોડાજ રહે છે?

રણુવીર–પણ સાહેબ! આની તબિયત હજી એવી ને એવીજ છે.

આપ થોડા દિવસ રાહ જુઓ........

ડૉકટર–તેમાં હું શું કરું? બનતા ઉપાયો કર્યા. મારે આજે પૈસા જોઇશેજ. બીજું કંઇ ન હોય તો તારો પગાર લખી આપ.

[રણુવીર ધ્રૂજતા હાથે ખત લખી આપે છે ત્યાં મોદી આવે છે.]

રણુવીર–પધારો શેઠ.

મોદી–હવે મારો કંઇ વાંક? છ–છ મહિના તો થયા, હવે તો...

રણુવીર–પણ પગાર થાય ત્યારે આપું ને શેઠ?

રણુવીર–અત્યારે તો કંઇ નથી.

મોદી–પગાર થાય કે ન થાય. આજે ખાતા પેટે કંઇ આપવું પડશે.

મોદી–કંઇ ન હોય તો બૈરી વેચ.

રણુવીર–શેઠ! દયા કરો, આઠેક દિવસમાં પગાર થઈ જશે.

મોદી–(ડૉકટરના હાથમાં ખત જોઇ) આ પગાર પગાર કરે છે પણ પગાર તો લખી આપ્યો.

(ડૉકટર ચાલતા થાય છે)

[રાધા આ દૃશ્ય જોઇ કંપી ઊઠે છે. તેના હૃદયમાં લોહી વેગથી દોડી રહે છે. મૂર્છા આવી જાય છે, રણુવીર ઝડપથી તેની પાસે જાય છે. મોદી રાડોજ પાડ્યા કરે છે; છોટુ, દિનુ દોડીને તેની બાને વળગી પડે છે. રણુવીરની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વરસે છે.]

(પડદો પડે છે.)

('ગુજરાતી'ના દીપોત્સવી અંકમાંથી)

# ૭૮–दिवाळी

(લેખકઃ—શ્રી. ગિરીશ ભચેચ)

[પાત્રો એમના દેખાવના ક્રમ પ્રમાણે]

રઘો—મહિનાથી અન્ન વિનાનો, બીમાર પડેલો ગરીબ ખેડૂતનો છોકરો.

દિવાળી—રઘાની માતા.

પ્રફુલ્લ—એક સંસ્કારી, પૈસાપાત્ર, ગ્રામસેવા કરતો યુવક.

મુસાફર—ટપાલી, પોલીસ.

અહમદ—મુસ્લિમ ખેડૂત, કેશવનો પડોશી.

દાક્તર

કેશવ—રઘાનો બાપ.

[દુકાળથી ઘેરાયલા એક વિભાગની મધ્યમાં એક નાની ઝૂંપડી પાસે ખાટલામાં રઘો તાવે તરફડતો સૂતો છે. રઘાની ઉંમર દસેક વર્ષ આસપાસની છે. ભૂખના દુઃખે શરીર તદ્દન હાડપિંજર બની ગયું છે. એક ફાટેલી ગોદડી ઓઢી છે. પાસે દિવાળી–તેની માતા, પોતાના લૂગડાના પાલવ વડે પંખો નાખતી બેઠી છે. થોડે દૂર એકાદબે બીજાં ઝૂંપડાં દેખાય છે.]

રઘો—બા! બાપા ક્યારે આવશે?

દિવાળી—આવશે, આવશે. આજે દિવાળી છે તે તારે માટે ખાવાનું લેવા ગયા છે.

રઘો—ખાવાનું? ખાવાનું તો બા, મને બહુજ ભાવે છે.

દિવાળી—તું કેટલાએ દી'નો ભૂખ્યો છે, પછી કંઈ કર્યા વગર છૂટકો?

રઘો—બા! મને તાવ ઉતરી જાય એટલે મામાને ઘેર લઈ જજે. ત્યાં ખાવાનું મળશે, ખૂબ મજા પડશે.

[ દુઃખભર્યું હસે છે. ]

દિવાળી—હા ભાઇ, લઇ જઇશ હો ! હવે તું સૂઈ જા. મામાનો કાગળ આવે પછી જઇશું, હો ! હું કાગળનીજ રાહ જોઉં છું, બેટા.

[ પ્રફુલ્લ પ્રવેશે છે. તેનામાં છટા છે, તેજ છે. છેક છેલ્લી ઢબનાં છતાં સાદાં વસ્ત્રોમાં સજ્જ થયેલો છે. હાથમાં નોંધપોથી અને પેન છે. ]

પ્રફુલ્લ—તમારું નામ ?

રઘો—( મજાક કરતો ધીમેથી ) મને ખાવાનું આપો તો બતાવું.

પ્રફુલ્લ—છોકરા ! તું તમારાં બધાંના નામ બતાવીશ તો હું તમારી હાલત જાહેરમાં લાવીશ. પછી ખાવાનું મળી રહેશે.

રઘો—ના, મારે તો હમણાં ખાવાનું જોઇએ.

દિવાળી—ગાંડો ન થા, એમની વાત તો સાંભળ. ( પ્રફુલ્લને ) ભાઇ ! અમે મહિનાથી ભૂખ્યાં છીએ. અમે અન્નનો દાણો પણ નથી દેખ્યો. આ આટલો છોકરો પણ માંદો છે. ખાવાનું અપાવો, ભગવાન તમારું ભલું કરશે.

પ્રફુલ્લ—હમણાં ને હમણાં તો તે નજ બને. તમારા બધાની હાલતની સરકારને જાણ કરીશું, મદદ માટે ફાળા ઉઘરાવીશું; પછી અત્યારની રાહતસમિતિની તપાસ થશે, ત્યારે ખાવાની જોગવાઇ થશે.

દિવાળી—એ બધું થાય તે પહેલાં તો અમે મરી જઇશું. અમને અત્યારે થોડાક પૈસા આપો કે ખાવા આપો, હું કરગરું છું. આ છોકરા માટે ખોળા પાથરું છું.

પ્રફુલ્લ—પણ તે અત્યારે કેમ બને ?

દિવાળી—ત્યારે મને કાંઇ કામ આપો. મને રોટલો અને મારા છોકરાને દવા મળે એટલે બસ. ભગવાન તમારું કર્યું નહિ જવા દે. ધરમ થશે.

પ્રફુલ્લ—મારે વખત થઇ ગયો છે. તમારું નામ કહો. હું બનતું કરીશ.

દિવાળી—આ છોકરાના બાપા આવે ત્યારે અમારું નામ લખી જજો.

પ્રફુલ્લ—વારુ, ત્યારે હું પછી આવીશ. (જાય છે)

[ માથે મોટી લોખંડની પેટી અને હાથમાં પોટલું લઇ આખે શરીરે પરસેવાથી રેબઝેબ થઇ ગયેલો મુસાફર પ્રવેશે છે. ]

દિવાળી—(હસીને) લાવો, હું લઇ લઉં?

મુસાફર—ઉંહું, હવે તો માઇલજ બાકી રહ્યો છે. સ્ટેશન આવી લાગશે એટલામાં.

દિવાળી—નકામી મહેનત શીદ કરો છો, બાપા? લાવો, હું લઇ લઉં. એક આનો આપજો.

મુસાફર—બે પૈસે તો જોઇએ તેટલા આવે છે.

દિવાળી—ત્રણ પૈસા આપશો?

મુસાફર—બે.

દિવાળી—ઠીક, લાવો. મજૂરી તો એક આનાની છે.

રઘો—બા, બા, મને એકલો મૂકીને? (રોવા જેવો થઇને) બા, મારી પાસે બેસને. મને નહિ ગમે.

દિવાળી—(સમજાવતાં) જો, હમણાંજ દોડી આવીશ, વાર નહિ લાગે. તારી દવા ને ખાવાનું પણ લેતી આવીશ હો. તું જરા વાર સૂઇ જા.

રઘો—મારાથી તો ઊભાએ નથી થવાતું અને તું જતી રહે છે. મને પાણી કોણ પાશે?

મુસાફર—આવવું હોય તો ઝટ કર. મારે મોડું થઇ ગયું છે.

[ મુસાફર દિવાળીને માથે સામાન મૂકે છે. દિવાળી રઘા સામે જોતી ચાલી જાય છે. ]

રઘો—(થોડી વારે અણગમો થવાથી ગણગણે છે.) બાપા ગયા. બા ગઇ...હે ભગવાન! મને ભૂખ લાગી છે...મને તાવ આવ્યો છે...મને ઝટ સારું કરી દે...ખાવાનું આપ...(નિસાસો નાખે છે.)

[ ટપાલી કાગળો સાથે આવે છે. ]

ટપાલી—કેશવ શકરા પટેલ......

રઘો—અહીં બાપા, અહીં.

ટપાલી—આ તારો કાગળ.

રઘો—મને વાંચતાં નથી આવડતું. તમે વાંચો ને !

ટપાલી—હું ક્યાં વાંચવા બેસું ? મને વખત નથી.

રઘો—હશે ભાઇ, કોનો છે ?

[ ગરીબ બની આતુર આંખે ટપાલી સામું જોયા કરે છે. ]

ટપાલી—( કાગળ જોઇ ) બળદેવનો.

રઘો—( ખુશ થઇ ) એ તો મારા મામા. વાંચો ને ( કરગરતો ) એક વાર વાંચો, બસ એક વારેય નહિ ?

ટપાલી—( રોફથી ) જો તે લખે છે, ( કાગળ વાંચતાં ):

"મારી મિલ બંધ થઇ ગઇ છે એટલે કામવગરનો છું. પૈસા બનતી ઉતાવળે મોકલીશ. અહીં આવવાનું બંધ રાખશો. બળદેવના જેશ્રીકૃષ્ણ વાંચશો."

[ કાગળ નાખી દઇ ચાલ્યો જાય છે. ]

રઘો—( થોડી વારે ગળગળો થઇને ) એ પરભુ ! મારે મામાને ઘેર નહિ જવાનું ? ( આંખમાં આંસુ આવે છે. ) બા તો કાગળ આવે પછી જવાનું કે'તી હતી. ( ઉધરસ આવે છે. ) મામા અહીં આવે પછી તેમની સાથે બોલીશજ નહિ. પૈસા નહિ લઉં, ખાવાનુંએ નહિ લઉં. જાઓ મામા, તમારી કટ્ટા ( કટ્ટા કરે છે. )

[ વ્યવસ્થા, કાયદો અને શાંતિના ઇજારદાર સમો પોલીસ આવે છે. ]

પોલીસ—રઘા ! કેશવ ક્યાં મૂઓ ?

રઘો—કેમ, જમાદાર કાકા ? બાપા તો સવારના બહાર ગયા છે.

પોલીસ—સવચંદ જમીનો હુકમ કઢાવ્યો છે તે મારે તારું ખોરડું તપાસવાનું છે.

રઘો—તો બાપા આવે ત્યારે આવજો.

પોલીસ—મારે હુકમને તાબે થયા વગર છૂટકો છે ?

[ ઝૂંપડામાં તપાસ માટે જાય છે. ]

રઘો—જમાદાર કાકા, બાપા મને વઢશે. કાકા, આમ આવો, તમને કંઇક બતાવું.

પોલીસ—શું છે ? આટલી ગડબડ શાનો કરે છે? લૂંટી લેવા તો નથી આવ્યો ?

રઘો—( કાગળ બતાવી ) કાકા ! મારા મામા છે ને તે પૈસા મોકલવાના છે, તે બાપા આવે એટલે......

[ સખ્ત ઉધરસ આવે છે. ]

પોલીસ—( કાગળ વાંચી ) ઠીક, તારા બાપને કે'જે હું જપ્તી માટે આવ્યો હતો તે પૈસા ઝટ ભરી દે.

[ જાય છે. ]

[ રઘાની ઉધરસ થોડી વાર ચાલુજ રહે છે. ]

રઘો—( હાંફતો ) પાણી...અં...હં...હં...પાણી...બા...... પાણી...પાણી.

[ ખાટલામાંથી ઊઠવા પ્રયત્ન કરે છે. લથડિયાં ખાતો અથડાતો કુટાતો ઝૂંપડી તરફ જાય છે. ]

રઘો—બા નથી, બાપા પણ નથી. જમાદાર કંઇ લઇ ગયા હશે તો ? ( શ્વાસ લઇ ) પાણી...ઓ ભગવાન...

[ ઝૂંપડામાં જાય છે. થોડી વાર શાંતિ પથરાય છે.

રઘો જમીન સાથે પગ ટેકવવાની મહેનત કરતો, હાંફતો, ચક્કર આવતાં હાથથી માથું દબાવી રાખતો ખાટલા તરફ જતાં લથડે છે. માથું ખાટલા સાથે અફળાય છે. એક લાંબી ચીસ પાડે છે. માથામાંથી લોહી નીકળે છે.

અહમદ—બુઝર્ગ સશક્ત અને નેકદિલ ખેડૂત થોડી વારે ખભે પાવડો અને કોદાળી સાથે પ્રવેશ કરે છે ! ]

અહમદ—કેશવ ! ઓ કેશવ...દિવાળીબાઇ...અરે ! કોઈ જવાબ નહિ આપો. ( આગળ આવી ) પણ ઝૂંપડી તો ખુલ્લી છે. કેશવ ! તારે માટે કામ લાવ્યો છું. ( રઘાને લોહીમાં તરબોળ જોઇ ) ઓહ ! આ બિચારાને ખૂબ વાગ્યું છે અને ખૂન પણ વહી રહ્યું છે. ( રઘાને ખાટલામાં સુવાડે છે ) ઓ ખુદા ! શું તારું પણ રહમદિલ તૂટી ગયું છે ? અમ ગરીબોને આટલું દુઃખ શીદ દે છે ? ક્યારનું વાગ્યું હશે !

[ પહેરણમાંથી ચીંથરું ફાડી પાટો બાંધે છે. રઘાને ઢંઢોળી ]

રઘા! રઘા! ઓ રઘા! કેશવ ક્યાં ગયો? ઓ દિવાળી બાઇ? કોણ જવાબ દેશે? અલ્લાહ! અલ્લાહ!

[પ્રફુલ્લ આવે છે.]

પ્રફુલ્લ—આ ઝૂંપડાવાળો ક્યાં ગયો છે?

અહમદ—શું કામ છે આપને, શેઠજી?

પ્રફુલ્લ—એનું નામ શું?

અહમદ—કેશવ.

પ્રફુલ્લ—એમનાં કુટુંબમાં માણસો કેટલાં?

અહમદ—કેટલા આદમી? દેખો તીન હય. પણ એક તો આ હમણાં મરી રહ્યો છે.

પ્રફુલ્લ—એ કોણ છે?

અહમદ—કેશવ કા લડકા રઘા.

પ્રફુલ્લ—હું તેની સારવાર માટે દાક્તરને બોલાવી લાવું.

(દિવાળી આવે છે.)

દિવાળી—શું છે, આમદ દાદા?

અહમદ—રઘાને કંઈ વાગ્યું છે અને બેભાન થઈ ગયો છે. ઓર આ સાહબ તમને કંઈ પૂછવા આવ્યા છે.

પ્રફુલ્લ—તમે કહ્યું હતું ને કે મજૂરી અપાવો તે તેની ગોઠવણ મેં કરી છે.

અહમદ—ક્યા કહા?

પ્રફુલ્લ—આજે દિવાળી છે તો પાસેના સ્ટેશન પર કેટલોક માલ જમા થયો છે અને તે ખસેડવા મજૂરો જોઇએ છે. બોલો, જવું છે?

દિવાળી—હું ત્યાંથીજ આવું છું. મને દસ આના દનૈયું આપવા કહેલું; પણ મારો છોકરો માંદો મરે ને હું કેમ મજૂરીએ જઉં?

[રઘાને આંચકી આવે છે. મોંએ ફીણ વળે છે. લોહી બંધ રહ્યુંજ નથી. દિવાળી તેની પાસે દોડી જાય છે.]

દિવાળી—રઘા, રઘા, આ શો ઘાટ વાળ્યો? ઓ મારા રતન! ઓ મારા બેટા!

[ આખે શરીરે હાથ ફેરવે છે. ]

રઘો—( બેભાન સ્થિતિમાં લવારી કરે છે. ) બા, બા, તું ના જતી. મને પાણી કોણ પાશે?

દિવાળી—આ રહી હું. બેટા! આંખો ખોલ.

અહમદ—એને મૂંઝાવો નહિ. સૂવા દો. દારૂ છે? દિવાળીબાઈ, એના ઘા ઉપર બાંધો.

દિવાળી—થોડો દારૂ હતો તે એ ગઈ રાતે પી ગયા.

પ્રફુલ્લ—( આશ્ચર્યથી ) કેશવ દારૂ પીએ છે?

દિવાળી—હા, એ તો કહે છે કે દારૂ પીઉં છું એટલે દુઃખ ભૂલું છું.

રઘો—( લવે છે. ) મામા! મને નહિ બોલાવો ને......ભાઈ, કાગળ વાંચો. હું મોટો થઈશ ત્યારે તમને નહિ ભૂલું.

પ્રફુલ્લ—બિચારાને સન્નિપાત થયો છે.

દિવાળી—ઓ ભગવાન! ઓ કાળકા મા! મારો રઘો સારો થશે તો તને અગિયાર રૂપિયાની હાંડી ધરાવીશ.

અહમદ—એટલા રૂપિયા લાવીશ ક્યાંથી?

દિવાળી—દેવું કરીશ, મારા રઘા માટે.

રઘો—(લવે છે.) જમાદાર કાકા! ત્યાં ન જાઓ, મારા બાપા વઢશે.

દિવાળી—આને કંઈ વળગ્યું તો નહિ હોય?

અહમદ—માલિક કરે સો ખરી.

પ્રફુલ્લ—દાક્તરને બોલાવવાનું તો રહી ગયું. હું દોડતો આવું છું.

[ જાય છે. ]

દિવાળી—દાકતર હવે શું કરશે?

રઘો—( લવે છે. ) બા! હું મામાને ઘેર જાઉં છું......હું જઈશ......મામા મને ના નહિ પાડે......એ બોલાવે છે.

[ છેલ્લી વારની આંચકી આવે છે. ધીમે ધીમે શ્વાસ નરમ પડે છે. ]

દિવાળી—મારું નસીબ ફૂટવા બેઠું છે. હું કમભાગી છું... રઘા, બોલ બાપ, એક વાર બોલ, તને શાથી વાગ્યું? બેટા! હું મામાને ઘેર લઈ જઈશ.

અહમદ—બાઈ! ખુદાનું નામ લે. રઘો હવે ફાની આલમમાં નથી.

દિવાળી—(બાવરી બની) આમદદાદા, શું કહો છો?

અહમદ—હાં. એ તો અલ્લાહને ત્યાં સફર કરી ગયો.

દિવાળી—મારો રઘો ગયો? ના, ના. મારો રઘો ન જાય. એને મારા વગર ન ગમે .....(રડે છે.)

અહમદ—મોતની સામે બળજબરી છે? એ ત્યાં સુખી થશે.

દિવાળી—ઓ ભગવાન બાપ! તને આટલી પણ દયા ન આવી?

અહમદ—ભગવાન શું કરે? એ તો તકદીર.

દિવાળી—(રોતાં) મારું તકદીર ફૂટી ગયું. ઓ રઘા! ભાઈ, મેં તને સૂનો ન મૂક્યો હોત તો......

અહમદ—રો નહિ બાઈ. એની રૂહ પણ દુઃખી થશે.

દિવાળી—(રોતાં) મારું પેટ ફૂટી ન ગયું કે મેં છોકરાને રખડતો મૂક્યો.

અહમદ—ગાંડી ન થા. રો નહિ. રોવાથી રઘો પાછો નહિ આવે.

દિવાળી—આમદદાદા, પણ એને વાગ્યું શાથી?

[ પ્રફુલ્લ અને દાક્તર ધસમસ્યા આવે છે. ]

પ્રફુલ્લ—દાક્તર સાહેબ! ઝટ તપાસો.

અહમદ—ક્યા તપાસો? એ તો ગુજરી ગયો.

પ્રફુલ્લ—હેં!

દાક્તર—જોવા તો દો, શાથી 'ઑફ' થઇ ગયો છે.

પ્રફુલ્લ—હા, પણ હવે 'ટ્રીટમેન્ટ' તો નહિ થવાની ને?

દાક્તર—(તપાસી) તાવથી અને ભૂખથી 'હાર્ટ વીક' પડી ગયેલું અને કોઈ જબરો ફટકો લાગવાથી 'હાર્ટ ફેલ' થઈ ગયું છે.

દિવાળી—ભાઈ! ગમે તેમ કહો, પણ તૂટી તેની બૂટી શી?

[કેશવ આવે છે. ફાટલાં કપડાં પહેર્યાં છે. હાથમાં મીઠાઈની ટોપલી, દવાની શીશી, ફટાકડા, બૂટ અને ટોપી તાજાંજ ખરીદી આણેલાં છે.]

કેશવ—(આભો બની) શું થયું?

દાક્તર—થાય શું? એ તો આ છોકરો મરી ગયો.

કેશવ—હું !

અહમદ—( ગુસ્સે થઈને ) હા, પણ એને છોડી ગયો'તો ક્યાં ? એ બીમાર હતો એટલી પણ ખબર નો'તી ?

કેશવ—( નિરાશ થઈ ) પણ દિવાળી—

અહમદ—દિવાળી શું કરે ?

[ કેશવના હાથમાંથી બધીજ વસ્તુ નીચે પડી જાય છે. ]

કેશવ—( ગળગળો થઇને ) આજે દિવાળી હતી. રઘા માટે ખાવાનું, પહેરવાનું, રમવાનું લેવા ગયો હતો અને રઘો......( રડી પડે છે. )

અહમદ—ગભરાઓ નહિ, કેશવ ! એની દવા કેમ ન લાવ્યો પહેલાં ?

દિવાળી—હું બે પૈસાનું કોયદન લાવી હતી પણ એ તો નકામું ગયું.

કેશવ—હું પણ આ બાટલીમાં દવા લાવ્યો છું.

દાક્તર—ત્યારે તમે આ છોકરાનીજ દવા લેવા આવેલા ?

અહમદ—પણ તું એ બધા પૈસા લાવ્યો ક્યાંથી?

[ ટપાલી સાયકલ સાથે હાથમાં કાગળિયું લઇને આવે છે. ]

ટપાલી—કેશવ કોનું નામ ? આ તારથી પૈસા આવ્યા છે.

કેશવ—કેટલા છે ? ક્યાંથી આવ્યા ?

ટપાલી—પચીસ રૂપિયા, મુંબઈથી આવ્યા છે.

દિવાળી—બળદેવે મોકલ્યા હશે.

ટપાલી—અહીં સહી કરો.

કેશવ——મને સહી કરતાં નથી આવડતી.

ટપાલી—તો અંગૂઠો કરો. દાક્તર સા'બ, તમે સાક્ષી કરશો ને ?

દાક્તર—સાક્ષી ? પણ હું આ માણસને બરાબર ઓળખતો નથી.

પ્રફુલ્લ—( હસીને ) હું આપીશ સાક્ષી.

[ કેશવ અંગૂઠો પાડે છે, દાક્તર અને પ્રફુલ્લ સાક્ષી તરીકે સહી કરે છે. પચીસ રૂપિયા ટપાલી ગણી આપી જાય છે. ]

કેશવ—પૈસા, દવા, દાક્તર બધુંજ મોડું પડ્યું ! રઘા, બેટા, બેટા, તું મરી ગયો ?

દાક્તર—અમે શું કરીએ? તમેજ અમને મોડા બોલાવ્યા એ ભૂલ તમારી છે.

અહમદ—તમને વહેલા બોલાવવા અમારી પાસે પૈસા ન હતા.

પ્રફુલ્લ—હશે ભાઈ, એમાં ગરીબીનો દોષ છે.

કેશવ—એક મહિના સુધી મારો છોકરો ભૂખે મૂઓ, તાવે પડ્યો તો ન થઈ દવા, એને શું વાગ્યું અને કેમ મૂઓ એની પણ ખબર નહિ અને હવે પૈસા આવે છે, દવા આવે છે, ખાવાનું પણ મળે છે. (છાતીફાટ રૂવે છે.) પણ બેટા! તને ખબર નહિ હોય કે એ પૈસા, દવા, ખાવાનું કેમ આવ્યાં? મેં તારે માટે થઇને તો ચોરી કરી.

અહમદ—એ શો ગજબ કર્યો?

કેશવ—ત્યારે શું કરું?

દિવાળી—ચોરી શા માટે કરી તમે?

કેશવ—(દાક્તર તરફ જોઈ) આ પૈસાદારોના છોકરા ઊલટી થાય ત્યાં સુધી ખાય અને મારો છોકરો ભૂખે મરે, પછી ચોરીજ કરું ને?

દાક્તર—પ્રફુલ્લ, હું રજા લઇશ.

પ્રફુલ્લ—કેમ?

દાક્તર—સુબોધને અપચો થઇ ગયો છે તે ઊલટી અને તાવ લાગુ પડ્યો છે. મારે ખબર કાઢવા જવું છે.

પ્રફુલ્લ—ચાલો, હું પણ આવું છું.

[ દાક્તર સિગાર સળગાવી દીવાસળી બેદરકારીથી નીચે નાખતાં દારૂખાના આગળ પડેલી ટોપી ઉપર પડે છે. કોઇનું ધ્યાન નથી. ધીમેથી ટોપી સળગવા લાગે છે. દાક્તર અને પ્રફુલ્લ જાય છે.]

[પોલીસ અને જમાદાર આવે છે.]

પોલીસ—કેશવ! તેં ચોરી કરી છે અને ફરિયાદ નોંધાઇ છે. ચાલ ચોકી ઉપર.

કેશવ—મારો દીકરો મરી ગયો છે. જાય તારી ફરિયાદ જહાનમનાં અને તું યે ભેગો.

જમાદાર—એ જહાનમમાં જાય તે પહેલાં તું જેલમાં તો ચાલ.

દિવાળી—(પગે પડતાં) ભાઈ, પગે લાગું· આટલા છોકરાની

લાશ બળી રહે પછી મને ને એમને સુખેથી લઇ ચાલજે.

જમાદાર—બાઇ, કાયદો આંધળો છે. હું દયા ખાઉં તો ચાલે તેમ નથી.

અહમદ—જમાદાર, રહમથી ખુદા ખુશ થશે.

જમાદાર—મારે તો દુનિયા પરના ખુદાને ખુશ કરવાના, એ કહે તે કરવું પડે.

દિવાળી—તો એક ઘડી થોભી જાઓ.

જમાદાર—એ કાંઇજ નહિ બને. (કેશવને) ચાલ ભાઇ, તૈયાર થા.

કેશવ—(રઘાને ચુંબન ભરી) સત્તા આગળ શાણપણ નકામું છે. બેટા, તને બાળવા પણ હું ખપ ન આવ્યો. મેં તને જીવતાં શું સુખ આપ્યું છે કે તને બાળવા તૈયાર થાઉં ? મેં તને મારી નાખ્યો.

અહમદ—કોણ મારે છે ઓર કોણ મરે છે ? એ તો તકદીરના કાનૂનથી બધું થયે જાય છે.

પોલીસ—મિયાંસા'બનું કહેવું બિલકુલ વાજબી છે.

દિવાળી—(રઘાનું શબ બતાવી) આનું કંઇજ નહિ કરો ?

કેશવ—હમણાંજ પૈસા આવ્યા છે ને, તેમાંથી બને તે કરજે.

પોલીસ—કેશવ, સત્રચંદના પૈસા તારે ભરવાના છે, નહિ તો જપ્તી આવશે. હુકમ નીકળી ગયો છે.

અહમદ—એમ થશે તો એમ. (કેશવને) ભાઈ, ગભરાઈશ નહિ, હું છું. અલ્લાહ મદદ કરશે.

જમાદાર—ચાલો ભાઇ, મોડું થાય છે.

[પોલીસ કેશવને પકડી લઇ જાય છે. આંસુ ભરેલી આંખે કેશવ બૈરી અને છોકરાને જોઇ રહે છે.]

દિવાળી—(ઢગલો થઇ શબ ઉપર તૂટી પડતાં) મારી જિંદગીમાં દવ લાગ્યો. કોઠીમાં અનાજ નહિ. એ જેલ ગયા ! છોકરો મરી ગયો ! હવે હું કેમ દહાડા વિતાવીશ ?

[ટોપી સળગવાના તાપથી દારૂખાનું હવે સળગી ઊઠે છે. ચારે બાજુ ફટાકડા ઊડે છે, અવાજ થાય છે. દિવાળીનું લૂગડું સળગે છે, તે દાઝે છે અને અહમદના પ્રયાસે મરતી બચે છે. રઘાના શબ

ઉપરની ગોદડી અહમદ નીચે પાથરે છે અને દિવાળીને સુવાડે છે.]

દિવાળી—–આજે દિવાળી પૂરી થઇ, હોળી સળગી.

[રૂવે છે.]

અહમદ—–ફિકર ન કર. ખુદાને ખાતર હિંમત રાખ બાઈ, એ તો થોડા વખત બાદ બધું ઠીક થઇ જશે.

[દિવાળીનાં ડુસકાં સંભળાય છે. અહમદ આકાશ તરફ મીટ માંડી ઊભો રહે છે.]

[પડદો પડે છે.]

('કૌમુદી' માસિકના એક અંકમાંથી)

---

# ૭૧–हिन्दनी भयंकर दरिद्रता

## સહકુટુંબ આપઘાત કરતા માનવોની મનોદશા પર પ્રકાશ

(લેખકઃ–શ્રી. માલવણકર)

[પરાધીનતા હિંદની સ્થિતિને વધુ કરુણ અને વધુ કંગાલ બનાવવામાં અગત્યનો ભાગ ભજવે છે.]

પેટમાં આગ લાગી છે! ટન! ટન! ટનનન, ટન ટન!!!

ભયંકર આગ લાગતી વખતે વગાડાતો ઘંટ રણકી ઊઠ્યો. લોકો દોડતા દોડતા ઘંટ પાસે પહોંચ્યા. થોડી વારમાં તો હજારો લોકો ભેગા મળી ગયા.

લોકોએ જોયું તો એક માણસ ઘંટ વગાડી રહ્યો હતો. લોકોએ પૂછવા માંડયું: "ક્યાં આગ લાગી છે?" પેલા માણસે ઘોઘરા અવાજે કહ્યું: "જુઓ, જુઓ, મારા પેટમાં આગ સળગી રહી છે!"

તે માણસને ગિરફતાર કરવામાં આવ્યો.

હજારો માણસો એકઠા મળ્યા હતા બધા ખડખડાટ હસી પડ્યા અને પેલા માણસની મૂર્ખાઈની વાતો કરતા ઘર તરફ વળ્યા. પરંતુ અફસોસની વાત છે કે, કોઇની આંખોમાંથી આંસુ નીકળ્યાં નહિ. આ માણસની એક નાનીશી વાત ઉપર–કોઇ પત્રકારની કલમ ચાલી નહિ,

કોઈ કવિહૃદયને એના જીવન ઉપરથી સ્ફુરણા ન થઈ અને મોતીઓનાં ઝરણોનાં સ્વપ્ન સેવનાર કલાકારને એમાંથી પ્રેરણા ન મળી. આ દેશમાં દેશબાંધવોની દરિદ્રતાને કોણ ઓળખી શક્યું છે? કોણે એમનાં હૃદય વાંચ્યાં છે? કોણે એને આશ્વાસનનું અમી પાયું છે? આકાશમાં ચંદ્ર અને ચાંદની નીરખનાર કવિ! સ્તબ્ધ બની જા. સમતાનો ઉપદેશ આપનાર લેખક! દૂર થા અને દરેક વિષયો ઉપર કલમ ચલાવનાર અધિપતિ! માથું નમાવ. કેમ, તેં આ વ્યક્તિમાં માતૃભૂમિનાં દર્શન કર્યાં? આ વ્યક્તિના પોકારમાં અગણિત જવાબોના રૂદન-ધ્વનિ તેં સાંભળ્યા? શું આ વ્યક્તિ સમસ્ત ભારતના પ્રતીકરૂપ નથી? શું તેનો અવાજ હસવા યોગ્ય હતો? તારી એ ઊંઘમાંથી જાગૃત થા, ઓ આંધળા! તારી આંખો ઉઘાડ, તારા બધિર કાન આડેથી બહેરા પડદા ખસેડી નાખ. હવે જો એની જબાન ફફડે છેઃ–

પેટમાં આગ સળગે છે! પેટમાં આગ સળગે છે!! ભૂખ્યો માણસ બીજું શું કરી શકે?

આ પેટની ભયંકર આગે, આ ભૂખે અમારામાંથી આત્મવિશ્વાસ છીનવી લીધો છે. એણે દુનિયા સામે અમને અત્યાચારી બનાવ્યા છે. એ ભૂખે અમારી પાસે ચોરી કરાવી છે. અમારામાંની દયા, મમતા, સંતોષ વગેરે સદ્‌ભાવનાઓને દૂર કરી છે.

આજે મોટા મોટા શહેરોમાં ફાયરબ્રિગેડ છે. આગ લાગે કે તરતજ તેને બુઝાવવા જમીન અને આસમાન ભેગાં કરી નાખે છે. પરંતુ ભારતવાસીઓનાં પેટમાં સળગતી ભૂખની જ્વાલા તો સતત સળગતીજ રહી છે. એને બુઝાવવા કોઇ પ્રયત્ન કરતું નથી.

## આપઘાતનાં કારણો

તાજેતરમાં દિલ્હીના એક મહોલ્લામાં રામભરોસે નામની એક વ્યક્તિએ ગળે ફાંસો ખાઈ આત્મહત્યા કરી. તે ઘણાજ દિવસોથી બેકાર હતો. તાંજોરની પાસે આવેલ એક ગામમાં ત્રણ સ્ત્રીઓની લાશ મળી આવી હતી. પછી તે વિષે તપાસ કરતાં ખબર પડી કે, ગરીબીના દારુણ દુઃખમાં દબાઇ તેઓએ આપઘાત કર્યો હતા.

સીલચર (આસામ)માં એક વાત એવી બની. એક માણસે ભૂખથી અસહ્ય દુઃખી બની અને તેની સ્ત્રી અને બાળકોને આ વેદનાથી પીડાતાં જોઇ તેમની કત્લ કરી હતી. પછી તેની ધરપકડ કરવામાં આવી હતી. કાયદાથી એને ન્યાય કરવામાં આવ્યો; પરંતુ શું તે ન્યાય હતો? એ ન્યાયે એમના હૃદયની પોથીનાં પાનાં વાંચી જોયાં હતાં?

હમણાં વર્તમાનપત્રમાં યહોદ (દક્ષિણ હિંદુસ્તાન)માં એક સમાચાર પ્રગટ થયા હતાઃ બેકારી અને ભૂખથી પીડાતા એક કુટુંબે મૃત્યુનો આશ્રય લેવા નિશ્ચય કર્યો. આ કુટુંબમાં પતિ, પત્ની તથા બે બાળકો હતાં. એ લોકોને ઘણા દિવસથી કામ ન મળ્યું અને ખાવાને માટે કાંઈજ નહોતું. એણે મદદ માટે ફાંફાં માર્યાં પણ વ્યર્થ. પછી એણે ઘરનો સામાન ભેગો કરી સળગાવ્યો અને આગની જ્વાલાઓમાં પતિ–પત્ની તથા બે બાળકો જાણીબૂજીને હોમાયાં. તેઓ ભૂખની વેદનાથી પર રહેવા બળી મૂઆં.

મદ્રાસમાં કેટલાક દિવસો પહેલાં એક બિના બની હતી. એક પિતા તેના બાળકની ભૂખની વેદના સહન ન કરી શક્યો. તેણે તેના બાળકનું ગળું કાપી નાખ્યું, તેની ગિરફતારી થઇ. તેણે અદાલતને આજીજી કરી કે મને ફાંસીની સજા ભલે થાય. તેને ફાંસીની સજા પણ થઈ અને પછી તે એક એવા રાજ્યમાં ગયો કે જ્યાં ભૂખ અને બેકારી ન હતી.

જે લોકો મહેલોમાં આનંદ માણી રહ્યા છે, જેમને ત્યાં કરોડો રૂપિયાની રેલમછેલ થઇ રહી છે, તે લોકોને આ બેકારી અને ભૂખનો ખ્યાલ ક્યાંથી આવે?

## નોકરી માટે ફાંફાં

કલકત્તાની રિઝર્વ બેંકે ચાળીસ જગ્યા માટે 'જોઇએ છીએ'ની જાહેરાત આપી અને આ ચાળીસ જગ્યાઓ માટે લગભગ દસ હજાર ગ્રેજ્યુએટો અને અંડર ગ્રેજ્યુએટોની અરજીઓ આવી, હજારો ઑફિસો આગળ એકઠા થયા અને આ માટે પોલીસની મદદ તેઓને લેવી પડી હતી.

બિહારમાં આવેલ પટણામાં પણ આવોજ કિસ્સો બન્યો હતો. ત્યાં પોલીસ કોન્સ્ટેબલની સાત જગ્યાઓ ખાલી પડી. આથી દસ હજાર યુવકો તે સ્થાન કબજે કરવા માટે—ફક્ત ૧૫-૧૭ રૂપિયાની નોકરી માટે તૈયાર થાય એ દેશમાં દરિદ્રતા કેટલી છે તે બતાવી આપે છે. બેકારીનો સહેજે ખ્યાલ આવી જાય છે.

બંગાળ અને બિહારની સ્થિતિ કરતાં ભયંકર સ્થિતિ તો મદ્રાસમાં છે. પાંત્રીસ રૂપિયાની નોકરી માટે—બે કલાર્કો માટે ૬૬૬ અને ૭૮૭ પ્રાર્થનાપત્ર આવ્યા. મદ્રાસ હાઇકોર્ટના બેંચ કલાર્કની જગ્યા માટે પાંચસો વકીલોની અરજીઓ આવી હતી. પ્રો. વાસવાણી એક ઠેકાણે લખે છે કે, 'સિંધમાં એક ગ્રેજ્યુએટ બૂટપાલીસનું કામ કરે છે.' મધ્યપ્રાંતમાં ૬૦-૭૦ રૂપિયા માટે સેંકડો અરજીઓ આવી હતી અને તેમાં કેટલાક ફર્સ્ટ કલાસ એમ. એ. પણ હતા. વળી કેટલાકે તો જજથી માંડી ગવર્નરની સિફારસો પણ લગાવી હતી.

બેકારી લાવનાર આપણી સ્કૂલો અને કોલેજો છે. આપણી શિક્ષણપ્રણાલી અત્યંત વખોડવા લાયક છે. યુનિવર્સિટીના સંચામાંથી દર વર્ષે સેંકડો ભણેલ બેકારો બહાર પડે છે અને પછી તો દુઃખની ઘંટીમાં જિંદગીભર દળાયા કરે છે.

ઘણે ઠેકાણે આ શિક્ષણપ્રથા સામે વિરોધ ઉઠાવવામાં આવ્યો હતો, પરંતુ તેનું પરિણામ શૂન્યમાં પરિણમ્યું; કારણ કે જે માણસો વર્તમાન શિક્ષણપ્રણાલિકાને ધિક્કારે છે, તેજ માણસો બીજી બાજુએથી આ સંસ્થાઓને ચલાવી રહેલા છે.

કલકત્તામાં કેટલાએ શિક્ષિત બેકારો જીવનથી કંટાળી આપઘાત કરે છે. શિક્ષિત બેકારો રાજ્યને કેટલા નુકસાનકર્તા છે, તેના ઉપર સઇડલર કમિશને તેના રિપોર્ટમાં પ્રકાશ પાડ્યો છે. એમણે કલ્પેલી દુનિયા બેકાર બન્યા પછી નષ્ટ પામે છે અને પછી તેમને સમાજ ભયંકર લાગે છે. ભણ્યા પછી તે સાદું અને સરળ જીવન ગુજારવા અશક્ત બની જાય છે; કારણ કે તેના ઉપર વિદેશી સભ્યતા અને વિલાસિતાની છાપ પડેલી હોય છે. હરવું-ફરવું, ચાપાણી, કોટ-

પાટલૂન વગેરે ખરચ્યા તેમના બેકાર બન્યા પછી કરવા તેમને પાલવતા નથી અને તેનાં દ્વાર બંધ થઈ જાય છે.

આપણી વર્તમાન શિક્ષણપ્રણાલિકાએ આપણાં બાળબચ્ચાં અને યુવકોને એવા અવળા પાઠો બંધાવ્યા છે કે, શારીરિક શ્રમને એટલે કે શ્રમજીવી વર્ગને તેઓ ઊતરતી કોટિના આદમી સમજે છે. જો આ વર્ગ આવો ગર્વ દૂર કરે અને શ્રમજીવીઓનો સહયોગ આદરે તો તે શિક્ષિતોની બેકારી ઓછી થાય.

વળી કામ કરવાવાળા અને કામ કરાવવાવાળા વચ્ચેનો સંબંધ ખરાબ થઇ ગયો છે. પચીસ રૂપિયાનું કામ કરવા તેને વીસ રૂપિયા આપવા પડે છે અને આવું કામ તેઓએ ફરજિયાત કરવુંજ પડે છે. આથી કામ કરવાવાળો વર્ગ કામ કરાવવાવાળા વર્ગનો ગુલામ બની ગયો છે. આ વર્ગ ગુલામીથી એટલો ટેવાઈ ગયેલો છે કે, તે પોતાના ગજા ઉપરાંત કામ કરી દઇ તેના માલિકને ખુશ રાખવાના પ્રયત્નો કરે છે અને આથી તે વર્ગ માલિકની દયા ઉપર જીવતો થઇ ગયો છે. માલિક તેની ભલમનસાઇનો દુરુપયોગ કરી તેની પાસે બેવડું કામ કરાવે છે.

## મુંબઇ-મજૂરોની ગરીબી

લગભગ દસ વર્ષ પહેલાંની વાત છે. હું તે વેળા મુંબઇમાંજ હતો. એ વખતે મેં એક દશ્ય નિહાળ્યું તે જોઇને આજે પણ હું રોમાંચ અનુભવું છું. જે લોકો મિલો અને કારખાનાં ચલાવી દેશની ઉદ્યોગસમૃદ્ધિને વધારવાના પ્રયત્નો કરે છે, તેના મૂળમાં કેટલું પાપ, અમાનુષિતા અને હિંસા ભરેલી છે? હવા અને પ્રકાશવિહોણી ગંદી ઓરડીઓમાં મજદૂરોનાં નિવાસસ્થાન હોય છે. પતિ દિવસે કામ કરવા જાય તો સ્ત્રીને રાતપાળી કરવાની હોય. જીવનમાં આનંદ નહિ–છાંયડો નહિ. ફક્ત દુઃખની ઘંટીમાં પિલાવાનું. પુરુષ જ્યારે થાક્યોપાક્યો ઘર તરફ આવે છે, ત્યારે થાક ઉતારવા તે શરાબનો આશરો લે છે અને ત્યાંથી તેના પતનની શરૂઆત થાય છે.

એક ગંદા મહોલ્લાના ફૂટપાથ ઉપર એક ઝાડ નીચે એક

બેભાન મજૂર પડ્યો હતો. આજ પાંચ દિવસથી તે તાવથી પીડાતો હતો. એની નોકરી છૂટી ગઇ હતી અને આથી મિલની ખોલીમાંથી પણ તેને હાંકી મૂકવામાં આવ્યો હતો. એની પાસે એક પૈસો પણ નહોતો. ફક્ત તે ઝાડ નીચે—એની છાયામાં—પડ્યો હતો. તેને પત્ની અને બે બાળકો હતાં. એક બાળક તો માત્ર ૭ માસનું હતું. બે દિવસથી બચ્ચાંને પણ કાંઇજ મળ્યું નહોતું. નાનું બાળક સ્તનને ચાવવા પ્રયત્ન કરતું, પણ અતિ દબાવવાથી પણ તેમાંથી બે ટીપાં દૂધ નીકળતું નહોતું. પિતા આ બધું જોઇ રહ્યો હતો !

મજૂરને બે વખત ઊલટી થઇ આવી. આથી તેની પત્ની પેલા નાના બાળકને લઈ ત્યાં ગઇ, ત્યારે બીજું ત્રણ વર્ષનું બાળક ઊલટી-માં આવેલા બેચાર અન્નના દાણા વીણી ખાવા માંડ્યું.

આ કહાણીઓ સાંભળી શકાય તેવી નથી. આવાં દશ્યો તો ઠેકઠેકાણે ઉઘાડી આંખે ફરનારને દેખાય છે.

આ મજદૂરોની સામે થોડે દૂર એક સુંદર બંગલો આવેલો હતો. હજારો રૂપિયાની કિંમતના ગાલીચા જમીન ઉપર પાથરવામાં આવ્યા હતા. પલંગ, ફર્નિચર, ઝુમ્મર વગેરે વૈભવસામગ્રી આમતેમ ખડકાઈ હતી; આ ઉદ્યોગવાદ દેશને સ્વતંત્ર કરશે ?

પણ કોણે આવાં દશ્યો નિહાળ્યાં છે? કોણે આંખમાંથી આંસુ ટપકાવ્યાં છે? મજૂરોની વેદના કેટલી અસહ્ય છે? ગાંધી સેવાસંઘ-ના અધ્યક્ષ શ્રી. કિશોરલાલે રજૂ કરેલી એક વાત નીચે પ્રમાણે છે.

વરસો પહેલાંની વાત છે. તે દિવસોમાં હું કોલેજમાં ભણતો હતો. અમારા ઘરમાં એક વૃદ્ધ નોકરડી હતી. તે એક મહોલ્લામાં નાની ઓરડીમાં રહેતી હતી. મારે એની જરૂર પડી એટલે હું એને ઘેર બોલાવવા ગયો. મેં બૂમ પાડી "પાનબાઇ, પાનબાઇ !" એક ઓરડીમાંથી અવાજ આવ્યો: "કોણ છે?" અને તે ઓરડીનું બારણું ઊઘડ્યું. તેમાંથી એક સ્ત્રી આવીને બોલી: "અહીંજ રહેજો, અંદર નહિ આવતા" અને પછી તરત તે તેના શરીર પર સાડી લપેટવા લાગી. મને ખબર ન હતી કે આ સ્ત્રી આવી નગ્ન હાલતમાં જીવન-

નો શેષ ભાગ વિતાવી રહી હતી. તેની પાસે એક ઉપરાંત બીજી સાડી પણ ન હતી !

આવીજ બીજી વાત ભાઇ કિશોરલાલ નીચે મુજબ રજૂ કરે છે.

### અમદાવાદનો બનાવ

અમદાવાદ પાસેના એક ગામડામાં હરિજનોની સભા હતી. મારા મિત્રો સાથે હું પણ તે સભામાં ગયો. પાછા વળતી વખતે રાત અંધારી બની ગયેલ હતી. રસ્તો બતાવવા એક સ્વયંસેવક હાથમાં ફાનસ રાખી અમારી આગળ આગળ ચાલતો હતો. એવામાં અમારા કાને અવાજ અથડાયો:" અહીંયાં નહિ આવતા, પાછા જાઓ." અમે ફાનસના અજવાળામાં જોયું તો એક સ્ત્રી અંધારાનો આશ્રય લઇ સ્નાન કરતી હતી અને તેનો પતિ નાકા આગળ ઊભો રહી તેની ચોકી કરી રહ્યો હતો.

આ હજારો અને સેંકડો માણસોની ગરીબીનું વર્ણન કોણ કરે છે ? જેના પરિણામમાંથી વિલાસિતા જન્મે છે, વરસાદ, ઠંડી અને સખ્ત ગરમી તરફ બેધ્યાન આપી જે અનાજ ઉત્પન્ન કરી રહેલ છે, તે અન્નદાતા આજે ભૂખે મરે છે. જે હજારો અને સેંકડોને અન્ન પૂરું પાડે છે, તેને ત્યાં તેના કોઠારમાં એક અન્નનો દાણો પણ નથી, તેનાં બાળબચ્ચાં ભૂખે ટળવળે છે. આવી દશાનાં કેટલાંક શબ્દચિત્રો શ્રી. જીજુભાઇ દેસાઈ અને શ્રી. નાણાવટીએ થોડાક સમય ઉપર 'જન્મભૂમિ'માં પ્રગટ કર્યાં હતા તેનો સાર નીચે પ્રમાણે છે.

### અંધારું ઘર

એક નાની ઝૂંપડીમાં એક સ્ત્રી રસોઈ કરી રહી હતી. શ્રી. દેસાઇએ પૂછ્યું: " કેમ બહેન! અમે તમારે ઘેર આવીએ?"

સંકોચથી તેણે કહ્યું: " હા, આવો. "

અમે એ ઝૂંપડીની અંદર ગયા. એક ખૂણામાં માટી અને કચરો પડ્યો હતો અને બીજા ખૂણામાં અનાજનો ઢગલો પડયો હતો. આથી મેં પૂછ્યું: " કેમ બહેન ! આ અનાજ ચોમાસાની તૈયારી

માટે ભરી રાખ્યું હશે ?!"

"ના, ના, એ તો બાબદ શેઠનું છે." તેણે કહ્યું.

પ્રશ્ન—તો તમે અનાજ ક્યાંથી લાવો છો ?

જવાબ—અમારી પાસે તો કાંઇજ નથી.

પ્રશ્ન—તો તમે તમારું ગુજરાન કેવી રીતે ચલાવો છો ?

જવાબ—જંગલમાંથી ઘાસ કાપી લાવી ત્રણ પૈસે વેચીએ છીએ અને તેમાંથી અમે અમારું ગુજરાન ચલાવીએ છીએ.

પ્રશ્ન—રાતે દીવો તમે કેવી રીતે સળગાવો છો?

ઉતર—દીવો તો અમે કરતાંજ નથી. અમે તો બધાં અંધારામાંજ પડી રહીએ છીએ.

## એનાં કપડાં કયાં?

પછી અમે એક બીજી ઝૂંપડી પાસે પહોંચ્યા. એક સ્ત્રી ચૂલામાંથી રાખ કાઢી રહી હતી. એક તરફ થાળીમાં થોડું અન્ન હતું. અમે પૂછ્યું: "કેમ બહેન બપોર થઇ ગઈ છતાં તમે ખાધું નથી?"

એટલામાં તેનાં બે બાળકો નાગાંભોગાં આવી પહોંચ્યાં. અમે પૂછ્યું: "કેમ બહેન, આ બાળકો નાગાં છે?"

તેણે કહ્યું: "શું કરીએ ? અમારી પાસે પૂરતાં કપડાં નથી."

આ અમારા ખેડૂતો—અન્નદાતાની સ્થિતિ છે. ભારતની આબાદી ગુજરાતના કિસાનોની સ્થિતિનો આછો ખ્યાલ આપવામાં આવ્યો છે. યુક્ત પ્રાંત, વગેરે દેશોની સ્થિતિ તો આના કરતાં પણ અત્યંત ખરાબ છે.

બેકારીએ લોકોને મુડદાં બનાવી દીધા છે. એમનાં જીવનમાંથી પ્રાણ હરી લીધો છે. મૂડીવાદીઓ તો અમારી કંગાલિયત પર હાથ અને પગ રાખી આનંદ માણે છે!

(સાપ્તાહિક 'પ્રજામિત્ર કેસરી'ના એક અંકમાંથી)

## ૮૦–તાકાત અને તંદુરસ્તી

### પોષણ અને ઘસારો

કામ કરતાં કરતાં પુષ્ટિ મળે છે અને સાથે સાથે ઘસારો પણ પહોંચે છે. આ બન્ને ક્રિયાઓ એકી સાથે થાય છે. પુષ્ટિ આપવાનું કામ ખોરાક, પીણાં તથા બહારના વાતાવરણમાંથી મળી રહેતાં દ્રવ્યો કરે છે. જ્યારે કામ કરતાં કરતાં અંગ અવયવનાં હલનચલન તથા તેમના નિત્ય પરિવર્તનથી ઘસારો લાગે છે. આ બન્ને વિરોધી ક્રિયાઓમાં પહેલી ક્રિયાનું જોર વધારે હોય તો તંદુરસ્ત કે સ્વાસ્થ્યને નુકસાન પહોંચતું નથી ને ઉત્તરોત્તર અંગ વિકાસ પામતું જાય છે. આ બન્ને ક્રિયાનું પ્રમાણ પણ અમુક અંશે મુકરર હોય છે. આ પ્રમાણમાં સહેજ પણ વિરોધી ફેર પડે તો તેથી પણ ઘણું નુકસાન પહોંચે છે. દાખલા તરીકે આપણે એમ વિચારીએ કે ઘસારાની ક્રિયા કરતાં પોષણ આપવાની ક્રિયાનું જોર વધારે છે; પરંતુ આ જેટલું હોવું જોઇએ તે કરતાં ઘણું વધારે છે. ખોરાક શરીરનાં ઘસાતાં અંગોને કામ કરતાં રાખે તથા તેમના ઘસારાને પૂરો પાડે તે કરતાં વધારે પડતો લેવાઇ જાય તો આપણી પાચનશક્તિના ૫ર વધારે દબાણ આવે. આવું દબાણ આવવાથી પહેલાં પ્રમાણસર સ્થિતિમાં જેટલી જરૂરી શક્તિ ખરચાતી હતી, તેના કરતાં ખોરાક પચાવવા માટે વધારે શક્તિ ખરચાઇ જાય છે. આ શક્તિ ખરચાવા છતાં પણ એથી કંઇ બધોજ ખોરાક પચી જઇ શકશે એવું માની લેવાને કારણ નથી. જરૂર કરતાં ધારો કે થોડોકજ ખોરાક વધારે પચ્યો. બાકીનો ખોરાક શરીરની અંદર રહી જવા પામ્યો. આમાં બે પ્રકારની શક્તિઓનો વ્યય થવાનો. એક તો પ્રમાણ કરતાં જેટલો વધારે ખોરાક પચાવ્યો હતો, તેમાં તેટલા ખોરાક માટે જોઇએ તે કરતાં વધારે શક્તિ ખરચાઇ ગઇ એટલું શરીરને નુકસાન થયું. એટલુંજ નહિ પણ એટલો વધારે ઘસારો પહોંચ્યો. આ ઘસારાની ગણતરી કરવામાં આવે તો તેને જોઇતી શક્તિ કે પુષ્ટિ પેલા પચેલા ખોરાકથી

ન મળી. પ્રમાણસર ખોરાક લીધો હોત તો આટલી શક્તિનો વ્યય નજ થાત. જમા–ઉધારનો હિસાબ કરીએ તો આ પ્રસંગમાં પુષ્ટિ કરતાં વ્યયનું પાસું વધી ગયેલું લાગશે. હકીકત આટલેથીજ અટકી જતી નથી. પેલો પચ્યા વિનાનો ખોરાક પેટમાં હજુ પડી રહ્યો છે. આ એવો છે કે, તેને પચાવવા દરેક અંશે ઉતરોત્તર વધતા પ્રમાણમાં શક્તિ ખરચવી પડવાની છતાં પણ કેટલોક ભાગ એમાં એવો રહી જવાનો કે એની પાછળ ગમે તેટલી શક્તિ ખરચો તોપણ તે પચી જવાનો નહિ. આ બધી પ્રક્રિયામાં ઘણીજ શક્તિ નાશ પામવાની. વળી આ પચ્યા વિનાના ખોરાકને શરીરમાં રાખી મૂકવામાં પણ ગેરલાભ છે. કુદરતમાં જરૂર વિનાની વસ્તુ બીજી રીતે ગમે તેટલો ફાયદો આપનાર હોય, છતાં પણ વિનાશનું કારણ બને છે; કારણ કે એનો ઉપયોગ થતો નહિ હોવાથી એ એકજ ઠેકાણે પડી રહેવાની અને કહોવાટનું સ્વરૂપ ધારણ કરવાની. પેલો કદી નહિ પચવાનો ખોરાક પેટ–આંતરડાંમાં પડ્યાં પડ્યાં સડવાની પરિસ્થિતિમાં આવી જશે. આને કારણે ધીમે ધીમે પણ વ્યવસ્થિત રીતે શરીરમાં ઝેર પેદા થવાનાં. આ ઝેર અને તેમાંથી જન્મતા અનેક પ્રકારના દુષ્ટ વાયુઓ આખાએ શરીરમાં ફેલાવાના, હવામાં રોગનાં જંતુઓ ઊડતાં તો હોયજ છે; પરંતુ જ્યાં તેમને ધકેલી શકે નહિ એવી સ્થિતિ જુએ ત્યાં તે પ્રમાણે બેસી જાય છે, અથવા શરીરમાં ઘા થતાં જેમ બીજાં જંતુઓ આવી લાગે છે, તે પ્રમાણે ઝેરો તથા દુષ્ટ વાયુઓ શરીરમાં ફરવા નીકળવાનાં તથા જ્યાં જ્યાં દરવાજો જોશે ત્યાં ત્યાં સાંકળ ખખડાવવાનાં ને જ્યાં કંઇ પણ ઓછી શક્તિ, ઓછી પુષ્ટિ, ઓછો પ્રત્યાઘાત જોશે ત્યાં ચોટી પડવાનાં ને ત્યાં પોતાનું સામ્રાજ્ય જમાવવાનાં. આમ થવાથી જે ઠેકાણે એ બેસશે ત્યાં નબળાઈ લાવશે ને તે અંગને ઘસી નાખશે. આંખ, દાંત, કાનનો દુખાવો, સંધીવા, માથાનો દુખાવો, ચામડીના રોગો વગેરે આ પ્રમાણે અમુક ચોક્કસ જગ્યાએ આવી જામી પડેલાં ઝેરનું પરિણામ છે એ યાદ રાખવું જોઇએ ને એમનો ઉપાય લેતી વખતે તેટલાજ ભાગ પૂરતી સંભાળ લેવાવી ન જોઇએ; પરંતુ તેથી પણ આગળ વધીને જે કારણે આવી

પરિસ્થિતિ આવી પડી હોય તે તરફ લક્ષ આપવું જોઇએ, એટલે કે પાચનશક્તિ પર પડેલા દબાણ તરફ ધ્યાન દઇ તેની સમતુલા સાચવવા પ્રયત્ન કરવો જોઇએ.

## આખા શરીરને લગતી બીમારી

વળી જો અમુક ચોક્કસ અંગો પર ઝેર ન બેસે ને આખાએ શરીરમાં ફેલાય તો તાવ કે કોઈ આખાએ શરીરને લગતી બીમારી આવી પડે છે. આ બીમારીની અસર એકલા અમુકજ અંગ પૂરતી નથી; પરંતુ આખાએ શરીરને અસર પહોંચે તે રીતે રહે છે ને એટલી હદ સુધી પહોંચી જાય છે કે, આપણે વિચાર્યું તેવા પ્રમાણુ પૂરતા ખોરાકને પચાવવા માટે પણ મુશ્કેલી ઊભી કરે છે ને ઘસારાનું પ્રમાણ, ઝેર ફેલાવવાનું પ્રમાણ પુષ્ટિ મેળવવાના મુકાબલામાં પુષ્કળ વધારી દે છે ને ધીમે ધીમે તેનો વધારો કરી દે છે. આ આખીએ પ્રક્રિયાને અટકાવવા માટે ઘણી વાર રાસાયણિક ઉપચારોનો ઇલાજ લેવામાં આવે છે, એટલે કે અમુક જોરદાર દવા પિવડાવીને ફેલાતાં ઝેરને અટકાવી દઇ શકાય છે. ઘસારા, ઝેર અને દુષ્ટ વાયુના ફેલાતા વાતાવરણને, આખુંયે યંત્ર કાબૂમાં આવી જાય તે રીતે શરૂઆતની ક્રિયા અટકાવીને એકદમ અસર કરી નથી શકાતી; એટલા માટે રાસાયણિક ઉપચારનો આશરો લેવામાં આવે છે. દવા, શસ્ત્રક્રિયા, ઇન્જેક્શન, ટૂંકમાં વૈદકીય તથા ડૉક્ટરી ઇલાજોનો આ ઉપયોગ છે; પરંતુ આ નકારાત્મક ઉપાય છે. એ રીત કે એનો પૂરો ફાયદો ઉઠાવતાં પેલી ક્રિયા પર કાબૂ મેળવ્યો ન હોય તો રાસાયણિક ઉપચારો છતાં તે સૌ એળે જવાનું. રાસાયણિક ઉપચારને મદદ કરનાર નીવડે તેટલા માટે પાચનશક્તિ પર દબાણ ન પડે એવી રીતે ખોરાક વગેરેની વ્યવસ્થા કરી લેવી જોઇએ. ઘણી વાર સારામાં સારા ડૉક્ટરને ઉત્તમમાં ઉત્તમ દવા હોવા છતાં દર્દી દિવસે દિવસે ખરાબ સ્થિતિએ પહોંચી જાય છે, તેનું કારણ એ છે કે એ પેલી બન્ને ક્રિયાનો સુમેળ સાધતો હોતો નથી, નહિ કે તેનો રોગ પહેલેથીજ અસાધ્ય બની ગયેલો હોય છે. ચેપી રોગ કે અકસ્માત સિવાય કોઇ પણ રોગ પૂરી સંભાળ લેવાય ને તેનાં કારણો તપાસી તેનો ઉપચાર લેવાય તો અસાધ્ય બની

બેસતો નથી. સિવાય કે અંગો અને અવયવોએ પોતાની કુદરતી શક્તિ વૃદ્ધાવસ્થાને લીધે ગુમાવી દીધી હોય ને દિવસે દિવસે નાશ પામતા હોય એવી સ્થિતિમાં તો કાબૂ મેળવીજ ન શકાય.

## પોષણ કરતાં ઘસારાનું વધુ જોર

ઉપર આપણે દાખલો લીધો તેમાં વધારે પ્રમાણ પોષણ આપવા સરજાયેલા પદાર્થોનું કલ્પી લીધું હતું અને એમાં આપણે એ જોઈ શક્યા હતા કે, આમાંથી જન્મતી પ્રક્રિયાનું–પરિણામે ઘસારાનું પલ્લું ચડિયાતું કરી દેવામાં આવે છે. આ પછીના બીજા દાખલાનું લંબાણથી વિવેચન કરવાની હવે જરૂર ન રહે. બીજું ઉદાહરણ એટલે પુષ્ટિ નહિ પણ ઘસારાનું પ્રમાણ વધી જવું તે. આમાં ધીમો પણ ચોક્કસ ક્ષય નોતરી લેવા બરાબર છે. આમાં ઝેરના ફેલાવાની શરૂઆત એકદમ નથી થતી; પરંતુ પોષણ ઓછું મળવાને કારણે જોઇતા પ્રમાણમાં ઘસાતાં અંગો સજીવ થતાં નથી. તે પોતાની શક્તિ ગુમાવી બેસે છે ને બરફ જેમ જેમ ઓગળતો જાય છે, તેમ તેમ આ અંગો ઘસાતાં જાય છે. આ ક્રિયા ચાલતી હોય ત્યારે ઝેર પેદા થવાનો સંભવ છે. પહેલા ઉદાહરણમાં આપણે ઉપયોગી નીવડનાર રાસાયણિક ઉપચારનો વિચાર કરી જોયો. આમાં રાસાયણિક ઉપચાર લઇ શકાય ને તેની મારફતે પુષ્ટિ મેળવી શકાય પરંતુ આથી કંઇ સાધારણ સ્થિતિએ પહોંચી જવાતું નથી. સ્વાભાવિક ખોરાક વગેરે કરતાં રાસાયણિક પદાર્થોની ટેવ પુષ્ટિ મેળવવા માટે પાડી દેવાથી એકંદરે નુકસાન થાય છે. રાસાયણિક ઉપચારો એ નિત્યની વસ્તુ ન થવી જોઇએ. એ તો અમુક સમય પૂરતી હોય. અસાધારણ પરિસ્થિતિ ઓળંગી જવા માટે આનો ઉપયોગ ભલે કરવામાં આવે, એને નિત્યના કાર્યક્રમમાં સ્થાન આપવું ન જોઇએ.

## જરૂરી ઉપાયો

તો શો ઉપાય લેવો જોઇએ એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઊઠે છે. પુષ્ટિનું પ્રમાણ જોઇએ તે કરતાં વધી પડયું હોય, અંગોનાં પરિવર્તનોના ઘસારાનું પ્રમાણ વધી ગયું હોય, ઝેર અને દુષ્ટ વાયુઓ શરીરમાં ફેલાવા શરૂ થઇ ગયા હોય, તેવા નકામા પદાર્થોને શરીરની

બહાર ફેંકવા મુશ્કેલ બની ગયું હોય, અંદર સડો ને રોગ ફેલાવા શરૂ થઇ ગયા હોય, ત્યારે કયો ઉપાય લેવો જોઇએ ?

### આંતરડાં તથા જઠરની કસરત

સામાન્ય રીતે જઠર તથા આંતરડાંના સ્નાયુઓ વધારે મજબૂત બને ને ખોરાક પચાવવાને વધારે સગવડભર્યું બને તે પ્રમાણે કરવાની સૂચના કરવામાં આવે છે. આને માટે આંતરડાંને આવશ્યક જેવાં આસનો તથા સાદી પણ અસરકારક કસરતોની સૂચના પણ કરવામાં આવે છે. આની જરૂર વિષે બિલકુલ શંકા નથી, પણ આ સાથે સાથે એટલોજ મહત્ત્વનો ઇલાજ પણ છે. આ ઇલાજ તરફ દુર્લક્ષ કરવાની જરૂર નથી. બહુ કામ કરતાં યંત્રને પણ આરામ અને તેલની જરૂર છે, ઘસારો તથા કચરો ફેંકી દેવાની જરૂર છે. પ્રમાણમાં નાજુકમાં નાજુક યંત્ર જેવા માનવ શરીરને પણ આરામ આપી મુલાયમ કરવાની જરૂર છે. વળી તેમાં ભરાઈ રહેલા કચરાને તથા મળને ફેંકી દેવાની જરૂર છે.

### ઉપવાસ ને મળશુદ્ધિ

આને માટે ઉપવાસ ઉપર સૌ ભાર મૂકતા આવ્યા છે. સાચું જોતાં તો એવી રીતે વ્યવસ્થા કેળવાયલી હોય કે આપમેળેજ પોષણ તથા ઘસારાની સમતુલા જળવાઇ રહેતી હોય. પશુઓ તથા પક્ષીઓ પોતાના જીવનવ્યવહારને એવી રીતે ગોઠવે છે કે, આપણે જે પ્રકારની અવ્યવસ્થાના ભોગ વારેવારે બની જઇએ છીએ, તેવી અવ્યવસ્થાનાં ભોગ તેઓ બનતાં નથી. જૂના સમયમાં કુદરત સાથે આપણે વધારે ભળેલાં હતાં, ત્યારે આ વસ્તુ આપણામાં સ્વાભાવિક જેવીજ થઇ ગયેલી હતી એ ભૂલવાની જરૂર નથી. જો કે આપણી પાસે અત્યારે છે તેવું શાસ્ત્રીય જ્ઞાન ન હતું; પરંતુ વ્યવહાર પૂરતું આપણે આપણા શરીરની સમતુલા જાળવવા પરોક્ષ રીતે લક્ષ તો આપતાજ હતા. ઉપવાસ, અમુકજ ખોરાક ખાવાની જરૂર, અમુક દિવસે એકટાણું કરવાની ફરમાશ વગેરે વિષે ધર્મ ગ્રંથોમાંથી આપણને ઘણું જાણવાનું મળે છે. પહેલાં બધી વસ્તુઓ ધર્મના આદેશથી જણાવવામાં આવતી. ઉપવાસ પાછળના ધાર્મિક દૃષ્ટિબિંદુની અત્યારે આપણે

અવગણના કરીએ; પરંતુ તેની શારીરિક આરોગ્ય વિષયક જરૂર તરફ તો દુર્લક્ષ નજ કરીએ.

## કેવા ઉપવાસ?

ઉપવાસ અમુક પ્રમાણમાં થોડા દિવસ કરવામાં આવે તો તેથી શરીરને આરામ મળે છે, પાચનશક્તિ પરનો વધારે પડતો બોજો દૂર થાય છે ને તેને ફરી વધારે બળવાન બનવા તક મળે છે, વધારે ખોરાકને પચાવવા માટે તેને શક્તિ મળે છે. અંગોના ઘસારાથી પડતો કચરો અટકે છે ને શરીરની બહાર ફેંકાઇ જાય છે, નવા પ્રકારની શક્તિ ને જોમનો સંચાર થાય છે. ઉપવાસ વધારે પડતો લંબાવવાથી લાભ થવાને બદલે હાનિ થવા સંભવ છે. એટલા માટે લાંબા ઉપવાસ સમયે ડૉક્ટરી સલાહ અને સારવારની જરૂર રહે છે. ઉપવાસ લંબાઇ જતાં સામાન્ય તાકાત ઓછી થાય છે અને આપ મેળે કામ કરતાં અંગો પણ કામ કરતાં અટકી પડે છે તેમજ શરીર વધારે ને વધારે ઘસાતું જાય છે. વળી ઘણી વાર જ્ઞાનેન્દ્રિયો પણ બહેર મારી જાય છે અને સદાને માટે પહોંચતું નુકસાન પણ થઈ બેસે છે.

## એનિમાની જરૂર

ઉપવાસ વખતે એક અગત્યની વસ્તુ તરફ ધ્યાન આપવાનું ભુલાવું ન જોઇએ. ઉપવાસથી શરીરમાં પડતી વસ્તુઓ અટકે છે, તેથી અંદરની વસ્તુઓ બહાર ફેંકાઈ જતી નથી, તેને માટે એક બીજી ક્રિયાની જરૂર છે. જોઇતા પ્રમાણમાં ઊનું મીઠાવાળું પાણી લેવાથી અંદરના સ્નાયુઓ–જઠર વગેરેને બળ રહે છે તથા કુમાશભર્યો આરામ મળે છે. સાથે સાથે દરરોજ એનિમા લેવાથી અંદરનો જામી ગયેલો કચરો દૂર થાય છે અને માનવયંત્ર વધારે વેગથી અને બળથી કામ કરવા તૈયાર થઇ જાય છે. વર્ષમાં બેત્રણ વાર આ પ્રમાણે કરવાથી શરીર બહુજ સારું રહે છે અને તંદુરસ્તી સચવાઈ રહે છે. શરીરને મલ્લ જેવું પહેલવાન બનાવ્યું નહિ હોય કે સ્નાયુઓને પથ્થર જેવા મજબૂત નહિ બનાવ્યા હોય તો ચાલશે, પણ સામાન્ય તંદુરસ્તી વિનાનું હશે તો નહિજ ચાલે. નિત્યના વ્યવહારમાં તે સરળ રીતે ચાલતું રહે તે જોવાની સૌની ફરજ છે. પોષણ અને

ઘસારાની સમતુલા જળવાય, બહારના નાશકારક વાતાવરણુ સામે ટક્કર ઝીલાય, રોગ તથા ચેપ સામે શક્તિ જાળવી શકાય, નિત્યનો વ્યવહાર સચવાય, ઉલ્લાસભર્યું જીવન જિવાય એટલા માટે સામાન્ય તંદુરસ્તીની જરૂર છે. તે જળવાય તે માટે ઉપરના ઉપાયો જણાવ્યા છે.

('પ્રજામિત્ર કેસરી'ના એક અંકમાંથી)

## ૮૧–લાખોનો વહીવટ કરનાર મિલમજૂર

લેંકેશાયરની એક જંગી મિલના રાક્ષસી સાંચાઓ ધમધમ ચાલ્યા જાય છે.

સેંકડો બાળકોના નાના નાના હાથો કામમાં પરોવાઇ ગયા છે. આ બધામાં દૂર કામ કરતો એક ૧૦ વર્ષનો બાળક ખાસ તરી આવે છે. એની પાસે સંતાડેલું એક પુસ્તક છે. ફુરસદની પળે ચારે બાજુ નજર નાખી ચોરીછૂપીથી પેલા પુસ્તકમાં એ ડોકિયું કરી લે છે.

આ બાળકનું નામ બીલ પ્રેસકોટ. આજે એ બેરિસ્ટર છે. પાર્લામેન્ટનો સભ્ય છે, લાખોનો વહીવટ કરે છે. અનેક પ્રકારની યાતનાઓ સહન કર્યા બાદ આ સિદ્ધિઓ એને પ્રાપ્ત થઇ છે.

સવારના ચારથી સાંજના સાડાપાંચ વાગ્યા સુધી તનતોડ મજૂરી કર્યા બાદ ગંદા ચહેરે અને લથડતા પગે એ ઘેર જતો અને રાત્રે મીણબત્તીના અજવાળામાં કલાકો સુધી અભ્યાસ કરતો.

બીલ દિવસે મજૂરી કરતો, રાત્રે ઉજાગરા વેઠીને અભ્યાસ કરતો; કારણુ કે જીવનમાં એને ત્રણુ મહત્ત્વાકાંક્ષાઓ હતી. એક પાર્લામેન્ટના સભ્ય થવું, બીજી બેરિસ્ટર થવું, અને ત્રીજી મહત્ત્વાકાંક્ષા એ ગુપ્ત રાખે છે જેનું તે મનમાંજ રટણુ કર્યા કરે છે.

ગઇ કાલનો બીલ આજે સર વિલિયમ પ્રેસકોટ તરીકે ઓળખાય છે. એની બે મહત્ત્વાકાંક્ષાઓ પાર પડી ચૂકી છે. ઉત્તર ટોટેનહામ તરફથી તે ચાર વર્ષ સુધી પાર્લામેન્ટમાં બિરાજ્યો છે અને

બેરિસ્ટરની ઉપાધિ તો તેણે ક્યારનીએ પ્રાપ્ત કરી લીધી છે. મેટ્રોપોલીટન વૉટર બૉર્ડના ચેરમેન તરીકે તાજેતરમાંજ તેને ફરીથી ચૂંટી કાઢવામાં આવ્યો છે. વાર્ષિક એક કરોડ પાઉન્ડના ખર્ચનો તે વહીવટ કરે છે અને દરરોજનું છવ્વીસ કરોડ ગેલન પાણી તે પૂરું પાડે છે. ચાલુ મહિનામાં એ બ્રિટિશ વૉટર વર્ક્સ એસોસિયેશનનો પ્રમુખ નિમાયો છે.

પરંતુ હજુ સુધી સર વિલિયમની ત્રીજી મહત્ત્વાકાંક્ષા સિદ્ધ થઈ નથી. આ સબંધમાં એ કહે છે કે, "હજુ તો મારી ઉંમર માત્ર ચાલીસ વર્ષની છે. સમય ઘણો છે. મારી ત્રીજી મહત્વાકાંક્ષા જ્યારે હું પાર પાડીશ ત્યારે દરેકને આશ્ચર્ય થશે."

આજે પ્રસિદ્ધિના પ્રકાશમાં આવ્યા બાદ સર વિલિયમ પોતાના ભૂતકાળના ગરીબ જીવન પર નજર નાખતાં કહે છે કે, "એક ગરીબ વીમા એજન્ટનો હું પુત્ર છું. મારે બધાં મળીને બાર ભાઈભાંડુ હતાં. દસ વર્ષની વયે ગરીબાઇએ મારે માટે શાળાના દરવાજા બંધ કરી દીધા અને હું નોકરી કરવા નીકળ્યો.

"મારું વય દસ વર્ષનું, મને નોકરી કોણ આપે? આખરે ભટકતો ભટકતો હું બ્લેકબર્નની મિલમાં દાખલ થયો. અઠવાડિયાના મને ત્રણ શિલિંગ (સવાબે રૂપિયા) મળતા. સવારના છ થી સાંજના સાડાપાંચ વાગ્યા સુધી મિલમાં મજૂરી કરતો અને ફુરસદના સમયમાં માઇલો સુધી ઘેટાં ચરાવી આવતો; જેના બદલામાં મને થોડાક પૈસા મળી જતા.

"મારી અઢાર વર્ષની ઉંમરે મારા મોટાભાઇ નેલ્સન ખાતે એક સર્વેયરની ઑફિસમાં મારે માટે નોકરી શોધી લાવ્યા. આ આ સમયે હું અઢાર અઢાર કલાક કામ કરતો."

('સર્વોદય' માસિકના એક અંકમાંથી)



# ૮૨–જાપાનની આગગાડી

હિંદુસ્તાનમાં પ્રથમ રેલવે લાઇન નખાઇ તે પછી પચાસ વર્ષે જાપાનમાં રેલવે શરૂ થઇ હતી, તે છતાં આજે જાપાનની રેલવેઓએ કેવી પ્રગતિ કરી છે ને હિંદી રેલવેઓની કેવી અવદશા રહી છે તેની પ્રતીતિ નીચે જણાવેલી હકીકતો પરથી થશે.

૧. જાપાનની રેલવેનો વહીવટ ખૂબ કરકસરથી થાય છે. નાનાં સ્ટેશનોએ એક કે બેજ જુવાનો હોય છે જેઓ સ્ટેશન માસ્તર, બુકિંગ કલાર્ક ને ઝાડુ કાઢનાર વગેરેનું બધું કામ કરે છે.

૨. હિંદની માફક જબ્બર પ્લેટફોર્મો પાછળ પૈસા ખર્ચાતા નથી કે તારના થાંભલા માટે પોલાદ વપરાતો નથી. જંગલના લાકડાનાજ થાંભલા અમેરિકાની માફક ઊભા કરવામાં આવે છે.

૩. ભારે પગારે પરદેશીઓને રેલવેમાં નોકરીએ રખાતા નથી. ને હિંદ કરતાં પચાસ વર્ષ મોડી રેલવે શરૂ થવા છતાં જાપાનીઓજ રેલવેનો સર્વ વહીવટ કરે છે.

૪. રેલવે માટેની સર્વ સામગ્રી જાપાનમાંજ તૈયાર થાય છે.

૫. ત્રીજા વર્ગના દરેક ડબામાં મુસાફરો માટે મખમલની બેઠકો, સ્વચ્છ પીવાનું પાણી, ધોવાનો સાબુ, કાગળના હાથ લૂછવાના ટુવાલ ને ડબો સાફ કરનારા હોય છે. ત્રીજા વર્ગના ઉતારુઓને ઘેટાંબકરાં ગણવામાં આવતાં નથી.

૬. રાત્રિને માટે માત્ર એક રૂપિયો વધારે ચાર્જ લઇને ત્રીજા વર્ગના ઉતારુઓને સૂવાની બેઠક, ઓશીકું અને ગરમીવાળા ડબાઓની સગવડ આપવામાં આવે છે.

૭. પાર્સલ ને માલનાં નૂર હિંદની સરખામણીમાં હાસ્યાસ્પદ લાગે તેટલાં ઓછાં છે.

૮. ત્રીજા વર્ગના ઉતારુઓ માટે સગવડવાળા વેઇટિંગ હૉલ હોય છે. પોતાનો કોઇ સાથી પાછળ રહી ગયો હોય કે આવવાનો હોય તેને સંદેશો લખી જવા માટે સ્ટેશને નોટિસ બૉર્ડોની ગોઠવણ હોય છે.

૯. ત્રીજા, બીજા ને પહેલા વર્ગના ઉતારુઓ એક ડબામાં સાથે જમે છે, ને ખોરાક ખૂબ સોંઘો હોય છે.

૧૦. કલાકે કલાકે ટ્રેનો સાફ થાય છે. થૂંકદાની આ ડબામાંજ હોય છે ને દરેક ટ્રેનમાં ગરમ તથા ઠંડી હવા કરવાનાં યંત્રો હોય છે.

૧૧. બરફવાળું પાણી દરેક ડબામાંજ હોય છે, એટલે મુસાફરોને પાણી માટે બૂમો પાડવી પડતી નથી કે તેની પછવાડે દોડવું પડતું નથી.

૧૨. મુસાફરોને મદદ કરવા અનેક મંડળીઓ છે. માત્ર ટેલિફોન કરો ને રેલવે ટિકિટ તમને તમારે ઘેરજ મળી શકશે.

૧૩. જાપાનમાં હમણાં આઠ વર્ષ સુધીનાં બાળકો મફત પ્રવાસ કરી શકે એવી જાહેરાત થઈ છે.

હિંદની રેલવેની આ સાથે સરખામણી કરતાં કેવું કરુણ ચિત્ર નજરે પડે છે?

('સર્વોદય' માસિકના એક અંકમાંથી)

## ८३–एक नहेरनी रोमांचक कथा

સોવિયેટ રશિયાના પાટનગર મોસ્કોને પાંચ પાંચ સમુદ્રો સાથે સાંકળતી મોસ્કો–વોલ્ગા નામની એક રાક્ષસી નહેર રશિયાએ તૈયાર કરી છે ને તેને પરિણામે આંતરિક પ્રદેશમાં આવેલું મોસ્કો આજે એક બંદર બની ગયું છે.

એંશી માઇલ લાંબી આ નહેર છે. દક્ષિણ અને ઉત્તર અમેરિકાને સાંકળતી જગવિખ્યાત પનામા નહેર કરતાં પણ આની લંબાઇ ત્રીસ માઇલ લાંબી છે.

એને બનાવતાં પાંચ વર્ષ લાગ્યાં હતાં. એની પછવાડે રશિયાએ પંદર અબજ રૂપિયા ખર્ચ્યા છે.

નહેર ખોદવા માટે ને માટી કાઢવા માટે રશિયામાંજ બનાવેલાં દોઢસો રાક્ષસી યંત્રો કામે લગાડવામાં આવ્યાં હતાં. માટી લઇ જવા માટે ખાસ બાંધેલી રેલવે પર પંદરસો વેગનો અને એકસો એંજિનો રોકવામાં આવ્યાં હતાં.

આ નહેર બાંધવા માટે, તેને પાણી પૂરું પાડવાનાં તળાવો રચવા માટે, વીજળીનાં મથકો બાંધવા માટે ત્રણસો ગામડાંઓને એમનાં સ્થાનેથી ખસેડીને નવા સ્થળે વસાવવામાં આવ્યાં હતાં ને ચાળીસ હજાર નવાં મકાનો તે માટે બાંધવાં પડ્યાં હતાં.

આ નહેર મારફતે દક્ષિણમાંથી લાખો મણ કોલસા ને દાણો, ઉત્તરમાંથી લાકડું ને લોખંડ અને કાસ્પિયન સમુદ્રમાંથી મચ્છી મોસ્કોમાં સીધી આવી શકશે. એ ઉપરાંત ત્રીસ હજાર કીલોવાટના બળ જેટલી વીજળી ઉત્પન્ન કરે તેવું વીજળિક મથક પણ બાંધવામાં આવ્યું છે.

આ વિરાટ જળમાર્ગનો એક બીજો પણ મહાન ફાયદો છે. તેનાથી મોસ્કોની સ્વચ્છતા અને પાણીનો પ્રશ્ન હમેશને માટે ઉકેલાઇ ગયો છે.

અત્યાર સુધી મોસ્કોને પાણીની તાણ રહેતી, પણ વોલ્ગાના પાણી ને ટેકરીઓનાં તળાવોથી આ મૂંઝવણ હમેશ માટે નાબૂદ થઇ છે.

એંશી માઇલના વિસ્તારમાં બસો ચાળીસ બંધો, વીજળિક મથકો ને બીજી ઇમારતો બાંધવી પડી છે.

આ નહેર મારફતે જબ્બર નૌકાઓ ને વહાણો વોલ્ગામાં જશે ને ત્યાંથી બીજી અનેક નહેરો મારફતે લેનીનગ્રેડ, બાલ્ટિક કે શ્વેત સમુદ્રમાં જશે. બીજા માર્ગે તે કાસ્પિયન સમુદ્ર અને બાકુના બીજા તેમના બંદરે જઇ શકાશે.

એન્જિનિયરોને આ નહેર બનાવતાં ખૂબ મુસ્કેલીઓ સહેવી પડી હતી.

પહેલાં તો વોલ્ગા નદીમાં એક વિશાળ બંધ બાંધવો પડયો હતો ને પાણીનું લેવલ સાઠ ફૂટ ઊંચું ચડાવવામાં આવ્યું હતું.

માર્ગમાં ટેકરીઓમાં બંધો બાંધીને જુદી જુદી નદીઓનાં પાણીને એકઠાં કરવામાં આવ્યાં છે. એવા સાત જળસંગ્રહો બાંધવામાં આવ્યા છે. તેમાં સૌથી મોટા સંગ્રહને ( મોસ્કો સી ) મોસ્કો સમુદ્રના નામે ઓળખવામાં આવે છે. તેનું ક્ષેત્રફળ સત્યાસી ચોરસ માઇલ છે.

આ આખીએ યોજના પહેલાં પ્રયોગશાળામાં નાની આકૃતિઓ-

દ્વારા તપાસાઇ છે.

નહેરોના બંધો, દ્વારો ને અનેક સાધનો પર યંત્રોથી અંકુશ રખાય છે.

એકજ સ્થળે આખી નહેરના પાણીનું લેવલ, દરેક વહાણનું સ્થાન કે પ્રગતિ એ બધી વાતો આપમેળે યંત્રથી નોંધાઇ જાય છે. ટેલિફોનની પણ સમાચાર માટે જરૂર પડતી નથી. માણસ નહિ પણ યંત્ર બધું કામ કરે છે.

અંગ્રેજ ને અમેરિકન એન્જિનિયરો આ નહેરની અદ્‌ભુત પદ્ધતિથી ચકિત બની ગયા છે ને રશિયાના એન્જિનિયરો હવે તો તેમના શિષ્યોને બદલે ગુરુ બન્યા છે.

('સર્વોદય'ના એક અંકમાંથી)

---

# ૮૪–शिक्षण अने संस्कार होवा छतां काम मळतुं नथी त्यारे युवको गुनेगारीनी गर्तामां गबडे छे

(લેખકઃ–શ્રી. ફતેહચંદ જગજીવન ઝવેરી બી. એ. રસનિધિ)

હિંદુસ્તાનનાં બધાં શહેરો અને ગામડાંઓમાં સ્થળે સ્થળે ભિખારીઓ અને માગનારાઓનો જેમ ભેટો થાય છે, તેમ બ્રિટનમાં પણ ભિખારીઓ અને માગનારાઓ માટે સખ્ત કાયદાઓ અસ્તિત્વમાં હોવા છતાં આ વર્ગો તેની અવગણના કરીને મોટાં શહેરોના રાજરસ્તાઓ ઉપર સુધરેલી રીતથી ભીખ માગતા જોવામાં આવે છે. આ વર્ગોમાં જેમ મવાલીઓ, ઉઠાઉગીરો, ગામના ધૂતારા, દાદાઓ ધરફાડુઓ તેમજ શરીરની ખોડખાંપણવાળા લૂલા, લંગડા, આંધળા અને નિરાશ્રિતો હોય છે, તેમ દૂર દૂરના દેશોમાંથી આજીવિકા અર્થે મોટા શહેરમાં આવી ચડેલા કેળવાયેલા શિક્ષિત અને સંસ્કારી યુવક પણ લાચારીથી ભળેલા જોવામાં આવે છે. આ બેકારોની ફોજોમાં કેટલાક તો યુનિવર્સિટીના પદવીધરો હોય છે, કે જેમણે ઉચ્ચ કેળવણી સંપાદન કરવા પાછળ હજારોનો ખરચ કર્યો હોય છે. તેમના ઉચ્ચ

શિક્ષણને યોગ્ય નોકરી મેળવવા માટે તેઓ એક શહેરથી બીજે શહેર આથડે છે. જુદાં જુદાં વર્તમાનપત્રોમાં દરરોજ ટૂંકી જાહેરખબરોની કટારો વાંચે છે, સ્થળે સ્થળે ઊભરાઇ નીકળેલી એમ્પ્લોયમેન્ટ બ્યુરોમાં નોકરી મેળવવા માટે નિરર્થક પૈસા ભરે છે, અધિકારીઓ સુધી લાગવગ પહોંચાડવા માટે ચારે બાજુ પૈસા વેરે છે અને છેવટે તેમના દરજ્જા યોગ્ય નોકરી ન મળતાં મોભાદાર નોકરીનો મોહ છોડી દઇને સામાન્ય કારકુનની નોકરી ખોળવા માટે પણ ઘણા ઘણા પ્રયાસો કરે છે. અનેક પ્રયત્નોને અંતે પણ કારમી બેકારીના ઘનઘોર વાદળમાં આશાનો એક પણ તારો ટમટમતો નથી અને દારુણ નિરાશા અને અંતરની હાયવરાળો વચ્ચે મહિનાઓ અને વરસો વીતી જાય છે. તેમની પાસે જે કાંઇ હોય છે તે ફના થઇ જાય છે અને છેવટે મુફલીસી અને ગરીબી ડોળા ઘુરકાવતી સામે આવીને ઊભી રહે છે.

## बुभुक्षितो किं न करोति पापम्

પેટનો ખાડો પુરાય છે ત્યાંસુધી તો મનુષ્યના સુસંસ્કારો જીવંત અને જાગૃત રહે છે અને તેનો ત્યાગ કરતા નથી; પરંતુ અન્નના સાંસા પડવા માંડતાંજ તેના સુવિચાર અને સુસંસ્કારો બુઠ્ઠા થઇ જાય છે, તે લાગણીહીન બને છે અને પરિણામે ગમે તેવું ખરાબ કાર્ય કરવા તત્પર થાય છે. શિક્ષિત અને સંસ્કારી યુવકો આ વિષયમાં અપવાદરૂપ બનતા નથી. તેઓ તેમની બુદ્ધિનો ઉપયોગ કરીને વ્યવસ્થિત બદમાશી કરે છે. એટલો તેમની અને શિક્ષિતો વચ્ચે ફેર પડે છે. બાકી **बुभुक्षितो किंन करोति पापम्** (ભૂખ્યો માણસ શું પાપ કરતો નથી?) એ સંસ્કૃત ઉક્તિ સર્વાંશે સાચી પડે છે.

વેલ્સ, યોર્કશાર અને ડરહમની કોલસાની ખાણોમાંથી અર્ધા બેકાર દરિદ્રનારાયણો અને કંગાલ કિસાનો તેમજ ઓક્ષફર્ડ અને કેમ્બ્રિજની યુનિવર્સિટીમાંથી તાજેતરમાં પાસ થયેલા અકિંચન પદવીધરો સારી નોકરી ખોળવા માટે લંડનમાં દિવસ ઊગ્યે ટલવાયાજ કરે છે.

## આસમાનનો ચાંદ

ગુજરાત અને કાઠિયાવાડનાં ગામડાંના ખેડૂતો મુંબઇના 'આસ-

ગાનના ચાંદ'ની મોટી મોટી વાતો સાંભળી તેમની ખેતીવાડી અને ઢોરઢાંખર છોડી દઇને મિલોના મજૂરો બનવા મુંબઇમાં આવી ચડે છે અને પછી જેમ જીવનભર પસ્તાય છે, તેમ બ્રિટનમાં પણ ગામડાંઓમાં મજૂરી કરીને પેટ ભરતા દરિદ્રનારાયણો, ખાણુમાં ખોદકામ કરીને પેટિયું કાઢતાં શ્રમજીવીઓ અને સ્કોટલેંડના કંગાળ કૃષીકારો લંડનની અઢળક દોલત અને બાહ્ય ઝાકઝમાટની અતિશયોક્તિભરી વાતો સાંભળી તેમનો અસલ ધંધો છોડી દઇને સારું કામ અને સારા પગારની નોકરી મળવાની આશામાં લંડનમાં આવી વસે છે; પરંતુ ટૂંક સમયમાં તેમની આશાના કિલ્લાઓ જમીનદોસ્ત થઇ જાય છે અને તેમના કપરા ભાગ્ય માટે રડી ઊઠે છે.

## મફત રિફ્રેશમેન્ટ

આવા અકિંચન બેકારોની કરુણ અવસ્થા જોઇને લંડનની એક ઉદાર હૃદયની શ્રીમંત બાઇના હૃદયમાં દયાએ વાસ કર્યો અને તેમને એક પણ સમયે ચા અને સ્લાઇસ મફત પૂરાં પાડવાનો હમેશને માટે પ્રબંધ કરી દીધો. આ રિફ્રેશમેન્ટનું આ ધામ 'સિલ્વર લેડી'ના સ્ટોલ તરીકે ઓળખાય છે. આ ક્ષુધાશાંતિગૃહમાં કોઇ પણ બેકાર દિવસમાં એક વખત ચાનો કપ અને સ્લાઇસ મફત મેળવી શકે છે. આખા શહેરમાં આ સ્ટોલ મોટરમાં ફરતો રહે છે અને શહેરના કોઇ પણ ભાગમાં મહામુસીબતે દિવસ ગુજારતો ગરીબ બેકાર તેનો લાભ ઉઠાવી શકે છે.

## બાર હજાર ઘરબાર વગરના

ફક્ત લંડનમાંજ નિરાશ્રિતો માટે રાખેલા વૉર્ડોમાં ઘરબાર વગરના બાર હજાર ગરીબ બેકારો સૂઇ રહે છે. આ સ્થળમાં ધંધાદારી ભિખારીઓ અને સામાન્ય ગુનેગારો, અઠંગ બદમાશો અને શહેરના મવાલીઓ પણ સૂવા આવે છે. એટલે નોકરીની શોધમાં આવેલા નિર્દોષ ગામડિયાઓ અને તેમના કાચી વયના મિત્રો, લંડનના મવાલીઓ અને બદમાશો સાથે સતત સમાગમમાં આવ્યા કરે છે અને આ સ્થળમાંથીજ તેમને ગુનો કરવાનું અને ધંધાદારી

રીતથી ભીખ માગવાનું શિક્ષણ મળે છે. ઘણા ધંધાદારી ઉઠાઉગીરો ગામડાંઓમાંથી આવેલા અજ્ઞાન અને ભોળા યુવાનોને તેમને ખાવા-પીવાની લાલચ આપીને તેમના મિત્રો અને સાથીદારો બનાવે છે અને રફતે રફતે તેમને તેમનો 'ધીકતો' ધંધો શીખવી દે છે.

## ભિખારીની કળા

ઘણી વખત કોઈ બુઢ્ઢો ભિખારી એકાદ નિરાશ્રિત યુવાનને આશ્રય આપીને તેને પોતાના વિશ્વાસમાં લે છે. એકાદ માસ તેને પોતાની મહેનતના રોટલા પણ ખવડાવે છે. ત્યાર બાદ તેને પોતાની કળામાં પાવરધો બનાવીને લંડનની ગૃહરાણીઓનાં હૃદય પિગળાવવા શહેરમાં મોકલે છે અને દરરોજ પાંચદશ પેનીઓ ઉપાર્જન કરે છે. ગામડાનો અજ્ઞાન યુવક એ ક્રૂર ભિખારીની ધાકથી એટલો બધો દબાઈ ગયેલો હોય છે કે, તે નાસી જવાની હિંમત કરી શકતો નથી અને તેની બધી કમાણી તેને હવાલે કરે છે. એ શયતાન ભિખારી પેલા ગરીબના પરસેવા ઉપર તાગડધિન્ના કરે છે અને ધાકધમકી અને મારઝૂડથી તેને સદાય દબાયેલો રાખે છે. આ મુજબ એ આશા-ભર્યા યુવાનનું આખું જીવન વેડફી નાખે છે. રફતે રફતે પેલો યુવાન ભિખારી પણ તેની કલામાં નિષ્ણાત બની જાય છે અને ભીખ માગતાં પહેલાં જેવી શરમ કે સંકોચ અનુભવતો નથી. પરિણામે તે પ્રમાણિકપણે કામ કરવાની મનોવૃત્તિ ગુમાવી બેસે છે અને ભીખ ન મળતાં ચોરી–લૂંટફાટ અને બદમાશોનાં કાર્યો કરવા પ્રેરાય છે. દશ વરસની અંદર તે પણ ધંધાદારી ઉઠાઉગીર બની જાય છે અને નોકરી માટે શહેરમાં આવેલા બીજા અજ્ઞાન, ભોળા યુવાનોને તેની જમાતમાં ભળવા માટે ફસાવે છે.

## હિંદમાં અસહ્ય ઉપદ્રવ

ભિખારીઓ માટે જે દેશમાં સખત કાયદાઓ ઘડવામાં આવેલા છે, તે દેશમાં પણ જ્યારે ભિખારીઓ પોલીસની આંખો આંજીને સહેલાઇથી ભીખ માગી શકે છે અને ભીખના ઓઠા હેઠળ બદમા-શીનાં કાર્યો કરી શકે છે ત્યારે હિંદ જેવો ગરીબ દેશ જ્યાં ભિખા-

રીઓ માટે કંઈ પણ કાયદાઓ નથી, ત્યાં તેમનો ન ચલાવી શકાય એવો અસહ્ય ઉપદ્રવ હોય તો એમાં નવાઇ જેવું કશું નથી.

દુનિયાના દરેક દેશોમાં કેટલાક બદમાશો દિવસના ભાગમાં ચીંથરેહાલ વસ્ત્રો વીંટીને અને શરીરમાં બનાવટી ખોડખાંપણો ઊભી કરીને ભીખ માગવાનો ધંધો કરે છે. જ્યારે રાતના એજ ભિખારીઓ શયતાનનું સ્વરૂપ ધારણ કરીને ચોરી, લૂંટફાટ, ખૂન વગેરે ઘોર અત્યાચારો કરે છે.

### શહેરનો દાદો

ન્યૂયોર્કમાં શહેરનો એક 'દાદો' પોલીસચોકીની બરાબર સામેજ તદ્દન આંધળો અને લંગડો બનીને આખો દિવસ એક ખૂણામાં દીવાસળીની પેટીઓ વેચતો બેસી રહ્યો હતો. તેની એ દયાજનક સ્થિતિ જોઇને રસ્તા ઉપર આવતા જતા માણસો તેની પાસેથી મેચ-બોક્ષ ખરીદી લઇને પાંચ-પંદર સેંટો આપી જતા હતા. પોલીસો સુધ્ધાં સૌ કોઇ તેની લાચાર સ્થિતિ માટે સહાનુભૂતિ દાખવતા હતા અને અવારનવાર મદદ કરતા હતા.

આ ભિખારી મધરાત થતાં ત્યાંથી પલાયન થઈ જતો. શહેરમાં ચોરીઓ અને ઘર ફાડવાનો ધંધો કરતો. એક વખત તે ઝવેરાતના મોટા સ્ટોરમાં ઉપરથી પ્રવેશ કરતાં ચોકીદારોની ગોળીનો ભોગ બન્યો અને પગમાં ગોળી વાગતાં નીચે પડી ગયો.

પોલીસની તપાસમાં જણાયું કે, તેમની ચોકીની સામે બેસીને લાચાર અવસ્થામાં દીવાસળીની પેટીઓ વેચતો જે ભિખારી પાંચ વરસથી બેસતો હતો એજ ભિખારીએ ઝવેરાતનો સ્ટોર ફાડ્યો હતો. બારીક તપાસ કરતાં જણાયું કે, તેણે ત્રણ ભેદી ખૂનો કર્યાં હતાં અને શહેરમાં અનેક મોટી ચોરીઓ કરવામાં એનો હાથ હતો. એનાં સઘળાં છૂપાં રહેઠાણો તપાસતાં પોલીસને એની પાસેથી પાંચ લાખ ડોલરની રોકડ રકમ તથા ઝવેરાત મળી આવ્યું હતું. ભિખારીના વેશમાં એ તો શહેરનો અઠંગ દાદો હતો.

('મુંબઈ સમાચાર' ના એક અંકમાંથી)

# ८५–कचडायेलो वर्ग क्रांति झंखे छे

(લેખકઃ–શ્રી. પુરુષોત્તમ પુ. પારેખ)

અમે મૂંગા છીએ, અમારા દિલમાં જળતી જ્વાળાઓને જગત સમક્ષ ઠાલવવા નથી અમારી પાસે સાધન કે સંસ્કૃતિ, નથી કલમ કે કલાની પીંછી; જો સાધન હોત તો અમારો પોકાર જગત સમક્ષ મૂકવા અમે શક્તિશાળી હોત, જો સંસ્કૃતિ હોત તો અમારી હૈયાની વરાળ મહાન સત્તાઓ સમક્ષ રજૂ કરવા અમારામાં હિંમત હોત, જો કલમ હોત તો માનવસમૂહમાં અમારા હૃદયની આહ ખોલી શકત, જો કલા હોત તો અમારી ઊંડી વેદનાઓ પીંછીથી આલેખી શકત; પરંતુ અમારી પાસે કશુંજ નથી. અમારી પાસે કશુંએ રહેવા દીધું નથી. અમે સર્જાયા ત્યારથી ભૂખ્યા છીએ, ત્યારથી અજ્ઞાન છીએ. એ જ્ઞાનના સિંચન અમને જડયાં નથી. એ ભૂખ હજી હોલવાઇ નથી. એ હોલવવાનો માર્ગ હજી જડયો નથી. વર્ષોથી અમે સડીએ છીએ. વર્ષોથી અમે ગુલામીની જંજીરોમાં જકડાયેલ છીએ. વર્ષોથી અમે સામાજિક બદીઓમાં ખદબદીએ છીએ.

અમારી કોને પડી છે? અમારો સમૂહ વિશાળ છે. છતાં અમારી અજ્ઞાનતા અને નિર્બળતા પર જગતનાં થોડાંક તત્ત્વો સ્વામિત્વ ભોગવી રહ્યાં છે. અમે છુટકારાનો દમ ખેંચી રહ્યા છીએ. અમે ક્રાંતિ ઝંખીએ છીએ.

× × × ×

શહેરો અમારાં ગામડાંઓ પર તાગડધિન્ના કરી રહ્યાં છે. અમારી કારમી મજૂરીના ભોગે સુખ, સાધન અને સમૃદ્ધિ ભોગવી રહ્યાં છે. અમારાજ ભોગે એમનાં ભૂંગળાંઓ ગગનમાં ગર્જતાં દેખાય છે. અમારાજ ભોગે એમની મોટરો દોડતી નજરે પડે છે. અમારાજ ભોગે એમની મહેલાતો ખડી થયેલી છે. અમારાજ ભોગે એમની સત્તા અખંડિત છે. અમારાજ ભોગે એમનું માન અતૂટ છે. મહેફિલો–મિટિંગો અને મેળાવડાઓમાં અમારા પર તેમનો ઝરતો પ્રેમ અપાર છે. પરંતુ

શહેરના સંસ્કારી સજ્જનો પણ અમારા મેલાઘેલા વેશથી ભડકી દૂર ભાગતા દેખાય છે. અમારી ક્રૂર હાંસી કરતાં પણ અચકાતા નથી. અમારાં ચક્ષુઓ હવે ખૂલ્યાં છે. અમારી નિર્બળ બુદ્ધિ બળવતી થઇ છે. અમારી જાતનું હવે અમને ભાન થયું છે.

ગામડાંઓ પર શહેરી જનતાનું આધિપત્ય હવે અમને નહિ ખપે. ગ્રામ્ય જનતાને એવા દંભના જલસાઓનો દાંભિક પ્રેમ હવે નહિ ખપે. અજ્ઞાનતામાં સડતાં ગામડાંઓ માગે છે એમનીજ સંસ્કૃતિ, વેરાન થઇ ગયેલાં ગામડાંઓ ઝંખે છે એમની સ્વતંત્રતા, પરાધીન ગામડાંઓ માગે છે એમનોજ વહીવટ, એમનુંજ તંત્ર અને એમની અખાંડ સત્તા.

× × × ×

ઊના અંગાર વરસતી ધરતીમાં અમારી જાત હોમાઇ ગઈ. શ્રાવણ–ભાદરવાની ધોધમાર હેલીઓમાં અમારું શરીર ધોવાઇ ગયું. વનવગડાની વિકરાળ ભૂમિમાં અમારો દેહ વસે છે. અમારાં બાળ–બચ્ચાંઓ અને બગાદોના ભોગે આ જમીનદારશાહીના કિલ્લાઓ અભેદ છે. જમીનદારની જમીનમાં અમારા રક્તનું શોષણ છે. એ રક્તના શોષણથી એમની ખેતી અને એમની જાગીર સલામત છે. આજ અનાજના ઢગલાઓ અમને અંગાર સમા છે. અમારા દેહના ભોગે એ તૈયાર થાય છે. અમારાજ છે, છતાં એનાથી અમે દૂર છીએ. અમારાં બાળ–બચ્ચાં એને જોઇ જોઈ ભૂખ્યાંજ રહે છે. અમારી વેદનાની જગતને જાણ નથી. જમીનદારશાહી, તાલુકદારશાહી અને એવી અસંખ્ય શાહીઓ અમારું ધોળે દિવસે ભક્ષણ કરી રહી છે. અમો પીડિતો છીએ. એ પીડિતોનાં હૈયારુદન જગતને સમજાતાં નથી. એને સમજવાની દરકાર નથી.

ભલે આજે અમારાં જીવન નહિ સમજાય. અમને ખાતરી છે કે, આખરે અમારું અરણ્યરુદન કોઇનેએ પિગળાવશે. અમારી ક્રાંતિની જ્વલંત જ્યોત એમને દેખાશે. એ જ્યોતમાં અમે હોમાઇ જઇશું. અમે આવતી કાલે નવીજ સમાજરચના ઘડીશું. એમાં અમારું સ્થાન નિર્ભય હશે. અમે સ્વતંત્ર અને સુખી હોઇશું. આ હરિયાળાં ખેતરો

અમારાંજ હશે. એમાં અમે કલ્લોલીશું અને અમારું મુક્તિગાન ગાઈ અમે અમારી દુનિયામાંજ મસ્ત બનીશું.

આવીજ નવી દુનિયાની આશામાં અમારું જીવન છે. આવીજ કોઇ અમૂલ્ય ભાવના સારુ અમારા દેહનું બલિદાન છે.

× × × ×

આ કારખાનાંવાળાઓ અમારું શોષણ કરી રહ્યા છે. અમારા પ્રસ્વેદબિંદુથી ખરતી રૂપેરી લગડીઓ પર તેઓ નોકર, ચાકર અને પહેરેગીરો ખડા કરી શકયા છે. અમારી જિંદગીના ભોગે વૈભવ, મોજ અને વિલાસ તેમની પડખે છે. અમારી કારમી કંગાલિયત તેમને ઘડીભર હસાવે છે. અમારી ખદબદતી ચાલો અને ઝૂંપડાંઓમાં તેમનાં પગરણ, એમનાં કારખાનાંઓ ઉજ્જડ થવાની ભીતિએજ થાય છે. ટાઢ-તાપની અમને ખબર નથી. ભૂખ અને તરસની અમને જાણ નથી.

અમોને જાણ છે ફક્ત એટલીજ કે, ઘેટાંઓના જીવનની જેમ અમે 'માનવ ઘેટાંઓ' માનવજીવન પૂરું કરીએ છીએ. સંસ્કારી મતિની અમને માહિતી નથી. સંસ્કારી થવાનાં અમારી પાસે સાધન નથી. અમારો ઉદ્ધાર અમારા સમૂહસંઘમાંજ છે, અમારો ઉત્કર્ષ અમારી માલિકીનાં કારખાનાંઓમાં છે.

આવી પ્રબળ ક્રાંતિની શક્તિમાંજ અમારું જીવન છે. આવી અમર ભાવનાવાળી સત્તાજ અમારે માન્ય છે.

× × × ×

અમે મહાનુભાવ સમાજનું એક અંગ છીએ, છતાં પગની પાનીએ હડધૂત થતા ગુલામો છીએ. અમારી હૈયાવરાળ ભલભલા સંસ્કારી સજ્જનને હૈયાસૂની કરે છે. અમારી કંગાલિયત અમને ભડકાવે છે. અમે કચડાયેલા છીએ, અમે છૂંદાયેલા છીએ. અમારા પર ઉચ્ચ કોમોની કાતીલ ચક્ષુઓની ઝેરી જવાલાઓ અમારા દેહને ભસ્મીભૂત કરવા પૂરતી છે, અમારું સ્થાન અને માન એમની સેવામાંજ સમાઇ ગયું છે. અમે જીવતા-જાગતા માનવોનો ચળકાટ આગિયા સમો છે. યુગોથી અમારા પર તેમનો માલિકીહકનો ભોગવટો છે. યુગયુગની અમારી બલિદાનભાવનાના મહાબળે આજે

એ જીવંત છે. અમારા દેહના ભોગે એ ઉજ્જ્વળ છે. અમારી શક્તિઓનું એ ખંડન ઇચ્છે છે. અમારા પર તેમની દ્વેષ અને ઇર્ષાથી ભરપૂર લાગણીઓ ક્વચિત્ ઉલ્લાસ પ્રેરે છે! અમારી નિર્મળ હૈયાની વેદનાઓ એ દાંભિક ઉલ્લાસને સમજી શકે છે, અમારી વફાદારી–ઇમાનદારીનો એ દુરુપયોગ કરી રહ્યા છે.

પાટીદારશાહી, બ્રાહ્મણશાહી અને વણિકશાહી જેવી અનેક શાહીઓની આ નાની કોમો ભોગ બની ગઇ છે. એ સ્વતંત્રતા ઝંખે છે, એ મુક્તિ ઇચ્છે છે.

× × × ×

દૂર દૂર ક્ષિતિજમાં સાગરની પેલે પાર મહાન વિપ્લવની ચિનગારીઓ દેખાય છે. એ ચિનગારીઓ સમાજમાં ઘર કરી વસેલાં અનિષ્ટ તત્ત્વોને બાળવા, સામાજિક બદીઓને સંહારવા, વેરઝેર અને દ્વેષના અગ્નિને પ્રજાળવા પવનવેગે આવે છે.

માનવકુલ એ મહાભાવનાઓને સમજે અને સ્વમુખે સ્વીકારે તોજ માનવસાગર એ પ્રલયના તાંડવમાં હોમાતો અટકી જશે. નહિ તો એમનાં કારમાં હૈયારુદન એટલાં જ્વલંત છે કે, માનવજાતની રગેરગમાં પ્રગટી હરેક ક્ષેત્રોમાં, હરેક વાદોમાં અને વ્યક્તિઓમાં ક્રાંતિ–ક્રાંતિ અને ક્રાંતિની જ્યોત પ્રગટાવશે.

('મુંબઇ સમાચાર'ના દીપોત્સવી અંકમાંથી)

## ૮૬–संस्कारना ओठा नीचे दंभपूजन

(લેખકઃ–શ્રી. દુર્લભ સંપટ)

આદિકાળથી માંડી અદ્યતન યુગપર્યંતના માનવ સંસ્કૃતિના ઇતિહાસનું વાસ્તવિક દિગ્દર્શન કરીએ તો સાફ સાફ સમજાય છે કે, શોષણકારો અને શોષિતો વચ્ચે ચાલતી શોષણક્રિયાનો એ ઇતિહાસ છે. આ શોષણક્રિયામાં અંતર્ગત રહેલ સ્વવિરોધક બળોને પરિણામે જ્યારે જ્યારે સમાજની વ્યક્તિગત, આર્થિક અને સામાજિક રૂઢ વ્યવસ્થામાં અપવાદિત અડચણો અને અંતરાયો ઉદ્ભવે છે અને આ અડ-

ચણો અને અંતરાયોની તીવ્રતા સપાટી પર તરવરે છે, ત્યારે સમાજનાં અપવાહિત અંગો એનો વિરોધ કરવા અને અંતરાયોને વિદારવા કમર કસે છે. માનવ જીવનની પ્રગતિની આગે કૂચકદમમાં આવો કાળ વારંવાર આવે છે. આ કાળને આપણે સંક્રાંતિકાળને નામે સંબોધીએ છીએ. સંક્રાંતિના સમયમાં, સમાજનો રૂઢિચુસ્ત, વિનીત અને સુધારાવાદી વર્ગ સમાજમાં ચાલતી શોષણક્રિયાને ટકાવી રાખવા સંસ્કૃતિને નામે અંચળો ઓઢે છે અને ભૂતકાલીન સંસ્કૃતિનાં યશોગાન ઉચ્ચ સાદે સંભળાવી, એ સંસ્કૃતિ, સંક્રાતિકાળે ભયમાં છે એવી વાહિયાત અને દાંભિક દલીલો સમાજના મોટા ભાગમાં પ્રસરાવી, આવા સામનાની તીવ્રતાને હણી નાખવા–નિષ્ફળ કરવા જબ્બર પ્રયાસો આદરે છે અને એ રીતે સંસ્કૃતિના ઓઠા તળે શોષણક્રિયાને વધુ જીવન અપાવે છે.

## સંસ્કૃતિની વ્યાખ્યા

શોષણકારોની આ વ્યવસ્થિત અને સુસંસ્કૃત દાંભિક નીતિનું વાસ્તવિક સ્વરૂપ સમજવા, પ્રથમ સંસ્કૃતિ એટલે શું એ સમજવું આવશ્યક છે. આસપાસના ભૌગોલિક અને સાંજોગિક જગતમાંથી માનવમન વિચારોની પ્રેરણા મેળવે છે. આવી પ્રેરણાથી ઉત્તેજિત થઇ ભૌગોલિક પરિસ્થિતિમાંથી પોતાની જરૂરિયાતો મેળવે છે અને જરૂરિયાતો મળતાં માનવ અન્ય પ્રવૃત્તિ આદરે છે. આવી પ્રવૃત્તિઓમાં આશા–નિરાશા,દુઃખ–સુખની લાગણીઓ અનુભવે છે. આવી માનવમનપ્રેરણાઓ, જરૂરિયાતો અને લાગણીઓ રફતે રફતે રૂઢ થતાં સ્વાભાવિક થઇ જાય છે અને સંસ્કૃતિના રૂપમાં કેન્દ્રિત બને છે. આ રીતે સંસ્કૃતિનું ઉદ્ભવ અને આશ્રયસ્થાન માનવમન છે. માનવમનના અનેકવિધ વ્યાપારો રૂઢ થઇ જાય એને આપણે સંસ્કૃતિરૂપે ઓળખીએ છીએ.

એટલે માનવમનના સ્વરૂપની છણુવટ કરીએ તો સંસ્કૃતિ અને માનવ, ઇતિહાસ યથાર્થપણે સમજી શકાય. માનવના તમામ વ્યાપારો, વિચારો, લાગણીઓ–રાગ, દ્વેષ, ઇચ્છા, ધ્યાન, સ્મરણ વગેરે સર્વ વ્યાપારોનું અધિકરણ એટલે સ્થાન અને આશ્રયને આપણે મન તરીકે ઓળખીએ છીએ.

## માનવમનની મર્યાદાઓ

પણ માનવમન એ કંઈ સ્વતંત્ર ચૈતન્ય નથીજ. ઉપર વર્ણવેલા તમામ વ્યાપારોની પ્રાથમિક ભૂમિકા માનવમન આસપાસના ભૌગોલિક અને સાંજોગિક જગતમાંથી મેળવે છે અને આ સંજોગો જેટલે અંશે મર્યાદિત હોય છે, તેટલે અંશે માનવમનની દૃષ્ટિ અને વિચારશક્તિ મર્યાદિત રહે છે. જે રીતે શરીરના અન્ય અવયવો સ્વશક્તિ અનુસાર વ્યાપારો કરે છે, તેજ રીતે માનવમન વ્યાપારો વિષે ગૂંથાય છે. જેમકે આંખની દશ્યશક્તિ અનુસાર આંખ જગતને જુએ છે. જો કે આંખ જોઈ શકે છે તે કરતાં જગત ઘણુંએ વિશાળ છે. એ રીતે માનવમન પર રૂઢ થયેલી સંસ્કૃતિ માનવમનને યથાર્થતાને ઓળખવા દેતી નથી, જીવનના વાસ્તવદર્શનને સમજવા દેતી નથી. સંસ્કૃતિ આ રીતે માનવમનને પ્રગતિને પંથે ચડતાં અટકાવી રહી છે, એટલે આ સંસ્કૃતિનો ટકાવ કરવા રૂઢિચુસ્તો અને સુધારાવાદીઓ શા માટે બાંગો પોકારે છે તે સમજી શકાય તેવું છે.

સંસ્કૃતિ આમ શોષણક્રિયાથી રંગાયેલી છે અને એ અર્થે આ ભૂતકાલીન સંસ્કૃતિ શોષક અને શાસક બની રહી છે એટલે એનો નાશ આવશ્યક છે.એ સમજવા આપણે ભૂતકાળ પર નજર નાખવી પડશે.

આદિ માનવ ઇતિહાસમાંથી પ્રતિતીઓ સાંપડે છે કે, એ અતિ પ્રાચીનકાળે સમાજવ્યવસ્થામાં અવ્યવસ્થિત સામ્યવાદ જળવાતો અને સમાજમાં એકંદરે ઉત્પાદન અને વહેંચણીમાં સમાનતા જળવાતી. રફતે રફતે માનવમન આસપાસના ભૌગોલિક સંજોગોનો ઉપયોગ કરતાં શીખ્યું અને ક્રમશઃ સુલભ થયેલાં સાધનો વડે વધુ ઉપાર્જન થતું ચાલ્યું. ઉપાર્જનમાં વધારો થતાં અને પ્રજાનું પ્રમાણ પ્રમાણમાં ન વધવાથી બચત થતી ચાલી. બચતને પરિણામે સમાજમાં વ્યવસ્થાપકો નિમાયા અને આ વ્યવસ્થાપકો ધીમે ધીમે બચતના રક્ષકને બદલે ભક્ષક બની બેઠા.

## ભક્ષકવૃત્તિનો જન્મ

આ ભક્ષકવૃત્તિના જાગૃત થવા બાદ, બચતરૂપી સંગ્રહસમૂહની માલિકી તળેથી તે વ્યક્તિગત માલિકી તળે આવ્યો અને ત્યારબાદનો

સારોએ માનવઇતિહાસ એટલે શાસકો અને શોષકોના જુલમકાંડનો ઇતિહાસ રચાયો છે. ત્યાર બાદના ઇતિહાસમાં ક્રમશઃ જમીનદારશાહી, નાના પ્રમાણનો મૂડીવાદ, વ્યવસ્થિત મૂડીવાદ, ઇજારાશાહી અને આખરનો આજના યુગનો શાહીવાદી મૂડીવાદ રચાયો છે.

બચતને પરિણામે જન્મેલી ભક્ષકવૃત્તિથી પ્રેરાઇ આ ભક્ષકોએ ક્રમશઃ અધિકાર અને માલિકીના બળ વડે સમાજવ્યાપારોને જન્માવતાં તમામ સાધનો અને મધ્યમો સ્વહસ્તગત કર્યાં છે અને આ સાધનો અને મધ્યમોદ્વારા માનવમનને વિકૃત કરી, પોતાને અનુકૂળ અને સ્વહિતોને સાચવે અને એની અહોનિશ રખેવાળી કરે એવી સંસ્કૃતિનું ગુલામ બનાવ્યું છે. એટલે ગઇકાલની અને આજની ગણાતી સંસ્કૃતિ એ ભક્ષકભાવનાનું તૂત અને તરકટ છે. આ તૂત અને તરકટ આ લોહીચૂસ શોષકોના હિતોને રક્ષે છે અને એનો સામનો આજે સંક્રાંતિકાળે થાય છે, ત્યારે આ સમાજશોષકો એ ભક્ષક સંસ્કૃતિની રક્ષા અને રખેવાળી કરવા ધર્મ મિલકતના હકે અને રાષ્ટ્રવાદની શાસક લાગણીઓ ઉત્તેજિત કરી સમાજની દૃષ્ટિ પર અંતરપટો ઓઢાડવાનો મિથ્યા પ્રયાસ આદરે છે!

## અસમાન સમાજવ્યવસ્થા

આ અસમાન અને અસહ્ય સમાજવ્યવસ્થાના ભયંકર સંચાલકવર્ગના હાથમાં ધર્મ, ખાનગી મિલકતના હકો અને રાષ્ટ્રવાદની અબૌદ્ધિક અને નારીશુષ્ક ભાવનાત્મક લાગણીઓ વેશ્યારૂપે રમી રહી છે અને એઓના હિતોની પકડ મજબૂત બનાવવામાં શી રીતે પ્રધાન ફાળો આપે છે, તે આપણે તપાસીએ.

આપણે ઉપર તપાસી ગયા તેમ માનવમન એ આસપાસના ભૌગોલિક અને સાંજોગિક જગતમાંથી પ્રેરણાનાં પ્રતીકો મેળવે છે. એટલે એ સ્પષ્ટ સમજાય છે કે મન એ સામાજિક છે. આમ છતાં સમાજના સ્વેદ અને લોહીના ભોગે નભતો અધિકારયુક્તવર્ગ મનને સ્વતંત્ર ચેતનાયુક્ત મનાવવાનો દંભ કરતો આવ્યો છે.

વાસ્તવદર્શનને સમૂહના અસ્તિત્વ વિના મનને અર્થ નથી, સ્થાન નથી. સમાજ વિનાની વ્યક્તિને અસ્તિત્વ સંભવી શકે નહિ,

સમાજ વિના કોઇ પણ વ્યક્તિ જીવી શકે નહિ. એટલે મન સામાજિક બની રહે છે. જ્યારે મન સમૂહવાચક બને છે ત્યારે મનના તમામ વ્યાપારો સમુદાયના હિતમાં અને સર્વદર્શને સામાજિક હોવા જોઇએ. પણ ધર્મનો વ્યાભિચારિક ઉપયોગ કરવા આ મિલકતદારવર્ગે મનને સ્વયંભૂ મનાવ્યું છે અને ધર્મને પણ સ્વયંનિર્ભર અને સ્વયંભૂ મનાવેલ છે.

## ધર્મનું આદિસ્થાન

વસ્તુતઃ ધાર્મિક વિચારો, લાગણીઓ, માન્યતાઓ અને સિદ્ધાંતો એ મનના વ્યાપારોની એક દિશા છે. પણ આપણે જોયું કે, માનવમન પોતાની આસપાસના જગતમાંથીજ વિચાર અને લાગણીઓની ભૂમિકા મેળવે છે. એટલે ધર્મ, મનના અનેક વ્યાપારોમાંનો એક હોઇ કદીએ સ્વયંભૂ સંભવી શકે નહિ. ધર્મ સ્વયંભૂ નથી એટલે મનનો એક વ્યાપાર છે; એટલે જેમ જેમ ભૌગોલિક અને સાંજોગિક જગતને અનુરૂપ મન ઉત્કૃષ્ટ થતું આવ્યું છે, તેમ ધર્મ વિષે પણ રૂપાંતરો થયાં છે. આ હકીકતો છતાં આ. શોષકવર્ગ સમાજની આંખોને ઊંધાં ચશ્માં ચડાવે છે.

હા, પણ અહીં એવો પ્રશ્ન ઉદ્દ્ભવે છે કે, મન એવી ઊંધી દૃષ્ટિથી શી રીતે દોરવાય છે? આનો ઉત્તર રસપ્રદ છે. અધિકાર અને માલિકીને પરિણામે આ મૂડીદારવર્ગે માનવમનને ઘડતાં તમામ સાધનો અને મધ્યમો જેવાં કે શબ્દો, ભાષા, સાહિત્યશાળાઓ, કેળવણીગૃહો, વાચનાલયો, પુસ્તકાલયો, વર્તમાનપત્રો, ચલચ્ચિત્રો અને માનવમનને અન્ય પ્રચારલક્ષી સાધનો, આગગાડીઓ, રેડિયો વાયરલેસ વગેરે સ્વમાલિકી તળે રાખ્યાં છે અને આ સાધનો અને મધ્યમોદ્વારા સ્વહિતોને જન્મસિદ્ધ સ્વયંભૂ, સામાન્ય અને સ્વાભાવિક મનાવ્યાં છે. એટલે આવા મધ્યમમાંથી પસાર થતું મન, આ સાધનો અને મધ્યમોદ્વારા કેળવાતું મન, આ ભાવનાની–ભૂતાવળો અને દાંભિક તૂનો અને તરકટો જન્માવતી સાંજોગિક પરિસ્થિતિમાંથી વિચારો અને લાગણીઓ મેળવતું અને કેળવતું માનવમન, સ્વાભાવિક એજ હિતો અર્થે ઝઘડતું થયું છે, એજ હિતોને રક્ષવા પોતાના વાસ્તવિક

સ્વભાવને વીસરતું થયું છે અને માનવજીવનના વાસ્તવદર્શનથી વંચિત રહ્યું છે.

## ધર્મનાં તૂતો-તરકટો

અબૌદ્ધિક ધાર્મિક તૂતો અને તરકટોની જબ્બર નાગચૂડમાં માનવમનને જકડી રાખીને પણ આ શોષકવર્ગ સંતુષ્ટ થયો નથી; પણ આ ધાર્મિક ભૂતાવળોદ્વારા આ વર્ગે ખાનગી મિલકતના હકો પ્રસ્થાપિત કર્યા છે અને ધર્મના વાહિયાત સિદ્ધાંતો અને પ્રમાણો પોતાનાં હિતોને અનુરૂપ અને પ્રચારલક્ષી નીવડે એવાં રચીને, આ અસમાન હકોને વાસ્તવિક અને સામાન્ય મનાવ્યા છે.

આ રીતે ધર્મનો વેશ્યાવત ઉપયોગ કરી આ શોષણકારોએ ખાનગી મિલકતને અધિકાર તળે રાખી, આ મિલકતની તકેદાર રખેવાળી કરે, એનો અભંગ અને અમર ભોગવટો મૂડીદાર માટે માન્ય રાખે, એવી રાજ્ય વ્યવસ્થાઓ રચી છે.

## રાષ્ટવાદનો રાહુ

ચૂસણજાતિને રક્ષતી અને નિભાવતી આવી અસહ્ય અને ભીષણ રાજનીતિમાંથી આ લક્ષ્મીલાલચુવર્ગે "રાષ્ટ્રવાદ" નો રાહુ ખડો કર્યો છે. આ રાહુને સદાકાળ જાગૃત રાખવા અને પોતાના હકોની ખડે પગે ચોકી કરવા મૂડીવાદીઓએ ધર્મ અને નીતિના અંચળા ઓઢ્યા છે. સંસ્કૃતિની રખેવાળીની અનેક દાંભિક બાંગો પોકારી છે.

આ રીતે ધર્મ, મિલકત અને રાષ્ટ્રવાદ એ આ મૂડીવાદી સંસ્કૃતિનાં શાસક અને શોષક સ્વરૂપો છે. આ સ્વરૂપોમાંથી જન્મતી સંસ્કૃતિ એ વર્ગીય હિતોની ગુલામ છે અને આવી ગુલામી સંસ્કૃતિમાંથી જન્મતું અને ઘડાતું માનસ સદાય મૂડીદારવર્ગનાં હિતોનું ગુલામ રહે છે.

## નવીન સંસ્કૃતિ જન્માવો

આ સંસ્કૃતિની ભૂતાવળોમાંથી અલગ પડી આપણે આજના સંક્રાંતિકાળે, આ કલુષિત થયેલ માનસને આ વર્ગીય ગુલામીની નાગચૂડમાંથી મુક્ત કરીને સ્વતંત્ર કરવું છે તથા માનવમન પોતાના

અસલ સ્વભાવને ઓળખતું થાય, જીવનના વાસ્તવદર્શનને સમજતું અને અપનાવતું થાય, એવું સાંજોગિક જગત જન્માવવું છે. આવું જગત નિપજાવવા આ ભૂતકાલીન શોષક અને શાસક સંસ્કૃતિનો નાશ આપણે કરવોજ રહે છે.

આવો નાશ માનવમનને મુક્ત કરશે અને આ મુક્તિથી માનવમન સ્વતંત્ર વિચારણા કરતું થશે. આવી સ્વતંત્ર વિચારણામાંથી જીવનના વાસ્તવિક મૂલ્યાંકનો અને ખરી લાગણીઓ જન્મશે અને આ વાસ્તવ દર્શનમાંથી સામાજિક કર્તવ્યપરાયણતા અને સમૂહમાનસની ભૂમિકા પ્રાપ્ય અને સુલભ થશે.

## ક્રાંતિની અનિવાર્યતા

આવી ભૂમિકામાંથી પ્રગટતું માનસ જીવનની પ્રાથમિક જરૂરિયાતો સામાજિક ધોરણે સમજતું થશે અને મૂડીવાદી સંસ્કૃતિએ સ્વાભાવિક અને સામાન્ય સમજાવેલ નિત્ય જીવનક્રમને તોડીને સામાજિક અને ઐતિહાસિક વિકાસ અર્થે નવીન સંસ્કૃતિની આવશ્યકતાઓ ખડી કરતું થશે. આ તાત્ત્વિક અજાગૃત ક્રિયા થશે, ત્યારે શોષિતોની સર્જક ક્રિયા સુમેળ સાધશે અને આ તાત્ત્વિક અને સર્જક ક્રિયાઓનો સુમેળ એ આવતી કાલની ઐતિહાસિક ક્રાંતિ ગણાશે.

આવી ક્રાંતિ ઘડીભર વિનાશક અને ભયંકર ભાસશે, પણ આ અનિવાર્ય ક્રાંતિ એ સામાજિક અજાગૃત ક્રિયાનું પ્રગટીકરણ બની રહેશે અને આવા પ્રાકટ્યમાં જે સંસ્કૃતિ જન્મશે, એ સંસ્કૃતિમાંથી ઘડાતા માનસમાં શાસક કે શોષક સ્વભાવ રહેશે નહિ અને ત્યારે સમાજમાં સમાનતા અને સાધનોના ભાવની વિશાળ ભૂમિકા સ્થાન મેળવશે.

('બે ઘડી મોજ'ના દીપોત્સવી અંકમાંથી)



## ८७–मोटरकार के मोतनी कार?

(લેખકઃ–શ્રી. મગનલાલ મ. ભટ્ટ)

આપણે એમ માનીએ છીએ કે વર્તમાન યુગની ઘણી પ્રવૃત્તિઓએ માનવજાતિના સુખમાં વધારો કર્યો છે.

આપણા પૂર્વજો ભાગ્યેજ કલાકે ત્રણ માઇલથી વધારે મુસાફરી કરી શકતા. સુરતથી મુંબઇ આવતાં તેમના કંઇક દિવસો વહી જતા. આજે આપણે કલાકે સાઠ કે તેથી પણ વધારે ઝડપથી મુસાફરી કરી શકીએ છીએ. જો ગતિની ત્વરાને આપણે સુખનું સાધન માનીએ તો બેલાશક આજે આપણે તેમના કરતાં અનેકગણા વિશેષ સુખી છીએ.

આ સુખનાં સાધનોમાં મોટરકાર એક મુખ્ય સાધન ગણાય છે. આજથી વીસ વર્ષ પહેલાં મુંબઈના માર્ગમાં ભાગ્યેજ એકાદ મોટરકાર આપણા જોવામાં આવતી. આજે તો મોટા રાજમાર્ગ, ગલીકૂંચી કે મેદાનોમાં જ્યાં જુઓ ત્યાં મોટરગાડીનાં યૂથેયૂથ ધસતાં જોવામાં આવે છે. અમુક રસ્તાઓ ઓળંગવામાં જીવનું જોખમ સમાયલું છે. બાળકો એકલાં ઓળંગી શકતાં નથી. દરેક રાહદારીના હૃદયમાં માર્ગ પર વિચરતાં પ્રતિક્ષણે અકસ્માતનો ભય વ્યાપી રહે છે.

આધુનિક યુગનાં સાધનોની એકજ મુખ્ય ઊણપ છે. ગરીબોને આ સાધનોનો લાભ નહિ જેવોજ મળી શકે છે. ઘણીક વખત તો આ સાધનો તેમનું સુખ છીનવી લઈ તેમને દુઃખરૂપજ થઇ પડે છે. ઘણાં આ વાતની ના પાડશે; પરંતુ મારો અનુભવ આ કથનમાં સાક્ષી પૂરે છે. સંસ્કૃતિનાં દુઃખ ઓછાં કરનારાં સાધનો ગરીબ વર્ગના ઉપયોગમાં આવી શકતાં નથી. જે સાધનો માત્ર અથાગ ધન વડેજ ખરીદી શકાય તેનો ઉપયોગ ધનહીન માનવો શી રીતે કરી શકે?

આ કથનના સમર્થનમાં ઘણાં દૃષ્ટાંતો આપી શકાય. પણ તેને માટે આ સ્થાન નથી. અત્રે માત્ર એટલુંજ કહીશ કે, મોટરગાડીનું સાધન ગરીબ અથવા મધ્યમવર્ગના ઉપયોગમાં ભાગ્યેજ આવે છે. ઘણીક વખત તો તેનો પરિચય અકસ્માતની આપત્તિરૂપેજ થાય છે.

## મોતની કાર

હિંદુસ્તાનમાં રાહદારીઓની સંખ્યાનું પ્રમાણ લગભગ નવ્વાણું ટકા હશે. માત્ર એકજ ટકો મોટરકારનો ઉપયોગ સુખના સાધન તરીકે કરતો હશે; એટલે આ પ્રજાના નવ્વાણું ટકા ભાગને આ શોધનો જરાએ લાભ મળી શકે નહિ. તેમના જીવનમાં આવી ગાડીમાં બેસવાનો ભાગ્યેજ એકાદ વારો આવે. તેમની દૃષ્ટિમાં મોટરકાર તેમને મોતની કાર તરીકે જણાય, તો તેમાં આપણે તેમનો દોષ કાઢી શકીએ નહિ; કારણ કે આ અકસ્માતમાં ઘાયલ થનારા અને મરણ પામનારાની મોટી સંખ્યા ગરીબવર્ગનીજ હોય છે. મોટે ભાગે અકસ્માત તેમની ભૂલને પરિણામે થયો મનાય છે અને તેમની ભૂલ ન હોય તોપણ તેમને ભાગ્યેજ નુકસાનીનો યોગ્ય બદલો મળી શકે છે.

## અકસ્માતનાં કારણો

અકસ્માતનાં કારણો જોવા જતાં કોઈ પણ એકજ પક્ષનો દોષ કાઢી શકાય એમ નથી. અલબત્ત, જો મોટરગાડીની શોધજ ન થઈ હોત તો આવા અકસ્માત નજ બનત એ એક જુદી વાત છે. પણ ગરીબો અને તેમનાં બાળકો નિરાંતે હરીફરી શકે એટલા માટે મોટરગાડીઓ રાખવીજ નહિ કે હાંકવીજ નહિ એમ કહેવું, તે આ જમાનામાં અવ્યવહારુ અને નિરર્થક થઇ પડશે. તેમ આ અકસ્માતોના ભોગ માત્ર ગરીબોજ બને છે એમ પણ નથી. ઘણાએ શ્રીમંતો, નવાબો, ડ્રાઇવરો, માલિકો આ અકસ્માતમાં પોતે પણ ઘવાય છે અને મરણ પામે છે. બે ગાડીઓ અથડાય તેમાં અંદર બેઠેલાં સહુને એકસરખું જોખમ વેઠવું પડે છે.

હિંદુસ્તાનને બાદ કરતાં આપણને યુરોપ, અમેરિકા તરફ નજર કરતાં જણાશે કે, મોટરકાર ત્યાં દરેક વર્ગના એક સરખા ઉપયોગમાં આવે છે. ત્યાંનો જીવનવ્યવહારજ આ સાધનો વડે ચાલી રહ્યો છે. એટલે ત્યાં શ્રીમંત કે ગરીબનો ભેદ રહેતો નથી.

આ અકસ્માતો બનવાનાં ઘણાં કારણો છે. કેટલાંક તો એટલાં સ્વાભાવિક છે કે તે ઉપર આપણે કોઇ પણ જાતનો કાબૂ રાખી

શકીએ નહિ. ગમે તેટલી ગણતરીઓ કરવા છતાં પણ અમુક પ્રમાણમાં આવા અકસ્માત તો થયાજ કરશે.

"કાજલકી કોટડીમે કેસોહી જતન કરે,
કાજલ કી એક રેખ લાગે હી લાગે."

પરંતુ આ અકસ્માતોનું પ્રમાણ બની શકે તેટલું ઘટાડવાના પ્રયત્નો થવાજ જોઇએ.

આ અકસ્માતો થવાને માટે અંદર બેઠેલા માણસો રાહદારીઓનો અને રાહદારીઓ અંદર બેઠેલાઓનો વાંક કાઢશે; પરંતુ નિષ્પક્ષપાતપણે વિચાર કરતાં જણાશે કે દોષ બન્ને બાજુ રહેલો છે. આપણે માત્ર આપણા મુંબઇ શહેરનો મોટરકારોના સંબંધમાં વિચાર કરીએ તો જણાશે કે ઘણાક રાહદારીઓ તદ્દન બેદરકાર હોય છે. હાંકનારાઓની ગમે તેવી સાવચેતી છતાં પણ તેઓ કોઇ પણ કારણસર હડફટમાં આવી જાય છે. કેટલાંક નિરંકુશ નાનાં બાળકો તેમની અજ્ઞાનતાને પરિણામે મોટરકારનો ભોગ બની જાય છે. આવા પ્રસંગોમાં આપણે હાંકનારાઓનો દોષ કાઢી શકીએ નહિ.

### બેદરકારી

પણ મારા અનુભવ પ્રમાણે માર્ગમાં ચાલનારાઓની સંખ્યાની બેદરકારીને પરિણામે બનતા અકસ્માતોનું પ્રમાણ ઘણુંજ ઓછું હોય છે. મરવાથી સૌ કોઇ ડરે છે. મુંબઇનો રાહદારી મોટરગાડીથી બચીને નાસવામાં સારી રીતે કેળવાયલો હોય છે. ઘણુંખરું તો રસ્તો ઓળંગતી વખતે તે દશે દિશામાં બાવરો બનીને જુએ છે અને પછી ડગલું ભરે છે. આવા સાવચેત રાહદારીઓ પણ જ્યારે સપડાય, ત્યારે કાં તો હાંકનારનો કે કાં તો વિધાતાનોજ દોષ કાઢી શકાય.

મોટે ભાગે આ અકસ્માતોને માટે મોટરગાડીઓ હાંકનારાજ જવાબદાર હોય છે, એમ માનવામાં સહેજ પણ અસત્ય નથી. ગીચ વસ્તીવાળા સાંકડા રસ્તાઓમાં ને ઘણીક વખત ગલીઓમાં ભયાનક ઝડપે અનેક ગાડીઓ દોડતી આપણે જોઇએ છીએ. એવી ગાડીમાં કોઇ પણ સપડાતું નથી, એ જાણી આપણને તો આશ્ચર્યજ થાય છે.

આપણે ઘણી વાર વાંચીએ છીએ કે, કેટલાક ડ્રાઇવરો અને

માલિકો દારૂના ઘેનમાં ચકચૂર બની વીજળીને વેગે મોટે ભાગે રાતને વખતે અંધારા રસ્તાઓ ઉપરથી તેમની ગાડી હંકારી જાય છે. આ પ્રસંગે જરૂર અકસ્માત થયા વિના રહેતા નથી. ઘણાક ક્રૂર ડ્રાઇવરો અને માલિકો પણ એકાદ માણસને ઘાયલ કર્યાં પછી જરા પણ દરકાર વિના પૂર ઝડપે ગાડી હાંકી જાય છે. મોટરગાડી ઘણીજ સાવચેતીથી હાંકવી જોઇએ, એટલું દરેક ડ્રાઇવરે સમજવુંજ જોઇએ. કોઇ પણ વખત ખોટા ઉત્સાહમાં આવીને મન પરનો સંયમ ખોવાથીજ નિર્દોષ રાહદારીનો પ્રાણ જોખમાય છે.

જે અકસ્માતોમાં ડ્રાઇવર અથવા માલિકની બેદરકારી સાબિત થઈ હોય તેવા પ્રસંગોમાં તેમને ઘણીજ કડક શિક્ષા થવાની જરૂર છે. તેમજ તેમની બેદરકારીના ભોગ બનેલા રાહદારીના આર્થિક સંજોગો ધ્યાનમાં લઇ તેને યોગ્ય બદલો આપવોજ જોઇએ. જો આ બે સૂત્રો સખ્તાઇથી અમલમાં મૂકવામાં આવે, તો અકસ્માતોનું પ્રમાણ ઘણુંજ ઘટી જાય એમ મારું માનવું છે.

## રસ્તાઓ કોને માટે છે?

શહેરના રસ્તાઓ મોટરકારને હંકારી જવામાં સુગમ થઇ પડે એજ આશયથી બંધાય છે. કરોડો રૂપિયા તેમની સગવડને માટે આ પ્રમાણે ખરચવામાં આવે છે. એ દૃષ્ટિએ હાંકનારાઓ માને કે રસ્તાઓ અમારે માટે છે, તો તેમાં નવાઇ જેવું નથી.

પરંતુ રસ્તાનો ઉપયોગ કરનારમાં ઘણું મોટું પ્રમાણ રાહદારીઓનું હોવાથી આ રસ્તાઓ "અમારે માટે છે" એમ તેઓ માને તેમાં કાંઇ પણ અયોગ્ય નથી, છતાં પણ તેમના પોતાનાજ પ્રાણની રક્ષાને ખાતર તેઓ સંભાળપૂર્વક પગલાં ભરે એ એટલુંજ આવશ્યક છે. હાંકનારાઓ જો આટલી વાત સ્વીકારે કે રસ્તાઓ રાહદારીઓને માટે બંધાયા છે, તો તેમાં તેમને નુકસાન નથી. રાહદારીઓના હક સ્વીકારવામાં તેમની પોતાની સલામતીનો આધાર રહેલો છે. એકાદ રાહદારી બેદરકારી બતાવે તેથી હાંકનારે એમ ન સમજવું કે, તેના પોતાના શિરે અકસ્માતની જોખમદારી નથી.

"તારા કોઈ પણ પ્રકારના અગત્યના કામ કરતાં પણ એક

નિર્દોષ મનુષ્યનું જીવન લાખોગણું વધારે કીમતી છે." એ સૂત્ર દરેક માલિકે અને હાંકનારે ધર્મ તરીકે સ્વીકારવું જોઇએ.

## ઈંગ્લેંડમાં

અત્રેની પરિસ્થિતિ ઈંગ્લેંડ કરતાં ઘણીજ જુદી છે. ત્યાંની ઘણીક બાબતો અત્રે લાગુ પડી શકે નહિ, પરંતુ અકસ્માત નિવારણના પ્રશ્ન પર ચર્ચા કરતી વખતે ઉપયોગમાં આવે એ હેતુથી વાઇસ એડમિરલ ગૉર્ડનની કેટલીક સૂચનાઓ અત્રે આપવી ઠીક થઇ પડશે.

મોટરગાડીના વપરાશ માટે ઈંગ્લેંડમાં શ્રીમંત અને ગરીબના ભેદ પાડી શકાય તેમ નથી. દરેક વર્ગના માણસો આ સાધનનો લાભ લઈ શકે છે. મોટરકારનો વ્યવહાર રેલગાડીના જેટલોજ ભયંકર છે. એ વાત આપણે પ્રથમ સ્વીકારવી જોઇએ.

આગગાડીના માર્ગની બન્ને બાજુ મજબૂત વાડથી સુરક્ષિત રાખવામાં આવે છે. જાહેર જનતાને માટે લેવલક્રોસિંગ, પુલ કે જમીનની નીચે ખોદેલા માર્ગની સગવડ રાખવામાં આવે છે.

સ્ટેશનો ઉપર પણ તેજ પ્રમાણે અકસ્માત અટકાવવાના ચોક્કસ નિયમોનું પાલન કરવામાં આવે છે.

આ વ્યવસ્થા એટલી સર્વસામાન્ય થઇ પડી છે કે, આ બાબતમાં આપણને કોઇને કોઈ પણ શંકા થતીજ નથી. પરંતુ મોટરગાડીનો વ્યવહાર નિયમિત કરવાને માટે જો આપણે આવી સૂચનાઓ કરીએ તો સામાન્ય જનતાને આશ્ચર્ય થશે; પરંતુ મોટરકારથી થતા અકસ્માતો આપણે ખરેખર નાબૂદ કરવા હોય તો ઉપલી સૂચનાઓ સ્વીકારવીજ પડશે.

આ વ્યવસ્થામાં માત્ર એકજ અપવાદ હોઇ શકે. રેલગાડીઓ નાની ગલીઓમાં જતી નથી. પરંતુ મોટરગાડીઓ જાય છે. તેવા સંજોગોમાં આપણે હાંકનાર અને રાહદારીના ડહાપણ પરજ આ પ્રશ્નનો ઉકેલ રાખવો પડે.

સિત્તેર ટકા અકસ્માતો મોટા વિશાળ રાજમાર્ગો ઉપરજ થાય છે, કારણ કે આ રસ્તાઓ બન્ને બાજુથી તદ્દન ખુલ્લા હોય છે.

ખરું જોતાં આ માર્ગોને રેલના માર્ગની માફક બન્ને બાજુએ

મોટરો સામસામી આવજા કરી શકે એટલા વિસ્તારમાં કૃત્રિમ વાડથી બંધ કરવા જોઇએ. જેથી કોઇ પણ ઠેકાણે એકાદ રાહદારી ઓચિંતો આવીને મોટરગાડી સાથે અથડાઇ શકે નહિ. તેમજ માણસની નડતરનો ભય ન હોવાથી મોટર હાંકનારાઓ ફાવે તેટલી ખુશીથી પોતાની ગાડી હાંકી શકે. રસ્તો ઓળંગવાને માટે અમુક અમુક અંતરે પુલો અને લેવલ-ક્રોસિંગો રાખવાં જોઇએ. પુલો ઉપરથી માણસો ગમે ત્યારે આવજા કરી શકે; પરંતુ લેવલ-ક્રોસિંગો તો માણસો ઓળંગતા હોય તેટલો વખત મોટરકારના વ્યવહારને માટે બંધ રાખવાં જોઇએ. આ બાબતમાં હાંકનારાઓને ગાડી ધીમી પાડવા માટે થોડીક વહેલી ચેતવણી મળે એવો બંદોબસ્ત થવો જોઇએ.

રસ્તા નીચેનો માર્ગ કાઢવો તે વધારે ખર્ચાળ થઇ પડે. પણ કેટલેક ઠેકાણે તેવો માર્ગ પણ આપણે સ્વીકારવો જોઇએ. મનુષ્યની રક્ષા માટે ગમે તેટલો ખર્ચ કરવો પડે તે આવશ્યકજ ગણાય.

હવે પછી જેટલા રસ્તાઓ નવા બંધાય તે મોટરગાડીના વ્યવહાર માટે અનુકૂળ થઇ પડે તેટલા વિશાળ બંધાવા જોઇએ.

રસ્તાની દરેક બાજુએ એક એક ફૂટપાથ તેમજ ઘણા પહોળા રસ્તાઓમાં મોટરોની આવજા માટે બે વિભક્ત માર્ગ રાખવામાં આવ્યા હોય ત્યાં વચમાં પણ એક ફૂટપાથ રાખવો જોઈએ.

આ દરેક ફૂટપાથની કોર સાથે લોખંડના કઠેરા ઊભા કરી, બાળકો અંદરથી છટકી ન શકે એટલા માટે નીચેના ભાગમાં જાળીઓ નાખવી પડશે. જ્યાં જ્યાં પુલ અથવા ઓળંગવાનો માર્ગ આવે ત્યાં આ લોખંડી વાડમાં પણ જાહેરપ્રજાને જવાને માટે થોડો થોડો માર્ગ રાખવો પડશે.

આ સઘળી ચર્ચામાં માત્ર સાયકલિસ્ટોનો સવાલ બાકી રહી જાય છે, પરંતુ તેની સલામતીનો પ્રશ્ન વાપરનારની પોતાની બુદ્ધિ ઉપરજ છોડવો પડશે. અલબત્ત તેને રાહદારી તરીકે અથવા તો વાહન હાંકનાર તરીકે ગણવો એ બાબત ઘણો મતભેદ પડી જશે. છતાં પણ રાહદારીઓના ફૂટપાથ પાસે સાધારણ ગતિએ જો સાયકલિસ્ટો ચાલ્યા જાય, તો અકસ્માત થવાનો સંભવ ઓછો રહે છે. માત્ર

તેણે આગળ અને પાછળ ચેતવણીને પ્રકાશિત કરવા માટે નાના દીવાઓ રાખવા પડશે.

આ વિષયમાં આ ઉપરાંત અનેક સૂચનાઓ થઇ શકે; પરંતુ દરેક પ્રકારની ચર્ચા કર્યા પછી પણ અકસ્માતોથી બચવાનો તેમજ બચાવવાનો ઘણો મોટો આધાર હાંકનારાઓના માનસ ઉપર રહેલો છે.

આશા છે કે નજીકના ભવિષ્યમાં ઉપલી સૂચનાઓનો થોડા યા વત્તા પ્રમાણમાં અમલ થશે અને ભવિષ્યમાં આ લાખો હત્યાઓમાંથી અમુક પ્રમાણ ઘટવા પામશે.

( સાપ્તાહિક ' મુંબઈ સમાચાર 'ના એક અંકમાંથી )

## ૮૮–पारेवाडानो खेडूत

( લેખકઃ–શ્રી. નિરીક્ષક )

રાજકોટથી ચોટીલે જતાં કુવાડવાથી આશરે બે ગાઉ અને રાજકોટથી બરાબર સાત ગાઉ વળોટતાં જરા ખેંચાઇને નજર ફેંકીએ તો આસપાસનાં સર્વે ખેતરોથી રળિયામણો એક ભાગ તરી આવે છે. જે પારેવાડાના નામથી ઓળખાય છે–પ્રસિદ્ધ છે.

રાજકોટના સ્વ. લાખાજીરાજ ગાદીએ બેઠા તે પહેલાંનાં વર્ષોથી વર્ધમાન મોદી રાજકોટના જોરાવર મહાજનના સૌથી પહેલા અને અગ્રગણ્ય શેઠ હતા. તેમને તે નગરશેઠાઈ મળી ત્યારથી તે તેના છેલ્લા વિશ્વાસ સુધી એવી કુશળતાથી ટકાવી રાખેલી કે આજે પણ રાજકોટના નાના યા મોટા પ્રશ્નમાં વર્ધમાન શેઠને સર્વ પ્રજાજને સંભારવા પડે છે. પોતે જ્ઞાતિએ વાણિયા અને ધર્મે જૈન હતા. સ્થિતિ સારી હતી અને છોકરાઓ કમાઉ અને કુશળ હતા. રાજકોટ શહેરમાં પ્રસિદ્ધ વર્ધમાન મોદીનું ડહેલું તે નજીકના બીજા તેમની માલિકીનાં ડહેલાંઓ અને સદરનાં વિશાળ મકાનો તેમની જાહોજલાલી બતાવવા પૂરતાં છે.

આવા પાપભીરુ ધર્મ અને જ્ઞાતિમાં જન્મ હોવા છતાં તેમજ

તેમના પિતાની અતુલ સંપત્તિ હોવા છતાં તેમના એક પુત્ર રા. છગનલાલને કુદરતી રીતે મૂળથી ખેતી પરજ શોખ લાગેલો. યુવાનીમાં એકાદ બે વાડી રાખી તેને સુંદર બનાવવામાં રચ્યાપચ્યા રહેનાર રા. છગનભાઇને ધંધાની દૃષ્ટિએ ખેતીને કેળવવાના મનોરથ હતા. પોતે સેકંડ ક્લાસ મીકેનિકલ એન્જિનિયર પાસ થઇ ધંધે લાગવાના વિચાર પર આવ્યા, ત્યારે પ્રથમ સ્વાભાવિક રીતે રાજકોટ પર તેમની નજર ઠરી. તે વખતના રાજવી સ્વ. લાખાજીરાજ પાસે તેમણે એક સુંવાગ ગામડું ઇજારે આપવા માગણી કરી, પણ તે વખતે તંત્રવાહકોમાં કોમીભેદનું પ્રમાણુ હોવાથી રા. છગનભાઇને જોઇએ તે સગવડતા રાજ્ય આપી ન શક્યું અને તે રીતે રાજ્યે પોતાનામાંથી પોતાની સમૃદ્ધિ અને આબરૂ વધારનાર એક મહેનતુ પ્રતિષ્ઠિત માણસને ગુમાવ્યો.

સ્વ. જામ સાહેબ રણજિતસિંહજીને બીજા શોખની સાથે એક શોખ એ પણ હતો કે, ખેતીની ઉત્તમ પ્રકારે સુધારણા કરવી. તેમનામાં માણસ પારખવાની શક્તિ અગાધ હતી. રા. છગનલાલભાઈ તેમની પાસે ગયા. તેમને મળતાં સ્વ. જામ સાહેબે તેમની શક્તિનું માપ કાઢી લીધું અને પચાસ વર્ષને પટે રાજકોટ પાસે આવેલ જામનગરની સરહદ પરનું આ ગામડું પારેવાડા તેમને ઇજારે આપ્યું. બેટી નદી જેવી ધરખમ નદી ત્યાંથી વહેતી હતી. તેને રૂપિયા પાંસઠ હજાર ખર્ચી બંધ બંધાવી આપ્યો અને રેવન્યુ ચૂકતે હકે રા. છગનભાઇએ પારેવાડામાં ખેતીની શરૂઆત કરી.

વણિક અને જૈન અને તેમાં વળી નગરશેઠના દીકરા આવું કામ કરવા નીકળે, ત્યારે કેટલાએ વર્ગ તેની સામે ઘૃણાથી જુએ, ન છાજતી ટીકાઓ કરે. તેની કશી દરકાર કર્યા વગર રા. છગનભાઈએ પોતાનું કામ આગળ ધપાવવું શરૂ કર્યું.

પારેવાડાની આસપાસનો પ્રદેશ એવો વિચિત્ર છે કે, તેમને ઘણી મુશ્કેલીનો સામનો કરવો પડ્યો. આ બાજુ રાજકોટની હદનાં ગામડાંઓના ભરવાડો એવા વિચિત્ર અને રાક્ષસી કે છગનભાઇનાં ઊભાં ખેતરો કે જેની પાછળ તેમણે અથાગ શ્રમ લઈ સાયન્સની છેલ્લી

પદ્ધતિ પ્રમાણે તૈયાર કર્યાં હોય તે ઊભાં ને ઊભાં પોતાનાં ઢોરો પાસે ચરાવી લેતાં આ ભરવાડો અચકાતા ન હતા. એક તો કાઠિયાવાડ પ્રદેશ વિચિત્ર અને તેમાં હદ–હદના માણસોને કેટલીએ વખત એવી આંટીઘૂંટીમાંથી પસાર થવું પડ્યું હોય તેનેજ ખ્યાલ આવે કે એમાં કેટલી મુશ્કેલી છે. એક તો આ ભરવાડો રાજકોટ સ્ટેટની હદના અને તેમાં પોતે સ્ટેટની વસ્તી એટલે તેણે પ્રથમ તો રાજ્યના સત્તાવાળા મારફત આ સંબંધી પ્રયાસ કરવો શરૂ કર્યો. ગમે તે કારણસર ગામડાના રાજારૂપ વહીવટદારો, પસાયતાઓ કે તલાટીઓની આંટીઘૂંટીને પરિણામે ત્યાંથી તેમને ન્યાય ન મળ્યો. એટલે ભરવાડોનાં ઢોર ડબામાં પૂરી ભરવાડોની સામે તેઓની રીતે કામ લઈ બહુ જૂજ વખતમાં તેઓને સીધા દોર કરી નાખ્યા. આજે પારેવાડાની સીમ દેખાય ત્યાંથી પોતાનાં ઢોર છગનભાઈની સીમ તરફ ન વળી જાય તેની તેઓ ખૂબ સંભાળ રાખે છે.

બીજી આવીજ મુશ્કેલી કાગા નામનો ડુંગર તેની નજીક હોવાથી હિંસક પ્રાણીઓની હતી. અહિંસાના વાતાવરણમાં ઊછરેલ આ માનવીએ આ બધું સહન ન થતાં અને પોતાની મહામહેનત અફળ જતી જોતાં પોતાની વૃત્તિ બદલી. રાજા લોકો પોતાની બહાદુરી બતાવવા હિંસક પ્રાણીઓનો શિકાર કરે છે. તે ખાતર કાયદા–કાનૂન બનાવી પોતાને શિકારનો શોખ પૂરો પાડવા પ્રજાને અનેક રૂપે આ જાનવરો તરફથી થતી રંજાડ રોમન એમ્પાયરના 'નીરો'ની માફક હસ્તે હસ્તે તે નિહાળી રહે છે. તેવા શોખ ખાતર નહિ પણ અથાગ શ્રમ, પુષ્કળ દેખરેખ અને ખર્ચ કરી મહામહેનતે અનેક મુશ્કેલીનો સામનો કરી પોતે તૈયાર કરેલા મોલ હિંસક પ્રાણીઓ એક રાતમાં વેરાન કરી નાખે તે અટકાવવાં એ જૈન કહેવાતા વાણિયાની બંદૂક ખભેથી ઊપડતી અને પોતાની નિશાનશક્તિના આધારે તે હિંસક પ્રાણીને વીંધી નાખતાં જરા પણ કંપતી નહિ.

ત્રીજી મુશ્કેલી ખેડૂતની આળસુ પ્રકૃતિની હતી. આમની ખેતીમાં ઓછા છોડ છતાં પાક સારો અને વધારે ઉત્પન્ન થાય તે લાઇન પરની મહેનતને પહોંચી વળવામાં પણ ખેડૂતો આળસુપણું દેખાડતા.

દેશ પરદેશથી સારામાં સારાં બી મંગાવી તેને છેલ્લામાં છેલ્લી પદ્ધતિએ વાવી પોતાની રીતે ઉછેરવાની પ્રથા ખેડૂતોને મન કૌતુક સમાન લાગી. મારી જાણનો એક દાખલો આપું તો અસ્થાને નહિ ગણાય. શેરડીને માટે મોરેશિયસથી જુદી જુદી જાતનાં બી લાવી કાઠિયાવાડની જમીનને કઇ જાત માફક આવે તે તેમને નક્કી કરવું હતું. અનેક જાતનાં બી મંગાવી ક્યારામાં પડખોપડખ શેરડીની કાતરીઓ વાવવાને બદલે ઓરસચોરસ એક ફૂટ જમીન મૂકી દઇ તેઓ શેરડી વાવતા. પગથી તેને દબાવવાને બદલે એક ફૂટ ખાડો ખોદી તે ઊંડી નાખતા. ખેડૂતને મન આ રીત કૌતુક સમાન લાગતી અને તે રીતમાંથી શ્રદ્ધાને અભાવે તેઓ વધારે આળસુ થયા હતા. આ સમયે તેમણે દર વર્ષે ચાર યુવાનોને ખેતી શિખવાડવા અને પોતાના પદરથી તમામ ખર્ચ આપવા કાઠિયાવાડના જાણીતા સમાજસેવક શ્રીયુત નાનાલાલ દ. કવિ મારફત જાહેરપત્રોમાં જાહેર ખબર આપી માગણી કરેલી; પણ કાહિયાવાડના કમનસીબે તે વખતના યુવાનોમાં ખેતી તુચ્છ ગણાતી અને તે કારણસર કાહિયાવાડમાં અનેક યુવાનો ભૂખે મરવા છતાં રા. છગનભાઇની અતુલ વિદ્યાનો લાભ ઉઠાવી શક્યા નહિ. ખેડૂતોની સાથે આખરે તેઓને સમજાવી-ફોસલાવી કામ લેવું પડયું, જેમાં તેને ઘણી મુશ્કેલી નડેલી.

ખેતીનો મુખ્ય આધાર ખાતર પર રહે છે. પોતાનું ગામડું નાનકડું હોવાથી પૂરા પ્રમાણમાં ખાતર ન મળી શકે એટલે રાજકોટ પાંજરાપોળના કાર્યવાહકોની સહાયથી પાંજરાપોળની એક બ્રાંચ પારેવાડામાં નખાવી. આજે ત્યાં આશરે અઢીસો ઢોર રહે છે. રા. છગનભાઇની ઢોરઉછેરની બુદ્ધિના બદલામાં તેમને આ ઢોરનું ખાતર મળે છે. પણ તેમના મનોરથ તો ઘણા મહાન હતા એટલે પોતાને સુપરત થયેલ જમીનનો એક ઈંચ પણ ખેડાયા વગર ન રહે અને તેને પહોંચી વળવાનું મુશ્કેલ ન બને એટલે બીજી હિંમત કરી. લોકટીકાની દરકાર કર્યા વગર આસપાસ ચોફરતા ઢોરોનાં હાડકાંને ભેગાં કરાવી તેમાંથી સારામાં સારું ખાતર ઉત્પન્ન કરવા મંડ્યા. પારેવાડાની અંદરના ખરાબા જમીનમાં બીજી કશી વસ્તુ વાવી શકાય તેમ ન હોવાથી

લગભગ એક લાખ બાવળ વાવ્યા. આજે તે બાવળો મોટા થઈ રહ્યા છે અને ભવિષ્યમાં તે કપાવા શરૂ થશે કે જેને અંગે તેમને સારી પેદાશ મળશે.

પ્રથમ તો શેરડી પર તેમણે ખાસ ધ્યાન આપેલ ને શેરડીના વાવેતરને એટલે સુધી કેળવ્યું કે, તેમના વાડમાં પોણો પોણો મણ વજનનો એક સાંઠો થવા માંડ્યો. તેમાંથી ગોળ બનાવવાની કરકસર-વાળી રીત તેમણે શોધી કાઢી અને એક બળતણે ત્રણ ત્રણ કડાઇ-ઓ રસ પકાવી શકે તેવી ગોઠવણ કરી. કાઠિયાવાડનો ગોળ જે શ્યામ અને રતાશ રંગનો થતો તેને સુધારી પીળો સોના જેવો બનાવ્યો. તે રીતે તેમણે ગોળમાં એવી સુધારણા કરી કે, બજારમાં તેના ગામના ગોળના સહેજે ચાળીસથી પચાસ ટકા વધારે દામ આવવા લાગ્યા. સ્વ. ના. જામસાહેબને આ વાતની ખબર પડતાં જામનગરમાં ખેડૂતોનું ખાસ પ્રદર્શન ભરી રા. છગનભાઇ પાસે આને અંગેનો પ્રયોગ કરી બતાવ્યો. પરિણામે બીજેજ વર્ષે જામનગર પંથકનો ગોળ એમના જેવોજ તૈયાર થવો શરૂ થયો. પોતે સંકુચિત દૃષ્ટિના ન હોવાથી આ પ્રયોગ કોઈ પણ હદના ખેડૂતને શિખવાડી આપ્યો. આજે કાઠિયાવાડનો પંચોતેર ટકા ગોળ સારામાં સારો તૈયાર થઇ રહ્યો છે.

શેરડીનો પાક એકજ વખત લઇ શકાય અને ત્યાર પછીનાં બે વર્ષ તેમાં શેરડી વાવી ન શકાય તેવી માન્યતા દૂર કરી અને વર્ષમાં બે વખત પાક લઇ તેમણે તમામને વિચારમાં નાખી દીધા. આજે કાઠિયાવાડના ઘણા ખેડૂતો શેરડીનો વર્ષમાં બે વખત પાક લઇ રહ્યા છે.

બકાલાની કિંમત સારી ઊપજતી હોવાથી તેમણે હાલ મોલને બદલે બકાલું વાવવું શરુ કર્યું. તેમાં પણ પોતાની કળા પાથરી અને લોકોની કલ્પનામાં ન આવી શકે તેવી સુધારણાઓ કરી બતાવી. લીલાં મરચાં, રીંગણાં, બટેટા વગેરે સરસ રીતે તૈયાર કરવા માંડ્યાં. તેમના ખેતરમાં અનેક જાતનાં મરચાં થાય તે ઉપરાંત મોટામાં મોટાં મરચાં તેર રૂપિયાભાર વજનમાં થાય છે. ચટણી બનાવવાનાં મરચાં જુદાં, અથાણાં માટેનાં જુદાં, ખાવાનાં જુદાં, આમ અનેક

જાતનાં મરચાં તૈયાર થાય છે. રીંગણું મોટામાં મોટું ચાર રતલનું, સ્વાદમાં ઉત્તમ, બી સાધારણ; આ ઉપરાંત કોબીજ, ફ્લાવર વગેરે અનેક ચીજો એટલા મોટા પ્રમાણમાં થઇ રહી છે કે રાજકોટની પંચોતેર હજાર માણસની વસ્તીને જોઇતા શાકમાંથી અડધું શાક પારેવાડા પૂરું પાડે છે.

તેઓ સ્વભાવે અતિ પ્રેમાળ ખેડૂત જેવા છે. આંગણેથી તો શું પણ પોતાની સીમ વળોટીને પણ રોટલો ખાધા વગર કોઇ પસાર ન થઇ શકે તેવો તેમનો અતિથિધર્મ છે. રાજકોટના કેટલાએ સજ્જનો–સાહેબો શહેરી જીવનથી કંટાળી રા. છગનભાઇનું આતિથ્ય માણવા અવાર નવાર પારેવાડામાં જાય છે.

લુચ્ચા અને ડામીસ લોકોને સંતાવાનાં ત્યાં કેટલાંક સ્થાન છે. પણ આમણે પોતાની ધાક એટલે સુધી બેસાડી છે કે, આવા લોકો પણ તેમની હદમાંથી પસાર થતાં ડરે છે. એવા એક પ્રસંગે કહે છે કે, એક જાણીતા ડામીસને પોતાની હદમાં સ્થાન ન આપવાથી તેણે એ અપમાનનો બદલો લેવા એક સવારે છગનભાઈ સૂતા હતા ત્યારે બારીમાંથી ગોળી છોડી અને તે કાનની નજીક જરાક લાગી છટકી ગઈ. આજે તેમને કાને જે ધાક છે અને તેમનો પગ જે સહેજ ખોડંગાય છે તે તેનું પરિણામ છે.

તેમની દિનચર્યા ઘણી વિચિત્ર છે. નવ વાગે ઊઠે છે. નાસ્તો કરી સીમમાં કામ ઉપર જાય છે. બાર વાગ્યા પછી રોટલો ખાઇ પાછા સૂઈ જાય છે. ત્રણેક વાગ્યે પાછા સીમમાં જાય છે. સાંજના વાળુ કરી રાતના દસ વાગ્યા સુધી પોતાના ખેડૂતો અને માણસો સાથે આનંદ કરી ખભા પર બોજો મૂકી બંદૂક નાખી ખેતરમાં ફરવા ચાલ્યા જાય છે, તે રાત્રીના ઠેઠ પાંચ વાગ્યા સુધી ખેતરોમાં ઘૂમ્યા કરે છે. આખા દિવસમાં પંદરેક માઇલ ન ચાલે તો તેમને ચેન નથી પડતું. કોઇની શેહમાં દબાતા નથી. કોઇની ટીકાની પરવા કરતા નથી. એક નવું કામ કરવા ખેતીની પદ્ધતિ શરૂ કરવા પાછળ નફાતોટાનો હિસાબ ગણતા નથી. તે એકજ ખ્યાલ રાખે છે કે, તેમના પૈસા બગડવાથી પણ કાઠિયાવાડના ખેડૂતોને ફાયદો થતો હોય તો

તેમને મન હજારો રૂપિયા છે. રાજ્યની ચૂસણનીતિ અને અમલદારોની ભીંસોટી આજે ખેડૂતને એટલા હતાશ કરી રહી છે કે તે આ પ્રવાસ-નો લાભ ઉઠાવી શકતી નથી. આટલાં વર્ષે રા. છગનભાઈએ પૈસા પેદા કર્યા હોય કે ન કર્યા હોય; તોપણ મારી નમ્ર માન્યતા પ્રમાણે કાઠિયાવાડને આંગણે જેમ કૃષ્ણલાલ, ઇન્દ્રજિત, અમૃતલાલ પઢિયાર જેવાં નરરત્નો છૂંદાઈ ગયાં છે, તેમ ખેતી જેવા ઉત્તમ વિષયમાં આટલે દરજ્જે પારંગત થયેલ માણસ અત્યારની કાઠિયાવાડી રાજનીતિને અંગે છૂંદાઈ રહ્યા છે. કાઠિયાવાડને–કાઠિયાવાડના રાજવીઓને જે દિવસે સારાસારનો વિચાર કરવાની સોનેરી ઘડી આવશે, તે દિવસે છગનલાલોને ગોતતાં પણ નહિ મળે. આજે તેમની હયાતી દરમિયાન તો કાઠિયાવાડના રાજવીઓને આવો સુવિચાર આવવાનો સંભવ દેખાતો નથી. નહિતર ઘર આંગણેના અમૂલ્ય રત્નનો અનેક રીતે લાભ ઉઠાવી કાઠિયાવાડની ખેતી ઉત્તમ બનાવવી તેઓને માટે મુશ્કેલ નથી.

('જન્મભૂમિ' દીપોત્સવી અંકમાંથી)

---

## ૮૯–લક્ષ્મીના મધપૂડા

### કરોડોને લૂંટવાનાં યંત્રોને પરિણામે કંગાલિયત

ચોત્રીસ વર્ષ પહેલાં આપણે મિત્રો હતા. તે પછી તો ઘણું બની ગયું છે ને મને એક મિત્ર કહે છે કે, તું તો આજે કરોડપતિ બન્યો છે, વિરાટ મહાલયમાં રહે છે, નૌકા ધરાવે છે ને રેસકોર્સનો માલિક છે. તેં લાખ્ખો રૂપિયા ઊભા કર્યા છે. મેં લાખ્ખો શબ્દો લખ્યા છે. આ પત્ર લખવાનું પ્રયોજન એ છે કે, તને મારા મિત્રે મારું પુસ્તક આપ્યું, ત્યારે તેં તેનો ઈન્કાર કર્યો, તે એમ જણાવીને કે તેમાં દર્શાવેલા વિચારો વ્યવહારુ નથી.

પણ મને યાદ છે કે, ચોત્રીસ વર્ષ પહેલાં તારા વિચારો તેવા હતા નહિ. તે દિવસે શ્રમજીવીઓના ઓછા પગારો, લાંચ–રિશ્વત એ બધું દૂર કરવાના મારા વિચારોમાં તું સંમત હતો.

## એકવારનો કરોડપતિ

આજે તારી પાસે કરોડોની દોલત છે ને તેથી શ્રમજીવીઓની સ્થિતિમાં તને જે રસ હતો તે રહ્યો નથી. પણ તને હું પત્ર લખવા ઇચ્છું છું; કારણ કે મને કરોડપતિમાં રસ છે. જો કે દરેક પાસે કરોડો હોતા નથી છતાં દરેકને તેમાં રસ હોય છે. તને એક વાત કહું.

થોડા વખત પહેલાં એક માનવી હતો. તે તેના પ્રાંતનો સૌથી શ્રીમંત માનવી હતો. તેની પાસે રૂના જબ્બર ત્રણ બગીચા હતા, અનેક ઇમારતો હતી. બેંકોનો તે પ્રમુખ હતો. ૧૯૩૩ માં બારીકીની પળ આવી. બેંકો બંધ થઇ ને તે માનવી ખિસ્સામાં પાઇ વિના મૃત્યુ પામ્યો.

## એ ક્યાં સુધી ચાલી શકે?

આપણે ત્યાં આજે કરોડો બેકારો છે. લાખો જાહેરની દયા પર નભે છે. આ ક્યાં સુધી ચાલશે? દોરડાથી ખીણમાં લટકતા માનવી જેવી આપણી દશા છે. આપણા હાથમાં બળ રહે ત્યાંસુધી તો ઠીક છે, પરંતુ માણસ પોતાના હાથ પર ક્યાં સુધી લટકી શકે?

દોસ્ત! આપણે ખૂબ ગંભીર પરિસ્થિતિમાં છીએ ને જે ભય તોળાઇ રહ્યો છે તે લાખોપતિને તથા ભૂખે મરતાને બન્નેને સરખી રીતે લાગુ પડે છે.

જો દરેક પાસે કરોડ રૂપિયા હોત તો દરેક સુખી અને સંતોષી હોત એમ કહેવું બરોબર છે? તને તો સમજાઇ જશે કે દરેક જો કરોડપતિ હોત તો તારા કરોડોની કાંઇ કિંમત રહેત નહિ. તારા માટે કોઇ કામ કરત નહિ ને તું દુઃખી થઇ જાત.

## બત્રીસ વરસો પહેલાં

એ વાત તો સ્પષ્ટ છે કે, પૈસાની કિંમત બીજાની જરૂરિયાતો પર નભે છે. તારી પાસે પૈસા છે, બીજા પાસે નથી ને તેથી તું તેમની પાસે મજૂરી કરાવી શકે છે. આ તો સ્વતંત્ર દેશ છે એટલે તારા હુકમો તેમને કબૂલ ન હોય, તો તેઓ તારી નોકરી છોડી દે છે. પણ છતાં પેટ પૂરવા તેમને બીજાની નોકરી કરવી પડે છે. તું તેમની જગ્યાએ બીજાઓને રાખી શકે છે.

આજથી બત્રીસ વર્ષ પહેલાં મેં એક પુસ્તક લખ્યું હતું. તે પુસ્તકનું નામ હતું "ઔદ્યોગિક પ્રજાસત્તાક." તેમાં મેં લખ્યું હતું કેઃ–

"ઔદ્યોગિક મંદીની આગાહી કરવામાં જોખમ છે. આજે તો સમૃદ્ધિની ભરતી આવી છે. દેશના વેપારથી રેલવેઓ ભરચક બની છે. કોલસાની ખાણો કોલસો પૂરો પાડી શકતી નથી. દસ વર્ષોમાં હતો નહિ તેવો વ્યાજનો દર ભારે થયો છે, છતાં વાચકોને હું એવા સમયની કલ્પના કરવાનું કહું છું કે જ્યારે વ્યાજનો દર શૂન્ય બનશે.

## પ્રસરી રહેલો મહાભય

"છતાં ભય આવી રહ્યો છે, વીસ, ત્રીસ કે પચાસ લાખ માનવીઓ તે વખતે બેકાર બનશે. તેઓ બેત્રણ વર્ષ બેકારી ભોગવે તે કાળ દરમ્યાન ખૂબ ઉશ્કેરાટ ઊભો કરી શકશે. કદી દેખાઈ ન હોય તેવી હિંસાભરી હડતાળો પડાવશે. જે પરિસ્થિતિ ઊભી થશે તેથી તમે ગભરાઈ જશો, આંટ ઓછી થશે ને વેપાર છેલ્લા શ્વાસ લેવા લાગશે.

"આ પરિસ્થિતિ ઊભી થવા માટે ઘણા સંયોગોનો આધાર છે. તું જાણે છે કે, યુદ્ધ માલ માટેની ઝડપી માંગ ઊભી કરીને અણીના સમયને દૂર ઠેલે છે. ૧૯૦૩ માં એ સ્થિતિ ઊભી થતી રશિયા–જાપાનના યુદ્ધને કારણે અટકી ગઇ હતી. ૧૯૧૪ માં પણ તેમજ બન્યું હતું."

## આજનો અનોખો યુગ

તું મને પ્રશ્નો પૂછે છે. એક પ્રશ્ન તો એ કે આજના યુગને આજ પહેલાંના કોઇ પણ યુગ કરતાં હું અનોખો શા માટે ગણું છું, તેનું કારણ એ છે કે યંત્રોની શોધ તથા વૈજ્ઞાનિક પદ્ધતિએ દુનિયાનો ચહેરો બદલી નાખ્યો છે. આજે દોલત એટલી ઝડપથી ઉત્પન્ન થઈ શકે છે કે, આપણી મજૂરશક્તિનો ત્રીજો ભાગ બેકાર રહે છે, આપણાં યંત્રો અડધો સમય બંધ રહે છે.

યુદ્ધને અંતે સમૃદ્ધિ આવે છે એવા અમારા વિધાન વિષે શંકા ધરાવતો તારો બીજો પ્રશ્ન છે. આ તને વિચિત્ર વાત લાગે છે, પણ તે આજની પદ્ધતિનું સત્ય છે. યુદ્ધ માલ ને શ્રમજીવીઓનો નાશ

કરે છે, એટલે બાકીનાં શ્રમજીવીઓ યુદ્ધને કારણે થયેલી હાનિ દૂર કરવામાં સતત રોકાઇ રહે છે.

## મહાયુદ્ધ પછીનો દાયકો

ગત મહાયુદ્ધમા આપણે નાણાં આપ્યાં ને તે પછીનાં દશ વર્ષો સુધી આપણે અજબ સમૃદ્ધિ જોઇ, પરંતુ આપણો એ હર્ષ સુકાઇ ગયો, ત્યારે આપણને ભાન થયું કે આપણા દેણદાર દેશો આપણા અબજોના દેવાને આપી શકે તેમ નથી.

ને તેથી આપણે હવે કાયદો કર્યો કે જે દેશને આપણી પાસેથી માલ જોઇતો હોય તેણે રોકડેથી લેવો. એ મુજબ જાપાન પોતાના યુદ્ધ માટે તથા હિટલર ને મુસોલીની યુદ્ધની તૈયારી માટે આપણી પાસેથી કાચો માલ ખરીદે છે, એટલે કે તેમનું સોનું આપણે લઇએ છીએ. દુનિયાના સોનાના જથ્થાનો અડધો ભાગ તો આપણી પાસે છે ને હવે યુદ્ધ થશે તો બીજો અડધો ભાગ આપણને મળશે.

દુનિયામાં ભારે પરિવર્તન થઇ રહ્યું છે તે આપણે માની શકતા નથી, પરંતુ એ પરિવર્તન એવું ઝડપી છે કે, આજે એક વર્ષ એક સદીની બરાબર ગણાય છે.

## યંત્રનું અદ્દભુત સામર્થ્ય

એક સદી પહેલાં દશ હજાર માણસોમાં જેટલું સામર્થ્ય હતું તેટલું સામર્થ્ય આજે એક માનવી યંત્રદ્વારા ધરાવે છે.

યંત્રોને કારણે હજારો માણસો બેકાર બને છે. અસંતોષી બેકારો કાં તો ગુનેગાર બને છે, કાં તો રાજદ્રોહ આચરે છે. તેવીજ રીતે 'બેકાર' રાષ્ટ્રો જાહેર કર્યા વિનાનાં યુદ્ધો લડે છે અને હવામાંથી સ્ત્રીઓ તથા બાળકો પર બોંબ–વર્ષા કરે છે.

કહેવાતા લોકશાસનો બ્રિટન, ફ્રાન્સ તથા અમેરિકાના વિરાટ ઋણભારથી દબાયેલાં છે ને તે ઋણનાં વ્યાજ વગેરે પેટેજ ઉત્પાદનનો સર્વ નફો ખેંચાઇ જાય છે.

જર્મની તથા રશિયાએ તેના ઋણભારને નાબૂદ કર્યા ને એક સપાટે તેઓ પગભર થઇ ગયાં. ત્યાં આજે બેકારો છે નહિ.

## 'વ્યક્તિત્વવાદ' નું પરિણામ

ચિકાગોની ગોદી પર મજૂરી કરતો માનવી લાખો કમાય ને વૈભવી મહેલો ચણાવે તેને લોકો પ્રશંસાની નજરે જુએ છે. મને એમ લાગે છે કે તું પણ એમજ માનતો હોઇશ.

પણ આપણા દેશમાં આ "વ્યક્તિત્વવાદ"ને પરિણામે એમ બન્યું છે કે, મુઠ્ઠીભર માણસોના હાથમાં દેશની મૂડીનો મોટો ભાગ છે. મારી પાસેના આંકડા એમ કહે છે કે, આપણી પ્રજાના બે ટકા લોકો આપણા દેશની સાઠ ટકા મિલકતની માલિકી ધરાવે છે. પરંતુ આ આંકડા પણ ખરી સ્થિતિનો ખ્યાલ આપતા નથી; કારણ કે મુખ્ય વસ્તુ માલિકી નહિ પણ અંકુશ છે.

ત્રીસ વર્ષ પહેલા લીંકન સ્ટેફને મને કહ્યું હતું કે, "એક કરોડ ડોલરના માલિક બનવા કરતાં લાખો લોકોના અબજો ડોલરની થાપણ-શક્તિ પર અંકુશ રાખવાનું હું પસંદ કરીશ; કારણ કે તેમાંથી મને વધારે નફો મળશે."

## બેંકો ને વીમા કંપનીઓ

વૉલસ્ટ્રીટની બેંકો, વીમા કંપનીઓ, બીજી કંપનીઓ એ બધા મહાન મધપૂડા છે. તેમની પાસે કરોડોનાં નાણાં છે ને આ નાણાંનો ઉપયોગ બીજી કંપનીઓને તોડી પાડવામાં, બજારને રમાડવામાં થઇ શકે છે.

અમેરિકાનાં માત્ર વીસ માણસો આખા અમેરિકાના વેપાર–ઉદ્યોગ અને નાણાં પર કાબૂ ધરાવે છે. જો કે તે માણસોની અંગત માલિકીના શેરો તો માત્ર પાંચજ ટકા જેટલા હોય છે.

આ કાબૂને પરિણામે વધારાની મૂંડી એકજ સામાજિક વર્ગને મળે છે ને જનસમૂહની ખરીદશકિત ઘટતાં યંત્રોમાંથી ઉત્પન્ન થતો માલ તેઓ ખરીદી શકતાં નથી ને તેથી યંત્રોથી માલ વધુ બને છે, નફો ઘટે છે. ને 'મંદી' બેસે છે.

## માલના ભરાવા પાછળ

દેશની આવકનો ઘણો ભાગ એવા લોકો પાસે જમે થાય છે કે જેઓ તે ખર્ચી શકતા નથી. પરિણામે માલનો ભરાવો થાય છે.

બેકારી વધે છે ને એમ ક્રમ ચાલ્યો જાય છે.

૧૯૩૬ના આંકડા બતાવે છે કે ચાર ટકા કંપનીઓએ ચોરાશી ટકા નફો મેળવી લીધો હતો. એ રીતે નફો એકજ વર્ગમાં આવે છે.

છત્રીસ વર્ષ પહેલાં ચિકાગોની ગોદીમાં હું કામ કરતો, ત્યારે ગરીબોને મદદ કરવાનો મને વિચાર આવ્યો હતો.

ચોત્રીસ વર્ષ વીતી ગયાં છે અને હજુ પણ ગરીબાઇના મૂળમાં શું છે તે લોકોને સમજાવવા હું પ્રયત્ન કરી રહ્યો છું.

('જન્મભૂમિ'ના એક અંકમાંથી)

## ૯૦–"હું નાશ માગું છું"

(મૂળ લેખક:—શ્રી. રિચર્ડ વાગ્નર)

હું આજની આપણી એ સમાજ–રચનાનો નાશ માગું છું, કે જે સમાજ–રચના બાંધવતાને માટે સરજાયેલી માનવજાતની અંદર પરસ્પર વિરોધી વર્ગો ઊભા કરે છે; જે સબળ અને નિર્બળના વાડા પેદા કરે છે, શ્રીમંત અને મુફલીસના ભેદભાવોને જન્મ આપે છે, અને જે માનવીઓને વિશિષ્ટ અને અશિષ્ટ બનાવે છે. કેમકે આ જાતનાં વર્ગીકરણ આપણને સહુને સાથેસાથ અભાગી બનાવે છે.

આજના સમાજતંત્રમાં કરોડો માનવીઓ મુઠ્ઠીભર માનવીઓની ગુલામી બરદાસ કરે છે અને એ મુઠ્ઠીભર માનવીઓ પોતાની દોલતની ગુલામી ઉઠાવે છે. હું આજના આવા સમાજ–તંત્રનો નાશ માગું છું.

હું એ તંત્રનો નાશ માગું છું કે, જે તંત્ર મજૂરીમાંથી મોજ હરી લે છે, જે તંત્ર મજૂરીને ગુલામી સમી બનાવે છે અને મોજને દુર્ગુણ સમી બનાવે છે. આજના એ તંત્રનો નાશ માગું છું કે જે એક માનવીને જરૂરત કરતાં ખૂબ ઓછું આપીને કંગાલ રાખે છે અને બીજા માનવીને જરૂરત કરતાં ઘણું વધારે આપી ચિંતાતુર બનાવી દે છે.

હું આજના એ સમાજતંત્રની ઇમારતને જમીનદોસ્ત કરવા

માગું છું, કે જે તંત્ર અર્થહીન ચીજોની પાછળ, મરેલા માણસોની પૂજા પાછળ, માનવજાતની સર્વોત્તમ રચનાશક્તિ વેડફી નાખે છે.

જે તંત્ર માનવજાતના એક ભાગને અર્થહીન ધંધાઓમાં પરોવી રાખે છે; જે તંત્ર લશ્કરી, કારકુની, સટ્ટાખોરી, વ્યાજખોરી અને એવાં બીજાં અનેક સુસ્ત કામકાજોની પાછળ, હજારો માનવીઓ પાસે એમની જુવાનીના જોમનું બલિદાન અપાવે છે અને આ તિરસ્કાર યોગ્ય ધંધાઓમાં સામેલ નહિ એવી શેષ માનવજાત પાસે અસહ્ય મજૂરી કરાવી એમની જિંદગીનો તમામ રસ લૂંટી લે છે—હું એ તંત્રનો નાશ માગું છું.

બળાત્કાર, જૂઠાણું, આંસુ, ગમગીની, ત્રાસ, દુઃખ, કંગાલિયત, દગાખોરી અને ગુનેગારીની ઈંટોથી ચણાયેલી, સન્નિપાતના ઓથાર સમી આજના સમાજ–તંત્રની ઇમારતનું નામનિશાન રદ કરવાની મને તમન્ના છે. એ સમાજતંત્રની એકેએક યાદગીરીનો હું નાશ ચાહું છું.

('ફૂલછાબ'ના એક અંકમાંથી)

---

# १९–क्या योगी परोपकार नहीं करता ?

(લેખકઃ–પં. અભયદેવ શર્માજી)

દેવતાસ્વરૂપ ભાઈ પરમાનંદજી પૂરે જોશ કે સાથ તથા અપની સ્વાભાવિક સરલતા કે સાથ કંઇ વ્યાખ્યાનોં મેં કહા કરતે હૈં કિ "યોગિઓં સે હમેં ક્યા મતલબ, યોગી હમારે કિસ કામ કે. હિમાલય પર જૈસે ઔર બહુત સે દરખ્ત ખડે હૈં, હમારે લિયે યોગી ભી વૈસે હી હૈં." ઇસી પ્રકાર લેખક કો એકબાર મુલતાન આર્યસમાજ મેં એક માન્ય આર્યોપદેશક કા વ્યાખ્યાન સુનને કા સુયોગ હુવા થા જિસમેં ઉન્હોંને યહ આશય પ્રકટ કિયા થા કિ આજકલ જો કઈ લોગ આર્યસમાજ યા પ્રચાર કા કાર્ય છોડકર યોગ કરને બૈઠ જાતે હૈં, યહ વાસ્તવિક વૈદિક ધર્મ નહીં હૈ. સદા ઉદાહરણ મેં પાઠક

વહ બાત દેખ સકતે હૈં જો કિ આજકલકે હમ નૌજવાનોં કી યોગ-માર્ગ સે અરુચિ ( બલ્કિ ઘૃણા ) યા ભય કા પ્રથમ કારણ હૈ. સ્પષ્ટ શબ્દોં મેં કહેં તો આજકલ કે હમ નવ શિક્ષિત લોગોં કા યહ વિચાર હૈ–' પરોપકાર કરના મનુષ્ય કા કર્તવ્ય હૈ, સમાજ વ દેશ કી સેવા કે લિયે હમ સબ કો કર્મ કરને ચાહિયે. પર યોગાભ્યાસી લોગ સ્વાર્થ મેં રત હો અપની હી ઉન્નતિ કરને મેં લગ જાતે હૈં ઔર કર્મ છોડ બૈઠતે હૈં. ઉનકી ઇસ ઉપકાર કાર્ય સે ઉદાસીનતા કે કારણ દેશ કો લાભ નહીં હોતા, યહી નહીં કિન્તુ બડી હાનિ હોતી હૈ.' સારાંશ યહ કિ પરોપકાર ઔર કર્મણ્યતા જૈસે અત્યાવશ્યક ગુણોં સે મનુષ્ય યોગ માર્ગ મેં જાકર વંચિત હો જાતા હૈ. યહ દેખ-કર હમ લોગ કમ સે કમ ઐસે યોગ કો નાપસંદ કરને લગે હૈં.

ઇસ મેં બહુત કુછ સચાઈ હૈ. હમારે દેશ મેં ઇસ સમય ઉપ-યુંક્ત દોનોં ગુણોં કી સખ્ત આવશ્યક્તા હૈ. યહ સબ જાનતે હૈં કિ હમ મેં બાવન લાખ લોગ ' સાધુ ' હી બને ( જીન મેં સે શાયદ બહુત થોડે ઇસ પવિત્ર ઔર ઉચ્ચ નામ સે કહલાને યોગ્ય હૈં ) હુવે હૈં જો કિ ( કુછ સચ્ચે સાધુઓં કો છોડકર ) વાસ્તવ મેં સ્વા-ર્થમય ઔર અકર્મણ્ય જીવન હી બિતા રહે હૈં ઔર ઇસ તરહ અપને કો તથા ઔરોં કો હાનિ પહુંચા રહે હૈં. ઈશ્વર કરે કિ સચ્ચે સાધુઓં કા ધ્યાન ( અભી કુછ ખિંચા હૈ પર ઔર અધિક ) આક-ર્ષિત હો ઔર ઉનકે યત્ન સે ભારત મેં ફિર એક સચ્ચે સાધુઓં કા પ્રબલ શક્તિશાલી સાધુસંઘ સ્થાપિત હો જો કિ અસલ મેં સબ જગત કા ભલા કર સકે. યહ હોગા ધીરે ધીરે હી, પર યહાં ઇસ પ્રસંગ મેં શાયદ એક બાત કી તરફ ઉન મહાનુભાવોં કા ધ્યાન ખીંચના ઠીક હોગા. આજકલકે યે સાધુ લોગ ' રજોગુણ ' સે બહુત ડરતે હૈં. લેખક કો બહુત બાર એસે ' સાધુઓં ' સે (જો કિ વૈસે બડે સજ્જન થે ) મિલને કા અવસર મિલતા રહા હૈ જિન્હોંને કી દેશોન્નતિ તથા દેશભક્તોં કે કાર્યોં કી ચર્ચા છિડને પર બડી ગંભી-રતા ઔર સંતોષ કે સાથ કહા: " ગાંધીજી ( યા અન્ય દેશભક્ત ) મેં રજોગુણ પ્રવૃત્ત હો રહા હૈ. અતએવ વે યે સબ હલચલ કરતે ફિરતે

હૈં. રજોગુણ કી બીમારી હી લોગોં કો સતાતી હૈ ઇત્યાદિ." પહિલી હી બાર જબ લેખક ને ઐસી બાત સુની થી, તબ વહ ભી કુછ દેર કે લિયે પ્રભાવિત હુવા થા ઔર અન્તર્મુખ હો સોચને લગા થા. પર પીછે સે વહ સમઝ ગયા કિ ઇસમેં બહુત સા ભ્રમ હૈ. સચમુચ હમારે બહુત સે સાધુ ઇસ બડે ભારી ભ્રમ મેં હૈં કિ વે રજોગુણ સે ઉપર હોગયે હૈં, જબ કિ અસલમેં વે તમોગુણ (જો કિ રજોગુણ સે ભી હીન હૈ) કે વશીભૂત પડે હૈં. ઐસે સાધુ બહુત હી વિરલે હૈં જો કિ સત્વગુણ કે ઉત્કર્ષ કે કારણ અચંચલ યા શાન્ત હૈ. જો ઐસે હૈં ઉનકી તો ચરણરજ હમ સબકો મસ્તક પર લગાની ચાહિયે. નહીં તો, દુઃખ સે કહના પડતા હૈ, કિ અધિકતર 'સાધુ' તમોગુણ કી બીમારી મેં ગ્રસ્ત હૈં, જિસકા કિ કુછ જોરદાર ઇલાજ હોના ચાહિયે. સાધુજાગૃતિ કે લિયે યહ આવશ્યક હૈ.

પર શાયદ યોગસાધન સાધુઓં કા કાર્ય સમઝે જાને કારણ ઇસ 'અપરોપકારશીલતા' કા તથા 'અકર્મણ્યતા' કા ભી સંબન્ધ યોગમાર્ગ સે જુડ ગયા હૈ. ઔર ઇસલિયે બહુત સે આજકલ કે નવશિક્ષિત યુવક ભાઇ સચમુચ યોગ સે ડરતે હૈં. ઉતના હી ડરતે હૈં જિતના કિ સાધુ રજોગુણ સે ડરતે હૈં. યોગ કો અકર્મણ્યતા સે જોડને મેં બહુત સા ભાગ અભીતક સાધુઓં મેં બહુત પ્રચલિત યોગસંબન્ધી સાહિત્ય ને (જો કિ યોગ કે પુરાને મૂલ ગ્રંથોં કો કુછ અશુદ્ધ સમઝને તથા અધૂરે વેદાન્ત કે પ્રચાર સે બના હૈ) ભી કિયા હૈ. પર વાસ્તવ મેં યહ દાવે કે સાથ કહા જા સકતા હૈ કિ યોગી જિતના ભારી પરોપકાર તથા સચ્ચા કર્મ કર સકતા હૈ ઔર કરતા હૈ, ઉતના અયોગી કભી નહીં કર સકતા. આશા હૈ કિ યદિ પાઠક નિમ્નલિખિત કથન સે સહમત હો સકેંગે, તો વે ઇસ અનુચિત બડે ભય સે યુક્ત હો જાયેંગે.

સ્પષ્ટતા કે લિયે હમ 'પરોપકાર' ઔર 'કર્મણ્યતા' ઇન દોનોં પર પૃથક્ પૃથક્ વિચાર કરેંગે. પહિલે પરોપકાર કો લેતે હૈં.

વૈસે તો અપની ઉન્નતિ (સ્વોપકાર) ઔર પરોપકાર કા અર્થાત્ વ્યક્તિવાદ ઔર સમાજવાદ કા ઝગડા શુરૂસે—શાયદ અનાદિ કાલ સે

ચલા આતા હૈ. પર અન્તમેં સભી જ્ઞાની લોગોં કા યહી મત હૈ કિ ઇન દોનોં કી સમતા મેં હી સત્ય હૈ. અર્થાત્ યદિ હમ ઠીક માર્ગ સે ચલેં તો આત્મોપકાર ઔર પરોપકાર મેં વિરોધ, ભેદ નહીં રહતા, આત્મોપકાર ભી પરોપકાર હો જાતા હૈ, યા પરોપકાર ભી આત્મોપકાર હો જાતા હૈ. પર વહ ઠીક માર્ગ કૌનસા હૈ ? યહ યોગમાર્ગ હૈ, અપની શક્તિઓં કો સ્વાભાવિકતયા વિકાસ કરને કા માર્ગ હૈ.

પહિલે આત્મોપકાર કી દૃષ્ટિ સે દેખેં તો હમેં પતા લગેગા કિ જિસને અપની ઉન્નતિ નહીં કી વહ પરોપકાર ક્યા કરેગા. જિસને યોગ દ્વારા અપને કો સમર્થ બનાયા હૈ, કુછ પ્રાપ્ત કિયા હૈ વહી દૂસરોં કો કુછ દે સકતા હૈ. ક્યા યહ સચ નહીં હૈ કિ આજકલ 'પરોપકાર' કી હવા ચલી હૈ અતઃ સબ લોગ પરોપકાર કરને નિકલ પડે હૈં, જબ કિ અસલમેં 'પરોપકાર' નામક ક્રિયા દ્વારા વે અપના હી કુછ સ્વાર્થ સાધ રહે હૈં. હમારી ઇન ક્રિયાઓં કા પ્રેરક કારણ ક્યા હોતા હૈ, યદિ યહ હમ અપને અન્દર ઘુસ કર દેખેં તો શાયદ હમારી આંખેં ખુલ જાય. હમ પરોપકાર કરતે હૈં યહ ભ્રમ હટ જાય, તબ શાયદ હમેં દીખે કિ યહ પ્રેરક કારણ યદિ પૈસા કમાને કી ઇચ્છા યા ઇન્દ્રિયોં કી પ્યાસ બુઝાને કે અવસર પાનેકી ઇચ્છા આદિ હીન કારણ નહીં હૈં તો અધિકસે અધિક 'યશ કી ઇચ્છા' 'લોકૈષણા' યા કેવલ 'રજોગુણ સે પીડિત હોના' ઇન કે મૂલ હૈ. તો ક્યા યે કાર્ય પરોપકાર શબ્દસે કહલાને યોગ્ય હૈં ? અતઃ પરોપકાર કરનેકે લિયે પહિલે આ આત્મોન્નતિ કરની ચાહિયે, યોગસાધન દ્વારા આત્મવિકાસ કરના ચાહિયે. જબ મનુષ્ય સ્વયં તૃપ્ત હો જાતા હૈ, સ્વયં ઇતના ઉન્નત હો જાતા હૈ કિ અપની કુછ ઇચ્છા, તૃષ્ણા નહીં રહતી તભી વહ સચ્ચા પરોપકાર કર સકતા હૈ.

ફિર પરોપકારકી દૃષ્ટિસે દેખેં તો ભી પતા લગેગા કિ યોગસાધન (સબ વૈયક્તિક વિકાસ) અસલ મેં પરોપકાર કે લિયે હી હૈ. પાતંજલ યોગદર્શન મેં સ્પષ્ટતયા પરોપકાર કા નામ ન આને સે હમેં ભ્રમ મેં નહીં પડના ચાહિયે. ગ્રંથ જિસ સમય જિન પરિસ્થિતિઓં મેં લિખે જાતે હૈં, ઉન્હીં કે અનુસાર ઉનમેં શબ્દ પ્રયુક્ત

હોતે હૈં. અતઃ યોગદર્શન કે કઇ સ્થલોં કો જબ હમ આજકલ કી ભાષા મેં પઢેંગે, તો હમેં વહાં પરોપકાર લિખા દીખેગા. ઈન સ્થલોં કે એક દો ઉદાહરણ તો પાઠક અભી ઈસ લેખ મેં દેખ સકેંગે જહાં કિ કરુણા ભાવના કા ઉલ્લેખ એવં યોગશાસ્ત્ર કે 'ઈશ્વર' કે કાર્ય તથા સિદ્ધોં કે કાર્ય કા ઉલ્લેખ આવેગા. પરન્તુ અસલ મેં યોગ કી નીંવ મેં હી જો પાંચ યમ હૈં, વે સબ (આધુનિક ભાષા મેં કહેં તો) પરોપકાર પર હી આશ્રિત હૈં ઔર ઉનમેં પહિલા યમ અર્થાત્ અહિંસા (જિસે કિ વ્યાસજી ને ભાષ્ય મેં સબ યમોં કા એક યમ કહા હૈ) કો યદિ હમ વિધેયાત્મક રૂપ મેં લાકર દેખેં તો યહ પરોપકાર હી હૈ. એવં યોગ કા આધાર હી પરોપકાર પર હૈ ઈસી લિયે આજકલ જો લોગ સ્વાનુભવસે યોગ પર લિખેંગે વે ઇસકા સ્પષ્ટ ઉલ્લેખ કરેંગે. ઉદાહરણ કે લિયે આધુનિક પ્રસિદ્ધ યોગી શ્રી અરવિન્દ કો પેશ કિયા જા સકતા હૈ. ઉન્હોંને અપની 'યોગ ઉદ્દેશ્ય' નામક પુસ્તિકામેં પહિલા હી વાકય યહ લિખા હૈ કિ યોગ અપને લીયે નહીં હૈ, યોગ સબ સંસાર કે લિયે હોતા હૈ. સચ્ચે યોગિઓં કે જીવન ભી (યદિ હમ ઉન્હેં ધ્યાન સે દેખેં) હમેં યહી બતાતે હૈં. યદ્યપિ આપકો આજકલ કઈ સચ્ચે યોગાભ્યાસી મહાત્મા ઐસે મિલેંગે જો કિ સિદ્ધાન્તતઃ યહ નહીં માનતે દીખતે કિ યોગી કો પરોપકાર કરના ચાહિયે, પરન્તુ યદિ ઉનકા જીવન દેખેંગે તો પતા લગેગા કિ વે કરુણા સે ભરે હુવે હૈં ઔર વે સદા દૂસરોં કે કલ્યાણ મેં હી રત હૈં. હાં, વે બેશક વ્યાખ્યાન નહીં દેતે યા લેખ નહીં લિખતે. પર જબ હમ અપને અન્તઃસ્થ કરુણાસાગર મેં કુછ ગહરે પ્રવિષ્ટ હો જાયેંગે તો શાયદ હમેં પતા લગેગા કિ પરોપકાર કે સાધન સૈંકડોં હૈં, જો કિ એક સે એક મહાન હૈં ઔર જિનમેંસે યે દો સાધન વ્યાખ્યાન ઔર લેખ અતિસાધારણ બલ્કિ તુચ્છ હૈ. હમારે કઇ જોષીલે રાજનૈતિક ભાઇ કહા કરતે હૈં કિ શ્રી અરવિંદ જો કિ બડા દેશકા કામ કર સકતે થે ભલા પાંડચેરી મેં બૈઠે ક્યા ઉપકાર કર રહે હૈં. પર લેખક કી નમ્ર સમ્મતિ મેં વે એક મહાન્ યોગી કી તરહ જો સંસાર કા અદૃશ્ય કિન્તુ બડા ઉપકાર અભી કર રહે હૈં તથા ભવિ-

ષ્ય મેં જો ઉનદ્વારા ઇસસે ભી બહુત બડે કલ્યાણ હોને કી સંભાવના હૈ (જિનકા કુછ નિર્દેશ આગે આવેગા) ઉસે છોડ ભી દેં તો ભી ઉન્હોંને અભી તક થોડીસી સાહિત્ય સેવા કી હૈ–'આર્ય' પત્રિકા-મેં લિખે ઉનકે લેખ તથા અન્ય અમૂલ્ય પુસ્તકેં વહી પર્યાપ્ત બડા ઉપકાર હૈ, જિસકા કિ હમ અભી પૂરી તરહ અંદાજા નહીં લગા સકતે અસ્તુ. શ્રી અરવિન્દ તો યોગ કો સંસાર કે લિયે માનતે હી, પર જો યોગી ઐસા નહીં માનતે દીખતે ઉનકે જીવન મેં ભી પરોપકાર કા સ્વયં આના ઇસ બાત કા ચિહ્ન હૈ કિ યોગમાર્ગમેં પરોપકાર સ્વાભાવિક ઔર અવશ્યંભાવી હૈ. યોગશાસ્ત્ર કે સિદ્ધાન્તોં સે ભી યહ સિદ્ધ હૈ. ક્યોં કિ યોગસાધન કરને સે અહંકાર યા અપનાપન નષ્ટ હોને લગતા હૈ, યોગ કી પરિભાષા મેં કહેં તો ઉસકા 'અસ્મિતા' નામક ક્લેશ કા તનુકરણ હોને લગતા હૈ (યદિ કિસી અભ્યાસી કા સ્વાર્થ યા અપનાપન કમ નહીં હોતા દીખતા તો ઉસે સમઝના ચાહિયે વહ યોગમાર્ગ પર ઠીક નહીં ચલ રહા) જિતના જિતના ઉસ કા યહ 'અપનાપન' નષ્ટ હોતા જાતા હૈ, ઉતના ઉતના ઉસકે લિયે યહ અસંભવ હોતા જાના હૈ કિ વહ અપને લિયે કુછ કરે, તબ વહ જો કુછ કરતા હૈ વહ પરોપકાર હી કરતા હૈ એવં અભ્યાસી મેં ચિત્તપ્રસાદન કે સાથ કરુણાભાવ કા બઢના ભી આવશ્યક હૈ. (દેખો યોગસૂત્ર ૧–૩૩) યહ કરુણાભાવ ભી અન્તતઃ પરોપકાર મેં હી ચરિતાર્થ હોતા હૈ. અતએવ યહ દેખા જાતા હૈ કિ સચ્ચે યોગાભ્યાસી કારુણિક ઔર પરોપકારી હોતે હૈં. પર યદિ હમ ઇન યોગશાસ્ત્ર કી બાતોં તથા યોગિઓં કે જીવનોં કો ભી જાને દેં ઔર કેવલ થોડાસા અપની બુદ્ધિ સે વિચાર કર કે હી દેખેં તો ભી હમ ઇસી પરિણામ પર પહુંચેગે. યદિ હમ યહ કલ્પના કર સકેં કિ જિસને અપની સબ ઉન્નતિ કર લી હૈ, પ્રાપ્તવ્ય પા લિયા હૈ, જો આપ્તકામ હૈ અતએવ જિસે અપની કુછ ઇચ્છા નહીં રહી હૈ (યદ્યપિ યહ બડી ઊંચી અવસ્થા હૈ, જિસકી કિ અસલ મેં હમ પૂરી તરહ કલ્પના ભી નહીં કર સકતે હૈં, તો ભી ઇતના સમઝ સકતે હૈં કિ) વહ ઉસ સમય સિવાય પરોપકાર કે–સિવાય ખાલિસ પરોપકાર કે ઔર

કર્યા કરેગા; ઔર યોગ દ્વારા વિકસિત અપની ઇન શારીરિક, પ્રાણિક, માનસિક, બૌદ્ધિક તથા ઇક્ષણ શક્તિસે (જો કિ વિકસિત હો જાને પર એક સે એક બઢ કર આશ્ચર્યકારી શક્તિયાં હૈં) વહ જો કાર્ય કરેગા વહ કિતના વિસ્તૃત ઔર કિતના પ્રભાવશાલી હોગા. હમેં યહ ભી પતા હોના ચાહિયે કિ ઉસ સ્થાન પર પહુંચા યોગી ઇતના પરોપકારમય હો જાતા હૈ કિ વહ અપને વૈયક્તિક મોક્ષ કી ઇચ્છા ભી છોડ દેતા હૈ. (યહ પાઠકોં કો ઉલટા સા માલૂમ હોગા પર યહ સત્ય હૈ કિ અપની મોક્ષપ્રાપ્તિયોગ્ય ઉન્નતિ કર લેને પર આગે જબ તક યોગી કો મોક્ષ કી ઇચ્છા રહતી હૈ તબ તક ઉસે મોક્ષ નહીં પ્રાપ્ત હોતા. મોક્ષ તો તબ મિલતા હૈ, જબ કિ અન્ય સબ ઇચ્છાઓંકી તરહ મોક્ષ કી ઇચ્છા ભી છૂટ જાતી હૈ.) તબ ઉસ કે લિયે '**त्रिषु लोकेषु किंचन, नानवाप्तमवाप्तव्यं**' હોતા હૈ. વહાં પહુંચે હુવે ઉસ પર પરોપકારી કે પરોપકાર કી કલ્પના કરની ચાહિયે. ઐસે થે મહા યોગી શ્રીકૃષ્ણજી. અતઃ યહ કેવલ કલ્પના નહીં હૈ, ઐસે ઔર ભી બહુતસે પુરાને ઇતિહાસોં મેં સુને જાતે હૈં. (ઓર શાયદ અબ ભી કહીં ઐસે સિદ્ધ હૈં ઔર શાયદ સદા રહતે હૈં.) ઇન્હીં સિદ્ધોં કા ઉદાહરણ દેકર યોગદર્શન વ્યાસજી ને લિખા હૈ "જીન્હેં અપના કુછ ભી નહીં સિદ્ધ કરના હૈ, જો કિ મુક્ત હૈં વે ભી કારુણિક હોકર કેવલ પરોપકાર કે લિયે હી—સંસાર કે લિયે હી—દેહ ધરતે હૈં." ઐસા દેખા જાતા હૈ, જૈસે કિ આદિવિદ્વાન કપિલ સિદ્ધ મુનિને 'નિર્માણ કાય' લેકર (અર્થાત્ આત્મશક્તિ સે અપના શરીર બનાકર) આસુરિ કો (અદ્દ્ભુત સાંખ્ય) તંત્ર કા ઉપદેશ દિયા, જો કિ તંત્ર ફિર સાઠ બડે બડે તંત્ર (શાસ્ત્ર) હોકર સબ સંસાર મેં ફૈલા. અસ્તુ, તાત્પર્ય યહ હૈ કિ સબ તરહ સે હમેં યહી અંગીકાર કરના હોગા કિ યોગ કા અન્તિમ ફલ પરોપકાર—શુદ્ધ ઔર શક્તિશાલી પરોપકાર હી હૈ.

યહ સચ હૈ કિ યોગ કા અભ્યાસી (સાધક) અપના સબ યત્ન, અપની સબ શક્તિ અપને પર હી સંયોજિત કરતા હૈ તથા અપના સબ ધ્યાન અપને વિકાસ મેં હી ખર્ચ કરતા હૈ. પર અસલ

મેં વહ યહ સબ અપને કો કેવલ કેન્દ્ર બનાકર સબ સંસાર કે લિયે કરતા હૈ. પરમાત્માને મનુષ્ય કા વ્યક્તિત્વ ( અહંકાર તત્ત્વ ) ઇસી લિયે દિયા હૈ કિ વહ અપને કો કેન્દ્ર બનાકર સહજતા સે કામ કર સકે. જો પુરુષ સ્વયં જુદા હૈ અર્થાત્ જિસને સબ સંસાર સે તથા સંસાર કી પરમ આત્મા સે અપના સંબંધ જુડા નહીં દેખા ઉસકે લિયે યોગમાર્ગ નહીં હૈ. યોગ કી પ્રારંભિક સીઢિયાં (યમ ઔર નિયમ) હી અભ્યાસી કો સંસાર કે સબ મનુષ્યોં સે તથા પરમાત્મા સે ઠીક સંબંધ મેં જોડ દેતે હૈં. આગે વહ યોગ કે અગ્રિમ અંગોં મેં જ્યોં જ્યોં બઢતા હૈ ત્યોં ત્યોં ઉસકા યહ સંબંધ દૃઢ હોતા જાતા હૈ ઔર અન્ત મેં જબ વહ સિદ્ધ યોગી હોને લગતા હૈ, તબ વહ સચમુચ અપને આપ કો સબ સંસાર મેં ફૈલી હુઇ યા સબ સંસાર સે જુડી હુઇ એક શક્તિ અનુભવ કરતા હૈ જિસકા કિ કેન્દ્ર વહ અપને વ્યક્તિત્વ મેં દેખતા હૈ. વહાં ઉસે 'સબ ભૂત આત્મા મેં તથા સબ ભૂતોં મેં આત્મા' દીખતી હૈ. પર ઇસ સબ જગત સે સંબદ્ધ અપની અવસ્થા કો પાને કે લિયે વિકાસ ઇસી કેન્દ્ર કા, ઇસી વ્યક્તિત્વ કા કરના હોતા હૈ. યહી કારણ હૈ કિ યોગ-શાસ્ત્ર કા સબ જોર આત્મોન્નતિ પર હી હૈ. ઇસી લિયે યોગશાસ્ત્ર મેં 'સ્વાર્થ' કી ગન્ધ આતી હૈ. ઔર યોગ મેં અહિંસા યમકો જો વિધેયાત્મક રૂપમેં નહીં લિખા હૈ, નિષેધાત્મક રૂપ મેં લિખા હૈ ઇસકા ભી એક કારણ શાયદ યહી હૈ. પર યહ અનિવાર્ય હૈ, ક્યોં કિ હમ અપને કો હી ધીરે ધીરે વિકસિત કરકે સબ સંસારકે બન સકતે હૈં, યહી એક ઉપાય હૈ. એવં હમને દેખા હોગા કિ કિસ તરહ યોગ માર્ગમેં આત્મોપકાર ઔર પરોપકાર સમ હો જાતે હૈં, એક હો જાતે હૈં. (ક્યોંકિ 'અહિંસા'કી જગહ 'પરોપકાર' કહને મેં આત્મોન્નતિકા ભાવ છિપ જાતા હૈ.)

યોગ કા સાધક અપની તરફ સે બેશક અપની હી ઉન્નતિ મેં લગતા હૈ, પર ઉસ દ્વારા પરોપકાર ભી ઉસી સમય સાથ હી શુરૂ હો જાતા હૈ, ક્યોંકિ ઉસકા યહ પ્રારંભિક સાધન ભી જગત કે લિયે હૈ તથા ઉસ સાધન કા ચારોં તરફ કે જગત પર પ્રભાવ પડે

વિના નહીં રહ સકતા. ક્યોંકિ ઉસકે વિના ચાહે, વિના યત્ન કિયે ઉસકે માનસિક વિકાસ કી સુગન્ધિ ચારોં તરફ ફૈલતી હૈ જો કિ લોગોં કો લાભ પહુંચાતી હૈ. વૈસે તો પ્રત્યેક મનુષ્ય હી અપને મન કી વિચાર લહરોં સે ચારોં તરફ કે મનોમય આકાશ કો પ્રભાવિત કિયા કરતા હૈ, પરંતુ જહાં અયોગી અપને અસંયત, રાગદ્વેષ સે પૂર્ણ કલુષિત મન દ્વારા વિના જાને અપને સાથ અન્ય લોગોં કો ભી હાનિ પહુંચાતા હૈ વહાં એક યોગાભ્યાસી જો કિ ચિત્તવૃત્તિઓં કો નાનાતરહ સંયત ઔર નિરુદ્ધ કરને દ્વારા અપને મન કો પ્રસન્ન, સ્વચ્છ, પુણ્યમય બના રહા હૈ, અપને ઇસ વિકસિત હોતે મન દ્વારા ચારોં તરફ કે જગત કા બડા અદૃશ્ય ઉપકાર કરતા હૈ ( ઠીક ઉસી તરહ જૈસે કિ એક વિકસિત પુષ્પદ્વારા ચારોં તરફ કા વાયુમણ્ડલ અપને આપ સુગન્ધિ સે ભર જાયા કરતા હૈ ) ઔર જ્યોં જ્યોં યોગી કા આત્મવિકાસ બઢતા હૈ, ત્યોં ત્યોં ઇસ સુગંધ કા વિસ્તાર ઔર બલ ભી બઢતા જાતા હૈ. ઇસલિયે યહ સત્ય હૈ કિ બડે બડે સિદ્ધ યોગિઓં કા સંસાર મેં રહના ( વિના ઉનકે કુછ અન્ય કાર્ય કિયે ) હી બડા ભારી ઉપકાર હૈ.

પર યહ બાત નહીં કિ યોગી યહ અદૃશ્ય ઉપકાર હી કરતા હૈ, અપિ તુ કુછ આગે ચલ કર જ્યોં જ્યોં અભ્યાસી મેં અન્દર સે શક્તિ નિકલતી હૈ, ત્યોં ત્યોં વહ ઉસ નવપ્રાપ્ત શક્તિ સે દૃશ્ય ઉપકાર ભી પરિમાણ કે સાથ કરને લગતા હૈ (જૈસા કિ ઉપર કહા હૈ કિ યોગાભ્યાસી પરોપકાર રત દેખે જાતે હૈં.) પર વહ ઉપકાર મેં ઉતના હી પડતા હૈ જિતને સે કિ ઉસકે અસલી કાર્ય ( અર્થાત્ આત્મવિકાસ કી સાધના ) કો ક્ષતિ ન પહુંચે યા ( દૂસરે શબ્દોં મેં ) જિતને કે લિયે ઉસકે પાસ વાસ્તવિક શક્તિ વિદ્યમાન હોતી હૈ યા (અન્ય શબ્દોંમેં ) જિતના પરોપકાર કરના ઉસકે આત્મવિકાસ મેં સહાયક હોતા હૈ. અતએવ યહ સ્વાભાવિક હૈ કિ પ્રારંભ પ્રારંભ મેં વહ ઐસા દૃશ્ય ઉપકાર સર્વથા નહીં કરતા, તબ તક સબ સમય સીધા અપને વિકાસ કે લિયે હી દેતા હૈ. ઇસીલિયે હમારી પ્રાચીન આશ્રમવ્યવસ્થા મેં પહિલે પચીસ વર્ષ મુખ્યતયા કેવલ આત્મવિકાસ

( આજકલ ભી વિદ્યાર્થી કો સાર્વજનિક આન્દોલનોં મેં ક્રિયાત્મક ભાગ લેનેસે રોકા જાતા હૈ ) કે લિયે હોતે થે ઔર ઉસ આશ્રમમેં ઉસકે લિયે 'યોગાભ્યાસ' નિત્યકર્મ હોતા થા. ઉસી સમય 'યોગ-માર્ગ મેં દીક્ષિત હો જાને પર આગે જબ વહ સ્નાતક હોતા થા ઔર તબ ઉપકાર કાર્ય ભી કરતા થા તો વહ ઉપકાર કાર્ય ભી ઉસકે યોગસાધન કાહી અંગ હોતા થા. યહ 'કર્મયોગ' નામક યોગ કી એક અવસ્થા હોતી થી. પર અભ્યાસી કો ઉસ સમય ભી ઉતના હી યહ ઉપકારકાર્ય કરના ચાહિયે જિતને કે લિયે કિ ઉસકે પાસ ર-ક્ષિત શક્તિ વિદ્યમાન હૈ અર્થાત્ જિતના ઉસકે આત્મવિકાસ કે લિયે આવશ્યક હૈ. યહ સત્ય હૈ કિ ઐસા કર્મયોગ અભ્યાસી કી ઉન્નતિ કે લિયે હોતા હૈ. યદિ વહ ઉસ સમય કર્મયોગ ન કરે તો ઉસકે આત્મિક વિકાસ મેં ન્યૂનતા પડેગી, ઉસે ક્ષતિ પહુંચેગી. ગીતા મેં સત્ય લિખા હૈ કિ આત્મવિશુદ્ધિ કે લિયે નિષ્કામ કર્મ કરને ચાહિયે. જબ અભ્યાસી પ્રથમ વાર સ્વયં સ્વાભાવિકતયા કુછ ઐસા દૃશ્ય ઉપકાર કરતા હૈ, તો ઉસસે ઉસકો અગલે આત્મવિકાસ મેં સહા-યતા મિલતી હૈ ઔર ફિર ઉસ નયી વિકસિત શક્તિ સે વહ ઉસી કે અનુસાર ઔર કુછ અધિક ઉપકાર કરને કે યોગ્ય હો જાતા હૈ. ઇસી તરહ (બહુત સે જન્મોં ચલતા હુવા ) જ્યોં જ્યોં વહ આગે આગે બઢતા હૈ, ત્યોં ત્યોં ઉસકી આત્મોન્નતિ કી આવશ્યકતા ઘટતી જાતી હૈ ઔર પરોપકાર કી શક્તિ તથા ક્ષેત્ર બઢતા જાતા હૈ જિ-સસે કિ અન્ત મેં સિદ્ધયોગી હોકર ઉસકા પરોપકાર ઐસા પૂરા જગત્વ્યાપક હો જાતા હૈ વહ અબ કેવલ ઉપકાર હી કરતા હૈ—સ્વોપકાર કે લિયે કુછ ભી કર્તવ્ય નહીં રહતા ( ઠીક ઇસી તરહ જૈસે કે પ્રારંભ પ્રારંભ મેં વહ કેવલ સ્વોપકાર ( આત્મવિકાસ ) મેં હી લગા થા ઔર દૃશ્ય પરોપકાર કુછ ભી ન કરતા થા. )

એકવાર યહ લેખક કુછ દિનોં કે લિયે એક જંગલ કે બંગલે મેં રહતા થા, જહાં કભી દૂસરે ચૌથે દિન કિસી મનુષ્ય પ્રાણી કી મૂર્તિ દિખાયી દેતી થી. વહાં એક દિન જંગલ કે એક 'રેન્જર' મહાશય આયે ઔર બાત કરતે હુવે કહને લગે "આપ યહાં વ્યર્થ

જંગલ મેં ક્યોં પડે હૈં, આપ પઢે લિખે હૈં, કુછ કાર્ય કરના ચાહિયે" ઇત્યાદિ. વૈસે તો લેખક કો યહ બાત સુનકર પ્રસન્નતા હુઇ કિ ભારતવાસી અબ સાધુઓં કે નિઠલ્લેપન કો ઇતની ઘૃણા કી દૃષ્ટિ સે દેખને લગે હૈં કિ ઉન્હેં જંગલ મેં ભી ચૈન નહીં લેને દેંગે ઔર મન મેં ઋષિ દયાનંદ તથા અન્ય ઐસે પ્રચારકોં કા ધન્યવાદ કિયા, પર ઉન્હેં યહ સમઝાયા કિ "આપ જબ થક કર રાતકો પડે સો રહે હો જિસકા અર્થ હૈ કિ અગલે દિન (ઔર અધિક) કાર્ય કરને કી શક્તિ સંચય કર રહે હો તબ મૈં આપકો પકડ કર જગાઉં ઔર ઉઠા દૂં કિ કામ કરો, મનુષ્ય કો કામ કરના ચાહિયે, તો આપ ક્યા કહેંગે? અતઃ મુઝે ભી નીંદ લે લેને દીજિયે."

આત્મોપકાર ઔર પરોપકાર મેં શયન ઔર જાગરણ કા સા હી સંબંધ પ્રતીત હોતા હૈ. જબ હમ કેવલ આત્મોન્નતિ મેં લગે હોતે હૈં, તો હમ બેશક સંસારકે લિયે સો રહે હોતે હૈં, પર યહ શયન હમારે અગલે જાગને કે લિયે-જાગ કર નયે પરોપકાર કાર્ય કી શક્તિ લાને કે લિયે-આવશ્યક હોતા હૈ. એવં અભ્યાસી કુછ સમય લગાતાર આત્મોન્નતિ મેં લગતા હુઆ ઔર ફિર જો કુછ કમાયા હૈ ઉસે પરોપકાર મેં ખર્ચ કરને કે લિયે અગલા કુછ લગાતાર સમય વિશેષતયા પરોપકાર મેં લગાતા હુઆ-સોતા હુવા ઔર નયી શક્તિ સે જાગતા હુઆ-ચલતા હૈ. ઔર યદિ વહ અપના નૈત્યિક સાધન ઠીક તરહ જારી રખતા હૈ (પરોપકાર કાલમે ભી) તો ઉસે યહ સ્વયં પતા લગ જાતા હૈ કિ ઉસે અબ પરોપકાર કે લિયે જાગના ચાહિયે યા જબ ઉસકી વહ શક્તિ સમાપ્ત હોને લગતી હૈ અર્થાત્ જબ કિ વહ વિના નયી શક્તિ પાયે પરોપકાર કો સચ્ચી તરહ જારી નહીં રખ સકતા, તબ ભી પતા લગ જાતા હૈ કિ ઉસે અબ સોકર નયી શક્તિ પાની ચાહિયે. યહ શયન યા જાગરણ એક પૂરે જન્મ તક ચલતે હોં યહ ભી સંભવ હૈ. પર જ્યોં જ્યોં ઉન્નતિ હોતી હૈ ત્યોં ત્યોં અગલા શયન થોડા હોતા હૈ ઔર જાગરણ બઢતા હૈ જબ કિ સિદ્ધ કે લિયે જાગરણ હી કેવલ રહ જાતા હૈ. (અથવા ઠીક શબ્દોં મેં કહેં તો વહ દિન રાત સે ઉપર હો જાતા હૈ ઔર

હમ ઉસકી અવસ્થા કો અપની મતિ કે અનુસાર કેવલ દિન યા કેવલ રાત કહતે હૈં. અસલ મેં હમેં ઉસે દિન સમઝના ચાહિયે.)

યહાં યહ ભી સ્પષ્ટ હૈ કિ જિનકા સિદ્ધ હોના તો દૂર રહા જિન્હોંને યોગ કી પ્રારંભિક શક્તિયાં ભી નહીં પાયીં વે યદિ 'પરોપકાર' કી ધુન મેં ઇસે હી જારી રખતે હૈં, અર્થાત્ જિન્હેં કભી વિશ્રામ લેકર આત્મોન્નતિ કરને કી ઇચ્છા હી નહીં પૈદા હોતી ઉન્હેં સમઝના ચાહિયે કી ઉન્હેં 'અનિદ્રા' કા રોગ હો ગયા હૈ. યદિ ઇસકી ચિકિત્સા ન કરેંગે તો ઉનકા દેહ થક કર થોડી દેર મેં ઇતના ખરાબ હો જાયગા કિ આગે પરોપકાર તો (કમ સે કમ 'સચ્ચા પરોપકાર') કર હી નહીં સકેંગે, પર સાથ મેં યહ ભી પૂરા ડર હૈ કિ ઉનમેં સ્થિત વહ પરોપકારકા બીજ ભી કહીં નષ્ટ ન હો જાય જો કિ યત્નદ્વારા વિકાસ પાકર કભી બડે ભારી પરોપકાર કા વૃક્ષ બન સકતા હૈ.

પરોપકાર કરને કે દો રાસ્તે હૈં. એક યોગી કા, દૂસરા અયોગી કા. ઉદાહરણાર્થ, એક આમ કી ગુઠલી યદિ અપને કો પરોપકાર મેં ખર્ચ કરના ચાહે તો દો તરહ સે કર સકતી હૈ. (૧) એક તો યહ હૈ કિ વહ પૃથ્વી મેં (ગુફામેં) ઘુસકર અપને કો—અપની ગર્ભિત શક્તિઓં કો ધીરે ધીરે કરકે યોગ દ્વારા એક વિશાલ આમ્રવૃક્ષ કે રૂપ મેં વિકસિત કરે. (૨) દૂસરા ઉપાય યહ હૈ કિ વહ જૈસી હૈ (વિના યોગસાધન કિયે) વૈસી હી અપને કો શીઘ્ર હી પરોપકાર મેં ખતમ કરના ચાહે. દૂસરી અવસ્થા મેં ઉસસે અધિક સે અધિક ઉપકાર શાયદ યહ હો સકતા હૈ કિ કોઇ વૈદ્ય ઉસસે કુછ ઔષધ બના લે યા કોઇ ભૂખા પ્રાણી જિસે ઈસસે ઉત્તમ અન્ન ન મિલ સકે વહ ઇસે યા ઇસકી ગિરિ કો ખાકર કુછ ઉપકૃત હો જાય. પર યદિ વહ ગુઠલી (યત્નસે ઔર બેશક બહુત દેર મેં) યોગદ્વારા આમ્રવૃક્ષ બન જાતી હૈ તો ન જાને કિતને પ્રાણીઓંકો સહસ્રોં સુમધુર ફલોં કે રૂપ મેં ઉત્તમ ભોજન દેતી હૈ, વૈદ્યકો સહસ્રોં ગુઠલિયાં દે સકતી હૈં, બહુત વાર ધૂપસે સંતપ્ત જીવોં કો અપની શીતલ છાયા દેકર ઉપકાર કરતી હૈ, અપની લકડી સે યજ્ઞ કી અગ્નિ તથા અન્ય

અગ્નિઓંકી સમિધા બનતી હૈ, લકડી રૂપમેં ઔર ન જાને કિતને કામ આતી હૈ, વાયુ સે પ્રાણવાયુ ખીંચ કર સંસાર કે લિયે દેને કા સાધન બનતી હૈ, કુછ અંશમેં બાદલોં કે બરસાને મેં ભી સહાયક હોતી હૈ, ઇત્યાદિ ઇત્યાદિ. તાત્પર્ય યહ કિ યોગદ્વારા અપની ગુપ્ત આત્મશક્તિઓંકે વિકાસ સે જિતના ભારી પરોપકાર હોતા હૈ ઉસકા હજારવાં ભાગ ભી હમ વિના આત્મોન્નતિ કિયે નહીં કર સકતે.

પર સબ બાત યહ હૈ કિ ઇસ યોગમાર્ગ મેં જાને કે લિયે બડા ભારી ધૈર્ય ચાહિયે. અસલ મેં યહ ધૈર્ય કી કમી હૈ જો હમેં ઉસ માર્ગ સે ડરાતી હૈ, નહીં તો યહ સમઝના કઠિન નહીં હૈ કિ વાસ્તવ મેં હમ પરોપકારી ઉધર હી જાકર હો સકતે હૈં. પ્રારંભ મેં યોગમાર્ગાવલંબી મેં વહ 'શ્રદ્ધા' કા બલ ચાહિયે જિસસે કિ વહ અનજાન લોગોંકે કહને કી પરવાહ ન કરે જબ કિ વે કહતે હૈં કિ "યહ જમીન મેં વ્યર્થ ઘુસા પડા હૈ." અપની શ્રદ્ધા દ્વારા ઉસે યહ અસંદિગ્ધ દીખના ચાહિયે કિ જમીન કે અન્ધકાર મેં પડનેસે વહ વાસ્તવમેં સંસારકા ઉપકાર હી કર રહા હૈ. સત્કાર્યવાદી યોગી લોગ તો અપની ઉચ્ચ પ્રજ્ઞા સે દેખને કે કારણ "કારણ ઔર કાર્યમેં ભેદ નહીં દેખ સકતે." ઉન્હેં ઉસ ભૂમિસ્થ ગુઠલી મેં હી સબ ફૂલોં સે લદા વૃક્ષ દિખાયી દેતા હૈ. અતઃ વે ક્ષણભર કે લિયે ભી નહીં ભૂલતે કિ વે ઇસ સબ લંબે સમય મેં (જો અન્યોં કો એક વ્યર્થ નષ્ટ હોતા બડા લંબા સમય દીખતા હૈ) પરોપકાર નહીં કર રહે હૈં. ઇસ શ્રદ્ધા મેં અવિચલિત બને રહને સે ફિર ઉસમેં 'વીર્ય' આ જાતા હૈ જિસકે કિ સામર્થ્ય સે વહ વીર અપને કે મટ્ટી મેં ગલા દેને સે ભી ભય નહીં ખાતા, ક્યોં કિ વાસ્તવ મેં યોગસાધન દ્વારા અભ્યાસી કો એક બાર મર જાના હોતા હૈ ઔર મર કર કુછ ઔર બનના હોતા હૈ (એક પ્રકાર કા પુનર્જન્મ પાના હોતા હૈ.) એવં સ્મૃતિ ઔર સમાધિ કી અવસ્થા કે ભી બાદ જબ ઉસમેં 'પ્રજ્ઞા' કા અંકુર ઉદય હોતા હૈ, તબ કુછ લોગોં કો સમઝ મેં આતા હૈ કિ ઇસસે શાયદ બડા ભારી પરોપકાર હો.

(દેખો યોગસૂત્ર ૧-૨૦). ઇસ પ્રકાર યહ યોગમાર્ગ બેશક બડા કઠિન હૈ, પર ઇસી હી માર્ગ સે હમ ક્ષુદ્ર લોગ ભી અબ કી અપેક્ષા અનન્તોં ગુણા પરોપકારી બન સકતે હૈં.

અબ પાઠક ઇસ યોગી કે પરોપકાર કી તુલના મેં અયોગી કે પરોપકાર પર ભી એક દૃષ્ટિપાત કર સકતે હૈં. જિસને યોગદ્વારા અપની શક્તિઓં કો વિકસિત નહીં કિયા અતએવ જિસે આત્મ-તૃપ્તિ કા કુછ ભી મઝા ન મિલને કે કારણ જો નાના પ્રકાર કી અસંખ્યાતોં ઇચ્છાઓં ઔર કામનાઓં સે પીડિત હૈ, પર વહ કિસી કારણ (?) ચાહતા હૈ પરોપકાર કરના, તો ઇસ કા ક્યા પરિણામ હોગા, યહ પાઠક સ્વયં સોચ સકતે હૈં. ઇસકા પરિણામ હોતા હૈ ઢોંગ. જો જિતને અંશ મેં એક પરોપકાર કાર્ય કે અયોગ્ય હોતા હુવા ઉસે કરતા હૈ, ઉસે ઉતને અંશ મેં વહાં ઢોંગ કરના પડતા હૈ. અર્થાત્ પરોપકાર કે નામ સે વહ સ્વાર્થ સાધન (ઉતને અંશ મેં) કરતા હૈ, નિષ્કામ કે નામ સે સકામ કાર્ય કરતા હૈ. ઔર ક્યોંકિ ઉસકે યે કર્મ નિષ્કામ નહીં હોતે, અતએવ યે કર્મ (ઉતને હી અંશ મેં) કર્મયોગ નહીં બનતે, જૈસે કિ યોગી કે પરોપકાર (નિષ્કામ) કર્મ કર્મયોગ હોતે હૈં (યદ્યપિ ઉસકે યે કર્મ અયોગી કી અપેક્ષા માત્રા મેં કમ હોતે હૈં, ક્યોંકિ વહ અપની યોગ્યતા સે આગે બઢ કર તનિક ભી 'પરોપકાર' (?) નહીં કરતા.) ફલતઃ ઇન કર્મોં સે ન તો ઉસકી આત્મા કી વિશુદ્ધિ હી હોતી હૈ ઔર ન લોગોં કા કુછ ભલા હોતા હૈ. લોગોં કો લાભ તો તબ હો જબ કિ ઉસમેં વાસ્તવ મેં ઉસ પરોપકાર કરને કી શક્તિ, યોગ્યતા વિદ્યમાન હો. જો કુછ શક્તિ હોતી હૈ વહ થોડી દેર મેં સમાપ્ત હો જાતી હૈ ઔર ઉસકા સચ્ચા ઉપકાર ભી તભી સમાપ્ત હો જાતા હૈ. આગે ઉસે ઉચિત તો યહ હૈ કિ વહ યોગી બનકર ઉસ કાર્ય કે લિયે યોગ્ય હોને લાયક શક્તિ કો આત્મવિકાસ દ્વારા પ્રાપ્ત કરે, પર વહ પ્રાયઃ રજોગુણ સે બતાયા હુઆ, મનોવૃત્તિઓં કા દાસ બના હુવા ઔર ષડ્રિપુઓં કા ભમાયા હુવા ઉસે છોડના નહીં ચાહતા, ઉસમેં યૂં હી લગા રહના ચાહતા હૈ. યોગી કી તરહ ઉસે સ્પષ્ટ

પતા ભી નહીં લગતા કિ ઉસે અબ (યા કભી) આત્મોન્નતિ મેં લગને કી જરૂરત હૈ. તો જબ વહ બિચારા ક્યા કરે, અતઃ વહ અપને ઉન્હી સ્વાર્થમય પરોપકારોં મેં લગા રહતા હૈ.

વાસ્તવ મેં (એક વાક્ય મેં કહેં તો) યોગી ઔર અયોગી કે કર્મો મેં ભેદ યહ હૈ કિ અયોગી જો પરોપકાર કરતા હૈ વહ ભી સ્વાર્થ કે લિયે હોતા હૈ ઔર યોગી જો સાધન-કાલમેં અપના કાર્ય કરતા હૈ વહ ભી પરોપકાર કે લિયે હોતા હૈ. પર સિદ્ધ યોગી હો જાને પર, સાધનકાલ પૂરા હો જાને પર, તો વહ પરોપકાર કે લિયે ભી કુછ નહીં કરતા, અપિતુ સબ પરોપકાર હી કરતા હૈ. ઉપર જો ગુઠલી કે આમ્રવૃક્ષ રૂપમેં આજાને પર ઉસકે પરોપકાર કા કુછ વિસ્તાર સે વર્ણન કિયા ગયા હૈ. વહ યૂં હી નહીં કિયા હૈ. વહ ઇસ બાતકો હૃદય પર અચ્છી તરહ અંકિત કરને કે લિયે કિયા હૈ કિ વાસ્તવમેં સિદ્ધ પુરુષોંકા ઉપકાર ઇતના હી વિશાલ, ઇતના હી અનન્તગુણિત, ઇતનાહી વ્યાપક ઔર સર્વતોમુખ હોતા હૈ. યોગી યદ્યપિ સાધનાવસ્થામેં ભી નાનાતરહસે દૃશ્ય ઔર અદૃશ્ય ઉપકાર કરતા હુવા આગે બઢતા જાતા હૈ પરન્તુ ઉસકા અસલી મહાન શુદ્ધ કેવલ ઉપકાર સિદ્ધ બનને પર હી પ્રારંભ હોતા હૈ, જૈસે કિ આમ્રબીજસે અસલી ઉપકાર તભી હોતા હૈ જબ કિ વહ પૂર્ણ વિકસિત ફલશાલી વિશાલ વૃક્ષ બન જાતા હૈ. પર ભેદ ઇતના હૈ કિ ઉન સિદ્ધોં કે યે વ્યાપક મહાન ઉપકાર હમેં ઇન સ્થૂલ ચર્મચક્ષુઓં સે દિખલાયી નહીં દેતે. પર ઇસસે યહ નહીં સમઝના ચાહિયે કિ વે અપની પ્રાપ્ત વિભૂતિઓં સે (જો કિ નિઃસંદેહ કેવલ પરોપકારાર્થ હી વહાં હૈ) હમ પર ઉપકારોં કી વર્ષા નહીં કર રહે હૈ. કઇ બાર મનમેં આયા કરતા હૈ કિ હમ અજ્ઞાની લોકોં દ્વારા નિત્ય કિયે ગયે ઇતને પાપોં સે ભરા યહ સંસાર દિનોદિન નીચે ગિર નષ્ટ નહીં હોજાતા ઇસકા કારણ સંસાર મેં એસે પરમ કૃપાલુ, સ્વયં આપ્તકામ, કિન્તુ '**सर्व भूतहिते रत**' મુક્ત પુરુષોં કી સત્તા કા હોના હી હૈ. યે લોગ સ્થૂલ બન્ધનો સે મુક્ત હો આત્માકી (માનસિક, બૌદ્ધિક, શાક્તિક આદિ) સૂક્ષ્મ (અતએવ મહાબલશાલી) શક્તિઓં સે નિરન્તર સંસાર કો માર્ગ દિખા

રહે હૈં. ઔર નાશ સે બચા રહે હૈં ક્યા માલૂમ હમ મેં જો બહુત બાર એકદમ નયે જ્ઞાનકી સ્ફુરણા સી હોજાતી હૈં વહ ઇન્હી કે ચલાયી હુવી મનોધારાઓ મેં સે કિસી કે સ્પર્શ કા ફલ હોતા હૈ ઔર ક્યા આશ્ચર્ય કિ ભાઇ પરમાનન્દજી કે દેવતુલ્ય સરળ હૃદયમેં જો ઇસ તરહ અકર્મણ્યતા કા ખન્ડન કરને કી પ્રેરણા હોતિ હૈ ઉસકે મૂલ મેં ભી એસે હી કિન્હી મહાપરોપકારી, અદૃશ્ય, સિદ્ધ યોગી કી શક્તિ હી હો. જો હો, યહ સત્ય હૈ કિ હમારી ઉન્નતિ કી પરાકાષ્ઠા હો જાને પર પરોપકાર હી એક માત્ર કૃત્ય રહ જાતા હૈ ઔર અન્ત મેં પરમગુરુ પરમાત્મા જહાં કિ જ્ઞાન કી તરહ અન્ય સબ ગુણોં કી ભી પરાકાષ્ઠ હૈ સંસારસ્થ અપને અનન્તાં પુત્રોં કે લિયે કેવલ પરોપકાર સ્વરૂપી હૈ. વ્યાસજી ને યોગભાષ્ય મેં ઉનકે પ્રસંગ મેં કહા હૈ કિ વે પરમ કારુણિક ભગવાન સંસારાર્ણવ મેં ડૂબતે જીવોં કે ઉદ્ધાર કે લિયે અપને સત્વોત્કર્ષ દ્વારા સંસાર મેં વેદ કા દાન કરતે હૈં. '**तस्यात्मानुग्रहाभावेऽपि भूतानुग्रहः प्रयोजनम्। ज्ञानधर्मोपदेशेन कल्पप्रलयमहाप्रलयेषु संसारिणः पुरुषानुद्धरिष्यामि इति**'। યહાં '**आत्मानुग्रहाभावेपि भूतानुग्रहः**' ઈન શબ્દોં સે શુદ્ધ પરોપકાર કા સ્વરૂપ બતાયા ગયા હૈ. અસ્તુ.

પર (જૈસા કિ અભી કહા હૈ) હમેં ન તો સ્વયં ભગવાન્ ઉપકાર કરતે હુવે દીખતે હૈ, નહીં ઉનકી ઇચ્છા મેં અપની ઇચ્છા મિલાકર સિદ્ધતા પ્રાપ્ત કિયે હુવે યોગી હી ઉપકાર કરતે દીખતે હૈ. ઇસી (સ્થૂલ દૃષ્ટિસે) ન દીખને કે કારણ હી હમ લોગ ઇસ અજ્ઞાન કે શિકાર હો જાતે હૈં કિ યે યોગી (યા પરમયોગી પરમાત્મા) ઉપકાર કરના છોડ બૈઠે હૈં. યદિ હમ જરા સોચેંગે તો પતા લગેગા કિ ઉનકે ઉપકાર કર્મો કા (સ્થૂલ મેં) ન દીખના હી ઇસ બાત કા ચિન્હ હૈ કિ ઉનકે ઉપકાર કર્મ કિતને અપરિમિત હૈ. ચૂંકિ હમ સૂક્ષ્મ સે સ્થૂલ કી તરહ જ્યોં જ્યોં બઢતે હૈ ત્યોં ત્યોં પરિમિતતા બઢતી જાતી હૈ (ઇસ બાત કા અધિક સ્પષ્ટીકરણ અગલે 'કર્મ' કે પ્રકરણ મેં આવેગા) અતઃ સ્થૂલ કી પરિમિતતાઓં ઔર વિવિધતાઓં મેં ફંસે હુવે હમ લોગ સિદ્ધોંકે સૂક્ષ્મ કિન્તુ (શક્તિ ઔર વિસ્તાર મેં) અ-

परिमित उपकारों को नहीं देख पाते. और उन्हें तो जरूरत है ही नहीं कि वे हमें जतलाते फिरें कि हम द्वारा ये ये इतने महान उपकार हो रहे हैं. यह तो हम अशुद्ध तथा स्वार्थ मलदूषित उपकार करनेवालों की इच्छा हुवा करती है कि उपकृत को पता लगे कि 'मैंने' उपकार किया है; हमें उपकार करने का अभिमान भी होता है कि मैं यह उपकार कर रहा हूं. पर हमें यह खूब समझ लेना चाहिये कि यह अभिमान ही हमारे उपकार के विशुद्ध होने में सब से बडी रुकावट है. अर्थात् हम में उपकार करने का जितना अभिमान होता है (अतएव दिखाने की इच्छा होती है) उतना ही वह उपकार स्वार्थमय होता है; उसकी पहुंच, प्रभाव, बल भी उतनी ही मात्रा में कम (परिमित) होते हैं, शुद्ध परोपकारी को यह 'भान' होना ही बन्द हो जाता है कि 'मैं' उपकार करता हूं 'मैं' का अभिमान जाता रहता है. अतः सिद्ध लोग उपकार करते हैं' यह कहने की अपेक्षा ऐसा कहना अधिक ठीक है कि सिद्धों द्वारा परोपकार 'होता है.' संसार में सूर्य चन्द्र पृथिवी आदि देवों को देखना चाहिये कि ये कैसे निरभिमान और निर्मान होकर इतना बडा भारी परोपकार चला रहे हैं. सिद्ध योगियों का परोपकार भी इसी कोटि का होता है. ये सिद्ध भी एक मात्र परमोपकारी परमात्मा के अनन्त उपकार कार्य के लिये सूर्य चन्द्रादि की तरह ही उनके हाथ में एक बडे भारी (निरभिमान, निर्मान, जडसदश और अदृश्य) साधन बन जाते हैं. केवल सर्वथा परोपकारी बनने के लिये यही विधि है. यहां हम यह भी देख सकते हैं कि कई सच्चे योगी जो अपने सन्मुख परोपकार को सिद्धान्ततः नहीं रखते हैं इसका क्या अभिप्राय है. वास्तव में ही परोपकार हमे करना नहीं है वह स्वयं हम से होगा. यदि पाठकों ने पिछला विवेचन ध्यान से पढा है, तो उन्होंने यह देखा होगा कि साधनावस्था में (सिद्धावस्था से पहिले) भी योगी का परोपकार ऐसा ही सहज परोपकार होता है (जो स्वयं सामने आता है वह हठ से नहीं किया जाता) अस्तु. तात्पर्य यह कि यह जान कर कि चूंकि वास्तविक

પરોપકાર નિરભિમાન ઔર સૂક્ષ્મ હોને કે કારણ સાધારણતયા દશ્ય નહીં હોતા હૈ, હમેં ઉસ મહાન પરોપકાર કી સત્તા સે ઇનકાર નહીં કરના ચાહિયે, અપિતુ સ્વયં સ્થૂલ સે ઊંચા ઉઠકર ઉસે દેખને કા યત્ન કરના ચાહિયે.

આશા હૈ અબ યહ સ્પષ્ટ હૈ કિ યોગમાર્ગાવલંબી પ્રારંભ સે અન્ત તક સચ્ચે અર્થો મેં પરોપકારી હોતા હૈ તથા અન્ત મેં ઉસી કે લિયે '**परोपकाराय सतां विभूतयः**' યહ વાકય ઠીક ઉતરતા હૈ, ક્યોંકિ ઉસી સત્પુરુષ કે પાસ સચ્ચે અર્થો મેં વિભૂતિયાં હોતી હૈં ઔર વહી એકમાત્ર શુદ્ધ પરોપકાર કર સકતા હૈ ઔર સ્વભાવતઃ કરતા હૈ.

ઇસલિયે યદિ કોઇ ધીર પુરુષ ઇસ દિવ્ય આત્મવિકાસ કે કાર્ય કે લિયે સમાજ સે જુદા હોતે દિખાઈ દેવેં, તો ઇસે બૂરા ન માનના ચાહિયે બલ્કિ ઇસે અપરિમિત પરોપકાર કા પ્રારંભ સમઝ ઈસમેં ઉનકી યથાશક્તિ સહાયતા કરની ચાહિયે. કુછ કાલ તક કોઈ દશ્ય ઉપકાર હોતા હુવા ન દેખ કર અધીર નહીં હોના ચાહિયે. આમ્રબીજ સે આમ્રફલ એકદિન મેં નહી મિલ સકતે. પાશ્ચાત્ય દેશોં કે વ્યાપારી (જિનકા ઉદ્દેશ્ય કુછ ઉચ્ચ નહી હોતા પ્રાયઃ તો દૂસરે નિર્બલ દેશોંકા અર્થિક શોષણ કરના હોતા હૈ) અપને યહાં આવિષ્કારોં કે લિયે વૈજ્ઞાનિક કો રખતે હૈં. યહ કાર્ય એક વૈજ્ઞાનિક કે જીવનભર ઔર કભી કભી પુશ્તોં તક ચલતા રહતા હૈ; પર કોઇ ઇષ્ટ આવિષ્કાર નહીં નિકલતા ઈસિ પર ભી વે ઘબરાતે નહીં. ઉનમેં દૂરદષ્ટિ હોતી હૈ જિસસે કિ વે જાનતે હૈં કિ યદિ સૌ વર્ષો મેં ભી એક આવિષ્કાર ઉનકે ઉસ વ્યાપાર કા સહાયક હો જાયગા તો ઉસસે સબ ક્ષતિ પૂર્તિ હો જાયગી. વહાં વે ઇસ કાર્ય કો સમય બરબાદ કરના નહીં કહ સકતે. પર હમ પતંજલિ આદિ ઋષિઓં કી સન્તાન યોગસાધન કે કાર્ય (જિસસે અપના તથા જગત કા કલ્યાણ હી હોતા હૈ) મેં બહુત સા કાલ લગાને સે ડરેં યહ કિતને આશ્ચર્ય કી બાત હૈ. આશા હૈ જબ હમ યોગમાર્ગ કી પરોપકારમયતા કો સમઝ જાયગે તો સૌ વર્ષ હી નહીં બલ્કિ કઇ જન્મોં (જીવનોં) તક કો હમ યોગસાધન મેં લગાને કે લિયે ઉદ્યત હોંગે ('વૈદિક ધર્મ'ના એક અંકમાંથી)

# ૧૨–एकादशीनुं व्रत शा माटे करवुं जोईए ?

ધર્મશાસ્ત્રમાં જે જે ક્રિયાઓ બતાવવામાં આવી છે, તે દરેકમાં આરોગ્યતાનુંજ રહસ્ય રહેલું છે. શરીરની આરોગ્યતા સાચવવા માટે તેના નિયમોને ધાર્મિક ક્રિયામાં યોજવામાં આવ્યા છે, તેવીજ રીતે એકાદશી અને એવાંજ બીજાં વ્રતોના ઉપવાસો કરવામાં શરીરની આરોગ્યતા જળવાય એ મુખ્ય કારણ છે.

આ ક્રિયાઓમાં કયા કયા લાભો સમાયલા છે તે સમજવાની જરૂર છે. જ્યાંસુધી આ લાભો સમજવામાં આવે નહિ, ત્યાંસુધી તે ક્રિયાઓ પ્રત્યે ઉપહાસ્ય રહ્યા કરે છે. આ ક્રિયાઓ સમજીને કરવાથી તેનો લાભ જરૂર મળે છે અને જ્યારે લાભ મળે છે, ત્યારે તે ક્રિયાઓ તરફ માનની દૃષ્ટિએ જોવાય છે.

ઉપવાસ કરવાના ફાયદા જનતામાં હવે સમજાવા માંડ્યા છે. પાશ્ચિમાત્ય દેશોમાં તે ક્રિયાનો અનુભવ લઇ તેને માન આપવામાં આવે છે. પૂર્વજો સમજતા હતા કે, આ ક્રિયાઓને ધર્મશાસ્ત્રમાં એટલે ધાર્મિક ક્રિયાઓ તરીકે દાખલ કરવામાં આવશે, તોજ ભવિષ્યની પ્રજા આ ક્રિયાને ધર્મને બહાને પાળશે અને તેનો લાભ મેળવશે; પણ અત્યારે જમાનો ફરતો જાય છે, ધર્મ અને ધર્મની ક્રિયાઓ ઉપર અશ્રદ્ધા ઉત્પન્ન થવા લાગી છે, એવા સમયે તો જનતાને આ ક્રિયાઓનાં મૂળ રહસ્યો સમજાવવામાં આવે, તોજ તેઓ તેનો ખરો લાભ સમજીને મેળવી શકે તેમ છે.

એકાદશી એક માસમાં બે વખત આવે છે. બાર માસમાં તે હિસાબે ચોવીસ એકાદશીઓ આવે છે. પખવાડિયાના પંદર દિવસમાં ફક્ત અગિયારમે દિવસે એકાદશીનું વ્રત કરવાનું હોય છે. આ વ્રત એકાદશી–અગિયારસને દિવસે કરવામાં આવતી હોવાથી તેનું નામ એકાદશી રાખવામાં આવ્યું છે. જુદી જુદી એકાદશીનાં નામો શાસ્ત્રોમાં જણાવેલાં છે અને જનતા તે પ્રમાણે કરે છે. દાખલા તરીકે ભીમ–અગિયારસ એટલે ભીમ કોઇ દિવસ અગિયારસ ન કરે અને

તેણે અડગ રીતે અગિયારસ કરી જેથી તે દિવસની એકાદશીને ભીમ અગિયારસ કહેવામાં આવે છે અને તે દિવસની એકાદશીનું માહાત્મ્ય તે પ્રમાણે વધારવામાં આવ્યું છે.

એકાદશી કરવાથી કાયાનું કલ્યાણ થઇ જાય એ ભાવના શ્રદ્ધાળુઓમાં મુખ્ય હોય છે. એકાદશી કરવાથી મોક્ષ મળી જાય છે એમ પણ માનવામાં આવે છે. આ ભાવના એક રીતે તો સારી છે, પરંતુ એકાદશી કયા પ્રકારની અને કેવી રીતે કરવાથી આ લાભ થાય છે, તે સમાજ સમજતો નથી. એકાદશીના લાભનું ખરું રહસ્ય જનતાએ સમજવાની ખાસ જરૂર છે.

એકાદશીનું વ્રત શા માટે ઉદ્ભવ થયું તે સમજવાનાં જુદાં જુદાં કારણો બતાવવામાં આવે છે. દરેક કારણમાં શરીરનું સ્વાસ્થ્ય જળવાય એ હેતુ મુખ્ય દેખાય છે. એકાદશીમાં ફળાહાર એટલે ફળનો આહાર કરવાનો છે. આજ તેને બદલે ઘણી વસ્તુઓ ઉપયોગમાં લેવાય છે; ફળ ખાવામાં સાત્ત્વિક અને હલકાં હોય છે અને તે જરૂર જોઇતા પ્રમાણમાં લેવાં જોઇએ. એકાદશીનો ખરો અર્થ તો ઉપવાસ કરવાનો છે. ઉપવાસથી શરીરના દોષો દૂર થાય છે. પંદર દિવસમાં એક દિવસ ઉપવાસ કરીને શરીરના દોષ દૂર કરવા એ એકાદશી કરવાનું એક કારણ છે. પંદર દિવસમાં અગિયારસનેજ દિવસે ઉપવાસ શા માટે કરવો તે નીચેના ખુલાસાથી સમજાશે અને તે એકાદશીનું બીજું મુખ્ય કારણ છે.

જેમ સમુદ્રમાં ભરતી અને ઓટ થાય છે, તેમ શરીરમાં પણ ભરતી અને ઓટ થાય છે. પુનમ અને અમાસ સુધી ભરતી વધીને પડવેથી ઓટ થવા લાગે છે. નોમથી ભરતી વધે છે. આ ભરતી પુનમ અને અમાસ સુધીમાં વધી જાય છે. ભરતી વધવાથી આવે વખતે દરદીના દરદમાં દરદનું જોર વધે છે. આથી ૧૪–૧૫ અને અમાસના દિવસો ભારે હોય છે, માટે ધ્યાનમાં રાખવું એવી સામાન્ય વાયકા બોલાય છે તેનું કારણ પણ એજ છે. નોમથી પુનમ અને અમાસના ભારે દિવસોમાં વચલો દિવસ એકાદશીનો લેવામાં આવ્યો છે. એકાદશીને દિવસે ખાસ ઉપવાસ કરવામાં આવે તો ૧૨–૧૩–

૧૪–૧૫ કે અમાસના દિવસમાં ભરતીનું જોર ઓછું રહે અને જનતાના શરીરમાં દોષનું જોર ઓછું થઇ જાય.

ઉપરનાં બન્ને કારણો શરીરની આરોગ્યતા માટે છે. જનતાની અંદર એમ કહેવામાં આવે છે કે, પંદર દિવસમાં એક દિવસ ઉપવાસ કરીને પરમાત્માનું ભજન આખો દિવસ કરવું અને નિવૃત્તિ ભોગવવી. આ કારણ માનીએ તોપણ આ નિયમ પ્રમાણે કોઇ વર્તતું હોય તેમ જોવામાં આવતું નથી. આ નિયમ પ્રમાણે વર્તનારે વ્યવહારના કાર્યથી તદ્દન મુક્ત રહેવું જોઇએ અને તે દિવસે શરીર અને મન શાંત રહે તેટલા પ્રમાણમાં ફળાહાર કરવો જોઇએ. શરીરને માફક આવે તેવો ફળાહાર કરીને, મન અને શરીર શાંત કરીને, એકાગ્ર ચિતથી એકાંતમાં પ્રભુપ્રાર્થનામાં બેસવું જોઇએ અને પ્રાર્થના સિવાયના બીજા વખતમાં પ્રભુની લીલા–મહિમા ઓળખવાનો પ્રયત્ન કરવો જોઇએ અને સર્વનું કલ્યાણ થાય તેવા વિચાર અને વર્તન રાખવાં જોઇએ.

## એકાદશીના ઉપવાસના પ્રકાર

૧. **એકલા જળ ઉપર રહેવું**:– તે મહાઉપવાસ છે. આ ઉપવાસ શરીરના દોષ પ્રમાણે કરવો. જૈન ભાઇઓ આવા ઉપવાસો પાણી ગરમ કરીને ઠારીને અને તે પીને એક દિવસ અને તેથી વધુ ૪૦–૪૫ દિવસ સુધીના કરે છે. આ એક લંઘનનો પ્રકાર છે. વૈદ્યકશાસ્ત્ર તેવાં લંઘનો દોષ અનુસાર અમુક દિવસ સુધી કરવાનું જણાવે છે.

૨. **કેવળ ફળ ઉપર રહેવું**:–ફળોમાં મુખ્યત્વે રસવાળાં લેવાં જોઇએ. મોસંબી, નારંગી, દાડમ, દ્રાક્ષ અને શેલડીમાંથી રસ મળી શકે છે. કેરીના વખતમાં કેરીનો ઉપયોગ કરવો. નાળિયેરનું પાણી પણ વપરાય છે. કેટલાક લીંબુનો રસ અને પાણી ભેગાં કરીને લે છે. આ રસમાં જરૂર પડે તો મીઠું કે સીંધાલુણ, શેકેલું જીરું અને સાકર થોડા પ્રમાણમાં લઇ શકાય. એકી વખતે સામટો રસ ન લેવો. રસ કટકે કટકે લેવો. ફળમાં બીજે નંબરે બીજાં ફળો સમજવાં.

૩. **કેવળ દૂધ ઉપર રહેવું**:–આમાં ગાયનું દૂધ ઉત્તમ છે. ગાયનું દૂધ હલકું અને પિત્તશામક છે. વાયુ કરતું નથી. ભેંસનું

દૂધ ભારે છે, વાયુ કરે છે અને ગરમ છે. દૂધમાં જરૂર પડે તો સાકરનો ઉપયોગ થોડા પ્રમાણમાં કરવો. 'દૂધ સામટું' એકી વખતે ન પીતાં કટકે કટકે પીવું.

**૪. સૂકો તથા લીલો મેવો:**–બદામ, કાજુ, પિસ્તાં, અખરોટ, દ્રાક્ષ વગેરે સૂકો મેવો લઈ શકાય. આ મેવાને બરાબર ચાવીને તેનો રસ કરીને લેવો અને થોડો વખત લઇને ઉપયોગ કરવો.

**૫. તૃણ ધાન્ય:**–રાજગરો, સામો, મોરિયો ઉપયોગમાં લઇ શકાય. કૂટી નામનું તૃણ ધાન્ય હાલમાં વપરાય છે અને તે બધાં કરતાં હલકું છે. માંદા માણસોને ખાસ ઉપયોગી છે. આ સિવાય શિંગોડાં અને મગફળી પણ વપરાય છે. શાકમાં બટાટા, શકરિયાં, સૂરણ, રતાળુ વગેરે વપરાય છે., આ બધી વસ્તુઓ ભારે છે તેથી વાયુ કરે છે. કેટલાક ફરાળમાં દુધીનો ઉપયોગ કરે છે. દુધી ઠંડી અને હલકી છે. કેટલાક ફરાળી ચીજો તરીકે શાકમાં કાકડી, ચીભડું, ટેટીનો ઉપયોગ કરે છે.

ઉપવાસના ઉપર પ્રમાણે પ્રકારો છે. આ શરીરની પ્રકૃતિ પ્રમાણે કરવા જોઇએ. અત્યારે ઉપવાસમાં તો અનેક જાતની વાનીઓ કરવામાં આવે છે. આથી ઊલટું શરીર ખરાબ થાય છે અને એકાદશીનો એક પણ નિયમ જળવાતો નથી. જનતાની અંદર હાલમાં જે જાતની એકાદશી કરવામાં આવે છે તે તદ્દન નકામી છે. કેવળ ફારસરૂપે દેખાય છે. ધ્યેય તો સચવાતુંજ નથી. મનને અને પ્રભુને છેતરવારૂપ બને છે. સાચા સિદ્ધાંતથી કરવામાં આવે તોજ તેનો ખરો લાભ મળી શકે છે અને તેમાં પ્રભુ સહાય કરે છે. જ્યારે ઉપવાસમાં સ્વાદિષ્ટ વાનીઓ કરીને લેવામાં આવે છે, ત્યારે તેનાથી પેટમાં ભાર થાય છે, પેટમાં પવન થાય છે અને મન અને શરીર બેચેન થાય છે. આવી રીતે ઉપવાસ કરવાથી મગજની અશાંતિ થઇને પ્રભુસ્મરણ થતું નથી, બલકે મનમાં ઉદ્વેગ રહ્યા કરે છે. આવા પદાર્થો પચાવવા માટે મરી–આદુના ઉપયોગને બદલે લીલાં અને સૂકાં મરચાંનો ઉપયોગ વધુ પ્રમાણમાં કરવામાં આવે છે. આ ગરમ ચીજો શરીર અને મગજમાં શાંત રહેવાને બદલે ગરમી કરે છે અને તેથી ઉપ-

વાસીનું મગજ અશાંત થઇને પ્રભુસ્મરણુ કરવાને બદલે તેમનાથી અપકૃત્યો થઈ જાય છે. ફરાળમાં તો સાત્ત્વિક ચીજો લઇને મગજ શાંત રાખવાની જરૂર છે, તોજ પરમાત્માનું સ્મરણુ શાંત ચિત્તે થઈ શકે છે.

કેટલાંક બૈરાંઓ એકાદશી અને બીજા વ્રતોના ઉપવાસમાં નકોડા (એટલે બિલકુલ ન ખાવું તે) ઉપવાસ કરે છે. મોક્ષ મળી જશે એવી ભાવનાથી તેઓ આવા ઉપવાસ કરે છે. એક તરફ સારી રીતે ગરમી થઇને ભૂખ લાગતી હોય અગર તેમની ગરમીની પ્રકૃતિ હોય અને નકોડા ઉપવાસ કરવામાં આવે તો શરીરની ગરમી વધી જાય છે. આંતરડાંમાં રહેલો મળ સૂક થઇ જાય છે અને સૂક થયેલા મળમાંથી પવન છૂટી પેટમાં વાયુચૂંક થાય છે. આવા ઉપવાસથી ખરી ભૂખ પણુ મરી જાય છે. વારંવાર આવા ઉપવાસ કરવાથી ગરમી અને વાયુ વધવાને કારણે તેમને ઝામરવાનું દરદ લાગુ પડે છે. બૈરાંઓમાં ઝામરવાનું દરદ લાગુ પડ્યાના દાખલા વધુ જોવામાં આવે છે અને તેનું કારણુ નકોડા ઉપવાસ કરવાનું પણુ હોય છે. નકોડા ઉપવાસ કરવાથી મોક્ષ મળવો રહી જાય છે, પણુ શરીરમાં નવું દરદ ઉત્પન્ન થાય છે. આથી તો પ્રભુસ્મરણુમાં મોટી ખામી પડે છે.

અમારી ખાસ સૂચના છે કે, જેઓ હમેશાં એક વખત કે બે વખત નિયમિત સાદો, હલકો ખોરાક લેતા હોય તેમને આવા એકે ઉપવાસ કરવાની જરૂર રહેતી નથી, છતાં જરૂર પડે તો ઉપરના પ્રકાર જણાવ્યા છે તેમાંથી યોગ્ય લાગે તે પ્રમાણે કરવા. એકાદશીનું વ્રત શરીર સ્વસ્થ રાખવા માટે છે, માટે તેના સાચા સિદ્ધાંતો સમજીને તે વ્રત કરવું જોઇએ.

('વૈદ્યકલ્પતરુ' ના એક અંકમાંથી)



## ૧૩–ગામડાની હાટડી

(લેખકઃ–શ્રી. બબલભાઈ મહેતા)

ખાસ્સો લાંબોપહોળો એક ઓરડો, એમાંજ રાંધવાનું રસોડું, એમાંજ ઘરનું રાચરચીલું, એમાંજ માલની વખાર અને એમાંજ હાટનો થડો. તમે કહેશોઃ એમાં એ સૂતો ક્યાં હશે, એનાં બૈરાં-છોકરાં બેસતાં ક્યાં હશે, માલના કોથળા રહેતા ક્યાં હશે? પણ તમને એ નહિ સમજાય. જુઓ હું સમજાવું. માલના કોથળાની વચ્ચે થપ્પી કરી દીધી એટલે પાછળ એક ઓરડી બની ગઇ! એમાં બૈરાંછોકરાં બેસી શકે કે નહિ? ડાંગર, કોદરા અને બાવટાની કોઠીઓ ઊભી કરી એટલે એક બાજુએ રસોડું બની ગયું અને બાકીનો ભાગ રહ્યો એ આપણા શેઠની દુકાન!

આ દુકાનમાં ડાંગર મળે, ચોખા મળે, દાળ મળે, અડદ મળે, મીઠું મળે, મરચું મળે, તેલ મળે, દીવેલ મળે, ચા મળે, ખાંડ મળે, ઘી મળે, ગોળ મળે, અને જોઇતી હોય તો ડુંગળી પણ મળે. ટૂંકમાં ગામડામાં વાપરવાજોગી તમારે બધી વસ્તુઓ મળે!

અમારે ત્યાં કાંઈ રોકડ નાણાંને બહુ માન નહિ. પૈસા તો કોઇ મજૂરી કરતા હોય એવા મજૂરજ લાવે. બાકી તો લાખી આવે અને કહેશેઃ "ટોકરકાકા! આ અડધી ડાંગરનો ગોળ આપો, બાકી રહે એમાંથી અડધીનું તેલ અને અડધીની મારી બા હારું છેંકણી આપો."

ટોકરકાકા ત્રાજવાંની દાંડી ઊંચી કરી ન કરી ને ડાંગરને કોઠીમાં પધરાવે અને કહેશેઃ "લે આ ગોળ, આ તેલ અને આ તારી બા હારું છેંકણી." આપતાં આપતાં ગોળનું એક દડબું તેલમાં પડી જાય તો ટોકરકાકા કહેશેઃ "લઇ લે, લેઇ લે; એ તો હારુંજ છે ને! ગોળને તેલમાંજ ખાવો છે ને!"

બાબરિયો આવીને કહેશેઃ "ટોકરકાકા! આ કોદરાની મગફળી આપોને!" એ મગફળી એની ચાળમાં લેતો હોય છે ત્યાં તો ચતુરી આવીને બૂમ મારે છેઃ "ટોકરકાકા! મારા બાપા કહી ગયા છે એ

અધમણ હૂંઢિયું આલો. હું ખેતર જાઉં છું તે ઓરવા લેતી જાઉં." ટોકરકાકા તાડૂકી ઊઠે છેઃ "તારો બાપો ક્યાં ગયો છે? અધમણ હૂંઢિયાને શું કરવું છે? હજુ ગયા વરસની તો એક પાઇ પણ ભરી નથી અને હૂંઢિયું ને બૂંઢિયું લાવો લાવો કરી રહ્યાં છો? લઇ જા આ પંદર શેર હૂંઢિયું અને કહેજે તારા બાપને કે પૈસા ઝટ આપી જાય."

ચતુરી હૂંઢિયુ લઇને જાય છે. ત્યાં તો બહાર નાયણા ઢેડનો છોકરો બૂમ મારે છેઃ "મોટા, એ મોટા, એક પૈસાનું તેલ આપોને?" ટોકરશેઠ એના નાના ભાઇને કહે છેઃ "ચુનિયા, જા તેલ આપ." ચુનિયો તેલની બરણી બહાર લઈ જાય છે અને કહે છેઃ "મેલ વાડકી હેઠે." પછી બે પાવળાં તેલ રેડીને પૈસો ઉપાડી પાછો ફરે છે. ત્યાં છોકરો બોલે છેઃ "મોટા, એક પૈસાનો ગોળ હળ આલો." નાના શેઠ બરાડી ઊઠે છેઃ "એકસાથે કેમ નથી માગી લેતો? મોટો ઘરાક થઇને આવ્યો છે તે!"

એટલામાં ડાયલી વાઘરણ આવે છે. એણે અડધી લાજ કાઢી છે, અડધું જોતી જાય છે, હસતી જાય છે અને વાતો કરતી જાય છેઃ "ટોકરકાકા! અમારી વાડીબાડીએ જોવા નથી આવતા?" ટોકરકાકા! કહેશેઃ "અલી! કાલે તું ચોળાની શીંગો આપી ગઇ એ તો સડેલી નીકળી. અડધોઅડધ નાખી દેવી પડી." ડાયલી કહેશેઃ "એમ ચમ થયું? ટોકરકાકા, તમારા હારૂ તો વેણી વેણીને લાવી'તી. એક પૈસાની છેંકણી આલો તો!"

તમે ટોકરકાકાને તો શાના જોયા હોય! એમનાં રૂપરંગ પણ જોવા જેવાં છે. ટોકરકાકાના ડીલ ઉપર ડગલું તો કોઇક વાર એ ગામગમતરે જાય ત્યારેજ હોય. બાકી તો હમણાં છૂટી પડશે, હમણાં નીચે પડી જશે એવું ઢીલુંપોચું ધોતિયું અને એના ઉપર ચાંદીનો કંદોરો હોય. એ કંદોરો ન હોત તો તો કોણ જાણે ટોકરકાકાનું પેટ વધી વધીને ક્યાંય ઊંચું ચડી ગયું હોત! ટોકરકાકા ડીલે ડગલું ભલે ન પહેરે, પણ એમના માથે તેલઘીના ડાઘથી તરબોળ થયેલી ટોપી તો હોય, હોય ને હોય. કાન ઉપર કલમ ખોસી હોય, બાજુમાં

ડબા ઉપર ચોપડો પડ્યો હોય અને ટોકરકાકા બૂમ મારે: "અલ્યા! આ વખત કપાસિયા બહુ સારા આવ્યા છે. બિયાવું લઇ જવું છે ને?"

ભૂદર કહેશે: "શું ભાવ રાખ્યો ટોકરકાકા?"

ટોકરકાકા કહેશે: "ભાવ તો જે હશે એ લેવાશે. કાંઇ તમારાં ઘરબાર તો નહિ લૂંટી લઇએ?"

ટોકરકાકાને ત્યાં ગામના લગભગ બધા ખેડૂતો આવે–જાય. ટોકરકાકાએ કોઇકના કાયડામાં ભાગ રાખ્યો હોય, તો કોઇકના ખેતર ઉપર રૂપિયા ધીર્યા હોય; કોઇકનું ઘર લખાવી લીધું હોય, તો કોઈકનાં કડલાંકાંબી ઘરમાં મૂકયાં હોય. કાંઈ નહિ તો છેવટે કોઇકનાં ડોબાંનું ઘી લેવાનું પણ ટોકરકાકા ભૂલે નહિ.

અમારા ગામના લોક ભણેલા નહિ એટલે ટોકરકાકાની આંખ એજ એમની આંખ. ટોકરકાકા કહેશે: "સાત પૈસાનો ગોળ, ત્રણ પૈસાનું તેલ, અઢી પૈસાની ખાંડ અને ચાર પૈસાની ચા એટલે સાડા-સોળ પૈસા થયા. જા, ચાર આના આપજે." 'હારુ કાકા હારુ. હાથમાં આવશે એટલે તરત આલી જઇશ. કાલ કૃતિયો લાટમાં દાડીએ ગયો'તો, એના પાંચ આના આવવાના છે.'

નાથા ભગત ધીમે પગે ટોકરકાકાના ઓરડામાં આવે. થોડી વાર બેસે. ટોકરકાકા કહે એમ ચણાની ગૂણો આડીઅવળી મૂકે. બેચાર લાકડાં ફાડી આપે અને ઊભા થતાં થતાં કહેશે: "ટોકરકાકા! એકબે રૂપિયા ન આલો?"

"શું કરવા છે?"

"આ છોડીને એના હાહરેથી તેડવા આવ્યા છે તે એક કાપડું ને સાલ્લો લેવાં'તાં."

ટોકરકાકા કહેશે: "કાલ આવજે."

"કાકા, ત્રણ દિવસથી તો આંટા ખાઉં છું અને છોડીને કાલ તો વળાવવી છે. પછી લાવું કયારે ને કરું શું?"

"તારા આઠ તો બાકી છે. આ વખતે તેં કશું જમા તો કરાવ્યું નથી પછી મારે આપવા કયાંથી?"

"ટોકરકાકા! આ તમાકુ વેચી છે એના પૈસા આવવાના છે.

એમાંથી તમારા ભરી જઇશ. આ એક કામ કાઢો."

ટોકરકાકા બરાડી ઊઠ્યાઃ "પણ વ્યાજ જેટલું તો ભરવું જોઇએ ને! જા, લઇ જા. લઇ જવા હોય તો આ બે લે, પણ ત્રણ ભરવા પડશે."

"કાકા, એમ શે પહોંચાય?"

"તો મારો ગગો ક્યાં કુંવારો રહી જાય છે? આ રહ્યા પાછા!"

ભગત કહેશેઃ "લાવો, લો, લાવો. કાકા, બે દી મોડું થાય તો વ્યાજબ્યાજ ચડાવશો નહિ! લો! વ્યાજ ચડાવશો નહિ!"

"તારે તો બોલવામાં શું ગયું? ઠીક પણ વહેલો દઇ જજે."

ભગત ફાળિયાના છેડે રૂપિયા બાંધતા બાંધતા ઘર તરફ ચાલ્યા.

દિવાળી આવે એટલે ટોકરકાકા બધા ખેડૂતની ડાંગર એક વખારમાં ભેગી કરાવે અને ગાડાં ભરાવી ભરાવીને ઉમરેઠ રવાના કરે.

પછી ટોકરકાકા હિસાબ કરી આપેઃ "જો તારા ૧૩૫ પહેલાના બાકી હતા, ૧૪ાા રૂપિયાની તું ચીજવસ્તુઓ લઇ ગયો. ૨૦ાા તારા મહેસૂલ પેટે ભર્યા અને ૨૭ાઃ વ્યાજ થયું, એટલે બધા મળીને ૨૦૭ાઃ થયા. એમાંથી તારી ૮૦ મણ ડાંગર આવી એના ૮૦ પોણું ૬૦) રૂપિયા આવ્યા. એટલે તારે ખાતે હવે ૧૪૭ાઃ રહ્યા. જો આ વખતે તું ડાંગર બહુ થોડી લાવ્યો. ઘરમાં કેટલી રાખી?" "ઘરમાં તો વરહ દા'ડો ચાલે એટલીય નથી."

"પણ તું આમ કરવાનો તો દેવું શી રીતે ભરવાનો? આ વખતે ચણા કેટલા ઓર્યા છે?"

"પાંચ વીઘાંમાં."

"પેલા વાંટા વાળામાં કે?"

"હોવે."

"ઠીક, ત્યાં તો સારા ચણા થવાના. જો સાંભળ, આ વખતે બધા ચણા આપી જા અને આ દેવું કાઢી નાખ. આમ ને આમ કેટલો તણાયા કરીશ! હમણાં તો હું પોતે પણ નાણાભીડમાં છું. તમારા લોકોનું આવે કાંઇ નહિ અને લેવા ટાણે ચડ્યા ઘોડે ઊભા રહો! અહીં તે શું પૈસાનાં ઝાડ ઊગે છે?"

મેરે સમાન દુઃખી દુનિયા મેં દૂસરા કૌન હોગા ? સારે દુઃખોં કા પહાડ માનો મુઝ પર હી ટૂટ પડા હૈ. પરંતુ હે મેરે પ્રિયતમ! ક્યા યહ સચ નહીં હૈ કિ યહ સબ તુમ્હારી હી ભેજી હુઈ સૌગાત હૈ? તુમ્હારા હી પ્રેમ સે દિયા હુઆ ઉપહાર હૈ ? ઈસ સત્યકો જાનનેપર ભી હે મેરે પ્યારે ! ફિર મુઝે ઇનકી પ્રાપ્તિ મેં અસંતોષ ક્યોં હોતા હૈ ? તુમ્હારી હી દી હુઇ પ્રત્યેક વસ્તુ મેં તુમ્હારે હૃદય કે નિર્મલ પ્રેમ કો દેખ-કર, ઓ મેરે હૃદયધન ! તુમ્હારે પ્રત્યેક વિધાન મેં તુમ્હારા કોમલ કર–સ્પર્શ પાકર મૈં પરમ સુખી હો સકૂં. ઐસા પ્રેમિયોં કા–સા વિલ-ક્ષણ હૃદય મુઝે દે દો નાથ !

× × × ×

હે પ્રભો ! મૈં દિન–રાત દુનિયા મેં દુઃખ કી, શોક કી, પીડા કી, નિરાશા કી, અસફલતા કી, અપમાન કી, અભાવ કી, અકાલ કી, અ-કીર્તિ કી, દરિદ્રતા કી, વિયોગ કી, રોગ કી ઔર મૃત્યુ કી ડરાવની સૂરતોં કો દેખ–દેખકર ભયભીત હોતા હૂં. પરંતુ હે મેરે ચતુર ખિલાડી! હે મેરે વિલક્ષણ બહુરૂપિયે ! ક્યા યહ સત્ય નહીં હૈ કિ ઇન સબ રૂપોં કો ધારણ કરકે એક તુમ્હીં તો મુઝસે ખેલને આતે હો? ઔર ક્યા યહ ભી સત્ય નહીં હૈ મૈં તુમ્હેં ન પહચાનને કે કારણ હી ડર-કર ઇનસે દૂર ભાગના ચાહતા હૂં ? હે પ્યારે! મુઝે ઐસી દિવ્ય આંખેં દે દો કિ ફિર તુમ્હેં પહચાનને મેં મૈં કભી ભૂલૂં હી નહીં! ચાહે તુમ કિસી ભી રૂપ મેં આઓ, મૈં તુમ્હેં પહચાન હી લૂં ઔર તુમ્હારે નયે–નયે ખેલોં કો દેખ–દેખકર વૈસે હી ખિલતા રહૂં જૈસે સૂર્ય કી કિરણોં કો દેખતે હી કમલ ખિલ ઉઠતે હૈં. દે ડાલો ન પ્રભુ! ઐસી પર્દે કે ભીતર કી વસ્તુ કો પહચાનનેવાલી પૈની નજર!

× × × ×

હે પ્રભો ! મૈં માતા કે સ્નેહ સે, પિતા કે વાત્સલ્ય સે, મિત્ર કી મૈત્રી સે, પત્ની કે પ્રેમ સે, સંતાન કે પ્યાર સે,સુકર્મોંકી કીર્તિ સે ઔર લક્ષ્મી કી મોહિની સે મુગ્ધ હો રહા હૂં. સદા અંધા હી બના રહતા હૂં. પરંતુ ઓ મેરે મહા માયાવી ! ક્યા યહ સત્ય નહીં હૈ કિ તુમ્હીં મા બન-કર સ્નેહ કરતે હો, પિતા બન કર પાલતે હો, મિત્ર બનકર મૈત્રી

કરતે હો, પત્ની બનકર પ્રેમ કરતે હો, સંતાન બનકર અપની તોતલી વાણીસે મોહતે હો, સુકર્મ બનકર કીર્તિ કે રૂપ મેં આતે હો, ઔર મા લક્ષ્મી બનકર મુઝે અપના ગુલામ બના લેતે હો? ક્યા યહ સ્નેહ, વાત્સલ્ય આદિ કી સારી ધારાઓં કા મૂલસ્રોત તુમ્હીં એક માત્ર અખિલ ભાવોં કે મહાન્ સાગર સે હી નહીં નિકલ રહા હૈ? ઔર ક્યા યહ ભાવ-ધારા પુનઃ લૌટકર તુમ સમુદ્રરૂપ મેં હી મિલને કો નહીં જા રહી હૈ? ઓ મેરે મનચોર! બસ; ઇતની કૃપા કરો કિ મૈં ઇન સબ મેં ઔર ઇન સભી કે સંબંધોં ઔર ભાવોં મેં તુમ્હીં કો દેખ-દેખકર સદા મુગ્ધ હોતા રહૂં!

× × × ×

હે પ્રભો! બગીચે કે રંગ-બિરંગે ફૂલોં કી સુંદરતા ઔર સુગંધિ, આકાશ મેં ઉડનેવાલે પક્ષિયોં કી ચિત્ર-વિચિત્ર વર્ણો કી બનાવટ ઔર ઉનકી સુમધુર કાકલી, સરોવરોં મેં ઔર નદિયોં મેં ઇધર-સે-ઉધર કુદકનેવાલી મછલિયોં કી મોહિની સૂરત ઔર પુષ્પોં કે રસપર મંડરાતી હુઇ તિતલિયોં કી કલાપૂર્ણ રચના, સબ મન કો હરણ કિયે ડાલતી હૈ. યહ સુંદરતા, સુગંધ, કલા ઔર યહ મીઠા સ્વર, હે સૌંદર્ય ઔર માધુર્ય કે અનંત સાગર! તુમ્હારે હી તો જલકણ હૈં. બસ, હે અખિલ સૌંદર્ય-માધુર્ય-નિધિ! ઐસી કૃપા કરો જિસસે મૈં ઇસ બાત કો સદા સ્મરણ રખ સકૂં ઔર પ્રત્યેક સૌંદર્ય-માધુર્ય કી બહતી ધારા કા સહારા લેકર તુમ્હારે અનંત સૌંદર્ય-માધુર્ય કા કુછ અંશો મેં તો ઉપભોગ કરૂં!

× × × ×

હે પ્રભો! મેરે હૃદય મેં ઐસી આગ લગા દો જો સદા બઢતી હી રહે. વિષયોં કી સારી આસક્તિ ઔર કામના ઉસકા ઇંધન બનકર ઉસે ઔર ભી પ્રચણ્ડ કર દે ઔર ઇતની પ્રચણ્ડ કર દે કિ ફિર વહ તુમ્હારી દર્શન-સુધા-વૃષ્ટિ કે બિના કભી બુઝે હી નહીં!

× × × ×

હે પ્રભો! જૈસે સૂર્યકાંતમણિ સૂર્ય કી કિરણોં કા સ્પર્શ પાતે હી જલ ઉઠતી હૈ, વૈસે હી હે નાથ! તુમ્હારે ભક્ત સાધુઓં કા જાને-

અનજાને સંગ પાતે હી મેરે મન મેં તુમ્હારે પ્રેમ કી આગ ભડક ઉઠે ! હે અનંત બ્રહ્માણ્ડોં મેં અનંત સૂર્યોં કે પ્રકાશક ! મેરે મન કો સૂર્યકાંતમણિ કે સદૃશ બના દો !

× × × ×

હે પ્રભો ! જૈસે ચંદ્રકાંતમણિ ચંદ્રકિરણોં કા યોગ પ્રાપ્ત કરતે હી દ્રવિત હો કર રસ બહાને લગતી હૈ વૈસે હી હે અનંત સુધાકરોં કો સુધાદાન દેનેવાલે સુધાસાગર ! મેરા હૃદય ચંદ્રકાંતમણિ કે સમાન બના દો જો તુમ્હારે ગુણ–નામરૂપી સુધાભરી શશિ–કિરણોં કા સંયોગ પાતે હી દ્રવિત હોકર બહને લગે !

હે પ્રભો ! ચુમ્બક ઉસી લોહે કો અપની ઓર ખીંચતા હૈ જો નિખાલિસ હોકર ઉસકે સામને આતા હૈ. મુઝે ભી હે કૃપાસાગર ! સમસ્ત અભિમાનોં કે મિશ્રણસે રહિત કર દીન હીન નિખાલિસ લોહા બના દો જો તુમ્હારે આકર્ષક કૃષ્ણ નામ ચુમ્બક કો પાતે હી દૌડકર ઉસમેં સદા કે લિયે ચિપટ જાય !

( 'કલ્યાણ'ના એક અંકમાંથી )

## १०३–सिंध–पंजाबका तुहफा*

[ અર્થાત્ ગોષ્ઠી જો ગુરુ બાબા નાનકજી કી લાલફકીર કે સાથ હુઈ ]

પ્રશ્ન–ફકીરી કા આદિ ઔર અંત ક્યા હૈ ?

ઉત્તર–ફકીરી કા આદિ નાશ હોના ઔર અંત 'સત્' હોના હૈ. નાશ હોને કા અર્થ યહ હૈ કિ શિષ્ય ફકીરી આરંભ કરને કે સમય નિરભિમાનભાવસે મૃતક કે સમાન બનકર શ્રીગુરુદેવ કી આજ્ઞારૂપી કબ્ર મેં સમા જાય, ઔર 'સત્' હોને કા ભાવ હૈ દેહાભિમાન કી નિવૃત્તિપૂર્વક સત્સ્વરૂપ મેં સ્થિત હો જાના.

પ્ર૦–ફકીરી કી બડાઇ ક્યા હૈ ?

* યહ તુહફા હમેં શ્રીમહંત બાબા ધર્મદાસજી, દરબાર ભાઝંદ, તથા શ્રીમહંત બાબા ટહલદાસજી, દરબાર ગાડિયાસીન સે પં૦ શ્રીજયરામદાસજી 'દીન' રામાયણી કે દ્વારા પ્રાપ્ત હુઆ હૈ. —સંપાદક

ઉ૦-નમ્રતા. ભાવ યહ હૈ કિ નમ્રતા સે હી સબ કિસી કો બડાઇ પ્રાપ્ત હુઈ હૈ, હોતી હૈ ઔર હોગી.

પ્ર૦-ફકીરી કી બુદ્ધિમાની કયા હૈ?

ઉ૦-પરમેશ્વર મેં ચિત્ત લગાના, પરમેશ્વર કે સિવા ઔર કહીં ચિત્ત કો ન અટકાના. તાત્પર્ય યહ કિ ફકીર કો અપના ચિત્ત સદૈવ ભગવાન મેં હી લગાયે રખના ચાહિયે, લોક-પરલોક કે કિસી ભી વિષયસુખ મેં ચિત્ત કો ન જાને દેના હી ફકીરી કી બુદ્ધિમાની હૈ.

પ્ર૦-ફકીર કી શક્તિ કયા હૈ?

પ્ર૦-અશક્ત હોકર રહના. અર્થાત્ અપને મેં શક્તિ હોને પર ભી અસમર્થ બને રહના, યહી ફકીર કી શક્તિ હૈ.

પ્ર૦-ફકીર કે લિયે મુંહ કાલા કરનેવાલી વસ્તુ કયા હૈ?

ઉ૦-અપની સ્તુતિ કરના. ફકીર કા અપને મુંહ અપની પ્રશંસા કરના અપને મુંહ પર કાલિખ લગાના હૈ. કહા ભી હૈ—

**स्वगुनदोष पर जाचना अर्थी व्यर्थ भजंत।**
**इन चारोंके कहन में संतन जीभ लजंत॥**

પ્ર૦-ફકીર કા પૈવંદ કયા હૈ?

ઉ૦-પરમેશ્વર કા જ્ઞાન ઔર ઉસ જ્ઞાનમેં સ્થિત હો જાના. અર્થાત્ દુનિયા કે સંપૂર્ણ નાતોં સે મન કો મોડકર ઔર એકમાત્ર પરમેશ્વર કો અપના જાનકર ઉન્હીં સે દૃઢ નાતા જોડ લેના, યહી ફકીર કા પૈવંદ× હૈ.

પ્ર૦-ફકીરી કા પ્રકાશ કયા હૈ?

ઉ૦-પરમેશ્વર કા નામ-જપ ઔર ધ્યાન.

પ્ર૦-ફકીર કે સિર પર કયા હૈ?

ઉ૦-ભગવંત કી છાયા.

પ્ર૦-ફકીર કે આગે કયા હૈ?

ઉ૦-પ્રારબ્ધ.

પ્ર૦-ફકીર કે પીછે કયા હૈ?

---

× માલી લોગ જો એક પુષ્પ યા ફલકે વૃક્ષકી ડાલી કો દૂસરે પુષ્પ યા ફલ કે વૃક્ષ મેં જોડકર દૂસરા પુષ્પ યા ફલ કા વૃક્ષ તૈયાર કર લેતે હૈં, ઉસકો પૈવંદ કહતે હૈં.

ઉ૦–મૌત. અર્થાત્ ઉસે સદૈવ મૌત કી યાદ બની રહતી હૈ.

પ્ર૦–ફકીર કે દોનોં હાથ કહાં રહતે હૈં?

ઉ૦–ઉસ કે દોનોં હાથ કાનોં પર ઔર સખ્ત નિયમોં કે પાલન મેં લગે રહતે હૈં. અર્થાત્ પરાયી નિંદાસ્તુતિ કાનોં મેં ન પડે, ઇસ કે લિયે વહ દોનોં કાનોં કો દોનોં હાથોં સે બંદ કિયે રહતા હૈ ઔર પૂજાદિક નિત્યકર્મ મેં દઢતા કે સાથ લગા રહતા હૈ.

પ્ર૦–ફકીર કે ચરણ કિસ અવસ્થા મેં રહતે હૈં?

ઉ૦–સંકુચિત ઔર બંધે હુએ—કુમાર્ગ કી ઔર સે સંકુચિત ઔર આસન કી દઢતા મેં બંધે હુએ.

પ્ર૦–ફકીર કિસ કામ કે લિયે કમર કસે રહતા હૈ?

ઉ૦–ગુરુઓં કી સેવા–ટહલ કરને કે લિયે.

પ્ર૦–ફકીર કા સંકલ્પ ક્યા હોતા હૈ?

ઉ૦–ભજન કરના (અર્થાત્ ભજન કે સિવા ઔર કોઇ સંકલ્પ ન ઉઠને દેના–કેવલ ભજન કા હી સંકલ્પ કરના).

પ્ર૦–ફકીર કો સંશય કિસ બાત કા રહતા હૈ?

ઉ૦–યહી કિ ભજન કરતા હૂં, દેખેં વહ ભગવાન્ કો કબૂલ હોતા હૈ કિ નહીં!

પ્ર૦–ફકીર કા ઘોડા ક્યા હૈ?

ઉ૦–પ્રિયતમ કી પ્રીતિ ઔર ઇચ્છા.

પ્ર૦–ફકીર કા અધિકાર ક્યા હૈ?

ઉ૦–દિન–રાત જાગતે રહના, અર્થાત્ સદૈવ સત્–અસત્ કા વિવેક કરતે રહના. ભગવાન્ શંકરાચાર્યને ભી કહા હૈ—

'**जागर्ति को यः सदसद्विवेकी।**' (પ્રશ્નોત્તરી)

પ્ર૦–ફકીર કી 'કાહિલી' (વિના વિચારે સહસા કોઇ કામ કર બૈઠને કો સિંધી ભાષા મેં 'કાહિલી' કહતે હૈં) ક્યા હૈ?

ઉ૦–બહુત ખાના. કહા ભી હૈ—'બુદ્ધિ ઘટૈ બહુ ભોજન ખાયે.'

પ્ર૦–ફકીર કી ચાલાકી (હોશિયારી) કિસ બાત મેં હૈ?

ઉ૦–અન્ન–જલ કા સંયમ કરના, અર્થાત્ કમ ખાના–પીના.

પ્ર૦–ફકીરકા આરામ–વિશ્રામ ક્યા હૈ?

ઉ૦—એકાંત મેં બૈઠના. પ્રમાણ દેખિયે—

न सुखं देवराजस्य न सुखं चक्रवर्तिनः।
यत्सुखं वीतरागस्य मुनेरेकान्तवासिनः॥

પ્ર૦—ફકીર કા તોષા (ખજાના) ક્યા હૈ?

ઉ૦—ભગવંત કા ભરોસા રખના.

પ્ર૦—ફકીર કા મેહમાન કૌન હૈ?

ઉ૦—શરીર ઔર જીવિકા (પ્રારબ્ધ). તાત્પર્ય યહ કિ ફકીર શરીર કે નિર્વાહમાત્ર સે સંતુષ્ટ એવં પ્રસન્ન રહતે હૈં.

પ્ર૦—ફકીર કા ઉદ્યમ ક્યા હૈ?

ઉ૦—પરમેશ્વર મેં ચિત્ત કો સ્થિત કરના.

પ્ર૦—ફકીર કા ઘર કહાં હૈ?

ઉ૦—જગતરૂપી સરાય હી ફકીર કા ઘર હૈ.

પ્ર૦—ફકીર કી મિલ્કિયત (સંપત્તિ) ક્યા હૈ?

ઉ૦—પરમેશ્વર કે ભજન કા નિયમ.

પ્ર૦—ફકીર કી રીઝ ક્યા હૈ?

ઉ૦—શરીર કા આરોગ્ય (ક્યોંકિ શરીર નિરોગ રહનેસે પરમાત્મા કા ભજન હોતા હૈ).

પ્ર૦—જગત્પર ફકીર કા ધંદ્રા (તાલા) ક્યા હૈ?

ઉ૦—ભોગોં કા, અર્થાત્ જિન વિષયો મેં ચિત્તકી ફંસાવટ હોતી હો, ઉનકા ત્યાગ કરના.

પ્ર૦—ફકીર કે ઘર કી (હૃદય કી) કુંજી ક્યા હૈ?

ઉ૦—હર કિસી સે શિક્ષા લેના (જૈસે ગુરુ દત્તાત્રેયજીને ચૌબીસ ગુરુઓં સે શિક્ષા લી થી).

પ્ર૦—ફકીર કા આહાર ક્યા હૈ?

ઉ૦—અપના હી માંસ (અર્થાત્ શરીર કો સુખાના, તિતિક્ષા કરના).

પ્ર૦—ફકીર કો જરૂરત કિસ બાતકી હૈ?

ઉ૦—હર બાત પર શુક્ર માનના—અર્થાત્ જો બાત બન આવે, ઉસીસે કૃતાર્થ હો જાના.

પ્ર૦—ફકીર કી પ્રસન્નતા ક્યા હૈ?

ઉ૦-કિસી ભી વિષયમેં ચિત્ત કો ન અટકાના. કહા ભી હૈ—

**प्रीति करंते बावरे हित चित अवरे हेय।**
**मूरख कौन सयानपा, चित दे चिंता लेय॥**

પ્ર૦-ફકીર કી આદત ક્યા હૈ?

ઉ૦-ભજન કરતે રહના.

પ્ર૦-ફકીર કો તૃષ્ણા કિસ બાતકી રહતી હૈ?

ઉ૦-તપ બઢાને કી.

પ્ર૦-ફકીર કી ગુજરાન કિસ પર હૈ?

ઉ૦-કિસી સે લોભ નહીં કરના; જો સ્વયં આકર પ્રાપ્ત હો જાય ઉસી મેં સંતુષ્ટ રહના.

પ્ર૦-ફકીર કો રસ (આનંદ) કિસ બાત મેં મિલતા હૈ?

ઉ૦-ચુપ રહને અર્થાત્ શાંત રહને મેં.

પ્ર૦-ફકીર કા ન્યાય ક્યા હૈ?

ઉ૦-સબ સે નિર્વૈર રહના.

પ્ર૦-માયા કા વ્યવહાર કૈસા હૈ?

ઉ૦-જૈસે ઊંટ કે નાક કી મહાર (નકેલ). મહાર પશુઓં કે લિયે ભલી હૈ, મનુષ્યોં કે લિયે નહીં.

પ્ર૦-પરમેશ્વર કે સાથ પ્રીતિ કબ કરના ભલા હૈ?

ઉ૦-અભી ઇસી સમય.

પ્ર૦-કિસ સે પ્રીતિ ન કરના ભલા હૈ?

ઉ૦-કામ, ક્રોધ, મોહ, તૃષ્ણા આદિ સે પ્રીતિ ન કરના ભલા હૈ.

પ્ર૦-કર્મયોગ ઔર સાંખ્યયોગ કિસે કહતે હૈં?

ઉ૦-પવન કો રોકના કર્મયોગ ઔર ચિત્ત કા નિરોધ કરના સાંખ્યયોગ હૈ. યદિ કહો કિ ઇન દોનોં મેં કૌન પ્રમાણ હૈ, તો ઇસકા ઉત્તર યહ હૈ કિ જબતક કલિયુગ નહીં આયા થા તબતક દોનોં ક્રિયાએં યોગ્ય (સાધ્ય) થીં; પરંતુ અબ કલિયુગ કે આ જાને સે ચિત્તકી વૃત્તિયાં ચંચલ હો ગઈ હૈં, ફલતઃ કર્મયોગ કી સિદ્ધિ જલ્દી નહીં હોતી. ઇસલિયે ઇસ યુગ મેં સાંખ્યયોગ હી પ્રમાણ હૈ.

પ્ર૦-ફકીર કે લિયે કઠિન ક્યા હૈ?

ઉ૦-જપ-તપ કા અહંકાર નિવૃત્ત કરના.

પ્ર૦-ફ્કીર કા મેલ-મિલાપ ક્યા હૈ?

ઉ૦-અપના આપા ભુલાકર અપને હી રહ જાના, અર્થાત્ દેહાભિમાન કો ભુલાકર આત્મસ્વરૂપ મેં સ્થિર રહના.

પ્ર૦-ફ્કીર કા જામા ક્યા હૈ?

ઉ૦-સબ કિસી કે પાપોં કો કજના-ઢકના.

પ્ર૦-ક્યા ફ્કીર કા નગ્ન રહના ભલા હૈ?

ઉ૦-જબતક શરીર કા અભ્યાસ હૈ તબતક નિર્વાહમાત્ર કે લિયે કપડા અંગીકાર કરે ઔર જબ શરીર કા અભ્યાસ મિટ જાય તબ સ્વેચ્છાનુસાર બરતે.

પ્ર૦-ભજન કૈસે સ્થિર હોતા હૈ?

ઉ૦-તપ કે દ્વારા.

પ્ર૦-તપ કૈસે સિદ્ધ હોતા હૈ?

ઉ૦-કહના કમ, કરના અધિક-ઐસા કરને સે તપ સિદ્ધ હોતા હૈ.

પ્ર૦-ફ્કીર કા કર્તવ્ય ક્યા હૈ?

ઉ૦-ગુરુદેવ કી આજ્ઞા મેં રહના.

પ્ર૦-ફ્કીર કા રોગ ક્યા હૈ?

ઉ૦-માયાધારિયોં સે પ્રીતિ કરના.

પ્ર૦-ફ્કીર કો દુઃખ કૈસે હોતા હૈ?

ઉ૦-કરામાત દિખલાનેસે.

પ્ર૦-ફ્કીર કે પાસ સે લોક કી હજૂમત (ભીડ) કિસ પ્રકાર હટે?

ઉ૦-હર કિસીસે કુછ-ન-કુછ યાચના કરતે રહને સે.

પ્ર૦-ફ્કીર કા હાસ-વિલાસ ક્યા હૈ?

ઉ૦-ભગવાન્ કી ચર્ચા કરના.

પ્ર૦-ફ્કીર કા અર્થ કિસ તરહ સિદ્ધ હોતા હૈ?

ઉ૦-સબ અર્થોં કા ત્યાગ કરનેસે.

પ્ર૦-જિજ્ઞાસુ ફ્કીર કો પરમેશ્વર કબ પ્રાપ્ત હોતે હૈ?

ઉ૦-જબ ઉસકે હૃદય મેં સચ્ચી પ્રીતિ પૈદા હો જાતી હૈ.

પ્ર૦-સચ્ચી પ્રીતિ કી નિશાની ક્યા હૈ?

ઉ૦—ગુરુઓં સે પ્રીતિ કરના.
પ્ર૦—કયા ફકીર કે લિયે સવાલ (યાચના) કરના ઠીક હૈ?
ઉ૦—હાં, યદિ વહ કિસી ઔર કે લિયે કિયા જાય.
પ્ર૦—ફકીર કે લિયે કિસ કા ત્યાગ યોગ્ય હૈ?
ઉ૦—અપને સંબંધિયોંકા. કહા ભી હૈ—

**कुल कुटुंब थूहड बन, कंटक नख-सिख पूर।**
**बुद्धि बस्त्र फाटै सही, 'रज्जब' रहिये दूर॥**

પ્ર૦—ફકીર કા મિત્ર કૌન હૈ?
ઉ૦—માયા કા ત્યાગ.
પ્ર૦—જનક આદિ અપને કુટુંબ મેં કિસ પ્રકાર રહે?
ઉ૦—અપને હૃદય કો સર્વથા નિરહંકાર બનાકર.

('કલ્યાણ' માસિકના એક અંકમાંથી)

---

# ૧૦૪—ધ્યાનાવસ્થામાં પ્રભુ સાથે વાર્તાલાપ

(અનુઃ—શ્રી૦ મણિલાલ્ જાદવરાય ત્રિવેદી)

સાધક એકાંત અને પવિત્ર સ્થાનમાં દર્ભ અથવા ઊનના આસન ઉપર સ્વસ્તિક, સિદ્ધ અથવા પદ્માસન વગેરે કોઇ પણ આસન વડે સ્થિર સીધા અને સ્વસ્થતાપૂર્વક બેસે, ઇન્દ્રિયોને વિષયથી મુક્ત કરી, સાંસારિક કામનાઓનો સંપૂર્ણ ત્યાગ કરી, સ્ફુરણરહિત થઇ જાય, પછીથી આળસરહિત વૈરાગ્ય સહિત પવિત્ર ચિત્તથી પોતાના ઇષ્ટદેવ ભગવાનનું આહ્વાન કરે. જ્યારે ધ્યાનાવસ્થામાં ભગવાન આવે છે, ત્યારે ચિત્તમાં અતિ પ્રસન્નતા, શાંતિ, જ્ઞાન-જ્યોતિ તેમ નેત્રો બંધ કરતાંજ સારાએ ભૂમંડળમાં મહાપ્રકાશ પથરાયલો પ્રતીત થાય છે, જ્યાં શાંતિ છે ત્યાં વિક્ષેપ નથી થતો અને જ્યાં જ્ઞાનદીપક પ્રગટે છે ત્યાં નિદ્રા અને આળસ પ્રવેશ કરી શકતાં નથી તેમજ ભગવાનને સ્તુતિ-પ્રાર્થના કરવાથી ધ્યાનાવસ્થામાં ભગવાન આવે છે. પોતાના ઇષ્ટદેવના સાકાર સ્વરૂપનું દર્શન કરવામાં કંઈ મુશ્કેલી

પણ નથી. કદાચ કહો કે પોતે નીરખેલી વસ્તુનું ધ્યાન કરવું સહેલ છે, પરંતુ કદી નીરખી ન હોય તેવી વસ્તુનું ધ્યાન શી રીતે થઇ શકે? એ ઠીક છે; પરંતુ શાસ્ત્ર અને મહાત્માઓનાં વચનામૃતોના આધારે તથા આપણા ઇષ્ટદેવના પ્રિયકર ચિત્રના આધાર ઉપર પણ ધ્યાન થઇ શકે છે, તેથી કરીને સાધકને માટે એજ ઉચિત છે કે, નેત્રોને બંધ કરી પોતાના ઇષ્ટદેવ પરમેશ્વરનું આહ્વાન કરે; અને સામાન્ય આહ્વાનના કારણે દર્શન ન થાય ત્યારે એમનું ગુણકીર્તન, દિવ્યસ્તોત્રો, મંગલગીતો થકી સ્તુતિ-પ્રાર્થના કરતાં શ્રદ્ધા અને પ્રેમ-પૂર્વક કરુણભાવે ગદ્ગદ કંઠે ભગવાનનું પુનઃ પુનઃ આહ્વાન કરે અને ભગવાનના આવવાની આશા અને પ્રતીતિ કરતાં આ ચોપાઇનું ઉચ્ચારણ કરેઃ-

**एक बात मैं पूछहु तोही। कारन कवन बिसारेहु मोही॥**

પછી વિશ્વાસ રાખવો જોઇએ કે, આપણા ઇષ્ટદેવ ભગવાન આપણી સંમુખ આકાશમાં ફક્ત બે ફૂટના અંતર ઉપરજ પ્રત્યક્ષ ઊભા છે. ત્યાર પછી ચરણથી મસ્તક સુધી એ દિવ્યમૂર્તિનું અવલોકન કરતાં કરતાં આ ચોપાઈ ઉચ્ચારવી આવશ્યક છે.

**नाथ सकल साधनकर हीना। कीन्ही कृपा जानि जन दीना॥**

હે નાથ! હું બધાં સાધનો વગરનો છું છતાં આપે મને દીન જાણી દયા કરી છે; મતલબ કે મેં તો કોઇ પણ એવી સાધના નથી કરી કે જેના બળથી ધ્યાનાવસ્થામાં આપનાં દર્શન કરી શકું; પરંતુ આપે મને દીન જાણીનેજ દર્શન દીધાં છે. આ પ્રમાણે ભગવાનના આવ્યા પછી ધ્યાનાવસ્થામાં સાધક ભગવાન સાથે વાર્તાલાપ શરૂ કરે છે.

સાધક—પ્રભો! આપ ધ્યાનાવસ્થામાં પ્રગટ થતાં આટલો બધો વિલંબ કેમ કરો છો? બોલાવતાંની સાથેજ આપ કેમ પધારતા નથી? આમ તલસાવો છો શા માટે?

ભગવાન—તલસાવવામાંજ તમારું પરમ હિત રહેલું છે.

સાધક—તલસાવવામાં શું હિત છે તે હું સમજતો નથી; હું તો આપના પધારવામાંજ હિત સમજું છું.

ભગવાન—વિલંબથી આવવામાં વિશેષ લાભ થાય છે, વિરહ-

વ્યાકુળતા થાય છે, ઉત્કટ ઇચ્છા થાય છે; એ વખતે આવવામાં પરમ આનંદ પ્રાપ્ત થાય છે. જેવી રીતે અત્યંત ભૂખ લાગે ત્યારે અન્ન અમૃત સમાન લાગે છે.

સાધક—ઠીક છે; પરંતુ ઘણો વિલંબ કરવાથી સાધક નિરાશ થઈ ધ્યાન છોડી દેવા તૈયાર થાય છે.

ભગવાન—જો મારા પર એટલો પણ વિશ્વાસ ન હોય અને મારા આવવામાં વિલંબ થવાને કારણે સાધક આકુળવ્યાકુળ થઈ ધ્યાન છોડી દે, તો તેને દર્શન દેવાથી શું ફાયદો ?

સાધક—ઠીક છે; પરંતુ આપના આવવાથી આપમાં રુચિ તો વધશેજ અને સાધના પણ તેજ થશે, એટલા માટે આપને બોલાવવતાની સાથેજ પધારવું ઉચિત છે.

ભગવાન—જે હું સમજું છું એજ ઉચિત છે ને જે ઉચિત છે તેજ હું કરું છું.

સાધક—પ્રભો ! આપ જે કહો છો તેવુંજ મારે માનવું જોઇએ, પરંતુ મન ઘણું પાજી છે, એ માનવા નથી દેતું. આપ કહો છો તે વાત તદ્દન સત્ય છે તોપણ મને તો એજ પ્રિય લાગે છે કે હું બોલાવું અને તરત આપ આવી જાઓ. એ બતાવશો કે એ પુકાર કઇ જાતનો પુકાર છે કે જે એકજ પુકારની સાથે આપ પધારો છો ?

ભગવાન—ગોપીઓની રીતે જ્યારે સાધક મારે માટે વિરહથી તલસે છે ત્યારે તેવી રીતે હું આવું છું. અથવા મારામાં પ્રેમ અને વિશ્વાસ કરી દ્રૌપદી અને ગજેન્દ્રની માફક જ્યારે આતુરતાથી વ્યાકુલ થઇને પુકારે છે ત્યારે આવી શકું છું, અથવા પ્રહ્‌લાદની માફક નિષ્કામભાવથી ભજવાવાળા માટે બોલાવ્યા વિના પણ આવી શકું છું.

સાધક—વિરહથી વ્યાકુલ કરી આપ આવો છો એ આપની કેવી આદત છે ? આપ વિરહવેદના આપી કેમ તલસાવો છો ?

ભગવાન—વિરહ થકી ઉત્પન્ન થયેલી વ્યાકુલતાનો દરજ્જો ઘણો ઊંચો છે. વિરહવ્યાકુલતાથી પ્રેમની વૃદ્ધિ થાય છે. પછી ભક્ત ક્ષણભરનો પણ વિયોગ નથી સહન કરી શકતો. એને સદાને માટે મારી પ્રાપ્તિ થઇ જાય છે એક વખત મળ્યા પછી ફરી કોઈ વખત

છોડતો પણ નથી; જેવો ભરત ચૌદ વર્ષ સુધી વિરહથી વ્યાકુલ રહ્યો, પછી મારો સાથ તેણે કદી પણ છોડ્યો નહિ.

સાધક—આપને કદી કામ પડતું તો આપ લક્ષ્મણ અને શત્રુઘ્નને સુપરત કરતા, ભરતને નહિ, એનું શું કારણ હતું?

ભગવાન—પ્રેમની અધિકતાને કારણે ભરત મારો વિયોગ સહન કરી શકતો નહોતો.

સાધક—ત્યારે તેણે ચૌદ વર્ષ સુધી વિયોગ શી રીતે સહન કર્યો?

ભગવાન—મારી આજ્ઞાથી બંધાઈ એને વિયોગ સહન કરવો પડ્યો અને એ વિરહથી પ્રેમની એટલી વૃદ્ધિ થઇ કે પછી તેનો મારાથી કદી વિયોગ થયો નહિ.

સાધક—પણ આપે એ વિરહમાં ભરતનું શું હિત વિચાર્યું?

ભગવાન—ચૌદ સાલનો વિયોગ સહન કરવાથી એ વિરહ અને મિલનના તત્ત્વને પામી ગયો. પછી એક ક્ષણભરનો વિયોગ પણ તેને એક યુગ સમાન ભાસવા લાગ્યો. જો એવું ન થાય તો મારા પ્રત્યે આટલું આકર્ષણ શી રીતે થાય?

સાધક—પણ વિરહની વ્યાકુળતાથી નિરાશા પણ થાય.

ભગવાન—હું કહી ચૂક્યો છું કે એવા પુરુષોને ફરી દર્શન આપવાની શું જરૂર છે?

સાધક—ત્યારે એવા પુરુષોએ આપનાં દર્શન માટે શું કરવું જોઇએ?

ભગવાન—કોઇ પણ પ્રકારે મારામાં શ્રદ્ધા અને પ્રેમ ઉત્પન્ન થાય તેવી કોશિશ કરવી જોઇએ.

સાધક—શું શ્રદ્ધા અને પ્રેમ વિના દર્શન થઇજ શકતાં નથી?

ભગવાન—ના, નથી થઇ શકતાં; એ નીતિ છે.

સાધક—શું આપ મહેરબાની નથી કરી શકતા?

ભગવાન—કોઇ ઉપર મહેરબાની કરાય અને કોઇ ઉપર ન કરાય તો પક્ષપાતદોષ આવે છે. દરેક પર મહેરબાની નથી થઇ શકતી.

સાધક—શું એવી મહેરબાની કદી થઇ શકે છે ખરી?

ભગવાન—હા, અંતકાળને માટે એવી મહેરબાની છે. એ વખતે શ્રદ્ધા અને પ્રેમ વગર પણ ફક્ત એક વખત મારું સ્મરણ

કરવાથી મારી પ્રાપ્તિ થાય છે.

સાધક—ત્યારે એને માટે આટલી બધી મહેરબાની કેમ રાખવામાં આવી ?

ભગવાન—એનું જીવન સમાપ્ત થઇ રહ્યું છે, સદાને માટે એ મનુષ્યશરીરનો ત્યાગ કરી રહ્યો છે, તેથીજ એને માટે વધારે ઉદારતા રાખવામાં આવી છે.

સાધક—એ તો ઉચિતજ છે કે અંતકાળને માટે આ ઘણી ઉદારતા રાખવામાં આવી છે, પરંતુ અંતસમયે મન, બુદ્ધિ અને ઇન્દ્રિયો પોતાના કબજામાં નથી રહેતી; અને તે વખતે આપનું સ્મરણ કરવું એ પણ પોતાના કાબૂની વાત નથી.

ભગવાન—એટલા માટે હમેશાં મારું સ્મરણ રાખવાનો અભ્યાસ કરવો જોઇએ. જે એવો અભ્યાસ કરશે તેને મારી સ્મૃતિ અવશ્ય રહેશે.

સાધક—આપની સ્મૃતિ મને હમેશાં રહે એને માટે હું ઇચ્છા રાખું છું અને કોશિશ કરું છું, પરંતુ ચંચલ અને પ્રબલ મન એવું છે કે તેની આગળ મારી કોશિશ ચાલતી નથી. એને માટે શો ઉપાય કરવો જોઇએ.

ભગવાન—જ્યાં જ્યાં તમારું મન જાય ત્યાં ત્યાંથી પાછું વાળી પ્રેમથી સમજાવી ફરી ફરી મારામાં લગાવવું જોઇએ, અથવા મને દરેક જગ્યાએ રહેલો સમજી જ્યાં જ્યાં મન જાય ત્યાંજ મારું ચિંતન કરવું જોઇએ.

સાધક—એ વાત મેં સાંભળી છે, વાંચી છે અને હું સમજું પણ છું, પરંતુ તે વખતે એ યુક્તિ મને યાદ નથી રહેતી અને તેથીજ આપનું સ્મરણ નથી કરી શકતો.

ભગવાન—આસક્તિને કારણે આ તમને બૂરી આદત પડી છે; અને આસક્તિનો નાશ અને આદત સુધારવા માટે મહાપુરુષોનો સંગ અને નામ-જપનો અભ્યાસ કરવો જોઇએ.

સાધક—એ તો થોડુંઘણું બની શકે છે અને તેથી લાભ પણ થાય છે; પરંતુ મારા દુર્ભાગ્યથી તો દરેક વખતે એ નથી થતું.

ભગવાન—એમાં દુર્ભાગ્યની શી વાત છે? એમાં તો તમારી કોશિશની ઊણપ છે.

સાધક—પ્રભો ! શું ભજન અને સત્સંગ કોશિશથી થઇ શકે છે? સાંભળ્યું છે કે પૂર્વજન્મનાં પુણ્ય એકઠાં થાય ત્યારેજ સત્સંગ થાય છે.

ભગવાન—મારો અને સત્પુરુષોનો આશ્રય લઇ ભજનની જે કોશિશ થાય છે તે અવશ્ય સફળ બને છે. એમાં કુસંગ, આસક્તિ અને સંચિતનાં નડતરો ઊભાં થાય છે પરંતુ તેના તીવ્ર અભ્યાસથી બધી અડચણોનો નાશ થઈ જાય છે અને ઉત્તરોત્તર સાધનાની ઉન્નતિ થઇ શ્રદ્ધા અને પ્રેમની વૃદ્ધિ થાય છે, અને પછી વિઘ્નો નજીક પણ નથી આવી શકતાં. પૂર્વજન્મનાં કરેલાં કર્મ અનુસાર પ્રારબ્ધ ભોગ-પ્રાપ્તિ કરાવે છે, એ નવીન શુભ કર્મની અંદર કોઇ જાતનું વિઘ્ન કરતું નથી. જે વિઘ્ન ઊભાં થાય છે તે સાધકની કમતાકાતથી થાય છે. પૂર્વસંચિત પુણ્ય સિવાય પણ શ્રદ્ધા અને પ્રેમપૂર્વક પ્રયત્ન કરવાથી મારી કૃપા વડે સત્સંગ પ્રાપ્ત થાય છે.

સાધક—પ્રભો ! ઘણાક લોક સત્સંગ કરવાની કોશિશ કરે છે, પણ જ્યારે સત્સંગ મળતો નથી ત્યારે ભાગ્યની નિંદા કરવા મંડી પડે છે. શું એ ઠીક છે?

ભગવાન—ઠીક છે, પરંતુ તેમાં ભૂલથાપ ખાઇ જવાનો ભય રહેલો છે, સાધનામાં નરમાશ આવી જાય છે. જેટલો પ્રયત્ન કરવો જોઇએ તેટલો કર્યા પછી પણ સત્સંગ ન થાય તો એ માની શકાય. પરંતુ આ વિષયમાં પ્રારબ્ધની નિંદા ન કરતાં પોતાનામાં શ્રદ્ધા અને પ્રેમની ઊણપ છે તેની નિંદા કરવી જોઇએ; કેમકે શ્રદ્ધા અને પ્રેમથી નવું પ્રારબ્ધ બની પરમ કલ્યાણકારક સત્સંગ પ્રાપ્ત થાય છે.

સાધક—પ્રભો ! આપ સત્સંગને આટલો મુખ્ય કેમ ગણો છો?

ભગવાન—સત્સંગ વિના ન તો ભજન, ધ્યાન, સેવા વગેરેની સાધના થાય કે ન તો મારામાં અનન્ય પ્રેમ ઉત્પન્ન થઈ શકે. એના વિના મારી પ્રાપ્તિ થવી મુશ્કેલ છે; તેથીજ હું સત્સંગને એટલું મહત્ત્વ આપું છું.

સાધક—પ્રભો ! દર્શાવો, સત્સંગપ્રાપ્તિ માટે શો ઉપાય કરવો જોઇએ ?

ભગવાન—પહેલાં હું દર્શાવી ચૂકચો છું કે શ્રદ્ધા અને પ્રેમથી સત્સંગ માટે પ્રયત્ન કરવાથી મારી કૃપા વડે સત્સંગ મળી શકે છે.

સાધક—હવે હું સત્સંગ માટે આથી પણ વિશેષ પ્રયત્ન કરીશ. નિરંતર નિષ્કામ પ્રેમભાવથી ભજન, ધ્યાન માટે હું આપનીજ મદદ માગીશ.

ભગવાન—તમે તમારી બુદ્ધિ પ્રમાણે ઠીક માગી રહ્યા છો; પરંતુ તમારા મનને જેટલા વિષયભોગ સારા લાગે છે, તેટલું મારું ભજન સારું લાગતું નથી.

સાધક—બુદ્ધિથી તો હું ઇચ્છું છું પરંતુ મન ઘણું પાજી છે, તેથી અરુચિને કારણે ભજનધ્યાન સારું ન લાગે તો તેની આગળ હું લાચાર છું. તેથી આપે વિશેષ મદદ કરવી જોઇએ.

ભગવાન—ભજનધ્યાન પ્રત્યે મનની ઓછી રુચિ હોય તોપણ એવી કોશિશ કરતા રહો કે તે ભજનધ્યાનમાં લાગી રહે. ધીરે ધીરે એમાં રુચિ થતાં ભજનધ્યાન ઠીક થઈ રહેશે.

સાધક—હું શક્તિ પ્રમાણે કોશિશ કરતો રહું છું, પરંતુ હજી સુધી સંતોષકારક પરિણામ આવ્યું નથી. એથી ઉત્સાહભંગ થવા જેવું બને છે. મને એ વિશ્વાસ છે કે, આપની દયાથીજ એ કામ થઈ શકે છે; આપે એથી વિશેષ દયા કરવી જોઇએ.

ભગવાન—નિરુત્સાહી થવું ન જોઇએ. મારા ઉપર ભાર નાખવાથી બધું થઇ શકે છે એ ઠીક છે; પરંતુ મારી આજ્ઞા અનુસાર કટિબદ્ધ થઇ તમારે ચાલવાની કોશિશ કરવીજ જોઇએ. એવું ન ધારો કે હું બધી કોશિશ કરી ચૂકચો છું, હજુ કોશિશ કરવામાં ઘણી શિથિલતા છે. તમારી શક્તિ અનુસાર હજુ કોશિશ નથી થઇ, એટલા માટે ખૂબ તત્પરતાથી કોશિશ કરવી જોઇએ.

સાધક—આપનો આશ્રય લઇ ફરીથી પ્રયત્ન કરીશ; પરંતુ કામ તો આપની દયાથીજ થશે.

ભગવાન—એ તો તમારા પ્રેમની વાત છે કે તમે મારા પર

વિશ્વાસ રાખો છો, પરંતુ સાવચેત રહેજો કે ભૂલથી પણુ તેમાં હરામીપણું ન આવી જાય; હું કહું છું કે તમારે ઉત્સાહની વૃદ્ધિ કરવી જોઇએ. જ્યારે મારું એ કહેલું છે ત્યારે તમારા ઉત્સાહમાં કંઇ ખામી હોવાનું કોઇ પણુ કારણુ નથી; ફક્ત મનજ તમને ભૂલથાપ ખવરાવી રહ્યું છે. ઉત્સાહભંગની વાતજ મનમાં ન આવવા દો, હમેશાં ઉત્સાહ રાખો.

સાધક—શાંતિ અને પ્રસન્નતાના અભાવે મારો ઉત્સાહ નરમ પડી જાય છે.

ભગવાન—જ્યારે તમે મારી ઉપર ભરોસો રાખો છો તો કાર્યની સફળતા ઉપર શા માટે ધ્યાન આપો છો ? એજ કામના છે.

સાધક—કામના તો છે પરંતુ એ છે તો ભજનધ્યાનની વૃદ્ધિને માટે.

ભગવાન—જ્યારે તમે મારે શરણે આવી ગયા છો ત્યારે તમને ભજનધ્યાનની વૃદ્ધિ માટે શાંતિ અને પ્રસન્નતાની ચિંતા શા શાટે છે ? મારી આજ્ઞાના પાલન ઉપરજ તમારે ખાસ લક્ષ આપવુ જોઇએ. કાર્યના ફલ ઉપર નહિ.

સાધક—કાર્ય સફળ ન થવાથી ઉત્સાહભંગ થશે અને ઉત્સાહભંગ થવાથી ભજનધ્યાન નહિ થાય.

ભગવાન—એ તો ઠીક છે, પરંતુ સફળતાની કમી જોઇને પણુ ઉત્સાહમાં કમી જરાએ થવી ન જોઇએ, મારા ઉપર વિશ્વાસ રાખી ઉત્તરોત્તર મારી આજ્ઞાથી ઉત્સાહ વધારવો જોઇએ.

સાધક—એ વાત તો ઠીક યુક્તિપૂર્વક છે, પરંતુ ફરી પણુ શાંતિ અને પ્રસન્નતા ન મળવાથી ઉત્સાહમાં શિથિલતા આવીજ જાય છે.

ભગવાન—એવું થાય છે તો તમે મારી વાત ઉપર શું ધ્યાન આપ્યું ? એમાં તો કેવળ તમારા મનની છેતરપિંડી છે.

સાધક—ભગવાન ! શું એમાં મારાં સંચિત પાપ કારણુરૂપ નથી ? શું એ મારા ઉત્સાહમાં નડતરો ઊભાં નથી કરતાં ?

ભગવાન—મારે શરણે આવ્યા પછી પાપ રહેતાંજ નથી.

સાધક—એ હું જાણું છું, પરંતુ ખરી રીતે હું પૂર્ણપણે

આપના શરણમાં ક્યાં આવી શક્યો છું ? હજી સુધી તો કેવળ વચન-માત્રથી આપના શરણે છું.

ભગવાન—વચનમાત્રથી પણ જે એક વખત મારે શરણે આવી જાય છે તેના હું ત્યાગ નથી કરતો. પરંતુ તમારે તમારા જેવા ભાવ હોય તે પ્રમાણે મારે શરણે આવવાની ખૂબ કોશિશ કરવી જોઇએ.

સાધક—કોશિશ તો ખૂબ કરું છું, પણ મનની પાસે મારું કશું પણ ચાલતું નથી.

ભગવાન—ખૂબ કોશિશ કરું છું એ માનવું ભૂલભરેલું છે; કોશિશ થોડી કરો છો અને તેનાં વિવેચન વિશેષ કરો છો.

સાધક—એને સુધારવા પ્રયત્ન કરીશ કે શરીરમાં અને સાંસા-રિક વિષયોમાં આસક્તિ રહેવાથી અને મન ચંચલ હોવાને કારણે આપની દયા વિના પૂર્ણશરણ બનવું બહુજ કઠણ છે.

ભગવાન—કઠણ માનો છો તેથીજ કઠણ ભાસે છે; ખરી રીતે કઠણ છેજ નહિ.

સાધક—શી રીતે કઠણ ન માનું ? મને તો એવું પ્રત્યક્ષ માલૂમ પડે છે.

ભગવાન—ઠીક, માલૂમ પડે તો પડવા દો; પરંતુ તમારે મારી વાત તરફજ ખાસ ધ્યાન આપવું જોઇએ.

સાધક—આજથી હું આપની દયા પર ભરોંસો રાખી કોશિશ કરીશ કે જેથી મને કઠણ માલૂમ ન પડે. પરંતુ સાંભળ્યું છે કે આપના થોડાક નામ–જાપથી અને ધ્યાનથી સર્વ પાપનો નાશ થઈ જાય છે. શાસ્ત્ર અને આપ પણ એવુંજ કહો છો, પછી મલિન વૃત્તિઓ થવાનું શું કારણ ? થોડું થોડું ભજનધ્યાન તો મારાથી પણ થતું રહે છે.

ભગવાન—ભજનધ્યાનથી સર્વ પાપોનો નાશ થાય છે એ સત્ય છે, પરંતુ તેમાં કોઇ વિશ્વાસ કરે ત્યારે ને ? તમારો પણ એમાં પૂરો વિશ્વાસ નથી, કારણ કે તમે માની રહ્યા છો કે પાપનો નાશ નથી થયો, તે હજુ તેવાંજ છે.

સાધક—વિશ્વાસ નહિ થવાનું શું કારણ છે ?

ભગવાન—નીચ અને નાસ્તિકોનો સંગ, સંચિત પાપ અને દુર્ગુણ.

સાધક—શું પાપ અને દુર્ગુણ જુદી જુદી વસ્તુ છે ?

ભગવાન—ચોરી, જારી, જૂઠ, હિંસા અને દંભ-પાખંડ વગેરે પાપ છે અને રાગ, દ્વેષ, કામ, ક્રોધ, દર્પ અને અહંકાર વગેરે દુર્ગુણ છે.

સાધક—એ સર્વનો નાશ શી રીતે થાય ?

ભગવાન—એના નાશ માટે નિષ્કામ ભાવથી ભજન, ધ્યાન સેવા, સત્સંગ વગેરે કરવાં એ સહુથી શ્રેષ્ઠ માર્ગ છે.

સાધક—સાંભળ્યું છે કે વૈરાગ્ય થવાથી રાગદ્વેષ વગેરે નાશ થઈ જાય છે અને તેનાથી ભજનધ્યાનની સાધના પણ ઠીક થાય છે.

ભગવાન—ઠીક છે, વૈરાગ્યથી ભજનધ્યાનનું સાધન વધે છે, પરંતુ અંતઃકરણ શુદ્ધ થયા વિના દૃઢ વૈરાગ્ય તો નથી થતો. કદાચ કહો કે શરીર અને સાંસારિક ભોગમાં દુઃખ અને દૂષણબુદ્ધિ કરવાથી પણ વૈરાગ્ય થાય છે, એ ઠીક છે, પરંતુ આ વૃત્તિ પણ ઉપરોક્ત સાધનોથીજ થાય છે. તેથીજ ભજન, ધ્યાન, સેવા અને સત્સંગ વગેરે કરવાનો પ્રાણપર્યંત પ્રયત્ન કરવો જોઇએ.

સાધક—ભગવન્! હવે એ દર્શાવો કે આપ પ્રત્યક્ષ દર્શન ક્યારે આપશો ?

ભગવાન—એને માટે તમે કેમ ચિંતા કરો છો ? જ્યારે મને યોગ્ય લાગશે ત્યારે હું આપીશ. વૈદ્યને જ્યારે સારું લાગે છે ત્યારે પોતેજ વિચાર કરીને રોગીને અન્ન આપે છે. રોગીઓએ તો વૈદ્ય ઉપરજ આધાર રાખવો જોઇએ.

સાધક—આપનુ કહેવું ઠીક છે, પરંતુ રોગીને જ્યારે ભૂખ લાગે છે, ત્યારે એ 'મને અન્ન ક્યારે મળશે ?' એવું કહ્યા કરે છે, જે અન્નને માટે આતુર હોય છે એ તો પૂછતોજ રહે છે.

ભગવાન—વૈદ્ય જાણે છે કે રોગીની ભૂખ સાચી છે કે ખોટી

ભૂખ જાણવા છતાં પણ વૈદ્ય રોગીને અન્ન ન આપે તો તેમાં પણ હિત સમાયેલું હોય છે.

સાધક—ઠીક છે; આપને દર્શન ન દેવામાં શું હિત છે તે હું નથી સમજી શકતો. મને તો દર્શન આપવામાંજ હિત દેખાય છે. અન્નથી તો નુકસાન પણ થાય છે, પણ આપના દર્શનથી કદી નુકસાન નથી થતું; પરંતુ પરમ લાભ થાય છે, તેથી આપનું મળવું અન્નના દાખલા સાથે બંધબેસતું નથી થતું.

ભગવાન—જ્યારે વૈદ્યને જે ચીજ જે સમયે આપવાની યોગ્ય લાગે ત્યારે તેજ યોગ્ય સમયે રોગીને આપે છે. એમાં તો રોગીએ વૈદ્ય પરજ આધાર રાખવો જોઇએ. વૈદ્ય સાચી ભૂખ સમજીનેજ રોગીને ખોરાક આપે છે અને તેથી નુકસાન પણ નથી થતું; અત્યારે મારું મળવું પરમ લાભદાયક છે પરંતુ પૂર્ણપ્રેમ અને શ્રદ્ધારૂપ સાચી ભૂખ વિના મારાં દર્શન થઇજ શકતાં નથી.

સાધક—શ્રદ્ધા અને પ્રેમ તો મારામાં બહુજ ઓછાં છે અને તેની પૂર્તિ થવી બહુજ કઠણ સમજાય છે. આ પ્રમાણે તો મારે માટે આપનાં દર્શન અસાધ્ય નહિ તો કષ્ટસાધ્ય તો જરૂર છેજ.

ભગવાન—એવું માનવું એ તમારી મોટી ભૂલ છે, એવું માનવાથી તો દર્શન થવામાં વિલંબ થાય છે.

સાધક—ના માનું તો શું કરું? કેમ ન માનું? પૂર્ણ શ્રદ્ધા અને પ્રેમ વિના તો દર્શન થઇજ શકતાં નથી અને તેની તો મારામાં બહુજ ઊણપ છે.

ભગવાન—શું ઊણપની પૂર્તિ ન થઇ શકે?

સાધક—થઇ શકે છે, પરંતુ જે પ્રમાણે થતું આવ્યું છે એ રીતે થયેજ જાય તો આ જન્મમાં એ ઊણપની પૂર્તિ થવાનો સંભવ નથી.

ભગવાન—એવું માનીને તમે પોતેજ પોતાના માર્ગમાં વિઘ્નરૂપ શાને બનો છો? શું સો વર્ષનું કાર્ય એક મિનિટમાં નથી બની શકતું?

સાધક—હા, આપની કૃપાથી સર્વ કંઇ થઇ શકે છે.

ભગવાન—ત્યારે એ હિસાબ ઉપર કેમ આવ્યા કે આ જન્મમાં હવે સંભવ નથી?

સાધક—એ મારી મૂર્ખતા છે, પણ હવે એવી કૃપા કરો કે જેથી આપનામાં પૂર્ણ શ્રદ્ધા અને અનન્ય પ્રેમ જલદી થઇ જાય.

ભગવાન—શું મારામાં તમારો પ્રેમ સંપૂર્ણ થાય તેવું હું નથી ઇચ્છતો? શું હું તેમાં નડતર ઊભું કરું છું?

સાધક—એમાં નડતર ઊભું કરવાની તો વાતજ ક્યાં છે? આપ તો મદદ પણ કરો છો, પરંતુ શ્રદ્ધા અને પ્રેમની પૂર્તિમાં વિલંબ થઇ રહ્યો છે તેના માટે હું પ્રાર્થના કરુ છું.

ભગવાન—ઠીક છે, પરંતુ પૂર્ણ પ્રેમ અને શ્રદ્ધાની જે ઊણપ છે તેની પૂર્તિ કરવા માટે મારો આશ્રય લઇ ખૂબ પ્રયત્ન કરવાની જરૂર છે.

સાધક—ભગવન્! મેં સાંભળ્યું છે કે રોવાથી પણ એની પૂર્તિ થાય છે, શું એ ઠીક છે?

ભગવાન—એ રોવું જુદી જાતનું છે.

સાધક—જુદી જાતનું કેવું અને કયું?

ભગવાન—એ રુદન હૃદયનું હોય છે, જેમ કોઇ આર્ત્ત-દુઃખી માણુસ દુઃખનિવૃત્તિને માટે સાચા હૃદયથી રડે છે.

સાધક—ઠીક છે, ચાહું છું તો એવુંજ, પરંતુ દરેક સમયે એવું રોવું આવતું નથી.

ભગવાન—એથી તો એ નિશ્ચિત થાય છે કે, બુદ્ધિના વિચારથી તમે રોવા ચાહો છો, પણ તમારું મન નથી ચાહતું.

સાધક—ભગવન્! જો મનજ ચાહવા માંડે તો પછી આપને પ્રાર્થનાજ શા માટે કરું? મન નથી ચાહતું એટલા માટે તો આપની મદદ ચાહું છું.

ભગવાન—મારી આજ્ઞાઓનું પાલન કરવા તત્પર રહેવાથી મારી પૂરી મદદ મળે છે. એ વિશ્વાસ રાખો કે, એમાં તત્પર રહેવાથી કઠણુ-માં કઠણુ કામ પણ સહેજમાં થઇ શકે છે.

સાધક—ભગવન્! આપ જેવા ભાવથી કહો છો તે પ્રમાણેજ કરીશ, પરંતુ થશે તો બધું આપની કૃપા વડેજ, હું નિમિત્ત માત્ર છું. એટલા માટે આપની એ આજ્ઞા માન્ય કરી હવે વિશેષ કોશિશ કરીશ, મને નિમિત્ત બનાવી જે કંઇ કરાવી લેવું હોય તે કરાવી લેજો.

ભગવાન—એવું કરવાથી તમારામાં કંઇ હરામીપણું ન આવી જાય!

સાધક—ભગવન્! શું આપની પાસે મદદ માગવી એ પણ હરામીપણું છે?

ભગવાન—મદદ તો માગતા રહેવી, પણ કામ કરવાથી જીવ ચોરાય અને આજ્ઞાપાલન કરે નહિ, એનું નામ હરામીપણું છે. જે કંઇ મેં બતાવ્યું છે, મારામાંજ ચિત્ત પરોવી એવુંજ કરતા રહો. આગળપાછળની કશી પણ ચિંતા ન કરો. જે કંઇ બને તે પ્રસન્નતાપૂર્વક જોતા રહો. એનું નામ શરણાગતિ છે. વિશ્વાસ રાખો કે આ પ્રમાણે શરણ થવાથી સર્વ કાર્યની સિદ્ધિ થઇ શકે છે.

સાધક—વિશ્વાસ તો કરું છું પરંતુ આતુરતાને કારણે ભૂલ થઇ જાય છે, અને પરમશાંતિ તથા પરમાનંદ લક્ષ્ય ચાલ્યું જાય છે.

ભગવાન—જેમ કાર્યના ફળની તરફ જુવો છો તેમ કાર્ય તરફ કેમ નથી જોતા? મારી આજ્ઞા અનુસારજ કાર્ય કરવાથી મારામાં શ્રદ્ધા અને પ્રેમની વૃદ્ધિ થતાં મારી પ્રાપ્તિ થાય છે.

સાધક—પરંતુ પ્રભો! આપનામાં શ્રદ્ધા અને પ્રેમ થયા વિના આજ્ઞા-પાલન તો નથી થઇ શકતું.

ભગવાન—જેટલી શ્રદ્ધા અને પ્રેમથી મારી આજ્ઞાનું પાલન થઇ શકે, એટલી શ્રદ્ધા અને પ્રેમ તો તમારામાં છેજ.

સાધક—ત્યારે આપની આજ્ઞાનુ અક્ષરશઃ પાલન નહિ થવાનું શું કારણ છે?

ભગવાન—સંચિત પાપ, રાગદ્વેષ, કામ, ક્રોધ વગેરે દુર્ગુણુજ વિઘ્નનાં કારણરૂપ છે.

સાધક—એનો નાશ શી રીતે થઇ શકે?

ભગવાન—એ તો પહેલેથીજ બતલાવી ચૂકયો છું કે ભજન, ધ્યાન, સેવા, સત્સંગ વગેરે સાધનોથી થશે.

સાધક—એને માટે હવે કંઇ વિશેષ રીતે પ્રયત્ન કરવા કોશિશ કરીશ. પરંતુ એ પણ આપની મદદ વડેજ થશે.

ભગવાન—મદદ તો ભક્તને મારાથી ચાહે તેટલી મળી શકે છે.

સાધક—પ્રભો! કોઇ કોઇ કહે છે કે, પ્રભુનાં પ્રત્યક્ષ દર્શન

ધ્યાન—ચક્ષુથીજ થાય થાય છે, ચર્મચક્ષુથી નહિ, એ શું ખરું છે?

ભગવાન—એમનું કહેવું ઠીક નથી, ભક્ત જે પ્રકારે મારાં દર્શન ઇચ્છે છે, તે પ્રકારે હું દર્શન આપી શકું છું.

સાધક—આપનું સ્વરૂપ તો દિવ્ય છે, પછી ચર્મચક્ષુથી એનાં દર્શન શી રીતે થઇ શકે?

ભગવાન—મારા અનુગ્રહથી હું એને એવી શક્તિ દઉં છું, જેના આશ્રયથી એ ચર્મચક્ષુદ્વારા પણ મારા દિવ્ય સ્વરૂપનાં દર્શન કરી શકે છે.

સાધક—જ્યારે આપ દિવ્ય સાકાર સ્વરૂપથી પ્રકટ થાઓ છો, ત્યારે જેટલાં મનુષ્ય રહેતાં હોય છે તે બધાંને આપનાં દર્શન થાય છે કે તેમનામાંથી કોઇ એક બેને?

ભગવાન—હું જેવું ચાહું છું તેવુંજ થઇ શકે છે.

સાધક—ચર્મદૃષ્ટિ તો સહુની સમાન છે, પછી કોઇને દર્શન થાય અને કોઇને થતાં નથી, એમ કેમ બને?

ભગવાન—એમાં કંઇ આશ્ચર્ય નથી. એક યોગી પણ પોતાની યોગશક્તિથી એવાં કામ કરી શકે છે કે, ઘણાની સામે પ્રકટ થઇને પણ કોઇને દૃષ્ટિગોચર થાય અને કોઈને ન થાય.

સાધક—જ્યારે આપ સહુને દૃષ્ટિગોચર થાઓ છો ત્યારે બધાને એકજ પ્રકારે નજરે પડો છો કે ભિન્ન ભિન્ન પ્રકારે?

ભગવાન—એક પ્રકારે પણ દેખાઉં છું અને ભિન્ન ભિન્ન પ્રકારે પણ; જે જેવું પાત્ર, એટલે કે જેની જેવી પ્રીતિ અને શ્રદ્ધા હોય છે તેને તેવે પ્રકારે હું નજરે પડું છું.

સાધક—આપના પ્રત્યક્ષ પ્રકટ થવા છતાં દર્શકોમાં શ્રદ્ધાની ઊણપ કેમ રહી જાય છે? ઉદાહરણ આપી સમજાવો.

ભગવાન—શ્રદ્ધાની ન્યૂનતા હોવા છતાં પણ હું દરેકની સામે પ્રકટ થાઉં છું અને પ્રકટ થયા પછી પણ શ્રદ્ધાની ઊણપ રહી શકે છે. જેમ દુર્યોધનની સભામાં હું વિરાટસ્વરૂપે પ્રકટ થયો અને પોતપોતાની ભાવના અનુસાર નજરે પડ્યો. વળી ઘણા લોકો મને દેખી પણ શક્યા નહિ.

સાધક—જ્યારે આપ પ્રત્યક્ષ અવતાર લો છો, ત્યારે તો આપ સર્વને સમાનભાવે દેખાતા હશો?

ભગવાન—અવતારને સમયે પણ જેની જેવી ભાવના તેવો હું નજરે પડું છું.

સાધક—ઘણાક લોક કહે છે કે, સચ્ચિદાનંદઘન પરમાત્મા સાકારરૂપથી ભક્તની સામે પ્રકટ નથી થઇ શકતા. લોકોને પોતાની ભાવનાજ પોતપોતાના ઇષ્ટદેવના સાકાર રૂપમાં દષ્ટિગોચર થાય છે.

ભગવાન—એ સૌ ભૂલથી કહે છે; એ મારા સગુણસ્વરૂપના રહસ્યને નથી જાણતા. હું પોતે સચ્ચિદાનંદઘન પરમાત્માજ પોતાની યોગશક્તિથી દિવ્ય સગુણ સાકારરૂપમાં ભકતો માટે પ્રકટ થાઉં છું. હા, સાધનકાળમાં કોઇ કોઇને ભાવનાથી પણ મારાં દર્શનની પ્રતીતિ થઇ જાય છે. પરંતુ વસ્તુતઃ એ મારાં દર્શન નથી સમજાતાં.

સાધક—સાધક શી રીતે સમજે કે, દર્શન પ્રત્યક્ષ થયાં કે મનની ભાવનાજ છે?

ભગવાન—પ્રત્યક્ષ અને ભાવનામાં તો રાત અને દિવસ જેટલું અંતર છે. જ્યારે મારું પ્રત્યક્ષ દર્શન થાય છે, ત્યારે તેમાં ભકતોનાં બધાં લક્ષણ ઘટવા લાગે છે અને તે સમયના સઘળા બનાવ સપ્રમાણ થઇ જાય છે. જેમકે ધ્રુવને મારાં પ્રત્યક્ષ દર્શન થયાં અને શંખને સ્પર્શ કરાવતાંજ ભણ્યા વગરજ સર્વ શાસ્ત્રનું જ્ઞાન થઇ ગયું. પ્રહ્લાદને માટે હું પ્રત્યક્ષ પ્રકટ થયો અને હિરણ્યકશિપુનો નાશ કરી નાખ્યો, એવી ઘટનાઓ ભાવનાથીજ નથી સમજી શકાતી અને જો ભાવનાથી મારા સ્વરૂપની પ્રતીતિ થાય છે, તો તેવી ઘટનાઓ એ પ્રકારે પ્રમાણિત નથી થતી.

સાધક—કેટલાએ કહે છે કે, ભગવાન તો સર્વવ્યાપી છે તો એ એકજ દેશમાં શી રીતે પ્રકટ થઇ શકે છે? એવું થવાથી આપના સર્વવ્યાપીપણામાં દોષ નથી આવતો?

ભગવાન—નહિ, જેમ અગ્નિ સર્વવ્યાપી છે. કોઇ અગ્નિની જરૂરતવાળો અગ્નિને સાધનદ્વારા કોઇએક દેશમાં યા અનેક દેશમાં પ્રજ્વલિત કરે છે. એ અગ્નિદેવ સર્વે દેશોમાં મોજૂદ રહેવા છતાં

પોતાની સર્વ શક્તિને લઇને એક દેશ અથવા અનેક દેશોમાં પ્રકટ થાય છે અને હું તો અગ્નિથી પણ વધીને વ્યાપ્ત અને અપરિમિત શક્તિશાલી છું. પછી મને સર્વવ્યાપીને દરેક જગ્યાએ સ્થિત રહેવા છતાં એકી સાથે એક યા અનેક જગ્યાએ સર્વ શક્તિથી પ્રકટ થવામાં શું આશ્ચર્ય છે?

સાધક—આપ નિર્ગુણ નિરાકાર છો, છતાં દિવ્ય સગુણ સાકારરૂપથી શી રીતે પ્રકટ થાઓ છો?

ભગવાન—નિર્મળ આકાશમાં પણ પરમાણુરૂપમાં પાણી રહે છે, એજ પાણી બુંદના રૂપમાં આવી વરસે છે અને એજ સ્થૂલ બરફ અને કરાના રૂપમાં પણ આવી જાય છે. એવી રીતે હું સત્ અને અસતથી પર હોવા છતાં પણ દિવ્ય જ્ઞાનના રૂપમાં શુદ્ધ બુદ્ધિ દ્વારા જાણવામાં આવું છું, એજ હું નિત્ય વિજ્ઞાનંદ બનીને પોતાની યોગશક્તિથી જ્યારે દિવ્ય પ્રકાશના રૂપમાં પ્રકટ થાઉં છું, ત્યારે જ્યોતિર્મયરૂપથી યોગીઓના હ્રદયમાં દર્શન દઉં છું અને પછી દિવ્ય પ્રકાશરૂપ થઇને હું દિવ્ય સગુણ સાકારરૂપમાં પ્રકટ થઇ ભક્તોને પ્રત્યક્ષ નજરે પડું છું, જેવી રીતે સૂર્ય પ્રકટ થઇ સર્વેનાં નેત્રોને પોતાનો પ્રકાશ આપી પોતાનાં દર્શન આપે છે.

સાધક—કોઇ કોઇ તો કહે છે જળ તો જડ છે એમાં એ પ્રકારનો વિકાર થઇ શકે છે, પરંતુ નિર્વિકાર ચેતનમાં એ સંભવ નથી.

ભગવાન—મારા નિર્વિકાર ચેતનમાં એ વિકાર નથી, એ તો મારી શક્તિનો પ્રભાવ છે, હું તો અસંભવને પણ સંભવ કરી શકું છું, મારે માટે તો કશું પણ અશક્ય નથીજ.

સાધક—સારું, એ બતલાવશો કે આપનાં સાક્ષાત્ દર્શન થવાને માટે સૌથી સારો ઉપાય કયો છે?

ભગવાન—મારામાં અનન્ય ભક્તિ અથવા મારી અનન્ય શરણાગતિ.

સાધક—કયાં કયાં લક્ષણો ધારણ કરવાથી આપ મળો છો?

ભગવાન—દૈવી સંપત્તિનાં લક્ષણો ધારણ કરવાથી. (ગીતા. ૧૬–૧–૩).

સાધક—દૈવી સંપત્તિનાં સર્વ લક્ષણુ આવવાથીજ આપ મળો છો કે તે પહેલાં ?

ભગવાન—એવો કોઇ ખાસ નિયમ નથી કે દૈવી સંપત્તિના બધા ગુણુ હોવાજ જોઇએ; પરંતુ અનન્ય ભક્તિ અવશ્ય હોવી જોઇએ.

સાધક—દૈવી સંપત્તિના ઓછા ગુણુ હોવા છતાં પણુ આપ કેવળ અનન્ય ભક્તિથી મળો છો, તો મળ્યા પછી દૈવી સંપત્તિનાં સર્વ લક્ષણો આવી જતાં હશે ?

ભગવાન—દૈવી સંપત્તિનાં લક્ષણો તો શું પણુ વિશેષ ગુણુ આવી જાય છે.

સાધક—એ વિશેષ ગુણુ કયા કયા ?

ભગવાન—સમતા આદિ (ગીતા. ૧૨-૧૩-૨૦ સુધી)

સાધક—એ લક્ષણુ આપની પ્રાપ્તિ થયા પછી આવે છે કે પહેલાં પણુ ?

ભગવાન—પહેલાં પણુ આવે છે, પરંતુ મારી પ્રાપ્તિ થયા પછી તો આવીજ જાય છે.

સાધક—આપની પ્રાપ્તિને માટે ભક્તનું શું કર્તવ્ય છે ?

ભગવાન—એ તો બતલાવી ચૂકયો કે કેવળ સર્વ પ્રકારથી મારે શરણુ થવું.

સાધક—શરણુમાં પણુ આપ પોતેજ કેમ નથી લઈ લેતા ?

ભગવાન—કોઇને જબરજસ્તીથી શરણુમાં લેવું એ મારું કર્તવ્ય નથી, શરણુ થવું એ તો ભક્તનું કર્તવ્ય છે.

સાધક—આ વિષયમાં વિવેકવિચારથી જે શરણુ થવા ચાહે છે, એને આપ મદદ આપો છો કે નહિ ?

ભગવાન—જે સરલ ચિત્તથી મદદ માગે છે તેને અવશ્ય આપું છું.

સાધક—જે આપની પ્રાપ્તિને માટે સર્વ પ્રકારની આપની મદદ ચાહે છે, તેના સાધનમાં ઋષિ, સિદ્ધિ, દેવતા વગેરે વિઘ્ન નથી નાખી શકતાં ?

ભગવાન—કોઇ પણુ વિઘ્ન નાખી શકતું નથી.

સાધક—જોવામાં તો આવે છે કે આપની ભક્તિ કરનાર

પુરુષોને અનેક વિઘ્નોનો સામનો કરવો પડે છે અને તેની સાધનામાં અડચણો આવી જાય છે.

ભગવાન—એ દરેક પ્રકારે મારે શરણે નથી.

સાધક—આપની પ્રાપ્તિ થયા પછી અણિમાદિ સર્વ પ્રકારની સિદ્ધિઓ તેમાં આવી જાય છે શું ?

ભગવાન—ભક્તને તેની આવશ્યકતા પણ નથી.

સાધક—કદી ભક્ત ઇચ્છા કરે તોપણ તે પ્રાપ્ત થઈ શકે છે કે નહિ?

ભગવાન—મારો ભક્ત સર્વની ઇચ્છા કરતોજ નથી અને કરે તો તે મારો અનન્ય ભક્તજ નથી.

સાધક—આપની પ્રાપ્તિ થયા બાદ ભક્તનો શું શું અધિકાર થાય છે ?

ભગવાન—એ પોતાનો કંઈ પણ અધિકાર માનતો નથી અને ચાહતો પણ નથી.

સાધક—એના નહિ ચાહવા છતાં આપ તો આપી શકો છો.

ભગવાન—હા, મને આવશ્યકતા લાગે તો આપું છું.

સાધક—આપને આવશ્યકતા ?

ભગવાન—હા, સંસારમાં જીવોના કલ્યાણને માટે, ધર્મ અને ભક્તિના પ્રચાર કરવાની જે આવશ્યકતા છે તેજ મારી આવશ્યકતા છે.

સાધક—એ વખતે આપ તેને કેટલો અધિકાર આપો છો ?

ભગવાન—જેટલું મારે તેની પાસેથી કામ લેવાનું હોય છે, તેટલો અધિકાર તેને આપું છું.

સાધક—શું એ અધિકાર આપ સર્વ ભક્તોને આપો છો કે કોઇ કોઇને ?

ભગવાન—ઉદાસીનતાને છોડી જે પ્રસન્નતાપૂર્વક સેવા ચાહે છે, તે સર્વને અધિકાર દઇ શકું છું.

સાધક—ધર્મ, સદાચાર અને ભક્તિના પ્રચારાર્થે પૂર્ણ અધિકાર દેવા યોગ્ય આપ કોને સમજો છો ? કેવા સ્વભાવવાળા ભક્તોને આપ પૂર્ણ અધિકાર આપી શકો છો ?

ભગવાન—જેનો બીજાના હિત માટે અનાયાસ સર્વસ્વ ત્યાગ

કરવાનો સ્વભાવ છે, જેમાં સૌનું કલ્યાણ હોય, એવી સ્વાભાવિક વૃત્તિ સદાની ચાલી આવે છે, જે બીજાની પ્રસન્નતાથી સદા પ્રસન્ન રહે છે, એવા ઉદાર સ્વભાવવાળા પરમ દયાળુ પ્રેમી ભક્તને હું પોતાનો પૂર્ણ અધિકાર આપી શકું છું.

સાધક—શું આપની પ્રાપ્તિ પછી પણ સર્વનો સ્વભાવ એક સરખો નથી થતો?

ભગવાન—નહિ, કેમકે સાધન સમયે જેનો જેવો સ્વભાવ હોય છે તેવીજ રીતે સિદ્ધાવસ્થામાં પણ થાય છે; પરંતુ હર્ષ, શોક, રાગ, દ્વેષ, કામ ક્રોધ વગેરે વિચારોનો અત્યંતાભાવ સૌમાં થઈ જાય છે અને સમતા, શાંતિ અને પરમાનંદની પ્રાપ્તિ પણ સર્વને સમાન ભાવથીજ થાય છે તથા શાસ્ત્રની આજ્ઞા વિરુદ્ધ કર્મ તો કોઇનાં નથી થતાં; પણ કર્મ યાને શાસ્ત્રાનુકૂલ ક્રિયાઓ મારી આજ્ઞાનુસાર થવા છતાં ભિન્ન ભિન્ન હોય છે.

સાધક—ત્યારે તેની બાહ્ય ક્રિયાઓમાં અંતર હોવામાં શું હેતુ છે?

ભગવાન—કોઇનો એકાંતમાં બેસીને સાધના કરવાનો સ્વભાવ હોય છે અને કોઇનો સેવા કરવાનો. સ્વભાવ, પ્રારબ્ધ અને બુદ્ધિ ભિન્ન ભિન્ન હોવાને કારણે તથા દેશકાલ અને પરિસ્થિતિને કારણે પણ બહારની ક્રિયાઓ ભિન્ન ભિન્ન થાય છે.

સાધક—એવી અવસ્થામાં સર્વથી ઉત્તમ તો એજ છે કે જેને આપ પૂરેપૂરો અધિકાર આપી શકો છો.

ભગવાન—એમાં ઉત્તમ, મધ્યમ કોઇ નથી, સહુ ઉત્તમ છે. જેના સ્વભાવમાં સ્વાભાવિકજ કામ કરવાનો વિશેષ ઉત્સાહ હોય છે, તેના ઉપર કામનો ભાર વિશેષ નાખવામાં આવે છે.

સાધક—આપનાં બતલાવેલાં કામમાં સર્વનો ઉત્સાહ હોવો જોઇએ.

ભગવાન—મારાં બતલાવેલાં કામમાં તો સહુને ઉત્સાહ થાય છે, પરંતુ હું તેના સ્વભાવ અનુસારજ કામ સોંપું છું. કોઇનો સ્વભાવ મારી પાસે રહેવાનો હોય છે તો હું તેને બહાર નથી મોકલતો. જેનો લોકસેવા કરવાનો સ્વભાવ હોય છે, તેને માથે લોકસેવાની જોખમદારી નાખું છું, જેનામાં વિશેષ આળસ જોઉં છું તેને માથે

કામ નથી નાખતો. જેનો જેવો સ્વભાવ અને જેવી યોગ્યતા જોઉં છું તે અનુસાર તેને શિર કાર્ય નાખું છું.

સાધક—પરંતુ ભક્તે તો એવો સ્વભાવ રાખવો જોઇએ કે જેથી આપ નિઃસંકોચ થઇ તેને શિરે વિશેષ કામ નાખી શકો. આ પ્રકારનો સ્વભાવ બનાવવા માટે સૌથી સારો ઉપાય કયો છે?

ભગવાન—સત્પુરુષોનો સંગ અને કેવલ એક માત્ર મારું અનન્ય શરણ.

સાધક—અનન્ય શરણ કોને કહે છે, તે કૃપા કરી બતલાવશો?

ભગવાન—ગુણ અને પ્રભાવ સહિત મારા નામ અને રૂપનું અનન્ય ભાવથી ચિંતન કરવું, મારું ચિંતન રાખતાં મારી આજ્ઞાનું પાલન કરવું તથા મારાં કરેલાં વિધાનમાં નિરંતર પ્રસન્ન રહેવું.

સાધક—પ્રભો! આપનું ધ્યાન કરવું મને પણ ઠીક માલૂમ પડે છે. પરંતુ મન સ્થિર નથી થતું, જલદીથી અહીંતહીં ચાલ્યું જાય છે, તેનું કારણ શું છે?

ભગવાન—આસક્તિને કારણે મનને સંસારના વિષયભોગ પ્રિય લાગે છે તથા અનેક જન્મના જે સંસ્કાર એકઠા થઇ રહ્યા છે, તે મનને સ્થિર નથી થવા દેતા.

સાધક—જેનાથી મારા કોઇ પ્રયોજનની સિદ્ધિ થતી નથી કે જેમાં મારી આસક્તિ નથી, એવા વ્યર્થ પદાર્થોનું ચિંતન શા માટે થતું હશે?

ભગવાન—મન સ્વાભાવિક રીતેજ ચંચલ છે, એટલા માટે તેને વ્યર્થ પદાર્થોની ચિંતાની આદત પડી ગઇ છે અને એવું ચિંતન તેને રુચિકર પણ છે. એ પણ એક પ્રકારની આસક્તિ છે એટલા માટે એ એનું ચિંતન કરે છે.

સાધક—એને માટે શું ઉપાય કરવો જોઇએ?

ભગવાન—મનની સંભાળ રાખવી જોઇએ કે તે મારા રૂપનું ધ્યાન છોડી બીજા પદાર્થોનું ચિંતન ન કરી શકે. એમ કરતાં પણ કદાચ બીજા પદાર્થો ઉપર ચિંતન કરવા લાગે તો તરત એને સમજાવી

અથવા બળપૂર્વક ત્યાંથી હઠાવી મારા ધ્યાનમાં પુનઃ પુનઃ જોડવાની કોશિશ કરવી જોઇએ.

સાધક—મનને વ્યર્થ પદાર્થોથી શી રીતે હઠાવી શકાય?

ભગવાન—જેમ કોઇ બાળક હાથમાં ચપ્પુ અથવા કાતર લે છે, ત્યારે માતા એને સમજાવીને છોડાવી લે છે. જો મૂર્ખતાથી બાળક છોડવા ન ચાહે, તો માતા એની રડવાની પરવા ન રાખતાં બળાત્કારથી છોડાવી લે છે, એવીજ રીતે એ મનને સમજાવી વ્યર્થ પદાર્થોનું ચિંતન છોડાવવું જોઇએ; કારણકે આ મન પણ બાળકની માફક ચંચલ છે, તેથી પરિણામે થનારી હાનિ ઉપર વિચાર નથી કરતું.

સાધક—એતો માલૂમ પણ નથી પડતું કે, મન થાપ આપી ક્યાં અને ક્યારે કઇ ચીજને ચૂપચાપ જઇને પકડી લે છે. તેને માટે શું કરી શકાય?

ભગવાન—જેવી રીતે માતા બચ્ચાનું બરાબર ધ્યાન રાખે છે, તેવીજ રીતે મનની તકેદારી રાખવી જોઇએ.

સાધક—મન ઘણુંજ ચંચલ, બળવાન, અને ઉદ્દંડ છે, તે માટે તેને રોકવું બહુજ કઠણ લાગે છે.

ભગવાન—કઠણ તો છે, પણ તમે જેટલું માનો છો એટલું નથી; કારણ એ પ્રયત્ન કરવાથી રોકાઇ શકે છે. માટે તેને કઠણ માની નિરાશ નહિ થવું જોઇએ. માતા બચ્ચાની રક્ષા કરવામાં કદી કઠિનતા નથી સમજતી અને સમજે તો એનું પાલન શી રીતે થઈ શકે?

સાધક—શું મન હમેશાં બચ્ચાનીજ સમાન છે?

ભગવાન—નહિ; બચ્ચાની જેમ બળવાન અને ઉદ્દંડ વધારે છે.

સાધક—તો પછી એનો નિગ્રહ શી રીતે થઈ શકે?

ભગવાન—નિગ્રહ તો કરી શકાય છે, કારણ કે મનથી બુદ્ધિ બળવાન છે અને બુદ્ધિથી પણ તું અત્યંત બળવાન છે, એટલા માટે જેમ માતા પોતાની સમજુ પુત્રી મારફતે નાનાં બચ્ચાંને સમજાવી યા લલચાવી અને ન માને તો ભય બતાવીને પણ અનિષ્ટથી બચાવી ઇષ્ટમાં લગાવી દે છે, એવીજ રીતે મનને બુદ્ધિદ્વારા ભોગવિલાસમાં ભય બતાવી એને આ નાશવાન અને ક્ષણભંગુર સાંસારિક પદાર્થોથી

દૂર કરી ફરી ફરી મારામાં જોડવું જોઇએ.

સાધક—એ પ્રકારે પ્રયત્ન કરવાથી પણ હું મારો વિજય નથી જોઇ શકતો.

ભગવાન—જો વિજય ન થાય તોપણ પ્રયત્નશાળી રહો, ગભરાઓ નહિ; જ્યારે મારી મદદ છે તો નિરાશ થવાનું કોઈ કારણજ નથી. વિશ્વાસ રાખો કે લડતાં લડતાં આખરે તમારો વિજય નક્કીજ છે.

સાધક—પ્રભો! હવે બતલાવો કે જ્યારે હું આપનું ધ્યાન કરવા માટે એકાંતમાં બેસું છું, ત્યારે નિદ્રા, આળસ સતાવવા લાગે છે. તેને માટે શું કરવું જોઇએ?

ભગવાન—હલકું અને સાત્ત્વિક ભોજન કરવું જોઇએ. શરીરને સ્થિર અને સીધું રાખી નેત્રોની દૃષ્ટિને નાસિકાના અગ્રભાગ પર રાખી પદ્માસન યા તો સ્વસ્તિક વગેરે કોઈ પણ આસન વડે સુખપૂર્વક બેસવું જોઇએ તથા દિવ્ય સ્તોત્રોથી મારી સ્તુતિ-પ્રાર્થના કરવી જોઇએ અને મારાં નામ, રૂપ, ગુણ, લીલા અને પ્રભાવ વગેરે તમે મહાપુરુષો પાસેથી સાંભળ્યાં છે યા શાસ્ત્રોમાં ભણ્યા છો, એનું વારંવાર કીર્તન યા મનન કરવું જોઇએ. એવું કરવાથી સાત્ત્વિક ભાવ થઇ બુદ્ધિમાં જાગૃતિ થઇ જાય છે, પછી તમોગુણનાં કાર્ય નિદ્રા અને આળસ આવી શકતાં નથી.

સાધક—ભગવન્! આપે ગીતામાં કહ્યું છે કે, મારું સર્વદા ચિંતન કરવાથી મારી પ્રાપ્તિ સુલભ છે, કેમકે મેં કહેલાં સાધનથી અને ઊણપની પૂર્તિ કરવાથી સત્વર સંસારસાગરથી ઉદ્ધાર કરી દઉં છું. પરંતુ આપ આપની પ્રાપ્તિ જેટલી સુલભ અને શીઘ્રતાવાળી બતાવો છો, તે પ્રમાણે મને તો પ્રતીત થતું નથી.

ભગવાન—લોક મારું નિત્ય નિરંતર ધ્યાન નથી કરતા, તેથી તેમને એમ પ્રતીત થાય છે.

સાધક—આપનું કહેવું યથાર્થ છે, આપનું નિરંતર ધ્યાન કરવાથી અવશ્ય આપની પ્રાપ્તિ શીઘ્ર અને સુગમતાથી થઇ શકે છે, પરંતુ નિરંતર આપનું ધ્યાન થવું તો કઠિનજ છે, એને માટે શું કરવું જોઇએ?

ભગવાન—મારા ગુણ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્યને ન જાણવાને કારણે નિરંતર મારું ચિંતન કરવું કઠિન પ્રતીત થાય છે, વાસ્તવિક રીતે તે કઠિન નથી.

સાધક—આપનો ગુણ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્ય શું છે?

ભગવાન—અતિશય સમતા, શાંતિ, દયા, પ્રેમ, ક્ષમા, માધુર્ય, વાત્સલ્ય, ગંભીરતા, ઉદારતા, સહૃદયતા વગેરે મારા ગુણ છે. સંપૂર્ણ વિભૂતિ, બલ, ઐશ્વર્ય, તેજ, શક્તિ–સામર્થ્ય અને અસંભવિતને પણ સંભવિત કરી દેવું એ મારો પ્રભાવ છે. જેમ પરમાણુ, વરાળ, વાદળ, બુંદ વગેરે સર્વ જળજ છે, તેવીજ રીતે સગુણ, સાકાર, નિરાકાર, વ્યક્ત, અવ્યક્ત, જડ, ચેતન, સ્થાવર, જંગમ, સત્–અસત્ વગેરે જે કંઇ છે તથા જે તેનાથી પર છે તે સર્વ હુંજ છું, એ મારું તત્ત્વ છે; મારાં દર્શન, ભાષણ, સ્પર્શન, ચિંતન, કીર્તન, અર્ચન, વંદન, સ્તવન, વગેરેથી પાપ પણ પરમ પવિત્ર થઇ જાય છે. એવો વિશ્વાસ કરવો તથા સર્વજ્ઞ, સર્વશક્તિમાન સર્વત્ર સમભાવથી સ્થિત, મનુષ્ય વગેરે શરીરોમાં પ્રકટ થવાવાળા અને અવતાર લેવાવાળા મને પરમાત્માને ઓળખવો એ રહસ્ય છે.

સાધક—એ સર્વેને શી રીતે જાણી શકાય?

ભગવાન—જેમ નાનું બાળક શરૂઆતમાં વિદ્યા ભણતાં કંટાળે છે, પરંતુ જ્યારે વિદ્યા ભણતાં ભણતાં એના ગુણ, પ્રભાવતત્ત્વ અને રહસ્ય જાણી લે છે, ત્યારે ઘણા પ્રેમ અને ઉત્સાહની સાથે વિદ્યાભ્યાસ કરવા લાગે છે અને બીજાના છોડાવ્યાથી પણ અધ્યયન છોડવું ચાહતો નથી, તેમ સત્સંગદ્વારા મારું ભજન ધ્યાન વગેરે સાધન કરતાં કરતાં મારા ગુણ, પ્રભાવ, રહસ્યને જાણી લે છે, પછી તેને એવો આનંદ અને શાંતિ મળે છે કે તે છોડાવતાં પણ છોડી શકતો નથી.

સાધક—આપનું નિરંતર ચિંતન રાખવા છતાં આપની આજ્ઞા અનુસાર શરીર અને ઇન્દ્રિયોદ્વારા પણ હિલચાલ થઈ શકે છે?

ભગવાન—દૃઢ અભ્યાસથી થઈ શકે છે. જેમ પંખીઓનું પોતાના ઈંડામાં, ગાયોનું પોતાના બચ્ચામાં, કામીનું સ્ત્રીમાં, લોભીનું

ધનમાં, મોટર ડ્રાઇવરનું સડકમાં ને નટીનું પોતાના પગમાં ધ્યાન રહેવા છતાં તેમની શરીર અને ઇન્દ્રિયોદ્વારા સર્વ ચેષ્ટાઓ થતી રહે છે, એ પ્રમાણે મારું ચિંતન કરતાં મારી આજ્ઞા અનુસાર શરીર અને ઇન્દ્રિયોદ્વારા સર્વ શ્રમ થઈ શકે છે.

સાધક—આપની આજ્ઞા શું છે? એ વાત હું શી રીતે જાણું?

ભગવાન—સત્શાસ્ત્ર, મહાપુરુષોનાં વચન, હૃદયની સાત્ત્વિક સ્ફુરણાઓ એ ત્રણે મારી આજ્ઞાઓ છે, એ ત્રણેમાં મતભેદ પડે ત્યારે જેમાં બેની એકતા થાય, તેને મારી આજ્ઞા સમજી કામ કરવું જોઇએ.

સાધક—જેમાં ત્રણેનો ભિન્ન ભિન્ન મત પ્રતીત થાય ત્યાં શું કરવું?

ભગવાન—ત્યાં મહાપુરુષોની આજ્ઞાનું પાલન કરવું જોઇએ.

સાધક—શું એમાં શાસ્ત્રોની અવહેલના નહિ થાય?

ભગવાન—નહિ, કારણ કે મહાપુરુષો શાસ્ત્રોથી વિરુદ્ધ નથી કહી શક્તા. સામાન્ય મનુષ્ય માટે શાસ્ત્રોનો નિર્ણય કરવો કઠણ છે તથા તેનું યથાર્થ તાત્પર્ય દેશકાળ અનુસાર મહાત્મા લોકજ જાણી શકે છે. એટલા માટે મહાપુરુષ જે માર્ગ બતાવે તેજ ઠીક છે.

સાધક—કેવળ હૃદયની સાત્ત્વિક સ્ફુરણાનેજ ભગવત્ આજ્ઞા માની લઇએ તો શું આપત્તિ છે?

ભગવાન—માની શકો છો. પરંતુ એ સ્ફુરણા શાસ્ત્ર યા મહાપુરુષોનાં વચનોને અનુકૂળ હોવી જોઇએ. કારણ કે સાધકને શાસકની આવશ્યકતા છે; નહિ તો ક્યાંક અજ્ઞાનવશ, રાજસી, તામસી સ્ફુરણાને સાત્ત્વિક માનવાથી સાધકમાં ઉચ્છૃંખલતા આવી તેનું પતન થાય છે.

સાધક—અહીં શાસ્ત્ર માટે આપનો શો અભિપ્રાય છે?

ભગવાન—શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ વગેરે જે આર્યગ્રંથો છે એ સૌ શાસ્ત્ર છે; પરંતુ અહીં પણ મતભેદ પડે ત્યારે શ્રુતિનેજ બળવાન માનવી જોઇએ. કારણ કે સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ વગેરેનો આધાર શ્રુતિજ છે.

સાધક—શ્રુતિ, સ્મૃતિ વગેરે સારાં શાસ્ત્રોનું જ્ઞાન થવું સાધારણ માણસ માટે કઠણ છે. એવી દશામાં એને માટે શું આધાર છે?

ભગવાન—એવા માણસોએ શાસ્ત્રોનાં જ્ઞાતા મહાપુરુષોનો આશ્રય

લેવો જોઇએ.

સાધક—મહાપુરુષ કોને માની શકાય?

ભગવાન—જેને તમે પોતાના હૃદયથી સૌથી શ્રેષ્ઠ માનતા હો એજ તમારે માટે મહાપુરુષ છે.

સાધક—પ્રભો! મારી માન્યતાની ભૂલને કારણે તો હું થાપ પણ ખાઈ જાઉં.

ભગવાન—એને માટે કશી ચિંતા નથી. મારા આશ્રિતોની હું ખુદ સર્વ પ્રકારે રક્ષા કરુ છું.

સાધક—પ્રભો! હું મહાપુરુષોની શોધ શી રીતે કરી શકું? મહાપુરુષોનાં ક્યાં લક્ષણ છે?

ભગવાન—બીજા અધ્યાયમાં શ્લોક પંચાવનથી ઇકોતેર સુધી સ્થિતપ્રજ્ઞના નામથી અથવા બારમા અધ્યાયમાં શ્લોક સાતથી નવ સુધી યોગીના નામથી અથવા એજ અધ્યાયમાં શ્લોક તેરથી ઓગણીસ સુધી ભક્તિમાનના નામથી અથવા ચૌદમા અધ્યાયમાં શ્લોક એકવીસથી પચીસ સુધી ગુણાતિતના નામથી બતાવેલાં લક્ષણ જે પુરુષમાં હોય એ મહાપુરુષ છે.

સાધક—એવા મહાપુરુષો મળવા કઠણ છે. એવી પરિસ્થિતિમાં શું કરવું જોઇએ?

ભગવાન—આવી અવસ્થામાં દરેકને માટે સમજવામાં સરળ અને સુગમ સર્વ શાસ્ત્રોના દોહનરૂપી ગીતાજ એક આધાર છે, જે અર્જુન માટે મારી મારફતે કહેવાઈ ગઈ છે.

સાધક—મુખ્યપણે ગીતામાં બતાવેલા કયા કયા શ્લોકો લક્ષ્યમાં રાખી સાધક પોતાના ગુણ અને આચરણ બનાવે?

ભગવાન—એને માટે ગીતામાં ઘણાજ શ્લોક છે. એમાંથી મુખ્ય તથા જ્ઞાનપૂર્ણ બતાવેલા અધ્યાય તેરમાના શ્લોક સાતથી અગિયાર સુધી યા દૈવી સંપત્તિના નામથી બતાવેલા અધ્યાય સોળમાના શ્લોક એકથી ત્રણ અથવા તપના નામથી બતાવેલા અધ્યાય સત્તરના શ્લોક ચૌદથી સત્તર સુધીના શ્લોકો પ્રમાણે પોતાનું જીવન બનાવવું જોઇએ.

સાધક—પ્રભો! આપે કહ્યું કે મારા કરેલા વિધાનમાં દરેક

સમયે પ્રસન્ન રહેવું જોઇએ એનો અર્થ શો ?

ભગવાન—સુખદુઃખ, લાભહાનિ, પ્રિયઅપ્રિય વગેરેની પ્રાપ્તિરૂપી મારાં કરેલાં સર્વ વિધાનો, મારી આપેલી પ્રસાદી સમજી નિરંતર સંતુષ્ટ રહેવું જોઇએ.

સાધક—એ સર્વની પ્રાપ્તિ થવા છતાં પ્રસન્નતા નથી થતી, એનું શું કારણ ?

ભગવાન—મારા પ્રત્યેક વિધાનમાં દયા ભરેલી છે. એનાં તત્ત્વ અને રહસ્ય લોકો જાણતા નથી.

સાધક—સ્ત્રી, પુત્ર, ધન, મકાન વગેરે જે સાંસારિક સુખદાયક પદાર્થો છે, તે સર્વ મોહ અને આસક્તિદ્વારા મનુષ્યને બંધન કરવાવાળા છે. એ સર્વ આપ શા માટે આપો છો ? અને આ વિધાનમાં આપની દયાનું રહસ્ય કેમ જાણવું ?

ભગવાન—જેમ કોઈ રાજા પોતાના પ્રેમીને પોતાની પાસે જલદી બોલાવવા માટે મોટર આદિ સવારી મોકલે છે, તેવીજ રીતે હું પૂર્વકૃત પુણ્યોનાં ફલસ્વરૂપે, સ્ત્રી, પુત્ર, ધન, મકાન વગેરે સાંસારિક પદાર્થોને બીજાને સુખ આપવા માટે, સદાચાર, સદ્‌ગુણ અને મારામાં પ્રેમની વૃદ્ધિ કરી મારી પાસે શીઘ્ર આવવા માટે આપું છું. આ પ્રકારે સમજવું એ મારી દયાના રહસ્યને જાણવા બરાબર છે.

સાધક—સ્ત્રી, પુત્ર, ધન વગેરે સાંસારિક પદાર્થોના વિનાશમાં આપની દયાનું શું રહસ્ય છે ?

ભગવાન—જેવી રીતે પતંગિયાં વગેરે જંતુઓ રોશનીને દેખી મોહ અને આસક્તિને કારણે એમાં પડીને ભસ્મ થઇ જાય છે અને તેની એવી દુર્દશા જોઇ દયાળુ માણસ રોશનીને બુઝાવી નાખે છે; એવું કરવાથી જો કે એ જીવ નથી જાણતો, છતાં તેની ઉપર મહાન દયા થાય છે, તે પ્રમાણે મનુષ્યને ભોગ અને આસક્તિદ્વારા બાંધીને નરકમાં નાખનાર આ વસ્તુઓનો નાશ કરવામાં પણ મારી મહાન દયાજ સમજવી જોઇએ.

સાધક—આપ મનુષ્યને આરોગ્યતા, બળ અને બુદ્ધિ શા માટે આપો છો ?

ભગવાન—સત્સંગ, સેવા અને નિરંતર ભજનધ્યાનના અભ્યાસદ્વારા મારા ગુણ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્યને સમજવા માટે.

સાધક—વ્યાધિ અને સંકટની પ્રાપ્તિમાં આપની દયાનું દર્શન શી રીતે કરી શકાય?

ભગવાન—વ્યાધિ અને સંકટ વગેરે ભોગવવાથી પૂર્વકૃત પાપરૂપી ઋણથી મુક્તિ તથા દુઃખનો અનુભવ થવાને કારણે પાપ કરવામાં ભવિષ્યની રોકાવટ થાય છે. મૃત્યુનો ભય રહેવાથી શરીરમાં વૈરાગ્ય ઉત્પન્ન થઇ મારી સ્મૃતિ થાય છે. એથી વિશેષ વ્યાધિને પરમ તપ સમજીને સેવન કરાય તો મારી પ્રાપ્તિ પણ થઈ શકે છે. એવું સમજવું તે મારી દયાનું દર્શન કરવા બરાબર છે.

સાધક—મહાપુરુષોના સંગમાં આપની દયા પ્રત્યક્ષ છે, પરંતુ તેમના વિયોગમાં આપની દયા શી રીતે સમજી શકાય?

ભગવાન—પ્રકાશને દૂર કરવાથીજ માણસ પ્રકાશના મહત્ત્વને સમજે છે, એટલા માટે મહાપુરુષોને ફરી મળવાની ઉત્કટ ઇચ્છા ઉત્પન્ન કરવી તથા તેમનામાં પ્રેમની વૃદ્ધિ કરવા માટે તેમની પ્રાપ્તિ દુર્લભ અને મહત્ત્વપૂર્ણ છે એ બાબતને જાણવા માટે હું એનો વિયોગ આપું છું એમ સમજવું જોઇએ.

સાધક—કુસંગથી થતા દોષોથી બચવા માટે આપ દુષ્ટ, દુરાચારી પુરુષોનો વિયોગ આપો છો, તેમાં તો આપની દયા પ્રત્યક્ષ છે; પરંતુ ઇચ્છા વિના આપ એનો સંગ શા માટે આપો છો?

ભગવાન—દુરાચારથી થવાવાળી હાનિનું દિગ્દર્શન કરાવી દુર્ગુણ અને દુરાચારોથી વૈરાગ્ય ઉત્પન્ન કરવા માટે એવા મનુષ્યોનો સંગ આપું છું; પરંતુ યાદ રાખવું જોઇએ કે, જે જાણીબૂજીને કુસંગ કરે છે એ મારો આપેલો નથી.

સાધક—સર્વસામાન્ય મનુષ્યોના સંયોગ અને વિયોગમાં આપની દયા શી રીતે દેખાય?

ભગવાન—એમાં દયા અને પ્રેમ કરી એની સેવા કરવા માટે તો સંયોગ અને એમાં વૈરાગ્ય કરી એકાંતમાં રહીને નિરંતર ભજનધ્યાનનું સાધન કરવા માટે વિયોગ આપું છું, એવું સમજવું એ

મારી દયા દેખવા બરાબર છે.

સાધક—નીતિ-ધર્મ અને ભજન-ધ્યાનમાં અંતરાય કરવાવાળા મામલા, મુકદ્દમા વગેરે જંજાળમાં આપની દયાનો અનુભવ શી રીતે કરવો ?

ભગવાન—નીતિ, ધર્મ, ભજન, ધ્યાન વગેરેમાં કામ, ક્રોધ, લોભ, મોહ, ભય તથા કમજોરીના કારણેજ નડતર આવે છે. જે માણસો ન્યાયથી પ્રાપ્ત થયેલા મુકદ્દમા વગેરે જંજાળોને મારા આપેલા પુરસ્કાર સમજી નીતિ અને ધર્મ વગેરેથી ડગતા નથી, તેમાં આત્મબળને વધારનાર ધીરતા, વીરતા, ગંભીરતા વગેરે ગુણોની વૃદ્ધિ થાય છે એવું સમજવું, એજ મારી દયાનો અનુભવ કરવા બરાબર છે.

સાધક—ભક્તનાં માન, બડાઇ, પ્રતિષ્ઠા વગેરેને આપ કેમ હરી લો છો ? એમાં શું રહસ્ય છે ?

ભગવાન—અજ્ઞાનરૂપ નિદ્રાથી જગાડવા અને સાધનાની રોકાવટ દૂર કરવા તથા દંભને હઠાવી સાચી ભક્તિ વધારવા માટેજ હું માન, બડાઇ, પ્રતિષ્ઠા વગેરેને હરી લઉં છું; એજ રહસ્ય છે.

સાધક—આપની વિશેષ દયા શી છે ?

ભગવાન—મારું ભજન, ધ્યાન, સેવા, સત્સંગ, સદ્‌ગુણ અને સદાચાર વગેરેની જે સ્મૃતિ, ઇચ્છા અને પ્રાપ્તિ થાય છે, એ વિશેષ દયા છે.

સાધક—જ્યારે એવું છે તો કર્મો અનુસાર આપનાં કરેલાં સર્વ વિધાનોને આપના મોકલેલા પુરસ્કાર સમજી ક્ષણે ક્ષણે મુગ્ધ થવું જોઇએ.

ભગવાન—વાત તો એવીજ છે, પરંતુ લોકો સમજે છે ક્યાં ?

સાધક—એમને સમજાવવા માટે શું કરવું જોઇએ ?

ભગવાન—ગુણ અને પ્રભાવ સહિત મારા નામરૂપનું અનન્ય ભાવથી નિરંતર ચિંતન તથા મારું ચિંતન રાખીને મારી આજ્ઞા અનુસાર કર્મોનું આચરણ અને મારી દયાના રહસ્યને જાણવાવાળા સત્પુરુષોનો સંગ કરવો જોઇએ.

('વિશ્વજ્યોતિ'ના એક અંકમાંથી)

# १०५-भक्त विजय
## (એકાંકી નાટક)

(લેખકઃ- શ્રી. 'બાલકવિ')

પ્રથમ દૃશ્ય—અયોધ્યાનગરી, રાજસભા, પ્રાતઃકાલ.

રાજા અંબરીષ—સામંતગણ! આજે પરમ પવિત્ર એકાદશીનું વ્રત છે. ન્યાયકાર્ય બંધ છે. માટે બધો સામંતગણ શ્રદ્ધાપૂર્વક સન્માન્ય ગુરુદ્વારા એકાદશીનું માહાત્મ્ય સાંભળી પોતાના જીવનને સફળ કરે. કેમ પ્રધાનજી? આપની શી સંમતિ છે?

પ્રધાન—આપની આજ્ઞા હમેશાં પાલન કરવા યોગ્યજ હોય છે. આપની માન્યતાનું-કર્તવ્યનું હમેશાં અમારે અનુયાયીઓએ પાલન કરવું જોઇએ. કહ્યું છે કે—

**वृद्धाः प्रौढजनाः सदा स्वसरणीं शिक्षाप्रदां कुर्वते ।**

એટલે આપની શુભ આજ્ઞા થવાનોજ અવકાશ છે.

પહેરેગીર—(પ્રવેશ કરીને) મહારાજાશ્રીને વંદન. કૃપાનિધાન! ક્રોધ કરવો એ જેમનો સ્વભાવ છે, તે મહાતપસ્વી મહર્ષિ શ્રીદુર્વાસાજી પધારે છે. મહારાજની શી આજ્ઞા છે?

અંબરીષ—અહા! ધન્ય! ભક્તવત્સલ ભગવન્! આજે આપે એકાદશીના પારણાને સફલ કરવાને માટે ઋષિવરને અહીં મોકલી તેમના ચરણ-સ્પર્શનો લાભ આપવાની આ તુચ્છ દાસની ઇચ્છા પૂર્ણ કરી છે. પ્રતિહાર! હું પણ મહર્ષિના સ્વાગત માટે તમારી સાથે આવું છું.

પહેરેગીર—જેવી મહારાજાશ્રીની આજ્ઞા.

(રાજા અંબરીષ મહર્ષિ દુર્વાસાને લઇ પાછા આવે છે.)

દુર્વાસા—વિજયી થાઓ રાજન્! ધર્મથી પ્રજાપાલન કરો.

અંબરીષ—પૂજ્યપાદ આચાર્ય! મારાં આજે અહોભાગ્ય! એક મશકને ઘેર ભગવાન પધાર્યા!

દુર્વાસા—ધન્ય રાજન્! તમારા સરખાજ ધર્માત્મા રાજા આ

સૂર્યવંશદ્વારા પળાતી પૃથ્વીના યથાર્થ શાસનાધિકારી છે. ધન્ય છે આ ભૂમિને પણ, જે મહાત્મા નરપતિઓના ચરણસ્પર્શથી પુનિત થઇ તમારી યશોધારાથી ઉજ્જ્વલ થઇ રહી છે !

અંબરીષ—આચાર્ય પ્રવર ! આ બધો આપ સરખાનાં પુનિત પગલાંનોજ પ્રતાપ છે. આજે આ સેવક આપના ચરણોમાં એક વિનતિ કરવા ઇચ્છે છે. આપની આજ્ઞા હોય—

દુર્વાસા—હા, હા, જરૂર કહો. શી ઇચ્છા છે ?

અંબરીષ--આજે એકાદશીનું શુભ વ્રત છે. તેથી પારણું કરવાને આપશ્રીને આમંત્રણ કરું છું.

દુર્વાસા—ભલે તેમ થશે. હું નિત્યકર્મથી પરવારીને હમણાંજ પાછો આવું છું. (દુર્વાસા જાય છે).

સામંત—મહારાજ! દુર્વાસાજી બહુ ક્રોધી હોવાનું સાંભળવામાં છે.

અંબરીષ—શાન્તમ્ પાપમ્ સામંતજી ! પ્રાયશ્ચિત્ત કરવું પડશે. યાદ રાખજો. પરનિંદાના જેવું સંસારમાં કોઇ મહાપાપ નથી ! હું પાપી છું. જેથી ઋષિની નિંદાના શબ્દો મારે કાને આવ્યા ! હે ભગવાન ! ક્ષમા કરો. મેં એવા કયા પાપના પ્રભાવે આજે આ ઋષિની નિંદા સાંભળી ! હે ઘટઘટવાસી પ્રભુ ! ક્ષમા કરો. સામંતજી ! ભવિષ્યમાં હવે સાવધાની રાખજો કે, વાણીથી કોઈની નિંદા ન થાય અને તેમ મનમાં પણ નિંદાનો ભાવ ન આવે.

પહેરેગીર—(પ્રવેશ કરી) વંદન કરું છું મહારાજાને. બહાર પુરોહિતજી પધાર્યા છે. જેવી આજ્ઞા.

અંબરીષ—વાહ ! તમે સારી ખબર આપી. જાઓ, તેમને આદરપૂર્વક તેડી લાવો.

પહેરેગીર—જેવી મહારાજશ્રીની આજ્ઞા.

(પુરોહિતનું આગમન. રાજા ઊઠી પ્રણામ કરે છે.)

અંબરીષ—પ્રણામ, આચાર્યવર ! પ્રણામ.

પુરોહિત—સ્વસ્તિ ! નૃપવર ! વિજયી થાઓ.

અંબરીષ—ગુરુવર ! આજે કયા શુભ ઉદ્દેશથી મને પવિત્ર કરવાને માટે આપના પવિત્ર ચરણોએ તસ્દી લીધી ?

પુરોહિત—મહારાજા! આપને ધ્યાન હશે કે પારણાને માટે આજે માત્ર એક પહોર બાકી હતો, જે પૂર્ણ થઇ રહ્યો છે.

અંબરીષ—પણ મુનિરાજ તો હજી સુધી નથી પધાર્યા ?

પુરોહિત—મહારાજા! વિના પારણું કર્યે વ્રત ખંડિત થાય એ આપના ધ્યાનમાં છે ને ?

અંબરીષ—(કંપી ઊઠતાં) હે પ્રભુ! બચાવો. આ ધર્મસંકટ આવ્યું! હું શું કરું ? પુરોહિતજીના આદેશનું પાલન કરું કે મુનિરાજની વાટ જોઉં ? નાથ! બચાવો. ઉગારો! આચાર્ય, રક્ષા કરો. (પુરોહિતના ચરણે પડીને રાજા ગદ્દગદ થાય છે.)

પુરોહિત—રાજા! નિર્ભય રહો. થોડુંક જલપાન કરી શકો છો. પ્રભુચરણામૃત લેવાથી બન્ને કાર્ય સધાશે; પારણું એ થશે તેમ મુનિશ્રીનું અપમાન પણ નહિ થાય.

અંબરીષ—ભલે, આપની જેવી સંમતિ '**ब्रह्मवाक्य जनार्दनः**' અને આ ઘોર અંધારાથી બચાવો. પુરોહિતજી! આપ આજ્ઞા કરો તેમ કરું છું. (અંબરીષ પ્રભુચરણામૃતપાન કરે છે.)

પુરોહિત—મહારાજા! હું કેવળ કર્તવ્યપાલન અર્થેજ આવ્યો હતો. સુખી થાઓ.

અંબરીષ—ભગવન્! નમ્ર પ્રણામ. (પુરોહિતજી જાય છે.) સામંતગણ! ઘણોજ વખત વીતી ગયો, છતાં હજુ મુનિ મહારાજનાં દર્શન નથી થતાં! શું કારણ હશે ?

દુર્વાસા—(પ્રવેશ કરી) વિજયસ્વ રાજન્!

અંબરીષ—(ઊઠીને ચરણે નમન કરતાં) ભગવન્! ચરણે વંદન કરું છું. પ્રભુ! આપને ઘણો વિલંબ થયો!

દુર્વાસા—(ધ્યાન કરીને) શું તમે વ્રતનું પારણું કરી લીધું ? (ક્રોધથી લાલ થઇને) નૃપાધમ! ભક્તાડંબર! સબૂર કર. દુર્વાસા હમણાંજ તને આ મિથ્યાભિમાનનું, કપટ–ભક્તિનું અને અતિથિ-તિરસ્કારનું ફળ ચખાડે છે!

અંબરીષ—ક્ષમા કરો. ભગવન્! ક્ષમા!

(દુર્વાસા પોતાની જટા ઉખેડી પછાડીને એક રાક્ષસીને ઉત્પન્ન

કરે છે. ભગવાનનું ચક્ર એ રાક્ષસીનો નાશ કરી દુર્વાસા પાછળ પડે છે.)

અંબરીષ—(કંઇ સમજ ન પડતાં) ઓ ભગવન્! પ્રભુ!! (નેપથ્યમાં-પાહિમામ્-પાહિમામ્.)

પહેરેગીર—(પ્રવેશ કરતાં) મહારાજા! દુર્વાસાને તેમની કરણીનું ફળ મળ્યું! તેમના ઉપર સુદર્શનચક્ર તૂટી પડયું છે!

અંબરીષ—શિવ! શિવ! આ હું શું સાંભળું છું! ભગવન્! ક્ષમા કરો. મારા સરખા એક તુચ્છ જીવને માટે મહાત્મા મુનિપ્રવર ઉપર આટલું સંકટ! હા! પ્રભુ! હું કુકર્મીના ઉપર દયા કરો.

(બધા જાય છે.)

---

દૃશ્ય બીજું—કૈલાસગિરિ-ધ્યાનસ્થ શંભુજી-સન્ધ્યાકાલ

(નેપથ્યમાં-ત્રાહિ ત્રાહિ ભગવન્! ત્રાહિ—)

શંકર—(આંખ ઉઘાડી) દેવિ! આજે અહીં કોણ દુઃખી આવ્યો છે? કોના આર્ત્તનાદથી કૈલાસ ગૂંજી ઊઠ્યો છે?

પાર્વતી—નાથ! હશે કોઇ બિચારો માયાથી મૂંઝાયેલો.

દુર્વાસા—(પ્રવેશ કરીને) હે શુલિન્? ત્રિપુરારિ! આશુતોષ! રક્ષા કરો, રક્ષા કરો. ભગવન્! ત્રાહિ-ત્રાહિ.

શંકર—દુર્વાસા! અહા! તમારા ઉપર આ વિપત્તિ કેવી? આજે સુદર્શનનો તમારા ઉપર આટલો ક્રોધ કેમ?

દુર્વાસા—બચાવો, પ્રભુ! મને બચાવો. મેં અભિમાનવશ થઇ મહાન હરિભક્તોનો તિરસ્કાર કર્યો! એ પાપનું ફળ આ વિપત્તિરૂપે પ્રકટ્યું છે! ભોળાનાથ! આ દાસને બચાવો, બચાવો. (દુર્વાસા શિવચરણને પકડે છે)

શંકર—ઋષિ! ક્ષમા કરો. હું શ્રીહરિને સમજાવી શકું. પરંતુ તેના સેવકનું-ભક્તનું અપમાન કરનારને બચાવવો એ મારી શક્તિની બહારની વાત છે. હું નિરુપાય છું.

દુર્વાસા—નાથ! હું ત્રૈલોક્યમાં ફરી વળ્યો. ઇન્દ્રાદિથી બ્રહ્માજી સુધીમાં કોઇએ મારા ઉપર દયા ન બતાવી! કોઇએ મને આશ્રય ન આપ્યો. હું મરું છું. હે ભોળાનાથ! કૃપા કરી કોઈ ઉપાય તો બતાવો!

શંકર—ઋષિવર ! જેમણે દર્દ આપ્યું, તેજ તેની દવા આપશે, હરિ પોતેજ ક્ષમા કરશે. માટે તેમને શરણે જાઓ.

દુર્વાસા—આજ્ઞા ! કૈલાસનાથ ! (દુર્વાસા જાય છે.)

પાર્વતી—પ્રાણેશ ! ખરેજ હરિભક્તના અપમાનનું આટલું કઠોર પરિણામ છે ?

શંકર—દેવિ ! આ તો હજુ થોડું છે, ભગવદ્દભક્તોનો તિરસ્કાર ભગવાનદ્વારા પણ ક્ષમ્ય થવો કઠિન છે. દેવિ ! જો ભક્ત પ્રસન્ન થઇ જાય તોજ મુક્તિ છે; નહિ તો દુર્વાસા આ વિપત્તિમાંથી છૂટવા મુશ્કેલ છે.

પાર્વતી—ભક્તરક્ષક ભગવાનનો જય થાઓ.

શંકર—ભગવદ્દભક્તોનો પણ જય થાઓ. (સર્વ જાય છે.)

---

દશ્ય ત્રીજું—ક્ષીરસાગર. નારાયણ અને લક્ષ્મીદેવી વિરાજમાન છે. ઉષઃકાલ.

(ત્રાહિ-ભક્તવત્સલ ! ત્રાહિ)

લક્ષ્મી—નાથ ! આ કરુણારુદન કોનું છે ?

નારાયણ—ભૂલો છો કમલા ! મારા પરમપ્રિય ભક્તનું અપમાન કરનાર તપોમૂઢ દુર્વાસા રડે છે.

લક્ષ્મી—(ગદ્દગદ્દ થતાં) સ્વામી ! ક્ષમા કરો. બહુજ દયા ઉપજાવનાર ધ્વનિ છે. (ત્રાહિ, ભક્તપ્રાણ ! ત્રાહિ-ધ્વનિ સંભળાય છે.)

નારાયણ—હે વરાનને ! યાદ રાખજો કે હું મારું અપમાન ભૂલી શકું છું, તે માટે ક્ષમા કરી શકું છું; પરંતુ મારા પ્રિય ભક્તના અપમાનને માટે નહિ. ભક્તરાજ અંબરીષ જેવા અનન્ય ભક્તનું અપમાન ? અને તે માટે ક્ષમા ? કદાપિ નહિ.

(ત્રાહિ, ભક્તેશ્વર ! ત્રાહિ,)

લક્ષ્મી—પ્રભુ ! દોષ કોનો છે ?

નારાયણ—પ્રિયા ! દોષ ? દોષ દુર્વાસાનો છે. તે પોતાની તપશ્ચર્યાના ઘમંડમાં ઉન્મત્ત થયો છે. તેણે આટલું મોડું કેમ કર્યું કે જેથી મારા ભક્તને કષ્ટ સહન કરવાનો વખત આવ્યો ?

દુર્વાસા—(પ્રવેશ કરીને) ત્રાહિ, ભક્તવત્સલ! ભક્તપ્રાણ! ભક્તેશ્વર! ત્રાહિ–

નારાયણ—દુર્વાસા! તપશ્ચર્યાનો મદ હજુ કેટલો બાકી છે?

દુર્વાસા—પ્રભુ! હું મૂઢ છું. ક્ષમા કરો નાથ!

નારાયણ—દુર્વાસા! આ અપરાધનું કોઇ પ્રાયશ્ચિત્ત નથી.

દુર્વાસા—ત્રાહિ નાથ! ત્રાહિ! (હરિના ચરણોમાં પડે છે.)

નારાયણ—ઋષિ! હું ક્ષમા નથી આપી શકતો. હું તો ભક્તને હાથે વેચાઇ ચૂકયો છું. હા, જો ભક્તરાજ અંબરીષ ધારે તો ક્ષમા આપી શકે. જાઓ, ભક્ત અંબરીષને શરણે જાઓ. ઋષિવર!

દુર્વાસા—જેવી પ્રભુની આજ્ઞા. (દુર્વાસા જાય છે.)

લક્ષ્મી—નાથ! બ્રાહ્મણ છતાં ક્ષત્રિય પાસે ક્ષમા માગે? એ કેમ?

નારાયણ–દેવિ! બ્રાહ્મણનું ઉચ્ચત્વ કેવળ લોકમર્યાદા વર્ણાશ્રમ-ધર્મમાં છે, ભક્તિમાં તો સઘળાનું સ્થાન સરખુંજ છે. ભક્તિમાં ઉચ્ચ-નીચ કાંઇ પણ નથી. ત્યાં તો જે ભકિતમાં ભરપૂર હોય તેજ ઊંચો.

લક્ષ્મી—હે દેવ! વિપ્રરાજનું કષ્ટ દૂર થાય એવો કોઇ ઉપાય છે?

નારાયણ—ભક્ત અંબરીષ ક્ષમા કરે તો કષ્ટ નાશ પામે. જ્યાં સુધી ભકત અંબરીષ કષ્ટમાં છે, ત્યાંસુધી મને પણ આરામ નથી.

લક્ષ્મી—શું અંબરીષ ક્ષમા આપશે?

નારાયણ—અવશ્ય. મહાભકતો કરુણા અને ક્ષમાની તો મૂર્તિઓજ હોય છે. (સર્વ જાય છે.)

---

દશ્ય ચોથું—અયોધ્યા નગરી. રાજસભા. મધ્યાહ્‌ન.

અંબરીષ—સામંતગણ! મારું મન બહુ અશાંત છે. હા! કેટલા દિવસો વીત્યા! મુનિરાજ ઉપર કોણ જાણે શી શી વિપત્તિ વરસી રહી હશે? હાય! મેં બ્રાહ્મણને બહુ કષ્ટ આપ્યું! શું કરું? મને કેમ શાંતિ મળે?

(ત્રાહિ—ભક્તવર! ત્રાહિ—સંભળાય છે.)

હેં! આજે આ કરુણ રુદન કોનું?

સામંત—પધારો. મહારાજા! રક્ષણ કરવું એ ક્ષત્રિયનો ધર્મ છે.

દુર્વાસા—(પ્રવેશ કરતાં, રાજાના ચરણે પડતાં) ક્ષમા, ક્ષમા રાજન્! ક્ષમા.

અંબરીષ—(તેમને ઉઠાડીને પોતે તેમના ચરણ પકડતાં) વિપ્ર-વર્ય! (કંપતાં) આચાર્ય! મારા અધમને લઈ આપના ઉપર આ આવી પડી! ઓહ! આ સુદર્શનની કેવી પ્રકોપ ગતિ છે? હે નાથ! શ્રીસુદર્શન! ક્ષમા કરો. મારા ગરીબના તરફ જોઈ ક્ષમા કરો.

**भो दैत्यदम्भदलनेऽसि सदा प्रकोपी चेदीश्वरस्य शिरसो ननु रक्त पायिन्। त्रायस्व भो मधु दिपोः करजात तेजः विप्रं नु रक्ष कुरु शान्तिमहो सुचक्र॥** (ચક્ર શાંત થાય છે)

દુર્વાસા—(સ્વસ્થ થતાં) અહો ભક્તરાજ! ક્ષમા કરો. મેં મારી કરણીનું ફળ ભોગવ્યું! અને સાથેજ એ પણ અનુભવ્યું કે, ભક્ત-દ્વેષીને કોઇ પણ આશ્રય આપી શકતું નથી. તેને કોઇ જગાએ આશ્રય મળી શકે છે, તો તે ભકતના ચરણેજ મળી શકે છે.

અંબરીષ—વિપ્રશ્રેષ્ઠ! ક્ષમા કરો. હું મૂઢને લીધે આપને આટલાં કષ્ટ સહેવાં પડ્યાં! હું શરમાઉં છું. અનુતપ્ત છું!

દુર્વાસા—નહિ, એ તો તમારી મોટાઇ છે કે તમે પોતાની નમ્ર-તાજ બતાવ્યે જાઓ છો. હવે મને ખાતરી થઇ કે ભક્તિનો પ્રભાવ, તપશ્ચર્યાથી કેટલાએ ગણો વધારે છે. અત્યાર સુધી હું તપોમૂઢ બન્યો હતો.

અંબરીષ—આચાર્ય! તસ્દી માટે ક્ષમા ચાહું છું. થોડું જલ-પાન કરશો?

દુર્વાસા—એ તો થશેજ. પણ ભક્તરાજ! કાંઈ માગો, હું પ્રસન્ન થયો છું. કહો, તમારી શી ઇચ્છા પૂર્ણ કરું? કહો.

અંબરીષ—ભગવન્! આપની કૃપાથી બધુંએ છે. જો આપ મારા પર પ્રસન્નજ થયા છો તો મારું નહિ, પણ આ 'ભરતવાક્ય' પૂર્ણ થાય.

जनाः सदा भक्तिरसामृतेच्छुका भवन्तु भुयो हरिलग्न मानसा।
धरापि पुण्यैः सुजनैः शुभोऽचिरं प्रयातु शान्ति खलमानवैर्गता॥

દુર્વાસા—તથાસ્તુ.

અંબરીષ—ભગવાનનો જય ! ઋષિવરનો જય !

દુર્વાસા અને સામંતગણો—ભગવાનનો જય ! ભગવદ્ભક્તોનો જય ! મહારાજા અંબરીષનો જય ! (જાય છે. પડદો પડે છે.)

('વિશ્વજ્યોતિ' ના એક અંકમાંથી)

# १०६–समर्थ राष्ट्रगुरु श्रीरामदास स्वामीनो चमत्कार !

(અનુવાદકઃ–શ્રી. 'બાલકવિ')

× × × ×

" राम रहीम सब कोइ कहे, दिल सत कहे न कोय
एक बेर सत दिल कहे, निश्चय मुक्त हि होय ॥ "

"**जय जय रघुवीर समर्थ**" સમર્થ રામદાસ સ્વામીના મનબોધમાંનો એકાદો શ્લોક દરેકના ઘર પાસે જઇને બોલીને, છેવટે "**जय जय रघुवीर समर्थ**" એવી ભિક્ષાની નિશાનીની બૂમ પાડતા અને મળે તે ભિક્ષાને ઝોળીમાં લઇ, આગળ જતા એક ગોસ્વામી દક્ષિણ મહારાષ્ટ્રના એક નાના પણ દેખાવડા ગામડામાં પ્રભાતના પહોરમાં ફરતા હતા. જે સમયની આ કથા લખવામાં આવે છે, તે સમયમાં "**जय जय रघुवीर समर्थ**" એ શબ્દ-ઘોષમાં કાંઇક વિલક્ષણ–વિશેષ અર્થ સમાયો હતો. આજકાલ ભિક્ષાની બૂમના જે ઘણાક પ્રકારો છે, તેમાંનોજ એ એક ગણાય છે; પણ એ સમયમાં આ બૂમમાં ભારે સામર્થ્ય છે એમ માનવામાં આવતું હતું.

"**जय जय रघुवीर समर्थ**" એ શબ્દો સાંભળતાંજ ઘરમાંથી કોઇ બહાર આવે અને ઝોળીમાં ભિક્ષા નાખે. એટલે તે

ગોસ્વામી આગળ ચાલવા માંડે કે ચારપાંચ મનુષ્ય ભેળા થઇને તેના પોશાકની, વર્તનની ચર્ચા કરવી, તે નજરે દેખાતા બંધ થાય ત્યાંસુધી શરૂ રાખે, એમ ચાલતું હતું.

"ગોસ્વામીની આ એક નવી જાતિ નીકળી છે. કહેવાય છે કે આનો ગુરુ ભયંકર જંગલમાં વાઘ, રીંછ જેવા હિંસક પશુઓ સાથે રહે છે. તે જંગલી જનાવરો પોતાના જન્મસિદ્ધ વૈરભાવો ભૂલીને પાળેલા કૂતરાઓની જેમ એ ગુરુ સાથે ફરતા હોય છે. કોઈ તે સ્વામીની છેડતી કરવા તેની પૂંઠ પકડે તો એ જંગલી જાનવરો તેના પર છૂટે છે અને છેવટે એ વિતર્કવાદીને તેની પૂંઠ પકડવાનું છોડી દઈ પાછું ફરવું પડે છે!" એકે કહ્યું.

"હા. તે ગોસ્વામી–ગુરુના તેવા કાંઇક ચમત્કાર સંભળાય છે ખરા, પણ— "

"પણ જબરો લફંગો એ છે. તેણે ઠેકઠેકાણે બ્રહ્મચારી હનુમાનજીનાં દેવળો બાંધ્યાનું પણ સંભળાય છે. પણ પેલી બાલવિધવા–" તે બોલતાં જરા થંભ્યો.

"શું? ત્યાં એ શિષ્યા થઇ છે એમ?" એકે પૂછ્યું.

"હા ભાઇ! ઘણા જોગી ભોગી થઈ જાય છે!" એકે ટાપસી આપી.

"નહિ. તે બનવા જોગ નથી. તેના શિષ્યો કહે છે કે, તેના લગ્ન વખતે **शुभ मंगलं सावधान** એવા બ્રાહ્મણો મંત્રોચ્ચાર કરવા માંડ્યા તે કાને પડયા ત્યાંજ એ નાસી ગયા. પછી પ્રત્યક્ષ રામચંદ્રજીએ તેને દર્શન આપી મંત્રોપદેશ આપ્યો છે:"

એક શ્રધ્ધાળુએ કહ્યું.

"અરે ભાઇ! પણ સ્ત્રીઓ એ પરમાત્માની પ્રત્યક્ષ માયા–સિદ્ધિ છે. જોગીને લપટાવવાનું તે આબાદ કામ કરે. એમાં ન લપટાય તે લાખોમાં એક."

આવી રીતે સંવાદ ચાલતો હતો. પેલા ગોસ્વામી હજુ તેમની નજર બહાર ગયા નહોતા, ત્યાં ઘણે દૂર એ ગોસ્વામી ફરતો ઘણો મુસલમાનોનો ગરેડો પડેલો અને કોલાહલ થતો સંભળાયો.

એકે કહ્યું:—"જોયું? જોયું? મને થયુંજ હતું કે, હાલનો પદાણ થાણુદાર ઘણો કડક છે. તેણે ભેળા કરેલા શહિદજાદા કે પીરજાદા કોણ જાણે? એ ગોસ્વામીને હેરાન કરશેજ. આ ગોસ્વામીઓને માટે બહુ ખરાબ દિવસ આવ્યા છે! હિંદુ ગોસ્વામીને ભિક્ષા માગતા ફરવાની નજીવી બાબત પણ આ મુસ્લિમ રાજમાં જોખમવાળી થઈ પડે! ઠીક, ચાલો જોઈએ તો ખરા–"

× × × ×

જવું કે ન જવું એનો થોડી વાર ઉહાપોહ થયો. પણ કેટલાક જુવાનો ઊપડ્યા. પાસે જતાં તેમને જણાયું કે, ખરેજ કેટલા શહિદજાદા તે ગોસ્વામી ફરતા વિંટળાઇને તેને પ્રશ્નો પૂછતા હતા. એ ગોસ્વામી મોટે કંઠેથી ગાઇ રહ્યો હતો.—

"दरियाके बीचे गड सुनेका किसकू लीजा न जाय,
उस दरियापर पहाड तारे गडकू फौज लगाय. १
ऐसा साहेब हय मेरा, तीन लोकसों दरारा. ऐसा०
वै साहेबका मैं बंदा, मेरा बहुत नाम;
ऐसा दूजा कौन है रे किसकूं करूं सलाम?" २

આ ઉપરથી ટંટો થવાનું કારણ ખુલ્લું સમજાય તેમ છે. આ ગોસ્વામી–બાવાજી, ફકીરોએ તેમને જતા અટકાવી ત્યાં એક પીરની કબર હતી તેને વંદન કરી જવા તેમણે કહેલ. તે પ્રમાણે નહિ કરવાથી આ ઝગડો શરૂ થયો હતો.

બાવાજીને ગુરુની આજ્ઞા હતી કે:—

"श्री रामावांचुनी देव हो मानव, त्या प्रत्युत्थान किंवा नमन न करावे। क्षोभोत कोणी विकटार्थ भाव, रुसोत किंवा निंदा करोत—"

અર્થાત્ "એક શ્રીરામ વિના દેવ હોય કે માનવી હોય તેને માટે ઊભા થવું કે નમન કરવું નહિ. કોઇ તેનો અવળો અર્થ કરીને ખોટો ભાવ આણીને ખીજે, રિસાય કે ભલે નિંદા કરે."

આ આજ્ઞા પ્રમાણે એ બાવાજીએ તે કબરને નમવાની ના પાડી. આ અપમાન મુસલમાન ફકીરોથી ખમાયું નહિ. રાજ તેમનું.

ત્યાંનો મુસલમાન થાણુદાર હિંદુ બાવા-સાધુઓનો નાશ કરવામાં કટ્ટો હતો. છતાં આ પરિસ્થિતિ ભૂલીને આ બાવાજી બેદરકારી બતાવે એ કેમ ચલાવી લેવાય ? વળી હાલમાં કેટલાક ચમત્કારો બતાવીને હિંદુ વસ્તીને એ ગોસ્વામીઓએ પોતાના ભજને લગાડ્યા હતા. હવે તેને સલામ ભરાવ્યા વગર જવા દેવામાં આવે તો હિંદુઓમાં પોતાની કિંમત ઘટશે અને પોતાની મોટાઇ ચાલી જશે એમ તેમને થતું હતું !

"અમારા પીરને સલામ કર્યા વગર આગળ તું જાય છે તો એવો તારો કોણ દેવ છે ?" આવી રીતનો એક મસ્ત ફકીરે બાવાજીને અટકાવી તેનો હાથ પકડી સવાલ કર્યો. પણ એ બાવાજીએ જરા પણ ડર્યા વિના ઉપરોક્ત પદ્ય ગાવા માંડ્યું: "અફાટ સાગરના મધ્યમાંનો સોનાની લંકાનો અજિત કિલ્લો, જેણે સાગરમાં ડુંગરને તરતો કરીને વાંદરાઓની સેનાની સહાયથી જીતી કબજે કર્યો તે મારો દેવ, હું તેનો દાસ. એવો બીજો આખા ત્રિભુવનમાં ત્રણે કાળમાં બીજો કોણ બતાવી શકાય ? ત્યારે મારે બીજા કોને સલામ કરવાની રહે ?"

આ પદ્યનો અર્થ સમજાતાં ફકીરો બહુજ ચિડાયા. બાવાજીને બથા મારવા મંડ્યા. તે ગોસ્વામી અને ફકીરો વચ્ચે ઝપાઝપી બરાબર શરૂ થઇ. ફકીરો ઘણા અને એ બાવાજી એકલા ! શું કરે ? થોડીજ વારમાં તેને પછાડીને ફકીરોએ બાંધ્યો. એટલામાં થાણુદાર સાહેબ ત્યાં આવી પહોંચ્યા. ફકીરોને હવે વધારે જોસ ચડ્યું.

થાણુદારે તે બાવાજીને ઝંખવાણો પાડવા સારુ દિમાગ સાથે પૂછ્યું: "તને કાંઇ ચમત્કાર બતાવતાં આવડશે ? જો પેલી તરફ સવાખાંડી વજનની લોઢાની જંજીર પડી છે, તો એ લીલા કરવા સારુ ઉપાડી લઇશ ? જો પેલો બુઢ્ઢો ફકીર છે તે પણ એ ઉપાડે છે. માટે કાંઇ ચમત્કાર હોય તો જીવતો છોડીશ; નહિ તો ઓ કાફર ! તારી એ કફની, સિંદૂર-લાકડી પડાવી લઇને રિબાવી રિબાવીને મારીશ. તારા દેવે દરિયામાંનો સોનાનો અજિત કિલ્લો પાણીમાં ડુંગર તરાવીને-" થાણુદારે તિરસ્કારભર્યું હાસ્ય કરતાં કહ્યું: "શું

બેટાનો ડોળ ? પાણીમાં એક નાનકડો કાંકરો નાખીએ તો તે તળિયે પહોંચ્યા વગર રહેતો નથી ! વળી એલા લંગોટા ! શું કહ્યું ? વાંદરાની ફોજથી કિલ્લો લીધો ! કેવી મૂર્ખાઇ ? જંગલમાંનો ઝાડપાલો ખાનારા લંગૂર ! હઃ હઃ હઃ વાંદરો તમારો દેવ ! "

થોડી વારે ગંભીર ચહેરો કરીને થાણદાર સાહેબ બરાડતા બોલ્યા: " જવા દે એ લંકા રહી. આ જંજીર ઉપાડે છે ? તારા એ ગલંદાનાં પોથાં મેં બધાં વાંચ્યા છે. "

થાણદાર સાહેબના શબ્દ તોતડાવા લાગ્યા. સ્પષ્ટ ઉચ્ચાર થતો અટક્યો. " બો–લ મર–વું છે? બ–બસ કર–મૂક તારાં કપડાં નીચે. સોંપી દે એ સિંદૂર–લાકડી–અને ફરી એ કોણ તારો–એનું ના–નામ લઇશ ન–નહિ એવા સોગન લે અને સલામ ભરીને થા ચાલતો. "

બિચારો એકલો બાવાજી શું કરે ? તે સ્તબ્ધ હતો. મનમાં ને મનમાં ગુરુસ્મરણ કરતો હતો. કોઇ તેની ડોક નમાવવા પ્રયાસ કરતા, તો કોઇ તેને જંજીર ઉપાડવાનું કહીને હસતા, કોઇ થપાટો મારતા, તો કોઇ ઠોંસા મારતા ! થાણદાર સાહેબે ફરી કહ્યું: " એ ! બોલ, આ પીરને સલામ ભરવી છે કે મરવું છે ? "

તે બાવાજીએ–" **वै साहेबका मैं बंदा किसकूं करुं सलाम ?** " એ ફરી ગાઈ બતાવતાં નકારભર્યો જવાબ આપ્યો: " મને ચમત્કાર બતાવવાની વિદ્યા જેમ ગુરુએ બતાવી નથી, તેમ ગમે તે દેવ આગળ માથું નમાવવાની વિદ્યા પણ શીખવી નથી. "

" શું ચમત્કાર બતાવવાની વિદ્યા નથી શીખવી ? હં–હં–ત્યારે આ મસ્તપણાનો–મગરૂરીનો મંત્ર ભણાવીને ભીખ માગવાનું શીખવ્યું છે કાં ? ઠીક–ઠીક–જોઉં છું. "

થોડી વાર સુધી થાણદાર જોતોજ રહ્યો. બાવાજી પણ શાંત, ભીતિનો લેશ પણ ડર ન હોય તેમ ઊભા હતા.

ત્યાં થાણદાર સાહેબના એક તેમનાજ સગામાંના કારકુને માખણ લેવાને કહ્યું: " એ સાધુડા ! ઘડી પહેલાં કહેતો હતો ને કે, **समर्थाचिया सेवका वक्रपाहे । असा सर्व भूमंडळीं कोण आहे ?** અર્થાત્ સમર્થ–શ્રીરામના સેવક તરફ વાંકી નજરે જોનારો એવો

આખા ભૂમંડળમાં કોણ છે ? તો એની ખાતરી તને મળી ? નાહકની હઠ મૂકી દે અને સાહેબ કહે છે તેમ સલામ ભરીને ચાલ્યો જા. તે દયાળુ છે."

થાણદાર આ સ્તુતિથી ખુશી થયા. તેણે કારકુનને કહ્યું: "તેં ખરું કહ્યું. પણ આ પાજી ઉદ્ધત માને તેમ કયાં છે ?"

બાવાજીને જેમના તેમ ઊભેલા જોઇ થાણદારના ગુસ્સાનું ટેંપરેચર વધ્યું. તે દાંત કચકચાવતાં બોલ્યા: "એ સિપાઇ ! ચલાવ ગોળી. કર એ હરામીને જમીનદોસ્ત. મારી પાસે આવી મગરૂરી નથી ચાલવાની. કર ઠાર. એ-મારા સવાલનો સીધો જવાબ દે. હજરત પૈગંબર સાહેબ માટે તું શું ધારે છે? બોલ-બોલ જલદી-"

"પૈગંબર સાહેબ એ એક મહાન પુરુષ હતા. શ્રેષ્ઠ હતા. પણ મારા ગુરુદેવ જેટલા-"

"તારા ગુરુ જેટલા ? કયાં આલમ દુનિયાની રોશની કરનારો સૂરજ અને કયાં પોતા ફરતોએ પૂરો પ્રકાશ નહિ પાડનારું પતંગિયું ?- તારા ગુરુ જેટલા-તે" થાણદાર, બાવાજીનું વાકચ પૂરું ન થતાંજ વચમાં ગર્વથી ઉપર પ્રમાણે બોલવા લાગ્યા પણ એકદમ શું થયું, કોણ જાણે ? ધબ કરતા જમીન ઉપર પછડાયા !

* * * *

થાણદાર એ ટંટાવાળી જગ્યાએ આવ્યા ત્યારેજ તેમની વિચિત્ર જેવી દશા થઇ હતી. શરીર થરથરતું હતું. જીભની બોબડી વળતી હતી ! થાણદાર શુદ્ધિ પર નથી એવું સઘળાના જાણવામાં આવ્યું હતું. પણ તે એકદમ આમ પછડાશે એમ કોઇને જણાયું નહોતું. તે પડવા લાગ્યા ત્યાં એક મુસ્લિમ ગૃહસ્થે તેમને ઉતાવળા ઉતાવળા સંભાળવાનો પ્રયત્ન કર્યો. એ વખતે તેનો હાથ થાણદારની ડોક અને ગાલ ઉપર અજાણતાં પછડાયો ! થાણદાર પટકાયા પછી આંખો ઉઘાડી અને બરાડા પાડતા બોલ્યા: "ઓ બેઇમાન ! હરામખોર ! બદમાસ ! મને તેં થપ્પડ મારી ! સબૂર. મને હોશમાં આવવા દે. પછી જોઈ લેજે. પાછા તે તડફડતા બોલ્યા: "જુઓ, તમે બધા જુઓ. આ પાજીએ મને-થાણદારને માર્યો-મારું અપમાન કર્યું. તે

મોટેથી રડવા લાગ્યા! એમ સઘળાને જણાયું.

થાણદારને છાંટા–પાણીનું વ્યસન હતું. પણ આવી રીતે બહાર મંડળમાં બનેલું કોઇના જાણવામાં નહોતું. ભેળા થયેલ માણસોમાં અંદર અંદર ગુસપુસ થવા લાગી. એક જણ બધાને સંભળાય તેમ મોટેથી બોલ્યો કે, "ચમત્કાર! ચમત્કાર તે આથી વળી વધારે શું જોઇએ? એક સાધુડાની સામે પોતાનો હોદ્દો, પોતાનો અમલ ગુમાવીને ધૂળમાં આળોટવાનો વખત આવ્યો, એજ ચમત્કાર!" તે ફકીરોમાંના આગેવાનની પાસે પહોંચ્યો અને કહ્યું: "ચમત્કાર દેખાયો, હવે એ બાવાજીને છોડી દો."

થાણદાર સાહેબ ઊઠવાનો પ્રયાસ કરશે, ઊઠશે, સાવધ થશે અને આ પ્રકરણનો નિકાલ આણશે, એવી કલ્પનાથી બધા તેને સાવધ કરવાના પ્રયત્ન કરતા હતા. કેટલી વારે થાણદાર સાહેબ ઊભા થયા–શરીર કંપતું હતું! તોપણ છાતીદારપણું બતાવવા પગ પહોળા કરી ગોઠણ ઉપર હાથ મૂકી, અમલદારી દેખાડવા આંખો તાણીને તે બાવાજી તરફ તાડૂકતાં બોલ્યા: "બોલ, હજુ સલામ કરે છે કે મરે છે?"

"હું સલામ કરવાનો નથી. મારા ગુરુની, ગમે તેની સામે એક રામ વિના–બીજા કોઇને પણ સલામ ન કરવી એવી આજ્ઞા છે." બાવાજીએ દૃઢતાથી ઉત્તર આપ્યો.

"સાધુ મહારાજ! તમારો ઈશ્વર સર્વભૂતમાત્રમાં વસે છે ને? તો પછી આ ફકીરમાં, આ પીરની કબરમાં ને આ થાણદાર સાહેબમાં એ તમને કેમ દેખાતો નથી? થાણદાર સાહેબના કારકુને સવાલ કર્યો.

"ઈશ્વર બધે છે. તેના વિના કોઇ સ્થળ ખાલી નથી. તે આ પીરમાં છે, ફકીરમાં છે. પણ હવે તેનું સ્વરુપ એકમાં ક્રોધને લીધે, એકમાં દુરભિમાનને લીધે ઢંકાઇ ગયું છે. આવી દશામાં તેને ઈશ્વર સમજીને સન્માન આપવું એટલે જંગલમાંના સેતાની દેવોની પૂજા કરીને સાચા ઈશ્વરને વીસરવા જેવું છે. નહિ, તેને હું સલામ કરનાર નથી. આ રામની મૂર્તિ વિના બીજા આગળ મારું આ મસ્તક નમશે નહિ."

"પણ એ અભિમાની મસ્તક ધડથી જુદું થશે ત્યારે તો પછી

નમશેજ ને ?" થાણુદારે ચિડાઇને હુકમ કર્યો–"એ સિપાઇ! ઉડાવી દે એનું માથું અને તે દરવાજા પર લઇ જઇને ટાંગી દો. આ કાફરોને ખબર પડવી જોઇએ કે, કોઇપણ પીરને સલામ ન કરનારની આવી દશા થાય છે! ઉડાવી દે ગર્દન. જુએ છે શું ?"

હવે બાવાજીનું માથું ધડથી જુદું થશે એમ બધાને થયું. તે કહેવા લાગ્યા: "સરકાર! પીરની સેવાની આપ કહો તે વાત અમે કબૂલ કરીએ. આજે અમે પણ પીરની સેવા કરીએજ છીએ. તો આથી વધારે ભક્તિની અને ખર્ચની સેવા કરીશું. પણ આ સાધુને છોડી દો."

એકે આગળ આવીને નમ્રતાથી સલામ ભરતાં કહ્યું: "હજૂર! આપના ધ્યાનમાં આવ્યું હશે કે, માવળા પ્રાંતમાં મુસલમાનો વિરુદ્ધ બંડ જાગ્યું છે. આ સાધુની હત્યા થયાની વાત જો તેમના કાને જશે તો–"

તેને આગળ બોલતો અટકાવી થાણુદાર સાહેબ આંખમાંથી અગ્નિ વરસાવતા બોલ્યા: "શું બંડ? મુસલમાન વિરુદ્ધ બંડ? મેં વિજાપુર બાદશાહ સલામતની હજૂરમાં લખ્યું છે કે, મને એ કામગીરી ઉપર મોકલો. જોઉં છું પછી સામે કોણ આવે છે? હું જીવતો બેઠો છું છતાં આ બંડનું ગપ? એલા કોણ છે? કોરડા મારીને આ હરામખોરનો વાંસો રંગી નાખો."

હુકમ થતાંની સાથે થાણુદાર સામે હાથ જોડી વિનતિ કરનાર તે બિચારાના વાંસામાં ફડાફડ કોરડા પડવા માંડ્યા! તે જીવ લઇ ત્યાંથી નાઠો! ગામના બીજા પણ ત્યાં હતા, તે પણ સઘળા દૂર દૂર ભાગી ગયા! થાણુદારનો પિત્તો બહુ તેજ થયો હતો; પણ તે વધારે ટકી શક્યો નહિ. તે થાકીને લોથ થયા હતા! તે બોલ્યા: "મને ઘેર લઇ ચાલો. આ બાવાને પણ બરાબર મુશ્કેટાટ બાંધીને મારી સાથે લઈ ચાલો. ગુમાનીને અવળે મોઢે ફેરવો સાલાને!"

થાણુદાર સાહેબને મદદની જરૂર હતી. તે પોતાના હજૂરિયા તરફ જોવા લાગ્યા. તેમના ખભાનો આધાર લઇને પાછા તે તાડૂકતા એ બાવાજી તરફ જોતા બોલ્યા: "એ કાફર! બોલ, સલામ કરવી છે કે મરવું છે?"

તે બાવાજીએ પ્રથમનું સંગીત પાછું ઊંચા સ્વરથી ગાવા માંડ્યું.

થાણુદાર સાહેબના ક્રોધની સીમા ન રહી. તે સંગીત કાને ન સંભળાય માટે હજૂરિયાના ખભે મૂકેલા હાથ ઉપાડી લઈ તે કાનો પર દાબ્યાં! પાછું બરાડા પાડતાં કહ્યું: "એ! તેના મોઢામાં ડૂચો દો. તેની જીભ કાપી નાખો. આ પીરસાહેબની સામે પોતાના પ્રભુનો જૂઠો મહિમા ગાય છે! અરે! જુઓ છો શું? તેની જીભ કાપો, મોઢું બાંધો."

થાણુદાર સાહેબ પાછા પછડાયા! એટલે એક ખાટલા ઉપર તેમને સુવાડીને બધા થાણુદારના ઘર તરફ નીકળ્યા. માણસો ઘણાં હતાં એટલે ગોકીરો પણ ઘણો થતો હતો. બધા શહીદજાદાઓ હથિયારબંધ હતા.

થોડે દૂર ગયા ત્યાં તેમના પગ એકદમ થંભી ગયા. સામેથી તેમને કોઈ અદ્દભુત દેખાવ દેખાયો. આ થાણુદાર સાહેબના સરઘસ પાછળ ગામના રહીશો પણ હતાજ. તે બાવાજીનું શરીર રસીઓથી સખ્ત જકડી લીધેલ હતું, પણ તેને તે બંધનનું ભાનજ નહોતું! તે હર્ષથી નાચવા લાગ્યો.શહીદજાદાઓએ પૂછ્યું! "અલ્યા! એ કોણ છે?"

"તે ચમત્કાર છે! મને આ તમારા કચાટમાંથી મુક્ત કરવાને પેદા થયેલો તે ચમત્કાર છે. તમારે ચમત્કાર જોવો હતો તે તે છે. જુઓ, એ તમારા તરફ ચાલ્યો આવે છે."

તે બાવાજી પાછા સ્વગત બોલ્યા: "ધન્ય! ગુરુદેવ! મારા જેવા એક ક્ષુદ્રને માટે આપે આટલો પરિશ્રમ શા સારુ લીધો?"

"ચમત્કાર! ઠીક, જોઇ લઇએ ચમત્કાર હવે અને દેખાડી પણ દઇએ!" એ શહીદજાદાઓએ હથિયાર ચમકાવતાં કહ્યું: "કાં અમે સ્વતંત્ર થઇશું અને કાં આ મગરૂર સાધુડાની ડોક પીર સાહેબ આગળ નમાવીશું કે મુરદા કરી અને બંડ બંધ પાડી દઇશું."

કેટલાક હિંમતનું પ્રદર્શન બતાવવા એ સામેથી આવતા ટોળા તરફ ધસ્યા. કેટલાક પીરના રક્ષણ માટે પાછા ફર્યા. કેટલાક થાણુદાર સાહેબની ચોતરફ ફરી વળ્યા. આ બધું ગોઠવાય ત્યાં તો સામેના સાધુમંડળનું ટોળું પવનગતિથી આગળ વધેલા શહીદજાદા ઉપર દોડતું આવતું હોય એમ દેખાતું હતું. ધૂળની ડમરી ચડી! તે શહીદજાદાઓ મારો ચલાવે તે પહેલાં એ સાધુના ટોળાનો મુખ્ય પુરુષ

આ બાવાજી પાસે પહોંચી પણ ગયો! શહીદજાદાના સંકલ્પ–વિકલ્પને અવકાશ લાગ્યો તેટલોએ એ મુખ્ય પુરુષને પહોંચતાં અવકાશ લાગ્યો નહિ! આથી સ્પર્ધા કરનારની અક્કલ પણ ઘડીભર મારી ગઇ!

બાવાજીને બાંધી જકડીને ઊભેલા શહીદજાદા જ્યાં આંખ ઉઘાડી જુએ ત્યાં તો તે બંધનમુક્ત થઇને એ સાધુની ટોળીના અગ્રેસર પુરુષને ચરણે વંદન કરતો દેખાયો. બધા તે મુખ્ય પુરુષના ફરતા ઊભા રહીને અતિશય આનંદનો “**जय रघुवीर समर्थ !**” એ ધ્વનિ મોટેથી બોલ્યા. હવામાં તે ગાજી ઊઠ્યો! એ ધ્વનિ જરા શાંત થયા પછી શહીદજાદાનો નાયક એ ગોસ્વામી સાધુઓના મુખ્ય પુરુષ સામે આવીને હુકમના અવાજે બોલ્યો:–“બોલ, કાંઈ ચમત્કાર બતાવે છે, કે જે દશા તારા ચેલાની થઇ તે દશાએ તારે પહોંચવું છે? ઠીક થયું, તમે બધા સપડાયા. તમારી આ પીળી કફનીવાળી સાધુડાની ટોળીનો એકદમ નિકાલ.”

સાધુઓની ટોળીનો મુખ્ય પુરુષ ક્રોધથી લાલચોળ થયો હતો. તેણે મૂઠી વાળીને, તેના શરીરને પકડી રાખેલા એવા તે શહીદજાદાની સામે ઉગામતાં કહ્યું: “તારે શો ચમત્કાર જોવો છે? બોલ.”

તે શહીદજાદાના નાયકને એ મહાપુરુષનો ગુસ્સો એ ચમત્કારજ હતો. તેનો આઘાત જબરો હતો. સવાખાંડીની જંજીર ઉપાડવાનું બળ છાંટનારા એ મહાકાય, સશક્ત ફકીરથી એ સહન થઈ શક્યો નહિ! તેનાથી એ સાધુ મહાપુરુષ સામે જોવાતું નહોતું! બધાને આ ચમત્કાર તો દેખાયોજ. તો પણ ખરો ચમત્કાર બીજી બાજુ ચાલવા લાગ્યો હતો.

થાણદાર સાહેબ ખાટલા ઉપરથી ઊઠીને આમતેમ જોતા, બધાને શહીદજાદા–ઓલિયા ફકીર સમજીને, તે સાધુ મહાપુરુષોના મંડળને અને ફકીરની ટોળીને પગે પડવા લાગ્યા. “માફ કરો–માફ કરો” મોઢેથી કહેવા લાગ્યા. સાચા મુસલમાન ફકીરો તેને કહેવા લાગ્યા–“થાણદાર સાહેબ! અમારા સિવાયના આ બધા કાફરો છે! તેને પગે પડીને તું પોતાને દોઝખમાં ધકેલે છે!” તે કહે: “ના, ના. મને તમારાં બન્ને ટોળાંમાં કાંઈ ફરક દેખાતો નથી. બધાજ

ઓલિયા ખુદાના ફિરસ્તા શહીદજાદા છે."

એટલામાં તે શહીદજાદામાંનો નાયક મોટેથી બોલ્યો: "હા, ઠીક થયું–મને આ શિક્ષા થવી જોઇતી હતી. હું મારા ગુરુ ઉપર દોડીને મારવા ગયો! તેનું અચ્છું પ્રાયશ્ચિત્ત મને મળ્યું! મહારાજ, આનાથી પણ વધારે મને ગુદ્દો મારો–શિક્ષા કરો. આ પાપીને તે યોગ્ય છે. અરે ભાઇઓ! દોસ્તો! બધા જુઓ. બરાબર જુઓ. આ આપણા ગુરુ મલંગશાહ છે. જુઓ, બરાબર આંખો ઉઘાડીને જુઓ. બેશુદ્ધિ દૂર કરો. બરાબર મલંગશાહ જેવીજ દાઢી અને તેજ ચહેરો–તે આપણાજ ગુરુ છે."

એ સાધુમંડળના મહાપુરુષે પોતાના શિષ્યો અને એ શહીદજાદા ફકીરમંડળને પોતાની પાસે બોલાવ્યા અને ઉપદેશ આપવા માંડ્યો.

"હિન્દુઓ અને મુસ્લિમો! મંદિર અને મસ્જિદ એ ભેદબુદ્ધિથી અંદર અંદર શા માટે મારામારી કરો છો? શા માટે વેર વહોરી લો છો? અંદરના પ્રભુને ઓળખશો તો તે બધાનો સરખોજ છે, દેહદષ્ટિથી વિચારવામાં આવે તોપણ આ સિદ્ધાંત મન ઉપર છવાય છે. દેહના વ્યવહાર બધાંના સરખાજ છે. તેમાં ધર્મને લીધે કાંઇજ ફરક થતો નથી. તમને કે અમને એકસરખા કુદરતી નિયમોથી રક્ષા કરવાવાળો પ્રભુ તમારો બીજો, અમારો બીજો, એમ કેમ બની શકે?"

આમ કહેતાં કહેતાં તેમના મોઢામાંથી આગળનું સંગીત સ્વાભાવિક સ્ફૂર્તિથી બહાર પડ્યું—

"**रे भाई! गैबी मर्द सुनाहे। सोई अल्लामियांके प्यारे॥**
**दहरा तुटेगा, मसीद फुटेगी। तुटेगा सब है सो॥**
**तुटता नहि, फुटता नहि। सो गैबी सो कैसो— १**
**हिन्दु-मुसलमान मझब चाले। एक सुरजन हारे॥**
**साहेब आलमकू चेला। सो आलमसे न्यारारे— २**
**अव्वल एक आखिर एक। दोड नहीं हे भाई॥**
**हमबी जांयगे, तुमबी जांयगे। एकसो एक इलाही— ३**

થોડી વારમાં સમર્થ પુરુષનાં વચનોથી આ ઝગડાનો પ્રસંગ

શાંત થઇ ગયો. ગામમાં જે ખળભળાટ ઊઠયો હતો તે પણ બંધ પડયો. હિંદુ મંડળીએ "સમર્થ રાષ્ટ્રગુરુ રામદાસ સ્વામી મહારાજનો જય" એવા મહાન ધ્વનિ સાથે મોટી ધામધૂમથી તેમની સવારી ચલાવી, એક ચોગાનમાં સાધારણ મંડપ બનાવી તેમાં તેમની પધરામણી કરી. બહુ સન્માન કર્યું. આ સમારંભમાં ફકીર સાંઇઓ અને થાણદાર સાહેબે પણ હાજરી આપી, તેમનો પણ માનમરતબો સારો સચવાયો!

× × × ×

ભારતમાં ભિન્ન ભિન્ન જાતિ અને ભિન્ન ભિન્ન ધર્મના વિશેષ ઝગડા ઇતિહાસકાળથી ચાલતા થયાનું જોવામાં આવે છે. એકાત્મભાવ એ વેદધર્મનું-હિંદુધર્મનું મુખ્ય પ્રબળ તત્ત્વ છે. દ્વૈતને દૂર કરવા માટેનોજ ઉહાપોહ તેનાં શાસ્ત્રોમાં દૃષ્ટિએ પડે છે; જ્યારે અન્ય ધર્મમાં એ તત્ત્વની ઊણપ દૃષ્ટિએ પડે છે. એ અદ્વૈત તત્ત્વને લીધે હિંદુઓ અન્ય ધર્મના તરફ સમભાવથી જુએ છે. જ્યારે મુસ્લિમાદિ બીજા ધર્માવલંબીઓ તરફ અસમાન નજરે જુએ છે.

ઉપરોક્ત ઘટના એ મહારાષ્ટ્ર નરવીર શિવાજી છત્રપતિના સમર્થ ગુરુ રામદાસ સ્વામીના સમયની બનેલી છે. હિંદુસ્તાનમાં આ સમયે હિંદુ અને મુસ્લિમે ખોટા વિક્ષેપો છોડી દઇ ઉપરોક્ત સંગીતમાંના શબ્દોનું મનન કરી ઐક્ય સાધવું ઉચિત છે. કુદરત આદિ-મધ્ય-અંતમાં એકજ સ્થળ સૌને માટે પ્રબોધે છે, તે લક્ષ્યમાં લઇ ભારતના ભાગ્યોદય માટે એકતાની તાળી પાડવા પ્રવૃત્ત થવું જોઇએ. જો કે "**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः**" એ યોગી શ્રીકૃષ્ણ ભગવાનનું વચન ન ભૂલવું પણ એ તત્ત્વને સાચવી સર્વત્ર સહકાર તો આપવો અને વિશ્વમંગલ અર્થે વિશ્વજ્યોતિ જગાવવી-ઇત્યોમ્

("વિશ્વજ્યોતિ"ના એક અંકમાંથી)



# ૧૦૭—ઈશ્વરની શોધમાં

( અનુવાદકઃ—શ્રી. કાંતિલાલ મ. ગાંધી )

પાશ્ચાત્ય કેળવણીને અંગે જે વિલાયતી ચીજો આપણા દેશમાં બહારથી આવી છે તેમાં એક નાસ્તિકતા પણ આવી છે. આજકાલની નવી રોશનીના શિક્ષિત કહેવાતા ગૃહસ્થોમાં ખાસ કરીને એનો કાતિલ પ્રભાવ દેખી શકાય છે. એની ચક્કીમાં જકડાવાથી તેઓએ ઈશ્વર અને ધર્મ ઉપરથી તેમની આસ્થા ઉઠાવી લીધી છે અને તેમની દૃષ્ટિથી ઈશ્વર, આત્મા, ધર્મ, કર્મવાદ, પુનર્જન્મ વગેરે બાબતો કેવળ ઢોંગ અને ભ્રમોત્પાદક દેખાય છે, તેમના ઉપર નાસ્તિકતાની એટલી બધી ઊંડી અસર થઈ ગઇ છે કે, પ્રાચીન ધર્મગ્રંથોનો પાઠ કરવો, ધાર્મિક પુરુષોની વાત સાંભળવી કે ધાર્મિક વિષયમાં ઊંડા ઊતરવું, એ બધું તેમને હાસ્યજનક લાગે છે. તેઓ તે બધું ભલે જહન્નમમાં જાય એમજ ઇચ્છી રહ્યા હોય છે.

આ પરિસ્થિતિનું કારણ એ છે કે, તેઓ સંસારને ફક્ત સ્થૂળ—સ્વરૂપમાંજ જોયા કરે છે. સંસારચક્રનું પૃથક્કરણ કરવાની તસ્દી તેમને લેવી ગમતી નથી. વળી સાથે સાથે તેમનો દુરાગ્રહ એટલો હોય છે કે, પોતે બાંધેલા અભિપ્રાયને તેઓ એક સિદ્ધાંત તરીકેજ માનીને ફરે છે. એથી પણ ભયંકર વાત તો એ છે કે, તેમણે ઉપજાવી કાઢેલા સિદ્ધાંતોથી ધર્મવિરુદ્ધ પ્રચારકાર્ય પણ તેઓ કરે છે.

એવા લોકોને પૌરાણિક મહાપુરુષોના અનુભવ તથા જૂનાં પુસ્તકો ઉપર શ્રદ્ધા નથી, તેથી તેવાં પ્રમાણ ટાંક્યા વગર કેવળ પદાર્થવિજ્ઞાન અને માનસવિજ્ઞાનશાસ્ત્રની બુદ્ધિગમ્ય દલીલો અને સાધારણ કોટિનાંજ માણસોના અનુભવની સહાયથી અહીં ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરું છું.

(૧) સૂર્યાદિ મંડળો ફર્યા કરે છે. બધાં મંડળોને મર્યાદિત રીતે ફેરવવાને કોઈ સર્વજ્ઞાની અને સ્થિર આધારરૂપ પરમ આત્માની ખાસ જરૂર છે. સાધારણ રીતે સર્વે દલીલ કરી શકે કે, એ તો પ્રકૃતિના

સ્વભાવથી એની મેળેજ બધું થયે જાય છે. એમાં વળી સર્વજ્ઞની શી જરૂર છે? પરંતુ આ દલીલ આગળ પહોંચી શકે તેમ નથી. કારણ કે પ્રકૃતિ હમેશાં જડ અને જ્ઞાનરહિત હોય છે અને નિયમિત કાર્યો કરવા માટે જ્ઞાનની ખાસ જરૂર છે. ઘડિયાળ નિયમિત કાર્યો કરશે, પરંતુ એક વાર ઘડિયાળ ગોઠવી આપનાર તો જ્ઞાનવાન ઘડિયાળીજ હોવો જોઇએ. જ્ઞાન વિના નિયમ કદી સંભવી શકતો નથી અને પ્રકૃતિને જ્ઞાન હોઈ શકતું નથી. જો પ્રકૃતિ જ્ઞાનવાન હોય તો તેને પ્રકૃતિ ન કહેતાં પરમાત્માજ કહેવી જોઇએ અને સૂર્ય પણ આપણે બધા માનતા આવ્યા છીએ તેટલો સ્થિર નથી. ખુદ સૂર્ય પણ બીજાં મોટાં સૂર્યમંડળોનું એક બચ્ચું છે અને તે મોટાં મંડળોની આસપાસ કરોડો વર્ષે એક ચક્કર ફરી રહે છે, હજુ શોધન અધૂરું છે. આપણાથી સૂર્ય કયા મહાસૂર્યની આસપાસ ફરે છે તે નથી શોધાયું; પરંતુ એટલું તો વૈજ્ઞાનિકોને માન્ય છે કે સૂર્ય કોઇ મહાન સૂર્યમંડળની આસપાસ પ્રદક્ષિણા ફરે છે.

ચંદ્ર પૃથ્વીની અને પૃથ્વી, મંગળ ઇત્યાદિ ગ્રહો સૂર્યની આસપાસ ઘૂમે છે; તેમ સૂર્ય પણ કોઇક મહાસૂર્યની આસપાસ ઘૂમે છે. હવે આ મહાસૂર્ય પણ કોઈક અતિ મહાસૂર્યની પાછળ ભમતો હશે. અલબત્ત પરાર્ધો અને કરોડો વર્ષે એક ચક્કર પૂરું થતું હશે. આમ દરેકે દરેક અમુકની આસપાસ ઘૂમે છે, તો છેવટે દરેકનું એક મધ્યબિંદુ તો હોવુંજ જોઇએ અને તે મધ્યબિંદુ સ્થિરજ હોવું જોઇએ. આ એક સ્થિર આધાર બધાં ચલાયમાન મંડળોના મૂળમાં હોવાથી વધારેમાં વધારે ગુરુત્વાકર્ષણનું બળ ધરાવનાર હોવો જોઇએ. એવો જે સામર્થ્યવાન આધાર છે અને જે આ અનંત બ્રહ્માંડની રક્ષાને માટે જવાબદાર છે, તેનેજ સર્વવ્યાપક પરમાત્મા શા માટે ન માનવો જોઇએ ?

જેમ પ્રદક્ષિણામાર્ગના નિયમ બનાવ્યા છે તેમ દરેક ગ્રહ ઉપગ્રહનાં રંગ, રૂપ, આકાર, વાતાવરણ, વેગ વગેરેના પણ નિયમો છે અને દરેક નિયમમાં કંઇક ઉદ્દેશ મનમાં રાખીને હેતુપૂર્વક ભિન્નતા રાખી છે.

## પ્રકૃતિને ઉદ્દેશ ન હોઈ શકે

જો આ સૃષ્ટિમાં બધું પ્રકૃતિનુંજ કાર્ય હોત તો તે બિલકુલ નિયમરહિત હોત અને અસ્તવ્યસ્ત પણ હોત. ગ્રહો એકમેક સાથે અથડાઈ જાત. પાણી જોઇએ ત્યાં પાણી ન હોત અને ન જોઇએ ત્યાં હોત. પરંતુ આપણે જોઈ શકીએ છીએ કે બધાં મંડળોની ઉત્પત્તિ, સ્થિતિ અને ક્રિયાઓ મર્યાદિત રીતેજ ચાલ્યા કરે છે. શું આવું નિયંત્રણ પ્રકૃતિને હાથે સંભવી શકે ખરું?

( ૨ ) પૃથ્વી ઉપર સુવર્ણાદિક ધાતુઓ અને જાતજાતની વનૌષધિઓની ન્યૂનાધિક આવશ્યકતા છે તે પ્રમાણેજ તે વસ્તુઓ ઉત્પન્ન થાય છે. આ સત્ય સર્વજ્ઞની પિછાણ આપે છે કે પ્રકૃતિની?

( ૩ ) મનુષ્યોના ચહેરા અને અવાજમાં પોણોસો ટકા ભિન્નતા હોય છે. આમાં પણ સર્વજ્ઞનો જગતનિયંત્રણાનો ઉદ્દેશ છે. પ્રકૃતિને ઉદ્દેશ નથી હોઈ શકતો, તે તો બધા સરખા ચહેરા અને અવાજવાળા માનવીઓનેજ ઉત્પન્ન કરવા મંડી જાય.

( ૪ ) દેશોના વૈભવ અને ચડતીપડતી માટે લોકનેતાઓનું માનસ અમુકજ પ્રકારનું ઘડવામાં ઈશ્વરી સંકેતજ હોય છે. બુદ્ધિપ્રદાનમાં પ્રકૃતિ કંઈક કરી શકે તેમ નથી.

( ૫ ) ચૈતન્ય એ પ્રકૃતિનો ગુણ ન હોઈ શકે. પ્રકૃતિના પરમાણુ પરમાણુમાં ચૈતન્ય ઓતપ્રોત થઈ ગયું હોય છે, તેથી આપણે ચૈતન્યને ન જોતાં પ્રકૃતિનેજ ચેતનવંતી જોવા ટેવાઇ ગયા છીએ. કોઇ માણસના શરીરમાં પ્રકૃતિના જ્ઞાનવર્ધક પરમાણુઓ બહારથી ઘૂસી નથી આવતા. સમાન માનસિક શ્રમ અને સમાન આહાર, વિહાર, નિદ્રા લેતા બે માણસોના બુદ્ધિવિકાસમાં તો ફેરજ માલૂમ પડશે; નાસ્તિકોને એનું સંતોષકારક કારણ નહિ મળી રહે. જે જ્ઞાનપરમાણુઓ માણસમાં પહેલેથી છે તેજ ઠેઠ સુધી રહેવાના. પહેલાંના જન્મો અને કર્મોના સંસ્કારથી પ્રાપ્ત કરેલા ચૈતન્ય પરમાણુઓ પ્રત્યેક જીવંત શરીરમાં રહે છે. તેમાં ફક્ત સંસ્કાર પ્રમાણે વિકાસ થાય છે. વિકાસ પણ અમુક હદ સુધીજ થાય છે.

( ૬ ) આનંદ અને સત્ય પ્રાપ્ત કરવાની દરેક વ્યક્તિની જિજ્ઞાસાવૃત્તિ એ ચૈતન્યસ્વરૂપ પરમાત્માનીજ લીલા છે.

( ૭ ) પ્રાણીમાત્રના શરીરની અંદરની રચનાનું નિરીક્ષણ કરતાં તેમાં એક પણ બિનજરૂરી અંગ નથી જડતું. જરૂરિયાત પૂરી કરવાનું કામ ઇશ્વરનું કે જડ પ્રકૃતિનું ?

( ૮ ) માણસોના હાથની રેખાઓ પણ ભિન્ન ભિન્ન સમજાઇ છે અને રેખાશાસ્ત્ર પ્રમાણેજ ઘટનાઓ બને છે પણ ખરી; તેનું સંતોષકારક કારણ પદાર્થવિજ્ઞાન કે બીજું કોઇ વિજ્ઞાન સમજાવી શકતું નથી. રેખાશાસ્ત્રને માનવું પડે છે. ભિન્ન ભિન્ન રેખાઓ ઘડવામાં ઇશ્વરના મહિમાનોજ અનુભવ થાય છે. અમુકજ પ્રકારની મુખાકૃતિ, અમુકજ પ્રકારનો અવાજ અને અમુકજ રેખાધારી બાળકને ધાર્યા પ્રમાણે સર્જવા ભલભલા શરીરશાસ્ત્રીઓ અસમર્થ છે. ઇશ્વરજ ફક્ત તેમ કરી શકે છે.

( ૯ ) દેશ અને ધર્મ ઉપર સંકટ આવે છે તે વખતે સંસારની રક્ષાને માટે હેતુપૂર્વક મહાપુરુષોની ઉત્પત્તિ ઇશ્વરચિત નિયમોને અનુસાર થાય છે. ઇતિહાસ આ વાતનો સાક્ષી છે. કોઇક કહેશે કે સંજોગોજ એવા આવી પડે છે કે તેથી તેવા માણસો તરી આવે છે, પરંતુ સંજોગો તો ઘણી વાર એવા મહાપુરુષોની માગણી કરે છે, છતાં તેઓ નથી અવતરતા. અમુક સ્થિતિએ દેશ પહોંચ્યા પછીજ તેવા પુરુષો જન્મે છે.

આ પ્રમાણે શોધવા જતાં ઘણીએ દલીલો ઇશ્વરત્વનો અનુભવ કરાવવા સમર્થ છે. ઇશ્વરનો સાક્ષાત્કાર કોઈ પણ રીતે થઇ શકતો નથી, તેથીજ ઇશ્વર આપણને ભ્રમોત્પાદક લાગે છે; પરંતુ ઇશ્વર સાકાર છે કે નિરાકાર, પ્રવાહી છે કે ઘન છે, એવું ખરેખર આપણે જાણતા નથી; ત્યાંસુધી ઇશ્વરને કોઇ પણ સ્વરૂપે માનીએ તો તેમાં ખોટું કશુંજ નથી. ઇશ્વરત્વનો અનુભવ તો વસ્તુએ વસ્તુએ થઇ શકે છે, તેથી આપણે કોઈ પણ વસ્તુમાં ઇશ્વરને કલ્પી શકીએ અને તેને પૂજી શકીએ.

ઇશ્વરત્વ વિષે 'શંકિત હૃદય' વાળા શ્રી. રમણલાલ વ. દેસાઇ,

આશ્ચર્યલક્ષ્મી ભાગ ત્રીજામાં કહે છેઃ "શું ખરું ? ઈશ્વરને માનીએ કે જડ પ્રકૃતિને માનીએ. સર્વથા કોઈ અગમ્ય વાતાવરણમાં આપણું માનસ જઈ બેસે છે એમાં શક નહિ......"

ઈશ્વર હો કે ન હો. માનવતા ઉન્નત પથગામી તો દેખાય છે, પ્રાર્થનાથી પ્રભુ રીઝતો હોય કે ન રીઝતો હોય; ઈશ્વર ભ્રમ હોય તો પ્રાર્થના નિરર્થક નીવડે, છતાં પ્રાર્થનાથી એવા પ્રકારનું માનસ ઘડાય છે કે જેમાંથી માનવી અમુક પ્રકારની શાંતિ તથા તેની આસપાસ વીંટાયલા જડ કે ચેતન મહાતત્ત્વ પ્રત્યેનું પૂજ્ય વલણ કેળવે છે.

આ વિવેચન ઉપરથી એટલું તો બુદ્ધિગમ્ય છે કે આસ્તિકતા કેળવવી એ નાસ્તિકતા કેળવવા કરતાં બહુજ કુદરતી છે.

('ગુજરાતી'ના શ્રીકૃષ્ણાંકમાંથી)

---

# १०८–कुछ अध्यात्म अद्‌भुत अनुभव

(લેખકઃ–પં. જયદેવ શર્માજી–વિદ્યાલંકાર)

સ્વાધ્યાય મંડલસે પ્રકાશિત 'વૈદિક ધર્મ' માસિક પત્ર મેં એક સૂચના સંપાદક મહોદય કી ઇસ આશય કી પ્રકાશિત હુઈથી કિ લેખક મહોદય સ્વપ્નોં કે સંબંધ મેં અપને સત્ય અનુભવ લિખકર ભેજેં, ઈસ પ્રેરણા સે પ્રેરિત હોકર મૈં 'વૈદિક ધર્મ' કે પાઠકોં કો અપને જીવન કે કુછ અદ્‌ભુત અનુભવ બતલાતા હૂં.

## (૧) મૃત્યુ–મુખ સે લૌટ આના

**आमाशयसमुत्थाना यस्य स्यात् परिकर्तिका ।**
**तृष्णा गुदग्रहश्चोग्रः सद्यो जह्यात् स जीवितम् ॥**

**(चरक इंद्रिय. १०–१६)**

મૈં કલકત્તે મેં થા (આજસે બાર વર્ષ પૂર્વ) ઉસ સમય મૈં એક ભોજનાલય કો ચલા રહા થા. આય તો મેરી કુછ વિશેષ ન થી, વ્યવસાય દિનોં દિન ગિરતા જા રહા થા, સાથ હી મુઝે ડિસેંટ્રી (આમરક્ત) કે રોગને બડે વેગસે સતાયા થા. ગુદા ઔર મલાશય સે રક્ત ઔર લાલ આંવકે દિન મેં ૧૮–૨૦ દસ્ત હોતે. મલત્યાગ

કે બાદ મૈં અધમરાસા હોકર પડા રહતા. ઔર પેટ મેં ચાકૂ સે ચિરનેકીસી વેદના (પરિકર્ત્તિકા) કા અનુભવ હોતા થા રોગ થોડે સે લક્ષણ સે બઢકર અંતિમ સીમાપર પહુંચ ચુકા થા. પ્રારંભ સે હી ચિકિત્સા કી થી, પરંતુ સબ ચિકિત્સાએં વિફલ સિદ્ધ હુઈ. કલકત્તે કે પ્રસિદ્ધ વૈદ્ય શ્રીશ્યામાચરણજી કે યહાં સે દવાઇયાં આતીં, પરંતુ ફલ ઉનકા ભી શૂન્ય હુઆ.

એક દિન મૈં બહુત દુઃખી હો ગયા. મુઝે જીવન કી સર્વથા આશા છૂટ ગઇ. વિચાર ઉઠા કિ ઇસ સમય અપને બડે ભાઇ જો ગવાલિયાર મેં હૈં ઉનકો લિખૂં કિ યહાં મૈં મરણશય્યા પર પડા હૂં. જો કુછ સંભાલના હો સંભાલ લેં. બડી હિમ્મત કરકે એક મિત્ર સે પત્ર લિખવાયા, પરંતુ ઉસ પત્ર કા દો-તીન દિન બાદ નિરાશાજનક ઉત્તર આયા કિ 'અભી આને કો કિસી કો ફુર્સત નહીં.'

એક રાત્રિ કો વિચાર આયા કિ શરીર તો બચના અસંભવ હૈ. મરણાસન્ન કે સબ લક્ષણ ઉપસ્થિત હૈં તો ભી દેહ ઇસ પ્રકાર છૂટ જાના કુછ ગૌરવ કા નહીં. કોઈ વૈદ્ય ડાક્તર ઇસ સમય સાથ નહીં દે સકતા-દ્રવ્ય હૈ નહીં, કરું તો ક્યા કરું. ઇસી વિચાર મેં નિદ્રા આગઇ. પ્રાતઃકાલ ચાર બજે કા લગભગ સમય થા, નીંદ ટૂટી ઔર સહસા એક વિચાર આયા કિ મેરા શરીર જા નહીં સકતા, ઇસકા બચના મેરે હી હાથ હૈ. તૂ યહ નુસખા ખા. એક ક્ષણભર મૈં એક અદ્ભુત યોગ મસ્તક મેં સમા ગયા. ઔર બાર બાર ઉસ પર વિચાર કરને લગા કિ આમરક્ત કી ઇસ અંતિમ સીમા સે તો મૈંને અપને અનેક મિત્રોંકો મરતે દેખા, ફિર ઇસ મામૂલી નુસખે સે મેરા ક્યા બનેગા. અચ્છા તો ભી કરકે તો દેખૂં.

એક વિદ્યાર્થી ધર્માનન્દ મેરે પાસ થા. વહ મેરી પ્રેમ સે સેવા કરતા થા! ઉસે હી મૈંને બુલાયા. કહા-' ભાઇ ધર્માનંદ! તૂ જા, ઝંડૂ ફાર્મેસી કા બના હિંગાષ્ટક લે આ ઔર કોલેજ માર્કેટસે આધાસેર મકખન લે આ. ઇધર પાચક કો કહ રખા થા કિ 'તૂ અચ્છે અચ્છે ભોજન ખિલા, રોગ કી પરવાહ ન કર, મરના તો હૈ, પર જીવ તડપે કિ અમુક પદાર્થ નહીં ખાયા. ઇસલિયે સબ પ્રકાર કે કુપથ્ય કરના

શુરૂ કર દિયા થા. અબ મેરા આત્મા કુપથ્યસેવી હોકર શરીર પર નિર્દય થા. ઉસ દિન ભી કુપથ્ય કા સેવન કિયા ઔર સાથહી પ્રાતઃ-સ્ફુરિત યોગ કા ભી સેવન કિયા. વહ યોગ (નુસખા) ઇસ પ્રકાર થા.

"એક છટાંક મકખન મેં એક અઠન્ની ભર હિંગાષ્ટક ચૂર્ણ મિલાકર ચટનસી બના લેં ઔર ભોજન કે અંતિમ ગ્રાસ કે અનંતર ઉસે ખા લેં, બસ." દો દિન કે સેવન સે હી મેરા સારા રોગ જા રહા. દિન મેં અઠારહ ઉન્નીસ બાર લોટા લેકર ભાગના એકદમ બંદ હો ગયા. તબ સે મૈં હિંગાષ્ટક કા ભક્ત હો ગયા. મેરે પાસ સદા 'હિંગાષ્ટક' રહતા હૈ. મૈં ઉસકો પેટ કી બીમારી કા અમોઘ અસ્ત્ર સમઝતા હૂં. અસ્તુ. પરંતુ મૈં નહીં કહ સકતા કિ પૂર્ણ નિરાશા કી રાત્રિ કે પશ્ચાત્ બ્રાહ્મમુહૂર્ત મેં મુઝે યહ ઐસા યોગ (નુસખા) જિસ પર મૈંને પહલે કભી ધ્યાન કા વિચાર ભી ન કિયા થા. વહ મેરે ચિત્ત મેં ઉદિત હુઆ. યહ યોગ મૈંને અપને સ્વાધ્યાય મેં ભી કહીં પહલે ન દેખા થા. ઇસકે ચિત્ત મેં આને પર ભી મૈં સ્વતઃ સંદેહમેં રહા પરંતુ એક અદશ્ય નિકાસ સે ઇસ કી પ્રાપ્તિ હોને સે મૈંને ઇસકા પ્રયોગ કિયા ઔર સફલતા પાઈ. અબતક અનેકોં આમ રોગિયોં કો મૈં ઇસ નુસખે સે આરોગ્ય દે ચૂકા હૂં.

(૨)

ઇસી પ્રકાર એક ઘટના ઔર લિખતા હૂં. ૧૯૨૬ ઈ૦ મેં મૈં જબ નયાહી અજમેર મેં આયા તબ સામવેદ કા હિંદી ભાષ્ય કરના પ્રારંભ કિયા. મુઝે વર્ષાકાલ કે અંતમેં જ્વર પ્રારંભ હુઆ, રોજ જ્વર ચઢ જાયા કરે. અનેક ઉપાય કિયે જ્વરને ન છોડા. કઇ ડાક્તર બદલે. આખિર નિર્ણય યહ હુઆ કિ ટાઈફાઇડ્ જ્વર હૈ. મૈંને અપને તાપમાન કા દૈનિક ચાર્ટ બનાના શુરૂ કિયા. રોજ ડાક્તર કો દિખા દેતા પરંતુ ચિકિત્સા કા કોઇ ફલ ન હુઆ. જબ મૈં અશક્ત હો ગયા. એક સાથ હી નિમોનિયા—પ્લૂરસી કા આક્રમણ હુઆ. તીવ્ર ચીખેં ગલેસે નિકલતી થીં; વેદનાસે દુઃખ ઔર ચીખેં મારને મેં સુખ અનુભવ હોતા થા. મુઝે યહ અનુભવ હુઆ કિ યહ ચીખેં કદાચિત્ તીવ્ર વેદના કે મિટાને કે લિયે નાદબ્રહ્મ કી ઝંકાર

હે. જિસકે ઉત્પન્ન હોકર કાનમેં પડતે હી દુઃખ થોડી દેર કે લિયે વિલાય જાતા હૈ. અસ્તુ. ઉપચાર સે પાંચ–સાત દિન મેં રોગ કમ હો ગયા. ઇસ નિર્બલતામેં મુઝે ગ્રહણીને આ દબાયા. પાની, દૂધ કી થોડી માત્રા ભી પેટમેં શૂલ ઉત્પન્ન કરતી, જૈસી કી તૈસી મલદ્વાર સે નિકલ જાતી. પડે પડે અનેકબાર ઐસે સ્વપ્ન આતે કિ યે નીલે અંધેરે સે ઘિરે મસાન મેં ઘૂમ રહા હૂં. વહાં અનેક જ્યોતિમાં નાનારંગાવાલે તેજોં કી બની ઘૂમ રહી હૈં. વે દેહ છોડકર વિચરતી આત્માએં હૈં ઔર અનેક ચિતાએં સુલગ રહી હૈં. કોઇ કિસી સે નહીં બોલતા, પરંતુ વહ નીલા અંધકાર ઇતના સુહાવના હૈ કિ ઉસમેં ઘંટોં રહને કા જી ચાહે, જબ નિદ્રા ખુલે તબ યહી મન કરે કિ ફિર ઉસી સ્વપ્ન કે દૃશ્ય મેં વિચરો. કઈ દિનો તક યહી દશા રહી. મુઝે જબ કોઈ જગાવે મુઝે દુઃખ પ્રતીત હો. યહાંતક કિ મૈં અપની પત્ની તક કો કહ દૂં કિ 'મુઝે મત છોડો, મૈં ઇસ લોક મેં ચિરકાલ નહીં રહૂંગા, તુમ જિતની સેવા કરલોગી વહી તુમારા પુણ્ય હૈ. ઔર કોઈ વશ નહીં. મેરે ઇન શબ્દો સે સ્ત્રી બહુત દુઃખિત હો, રોને લગ જાવે. તીન દિન કે બાદ સ્ત્રીને પૂછા કિ–"આપને ઇતની સૈંકડોં કિતાબેં રખી હૈં, ક્યા ઇનમેં ઐસી દશા સે બચને કા કોઈ ઉપાય નહીં લિખા ?"

મૈં ઇસકા ક્યા ઉત્તર દૂં ? દો તીન માસ સે ડાક્તરોં કે પલ્લે બંધા થા. મૈં કુછ ન બોલા. અગલે દિન ફિર યહી પ્રશ્ન ? મૈંને તપાક સે ઉત્તર દિયા 'દવાઇ તો ઘર મેં રખી હૈ, પર કોઇ આને દે તબ તો. યહાં તો ડો. માનકરણ કી બકબકી બેસ્વાદી દવાઇયાં ફાંક રહા હૂં ? તુમ્હેં યહ સુહાતી હૈ? સો અબ શરીર નહીં બચેગા.'

ઇસ પર સ્ત્રી મિન્નત કરને લગી કિ "દવાઈ બતાઓ ! વહી દૂંગી." મૈંને કહા–તુમ કિસી સે મત કહના–"બસ મકખન મંગાઓ ઔર હિંગાષ્ટક ચૂર્ણ દનાદન ખિલાઓ."

રહસ્ય તો ખોલ દિયા. અગલે દિન વૈદ્ય કલ્યાણસિંહ ઔર ડો. માનકરણ દોનોં આયે. સ્ત્રીને મેરા રહસ્ય ખોલ દિયા. દોનોં એક-સ્વર હોકર બોલે–"હરગિજ નહીં, કલ મરના હોગા તો આજ

મરેગા." મેરી સ્ત્રી કે રોમટે ખડે હો ગયે. અબ મેરા મરણ મેરે સિર પર આયા. કઇ દિનોં સે ડાક્ટર કે મુખ સે બચને કી નિરાશા મિત્રવર્ગોં મેં ફૈલ ચુકી થી. સમાજ કે અનેક ગણ્યમાન જન મેરે પાસ આવેં ઔર દર્શનકર કુછ મિનટોં કે બાદ ચલે જાવેં. મૈં સબકી સૂરત દેખૂં ઔર કુછ ન બોલૂં. મૈંને એક દો સે પૂછા–'યે ક્યોં આતે હૈં, જિનકો મૈં પહચાનતા ભી નહીં.' ઉત્તર મિલે 'આપ કે અંતિમ દર્શનાર્થ આને હૈં.' મૈં સોચૂં કિ લોગોં મેં સહાનુભૂતિ હૈ. અસ્તુ.

મેરે ચિત્ત મેં વહી હિંગાષ્ટક–ચૂર્ણ કા ભાવ પ્રબલ હો ઉઠા. મૌત સે લોટા લેને કે લિયે ફિર ચેતનાગ્નિને જોષ મારા. અગલે દિન ડાક્તર કી વહી પુડિયાં દી ગઇ. મૈંને ઉસી સમય ઉન્હેં પટક દિયા. નહીં ખાને કા નિશ્ચય કર લિયા. હિંગાષ્ટક ઔર મકખન કી ટેર લગાઈ. એક વિદ્યાર્થી જો મેરી સેવા મેં રહતા થા ઉસને મકખન લા દિયા ઔર હિંગાષ્ટક મેરે ઘર મેં થા, ઉસી સમય મિલાકર ખાયા. દિનમેં તીન બેર લિયા. અગલે દિનહી ગ્રહણી મરોડ સબ નષ્ટ હો ગયે. શરીર મેં બલ આયા ઔર ભૂખ ભૂખ ચિલ્લાને લગા. સાત દિન મેં હી ઉઠ બૈઠા. યહ મૃત્યુલોક સે લૌટને કી દૂસરી બાર થી.

(૩)

એકબાર (૧૯૩૩ ઈ૦) મેરી ધર્મ પત્ની અપને તીનોં બચ્ચોં સહિત કિસી મિત્ર કે યહાં સે મિલકર ગૃહ મેં લૌટી. તીસરા પહર થા. છોટે બચ્ચે કો હૈજેકેસી દસ્ત–કૈ શુરૂ હુઇ. દેખતે દેખતે સબ બચ્ચોં કો હોને લગી. યહી દશા મેરી ભી હુઇ. નિર્બલતા બહુત વ્યાકુલ કરને લગી. મૈંને હોમ્યોપથિક ઔષધિ કા સ્વયં ભી સેવન કિયા, બચ્ચોં કો ભી દિયા. એક બચ્ચા તો દો ખુરાક મેં ઠીક હો ગયા. પરંતુ દોકી દશા મેરે સાથ સાથ બિગડતી ગયી. તીનોં એક ચારપાઇ પર અધમરે પડે થે. જબ ચેત હોતા તભી અપને મુંહ મેં ઔર ઉનકે મુંહમેં ગોલિયાં દેતા. પર કુછ ફલ ન હુઆ. મેરે ચિત્ત મેં વિચાર આયા કિ ઋગ્વેદ કા ભાષ્ય અભી દો મંડલ કે લગભગ શેષ હૈ. યહ શરીર અબ નહીં બચેગા. તીન ઘંટે મેં હી નષ્ટ હો જાવેગા

હો ? વેદ–ભાષ્ય અધૂરા રહ જાવેગા. અબ કયા કરું ? ધર્મપત્ની જો સેવા મેં લગી થી રો રહી થી. કિસી ડાક્તર કો બુલાને કે લિએ કોઇ પાસ સહાયક ન સૂઝતા થા. કહેં તો કિસ કો કયા ? ઇસી કુછ અચેતસી દશા મેં યે ભાન હુઆ કિ કોઇ કાન મેં કુછ કહ રહા હૈ મૈં ઉસે ધ્યાન સે સુનને લગા, સુનાઇ દિયા–' યહ સહસા આક્રમણ હૈ, ઇસમેં 'એકોનાઇટ' દવા ખાઓ.' બસ, ઉસી સમય મૈં ઉઠા-ખડા હુઆ ઔર છોટા બકસ મંગાયા. પહલે જો દવા દે રહા થા બંદકર દી ઔર ' એકોનાઇટ ' દેને લગા. આપ ભી ખાઉં, બચ્ચોં કો ભી દૂં. દો ખુરાક પર હી બચ્ચે તો ખેલને લગે. મેરી હાલત ભી કુછ કુછ સુધરી, તબ વિચાર હુઆ કિ હોમિયોપાથ ડાક્તર રાજપાલ કો બુલાઉં, ઉસી સમય પાસ કે દુકાનદાર સે અર્જી કર કે ઉન કે બુલવાયા. ઉન્હોંને ભી પૂછા ' કયા દવા લે રહે હૈં ' મૈંને કહા 'એકોનાઇટ' ઉન્હોંને કહા 'ઠીક. લેતે રહિયે'.' વે ચલે ગઇ. તીન ઘંટે પર તબિયત સાફ હો ગઇ. સબ સ્વાસ્થ્ય હો ગયે.

ઇશ્વર કી દયા સે અબ ચારોં વેદોં કા ભાષા–ભાષ્ય સમાપ્ત હો ગયા. યહ તો તીન અવસર ઐસે દિખાએ હૈં જો મેરે સંકટ સમય મેં જબ જીવન મરણ કી સમસ્યા મેરે પર થી, તબ કૈસે આત્મિક અનુભવોંને સાથ દિયા. અબ મૈં પાઠકોં કો કેવલ સ્વપ્ન કી સત્યતા પર કુછ અનુભવ બતલાતા હૂં.

(૪)

મેરા વિવાહ હો જાને કે અનંતર ૧૯૩૧ મેં મૈં પિચત્તર રુ૦ માસિક પર નિયુક્ત હોકર જ્ઞાન–મંડલ કાશી મેં અકેલાહી આગયા થા, દેવીજી ગવાલિયાર ભાઇ કે યહાં યા અપની માતા કે પાસ કૈથલ ( કુરુક્ષેત્ર કે પાસ ) રહા કરતી થીં.

સાતવેં પાંચવેં દિન મુઝે ઉનકા સ્વપ્ન મેં દર્શન હો. ઉસી દિન એક પત્ર ઉન કે કુશલ કા ઉનકે હાથ કા લિખા પ્રાપ્ત હો. દો તીન બાર ઐસા હી હુઆ. તબ જબજબ સ્વપ્ન મેં વે દિખાઇ દેં મૈંને ઉસી સમય કાર્યાલય મેં મુનીમ સે પૂછના–'ભાઇ, મેરા પત્ર આયા હૈ યા આવેગા' મુઝે પહુંચા દેના. ઠીક ઉસી પ્રકાર પત્ર આવે ઔર મુઝે

મિલે. દો વર્ષો તક ઐસા હી હોતા રહા.

ઉસકે બાદ દેવીજી કો બનારસ બુલા લિયા. ફિર કુછ કાશી કી જલવાયુ અનુકૂલ ન હોને સે દેવીજી બીમાર હો ગઈ ઔર ઉનકો ભાઇ કે વહાં ભિજવા દિયા. ફિર ઐસા હી હોને લગા. આખિર એક બાર સ્વપ્ન મેં ઉનકો બહુત સંતાપ મેં દેખા. મૈં અધીર હો ગયા. અગલે દિન તાર આયા. જો મુઝે દો દિન બાદ ઘૂમતા હુઆ મિલા. મૈં તુરંત ભાઇ કે વહાં પહુંચા. ઔર સુના કિ મૃત્યુ હુયે દોન દિન વ્યતીત હુએ. વહાં મૈં જિસ ખાટ પર સોયા થા ઉસ પર ફિર સ્વપ્ન હુઆ. સમીપ દેવી બૈઠી થી ઔર યહ ભાવ વ્યક્ત કરતી થી, મેરી રક્ષા નહીં કી, મૈંને સમઝાયા કિ વિધાતા કે વશ મેં મનુષ્ય કા વશ નહીં. સમઝાને સે વે સમઝીં ઔર પ્રસન્નતાપૂર્વક લુપ્ત હો ગઇ, સ્વપ્ન ટૂટ ગયા. નીંદ ટૂટી, પ્રાતઃ પાંચ બજે થે. મૈં બહુત દેરતક સોચતા રહા. યહી સોચા કી સ્વપ્ન હી થા ઇસ કે લિયે કયા ચિંતા કરું. ઇસકે બાદ ભી સ્વપ્ન મેં કઇ બાર દર્શન હુએ. એકબાર યહ સ્વપ્ન હુઆ કિ યહ આત્મા ૭ માસ કે બાદ કિસી બ્રાહ્મણ કે ઘર ગૌ જાતિ મેં જન્મ લેતી હૈ. ઇસપર ભી બહુત વિચાર કિયા ઔર ફિર સ્વપ્ન કહકર ટાલ દિયા. પરંતુ ઇસકે બાદ ફિર કોઇ ઉનકે સંબંધ મેં સ્વપ્ન નહીં આયા. ઇસ સ્વપ્નલીલા મેં કયા સત્ય હૈ મૈં નહીં કહ સકતા.

ઐસે અનુભવ તો અનેકબાર હુએ હૈં કિ એક વિચાર કિસી મિત્ર વા પરિચિત કે સંબંધ મેં હુઆ ઔર મૈંને ઉનકો એક આશયકા પત્ર લિખા. ઇધર મેરા પત્ર ગયા ઉસી દિન યા અગલે દિન ઉસી આશય કા પત્ર ઇનકા મેરે હાથ મેં આયા. મેરા ઔર ઉનકા પત્ર બીચમેં ક્રાસ કર ગયા, ઇસી પ્રકાર ઐસા ભી બહુત હુઆ હૈ કિ કિસી સજ્જનને અપની નીચતા કે કારણ મુઝસે દુર્વ્યવહાર કિયા. ચિત્ત બહુત ખિન્ન હુઆ. ચિત્તને ચાહા કિ ઉસકે કિયે કા દંડ મિલે પરંતુ ચિંતા મેં રહા કિ કૌનસા દંડ મિલે. ફિર સોચ વિચાર કર એક દંડ નિર્ધારિત કિયા ઔર આવેશ મેં તીવ્રતા સે ઉસ દંડ કો ઘોષિત કિયા. કુછ માસોં કે અંતર પર સુનાઇ દિયા કિ ઉસકી

વહી દશા હુઇ જો ઘોષિત કી થી. કઇ બાર તો વે દુર્વ્યવહારી સજ્જન સ્વયં મેરે પાસ આકર પછતાયે કિ હમેં ઐસા કષ્ટ હુવા ઔર પ્રેરણા હુઇ કિ હમ ક્ષમા માંગે. મૈંને યહ ઉત્તર દિયા કિ ઇસ મેં મેરા વશ નહીં યહ તો કિયે કા ફલ હૈ. ઇસ પ્રકાર કી ઘટનાઓં કો મૈં 'શાપ' કે સમાન નહીં સમઝતા. પરંતુ ઐસા અનુભવ હુઆ કરતા હૈ કિ ઇસ બુરા વ્યવહાર કરનેવાલેને અપને કિએ કા ભવિષ્ય દંડ નહીં જાના. ઈશ્વર કે રાજ્ય મેં ઇસ કા ઉચિત દંડ ઇસે અવશ્ય હોના ઉચિત હૈ. વહ કયા હોગા ઇસકે લિએ ચિત બહુત દેરતક ઐસે વ્યાકુલ રહતા હૈ જૈસે ખોજી આદમી ખોજ મેં લગા રહતા હૈ. જબ વહ સત્ય મિલ જાતા હૈ તબ વાણી સે બાહર આતા હૈ. ઠીક ઇસી પ્રકાર સત્ય તપોધન ઋષિગણ ભી શાપ ક્રોધવશ નહીં દેતે થે પ્રત્યુત દુષ્ટાચારી કે ભાવી ફલ કો અપની દીર્ઘદર્શિની દૃષ્ટિ સે દેખકર ઉસે કહ દેતે થે. વહ કાલક્રમ સે ઘટિત હોતા થા. ઇસમેં ઋષિ યા તપસ્વી કા કહના કારણ નહીં પ્રત્યુત ઉસકે કિએ કર્મ હી કારણ હૈ. તપસ્વીને ને તો ઉસે લાલ ઝંડી હી દિખાઇ હૈ.

યદિ પાઠકોં કો ઐસી ઉકત ઘટનાઓં કા સવિસ્તર વર્ણન ભી મનોરંજક હોગા તો દેને કા યત્ન કરુંગા.

('વૈદિક ધર્મ'ના એક અંકમાંથી)

---

# ૧૦૬—जगतमां सर्वथी उत्तम कोण छे? ईश्वर

આ સંસારમાં સર્વથી જૂનો ગ્રંથ વેદ છે. યુરોપના વિદ્વાનો પણ આ વાતને માને છે કે, ઋગ્વેદ ઓછામાં ઓછા ચાર હજાર વર્ષ પૂર્વેનો જૂનો ગ્રંથ છે અને તેનાથી જૂનો કોઇ ગ્રંથ નથી, ઋગ્વેદમાં કહે છે કે, સૃષ્ટિના પહેલાં આ જગત અંધકારમય હતું અને તેમાં ફક્ત જ્ઞાનસ્વરૂપ સ્વયંભૂ ભગવાન વિરાજમાન હતા અને તે અંધકારમાં પોતે પ્રગટ થયા અને પોતાના તપથી અર્થાત્ જ્ઞાનમયી શક્તિસંચાલનથી સૃષ્ટિને રચી. વેદના અર્થમાં મનુ ભગ-

વાને લખ્યું છે કે, સૃષ્ટિની પહેલાં આ જગત અંધકારમય હતું. સર્વ પ્રકારથી સૂઇ રહેલું જણાતું હતું, તે વખતે જેનું કોઇ બીજી શક્તિદ્વારા જન્મ નથી થયો, જે પોતે પોતાની શક્તિદ્વારા પોતાના મહિમામાં સદાથી વર્તમાન છે અને રહેશેજ; તે જ્ઞાનમય, પ્રકાશમય સ્વયંભૂએ પોતે પોતાને પ્રગટ કર્યો અને પોતે પ્રગટ થતાંજ અંધકારનો નાશ થયો. વેદ કહે છે કે એજ પરમાત્મા છે અને તેજ કહે છે કે, તેને આપણે આંખોથી જોઇ શકતા નથી. ઈશ્વરને કોઇ આંખોથી જોઇ શકતા નથી, પરંતુ આપણામાંથી હરેક મનને પવિત્ર કરી વિમલ બુદ્ધિથી ઈશ્વરને જોઇ શકે છે, તેથી કરીને જે લોકો ઈશ્વરને મનની આંખો (બુદ્ધિ) વડે જોવા ઇચ્છે છે, તેમને ઉચિત છે કે તેઓ પોતાનું શરીર અને મનને પવિત્ર કરી અને બુદ્ધિને વિમલ કરી ઈશ્વરની શોધ કરે.

## આપણે શું જોઇએ છે?

આપણી સામેજ જન્મથી તે મરણ સુધીના સમય સુધી મોટાં મોટાં ચિત્ર-વિચિત્ર દશ્ય દેખાઇ આવે છે. જે આપણા મનમાં આ વાતને જાણવાની ઘણી ઉત્કંઠા ઉત્પન્ન કરે છે કે તે કેવી રીતે ઊપજે છે અને તે કેવી રીતે વિલીન થાય છે? આપણે પ્રતિદિન જોઇએ છીએ પ્રાતઃકાલ ફોગટ થતાંજ સાથે સહસ્ત્ર કિરણોથી વિભૂષિત સૂર્ય-મંડલ પૂર્વ-દિશામાં પ્રગટ થાય છે અને આકાશ માર્ગથી વિચરતાં સર્વ જગતને પ્રકાશ, ગરમી અને જીવન આપતો સંધ્યાકાળે પશ્ચિમ દિશાએ પહોંચીને આંખો આગળથી દૂર થઇ જાય છે. ગણિતશાસ્ત્રના જાણવવાળાઓએ ગણતરી કરીને નિક્કી કર્યું છે કે, આ સૂર્ય પૃથ્વીથી નવ કરોડ અઠ્ઠાવીસ લાખ ત્રીસ હજાર માઇલ દૂર છે, આ કેટલું આશ્ચર્યજનક છે કે, એ એટલે દૂરથી આ પૃથ્વીનાં સર્વ પ્રાણીઓ, પદાર્થોને ગરમી, પ્રકાશ અને જીવન પહોંચાડે છે. ઋતુઋતુમાં પોતાનાં સહસ્ત્ર કિરણોથી પૃથ્વીના જળને ખેંચીને સૂર્ય આકાશમાં લઇ જાય છે અને ત્યાંથી મેઘનું રૂપ બનાવી, ફરી જળને પૃથ્વી પર વરસાવે છે અને તે દ્વારા ઘાસ, પાન, વૃક્ષ; અનેક પ્રકારનાં અન્ન અને ધાન સમસ્ત જીવધારીઓને જીવન અને પ્રાણ આપે

છે. ગણિતશાસ્ત્ર બતલાવે છે કે જેવો આ એક સૂર્ય છે એવા અસંખ્ય બીજા ઘણા સૂર્યો છે અને તેનાથી બીજા બહુ મોટા મોટા પણ છે. જે સૂર્યથી પણ ઘણા દૂર હોવાને કારણે આપણને નાના તારાના રૂપથી જણાય છે. સૂર્યના અસ્ત થવાથી દરરોજ આપણે આકાશમાં અગણિત તારા–નક્ષત્ર–ગ્રહ ચમકતા જોઇએ છીએ. સર્વ જગતને પોતાનાં કિરણોદ્વારા સુખ આપવાવાળો ચંદ્રમા પોતાની શીતલ ચાંદનીથી રાત્રીને જ્યોતિર્મયી કરતા આકાશમાં સૂર્યની માફક પૂર્વ દિશાથી પશ્ચિમ દિશામાં જાય છે. પ્રતિદિન રાત્રી થતાંજ દશે દિશાઓને પ્રકાશિત કરતાં કરતાં નક્ષત્ર–તારા–ગ્રહોની જ્યોતિ એવી શોભા ધારણ કરે છે કે, તેનું વર્ણન કરી શકાતું નથી. એ સર્વ તારા–ગ્રહો સૂતરથી બાંધેલા "ગોળ" જેવા નિયમાનુસાર દિવસોના દિવસ, મહિનાના મહિના અને વર્ષોનાં વર્ષોથી બાંધેલા માર્ગોથી ચાલતા આકાશમાં ફરતા જણાય છે. આ પ્રત્યક્ષ છે કે ગરમીની ઋતુમાં કદાચ સૂર્ય તીવ્ર–રૂપથી ન તપે, તો વર્ષાકાલમાં વરસાદ સારો આવતો નથી, એ પણ પ્રત્યક્ષ છે કે જો વરસાદ ન થાય તો જગતમાં પ્રાણીમાત્રના ભોજન માટે અન્ન અને ફળ ન થાય, તેથી આપણને સ્પષ્ટ જણાય છે કે, અનેક પ્રકારનાં અન્ન અને ફળદ્વારા સર્વ જગતનાં પ્રાણીઓને ભોજનનો પ્રબંધ સૂર્યદ્વારાજ થઇ રહ્યો છે. શું આ ગોઠવણ કોઇ વિવેકવતી શક્તિની બનાવેલી છે કે જેથી સ્થાવર–જંગમ સર્વે પ્રાણીઓને જન્મ આપવો ને તેમને પોષવાં અથવા જડ–પદાર્થોના અચાનક સંયોગનુંજ પરિણામ છે? આ શું આ પરમ આશ્ચર્યમય નભમંડલ પોતે પોતાની મેળે જડ પદાર્થોના એકબીજાના સહયોગના નિયમ માત્રથી ઉત્પન્ન થયાં છે અને પોતે પોતાની મેળે વર્ષોનાં વર્ષો, સદીઓની સદી અને યુગ–યુગથી તેઓ ક્રમ ચાલુ રાખી રહ્યાં છે, અથવા તેની રચનામાં અને નિયમથી ચલાવવામાં બીજી કોઇ ચૈતન્યશક્તિનો હાથ છે? બુદ્ધિપૂર્વક વિચારતાં જરૂર જણાશે કે એવી કોઇ ચૈતન્યશક્તિ છે. વેદ પણ કહે છે કે તે શક્તિ છે અને આકાશ અને પૃથ્વી, તેમજ સૂર્ય અને ચંદ્રમાને પરમેશ્વરે બનાવ્યાં છે.

## પ્રાણીઓની રચના

આ પ્રકારે આપણે જોઇએ છીએ કે, પ્રાણાત્મક જગતની રચના એ વાતને ટેકો આપે છે કે, આ જગતને રચવાવાળો એક ઇશ્વર છે, આ ચૈતન્ય જગત અત્યંત આશ્ચર્યથી ભરેલું છે, જરાયુથી ઉત્પન્ન થવાવાળા મનુષ્ય, સિંહ, હાથી, ઘોડા, ગાય, વગેરે ઈંડાંથી ઉત્પન્ન થવાવાળાં પક્ષી, પરસેવા અને મેલથી ઉત્પન્ન થવાવાળા કીડા, પૃથ્વીને તોડીને ઊગવાવાળાં વૃક્ષો, આ સર્વની ઉત્પત્તિ, રચના અને તેમનાં જીવન પરમ આશ્ચર્યમય છે. પુરુષ અને સ્ત્રીનો સમાગમ થાય છે, તે સમાગમથી પુરુષનો એક અત્યંત સૂક્ષ્મ પરંતુ ચૈતન્ય-અંશ ગર્ભમાં પ્રવેશીને સ્ત્રીના એક અત્યંત સૂક્ષ્મ સચેત અંશને મળી જાય છે, તેને આપણે જીવ કહીએ છીએ. વેદ કહે છે કે, એક વાળના આગળના ભાગના ઊભા ઊભા સો ભાગ કરવા અને તે સોમાંથી એક કકડો લઇ તેના ઊભા–ઊભા સો કકડા કરવા તેથી ધ્યાનમાં આવશે કે જીવ કેટલો સૂક્ષ્મ છે. તે જીવ ગર્ભમાં પ્રવેશતાંજ શરીરરૂપથી વધવા માડે છે. વિજ્ઞાનના જાણકાર વિદ્વાનોએ અણુવિક્ષણ યંત્રથી જોઇને એ સિદ્ધ કર્યું છે કે, મનુષ્યના વીર્યના એક બિંદુમાં લાખો જીવાણુઓ હોય છે અને તેમાંથી એકજ ગર્ભમાં પ્રવેશવાથી ટકે છે અને વૃદ્ધિ પામે છે. સ્ત્રીના શરીરમાં એવો પ્રબંધ કરવામાં આવ્યો છે કે, એ જીવ ગર્ભમાં પ્રવેશ પામે તે સમયથી એક નળીદ્વારા ખોરાક મેળવે, તેની વૃદ્ધિની સાથે સાથે સ્ત્રીના ગર્ભમાં એક જળથી ભરેલી કોથળી બનતી જાય છે, જે ગર્ભને સર્વ રીતે સાચવે છે. આ સૂક્ષ્મથી સૂક્ષ્મ, અણુથી અણુ, વાળના આગળના ભાગથી દસ હજારમા ભાગની બરોબર સૂક્ષ્મ વસ્તુમાં આ શક્તિ ક્યાંથી આવે છે, કે જેથી તે ધીમે–ધીમે પોતાનાં માતા અને પિતા સમાન રૂપ, રંગ અને દરેક રીતે યુક્ત થઇ જાય છે, જે સર્વથી વધુ તેજ છે, જે સર્વથી મોટું તપ છે, જે સર્વથી મોટો બ્રહ્મ છે અને જે સર્વ પ્રાણીઓનું સૌથી મોટું શરણ છે; જે પવિત્રોમાં સર્વથી પવિત્ર, સર્વ મંગલ વાતોનો મંગલ, દેવતાઓનો દેવતા અને સર્વ પ્રાણીમાત્રનો અવિનાશી પિતા છે.

આથી સ્પષ્ટ છે કે વિષ્ણુસહસ્રનામ અને શિવસહસ્રનામ તથા બીજાં એવાં સ્તોત્ર સર્વ એકજ પરમાત્માની સ્તુતિ કરે છે અને મનુષ્યમાત્રને ઉચિત છે કે, નિત્ય સાયં–પ્રાતઃ તે પરમાત્માનું ધ્યાન ધરે અને તેમની સ્તુતિ કરે.

બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એ એકજ પરમાત્માની ત્રણ "સંજ્ઞા" અથવા નામ છે. તેથી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એ ત્રણેને જુદા જુદા માનવા તે ભૂલ છે, તે ત્રણે એકજ છે.

એને માટે શિવપુરાણમાં લખ્યું છે કે, "ૐ નમો ભગવતે વાસુદેવાય" "ૐ નમો.નારાયણાય" "ૐ નમઃ શિવાય" "શ્રીરામાય નમઃ" "શ્રીકૃષ્ણાય નમઃ"–આ સર્વ મંત્ર એકજ પરમાત્માના વંદનાસૂચક છે.

ભાગવતમાં કહે છે કે, બ્રહ્મ સત્ય છે અને સદા રહ્યું છે અને રહેશેજ. તે જ્ઞાનમય, ચૈતન્ય અને આનંદસ્વરૂપ છે. તેનું પોતાનું શરીર નથી, પરંતુ વિનાશવાન શરીરોમાં પેસીને તે સંસારની લીલાઓ કરી રહ્યું છે. તે ફક્ત નિર્મળ સ્વરૂપ છે, તેનો આદિ કે અંત નથી, તે નિત્ય અને અદ્વિતીય છે, એક હોવા છતાં પણ અનેક રૂપોમાં જોવામાં આવે છે.

બીજા સ્થાનમાં કહે છે કે, શરીરની અંદર જે આત્મા રહેલો છે તે પુરાણપુરુષ, સાક્ષાત્ સ્વયંપ્રકાશ, અજ, પરમેશ્વર,નારાયણ,ભગવાન, વાસુદેવ, પોતાની માયાથી પોતાનાં બનાવેલાં શરીરોમાં રમી રહ્યા છે.

બ્રહ્મનું પૂર્ણ અને અત્યંત હૃદયંગમ નિરૂપણ–વેદ, ઉપનિષદ અને પુરાણોનો સારાંશ–ભાગવતના અગિયારમાં સ્કંધના ત્રીજા અધ્યાયમાં આપવામાં આવ્યું છે.

રાજા જનકે ઋષિઓને કહ્યું કે, "હે ઋષિગણ ! તમે લોકો બ્રહ્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ છો, તો આપ મને બતાવો કે જેને નારાયણ કહેવામાં આવે છે, તે પરબ્રહ્મ પરમાત્માનું મૂળ સ્વરૂપ શું છે ?"

પિપ્લાયન ઋષિએ કહ્યું: "હે રાજા! જે આ વિશ્વના સર્જક, પાલક અને સંહારનું કારણ છે, પરંતુ સ્વયં તેનું કોઇ કારણ નથી, જે સ્વપ્ન, જાગરણ અને ગાઢ નિદ્રાની માફક અંદર અને બહાર પણ

વર્તમાન રહે છે. દેહ, ઇન્દ્રિય, પ્રાણ અને હૃદય વગેરેથી સજ્જિત થઇને અથવા પ્રાણ મેળવીને પોતે પોતાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે, તેજ પરમતત્ત્વને નારાયણ માનો. જેવી રીતે ચિનગારીઓ અગ્નિમાં પ્રવેશ પામી શક્તી નથી, તેવીજ રીતે મન, વાણી, આંખો, બુદ્ધિ, પ્રાણ અને ઇન્દ્રિયો તે પરમતત્ત્વનું જ્ઞાન ગ્રહણ કરવામાં અસમર્થ છે અને ત્યાંસુધી તે પહોંચી ન શકવાને લીધે તેનું નિરૂપણ કરી શકતી નથી.

તે પરમાત્મા કદી જન્મ્યા નથી, ન તે કદી મરશે, ન તે કદી વધશે, ન કદી ઘટશે; જન્મ–મરણ વગેરે પૂર્વથી રહિત તે સર્વ બદલાતી અવસ્થાઓનો સાક્ષી છે અથવા સર્વત્ર વ્યાપ્ત છે, સર્વ કાળમાં રહ્યો છે અને રહેશે, અવિનાશી છે અને જ્ઞાનમાત્ર છે; જેવી રીતે પ્રાણ એક છે તોપણ ઇન્દ્રિયોને જુદી પાડવાથી આંખો જુએ છે, કાન સાંભળે છે, નાક સૂંઘે છે, વગેરે ભાવોને લીધે એકબીજાથી જુદાં પ્રતીત થાય છે. આત્મા એક હોવા છતાં જુદા–જુદા દેહોમાં અવસ્થિત હોવાને લીધે જુદો પ્રતીત થાય છે.

જેટલા જીવો જરાયુઓથી ઉત્પન્ન થાય છે–મનુષ્ય, ગાય, ઘોડા, હાથી, સિંહ, બકરાં વગેરે જે પક્ષીવર્ગ ઈંડા મારફત ઉત્પન્ન થાય છે અને કીટવર્ગ પરસેવો અને મેલ વગેરેમાંથી ઉત્પન્ન થાય છે અને વૃક્ષો પૃથ્વીને તોડીને ઊગે છે, એ સર્વમાં–સંપૂર્ણ સૃષ્ટિમાં જ્યાં જ્યાં જીવની સાથે પ્રાણ દોડતો હોય તેમ જણાય છે, ત્યાં ત્યાં બ્રહ્મ છે. જ્યારે સર્વ ઇન્દ્રિયો સૂઇ જાય છે, ત્યારે "હું છું" આ અહંભાવ પણ લીન થઇ જાય છે. તે વખતે જે નિર્વિકાર સાક્ષીરૂપ આપણી અંદર બેઠેલો ધ્યાનમાં આવે છે અને જેનો આપણી જાગવાની અવસ્થામાં "હું બહુ ઊંઘ્યો" "સ્વપ્નું જોયું" તેવા પ્રકારની સ્મૃતિ થાય છે, તેજ બ્રહ્મ છે.

### તે બ્રહ્મ કયાં છે?

વેદ કહે છે કે, એકજ પરમાત્મા સર્વ પ્રાણીઓની અંદર છુપાઈ રહેલો છે, સર્વમાં વ્યાપી રહે છે, સર્વ જીવોની અંદરનો અંતરાત્મા છે, જે કંઇ કાર્ય સૃષ્ટિમાં થઈ રહ્યું છે, તેનો તે કર્તા છે. સર્વ પ્રાણીઓમાં પણ તે વ્યાપેલો છે, સર્વ સંસારનાં કાર્યોના સાક્ષી-

રૂપમાં જોવાવાળો ચૈતન્ય, ફક્ત એક, કે જેની બીજી કોઇ જોડજ નથી અને તે ગુણોના દોષથી રહિત છે.

વેદ અને સ્મૃતિ, પુરાણ કહે છે કે, આ દેવોનો દેવ, અગ્નિમાં, જળમાં, વાયુમાં, સર્વ ભુવનોમાં, દરેક ઔષધિઓમાં, સર્વ વનસ્પતિઓમાં અને સર્વ જીવધારીઓમાં વ્યાપી રહ્યો છે. કહે છે કે તે પરમદેવ વિશ્વનો રચવાવાળો હમેશાં પ્રાણીઓનાં હૃદયમાં સ્થિત છે. પોતે પોતાના હૃદયમાં એ સ્થિત મહાત્માને જો શુદ્ધ હૃદયથી, વિમલ મનથી પોતામાં વિરાજમાન જુએ છે તે અમર થાય છે અને લોકમાં ન તો કોઇ તેનો સ્વામી છે, ન તો કોઇ તેના પર આજ્ઞા ચલાવવાવાળો છે, ન તેનું કંઇ ચિહ્ન છે. તેમને કોઇ ઉત્પન્ન કરવાવાળો નથી, તેમ રક્ષક પણ નથી. આ સર્વ સામર્થ્ય અને અધિકાર રાખવાવાળાના સર્વથી અધિક મોટા પરમ ઇશ્વર, દેવતાઓના દેવતા, સ્વામીઓના સર્વથી મોટા સ્વામી, સર્વ ત્રિભુવનના સ્વામી, પરમપૂજનીય દેવને આપણે ઓળખ્યા છે.

ગોસ્વામી તુલસીદાસજી પણ કહે છે કે, એ પરમાત્મા જીવનરૂપમાં પ્રત્યેક જીવધારીના હૃદયમાં વિરાજમાન છે.

આ વિષયમાં યાજ્ઞવલ્કય મુનિએ સર્વ વેદના તત્ત્વ વિષે આ મુજબ અભિપ્રાય પ્રગટ કર્યો છે. એકસો ચૂંવાળીસ સહસ્ર હિત અને અહિત નામની નાડીઓ પ્રત્યેક મનુષ્યના શરીરમાં દોડી રહી છે, તેની વચમાં ચંદ્રમા સમાન પ્રકાશવાળું એક મંડળ સંપૂર્ણ અવયવોને ધારણ કરી લે છે. એવી કઇ શક્તિ છે કે જે ગર્ભમાં તેનું પોષણ કરી તેને મોટી કરે છે? અને તે કેટલી અદ્દ્ભુત રચના છે કે જેથી બાળક ઉત્પન્ન થવાના થોડા સમય અગાઉથીજ માતાના સ્તનમાં દૂધ ઉત્પન્ન થઇ જાય છે? એવી કઈ શક્તિ છે કે જે સર્વ અસંખ્ય પ્રાણવંતોને, સર્વ મનુષ્યોને, સર્વ પશુ–પક્ષીઓને, વૃક્ષ–વેલ્લાઓને પાળે છે, પોષે છે અને વખતસર અન્ન અને પાણી પૂરું પાડે છે? એવી કઇ શક્તિ છે કે જેથી કીડીઓ દિવસે અને રાત્રે પણ સીધી ભીંત પર ચડઊતર કરી શકે છે? એવી કઇ શક્તિ છે કે જેનાથી નાનામાં નાનાં પક્ષી અને મોટામાં મોટાં પક્ષીઓ પણ અનંત આકાશમાં

દૂરનાં દૂર કોઈ આધાર વગર ઊડી શકે છે?

પુરુષો અને સ્ત્રીઓની, મનુષ્યોની, ગાયોની, સિંહોની, હાથીઓની, પક્ષિઓની, ને કીડીઓની સૃષ્ટિ કેવી રીતે થાય છે? મનુષ્યોથી મનુષ્ય, સિંહોથી સિંહ, હાથીથી હાથી, ઘોડાથી ઘોડા, ગાયોથી ગાય, હંસથી હંસ, મયૂરોથી મયૂર, કબૂતરોથી કબૂતર, પોતે પોતાનાં માતાપિતાનાં રૂપરંગ સમાન કેવી રીતે ઉત્પન્ન થાય છે? નાનામાં નાનાં બીજથી કોઇ અચિંત્ય શક્તિથી વધતાં મોટાં અને નાનાં અસંખ્ય વૃક્ષો ઊગે છે અને દર વર્ષે અને બહુ વર્ષો સુધી પાન, ફળ–ફૂલ, રસ, તેલ, છાલ અને લાકડાંથી જીવધારીને સુખ પહોંચાડતાં સેંકડો, સ્વાદિષ્ટ, રસીલાં ફળોથી તેમની તૃપ્તિ અને પુષ્ટિ કરતાં બહુ વર્ષો સુધી શ્વાસ લેતાં, પાણી પીતાં, પૃથ્વિથી અને આકાશથી આહાર ખેંચતાં આકાશ નીચે ઝઝૂમી રહ્યાં છે?

આ આશ્ચર્યમયી શક્તિની શોધમાં આપણું ધ્યાન મનુષ્યના રચેલા એક ઘર તરફ જાય છે. આપણે જોઇએ છીએ કે આપણી સામે એક ઘર બનાવેલું છે. તેમાં અંદર જવા માટે એક મોટું દ્વાર છે, એમાં અનેક સ્થાનોમાં પવન અને પ્રકાશને માટે બારીઓ અને છજાં મૂકેલાં છે. અંદર મોટા મોટા થાંભલા અને ગર્ડરો છે, તડકો અને વરસાદથી બચવા માટે છાપરાં બનાવેલાં છે અને દરેક ઓરડામાં જુદા જુદા પ્રકારથી મનુષ્યને સુખ પહોંચાડવાનાં સાધનો પૂરાં પાડવામાં આવેલાં છે. ઘરની અંદરથી પાણી બહાર જવા માટે ગટરો અને નીકો બનાવેલી હોય છે. એવા વિચારોથી ઘર બનાવવામાં આવેલું હોય છે કે, રહેવાવાળાને દરેક ઋતુમાં સુખ મળે. એ ઘરને આપણે જોઇને કહીએ છીએ કે તેને બનાવવાળો કોઇ ચતુર પુરુષ હતો, કે જેણે રહેવાવાળાના સુખને માટે જે જે પ્રબંધોની જરૂરિયાત હતી, તેનો સંપૂર્ણ વિચાર કરી ઘર બનાવ્યું છે. આપણે તે બનાવવાવાળાને જોયો પણ ન હોય, છતાં પણ આપણે જરૂર કહીએ કે આ ઘર બનાવવાવાળો કોઇ હશે અને તે પણ વિચારવાન, બુદ્ધિશાળી અને જ્ઞાનવાન હોવો જોઇએ.

હવે આપણે શરીરની રચના તરફ જોઇએ. ખોરાક ખાવા માટે

મોઢું બનાવવામાં આવ્યું છે, ખોરાક ચાવવા માટે દાંત બનાવવામાં આવ્યા છે, ખોરાક પેટમાં પહોંચાડવા માટે ગળામાં નળી બનાવી છે, તેની જોડે પચવાને માટે એક બીજી નળી બનાવવામાં આવી છે. ખોરાકને મૂકવા માટે પેટમાં સ્થાન બનાવવામાં આવ્યું છે, ખોરાક પચીને લોહીનું રૂપ ધારણ કરે છે. તે હૃદયમાં જઇ એકઠું થાય છે અને ત્યાંથી માથાથી પગ સુધીની સર્વ નસોમાં પહોંચીને મનુષ્યનાં સર્વ અંગોને શક્તિ, સુખ અને શોભા પહોંચાડે છે. ખોરાકનો જે અંશ શરીરને માટે આવશ્યક ન હોય તેને મળદ્વારા બહાર કાઢવાનો રસ્તો બનાવ્યો છે. દૂધ–પાણી અને બીજા રસોનો જે અંશ શરીરને પોષવાને લાયકનોજ હોય તેને કાઢવા માટે બીજી નળીદ્વારા પ્રબંધ કરવામાં આવ્યો છે. જોવા માટે બે આંખો, સાંભળવા માટે બે કાન, સૂંઘવા માટે નાક અને હરવાફરવા માટે હાથપગ બનાવ્યા છે, સંતાનની ઉત્પત્તિ માટે જનનેન્દ્રિયો છે. શું આ પરમ આશ્ચર્યમય રચના ફક્ત જડ પદાર્થોના સંયોગની બની છે અથવા તેને જન્મ આપવામાં અને વૃદ્ધિમાં આપણા ઘરના રચનારની સમાન પરંતુ તેનાથી અધિક અનંત ગુણ કોઇ જ્ઞાનવાન, શક્તિવાન, વિવેકવાન, આત્માનો પ્રભાવ છે ?

## મન અને વાણીની અદ્ભુત શક્તિઓ

આ વિચારમાં ઊતરતાં આપણે મન વિષે વિચારીએ તો જણાશે કે, મન પણ એક આશ્ચર્યમય વસ્તુ છે. તેથી આપણા મનની વિચારશક્તિ, ગણનાશક્તિ, કલ્પનાશક્તિ, રચનાશકિત, સ્મૃતિ, ધી, મેધા સર્વ આપણને ચકિત કરે છે. એ શક્તિઓથી મનુષ્યે કેવા કેવા ગ્રંથો, કાવ્યો, રચ્યાં છે અને કેવાં કેવાં વિજ્ઞાન કાઢયાં છે, તે કંઇ થોડું આશ્ચર્યકારક નથી. આપણી બોલવાની અને ગાવાની શકિત પણ આશ્ચર્યજનક છે. આ પ્રયોજનવતી રચના સૃષ્ટિમાં સર્વત્ર જોવામાં આવે છે અને એ રચના એવી છે કે જેનો અંત અને આદિનો પત્તો પણ લાગતો નથી. આ રચનામાં એકેએક જાતિઓના શરીરના અવયવો એવા નિયમથી ગોઠવાયેલા છે કે દરેક સૃષ્ટિ પૂર્ણ શોભાયમાન છે. આપણે જોઇએ છીએ કે સૃષ્ટિના આદિથી બધા જગત-

માં એક કોઇ અદ્દ્ભુત શક્તિ કામ કરી રહી છે, કે જે સદાથી ચાલતી આવી છે, સર્વવ્યાપી છે અને અવિનાશી છે.

બુદ્ધિપૂર્વક જોતાં જણાય છે કે, આવી જ્ઞાનાત્મિક રચનાનું કોઇ આદિ, સનાતન, અજ, અવિનાશી, સત્–ચિત્–આનંદસ્વરૂપ જગતવ્યાપક, અનંત શકિતસંપન્ન રચનાર છે. તે એક અનિર્વચનીય શકિતને આપણે ઈશ્વર, પરમેશ્વર, પરબ્રહ્મ, ભગવાન, નારાયણ, વાસુદેવ, શિવ, રામ, કૃષ્ણ, વિષ્ણુ, ગૉડ, ખુદા, અલ્લાહ વગેરે હજારો નામોથી ઓળખીએ છીએ.

## પરમાત્મા એકજ છે

વેદ કહે છે કે, પરમાત્મા એકજ છે કાંઈ જુદા જુદા નથી; એકનેજ વિપ્રલોક જુદા જુદા નામોથી સંબોધે છે. છે તો એકજ પરંતુ તેની બહુ પ્રકારથી કલ્પના કરી જુદા જુદા નામોથી ઓળખવામાં આવે છે.

વિષ્ણુસહસ્રનામ અને શિવસહસ્રનામ આ વાતનાં પ્રસિદ્ધ ઉદાહરણ છે. યુધિષ્ઠિરે પિતામહ ભીષ્મને પૂછ્યું કે, "લોકમાં એવો કયો દેવતા છે? સર્વ પ્રાણિઓમાં સર્વથી મોટું કોણ છે? એવો કોણ છે કે જેની સ્તુતિ કરતાં–જેને પૂજતાં મનુષ્યનું કલ્યાણ થાય છે?"

તેના ઉત્તરમાં પિતામહે કહ્યુ કે, "મનુષ્ય દરરોજ ઊઠીને સર્વ જગતના સ્વામી, દેવતાઓના દેવતા, અનંત પુરુષોત્તમની સહસ્ર નામોથી સ્તુતિ કરે, સર્વ લોકના મહેશ્વર, લોકના અધ્યક્ષ (અર્થાત્ શાસન કરવાવાળા) સર્વ લોકમાં વ્યાપક વિષ્ણુની, કે જે કદી જન્મ્યા નથી, કે ન તો તેમનું કદી મરણ થાય, નિત્ય સ્તુતિ કરતો મનુષ્ય સર્વ દુઃખોથી મુક્ત થાય છે, તેની વચમાં અચલ દીપક સમાન આત્મા વિરાજમાન છે, તેને ઓળખવો જોઇએ. તેનું જ્ઞાન થવાથી મનુષ્ય આવાગમનથી મુક્ત થાય છે. આ આત્મા મનુષ્યથી લઇને તે પશુ–પક્ષી, કીડા, પતંગ, વૃક્ષ વગેરે સમસ્ત નાનાંમોટાં જીવધારીઓમાં સમાનરૂપથી વિરાજમાન છે.

વેદવ્યાસજી કહે છે કે, બ્રહ્મની જ્યોત આપણી અંદરજ છે. તે સર્વ જીવધારીઓમાં બેઠેલા પરમેશ્વરને જુએ છે. સર્વ જ્યોતિઓની

તે જ્યોતિ સમસ્ત અંધકાર પર પ્રકાશથી ચમકતું જ્ઞાનસ્વરૂપ, જાણવા યોગ્ય, જે જ્ઞાનથી ઓળખાવવામાં આવે છે, તેવો તે પરમાત્મા, સર્વના સુહૃદ, સર્વ પ્રાણીઓના હૃદયમાં વિરાજમાન છે એવા ઘટ–ઘટ વ્યાપક તે એક પરમાત્માની મનુષ્યમાત્રને વિમલ ભક્તિની સાથે ઉપાસના કરવી જોઇએ અને એ ધ્યાન રાખવુ કે તે પ્રાણીમાત્રમાં વ્યાપ્ત છે. પ્રાણી માત્રથી પ્રીતિ કરવી જોઇએ. સર્વ જીવધારીઓને પ્રેમની દૃષ્ટિથી જોવા જોઇએ. જેવી રીતે ભક્તશિરોમણિ પ્રહ્‌લાદજીએ કહ્યું છે કેઃ—

"હે દાનવો ! સર્વને પોતાના સમાનજ સુખ અને દુઃખ થાય છે. એવો સંકલ્પ કરીને સર્વ પ્રાણીઓના આત્મા અને ઈશ્વર ભગવાન શ્રીહરિની ભક્તિ કરો. યક્ષ, રાક્ષસ, સ્ત્રીઓ, શૂદ્ર, વ્રજવાસી, ગોપાલ, પશુપક્ષી અને અન્ય પાપી જીવો પણ ભગવાન અચ્યુતની ભક્તિથી નિઃસંદેહ મોક્ષને પામી ગયા છે. ગોવિંદ ભગવાનના પ્રતિ એકાંતમાં ભક્તિ કરવી અને ચરાચર સમસ્ત પ્રાણીઓમાં ભગવાન છે એવી ભાવના કરવી, તેજ આ લોકમાં સર્વથી ઉત્તમ સ્થાન છે.

## સનાતન ધર્મનું મૂળ

આ જ્ઞાનમય ભગવાન વાસુદેવ સર્વ પ્રાણિઓનાં હૃદયમાં સ્થિત છે. સંપૂર્ણ સનાતન ધર્મ સદાથી ચાલતો આવેલો અને સદા રહેવાવાળો મૂળ છે. આ જ્ઞાનને ભગવાને પોતાના શ્રીમુખથી કહ્યું છે કે, "હું સર્વ પ્રાણીમાત્રમાં એક સમાન છું તથા વિદ્યા અને વિનયયુક્ત બ્રાહ્મણમાં, ગાય, હાથી અને ચાંડાલમાં પંડિતલોક સમદર્શી હોય છે." અર્થાત્ સુખ–દુઃખના વિષયમાં તેમને સમાન ભાવથી વર્તતા જોઇએ છીએ તથા જે પુરુષ સર્વનાં સુખ–દુઃખના વિષયમાં પોતાની ઉપમાથી સમાન દૃષ્ટિથી જુએ છે, તેને સર્વથી મોટો યોગી સમજવો જોઇએ. એ માટે મહર્ષિ વેદવ્યાસે કહ્યું છે કે, ધર્મનું સર્વસ્વ સાંભળો અને સાંભળીને તે અનુસાર આચરણ કરો; જે આપણને પ્રતિકૂળ જણાય, જે વાતથી આપણને પીડા પહોંચે, તો તે વાત બીજાને કરો.

આપણે બીજા માટે એવું કામ ન કરવું કે જેથી બીજો આપણા

પ્રતિ તેવુંજ કામ કરે કે જે આપણને ખરાબ જણાય, અથવા દુઃખ-રૂપ હોય, સંક્ષેપમાં એજ ધર્મ છે. તે સિવાય બીજા સર્વ ધર્મ કોઇ વાતની કામનાથી કરવામાં આવે છે.

જે પોતે જીવવા ઇચ્છતો હોય તે બીજાનો જીવ કોઇ રીતે લઇ શકવા વિચાર કરે? જે જે વાત મનુષ્ય પોતાને માટે ઇચ્છે છે, તે તેણે સમજવું જોઇએ કે, બીજાને માટે પણ તેવી ઇચ્છા કરવી જોઇએ. અહિંસા, સત્ય, અસ્તેય, ધર્મ કે જેનું સર્વ સમયમાં પાલન કરવું તે સર્વ પ્રાણીઓને માટે ઉચિત છે અને તેનું ઉલ્લંઘન કરવાથી મનુષ્ય નીચે પડે છે, તેજ સિદ્ધાંતો પર સ્થિત છે. આ સિદ્ધાંતો પર વેદોમાં ગૃહસ્થોને માટે પંચ મહાયજ્ઞનું વિધાન કરવામાં આવ્યું છે, કે જો ભૂલથી પણ કોઇ નિર્દોષ જીવની હિંસા થઇ જાય, તો આપણે તેનું પ્રાયશ્ચિત્ત કરવું. જે હિંસક જીવ છે, જે આપણો અથવા કોઈ બીજાં નિર્દોષ પ્રાણીઓનો પ્રાણ હરવા ઇચ્છે છે, અથવા તેનું ધન હરવા કે ધર્મ બગાડવા ઇચ્છે છે; જે આપણા પર, અથવા આપણા દેશ પર, આપણા ગામ પર આક્રમણ કરે છે, કોઇને વિષ આપે છે, એવા લોકોને અધર્મી નામે ઓળખવામાં આવે છે. આપણે અથવા આપણા કોઈ ભાઇ કે બહેનનો પ્રાણ, ધન, ધર્મ કે માનની રક્ષા માટે એવા ધાર્મિક પુરુષો અથવા જીવોની આવશ્યકતા અનુસાર આત્મરક્ષાના સિદ્ધાંતો પર વધ કરવો તે ધર્મ છે; નિરપરાધી અહિંસક જીવોની હિંસા કરવી તે અધર્મ છે.

આ સિદ્ધાંત પર વેદના સમયથી હિંદુલોક સર્વ સૃષ્ટિના નિર્દોષ જીવોની પ્રતિ સહાનુભૂતિ દર્શાવતા આવ્યા છે. ગાયને આપણે ગૌમાતા કહીએ છીએ; કારણકે તે મનુષ્ય-જાતિને દૂધ આપે છે અને સર્વ પ્રકારથી તે ઉપકાર કરે છે, તેથી તેની રક્ષા કરવી તે મનુષ્યમાત્રનું વિશેષ કર્તવ્ય છે; પરંતુ કોઇ પણ નિર્દોષ અથવા નિરપરાધી પ્રાણી-ઓને મારવાં, કોઈનું ધન અથવા પ્રાણ હરવો, કોઈની સાથે અત્યા-ચાર કરવો, કોઇને જૂઠથી ઠગવો, ઉપર લખેલા ધર્મના પરમ સિદ્ધાંત અનુસાર અકાર્ય અથવા ન કરવાની વાતો છે અને પોતાની સમાન સુખદુઃખનો અનુભવ કરવાવાળા જીવધારીઓની સેવા કરવી, તેને

ઉપકાર કરવો, આ સર્વ લૌકિક ત્રિલોકમાં સત્ય ધર્મ છે.

આ મૂળ-સિદ્ધાંતાનુસાર વેદધર્મને માનવાવાળાને ઉપદેશ આપવામાં આવ્યો છે અને તે ફક્ત મનુષ્યોનેજ નહિ, પણ પશુ-પક્ષીઓ તથા સમસ્ત જીવોને બલિવૈશ્વદેવદ્વારા નિત્ય કંઇક આહાર પહોંચાડવો એ આપણો ધર્મ છે. આ વાત બલિવૈશ્વદેવના શ્લોકમાં આપી છે કે જુદા-જુદા યજ્ઞો કરીને મનુષ્ય સાવધાન થઇને પૃથ્વી પર સર્વ પ્રાણીઓને માટે બલિ રાખે અને કહે કે દેવતા, મનુષ્ય, પશુ, પક્ષી, સિદ્ધ, યક્ષ, સર્પ, પ્રેત, પિશાચ, તરુ, કીડા, પતંગ કે જે ભૂખ્યો હોય અને આપણી પાસે અન્નની ઇચ્છા કરતો હોય, આપણા આપેલા અન્નથી તેને તૃપ્તિ થાય અને તે સુખી થાય વગેરે કહીને ગૃહસ્થ પ્રાણીમાત્રને માટે શ્રદ્ધાપૂર્વક થોડું અન્ન કાઢી નાખે.

આ ધર્માનુસાર સનાતનધર્મી નિત્ય તર્પણ કરતી વખતે ફક્ત પોતાના પિતૃઓનુંજ તર્પણ નથી કરતો; પરંતુ સમસ્ત બ્રહ્માંડ-ના જીવધારીઓનું તર્પણ કરે છે. દેવતા, દૈત્ય, યક્ષ, નાગ, ગંધર્વ, રાક્ષસ, પિશાચ, ગુહ્યક, સિદ્ધ, કૂષ્માંડ, વૃક્ષવર્ગ, પક્ષીગણ, જલમાં રહેવાવાળા જીવો, વાયુના આધાર પર રહેવાવાળાં જંતુ, એ સર્વ મારા આપેલા જળથી તૃપ્ત થાઓ ! સમસ્ત નરકોની યાતનામાં જે પ્રાણી દુઃખ ભોગવી રહ્યાં છે, તેમનાં દુઃખ શાંત કરવાની ઇચ્છાથી આ જળ હું આપું છું. જે મારા બંધુ-બાંધવો રહ્યા છે અને જે બાંધવો ન રહ્યા હોય અને જે કોઇ બીજા જન્મમાં મારા બાંધવો રહ્યા હોય, તેમની તૃપ્તિને માટે જે મારી પાસેથી જળ મેળવવાની ઇચ્છા રાખતા હોય તેને હું આ જળ અર્પણ કરું છું.

વૈશ્વદેવમાં જે અન્ન કૂતરાં અને કાગડાઓ માટે કાઢવામાં આવે છે, તે બાદ કરતાં બાકીનું ઘણું થોડું રહે છે. તેથી કરીને તે **'सर्वभूतेभ्यः'** સર્વ પ્રાણિઓને પહોંચી શકતો નથી, તથાપિ આ જાણવા છતાં પણ બલિવૈશ્વદેવ કરવો તે પ્રત્યેક ગૃહસ્થનું કર્તવ્ય છે. કારણ કે તે પવિત્ર, ઉદાર ભાવને પ્રગટ કરે છે. મનુષ્ય માને છે કે તેનો સર્વ જીવધારીઓ સાથે ભાઇપણાનો સંબંધ છે અને તે ભાવને આંસુઓની માફક પ્રેમના જળથી નિત્ય સીંચીને જગતના આકાશમાં જીવધારીમાત્રમાં પરસ્પર

ભાઇપણાનો ભાવ સ્થાપિત કરવો તે ઉત્કૃષ્ટ અને પ્રશંસનીય માર્ગ છે.

આ ધર્મની ઉદારતાની પ્રશંસા કોણ કરી શકે? તેની ઉદારતા આ ધર્મના મોટા મોટા પરમ પૂજ્ય આચાર્ય મહર્ષિ વેદવ્યાસની જ્યોત '**सर्व भूतहिते रतः**' સર્વ પ્રાણિઓના હિતમાં નિરત રહે છે.

સર્વ પ્રાણી સુખી થાઓ, સર્વ નીરોગી રહે, સર્વ સુખસૌભાગ્ય ભોગવે અને કોઇ દુઃખી ન હોય.

એ ધર્મના પ્રાણાધાર ભગવાન શ્રીકૃષ્ણચંદ્રજીએ સર્વ જગતનાં પ્રાણીઓને આ નિમંત્રણ આપી દીધું છે કે, "સર્વ ધર્મને મૂકીને તમે મારા એકની શરણમાં આવો. હું તમને સર્વ પાપોથી મુક્ત કરાવી લઇશ. વિચાર ન કરો. હું સર્વ પ્રાણીઓને માટે સમાન છું, હું કોઇનો દ્વેષ કરતો નથી, તેમ કોઇ મારું પ્યારું પણ નથી. જે મને ભક્તિથી ભજે છે, તે મારામાં છે અને હું તેમનામાં છું પાપીથી –પાપી પણ કેમ ન હોય, જો તે સર્વને છોડીને મારુંજ ભજન કરતો હોય તો તેને સાધુજ માનવો જોઇએ. થોડાજ વખતમાં તે ધર્માત્મા બની જાય છે અને તેને શાશ્વત શાંતિ મળી જાય છે. હે અર્જુન! હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે જે કોઇ મારો ભક્ત છે, તેનું ખરાબ નહિ થાય. હે કુંતીના પુત્ર! મારા શરણમાં આવીને જે પાપયોનિથી ઉત્પન્ન થતાં પ્રાણી છે તે અને સ્ત્રી, વૈશ્ય અને શૂદ્ર પણ જરૂર સર્વથી ઊંચી ગતિને પામશે.

ધન્ય છે તે લોક કે જેને આ પવિત્ર અને લોકપ્રેમથી પૂર્ણ ધર્મનો ઉપદેશ પ્રાપ્ત થયો છે. મારી આ પ્રાર્થના છે કે, આ બ્રહ્મ-જ્યોતિની સહાયતાથી સર્વ ધર્મશીલ જન પોતાના જ્ઞાનને વિશુદ્ધ અને અવિચલ કરી અને પોતાના ઉત્સાહને નૂતન અને પ્રબલ કરી સર્વ સંસારમાં આ ધર્મના સિદ્ધાંતોનો પ્રચાર કરે અને સમસ્ત જગતને આ વિશ્વાસ કરાવે કે–ઇશ્વર એકજ છે અને તે અંશરૂપથી અને તે દરેક મનુષ્ય, જરાયુજ, અંડજ, સ્વેદજ, સજ્યોત મનુષ્ય, પશુ, પક્ષી, કીડા, પતંગા, વટવૃક્ષ સર્વમાં સમાનરૂપથી અવસ્થિત છે અને તેની સર્વથી ઉત્તમ પૂજા એ છે કે, તેઓ પ્રાણીમાત્રમાં ઈશ્વરનો ભાવ જુએ. સર્વથી મિત્રતાનો ભાવ રાખે અને સર્વનું હિત

ચાહે. સાર્વજનિક પ્રેમથી આ સત્ય જ્ઞાનના પ્રચારથી ઈશ્વરીય શક્તિનું સંગઠન અને વિસ્તાર કરે, જગતથી અજ્ઞાનને દૂર કરે, અન્યાય અને અત્યાચાર રોકે અને સત્ય, ન્યાય અને દયાનો પ્રચાર કરી મનુષ્યોમાં પરસ્પર પ્રીતિ, સુખ અને શાંતિ વધારે.

('ભાગ્યોદય'ના એક અંકમાંથી)

# ૧૧૦-પ્રાર્થનામાં રહેલી અદ્ભુત શક્તિ

(લેખકઃ-શ્રી. સુરચંદ ખુશાલચંદ શાહ)

સિંધુ દેશમાં થોડાં વર્ષ ઉપર પાણીનાં પૂર ધસ્યાં આવતાં હતાં અને ગામડાંનાં ગામડાં તારાજ થતાં હતાં, ત્યારે ગરીબ અને તવંગર લોકો પોતાના જાન અને માલની સહીસલામતી ખાતર અહીંતહીં નાસી છૂટતા હતા અને તે સમયે સિંધ અને બહારના લોકો મીટ માંડીને બેઠા હતા કે હમણાંજ સિંધના ઘણા ભાગોમાં પાણી પાણી થઈ જશે. તે વખતે નવાબશાહ જિલ્લાના એક ગામડામાં હિંદુ અને મુસલમાન ભાઇઓ અને સ્ત્રીવર્ગ પોતાનાં બચ્ચાંઓ સાથે ધસ્યા આવતા પાણીનાં દર્શન કરવા ગયો અને કહેવા લાગ્યો કે, "હે દરિયાશાહ! આપે કદાપિ રૂબરૂમાં નહિ આપેલ દર્શનનો લાભ આજે ઘણાજ પ્રસન્ન થઇને આપવા પધાર્યા છો." એમ બોલીને તેઓએ પૂર્ણ ભક્તિભાવથી સિંધુ નદીના નીરને સ્પર્શ કર્યો અને તે વડે બન્ને આંખોને પવિત્ર કરી અને આચમન તરીકે થોડું જળ પીધું અને પોતાનાં બચ્ચાંઓના શિર ઉપર પૂજ્યભાવથી છાંટયું. ખરેખર આ ભોળા ગામડિયાઓએ વરુણદેવની આ સંહારક શક્તિને પરમ પિતા, દેવ કે પરમેશ્વર તરીકે પિછાણી અને દીન ભાવે પૂજન-અર્ચન કીધું. જેને હિંદુ ભાઇઓ ઈશ્વરની પ્રાર્થના, મુસલમાન તથા પારસી ભાઇઓ ખુદાની બંદગી અને ખ્રિસ્તી ભાઇઓ 'પ્રેયર' કહે છે તે પ્રાર્થનામાં કેટલી અદ્દભુત શક્તિ રહેલી છે તેની સાક્ષી આપતી સત્ય ઘટના આ રહીઃ-

આજથી બરાબર ત્રીસ વર્ષની વાત છે. ઈ. સ. ૧૯૦૯ માં સિંધુ દેશમાં આવેલ સુરકુનો બંધ ચોતરફના પાણીના પ્રવાહને લીધે તૂટવાની તૈયારી કરતો હતો. મોટા મોટા ઇજનેરો મિ. હેરિસનની સરદારી નીચે સિંધુ નદીના અખૂટ નીરને ખાળવાની યુક્તિ પ્રયુક્તિ રચતા હતા. કહેવાય છે તેમ મિ. હેરિસને એક પછી એક એમ ૭ બંધ બનાવ્યા અને પોતાની સઘળી શક્તિનો વ્યય કરીને કોઇ પણ ઉપાયે ધસ્યા આવતા સિંધુના પાણીના પ્રવાહને અટકાવવા નિશ્ચય જાહેર કર્યો. તેમણે ખરેખર મહાભારત સાહસ ખેડયું હતું.

સુરકુબંધને સલામત રાખવા કાળા માથાના માનવીથી બની શકે તેટલી તૈયારી આ ભલા અમલદારે લોકોની રક્ષા કાજે આદરી, પણ તે સમયે પાણીના પ્રવાહે ભયંકર સ્વરૂપ ધારણ કરવા માંડયું. "હું કરું આ મેં કર્યું" એવા મૂર્ખ માનવીના ગર્વભર્યા શબ્દો પ્રત્યે અટ્ટહાસ્ય કરતી કુદરત પોતાના અનેરા ખેલ ખેલતી હતી.

તૈયાર કરેલા બંધ એક પછી એક તૂટવા લાગ્યા. પણ જ્યારે છઠ્ઠા બંધને તોડીફોડીને પાણીના જબ્બર પ્રવાહે માર્ગ કાપવા માંડ્યો ત્યારે મિ. હેરિસને પોતાના હાથમાંનું હથિયાર ફેંકી દીધું અને બોલવા લાગ્યા કે, "મને સખ્ત ફટકો પડ્યો (કુદરતથી) હું મારો પરાજય કબૂલ કરું છું."

બંધોને ઊભા કરવા અને સહીસલામત રાખવા ૭ હજાર મજૂરો કામે લાગ્યા હતા. પણ કુદરતની સામે માનવીના સઘળા પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા, ત્યારે પ્રભુની પ્રભુતામાં અચળ વિશ્વાસ રાખતા એક ભલા મુસલમાન ડેપ્યુટી કલેક્ટરે સલાહ આપી કે, "સાહેબ, અલ્લાહ મહાન છે. આપણે સઘળા અમલદારો અને મજૂરો સાથે મળીને ખુદાની બંદગી કરીએ."

પ્રાર્થના શરૂ કરતાં પહેલાં થોડી સાકર મંગાવવામાં આવી. અને ઝીંદપીર અથવા પાણીના વરુણદેવને પ્રસન્ન કરવા પાણીમાં સાકર નાખવા મિ. હેરિસનને કહેવામાં આવ્યું તેમણે તે પ્રમાણે કર્યું અને ૭ હજાર મજૂરો સાથે અમલદારો વગેરે એક સાથે ઊભા

થયા અને નાનાં અને મોટાં ગરીબ તથા તવંગર–આ મહાન સંકટમાંથી ઊગરવા ખરા દિલથી પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યાં.

પ્રાણીમાત્રના પરમપિતા પરમેશ્વરના દરબારમાં વિશુદ્ધભાવે કરાયેલી પ્રાર્થના સંભળાઈ અને સૌની અજાયબી વચ્ચે માત્ર બે કલાકમાં દરિયાશાહે પોતાનો પ્રચંડ પ્રવાહ બદલ્યો. અત્રે ચોવીશ કલાકમાં તો સિંધુ નદીના નીર સુરકુના બંધથી ચાર માઈલ દૂર ગયાં અને લોકો કરુણાથી મંત્રમુગ્ધ બન્યા. આમ તે સમયે સિંધુ દેશ એક મહાન આફતમાંથી બચવા પામ્યો.

ઈશ્વરના અસ્તિત્વમાં અશ્રદ્ધા આણનાર આત્માઓને ઉપરનો અદ્દભુત પ્રસંગ નિઃશંક ધડો લેવાલાયક છે.

ખરું છે કે પ્રભુની શકિત મહાન છે. તે ક્ષણમાત્રમાં રંકને રાય અને રાયને રંક બનાવે છે; તરણાનો મેરુ અને મેરુનું તરણું ઉપજાવે છે અને જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ કરી શકે છે.

ખરા દિલથી કરાયેલી પ્રાર્થનાના પ્રતાપે બંદીવાનની બેડીઓ તૂટી ને ટુકડે ટુકડા થઇ જાય છે. દુઃખી અને દર્દીનાં અસાધ્ય દુઃખ અને દર્દ દફે થાય છે. સતી સ્ત્રીના શિયળની રક્ષા થાય છે, પ્રાર્થનામાં કેવું અને કેટલું જબ્બર બળ રહેલું છે તેનાં સેંકડો દષ્ટાંતો દરેક ધર્મશાસ્ત્રમાં મોજૂદ છે. મિ. કાઉપરે સત્યજ કહ્યું છે કે "પાપીમાં પાપી મનુષ્ય એક ચિત્તે પ્રાર્થના કરે છે, ત્યારે સેતાનનાં અંગેઅંગ ધ્રૂજે છે. આ સ્પષ્ટ દર્શાવે છે કે, સેતાનને પ્રાર્થનાનો પ્રભાવ અસહ્ય થઇ પડે છે.

રાખમાં અગ્નિની જેમ પ્રાર્થનામાં અદ્દભુત શકિત છુપાયેલી પડી છે. કોઇ વિરલાજ પ્રાર્થનારૂપી મહાન શકિતના શસ્ત્રનો સદુપયોગ કરી પોતાનું અને અન્ય આત્માઓનું કલ્યાણ સાધી શકે છે.

એ અદ્દભુત પ્રાર્થનાનો એકાદ તણખો આપણામાં સંચાર પામે એવી શક્તિ શ્રીપ્રભુ સૌને આપે.

('મહાગુજરાત'ના દીપોત્સવી અંકમાંથી)

# १११–ईश्वरनाम–महिमा

( લેખકઃ–શ્રી. રમેશપ્રસાદજી. બી. એસ. સી. )

સૃષ્ટિ કે આરંભ મેં મનુષ્ય ભલે હી ન રહે હોં, પશુ પક્ષિયોં કી ઉત્પત્તિ ઉસ સમય ભલે હી ન હુઇ હો, પેડ પૌધોં કા અસ્તિત્વ ભલે હી ન હો, સારા સંસાર તમસાવૃત અંધકારમય ભલે હી રહા હો, ઉસ સમય સૂર્ય ચંદ્રમા કા નામોનિશાન ભલે હી ન હો, પ્રકાશ કા અભાવ ભલે હી હો કિંતુ ઉસ અનાદિ કાલ મેં ભી શબ્દ થે! આવાજ થી વહ આવાજ ચાહે ઝંઝાપાત કા ઝંઝારવ હો, ચાહે ઉદધિ કે ઉત્તાલ તરંગોં કા ભીષણ ગર્જન હો, ચાહે ગ્રહ નક્ષત્રોં કે સૃષ્ટિ લય કા તુમુલ ઘર્ષણ હો. કિંતુ યહ થી ઉસ સમય ભી જરૂર. શબ્દ અનાદિ હૈ. ઉસકી ઉત્પત્તિ કા હમેં પતા નહીં કિ કબ ઔર ક્યોંકર હુઇ.

અનાદિ કે ઉસ અનવસ્થિત ઔર કાર્યપટુ શબ્દ કો સમય પાકર આદિ મનુષ્યોં ને એક સ્વર લહરી કે રૂપ મેં સુના. યહ સ્વર લહરી એક વિશેષ તાલ ઔર લય સે યુક્ત હો કર ઓંકાર કે રૂપ મેં પ્રકટિત હુઇ થી. ઓ સભી ધ્વનિયોં ઔર અક્ષર વિશેષોં કી જનની હૈ. ઇસી સે ક્રમશઃ ગાયત્રી, વ્યાહૃતિ તથા વેદોં કી ઉત્પત્તિ હુઈ. યહ એકાક્ષર અપરિવર્તનશીલ અનાદિ ધ્વનિ ઇશ કા સર્વ શ્રેષ્ઠ નામ હૈ. યહ શિવમ્ શાંતમ્ અદ્વૈતમ્ હૈ. ઉપનિષદોં મેં ઇસકી વ્યાપ્તિ કો બ્રહ્માંડભર મેં દર્શાયા હૈ. ઓં હી સે સૃષ્ટિ કા આરંભ હુઆ થા, ઓંમ્ હી મેં સંસાર સ્થિત હૈ ઔર ૐ હી મેં સંસાર કા લય હૈ.

ગીતા મેં ઓંમ્ કો "ઇત્યેકાક્ષરં બ્રહ્મ" કહા ગયા હૈ ઉપનિષદોં મેં "ઓંમ્ ઇતિ બ્રહ્મ" "ઓંમ્ ઇતિ સર્વમ્" આદિ મંત્ર આતે હૈં. ઇન સે જાના જાતા હૈ કિ ઇશ્વર કા નામ હી ઇશ્વર હૈ, ઇશ્વર ઔર ઇશ્વર કા નામ દો સ્વતંત્ર વસ્તુ નહીં હૈં. રામાયણ મેં ભી કહા ગયા હૈઃ—

"**नामहिं रूपहिं नहिं कछु भेदा**"

એક જગહ પર જો તુલસીદાસજી કહતે હૈં:—

"**नाम रूप दोउ ईश उपाधी।**"

ઉનકા યહ ભી કહના હૈ કિ નામ ઔર રૂપ મેં કૌન બડા ઔર કૌન છોટા હૈ ઇસ ઝગડે મેં મત પડો:—

"**को बड़ छोट कहत अपराधू।**"

કિંતુ વે અપની ઇસ બાત પર અડે નહીં રહતે, આગે ચલ કર વે નામ કો નામી (ઈશ્વર) સે ભી બડા માનતે હૈં:—

**अगुण सगुण दोऊ ब्रह्म स्वरूपा।**
**अकथ अगाध अनादि अनूपा॥**
**मोरे मत बड़ नाम दु हूं ते।**
**किय जेहि युग निज वश निज बूते॥**

ઇસ મેં આગે એક દોહા ઔર મિલતા હૈ:—

**कहऊं नाम बड़ राम ते, निज विचार अनुसार।**

ઇસ દોહે મેં 'રામ' શબ્દ આયા હૈ. કહીં આપ યહ ન સમઝલેં કિ દશરથ કે પુત્ર રામ સે નામ અર્થાત્ ઈશ્વર કા નામ બડા હૈ. ઈસ લિયે વે સ્પષ્ટ કર દેતે હૈં કિ નામ "બ્રહ્મ-એક" સે ભી બડા હૈ.

**ब्रह्म राम ते नाम बड़, बर दायक बरदानि।**

આપ પૂછ સકતે હૈં કિ નામ રામ સે બઢકર કૈસે હૈ? ઇસકા ઉત્તર મૈં સ્વયં ન દૂંગા. તુલસીદાસજી સે હી ઇસકા વિસ્તૃત ઉત્તર સુન લીજિએ:—

**भंज्यो राम आप भव चापू। भव-भय-भंजन नाम प्रतापू॥**
**दंडक बन प्रभु कीन्ह सुहावन।**
**जनमन अमित नाम किय पावन॥**
**निशिचर निकर दले रघुनन्दन।**
**नाम सकल कलि-कलुष निकन्दन॥**
**शवरी गीध सुसेवकनि, सुगति दीन्ह रघुनाथ।**
**नाम उधारे अमित खल, बेद विदित गुण गाथ॥**

**राम सुकंठ विभीषण दोउ । राखे शरण जान सब कोऊ ॥**
**नाम अनेक गरीब निवाजे । लोक वेद वर विरद विराजे ॥**
**राम भालु कपि कटक बटोरा । सेतु हेतु श्रम कीन्ह न थोरा ॥**
**नाम लेत भव सिन्धु सुखाहीं । करहु विचार सुजन मन माहीं ॥**

ઇસ પ્રકાર હમ દેખતે હૈં કિ ઇશ્વર કા નામ ઇશ્વર સે ભી અધિક ફલદાયક હૈ. યહ "મંગલ ભવન અમંગલ હારી" હૈ ઔર "સકલ સૌભાગ્ય સુખ ખાનિ" હૈ. યહ પાપ રુપી રુઇ કો ભસ્મ કરને મેં અગ્નિ-રૂપ હૈ.

**" तूल अघ नाम पावक समानं । "**

નામ કલ્પવૃક્ષ સે ભી બઢકર હૈ ક્યોંકિ કલ્પવૃક્ષ ધર્મ, અર્થ, કામ તીન હી ફલ દેતા હૈ ઔર નામ ધર્મ, અર્થ, કામ ઔર મોક્ષ ચારોં ફલ પ્રદાન કરતા હૈ. નામ કી બહુત બડી મહિમા હૈ. વિનય પત્રિકા સે કેવલ દો પદ ઉદ્ધૃત કર નામ કી મહિમા કો થોડે મેં દર્શાતા હૂં.

**सुमिर सनेह सों तु नाम राम राय को ।**
**संवर विसंवर को, सखा असहाय को ॥**
**भाग है अभागेहू को, गुन गुनहीन को ।**
**गाहक गरीव को, दयाल दानि दीन को ॥**
**कुल अकुलीन को, सुन्यो है वेद साखी है ।**
**पांगुर को हाथ पांय, आंधरेको आंखि है ॥**
**माय बाप भूखे को, अधार निराधार को ।**
**सेतु भव सागर को, हेतु सुख सार को ॥**
**राम नाम को प्रमाउ जानि जूडी आगि है ।**
**सहित सहाइ कलिकाल भीरु भागि है ॥**
**राम नाम सों विराग जोग जप जागि है ।**
**वाम विधि भालइ न कम दागै दागि है ॥**
**राम नाम मोदक सनेह सुधा पागि है ।**
**पाइ परितोष तू न द्वार द्वार बागि है ॥**

**राम नाम काम तरु जोई जोई मांगि है ।**
**तुलसीदास स्वारथ परमारथौ न खांगि है ॥**

નામ કી મહિમા કેવલ હમારે ગ્રંથોં હી મેં નહીં વર્ણિત હૈ, વરન પાશ્ચાત્ય સંત ભી એક જગહ કહતે હૈં.

અર્થાત્ તુમ કેવલ રોટી ખાકર જીવિત નહીં રહ સકતે હો કિંતુ કેવલ ઈશ્વર કા નામ લેકર હી જીવિત રહ સકતે હો.

નામ કી મહિમા બડી વ્યાપક હૈ. ઇસે કહતે કહતે કિતને કિતને હી ઋષિ, મુનિ, યોગી, યતી, દેવતા, ગંધર્વ આદિ મર મિટે ફિર મનુષ્યોં કી કૌન ગિનતી, તુલસીદાસજી કહતે હૈં:—

**राम न सकहिं नाम गुण गाई ।**

કૌન રામ ?

**एक अनीह अरूप अनामा ।**
**अज सच्चिदानंद परधामा ॥**
**व्यापक विश्व रूप भगवाना ।**

ઐસે રામ જો વિશ્વ રૂપ હૈં, જો અજ, સચ્ચિદાનંદ હૈં, જિનકે વિષય મેં શાસ્ત્રકારોં ને 'નેતિ નેતિ' કહા હૈ વે ભી નામ કી મહિમા નહીં વર્ણન કર સકતે. અબ હદ હો ગઇ! ઇસસે અધિક કોઇ કહ હી ક્યા સકતા હૈ ?

આજ કલ કા જમાના જડવાદ કા હૈ. બહુત કમ હી લોગ ઈશ્વર યા ઈશ્વર કે નામ મેં વિશ્વાસ કરતે હૈં. આજ કલ કે લોગ ભૌતિકવાદ મેં—સાંસારિક ઝંઝટોં મેં ઇસ પ્રકાર ફંસે હુએ હૈં કિ ઉન્હેં નામ મેં કોઇ તથ્ય દૃષ્ટિગોચર નહીં હોતા. ઉનકા કહના હૈ કિ રામ રામ, કૃષ્ણ કૃષ્ણ, શિવ શિવ યા ૐ ૐ જપના યા પૂજા-પાઠાદિ મેં સમય લગના સમય કી બરબાદી હૈ, ઇસ સમય કો વે કિસી લાભદાયક, કામ મેં લગાને કી સલાહ દેતે હૈં. ઐસે લોગો સે મેરા એક પ્રશ્ન હૈ. જિસ મનુષ્ય ને મિશ્રી કભી નહીં ખાઇ વહ મિશ્રી કા સ્વાદ કૈસે જાન સકતા હૈ. ઈશ્વર તો પ્રેમ કે ભૂકે હૈં, ઉનકે યહાં ઊંચ, નીચ, બ્રાહ્મણ, શૂદ્ર સભી બરાબર હૈં કિંતુ જો પ્રેમ, ભક્તિ ઔર શ્રદ્ધા સે ઈશ્વર કો પુકારતે હૈં વે હી ઈશ્વર કે અસ્તિત્વ કા,

ઈશ્વર કી અસીમ કૃપા કા અનુભવ કર સકતે હૈં, દેવાધિદેવ મહાદેવજી કા કહના હૈ–'પ્રેમ તે પ્રકટ હોહિ ભગવાના.'

મહાત્મા તુલસીદાસજી કહતે હૈં–

**"मिलहि न रघुपति बिनु अनुरागा"**

ગીતામેં શ્રીકૃષ્ણ કહતે હૈં—

**"ये भजन्ति तु मां भक्त्या मयिते तेषु चाप्यहम्"**

ભગવાન સભી કે હૃદયમેં બસતે હૈં કિંતુ જિનકા હૃદય શુદ્ધ ઔર પવિત્ર હૈ વે હી ઉનકા દર્શન પાતે હૈં. શ્રીકબીરદાસજી ઇન સબ સે આગે બઢ જાતે હૈં. વે કહતે હૈં:—

**"मन ऐसो निर्मल भयो, जैसो गंगा नीर ।**
**पीछे पीछे हरि फिरैं, कहत कबीर कबीर ॥"**

અર્થાત્ મન ગંગાજલ સા નિર્મલ હો જાને પર ઈશ્વર કો ઢૂંઢને કી આવશ્યકતા હી નહીં રહતી. ઐસે ભક્તોં કે પીછે સ્વયં ઈશ્વર દૌડતે ફિરતે હૈં.

ઇસ સંબંધ મેં શ્રીસ્વામી શિવાનંદજી સરસ્વતી કા કહના હૈ કિ "અગ્નિ કા ઉષ્ણતા પ્રદાન કરને મેં કિસી કે પ્રતિ કોઇ પક્ષપાત નહીં હૈ, પર ઉષ્ણતા વહી પ્રાપ્ત કરતા હૈ જો અગ્નિ કા સેવન કરતા હૈ પર ઇસસે જો દૂર હૈ ઉસે અગ્નિ કી ઉષ્ણતા નહીં મિલ સકતી. અથવા જિસ પ્રકાર સૂર્ય કા પ્રકાશ સર્વત્ર મિટ્ટી, જલ ઔર દર્પણ પર સમ રૂપ સે પડતા હૈ પર ઉસકા પ્રતિબિંબ જલ વા દર્પણ હી મેં દીખ પડતા હૈ, ઇસી પ્રકાર ભગવાન કા અનુગ્રહ ભી નિર્મલ ચિત્ત મેં હી અપના જ્વલંત-રૂપ ધારણ કરતા હૈ."

ઈશ્વર કા નામ જપને મેં કોઇ ભી મુમાનિયત નહીં હૈ. આપ ચાહે જબ ઔર જહાં નામ-જપ કર સકતે હૈં. યહાં તક કિ પૈખાને મેં ભી નામ-જપ કરને મેં કોઇ હર્જ નહીં, અગર, આપકા હૃદય શુદ્ધ હો. દેખિયે રામાયણ મેં ભી લિખા હૈ:—

**भाव कुभाव अनख आलसहू । नाम जपत मंगल दिशि दसहू ॥**

ફિર ભી—

**उलटा नाम जपत जग जाना । बालमीकि भये ब्रह्म समाना ॥**

શબ્દ મેં એક શક્તિ નિહિત હૈ, ઇસ શક્તિ કા હમેં તબ જ્ઞાન હોતા હૈ જબ હમ ઉસ કે ફલ કો પ્રત્યક્ષ દેખતે હૈં. જિસ સમય આપ ભોજન કર રહે હોં ઉસ સમય યદિ કોઇ મનુષ્ય 'વિષ્ટા' શબ્દ કા ઉચ્ચારણ કરે તો આપ કા મન ભિન્ના ઉઠતા હૈ, યહાં તક કિ આપ કૈ તક કર દે સકતે હૈં. ઉસી પ્રકાર જબ આપ રસગુલ્લા યા લડ્ડૂ કા નામ સુનતે હૈં તબ આપ કે મુંહ મેં પાની ભી આતા હૈ- જબ ઇન મામૂલી શબ્દોં મેં ઐસી શક્તિ હૈ તબ રામ, કૃષ્ણ, શિવ, ૐ આદિ કે ઉચ્ચારણ મેં કૈસી શક્તિ હૈ ઉસે એક અંગરેજ અનુભવી કે શબ્દોં મેં સુનિએ—

"ૐકાર કે ઉચ્ચારણ સે જો કંપન પૈદા હોતા હૈ વહ ઇતના શક્તિશાલી હૈ કિ ઉસ સે બડી સે બડી ઇમારત બાત કી બાત મે ગિર સકતી હૈ.........ઇસકે શુદ્ધ ઉચ્ચારણ સે મનુષ્ય શરીર સે હરેક કણ મેં એક નયા કંપન પૈદા હોતા હૈ જો શરીર કી સુપ્ત શક્તિ કો જાગ્રત કર દેતા હૈ. ઇન બાતોં પર વિશ્વાસ દિલાના કઠિન હૈ કિંતુ એક બાર ઇસકી પરીક્ષા કરને સે જાન પડેગા કિ યહ ઉક્તિ કહાં તક ઠીક ઔર સચ હૈ."

સ્વામી શિવાનંદ સરસ્વતિ એક જગહ લિખતે હૈં:—

"ઈશ્વર કા નામ–જપ યા નામ ચિંતન મન પર જબરદસ્ત પ્રભાવ ડાલતા હૈ. યહ ચિત્ત કો શુદ્ધ કરતા હૈ, મન કે પુરાને બુરે સંસ્કારોં કો નાશ કરતા હૈ ઔર આસુરિક પ્રવૃત્તિ કો દૂર કરકે ભક્ત કો ઈશ્વર કે સંમુખ લાતા હૈ."

તુલસીદાસજી કહતે હૈં:—

**देखिय रूप नाम आधीना । रूप ज्ञान नहिं नाम विहीना ॥**
**सुमिरिय नाम रूप बिनु देखे । आवत हृदय सनेह विसेखे ॥**

અબ પ્રશ્ન યહ ઉઠતા હૈ કિ નામ કે સુમિરને સે રુપ કા દર્શન કૈસે હોતા હૈ ?

વિજ્ઞાન કા સિદ્ધાંત હૈ કિ ધ્વનિ આકૃતિ ઉત્પન્ન કરતી હૈ. યદિ આપ કિસી થાલી મેં બાલૂ ફૈલા કર રખ દેં ઔર ઉસકે કિનારે પર એક તાલ સે મારના શુરુ કરેં જિસ સે થાલી મેં કંપન હો તો

કુછ સમય બાદ ઉસ બાલૂ મેં એક આકૃતિ બન જાયગી. યદિ બાલૂ કો પુન, બરાબર કર કિસી દૂસરે તાલ સે મારેં તો દૂસરી આકૃતિ બનેગી. યહી કારણ હૈ કિ ઈશ્વર કે કિસી એક નામ વિશેષ કા જપ યા કીર્તન કરતે કરતે ઉસ રૂપ કા દર્શન હોને લગતા હૈ.

નિરંતર ધ્યાન ઔર વિચાર કે દ્વારા મનુષ્ય કે મન મેં એક આદત સી પડ જાતી હૈ. કુછ દિનોં કે બાદ, મનુષ્ય જિસ પદાર્થ કે વિષય મેં ચિંતા કરતા રહતા હૈ, ઉસી મેં લય હો જાતા હૈ. યદિ ઉસકા ચિંતનીય વિષય ઈશ્વર કા કોઇ સ્વરૂપ હુઆ તો વહ શુદ્ધ ઔર દૈવિક-વિભૂતિયોં સે યુક્ત હો જાતા હૈ, અંત મેં એક બાર ભી ઈશ્વર કા નામ પ્રેમ ઔર શ્રદ્ધા સે લેને સે મનુષ્ય કે હૃદય મેં એક અવર્ણનીય ભાવ ઉત્પન્ન હોતા હૈ, ઇસ કી કોઇ ભી આજમાઇશ કર સકતે હૈં. જો લોગ ઈશ્વર કા નામ લેને સે ચિડતે હૈં, વે એક બાર-પ્રેમ સે ઈશ્વર કા નામ લેકર સ્વયં અનુભવ કર સકતે હૈં કિ ઉનકા હૃદય કૈસે આશ્ચર્ય જનક ભાવ સે ઓતપ્રોત હો જાતા હૈ.

અબ મૈં ઈશ્વર કે નામ કે ચમત્કારોં કા થોડે મેં વર્ણન કર સમાપ્ત કરુંગા. કબીર કી ઈશ્વરભક્તિ મશહૂર હૈ. વે રામ કે બડે ભારી ભક્ત થે ઔર રામ કે નામ પર કઇ અસંભવ બાતોં કો કર દિખ લાતે થે. ઉનકા પુત્ર કમાલ પિતા કે આશ્ચર્ય-ભરે કામોં કો દેખ કર ચકિત રહ જાતા થા. એક દિન કી ઘટના હૈ કિ એક કુષ્ટ રોગી કબીર કે ચમત્કારોં કો સુન કર અપને રોગ કે નિવારણાર્થ ઉનસે પ્રાર્થના કરને આયા. બીચ મેં ઉસકી ભેંટ કમાલ સે હોગઇ. કમાલ ને સોચા અચ્છા મૌકા હાથ લગા ઉસને રામ-નામ કે પ્રભાવ કો જાંચના ચાહા. ઇસલિયે ઉસને કુષ્ટ રોગી સે કહા— "તુમ દો બાર રામ, રામ કહો, તુમ્હારી બીમારી અચ્છી હો જાયગી." રોગી ને ઐસા હી કિયા કિંતુ ઉસકી બીમારી અચ્છી નહીં હુઇ. કમાલ કો યહ દેખકર બડા આશ્ચર્ય હુઆ ક્યોંકિ ઉસકે પિતા રામ-નામ કે સહારે પ્રતિદિન કિતને હી અસાધ્ય રોગ અચ્છા કરતે થે. ઇસ લિયે કમાલને પિતા સે ઇસ ઘટના કી ચર્ચા કી. કબીર અપને પુત્ર પર બડે રંજ હુએ. ઉન્હોંને કહા "જો બીમારી એક બાર રામ

નામ લેને સે અચ્છી હો શકતી થી ઉસકે લિએ દો બાર રામનામ કહલાને કી ક્યા આવશ્યકતા થી ? અસ્તુ, એક કામ કરો, ઉસ રોગી કો ખૂબ મારો. મારતે મારતે જબ વહ ગિર પડે, ઉસે ઉઠાકર ગંગા મેં લેજાકર ખડા કરો તબ ઉસસે કહો કિ વહ પ્રેમ સે એક બાર રામ નામ લે." કમાલને ઐસા હી કિયા. કુષ્ટ-રોગી ગંગા નદી મેં ખડા હોકર જ્યોંહી પ્રેમ સે રામ કા નામ લિયા ઉસકા રોગ દૂર હો ગયા.

કમાલ ને યે સારી બાતેં અપને પિતા સે કહી. કબીર ને કહા-તુમ્હારા સંશય અભી દૂર નહીં હુઆ, તુમ્હારે મનમેં અભી ભી શંકા હૈ કિ રામનામ મેં ઇતના પ્રભાવ કહાં સે આયા. ઇસ લિયે તુમ એક બાર તુલસીદાસજી કે યહાં જાઓ. " પિતા કી આજ્ઞા શિરોધાર્ય કર કમાલ તુલસીદાસજી કે યહાં ગયા. કમાલ વહાં પહુંચા ઉસ સમય તુલસીદાસ અપની કુટિયા મેં પૂજન કર રહે થે ઔર ઉસકે બાહર ૫૦૦ કુષ્ટ રોગી બૈઠે ઉનકી ઇંતજાર કર રહે થે. કમાલને ઝાંક કર કુટિયા મેં દેખા-તુલસીદાસજી કી પૂજા સમાપ્ત હો ચુકી થી.

એક તુલસી-પત્ર પર રામ-નામ લિખ કર ઉન્હોંને અપને કમણ્ડલુ મેં ડુબાયા ઔર ઉસ જલ કો કુષ્ટ રોગિયોં પર છિડક દિયા. દેખતે દેખતે વે સભી ભલે ચંગે હો ગએ. યહ સબ દેખકર કમાલ પિતાકે પાસ લૌટ આયા ઔર જો કુછ ઉસને દેખા થા પિતા કે સમક્ષ ઉસે જ્યોં કા ત્યોં વર્ણન કિયા.

કબીર ને સબ કુછ સુનકર કહા: "બેટા ! અભી ભી તુમ્હારે મનમેં સંશય હૈ. એક બાર સૂરદાસજી કે પાસ સે ભી હો આઓ." કમાલ ચલા, યમુના નદી કે તીર પર એક કુટી કે સામને સૂરદાસ કો બૈઠા પાયા. સૂરદાસ બિચારે અંધે થે. ઉનકે સામને જાકર કમાલને અપના પરિચય દિયા ઔર આજ્ઞા પાકર બૈઠ ગયા. મન-હી મન સોચને લગા યહ અંધા ક્યા ચમત્કાર દિખલાએગા ? ઇતને મેં સૂરદાસને કહા "દેખો બચ્ચા ! નદી મેં ક્યા બહતા ચલા જાતા હૈ?" કમાલ ને દેખા ઔર કહા "બાબા, એક શબ હૈ." "ઉસે પકડ કર લા સકતે હો, પકડ લાઓ." કમાલ શબ લાને કે લિયે ચલા ઔર સોચને લગા ઇસ અંધે કો યહ શબ કૈસે દિખલાઇ દિયા, હો

સકતા હૈ ઇસકી ગંધ સે ઉસે શબ કા પતા ચલા હો, અસ્તુ. શબ કો લાકર ઉસને સૂરદાસ કે સામને સુલા દિયા. સૂરદાસને ટટોલકર શબ કે કાન કે પાસ મુંહ લેજાકર "ર" કહા—પૂરા "રામ" ભી નહીં કહને પાયે થે કિ વહ મુર્દા જી ઉઠા. કમાલ કો યહ દેખ કર બડા અચંભા હુઆ ઔર ઉસકે મન કા સારા સંશય જાતા રહા.

તુલસીદાસજી કે વિષય મેં ભી એક કહાની પ્રસિદ્ધ હૈ. કહા જાતા હૈ કિ તુલસીદાસજી કી કથા સુનને લિયે કોઇ એક ભક્ત નદી પાર સે આયા કરતા થા. એક દિન આતે સમય વહ આસાની સે નદી પાર કર ગયા કિંતુ જાતે સમય નદી મેં બડે જોર કી બાઢ આ ગઇ થી જાના અસંભવ થા. બેચારા તુલસીદાસ કે પાસ પહુંચા ઉન્હોંને સબ બાત સુનકર કહા "રામ કા નામ લેકર નદી પાર કર જા." ભક્ત રામ કા નામ લેતે લેતે નદીમેં પૈઠા, કિંતુ ધારા ઇતની તેજથી કિ ઉસ કે પાંવ ટિકતે ન થે, ઐસા જાન પડને લગા કિ અબ ડૂબા તબ ડૂબા. ઇસલિયે વહીં સે પુકાર કર ઉસને કહા: "મહારાજજી! મૈં ડૂબા જા રહા હું." તુલસીદાસ ને કહા: "કહ તુલસીદાસ કે રામ મુઝે સકુશલ નદી પાર પહુંચાદો." ઉસને ઐસા હી કિયા ઔર સકુશલ નદી કે પાર પહુંચ ગયા.

જો લોગ યહ કહા કરતે હૈં કિ હમ કિતને હી લોગોં કો રામ-નામ જપતે દેખતે હૈં કિંતુ ઉનમેં કોઇ વિશેષતા નહીં પાતે. વે ઉપર કી ઘટનાઓં મેં અપને પ્રશ્ન કા ઉત્તર પા જાયેંગે. કબીર ઔર કમાલ કે રામ દો નહીં થે, તુલસીદાસ ઔર ઉસ ભકત કે એક હી રામ થે, ફર્ક થા તો ઇતના હી કિ કમાલ ઔર ભકત મેં શ્રદ્ધા ઔર વિશ્વાસ કી કમી થી. આજકલ કે ભી અધિકાંશ લોગ ઇન્હીં બાતોં કે અભાવ કે કારણ કોઇ ઉન્નતિ કરતે હુએ નહીં જાન પડતે, કિંતુ જિનમેં અગાધ શ્રદ્ધા ઔર વિશ્વાસ હૈ, વે આજ દિન ભી ઈશ્વર કા દર્શન પાતે હૈં. ઇસલિયે—

**विश्वास करि सब आस परिहर, दास तब जे होइ रहे।**
**जपि नाम तव बिनु स्रम तरहिं, भवनाथ सोइ स्मराम हे॥**

('સંકીર્તન' માસિકના એક અંકમાંથી)

# ૧૧૨–આનંદની અપ્રતીતિમાં હેતુતા

(લેખકઃ–શ્રી. વકીલ કાનજી વાલજી ઠક્કર)

પ્રાતઃસ્મરણીય સ્વનામધન્ય સ્વામી શ્રીવિશુદ્ધાનંદનું નામ ભારતીય વિદ્વાનોથી ભાગ્યેજ અનભિજ્ઞ હશે. કાશીનિવાસી પંડિતાગ્રગણ્ય શ્રીશિવકુમાર મિશ્ર જેવા સરસ્વતીના પરમોપાસક સ્વામીજીના શિષ્ય હતા. ગમે તેવા નાસ્તિક હૃદયને પણ એક વેળા સ્વામીજીનું વાઙ્મય આસ્તિકતાની મધુરતાનો સ્વાદ આપ્યા સિવાય રહેતું નહિ. તેમની નિઃસ્પૃહ વૃત્તિ અને સંસાર તરફની અનાસક્તિ અદ્દભુત હતી. કાશીના અનેક વિદ્વાન સંન્યાસીઓ અને મુમુક્ષુઓ સ્વામીજીનાં જ્ઞાનનો અને તેઓશ્રીની સ્વરૂપનિષ્ઠતાનો અનુભવ પ્રાપ્ત કરવા અહર્નિશ એકત્રિત થતા હતા. સ્વામીજીની પર્ણકુટીએ જ્ઞાનની પરબ ખૂલી હતું અને તેથી પર્ણકુટીનાં દ્વાર પર જ્ઞાનભિક્ષુઓની ભીડ ઓસરતીજ ન હતી.

ઈ. સ. ૧૯૦૦ ના અરસામાં એક મારવાડી........ગૃહસ્થ સ્વામીજીના ભવદીર્ઘતારક પવિત્ર ચરણોની ધૂલિ શિર પર ચડાવવા સ્વામીજીની સમીપે ઉપસ્થિત થયો અને ઉપનિષદ, બ્રહ્મસૂત્ર, ભગવદ્‌ગીતા પ્રભૂતિ અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદન કરનારા ગ્રંથોના ચાલી રહેલા પતિતપાવની ભાગીરથી ગંગાના નિર્મળ પ્રવાહ સમા વ્યાખ્યાનોનો અપૂર્વ લાભ પ્રાપ્ત કરવા તત્પર બન્યો.

સાધનચતુષ્ટયસંપન્ન મુમુક્ષુઓ અને સંન્યાસીઓની મુખાકૃતિ પર આત્મનિષ્ઠાની અનેરી જ્યોત ચમકતી પ્રતીત થઇ, તેમનાં રોમ રોમથી આનંદની લહેરો ઊછળતી મારવાડી ગ્રહસ્થને દૃષ્ટિગોચર થઇ. પોતાને તેવા અનુપમ આનંદની અપ્રતીતિમાં શો પ્રતિબંધ હશે એ પૂછવાનું મન મારવાડી ગ્રહસ્થને થઇ આવ્યું.

એક વેળા પૂજ્ય સ્વામીજી એકાંતમાં બેસી સ્વરૂપચિંતન કરી રહ્યા હતા. મારવાડી ગૃહસ્થે પ્રદક્ષિણા કરીને સાષ્ટાંગ પ્રણિપાત કરી '**शिष्यस्तेहम्**'ની ભાવના થકી નીચેનાં વચનો અતિ દીન-

તાથી સ્વામીજી પ્રતિ ઉચાર્યાઃ—

"ભગવન્! સ્વામિન્!! મેરે ચિત્તમેં સંશય કી જ્વાલા જલ રહી હૈ. ઇસ લિયે મેં પ્રશ્ન કરને કી ચાહ કરતા હું. આપ આષાઢી મેઘ કે સમાન ઉપદેશ કી વર્ષા ચલાતે હો. સુનને વાલોં કા ચિત્ત પ્રસન્નતા કા અનુભવ કર કે સ્થિર હો જાતા હૈ ઔર સ્વરૂપનિષ્ઠા કી અપૂર્વ જ્યોત ઉન્હો કે મુખમંડળ પર દિખ પડતી હૈ. મેરે ચિત્ત કા ચાંચલ્ય અબતક નષ્ટ નહીં હુવા. મુઝે આનંદ કી પ્રતીતિ બેમાલૂમ હો રહી હૈ. કારન કૌન હોગા સમઝ મેં અબતક નહીં આયા. ભગવન્! મેં પ્રાર્થના કરકે પૂછતા હું કે મુઝે કૌન કર્તવ્ય કરના હોગા. કૃપયા મુઝે ઉત્તર દે."

સ્વામીજીએ મારવાડી ગૃહસ્થનાં વચનો સાંભળી થોડી વાર ધ્યાનસ્થ રહી કહ્યું કે, "તુમને કિસિકા વિશ્વાસઘાત તો અબતક નહીં કિયા હૈ?" મારવાડી ગૃહસ્થ સ્વામીજીનું વચન શ્રવણ કરી દિગ્મૂઢ બની ગયો. સ્વામીજીએ પ્રત્યુત્તર મેળવવા એક દૃષ્ટિપાન કર્યો, પણ થોડીજ ક્ષણમાં મારવાડી ગૃહસ્થની આંખે શ્રાવણભાદ્રપદની વર્ષાને સ્થાન આપ્યું. અંતઃકરણનાં ગેબી કમાડને આશ્રયે ઘણા વખત સુધી પુરાઇ રહેલું વિશ્વાસઘાતનું મહાપાપ મુખદ્વારા બહાર નીકળવા જિહ્વારૂપી સાંકળને ખખડાવવા લાગ્યું. મહાપુરુષો પાસે શું કોઇ પાપ ગુપ્ત રહી શકે છે?

તમોગુણને રજોગુણ દબાવી શકે અને એ તમ તથા રજને સત્ત્વગુણ દબાવી શકે છે. તમોગુણનો સ્વભાવ નિદ્રા, આળસ, દીર્ઘસૂત્રતા આદિ મંદતા છે અને રજોગુણનો સ્વભાવ તેથી વિપરીત અનાલસ્ય, શીઘ્રતા વગેરેનો ઉત્પાદક છે. જ્યારે સત્ત્વગુણ કેવળ આત્મનિષ્ઠા, શાંતિ, ધીરજ, ક્ષમા વગેરેથી યુક્ત છે અને તેની મહત્તાનાં પ્રકરણો સત્શાસ્ત્રોમાં વર્ણવાયલાં દૃષ્ટિગોચર થાય છે. વસિષ્ઠ, વામદેવ, ભૃગુ, અંગિરા, પુલસ્ત, પ્રભૃતિ મહાત્માઓ શુદ્ધ સત્ત્વગુણી હતા અને તેમનાથી મોટા મોટા પૃથ્વીપતિ પણ ડરતા રહેતા, અર્થાત્ તેમનો અપરાધ જાણ્યેઅજાણ્યે પણ ન થઇ જાય તેની કાળજીપૂર્વક સંભાળ રાખતા અને તેમના ચરણોમાં હીરા અને રત્નજડિત પોતાના મુકુટો ભક્તિભાવથી વગરસંકોચે મૂકતા. રામકૃષ્ણાદિ લીલાવિગ્રહોએ પણ

એ તપસ્વીઓની ચરણધૂલિ માથે ચડાવી છે. તપસ્વી મહાત્માઓનાં દ્વાર આગળ રાજામહારાજાઓએ પોતાનાં પાપોનાં પ્રાયશ્ચિત્તો કર્યાં છે. પોતાનાં દુઃખો રડવામાં કશીએ હીણપ માની નથી અને અભિમાનનાં પડળો ઉતારી નાખ્યાં છે.

સ્વામી શ્રીવિશુદ્ધાનંદજી જેવા અદ્વિતીય ત્યાગવાન મહાત્માના ચરણોમાં મારવાડી...........ગૃહસ્થ પોતાનું શિર ઝુકાવી પાપને પ્રકટ કરે તો તેમાં શી નવાઇ છે? સત્ત્વગુણનો એ સ્વભાવસિદ્ધ મહિમા છે. મારવાડી...........ગૃહસ્થે સ્વામીજીને પ્રાર્થના કરી જણાવ્યું કે, "ભગવન્! દીનાનાથ! મેં બડા પાપી હું, મેં વિશ્વાસઘાતી હું. મેરા પરિત્રાણ કરો સ્વામિન્! જબ મેં શ્રેષ્ઠીવર્ય.........મારવાડી કા મુનીમ થા ઔર મેરા વિશ્વાસ પર ઉન્હો કી દુકાન કી સબ કાર્યવાહી હો રહી થી તબ મૈંને ઐસી વજહ સે પચાસ સહસ્ર રૂપિયે જમા કિયે થે, કિ ઉસકા પતા કિસીકૂં ન મિલ સકે. દેશાંતર મેં મેરે વિશ્વાસ પર માલ કા સોદા કિયા જાતા થા. ઉસી સમય પર માલ કા બાજાર ગિર જાય તો શેઠ કે નામ પર નુકસાની કા બોજા લગાયા કરતા થા ઔર માલ કા બાજાર બઢ જાને પર નફા કી રકમ કા માલિક મેં બન બૈઠતા થા. અબ ક્યા કરે, ઈશ્વર કૃપા સે દ્રવ્ય ભી મુઝે ઠીક પ્રાપ્ત હુવા હૈ. આપ કહિયે સો હમ કરેં."

પૂજ્ય સ્વામીજીએ પરમ ગંભીરતાથી જણાવ્યું કે, હે પ્રિય બંધો! યદિ આત્મદર્શન કી દિવ્ય આનંદ કી લહરિયાં પ્રાપ્ત કરનેકું ચાહતે હો તો પાપ કા પ્રાયશ્ચિત્ત કરને કે લીયે પ્રયત્ન કરના પડેગા. આપને માલિક કા વિશ્વાસઘાત કર કે લિયા હુવા દ્રવ્ય બ્યાજ ચઢાકર કે શીઘ્ર વાપસ દેના હોગા ઔર ગુન્હા સ્વીકૃત કર કે ક્ષમા યાચના કરની પડેગી. ઉપાય સીધા હૈ. અમલ કરના અપની ઇચ્છા કા વિષય હૈ."

મારવાડી.........ગૃહસ્થે સ્વામીજીનાં નિર્મળ અને પાપને ધોઇ નાખનારાં અનુપમ વચનો શ્રવણ કરી નમ્રતાપૂર્વક જણાવ્યું કે, "મેં દ્રવ્ય વાપસ કરને કે લિયે તૈયાર હું. બ્યાજ દેને મેં મુઝે કોઇ હરકત પ્રતીત નહીં હોતી હૈ. સબકુછ ગુરુચરણોકી આજ્ઞા કે મુતાબિક કિયા જાયગા. મગર ગુન્હા સ્વીકૃત કર કે ક્ષમા યાચના કરને કી

તાકાત મેરે મેં નહીં હે! દ્રવ્ય વાપસ કરને સે ભી ગુન્હા કા સ્વીકાર ઔર ક્ષમા યાચના મુઝે કઠિન માલૂમ હોતી હૈ."

સ્વામીજીએ થોડી વાર વિચાર કરી કહ્યું કે, "અબ તુમ અપની ઔર સે દ્રવ્ય ભેજ દો. ક્ષમા યાચના કે લિયે ફિર વિચાર કિયા જાયગા." મારવાડી ગૃહસ્થે તરત પોતાના શેઠની પેઢી પર પોતે લીધેલું દ્રવ્ય વ્યાજ સહિત કોઇ ભળતા નામથી મોકલી આપ્યું અને એ વર્તમાન પૂજ્ય સ્વામીજીને નિવેદન કર્યાં અને આત્મચિંતનનો અભ્યાસ વધારવા માંડ્યો.

દ્રવ્ય મોકલ્યા પછી એકાદ મહિને સ્વામીજીએ મારવાડી ગૃહસ્થને ચિત્તની અવસ્થા વિષે પૂછ્યું, ત્યારે તેણે પ્રથમ કરતાં અભ્યાસકાલે અંતઃકરણની સ્થિતિ શ્રેષ્ઠ હોવાનું જણાવ્યું અને વિક્ષેપની સતાવણી બહુજ ઓછી થઇ ગઇ છે, એમ કહી સ્વામીજીના ચરણોમાં મસ્તક નમાવ્યું.

કેટલોક કાલ વ્યતીત થયા પછી પ્રસંગવશાત્ પૂજ્ય સ્વામીજી કલકત્તે પધાર્યા. તેમણે ઉકત મારવાડી ગૃહસ્થના શેઠને બોલાવી રૂપિયા ૭૫૦૦૦ પંચોતેર હજાર તેમને પહોંચ્યા છે કે કેમ એ સંબંધમાં પૂછગાછ કરી અને રૂપિયા તેના ખરા માલિકને પહોંચ્યા છે એમ નિશ્ચય કર્યો. સ્વામીજીએ રૂપિયા મોકલનારનું ભળતું અજ્ઞાત નામ સંપૂર્ણ હકીકત જાહેર કરી સ્પષ્ટ કર્યું અને રૂપિયા મોકલનારને માફીનો પત્ર લખી નાખવા જણાવ્યું. માફીનો પત્ર મળ્યા પછી મારવાડી ગૃહસ્થે શેઠની ઉદારતા અને ક્ષમાશીલતાના ગુણોની પ્રસંશા કરી હૃદયનો ભાર હળવો કર્યો. પૂજ્ય સ્વામીજીની કૃપાથી તેની આત્મનિષ્ઠા દૃઢ થઈ ગઇ અને જગતની પ્રતીતિ રજ્જુમાં સર્પ જેવી અનુભૂત થતાં જીવન્મુક્તિનો અપાર આનંદ તેને પ્રાપ્ત થયો. મહાપુરુષોનો સમાગમ જગતનાં માયિક બંધનોનો ધ્વંસ કરી નાખે છે.

જ્યાંસુધી મનુષ્ય વ્યવહારની વિશુદ્ધિ કરતો નથી, ત્યાંસુધી તેના આત્મજ્ઞાનના શબ્દો, સીતારામ, સીતારામ બોલનારા પાંજરામાં પુરાયેલ પોપટના શબ્દોથી જરાએ વધુ કીમતી નથી. નિષ્પાપ મનુષ્યને આત્માનો વાસ્તવિક આનંદ સદ્ગુરુ અને સત્શાસ્ત્રની કૃપાદ્વારા પ્રાપ્ત

થાય છે. સત્પુરુષોનો ઉપદેશ નિષ્પાપ અંતઃકરણને સ્પર્શ કરે છે.

ભૂમિ પર મેઘ વરસ્યા કરે છે તેમ સત્પુરુષો સજ્જન અને દુર્જન ઉભયને એકસરખો ઉપદેશ આપે છે. પણ ખેડાયેલી ખાતરવાળી ભૂમિમાં પડેલો વરસાદ જેમ પાકનો હેતુ બને છે, તેમ સાધનચતુષ્ટયસંપન્ન નિષ્પાપ અંતઃકરણમાં જ્ઞાનનું પ્રતિબિંબ પડે છે.

રૂપિયા પંચોતેર હજારની રકમ મારવાડી શેઠને તેના મુનીમ તરફથી આવેલી હતી. તેમાં એક લાખ રૂપિયા ઉમેરી શ્રીવિશુદ્ધાનંદ કોલેજ ખુલ્લી મૂકવા એક ફંડ તેણે ઊભું કર્યું. સ્વામીજીના નામ પર મારવાડી ધનપતિઓએ કોથળીનાં મોઢાં છોડી નાખ્યાં. કલકત્તામાં વિશુદ્ધાનંદ કોલેજ ખુલ્લી મૂકવામાં આવી. આજ લગભગ સાતસો વિદ્યાર્થીઓ કોલેજનો લાભ લઇ રહ્યા છે. કલકત્તામાં એક વિશુદ્ધાનંદ હોસ્પિટલ છે અને તેનું ફંડ આશરે ત્રીસ લાખ કરતાં વધુ છે. તેનું ભવ્ય મકાન અતિશય વિશાળ છે. આયુર્વેદિક ઔષધો અને અંગ્રેજી ઔષધોની તેમાં અલગ અલગ અનુપમ વ્યવસ્થા એ હોસ્પિટલમાં કરવામાં આવેલી છે. દરદીઓના શુમારે કાયમી આઠસો ખાટલાઓ છે.

અનેક જીવોને ભવસાગરથી પાર ઉતારવાનાં ઔષધો આપનારને તથા શરીરના રોગો દૂર કરવાનાં ઔષધો આમ ચાલુ થઇ ગયાં છે. વિશ્વાસઘાતના મહાપાપથી બચાવી લેનાર જીવન્મુક્તિનો અનુપમ આનંદ અર્પનારા મહાપુરુષના પવિત્ર નામ પર આટલો પરોપકાર કાંઇ વધારે કહેવાય કે?

('વિશ્વજ્યોતિ'ના એક અંકમાંથી)



## ११३—श्रीहरिबाबाजी का बांध

ઉન દિનોં કી સ્મૃતિ મેરે હૃદય પટલ પર અભી બિલકુલ હી તાજી બની હુઇ હૈ. કલ કી સી બાત પ્રતીત હોતી હૈ, કિંતુ પૂરા એક યુગ બીત ગયા. બાર, તેર વર્ષ પહિલે કી વે ઘટનાયેં ઐસી લગતી હૈં, માનોં અભી હુઈ હૈં.

ઉન દિનો મૈં અનૂપ શહર મેં અપને પિતૃતુલ્ય પં० બદરીપ્રસાદ-જી કે મકાન મેં એક બહુત બડા વ્રત કર રહા થા, વહીં પાસ મેં સેઠ ગૌરીશંકરજી કી ધર્મશાલા મેં ગંવે કે સ્વર્ગીય લાલા કુંદનલાલ-જી ઠહરે હુએ થે. ઉનકે સબ સે બડે પૌત્ર ભાઇ રામેશ્વર જી ઉન દિનોં બહુત બીમાર થે. વૈદ્ય ડાકટરોં ને ઉસ રોગ કો અસાધ્ય બતાયા થા. તબ વે ભગવતી ભાગીરથી કે તટ પર ભગવન્નામ કી શરણ આયે થે. મૈં સાયંપ્રાતઃ વહીં સે નિકલતા થા, મેરે બડે બડે બાલોં કે કારણ વે મુઝે આતે જાતે પ્રણામ કર લેતે થે, ઔર રુગ્ણ રામેશ્વરજી ભી દૃષ્ટિ પડને પર નમસ્કાર કર લેતે થે. ધીરે ધીરે મૈં રામેશ્વરજી કે પાસ આને જાને લગા. જહાં મૈં ઠહરા થા ઉસકે પીછે હી નિરંતર અખંડ કીર્તન હોતા થા ઉસમેં લાલાજી કે સ્વર્ગીય ભતીજે બાબૂ હીરાલાલ-જી બડે હી જોરોં સે ઢાહ મારકર રુદન કરતે થે, કભી કભી રાત્રિ મેં મેરી નિદ્રા ખુલ જાતી તબ ઉનકે રુદન સે ચૌંક પડતા. ઉન દિનોં મૈં ઇસ પથ કે પરિચય સે એકદમ શૂન્ય થા, અબ ભી શૂન્ય સા હી હૂં. કિન્તુ અબ ગુરુજનોં ઔર મહાત્માઓં કે દ્વારા ઇતના જાન ગયા હૂં, કિ રુદન ભી એક પ્રભુપ્રાપ્તિ કે સાધનોં મેં સે સર્વોત્તમ સાધન હૈ, ઔર પ્રેમ કે વિકારોં મેં સે એક પ્રધાન વિકાર હૈ. પહિલે ઇતના ભી જ્ઞાન નહીં થા. ધીરે ધીરે મેરા સભી ભક્તોં સે પરિચય હોને લગા. નરાવલી કે દેવતુલ્ય સ્વર્ગીય વૃદ્ધ પંડિતજી મુઝ સે બડા સ્નેહકરને લગે. ગંવે કે પ્રધાન ભક્ત પં० શ્રીરામજી સે ભી ઉન દિનોં હી પરિચય હુઆ. ઉન દિનોં વહાં ભક્તોં કી ભીડ લગી રહતી થી.

રામેશ્વર જી સે મેરી બાતેં બહુધા હોતી રહતી, ઉન્હોંને એક દિન કહા–"મૈં તો શ્રીમહારાજ (શ્રી હરિબાબા) કો સાક્ષાત્ ભગવાન્ હી સમઝતા હૂં, આપને ઉનકે દર્શન નહીં કિયે. વે તો પ્રેમ કે સ્વ-રૂપ હી હૈં." ઇન શબ્દોં કા મેરે શુષ્ક હૃદય પર કોઇ વિશેષ પ્રભાવ નહીં પડા. કિંતુ મૈં કભી કભી મહારાજ જી કી કથા મેં જાને લગા. ઉન દિનોં વે એક ઉર્દૂ કી કિતાબ કી કથા કહતે થે (વહ શાયદ 'ગૌરાચોંદ' હી હોગી) ઉનકે પ્રધાન શ્રોતા થે, સ્વર્ગીય પં૦ રામ-શંકરજી મહેતા ઔર પં૦ બદરીપ્રસાદજી. કથા સુનતે સુનતે પંડિતજી કી અશ્રુધારા નિરંતર બહને લગતી. તબ તક શ્રી ચૈતન્ય મહા પ્રભુ કે જીવન સે મૈં બિલકુલ અનભિજ્ઞ થા. કથા કે અતિરિક્ત સમય મેં શ્રી હરિબાબા પંડિતજી કે પાસ આતે વહાં તથા અન્ય સ્થાનોં મેં ભી મુઝે ઉનકે દર્શન હોતે, મુઝે ઉનકી ગંભીર મુદ્રા ઔર નમ્રતા બહુત પસંદ આઇ. વે જબ ભી કભી મિલતે પહિલે સે પ્રણામ કરતે. મૈં લગભગ ડેઢ મહીને વહાં રહા. ઇસ કાલ મેં વહાં સૈકડોં પ્રધાન પ્રધાન ભક્ત આયે ઔર ગયે, કિંતુ ઉન સબ કે દર્શનોં કે અતિરિક્ત વિશેષ બાત કિસી સે નહીં કી. ઉન દિનોં મુઝે ઇસ સંબંધ મેં બાતેં કરને કી વિશેષ યોગ્યતા ભી નહીં થી. નમસ્કાર પ્રણામ કે અતિરિકત મહારાજ જી સે ભી કોઇ વિશેષ બાતેં નહીં હુઇ. મેરા વ્રત સમાપ્ત હુઆ. મૈંને અનૂપ શહર છોડ દિયા.

ઇસ કે લગભગ એક સાલ બાદ હી મૈંને સુના કિ ગંવે મેં શ્રી ગંગાજી કા બાંધ બંધ ગયા હૈ, અપને દુર્ભાગ્ય સે બાંધ બંધતે સમય મૈં ઉસ અપૂર્વ આનંદ કો અપની આંખોં સે અવલોકન ન કર સકા. કિંતુ ઉસકે સંબંધ મેં જો જો બાતેં સુની ઉન પર પહિલે તો વિશ્વાસ હોતા નહીં થા, કિંતુ અબ સોચતા હૂં, અવિશ્વાસ કા કયા કારણ હૈ? શ્રદ્ધા કે સામને કૌન સા કાર્ય અસંભવ હૈ.

બાંધ બંધને કે બાદ બહુત બાર મુઝે બાંધ પર આને કા અવસર પ્રાપ્ત હુઆ. તબ બાંધ સંબંધી બહુત સી બાતેં સુનને મેં આઇ. બાંધ કે બનને કા ઇતિહાસ અલૌકિક હૈ. ઉસે યહ લોહ કી લેખની ઇસ સંકુચિત સ્થાન મેં લિખને મેં સર્વથા અસમર્થ હૈ. ઇસે તો

ભવિષ્ય મેં કોઈ દેવતુલ્ય લેખક લિખેંગે યહાં તો હમેં કેવલ બાંધ કે સંકીર્તન મહોત્સવ કી બાતેં બતાની હૈ, ઉસી કી યહ અનુક્રમણિકા માત્ર હૈ.

ગંગાજી કે દો તટ હૈં. એક કો પહાડા કહતે દૂસરે કો ખાદર. જહાં કિનારે પર ઊંચે ઊંચે પહાડ જૈસે ટીલે હોં ઉસે પહાડ કહતે હૈં. જહાં સમતલ ભૂમિ હો ઉસે ખાદર કહતે હૈં. કહીં ઇસ પાર ખાદર પડતી હૈં તો કહીં ઉસ પાર. ઇસકા નિયમ નહીં કિ ઇસી પાર પહાડા હો. ગંવા ખાદર મેં બસા હૈ. વહાં ગરીબ લોગ ફૂંસ કી ઝોંપડી બના કર રહતે હૈં, વર્સાત્ મેં જબ ગંગાજી બઢ જાતી થીં તબ સૈંકડો ગાંવોં મેં બાઢ કા જલ ભર જાતા થા ઔર હજારોં નર નારી તથા પશુપક્ષી પ્રાણોં કી આહુતિ દે દેતે ઔર અપના સર્વસ્વ ગંવા દેતે. મહારાજજી કે સામને ભી એક બાર ભયંકર બાઢ આઇ, ઉન્હોંને લોગોં કી દયનીય દશા અપની આંખોં સે દેખી. સંત-હૃદય નવનીત સમાન હોતા હી હૈ. બાઢ કી ભયંકર ઠેસ લગને સે વહ પિઘલ કર બહને લગા. ઉન્હોંને નિશ્ચય કિયા "કિ હમ ગંગાજી કા બાંધ બાંધેંગે."

લોગોં ને સુના કોઈ સુન કર ચુપ રહ ગયે. કોઈ મુંહ છિપા કર હંસને લગે. કોઇ દિલ્લગી ઉડાને લગે. કિસી કિસી ને તો મુંહ પર હી કહ દિયા. જબ ઇતની બડી ગવર્નમેંટ હી ઇસ બાંધ કો નહીં બંધવા સકી તો આપ ક્યા બનવાઓગે? જાઓ કહીં રોટી માંગ ખાઓ. ઇસ ચક્કર મેં મત ફંસો.

મહારાજ ને સબ કી બાતેં સુનીં. એક રઇસ કે પાસ ગયે કિ "ભાઇ, હમ બાંધ બાંધેંગે કુછ મદદ કરો." ઉસને હંસ કર કહા "સ્વામીજી, ખર્ચ કે લિયે દસ બીસ રૂપયે ચાહો તો લે જાઓ બાંધતો બંધ ચુકા."

આપ ચુપચાપ વહાં સે ચલે આયે. દૂસરે દિન આપને અપને ભક્તોં સે કહા—"કલ ભાઈ બાંધ બાંધના હૈ સબ લોગ ઇકટ્ઠે હોના." કિસી ને હંસી સમઝી, કિસી ને ખેલ સમઝા. કોઇ સંદેહ મેં પડ ગયા. કિંતુ મહારાજ કે અનન્ય ભક્તોં કો દૃઢ વિશ્વાસ થા કિ

મહારાજ કે લિયે બાંધ બાંધ દેના ક્યા અસંભવ હૈ. કોઇ વિશ્વાસ સે કોઇ અવિશ્વાસ સે, કોઇ તમાશા દેખને કી નિયત સે કોઇ સાધુ કે સાહસ પર મુગ્ધ હોકર નિયત તિથિ પર એકત્રિત હુએ. વાઢ સે દુઃખી બહુત સે ગાંવોં કે સ્રીપુરુષ ઇકઠ્ઠે હો ગયે. હજારોં કી ભીડ થી, ઉસ મેં સ્રીપુરુષ, બાલકબૂઢે, ગરીબઅમીર, મૂર્ખપંડિત સભી થે, મહારાજ ને અપને લંબે કુર્તે કે ઉપર સે કાષાય વસ્ત્ર કા ફેંટા બાંધા ઔર એક ટેકરીસે સ્વયં હી મિટ્ટી ડાલને લગે. ફિર ક્યા થા, સભી ને મહારાજ કા અનુકરણ કિયા.

**हरे राम हरे राम राम राम हरे हरे ।**
**हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे ॥**

ઇસ મંત્ર કો પઢ કર મિટ્ટી ભરી જાતી ઔર ઇસી મંત્ર કો પઢ કર મિટ્ટી ડાલી જાતી. દિન રાત્રિ બરાબર કામ હોને લગા. દૂર દૂર સે હજારો આદમી રોજ આને લગે. સભી પ્રકાર કે લોગ આતે થે, કોઇ કામનાસે આતા, કોઇ ઉપદેશ લેને આતા, કોઇ પુત્ર કે લિયે આતા, કોઇ ધન કે લિયે, કોઇ રોગનિવૃત્તિકે લિયે, મહારાજકે પાસ આને લગે. મહારાજ મિટ્ટી ડાલતે ડાલતે કહતે થે "મૈં કુછ નહીં જાનતા. બાંધ પર મિટ્ટી ડાલો ગંગાજી સબ ભલા કરેગી." કહાવત હૈ "**अर्थीदोषं न पश्यति**." બડે બડે સેઠ મિટ્ટી ડાલને લગે. જો મહિલાયેં પાની કા ગ્લાસ અપને હાથોં નહીં ઉઠાતી થીં વે ભી મિટ્ટી ઢોને લગીં. ગરીબ અમીર, નૌકર હાકિમ, પંડિત મૂર્ખ, અંધે કોઢી સભી મિટ્ટી ડાલને લગે. ધનિકોં ને ધન લગાયા, કિસી ને સવારી દી, કિસી ને કંકડ ઇકઠ્ઠે કિયે, કોઇ નાવ લે આયા, કિસી ને ટોકરિયાં ઔર ફાવડે ઇકઠ્ઠે કિયે, કિસી ને ભોજનોં કા પ્રબંધ કિયા, ઇંજિનિયર સ્વયં આ ગયે. ઉન્હોંને કહા બાંધ ગલત બંધ રહા હૈ" મહારાજ ને કહા–"સબ ઠીક હૈ, ભગવાન કા નામ લો." ઇંજિનિયર અપને આપ હી સુધારને લગે. હજારોં સ્રી પુરુષોં કે નામઘોષ સે આકાશ ગૂંજને લગા. સભી પ્રાણપન સે બાંધ બનાને લગે.

ઉન દિનોં જિસને મહારાજ કો પરિશ્રમ કરતે દેખા હોગા વહી જાન સક્તા હૈ, કિ મહારાજ કે શરીર મેં ઉન દિનોં કૌનસી

દૈવી શક્તિ કામ કર રહી થી. વે નિરંતર મિટ્ટી ઢોતે રહતે થે. થકના તો કભી જાનતે હી નહીં થે, ગાંવોં કે મૂર્ખ લોગ ખૂબ કસ કર ટોકરી ભર દેતે ઔર કહતે–"બાબાજી, ઇસે ઉઠાઓ." મહારાજ હંસતે ઔર ઉઠાતે. સુબહ સે જો ઢોને લગતે તો એકદમ શામ કો હી હટતે. બૈશાખ જ્યેષ્ઠ કી કડી દોપહરી નિરંતર મિટ્ટી ઢોને મેં હી સિર પર સે ઉતર જાતી.

એક દિન આપને પ્રતિજ્ઞા કી કિ બાંધ અમુક સ્થાન તક કલ તક ન બંધા તો મૈં ગંગાજી મેં ડૂબ કર પ્રાણ દે દૂંગા. સભી કો વિશ્વાસ હોગયા ઐસા હોના અસંભવ હૈ. મહારાજ અપની પ્રતિજ્ઞા ભંગ કરેંગે નહીં. ઇસ સમાચાર ને ઉસ પ્રાંતભર મેં હલચલ મચાદી. સૈંકડોં ગાંવોં કે સ્ત્રીપુરુષ બાંધ બનાને મેં જુટ ગયે. મહારાજ બિના ખાયે ઔર બિના વિશ્રામ કિયે પૂરે ચોબીસ ઘંટે મિટ્ટી ઢોતે રહે. ઉષા કી લાલિમા કા અંત હોતે હોતે એક બડે જોર કા જયઘોષ હુઆ. નિર્દિષ્ટ સ્થાન તક બાંધ બંધ ગયા. ઇસ પ્રકાર મહારાજ કે પ્રાણોં કો બચતે દેખ સભી કો અપાર હર્ષ હુઆ.

બાંધ કા કામ ચલા પડા મિલોં મેં બંધ ગયા સંકડોં ધનિકોં કી સહાયતા ઔર સહાનુભૂતિ ભી સ્વયં હી પ્રાપ્ત હો ગઇ. તબ મહારાજ સ્વર્ગીય લાલા કુંદનલાલજી કો લેકર ચંદા કરને નિકલે. મહારાજ કે પ્રબલ પ્રતાપ કા પ્રકાશ તો ચારોં ઔર ફૈલ હી ગયા થા, સ્થાન સ્થાન પર ઉનકે યશસૌરભ કે ગીત ગાયે જાને લગે. બાત કી બાત મેં એક લાખ કે લગભગ ચંદા હો ગયા. કુછ હી કાલ મેં આઠદસ મિલ કા બાંધ બંધ ગયા. ફિર તો ગવર્નમૈંટ ને ભી આગે કે બાંધ કો બંધવા દિયા. યદિ ગવર્નમૈંટ ઇસે બંધવાતી તો દસબાર લાખ રુપયે સે કમ કા ઇસ્ટીમેટ ઇંજિનિયર ન બતાતે, કિંતુ મહારાજ ને તાલી બજાતે બજાતે હી ઇસ કામ કો કરા લિયા.

બાંધ બંધ જાને પર ગંવે કે પાસ ઉનકે ભક્તોં ને એક કુટિયા બનવાદી ઉસકી ચહાર દિવાલી ભી પક્કી બન ગઇ. ભાંતિ ભાંતિ કે વૃક્ષ લગ ગયે. કુટિયા બડી હી સુંદર બની દો બડે બડે કમરે હૈં, એક છોટા સા જલ ઘર. આસપાસ મેં ભોજનાલય ઔર એક કુટી

ભી અલગ હૈ. સ્થાન બડા હી ભવ્ય હૈ. ગંગાજી કે બિલકુલ ગર્ભ મેં હૈ. પહિલે યહાં ગંગાજી કી પ્રબલ ધારા બહતી થી. અબ ભી બરસાત મેં ઇસકે ચારોં ઔર અથાહ જલ ભર જાતા હૈ. બાંધ પર ઘને સીસમ કે વૃક્ષ લગે હૈ. જો દેખને મેં બડે હી ભલે માલૂમ પડતે હૈં. કુટિયા કે સામને એક બડા ભારી કીર્તનભવન બન ગયા હૈ, જિસ મેં પાંચસો છસો આદમી આસાની સે કીર્તન કર સકતે હૈં. ઉસકે પાસ હી બાંધ કે ઉપર બીસ પચ્ચીસ કચ્ચી કુટિયાયેં હૈં જિનમેં ગંગાસ્નાનાર્થી ઔર ઉત્સવોં પર બાહર કે ભક્ત ઠહરતે હૈં. મહારાજ ચૈત્ર કી પૂર્ણિમા પર પંદરહ બીસ દિન કા બડા ભારી ઉત્સવ કિયા કરતે હૈં, જિન મેં સપ્તાહ તક અખંડ કીર્તન કથા, રાસ, રામલીલા વ્યાખ્યાન અભિનય આદિ ભી હોતે હૈં.

ઇધર તીન ચાર વર્ષોં સે ઉત્સવ નહીં હુયે થે. મહારાજ બાંધ સે એકદમ ઉદાસીન હો ગયે થે, વહાં રહતે ભી નહીં થે. દો વર્ષ હુએ તબ પાંચ છ મહીને રહ કર મૈંને વહીં શ્રીચૈતન્ય ચરિતાવલિ કે પાંચોં ખંડ લિખ કર સમાપ્ત કિયે થે. ઉન દિનોં મહારાજ ગાંવ મેં મૌન વૃત્તિ સે રહતે થે.

માઘ કે મહીને મેં મૈં પ્રયાગ મેં અપની સંખ્યાવટ કી કુટિયા કે નીચે બૈઠા થા, કિ સહસા મહારાજ વહાં પધારે. હમારે હર્ષ કા પારાવાર નહીં રહા. મહારાજ કી પરમકૃપા રહતી હૈ, કિ અયોગ્ય હોને પર ભી અસીમ કૃપા રખતે હૈં. મહારાજને પાંચસાત દિનોં તક સંખ્યાવટ કે નીચે હી રહને કી કૃપા કી કુછ ભક્તોં કે અત્યંત આગ્રહ કરને પર આપ બાંધ કી ઓર ચલે ગયે.

પિછલે ફાલ્ગુન કે કૃષ્ણપક્ષ મેં મહારાજ ફિર પધારે. આપને કહા–"ઉડિયા બાબા કી આજ્ઞા હૈ, અબ કે બાંધ પર એેસા ઉત્સવ કરો જૈસા પહિલે કભી ન હુઆ હો. મહાત્માઓંકી સન્નિધિ મેં જો કાર્ય કિયા જાતા હૈ વહ હજારોં જપતપ સે શ્રેષ્ઠ હૈ. એક તો અલગ કથા સુનના, દૂસરે મહાત્માઓં કે સમક્ષ સુનના ઇસમેં જમીન આસમાન કા અંતર હૈ. સભી બડે બડે મહાત્મા પધારેંગે તુમ ભી અવશ્ય આના, આજ્ઞા શિરોધાર્ય કી મહારાજ ઉસી દિન "કલ્યાણ" સંપા-

હમ શ્રીહનુમાનપ્રસાદજી પોદ્દાર કે પાસ ચલે ગયે.

બાત બહુત બડી હૈ, સ્થાન બહુત હી છોટા હૈ, અતઃ સંક્ષિપ્ત હી નહીં અતિ સંક્ષિપ્ત બિના કિયે કામ ચલને કા નહીં. પ્રયાગ સે શ્રીજયરામદાસજી 'દીન' ઔર ઉનકે ગુરુદેવ પૂજ્ય શ્રી નાગાબાબા ભી ઉત્સવ મેં પધારે થે. હમ ભી ઉનકે સાથ હોલિયે. બબરાલે સ્ટેશન સે બાંધ દસ–બારહ મિલ હૈ, કચ્ચા રાસ્તા હૈ, બૈલગાડિયાં ચલતી હૈં. મહારાજ ને ઉસ કચ્ચે બીહડ રાસ્તે મેં એક લારી મોટર ભી દૌડા રક્ખી થી. સ્ટેશન પર પચાસોં બૈલગાડિયાં ખડી થીં કોઇ ભી ઉત્સવ કે લિયે ઉતરે ઉસે સવારી તૈયાર મિલેગી. મહીને ભર તક યહી ગાડિયોં કા તાંતા રહા લગા. હાથી ઘોડે રબ્બે ઔર છકડે નિરંતર આતે જાતે રહતે થે.

સંકીર્તનભવન સે આગે બહુત સે તંબૂ તને થે, જિસમેં આસપાસ કે બહુત સે રઇસ સપરિવાર નિવાસ કરતે થે. ઉસકે સામને રેતી મેં સૈંકડોં ફૂંસ કી કુટિયા બનાકર એક બાડા બાંધ દિયા થા, ઉસ આશ્રમ કા નામ થા ભક્ત મંડલ. સંકીર્તન સદન સે મહારાજ કી કુટિયા કે લિયે જો રૌસ હૈ ઉસકે પૂર્વ કી ઓર એક છોટા સા આશ્રમ બનાયા થા ઉસકા નામ થા "પ્રેમધામ" ઉસમેં પંદરહ–બીસ કુટિયાં હોંગી. શ્રી. હનુમાનપ્રસાદજી પોદ્દાર અપને સાથિયોં કે સહિત ઉસી મેં ઠહરે થે. પશ્ચિમ કી ઔર ઐસા હી એક આશ્રમ થા ઉસકા નામ થા "આનંદાશ્રમ" જિસ મેં સૈંકડો સાધુ સંન્યાસી ઔર વિરક્ત ઠહરે થેં. બૃંદાબન કે શ્રીગૌરાંગદાસજી મહારાજ ઉસી મેં થે. ભક્ત મંડલ સે બહુત દૂર પર મહારાજ ને અપની ઔર સે સ્વામી કૃષ્ણાનંદજી અવધૂત એમ. એ, કી દો કુટિયાં બનવાઇ થી.

મહારાજ કી પક્કી કુટિયા કે અહાતે મેં વિશેષ પ્રબંધ થા. (ઉસકે પીછે હી પંડાલ થા) શ્રી નાગાબાબાજી ઔર દીનજી, શ્રી ઉડિયાબાબા, સ્વામી શિવાનંદજી તથા હમ લોગ ઉસમેં ભીતર અલગ અલગ કમરોં મેં ઠહરે થે. મહાત્માઓં કે ભોજનો કા પ્રબંધ યહીં થા. સર્વ સાધારણ લોગોં કા ભોજન ભંડાર–ગૃહ મેં બનતા થા, જિસમેં હજારોં આદમી રોજ ભોજન કરતે થે. બાહર કે ભક્તોં મેં

અલિગઢ, દેહલી, બુલંદશહર, ખુરજા, બરેલી, હાથરસ, ચન્દોસી, સહતા, મુરાદાબાદ, બદાયું, ફરુખાબાદ, અજમેર આદિ સ્થાનોં કે બહુત સે ભક્ત ઔર ભક્તમંડલિયાં ઇકઠ્ઠી હુઇ થી. પ્રાતઃકાલ સાત બજે સે દસ બજે તક રાસ હોતા થા. દસ સે અગ્યારહ બજે તક કીર્તન ગાયન, અગ્યારહ સે દો બજે તક ભોજન વિશ્રામ, દો સે પાંચ બજે તક કથા, વ્યાખ્યાન, સત્સંગ. રાત્રિ મેં આઠ બજે સે અગ્યારહ બજે તક ભજન, કીર્તન, ગાયન. ઔર પ્રાતઃ સાડેચાર સે સાડેપાંચ તક પ્રભાતી કીર્તન, સાયંકાલ કો એક ઘંટે કીર્તન, દોનોં સંધિયોં કે કીર્તન કીર્તનભવન મેં પ્રતિદિન હોતે થે. યહ નિયમ પ્રાયઃ હમેશા હી રહતા થા. સમય કી પાબંદી ભરસક કી જાતી થી. ઉત્સવ મેં ક્યા હુઆ, યહ તો અવર્ણનીય હૈ, કિંતુ ઇતના હી કહા જા સકતા હૈ, નિરંતર અમૃત કી વર્ષા હી હોતી રહતી થી, જો ભી ભક્ત વહાં ગયે, ઉન્હેં દિન–રાત્રિ કા કુછ પતા નહીં ચલતા થા. કિ કબ દિન હુઆ ઔર કબ રાત્રિ.

આગત મહાત્માઓં મેં શ્રી નાગાબાબા, શ્રી ઉડિયાબાબા, શ્રી ભોલેબાબા, શ્રી સંતરામજી, શ્રી સ્વામી શિવાનંદજી, શ્રી. સ્વ. કૃષ્ણાનંદજી, શ્રી જયરામદાસજી દીન, શ્રી મૌનાબાબાજી, શ્રી ગૌરાંગદાસજી કે નામ વિશેષ ઉલ્લેખનીય હૈં. પંડિત, ભકત, કીર્તનકાર, ગાયક ઔર અન્ય બહુત સે મહાનુભાવોં ને ઇસ ઉત્સવ કી શોભા બઢાઇ. પંદરહ દિનોં તક જંગલ મેં મંગલ રહા, બડા હી મનોરમ દૃશ્ય થા, ભકતોં કા અપૂર્વ સમ્મિલન થા. કલિયુગ કા વહાં ભાન ભી નહીં હોતા થા. કીર્તનભવન મેં નિરંતર અખંડ કીર્તન હોતા રહતા થા, ઔર પંડાલ મેં કાર્યક્રમ અલગ ચાલૂ થા. વિશેષ ક્યા કહેં જો વહાં ગયા વહ ભી પછતાયા. ઔર ન ગયા વહ ભી પછતાયા. જાનેવાલા ઇસ લિયે પછતાયા કિ ઐસા સમાગમ ફિર શાયદ હી દેખને કો કભી મિલે ઔર ન જાનેવાલા ઇસલિયે કિ હા! હમ ન હુએ ઐસે સત્સમાગમ કે સમય.

( 'સંકીર્તન' માસિકના એક અંકમાંથી )

# ११४–मंत्र जाप मम दृढ विश्वासा

(લેખકઃ–શ્રી પં૦ સૂર્યપ્રસાદજી નાગર)

**" बिनु विश्वास भगति नहिं, तेहि बिनु द्रवहिं न राम "**

વિશ્વાસ ભક્તિ કા એક મુખ્ય અંગ હૈ, બિના વિશ્વાસ કે ભગતિ (ભક્તિ) નહીં હોતી જિસકે બિના ભગવત કી કૃપા દુર્લભ હૈ ઔર

**" राम कृपा बिनु स्वपनेहुँ जीव न लह विश्राम "**

જિસ પ્રકાર નાભી મેં સ્થિત કસ્તૂરી કો ન જાનતા હુઆ મૃગ, ઉસ સુગંધ કે કારણ મસ્ત, લતાદ્રુમ, પલ્લવ આદિ સૂંઘતા ફિરતા હૈ ઔર ક્લેશ કો પ્રાપ્ત હોતા હૈ, ઠીક ઉસી પ્રકાર હમારા મન હૃદયકમલ મેં સ્થિત સુખ કી ખાન કો ન જાનતા હુઆ ઉસ સુખ કે આભાસ માત્ર કો, મૃગતષ્ણાવત્ કો ઢૂંઢતા હુઆ ઉસ સંસાર મેં નાના ક્લેશોં કો પ્રાપ્ત હોતા હૈ. ઔર જિસ પ્રકાર મૃગ યહ જાન કર કિ સુગંધ કી ખાનિ મેરી હી નાભી મેં સ્થિત હૈ ઔર ઉસ પર વિશ્વાસ લાકર, સંપૂર્ણ દુઃખ સે છૂટ કર, એક હી સ્થાન પર સ્થિત ઉસ સુગંધ કા અક્ષય આનંદ નિત્ય હી લે સકતા હૈ ઠીક ઉસી પ્રકાર હમારા મન સરકાર કે ચરણોં કા, ઉનકી કૃપા કોરકા, ઉનકી વિરદાવલિ કા દૃઢ વિશ્વાસ કરકે ભક્તિપથ પર આરૂઢ હોતા હૈ ઉસે નિશ્ચય હી ભગવત્કૃપા પ્રાપ્ત હોતી હૈ ઔર ઉસકા મન જો કિ,

**" लागत ही निशिदिवस मस्यो "**

ઉસી સમય સે સ્થિત હોકર પૂર્ણ શાંતિ યા અક્ષય સુખ કો પ્રાપ્ત હુઆ વિશ્રામ કો પાતા હૈ.

અતએવ "ગુરુ શંકર રૂપિણો" શંકરરૂપ સદ્ગુરુ કી શરણ જાકર સમ્યક્ પ્રકાર સે મંત્ર ગ્રહણ કરતા હુઆ, (મુમુક્ષુ) મંત્ર કા જાપ કરતા હુઆ, મેરે મેં દૃઢ વિશ્વાસ રખતા હુઆ,

**" मम पद मनहि बांध बटडोरी "**

સબકી મમતા કા તાગ બટોરતા હુઆ મેરે હી ચરણોં મેં જો

અપને મન કી ડોરી સે બાંધ દેતા હૈ ઔર નામ વ નામી કા હી ભરોસા રખતા હુઆ એકતાર મંત્ર કા જપ કરતા હૈ, વહી શ્રેષ્ઠ ભક્ત હૈ ઔર સરકાર શ્રી મુખસે કહતે હૈં કિ

(લોભી હૃદય બસત ધન જૈસે)

જો સંબંધ કૃપણ કા ઔર ઉસકે ધન કા હૈ વહી સંબંધ મૈં કૃપણ કી નાઇ ઉસસે જોડ લેતા હૂં.

મંત્ર કી શકિત અગમ હૈ. જિસ પ્રકાર,

**" अनमिल आखर मंत्र न जापू । प्रगट प्रभाव महेश प्रतापू ॥ "**

ઐસા સાબર મંત્ર વિષ તક ઉતાર દેતા હૈ જો પ્રગટ હૈ, અતઃ વહ મહેશ જિસકો નિત્ય હી જપતે હૈં વહ મંત્રરાજ, બીજમંત્ર, કા પ્રભાવ કયા હૈ, જપ કયા હૈ ઇસકે કહને મેં કૌન સમર્થ હૈ. સરકાર સ્વયં કહતે હૈં,

**" यज्ञानां जप यज्ञोऽस्मि "**

(ગીતા) જપ મેરા હી સ્વરૂપ હૈ, જપ મૈં હી હૂં અતઃ જપ કયા હૈ યહ અનુભવ હી સે જ્ઞાત હોતા હૈ.

મંત્ર શ્રેષ્ઠતમ યજ્ઞ હૈ જો ઔર યજ્ઞોં સે સુલભ હૈ. ઈસ સંસાર મેં બડે બડે શ્રેષ્ઠ યજ્ઞ હૈં, કિંતુ વે યજ્ઞ સર્વ કી પહુંચ કે પરે હૈં. યહ શ્રેષ્ઠતમ યજ્ઞ કિતના સુલ હૈ. કિંતુ—

**" अति हरिकृपा चाहि पर होई ।**
**पांव देय यह मारग सोई ॥ "**

સામન્ય નહીં. પરંતુ અતિ હરિ કી કૃપા જબ જીવ પર હોતી હૈ. વહ કૃપાસિંધુ અપની વિરદાવલિ સે અહેતુ કૃપા જબ જીવ પર કરતા હૈ તભી ઇસ માર્ગ પર પ્રાણી ચલને કી ઇચ્છા કરતા હૈ, કુતર્ક કા નાશ હો કર વિશ્વાસ કી ઉત્પત્તિ હોતી હૈ, સદ્‌ગુરુ કી પ્રાપ્તિ હોતી હૈ, તબ યજ્ઞ આરંભ હોતા હૈ. નરદેહ, સદ્‌ગુરુ પ્રાપ્તિ, ભગવતકૃપા, સુલભ નહીં હૈ, અતઃ યહ યજ્ઞ ઇતના સુલભ ભી નહીં હૈ. યહી સુલભ વા દુર્લભ યજ્ઞ સ્વયં ભગવતરૂપ હૈ યહ નિશ્ચય હૈ કિ—

"उलटा नाम जपत जग जाना ।
वालमीक भये ब्रह्म समाना ॥"

ઉલટા નામ જપતે હુએ ભી દૃઢ વિશ્વાસ રખતે હુએ, વાલમીક ઋષિ, સ્વપચ હોતે હુએ ભી બ્રહ્મ સમાન અથવા સ્વયં હી બ્રહ્મ-રુપ હો ગયે. યહી જપ મેં અસાધારણ શક્તિ હૈ કિ જપતે જપતે સાધક સ્વયં નામી કે ગુણોં કો ધારણ કરતા હુઆ, તદ્રૂપ હો જાતા હૈ. "રામ" ઇસ મંત્ર કા જપ કરતે હુએ (યદ્યપિ ઉલટા હી કિયા) સ્વયં હી રમ ગયે ઔર બ્રહ્મરૂપ હો ગયે.

મંત્ર કી શક્તિ અસાધારણ હૈ "મંત્ર પરમ લઘુ જાસુ વશ, વિધિ, હરિ, હર સુર, સર્વ, મહા મત્ત ગજરાજ કહં વશ કર અંકુશ ખર્વ" જિસ પ્રકાર છોટા સા અંકુશ મતવાલે હાથી કો સરલતા સે બશ કરલેતા હૈ, ઇસી પ્રકાર હમારા મન મસ્ત હાથી હૈ, જો સબ જાનતા હુઆ ભી કુછ નહીં જાનતા, સબ દેખતા હુઆ ભી કુછ નહીં દેખતા, ઉસકો બશ કરને કા એક માત્ર ઉપાય સદ્‌ગુરુ કી કૃપા સે પ્રાપ્ત પર લઘુ મંત્ર હી હૈ, જિસકો જપતે જપતે યહ મસ્ત હાથી વત્ મન ધીરે બશ મેં આને લગતા હૈ. ઇસકી મત્તતા દૂર હોને લગતી હૈ, ઇસ મન કા મદ ઉતરને લગતા હૈ, ઔર પુનઃ વિશ્રામ પૂર્ણ વિશ્રામ કો પ્રાપ્ત હોતા હૈ.

નામ કી મહિમા કહા હૈ, કિ—

"जपहुँ जाय शंकर शत नामा ।
होइय हृदय तुरत विश्रामा ॥"

હે નારદ (મેરે મેં દૃઢ વિશ્વાસ કરો) તુમ કેવલ શંકરજી કે સૌ નામોં કા જપ કરો તુમ કો તુરંત હી વિશ્રામ પ્રાપ્ત હોગા. અધિક નહીં કેવલ સંકર કે સૌ નામોં કા જપ, ઔર તુરંત, ઉસી સમય, ઉસી ક્ષણ તુમકો નિશ્ચય હી વિશ્રામ પ્રાપ્ત હોગા ઇસમેં સંદેહ નહીં હૈ. અતઃ નામજપ કી મહિમા વિલક્ષણ હૈ.

પુનઃ "નામ જીહ જપિ જાગહિં યોગી" નામ કા પ્રભાવ જપ હી દ્વારા વિદિત હોતા હૈ. ભગવત કે નામ કા જપ જિહ્વા દ્વારા કરકે સાધક જાગતા હૈ, વહ જાગના કયા હૈ? કિ—

**" मोह निशा सब सोवन हारा । "**

કિ મોહ કી રાત્રિ મેં યહ જીવ સો રહા હૈ ઔર—

**" जानिय तबहिं जीव जड़ जागा ।**
**जब सब विषय विलास विरागा ॥ "**

અર્થાત્ વિષય મેં વિરાગ, ભગવત નામ કે જપ દ્વારા હી પ્રગટ હોતા હૈ યહ નિશ્ચય હૈ. અતઃ જપ ઇસ જડ જીવ કે ભવનિશા સે જગાને કા એક ઉત્તમ ઉપાય હૈ,

**" मंत्र जाप मम दृढ़ विश्वासा ।**
**पंचम भजन सो वेद प्रकासा ॥ "**

ભગવાન મેં દૃઢ વિશ્વાસ કર કે મંત્ર કા જપ કરના પાંચવીં ભક્તિ હૈ. બિના શ્રવણ કે, બિના સત્સંગ કે ભક્તિ કી ઔર પ્રવૃત્તિ નહીં હોતી, ' અતિ હરિ કૃપા ' હોને પર સત્સંગ પ્રાપ્ત હોકર ભગવત્ કે માર્ગ મેં ચલને કી ઇચ્છા હોતી હૈ. સત્સંગ મેં હરિકથા હૈ. ઉસકા સપ્રેમ શ્રવણ હી દૂસરી ભક્તિ હૈ. કથા સે ભગવાન મેં પ્રેમ હોતા હૈ, ઉનકા અનુભવ કરને કો જી ચાહતા હૈ તબ સદ્ગુરુ કી શરણ મેં જાકર ઉનકી સેવા હોતી હૈ જો તીસરી ભક્તિ હૈ. ભગવદ્-ભજન મેં રુચિ હોને પર, સ્વયં ઉનકી કૃપા કા અનુભવ કરકે, ઉનકે ગુણોં કો મુક્તકંઠ સે વિના કિસી કામના કે, પ્રીત્યર્થ ગાને કા જી ચાહતા હૈ. યહ ગુણ–ગાન હી ચૌથી ભક્તિ હૈ. ઇસ કે ઉપરાંત શાંતિ સે ઉન કે નામ કા જપ ઔર ઉન મેં દૃઢ વિશ્વાસ કર કે રહના. ઇસમેં ક્યા રહસ્ય હૈ યહ જ્ઞાત હો જાતા હૈ. જબ ઐસી રહનિ હો જાતી હૈ તબ હી પાંચવીં ભક્તિ કી સિદ્ધિ હોતી હૈ.

મંત્રજપ અસાધારણ સાધન હૈ. જપ યજ્ઞ ભગવાન કા રૂપ હી હૈ. " **यज्ञानां जप यज्ञोऽस्मि** " (ગીતા ૧૦–૨૫ ) મંત્ર કા પ્રેમ સહિત જાપ પરમ લાભ હૈ—

**राम नाम पर तुलसी, नेह निबाहु ।**
**एहिते अधिक न एहिसम, जीवन लाहु ॥**
**( बरवै रामायण )**

મંત્રજાપ પ્રેમ સે હોના ચાહિએ તભી વહ ઇષ્ટદેવ કે પ્રેમ કો ઉત્પન્ન કરતા હૈ. મનુ–શતરૂપાજી કે વિષય મેં યહ લિખા હૈ કિ—

**द्वादश अक्षर मंत्रवर, जपहिं सहित अनुराग।**
**वासुदेव पदपंकरुह, दंपति मन अति लाग ॥**

ઇસસે યહી બાત ઝલકતી હૈ. પરંતુ પ્રેમ બિના વિશ્વાસ કે નહીં હોતા. બિનુ પરતીતિ હોઈ નહિ પ્રીતિ. ઇસસે ઇષ્ટદેવ મેં વિશ્વાસ હોના આવશ્યક હૈ. તભી સાધન કી સફલતા હૈ.

મંત્ર—જપ કોઇ તાંત્રિક ટોના ટટકા નહીં હૈ. વિશ્વાસ હી ઇસકી સફલતા કા રહસ્ય હૈ. જબ પ્રીત્યર્થ સ્વાભાવિક હી હૃદય સે પ્રિયતમ ભગવાન કા નામ નિકલે તભી જપ કી સાર્થકતા હૈ.

મંત્ર—જપ કિસી પ્રકાર ભી કિયા જાય તો ભી વહ હિતકર હી હૈ પર હર એક પ્રકાર કા મંત્રજપ ભક્તિ નહીં હૈ. વિશ્વાસ-પૂર્વક કિયા હુઆ જપ હી ભક્તિ હૈ. પ્રેમપૂર્વક શ્રદ્ધા સે કિયા હુઆ કર્મ હી ભક્તિ કા દ્યોતક હો સકતા હૈ, બેગાર ટાલને, નેમ 'નિમ-ટાને', કામના–સાધને તથા અન્ય ઐસે કિસી પ્રયોજન સે કિયા હુઆ જપ હિતકર ભલે હી હો પર વહ (સ્વતઃ) ભક્તિ નહીં હૈ. ઇસ લિયે જો વિશ્વાસપૂર્વક જપ કરતા હૈ વહી પાંચવીં ભક્તિ કા અનુષ્ઠાન કરતા હૈ દૂસરા નહીં.

વેદ મેં ઇસ પાંચવીં ભક્તિ–દૃઢ વિશ્વાસપૂર્વક મંત્ર–જપ–પર પ્રકાશ ડાલા ગયા હૈ. પ્રાચીન ઉપનિષદોં મેં "ॐ" મંત્ર કી મહિમા સ્પષ્ટ લિખી હૈ. કઠ, ૧, ૨, ૧૫, મુંડક ૨, ૨, ૪, તૈત્તરીય, ૧, ૮, આદિ સ્થલોં મેં ઉપનિષદોં મેં "ॐ" કી મહિમા મિલતી હૈ. ધ્યાન કે સાથ જપ કરને કી બાત ભી કહી ગઇ હૈ. ઇસ પ્રકાર મંત્ર–જપ વેદોં મેં પાયા જાતા હૈ. કઠોપનિષત્ મેં યહ ભી લિખા હૈ કિઃ—

**नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा ।**
**अस्तीति ब्रुवतोन्यत्र कथं तदुपलभ्यते ॥**
**अस्तीत्येवोपलब्धव्यस्तत्वभावेन चोभयोः ।**
**अस्तीत्येवोपलब्धस्य तत्वभावः प्रसीदति ॥**

( २, ६, १२–१३ )

(ન વાણી સે, ન મન સે હી પ્રાપ્ત હોને યોગ્ય હૈ ન આંખાં કો હી દિખાઈ દેતા હૈ ઇસસે "હૈ" ઇસ પ્રકાર કહને વાલે (વિશ્વાસી) કો છોડકર દૂસરા ઉસે કૈસે પા સકતા હૈ ઔર ઐસા સમઝને સે હી (ઉસ) પુરુષ કી કૃપા હોતી હૈ.

ઇસસે વિશ્વાસ કી પરમાર્થ મેં જો આવશ્યકતા હૈ વહ સ્પષ્ટ હો જાતી હૈ. ઇસ તરહ યહ નિર્વિવાદ સિદ્ધ હૈ કિ વેદાં મેં વિશ્વાસ-પૂર્વક મંત્ર-જપ કે સાધન કા ઉલ્લેખ હૈ.

ભક્તિ-પ્રધાન રામ, કૃષ્ણ આદિ અવતારવિષયક ઉપનિષદાં મેં ભગવન્નામ કી મહિમા કા સ્પષ્ટ ઉલ્લેખ હૈ ઔર કલિ સંતરણ ઉપનિષદ મેં તો—

हरे राम हरे राम राम राम हरे हरे ।
हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे ॥

ઇસ મંત્ર કો હી કલિયુગ મેં તારક માના હૈ.

('શંકાસમાધાનાંક'માંથી)

---

## ११५—एक भीख दो

(લેખકઃ-શ્રી. કૃષ્ણદત્ત ભટ્ટજી શાસ્ત્રી)

द्वार द्वार मैं तुझे मांगता, फिरता हूँ निज हाथ पसार ।
कोई देगा क्या प्रभु प्यारा, मुझको मेरा जीवनसार ॥
पूजा घरमें रल मिल तेरे, गीत जहां गाते भाई ।
धन दौलत की भीख मिली, पर तेरी भीख-नहीं पाई ॥
रोटी पैसा बटोरते हैं, नाम तुम्हारा लेले कर ।
कई पुजारी, कई भिखारी, औरों के जा जा कर घर ॥
नाम तुम्हारा मिल जाये यदि, है क्या जग का राज्य अखिल ।
अपना सब सर्वस्व सौंप कर, भीख तुम्हारी जाये मिल ॥

—वंशीधर विद्यालंकार

यह किस रश्के मसीहा का मकां है ?
जमीं जिसका चहारुम आसमां है ?

અરે, યહી તો હૈ હમારે અલબેલે પ્રિયતમ, પ્યારે માશૂક, સચ્ચે દિલવર કા મકાન ! ઉસકે સિવા ઐસા વિશાલ ઔર સુંદર મકાન હો હી કિસ કા સકતા હૈ ?

સચ્ચે પ્રેમી કો સંસાર કે કણ કણ મેં અપને પ્યારે કી હી રૂપમાધુરી દીખ પડતી હૈં. જિસ ઓર ઉસકી નજર જાતી હૈ ઉસી ઓર ઉસે ઉસકા પ્યારા ઔર ઉસકી કારીગરી દીખ પડતી હૈ. વહ પ્રેમોન્મત્ત હોકર ગા ઉઠતા હૈ, કિ—

कुछ न पूछो कि मुझे इश्क़ में क्या मिलता है ।
दर्द जब उठता है इक लुफ्त नया मिलता है ॥
जर्रे जर्रे से नुमायां है तेरी शाने वजूद ।
पत्ते पत्ते से तेरा यार ! पता मिलता है ॥
देख लो हाथ को दामन के मुक़ाबिल रखकर ।
खून आशिक़ से कहीं रंगे हिना मिलता है ।
दहर में, काबे में, मसजिद में, कलेसाओं में ।
हर जगह तेरी ही कुदरत का पता मिलता है ॥

નસીહત દેને વાલે લોગ ભી અજબ સનકી હોતે હૈં. સભી કો નસીહત દેને કો આમાદા હો જાતે હૈં. જાનતે હૈં કિ—પ્રેમી સ્વાર્થી જીવ નહીં હોતા, પ્રકૃતિ કે કણ કણ મેં ઉસે અપના પ્યારા દીખ પડતા હૈ. વહ તો જિધર દેખતા હૈ ઉધર પ્યારે હી કો મૌજૂદ પાતા હૈ. મગર યહ લોગ તબ ભી કાહે કો માનને વાલે. ફરમા હી ડાલતે હૈં, કિ—

तनहा न उसे अपने दिले तंग में पहचान ।
हर बाग़ में हर दश्त में, हर संग में पहचान ॥
बेरंग में, बारंग में, नैरंग में पहचान ।
मंज़िल में, मुक़ामात में हर संग में पहचान ॥
हर राह में, हर साथ में हर संग में पहचान ।
हर अज़्म इरादे में हर आहंग में पहचान ॥
हर आन में हर बात में हर ढंग में पहचान ।
आशिक है—तो—दिलदार को हर रंग में पहचान ॥

જનાબ ! આપકે ફરમાને કે પેશ્તર હી ઇસ બાત કા વે અનુ-

ભવ કર ચુકે હૈં. ઐસા ન હોતા તો ભલા શહીદ સરમદ ક્યોં કહતા, કિ—

फिदाये तो शवम् बिया बिया,
कि तो बहर-सूरते किमी आई,
मन तुरा खूब मीशनासम् ।

અરે, પ્યારે દિલવર! મૈં કુર્બાન જાઊં તુઝ પર! આ, આ, તૂ ચાહે જિસ શકલ મેં, જિસ સૂરત મેં આયે. મૈં તુઝે ખૂબ પહચાનતા હૂં. આજ તૂ મૌત કી શકલ મેં આયા હૈ તબ ભી મૈં તુઝે બખૂબી પહચાન ગયા. બડા અચ્છા કિયા તૂને જો મેરા સર ઉડા દિયા વર્ના મૈં તો સર દર્દ કે મારે બડા બેચૈન થા. સારા કિસ્સા ખતમ હોગયા. પ્યારે! મૈં તેરે ઇસ અહસાન કા બડા શુક્ર ગુજાર હૂં.

सर जुदा कर्द अज़ तनम् शोखे कि बामायार बूद,
क़िस्सा कोतह कर्द वर्ना दर्दे सर बिसयार बूद !

જિસ દિન સરમદ કો બધ્યસ્થલ પર, કત્લગાહ પર લે જાયા જા રહા થા, ઉસ દિન સારા દિલ્લી શહર ઉસકે દર્શનોં કો ઉમડ પડા થા. ભીડ ઇતની અધિક થી કિ કન્ધે છિલે જા રહે થે, ઢૂંઢને પર ભી રાસ્તા ન મિલતા થા; માનો કિસી શહજાદે કી બારાત જા રહી હો. જનસમુદ્ર કા ન ઓર દીખ રહા થા ન છોર. આપ ઉસ સમય ભી પ્રેમમદ મેં મસ્ત હો અપને પ્યારે સે ફરમા રહે થે કિ—

बजुर्मे इश्के तो अम् सी मीकुशन्द ग़ौग़ाएस्त,
तो नीज़ बरसरे बाम आकि खुश तमाशा एस्त !

પ્યારે! મુઝે તુઝ સે પ્રેમ કરને કે અપરાધ મેં કત્લ કિયા જા રહા હૈ. યહ સારા શોર ગુલ, કોલાહલ ઉસી કા હૈ. તૂ ભી અટારી પર ચઢકર દેખ તો-કૈસા બઢિયા તમાશા હૈ.

એક બાર એક ભક્ત કે ઝોંપડે મેં આગ લગી. આપ દૂસરી ઓર કી ચીજેં ઉઠા ઉઠા કર ઉસી મેં ડાલતે હુએ કહને લગે વાહ દિલવર! ખૂબ આયે! આજ અગ્નિ કે રૂપ મેં આએ. પર પ્રભો,

મેરી નજરોં સે કૈસે છુપે રહ સકતે હો ? કિસી ભી સૂરત મેં આઓ મૈં તુમ્હેં બિના પહિચાને નહીં માન સકતા.

એક ભકત શ્રેષ્ઠ રોટી બનાકર ભોગ લગાને કો બૈઠને હી જા રહે થે કિ એક કુત્તા રોટિયાં મુંહ મેં દબાકર ભાગ ચલા. આપ ઘી કી કટોરી લેકર ઉસકે પીછે ચિલ્લાતે હુએ દૌડે–નાથ ! રોટિયાં રૂખી હી હૈં જરા ઉન્હેં ચુપડ તો લેને દો ! તબ ભોગ લગાના.

ભલા પ્રભુપ્રેમ કે ઐસે દીવાને ઘટ ઘટ મેં ઉસ સાંઇ કા દર્શન ન કરેંગે તો કૌન કરેગા ? ઉન્હીં કા તો કહના હૈ કિ—

**"जिधर देखता हुँ उधर तू ही तू है,**
**कि हरशय में जलवा तेरा हूबहू है।"**

ઉમર ભક્ત ને કિસી ગુલામ સે જો કિ બકરી ચરાતા થા, પૂછા કિ–"તૂ એક બકરી મેરે હાથ બેચેગા ?" ઉસને જવાબ દિયા કિ–"બકરિયોં કા માલિક દૂસરા હૈ, મુઝે તો ઇનકે ચરાને કા કામ સિપુર્દ હૈ." ઇસ પર ઉમર બોલે કિ–"ઇનકા માલિક યહાં તો નહીં દેખતા હૈ, ઉસસે કહ દેના કિ એક બકરી કો ભેડિયા ઉઠા લે ગયા." તબ ચરવાહે ને કહા, કિ–"જો બકરિયોં કા માલિક નહીં દેખતા તો ઘટ ઘટ વ્યાપી માલિક તો દેખતા હૈ." યહ સુનકર ઉમર રોને લગે ઔર ઉસકે માલિક કો બુલવાકર મુંહ માંગી મોલ દે ઉસ ગુલામ કો છુડા લિયા ઔર યહ કહકર વિદા કિયા, કિ–"જૈસે તેરી સચ્ચાઇ ને તુઝકો ઇસ ગુલામી સે છુડાયા હૈ, ઉસી પ્રકાર વહ પરલોક મેં ભી તુઝકો નરકોં કે ત્રાસ સે બચાકર સુખસ્થાન મેં અચલ બાસ દે."

ધન્ય હૈ ઐસે સૌભાગ્યવાન જો ઘટ ઘટ મેં ઇસી પ્રકાર અપને પ્રિયતમ કી રૂપમાધુરી કા દર્શન કિયા કરતે હૈં. ઐસે સીધે સાદે, ભોલે ભાલે સચ્ચે ભકત ભગવાન કો બહુત પ્રિય હૈં–

**निरमल मन जनसो मोंहि पावा ।**
**मोहि कपट छल छिद्र न भावा ॥**

ઐસે પ્રભુપ્રેમ કે દીવાને ભકત અપના સબ કુછ લુટા કર ભગવાન કે દ્વાર પર એક ભિખારી કે રૂપ મેં આ બિરાજતે હૈં ઔર પુકારને લગતે હૈં કિ—

महलों से लेकर छप्पर तक, नीचे से लेकर ऊपर तक,
क्या फूलों में क्या कांटों में, घोर तिमिर में या तारों में,
इस दुनिया में क्या है मेरा? सब कुछ तेरा सब कुछ तेरा!
मैं हूँ एक भिखारी तेरा ॥ १ ॥

जो देता है ले लेता है, और किसी को दे देता है,
सब कुछ वैसा ही रहता है, नहीं खजाना यह घटता है,
कहूँ किसे फिर है यह मेरा, सब कुछ तेरा सब कुछ तेरा!
मैं हूँ एक भिखारी तेरा ॥ २ ॥

अपने सारे साथी संगी, वसुधा जिनसे प्यारी लगती,
उनकी स्मृति भी मिट जाती है, अन्त शून्य में मिली जाती है,
मोह बंधे कह देते मेरा। सब कुछ तेरा सब कुछ तेरा!
मैं हूँ एक भिखारी तेरा ॥ ३ ॥

ख़ाली आए ख़ाली जाते, जैसे थे वैसे ही जाते,
जब जाते ऐसे ही जाते, लेकर साथ न कुछ भी जाते,
क्या है मेरा क्या है मेरा! सब कुछ तेरा सब कुछ तेरा!
मैं हूँ एक भिखारी तेरा ॥ ४ ॥

—बंशीधर विद्यालंकार

પ્રેમિયોં કો તો અપને પ્યારે કા દરબાન બને રહને મેં હી આનંદ આતા હૈ. કહતે હૈં, કિ—

लख सल्तनत से बढ़ कर है हमें पासबानी तेरी ।

ઇસકે અલાવા હમારી ઔર કોઇ ઇચ્છા હી નહીં હૈ—

कोई आरज़ू हमें नहीं है, एक चाह जानी तेरी ।
कुछ न चाहिये, चाहिये सिर्फ़ महेरबानी तेरी ॥

—प्रताप नारायण

હમારા તો કેવલ તુમ સે વાસ્તા હૈ, ઔરોં સે હમેં ગરજ હી ક્યા? હમારે તો જો કુછ હો સો તુમ્હીં હો. તુમ્હીં પર હમ અપના સબ કુછ નિસાર ચુકે. અબ હમ દૂસરોં સે કોઇ સરોકાર રક્ખેં હી ક્યોં? અબ તો તુમ્હીં હી હમારે એક માત્ર અવલંબન હો. અબ ક્યા? મૈં તો—

वारि चुकी मन मोहन पै मन,
आनन्दकन्द निहार चुकी री ।
धारि चुकी उर सांवरि मूरति,
लोक कै लाज बिसारी चुकी री ॥
जारि चुकी कुल कानि भट्ट अब
नीको बुरो तो बिचारी चुकी री ।
डारि चुकी गल बांही कुमार के,
प्रानन को बलिहार चुकी री ॥
—श्री पति

અબ તો તેરે હી હાથ નિબાહ હૈ! ચાહે માર ચાહે જિલા હમ તો અપના ફર્જ અદા કર ચુકે! અબ તૂ ચાહે જો કુછ કરે ઠુકરાદે યા પ્યાર કરે, હમેં ઇસ સે કોઈ મતલબ નહીં. હમ તો તુઝે અપના સબ કુછ દે ચુકે, ખુદ સ્વયં ભી તેરે હો ચુકે. અબ હમેં—

किसी की पर्वा नहीं रहीं,
सब से टूटा अब नाता है ।
तुम्हीं हो सब कुछ छोड़ कर,
तुम्हें कौन कह जाता है ॥
बेवकूफ कोई इधर उधर फिरते मारे मारे होंगे ।
किसी तरह से हम अब, तुमसे न कभी न्यारे होंगे ॥

હમને તો જિસ દિન અપના સબ કુછ તુમ્હારે ચરણોં પર ન્યોછાવર કિયા થા ઉસી દિન સાફ સાફ કહ દિયા થા, કિ—

ક્યોં? પ્યારે જીવન ધન! તુમ્હારે ચરણારવિંદોં પર મૈં યહ અપના જીવન ભેંટ ચઢા રહા હૂં. નાથ! ઇસે સ્વીકાર કર અનુગ્રહિત કરો. સ્વામિન્! યે મેરે યહ હાથ, અબ સે યે કેવલ તેરી આજ્ઞાકારિતા મેં હી ચલે, તેરી ભૃકુટિ કે હી ઈશારે પર નાચે. અબ તક મેરે જીવન કે ન જાને કિતને અમૂલ્ય ક્ષણોં, ઘંટોં, મહીનોં તથા વર્ષોં કા ઉપયોગ વ્યર્થ સારહીન કાર્યોં મેં હોતા રહા હૈ, પર નાથ! અબ તો કૃપા કર ઐસા કરો કિ ઇસ જીવન કે જો ક્ષણ શેષ રહ ગયે હૈં—

ઉન કા ઉપયોગ અબ કેવલ તેરી અખંડ ઉપાસના, પૂજા ઔર પ્રાર્થના મેં હી હો. લો દેવ! મેરે યહ પૈર, યે અબ સે કેવલ ઉસી માર્ગ પર ચલેં જિસ પર તૂ ચલાના ચાહે. સ્વામિન્! લો મેરી યહ વાણી ઔર હો, મુઝે ગાને-અબ કેવલ અપને માલિક હી કે ગીત. યહ હોંઠ અબ સે કેવલ તેરે સંદેશોં સે પૂર્ણ રહેં મેરે પ્યારે માલિક! મેરે પાસ જો કુછ ધન દૌલત હૈ, રુપયા-પૈસા હૈ વહ સભી તુમ્હારે ચરણોં મેં નિવેદિત હૈ, મૈં અબ ઉસકી સૂરત ભી નહીં દેખના ચાહતા. મુઝે અબ એક કાની કૌડી કી ભી જરૂરત નહીં. અપની તુચ્છ બુદ્ધિ ભી મૈં હે પ્રિયતમ! તુમ્હેં ભેંટ કર રહાં હૂં. જૈસા ચાહો ઇસ સે કામ લો. નાથ! સબ કુછ જબ તેરે ચરણોં પર ન્યૌછાવર કર રહા હૂં ફિર મેરી ઇચ્છા કી બાત હી ક્યા હૈ? ઇસે ભી તૂ અપની ઇચ્છા બના ડાલ. દિલવર, યહ હૃદય તુમ્હેં કૈસે અર્પણ કરું, અરે! યહ તો તુમ્હારી હી ચીજ હૈ ઇસ લિએ નાથ! ઇસે તુમ અપના શાહી સિંહાસન બના ડાલો તભી ઠીક રહે. પ્રેમ તો મુઝ મેં હૈ હી ક્યા? તો ભી, જો કુછ થોડા બહુત હૈ ઉસે ભી મૈં તેરે ખજાને મેં દાખિલ કર રહા હૂં. અબ મૈં અપની કહી જાને વાલી સારી ચીજેં તુમ્હેં દે ચુકા. કેવલ યહ 'મૈં' હી રહ ગયા હૈ અબ ઇસે ઔર કહાં લેજાઉં? જૈસે તૂને ઔર સબ ચીજેં સ્વીકાર કર મુઝે અનુગ્રહિત કિયા હૈ ઉસી ભાંતિ ઇસે ભી સ્વીકાર કરને કી દયા દિખા. અબ સે મુઝે ઢૂંઢને વાલે તુઝ મેં હી મુઝે પાજાંય યહી વિનય હૈ.

અબ ભલા, બતાઓ નાથ! કિ મુઝે તુમ્હારા દર્વાજા છોડકર ઔર કહાં ઠિકાના હૈ? અતઃ અબ હમને ભી નિશ્ચય કર લિયા હૈ કિ તુમ ચાહે હમેં લાખ સમઝાઓ, મારો, પીટો, નારાજ હો-કુછ ભી કરો હમ અબ યહાં સે ટસ સે મસ હોને વાલે જીવ નહીં. અબ તો હમ તુમ્હારે દર્વાજે પર ધૂની રમા બૈઠે. અબ ભલા કિસી મેં ક્યા તાકત જો હમેં યહાં સે હટા સકે. સ્વયં તુમ ભી અસમર્થ રહોગે, ક્યોંકિ, હમને જિસ તાર કો પકડ રકખા હૈ તુમ તો સ્વયં હી ઉસમેં બંધે બધે ફિરા કરતે હો. યહ તાર હૈ બડા મહીન મગર કામ ઇસકા ઉતના હી બડા હૈ. ઇસકી શકિત અપાર હૈ, તભી તો

રસનિધિ ને કહા હૈ કિ—

**था झीने हित तार में बल पैतो अधिकाय ।**
**अखिल लोक को ईसहू यासों बांध्यो जाय ॥**

ઇસલિયે સમઝ રકખો કિ તુમ્હારી સભી કોશિશેં બેકાર જાયંગી. તુમ હમેં જિતના સતાઓગે હમેં ઉતના હી અધિક મજા આયગા. કયોંકિ.

**मिली वह दर्द में लज्जत, कि जख्मे दिल पै गर कोई ।**
**छिड़कत है नमक तो हम, उसे मरहम समझते हैं ॥**

ઈસલિયે તો—

**मुजरिमे इश्क़ के अरमान निराले देखे,**
**जुर्म का हौसला बढ़ता है सज़ा पाने से ।**

અચ્છા હૈ, અબ હમ ભી દેખતે હૈં—

**जफ़ायें तुम किये जाओ, वफ़ायें हम किये जायें,**
**हमें भी देखना यह है कि कितने बेवफ़ा तुम हो ।**

અબ તો હમ તુમ્હારે દર્વાજે પર અડ ગએ હૈં. કયોંકિ હમેં પૂરા ભરોસા હૈ, કિ—

**मेरे शाहे खूबां ! कभी तेरे दर से,**
**सदा कोई मायूस जाता नहीं है ।**

કયા હમારે ઉપર હી તુમ્હારી દયાદૃષ્ટિ ન હોગી ? ઐસા તો તુમ્હારે દરબાર મેં બે ઇન્સાફ ન હોના ચાહિયે. દયાસાગર કે નાતે તો તુમ્હારા ફર્જ યહી હૈ, કિ—

**मानिये कहना दरे दौलत पै रहने दीजिये ।**
**हम ग़रीबों से है सारी बादशाही आपकी ।**

નાથ, હમારી ભિક્ષા યહી હૈ, કયા ઇતની છોટી સી ભીખ ભી તુમ ન દે સકોગે ?

**हर सुबह उठके तुझसे मांगूं हूँ मैं तुझी को,**
**तेरे सिवाय मेरा कुछ मुद्दआ नहीं है ।**

**—अकबर**

( 'સંકીર્તન'ના એક અંકમાંથી )

# ૧૧૬–સંતોની જીવંત વાણી

મનુષ્યના મનમાં આવતા સામાન્ય વિચાર અને સ્ફૂર્તિના ખળભળાટમાં ઉદ્‌ભવતા વિચારો વચ્ચે હમેશાં ઘણું અંતર હોય છે અને તે બરાબર છે. સપાટ જમીનવાળા પ્રદેશમાં થઇને શાંતપણે વહેતી નદીના પહોળા પ્રવાહમાં ઊંચા ઊંચા પર્વતો વચ્ચેની સાંકડી ખીણોમાં થઇને એક ખડક પરથી બીજા ખડક પર છલંગો મારતી ધો ધો વહેતી નદીનું જોસ ક્યાંથી હોય? મોર હમેશાં ટહુકે છે, પણ આષાઢ મહિનાનો કાળો મેઘ દૂર ચડી આવેલો જોઈ જ્યારે તે ઊંચી ડોક કરી 'મે આવ' 'મે આવ' કરી ટહુકવા લાગે છે, તે વખતે તેનો એ કેકારવ વધારે ઉન્નત, વધારે આનંદ આપનારો અને વધારે મીઠો હોય છે! તેટલોજ ફેર સામાન્ય વિચારોમાં અને સ્ફૂર્તિ થઈ આવવાથી તન્મય થઈ ગયેલા અંતઃકરણમાંથી વિનાપ્રયાસે નીકળતા વિચારો વચ્ચે હોય છે. સામાન્ય વિચારો વિચારશક્તિથી ગમે તેટલા ભરપૂર હોય, તોપણ અંતઃકરણમાં સ્ફૂર્તિની ગેરહાજરીને લીધે તેમાં ચેતના, તેજ, પ્રતિભા કે જુસ્સો હોતાં નથી! જે વખતે આત્મા ઊંઘતો હોય છે અને વિવેકબુદ્ધિ દેડકું ગળેલા સાપની પેઠે મંદ થયેલી હોય છે, તેવા વખતમાં જન્મ પામેલા વિચારોમાં તેજસ્વિતા ક્યાંથીજ આવે? એકાદ વિષયનો વિચાર કરતાં કરતાં એની જોડે તન્મય થઇ જઇને આપણે જ્યારે બોલવા લાગીએ છીએ, ત્યારે આપણા મનમાં વિચારો જેટલા જોરથી દોડવા લાગે છે, તેટલા હમેશાં આવે છે કે? સામાન્ય વિચારો વચ્ચે અને સ્ફૂર્તિથી આવતા વિચારો વચ્ચેનો આ ફેર કાયમનો છે. સ્ફૂર્તિના વિચારમાં ચૈતન્ય હોય છે, સ્ફૂર્તિના વિચારમાં તેજસ્વિતા હોય છે. સ્ફૂર્તિના વિચારમાં મૂએલાંને સજીવન કરવાની, કરમાયેલાંને ખીલવવાની શક્તિ હોય છે. સ્ફૂર્તિના વિચાર ઊંઘતા અંતઃકરણને જગાડીને ઉન્નતિ અને કલ્યાણને માર્ગે દોરે છે; સામાન્ય વિચારોમાં એ શક્તિ હોતી નથી અને તેથીજ કાળના ઘસારામાં બહુ દિવસ ન ટકતાં તે ભુલાઇ–ભૂંસાઇ જાય છે.

પરંતુ સ્ફૂર્તિના વિચાર મરતા નથી, ભૂંસાતા નથી. સ્ફૂર્તિના વિચાર ચિરંજીવ છે. બુદ્ધ, ખ્રિસ્ત, મહંમદ, શંકરાચાર્ય એ સૌને મર્યાં આજ કેટલાએ જમાના વીતી ગયા પણ એમણે દુનિયાને દાન કરેલા વિચારો મૃત્યુ પામ્યા નથી. એ વિચાર અમર છે. શ્રીરામકૃષ્ણ પરમહંસ એકે યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ નહોતા. એ સત્પુરુષને પૂરું લખતાંવાંચતાં પણ આવડતું નહોતું, પરંતુ અંતઃકરણમાં આધ્યાત્મિક સ્ફૂર્તિનો સૂર્ય ઊગવાથી તેમના વિચારોનાં કિરણ એટલે દૂર સુધી અને એટલી તેજસ્વિતાથી પ્રકાશ્યાં કે હિંદુધર્મની અને વેદાંતની મશ્કરી કરનારા અને ડૉલરને (ત્રણ રૂપિયાની કિંમતવાળો અમેરિકામાં ચાલતો સિક્કો) દેવ માનનારા અમેરિકન લોકો પણ એમની ભક્તિ કરવા લાગ્યા. એનુંજ નામ સ્ફૂર્તિ. સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થ ઉપદેશદાન દઇને આ દેશનું થોડામાં થોડા વખતમાં વધારેમાં વધારે કલ્યાણ કરી શકયા તેનું પણ ખરું કારણ શું? તેમના વિચારોમાં વહેતી સ્ફૂર્તિજ. એવા જીવનદાયક સ્ફૂર્તિના સાક્ષાત્ અવતાર જેવા સંતોનો એક એક શબ્દ તેજથી તપતા સૂર્યના એક એક કિરણ જેવોજ હોય છે. સ્ફૂર્તિની વાણી એ જીવંત વાણી છે. એવું જીવંતપણું એમની વાણીમાં હતું, તેથીજ તેમના વખતમાં—અને અત્યારે પણ—કરોડો લોકો એમના વિચાર વાંચી કે બીજાની પાસેથી આસ્થાપૂર્વક સાંભળીને નવું જીવન મેળવે છે. પોતાનો ઉદ્ધાર કરી લે છે. ધન્ય એવા સંતોને!

ભારતના યુવાનો! સ્ફૂર્તિના વિચાર હમેશાંજ બહુ સુંદર હોય છે એ ખરું; પણ તેમાંએ કેટલાક વિચાર એટલા તો મોહક, એટલા તો તેજસ્વી અને હૃદયમાં ચેતનની જ્યોત પ્રગટાવનારા હોય છે કે, ગમે તેટલી વાર વાંચીએ, ગમે તેટલી વાર સાંભળીએ છતાંએ મન તૃપ્ત થતું નથી. જેમ જેમ તેનો રસ ચાખીએ, જેમ જેમ તેમાંની કર્તવ્યગીતાના સૂર સાંભળીએ, તેમ તેમ મન એ તરફ વધારે ને વધારેજ આકર્ષાય છે અને આપણા વિચારોને નવું જીવન મળી ચિત્તવૃત્તિ ઉલ્લાસપૂર્ણ રહેવા લાગે છે! વ્યવહારમાં—પછી એ વ્યવહાર નાનો હો કે મોટો હો, એક વ્યક્તિનો હો કે આખા રાષ્ટ્રનો

હો–દુઃખના પ્રસંગ તો આવવાનાજ. નાના વ્યવહારની મુશ્કેલીઓ નાની, મોટાની મોટી; પણ મુશ્કેલીઓના કાંટા વિનાનો આ જગતમાં એકે વ્યવહાર નથી. મુશ્કેલીઓ વડેજ આપણા પ્રયત્નોની કસોટી થાય છે, આપણું સામર્થ્ય વધે છે એ ખરું; પણ એ મુશ્કેલીઓને વખતે ઉદ્વેગ, ભય, નાઉમેદી અને દુર્બળતાની થપ્પડો મનને વાગ્યા વિના રહેતી નથી. માન–અપમાનના, સંકટના, નાઉમેદીના, દુઃખના પ્રસંગ આ સંસારમાં કોના પર નથી આવતા? અને તે વેળાએ કોનું મન ખિન્ન નથી થતું? આ સંસારમાં ગૂંચવાયેલા સૂતરના કોકડા જેવા વાંકાચૂકા વ્યવહારને ઉકેલવામાં સૌ કોઇને દુઃખનાં દર્શન થાય છે; સૌ કોઇને જાનૈયા–માંડવિયાને ભાગે આવતાં ફટાણાંની પેઠે ભલાભૂંડાં શુકન સાંભળવા પડે છે અને એવે વખતે સૌ કોઈ ખિન્ન થાય છે. સૌ કોઇ સંસારને ખારોઝેર કહી–કાંટાભર્યો કહી–નિંદે છે. સંસારનાં સુખદુઃખ, માનઅપમાન, સિદ્ધિ–અસિદ્ધિને સરખાંજ ગણનારા સત્પુરુષોની વાત જુદી. એમને એમનાજ ગજ વડે માપવા જોઇએ. આપણી અજ્ઞાનભરી ટૂંકી નજરનો ગજ એમને ન પહોંચે. પણ એવા અલૌકિક સંત પુરુષોની બરોબરી સંસારના અનેક ખારાખાટા વ્યવહારમાં રાતદિવસ ઝૂઝતો સામાન્ય મનુષ્ય શી રીતે કરી શકે? સારાંશ એજ કે આંગળીને ટેરવે ગણી શકાય એટલા, એવા વિરલા સંતો અને સત્પુરુષોને છોડી દઇએ તો ઘણાખરા મનુષ્યો વ્યવહારની ખડતલતાથી કંટાળતા અને ખિન્ન થયેલા નજરે પડે છે. આવા પ્રસંગો જીવનમાં જ્યાં ત્યાં, ચારેમેર, ડગલે ડગલે, પથરાયેલા છે. તેથી એવે પ્રસંગે દુર્બળતાથી ડૂબતા મનને આશા અને ઉમેદનું અમૃત જેવું મીઠું દૂધ પાઇ પુનર્જીવન બક્ષનારી કામધેનુ સંતોની અમોઘ, ઓજસ્વી, અમૃતઝરતી અનુભવની વાણીજ છે! શ્રીમત્ સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ, શ્રીરામકૃષ્ણ પરમહંસ વગેરેનાં સ્ફૂર્તિદાયક, ચેતનાદાયક બોધવચનોને હૃદયમાં સતત ગુંજતાં કરી એના મહામંત્રોના પડઘા આપણામાંથી ઉઠાવવા એજ દુઃખનું મોટામાં મોટું ઔષધ છે. સંતોના સ્મરણમાત્રથી દુઃખ ઊભું રહેશે નહિ. એ સંતોની

ફક્ત તસવીર તરફ નજર કરતાંની સાથેજ હૃદયમાંની બધી દૂબળી મનોવૃત્તિઓ દાર થઇ જાય છે. તેમનું મુખકમળ આપણા અંતરમાં ઓજસ ઉત્પન્ન કરે છે. અંતઃકરણમાં આખા જગતને બાથ ભીડી પ્રેમને તાંતણે બાંધે એવડા વિશ્વપ્રેમની છાપ ઊઠે છે. બીકણતાની કલંકમેશ ધોવાઇ જઇ હૃદયમાં સ્ફૂર્તિનો ઝરો ધો ધો વહેવા લાગે છે, ઉત્સાહ દાબ્યો દબાતો નથી, જીવન સમાવ્યું સમાતું નથી અને સ્વામી વિવેકાનંદ કહેતા તેમ આપણા હૃદયમાં આત્મકેસરી ગર્જવા લાગે છે! અહાહા! કેટલો એ સંતોની શક્તિનો પ્રભાવ! એમની શક્તિનો મહિમા આપણાં જેવાં ક્ષુદ્ર મનુષ્યો શો ગાશે? અને ગાય તોપણ કેટલોક? નિરાશ થયેલા, દુર્બળ બની ગયેલા, સંકટો અને મુશ્કેલીઓથી ગળી જઇ હિંમત હારી બેઠેલાં મનુષ્યો! દુઃખથી તપેલા મનને શાંત કરવા, હૃદયમાં ચેતના રેડી અખૂટ સામર્થ્યનો ઝરો ઉત્પન્ન કરવા અને ચિત્તને ઉત્તેજન આપી ઊંચે ઊંચે દોરી જવાના હેતુથી એ સંતશિરોમણિના જીવંત બોલ ખાસ ચૂંટી કાઢી તમારા તાપત્રયનું નિવારણ કરવા તમને મોકળે હાથે વહેંચવાનું યોજ્યું છે. તમારાં જીવનને સાત્ત્વિક ઓપ આપીને અનંત સુખના અધિકારી બનાવનારી અને હેતથી હૈયા સાથે ચાંપી તમારાં થાકેલાં મનને પ્રેમથી પંપાળનારી આ તમારી સંતત્રયીરૂપી માતા અહીં તમને કેડે લેવા ઉત્સુક છે! આ સત્પુરુષત્રયીનું સ્મરણ કરો, આ જનનીત્રયના મોં તરફ જુઓ. ભગવાન પાર્થસારથિનું પુણ્યપાવન નામ ઉચ્ચારો અને પછી આ અમૃતસંજીવની માત્રા પીઓ! તમારાં દુઃખમાત્ર મીણની પેઠે ઓગળી જશે. તમારો આત્મા જાગ્રત થશે, તમારું સામર્થ્ય વધશે અને "**तेषामहं समुद्धर्ता मृत्यु संसार-सागरात्**" એ ભગવાન શ્રીકૃષ્ણનું વચન તમારી આંખ સામે તરી આવી તમારાં જીવન આ સંસારસાગરની પાર કરવા જેટલા, એટલુંજ નહિ પણ તે યશસ્વીપણે પાર કરવા જેટલા અધિક કર્તૃત્વશાળી તમે ખાતરીથી બનશો! સંતોની—સત્પુરુષોની—વાણીનો પ્રભાવજ એવો છે. શ્રીકૃષ્ણ પરમાત્મા તમને જાગૃત અને જીવનપૂર્ણ કરો એજ પ્રાર્થના!

(૧) દુઃખ અને નિરાશાના મારા વચ્ચે હિંમત હારી જઇને પાછા ફરવું એ નામર્દાઇ છે. જે જે કંઇ બને છે તે બધું સારાને માટેજ છે એવો દૃઢ ભરોસો-શ્રદ્ધા રાખીને ઈશ્વરની ઇચ્છાને મૂંગે મોઢે માન આપ. 'આપ કેમ થયું?' અને 'ફલાણું તેમ શા માટે થવું જોઇએ?' એવી ચોવટ કરીશ મા! મુશ્કેલીઓ આવશે, મન પાછું હઠશે પણ જગજ્જનનીના ઉપરની શ્રદ્ધા ડગવા દઇશ મા "**मय्येव मन आधत्स्व, मयि बुद्धिं निवेशय ॥**" એવો ઉપદેશ જે સારથિએ અર્જુનને કર્યો તેનેજ સાદ કર!! એજ તને પણ આ દુષ્કર માયાના મેળામાંથી સુખનો માર્ગ દેખાડશે! જા! આ ક્ષણેજ એ પાર્થસારથિના મદિરે જા! એટલે એ અનાથનો બેલી, અશરણોનો શરણ, જેણે ગોકુળમાં સરળ મનના ગોવળિયાઓની સોબત સ્વીકારી રક્ષા કરી, જે અતિશૂદ્ર ગુહકને ગાઢ આલિંગન આપતાં અચકાયો નહિ, જેણે બુદ્ધાવતારમાં વેશ્યા અંબપાલીના આમંત્રણને પ્રસન્નમુખે સ્વીકારીને તેનો ઉદ્ધાર કર્યો, જેણે સમાજમાં સૌથી તુચ્છ ગણાતા ભક્તોની ખાતર અવતાર લીધા અને જેણે ભક્ત નરસૈયાનાં બધાં સંકટ પોતાને માથે ઓઢી લઇ તેનું આખું સંસારશંકટ ચલાવ્યું, એ ભગવાન શ્રીકૃષ્ણ જરૂર તને સહાય કરશે.

(૨) સત્ય, પ્રેમ અને લાગણી એ ત્રણ ગુણ તમારા અંતઃકરણમાં વસ્યા પછી તમને હરાવવાની આખા બ્રહ્માંડમાં કોઇની શક્તિ નથી. તમારા અંતઃકરણમાં ખરી લાગણી છે? મૃત્યુની પણ કશી પરવા ન રહે એટલી નિઃસ્વાર્થતા તમારામાં આવી છે? લોકકલ્યાણના આ પવિત્ર કાર્ય ઉપર તમારી અનન્ય ભક્તિ-અસીમ અનુરાગ છે? તો બેફિકર રહો! મોત કે બીકના બાઉથી બીશો મા! ચલો, 'સહુ ચલો જીતવા જંગ.' જુઓ કર્તવ્યનાં બ્યૂગલો વાગતાં સંભળાય છે, બોલતો, ચાલતો સમાજનારાયણ તમારી સેવા-પૂજાની અપેક્ષા રાખે છે, આગળ ચાલવા માંડો. તમારા દૃઢ આત્મનિશ્ચયની સામે હિમાલય જેવડા ઊંચા અને આભ જેવા અનંત પ્રતિબંધો પણ જોતજોતામાં પીગળી જશે.

(૩) જે પોતાનીજ ખાતર આ સંસારમાં જીવે છે તે જીવતાં

મૂએલાજ છે; જે જગતના કલ્યાણની ખાતર–માનવજાતિના ઉદ્ધારની ખાતર–મરે છે એજ ખરો ચિરંજીવ !

(૪) અગણિત દુઃખથી ભરેલા આ ભયંકર સંસારસાગરમાં રહીને એક હાથે આંખના આંસુ લૂછતાં લૂછતાંજ બીજા હાથ વડે જે લોકોને કલ્યાણનો માર્ગ બતાવે તેજ ખરો પુરુષ !

(૫) જ્યાં દુનિયા વાહ વાહ કરે અને તાળીઓ વગાડી શાબાશી આપે ત્યાં તો એકાદી 'હરખાની મા' એ હજાર ઠેકાણે શૂરવીરતા દેખાડશે ! પરંતુ લોકોની નિંદાસ્તુતિની લેશ પણ દરકાર ન કરતાં જે સદાકાળ સુકૃત કરતો રહે છે એજ ખરો પરમાર્થી !

(૬) ઉદાસીનો રાહુ તમારા ચિત્તને ગળે, ત્યારે નિરાશાથી નંખાઈ જતા ના. એમ ને એમ થોડાક દિવસ જવા દો એટલે તમને એની મેળેજ લાગશે કે તમારો અંતરાત્મા જાગૃત થઇ તમારામાંજ વનરાજ કેસરીનું સામર્થ્ય ઉત્પન્ન થયું છે.

(૭) વૃત્તિઓ દુઃખભાર તળે છુંદાઈ નિચોવાઇ ગયા સિવાય કર્તવ્ય–જાગૃતિ થતી નથી. માથા ઉપર માર્યા વિના સાપ ફેણ માંડી ખડો થતો નથી.

(૮) વિપન્નાવસ્થા મોટી શાળા છે. સાધુપુરુષો અને તત્ત્વજ્ઞાનીઓ એ શાળામાં ભણે છે. પ્રચંડ શક્તિવાળા આ આખા વિશ્વના ચૂરેચૂરા થઇ જાય તોપણ ન ડગે એવી અતુલનીય ઇચ્છાશક્તિ આ શાળામાં ભણીનેજ સંપાદન કરી શકાય છે.

(૯) સૌ કોઇ પોતાને હાથે રોપેલાં ઝાડને પોતાના દેખતાં ફળ આવેલ જોવા ઇચ્છે છે. પણ જગત એવાંજ 'ઉદરભરુ' લોકોથી ભર્યું હોત તો 'રામાયણ' નું ઝાડ પૃથ્વી ઉપર હોત નહિ. 'ખ્રિસ્ત' 'નાનક' ઇત્યાદિ સંતોના મહાપ્રયત્નોનાં ફળ તેમને પોતાને ચાખવા મળ્યાં કે ?

(૧૦) ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાં મનુષ્યની નીતિ અને કર્તવ્યની ભાવનાઓમાં પણ ફેર પડે છે. એ ફેર ઓળખીને તદનુરોધે જે વર્તે છે, તેજ જીવનકલહમાં સદાએ સરસો થઇ રહે છે.

(૧૧) એકજ સ્થિતિને વળગી રહેવું કિંવા એકજ સ્થિતિને ચિરકાળ ટકાવી રાખવાનો પ્રયત્ન કરવો એજ બધી અધોગતિનું મૂળ છે. વૃદ્ધિ અને વિકાસની આડે હાથ દઇ મનુષ્ય પક્ષપાતથી અંધ થતાંજ સર્વ પ્રકારનાં દુઃખ દોડી આવે છે.

(૧૨) જ્યાં બુદ્ધિ પણ હાર ખાઇને હતાશ થાય છે, ત્યાં પ્રેમ જય મેળવે છે.

(૧૩) વિષયના મોહથી જે જિતાતો નથી તે નિઃસંશય આખા જગતને જીતશે. પાવિત્ર્ય વિના શૌર્ય નથી પાવિત્ર્ય વિના ઐક્ય નથી, પાવિત્ર્ય વિના શાંતિ નથી, પાવિત્ર્ય વિના વિજય નથી !

(૧૪) શુદ્ધ બુદ્ધિ, વિશાળ દૃષ્ટિ. " **अव्यापारेषु व्यापार** " ન કરવાનો નિશ્ચય, બીજાના દોષ ક્ષમાદૃષ્ટિ રાખી ગળી જવા, મનની તત્પરતા, એ બધા સદ્દગુણોનું અવલંબન કરી લોકોનો પ્રેમ સંપાદન કરવો અને તે ટકાવી રાખી તેમને ઉન્નતિપંથે લઇ જવામાં રત રહેવું એ એક રાષ્ટ્રીય તપજ છે.

(૧૫) પ્રેમતત્ત્વનું અવલંબન કરીને સદાકાળ વર્તવાથી નાશનું પર્યવસાન પણ તત્કાળ ખરા લાભમાં થાય છે.

(૧૬) શુદ્ધ હેતુ પર્વત જેવડી અડચણોના પણ ચૂરા કરી નાખી આગળ જાય છે.

(૧૭) અખૂટ ધૈર્ય, તીવ્ર કર્મબુદ્ધિ અને ઉજ્જ્વળ ચારિત્ર્ય એ ત્રણ વિજયના ત્રિકોણની ત્રણ બાજુઓ છે.

(૧૮) સંસારમાં ભોગવવાં પડતાં વિવિધ દુઃખોનું કારણ 'મનના સમતોલનો અભાવ' જ છે. પર્વત ઉપરની સાંકડી કેડી ઉપર કિંવા સરકસગાંના તાર ઉપર ચાલતાં જેમ શરીરનો તોલ સંભાળવો પડે છે, તેવી જ રીતે મનનું ઇશ્વર તરફ રહેનારું ગુરુત્વ-મધ્ય જ્યારે ચળે છે ત્યારેજ દુઃખના ડુંગર તૂટી પડે છે.

(૧૯) અંતઃકરણની શુદ્ધિ કરવા સારુ અને પાશવવૃત્તિઓ ઉપર વિજય મેળવવા સારુ ચાર વસ્તુઓ બહુજ જરૂરી છે. (૧) આત્મ-નિગ્રહ (૨) સત્ય આચરણ (૩) ભૂતમાત્ર પર નિષ્કામ પ્રેમ

અને (૪) નિષ્કામ આચરણ.

(૨૦) જીવનના તમામ દરવાજા ઉપર "ખેંચો" એમ લખેલું છે. પણ તે બરાબર ન સમજાયાથી તમે "ધકેલવા" લાગો છો, તો દરવાજો કેવી રીતે ઊઘડે વારુ? ધકેલવું એટલે બુદ્ધિવાદ કરવો અને ખેંચવું એટલે બીજાઓનાં અંતઃકરણને પ્રેમ વડે સ્વાધીન કરી લેવાં એ છે. ('ચિત્રમય જગત્'ના એક અંકમાંથી)

## ११७–भक्तिरसामृत

**રામકો ગુલામનામ રામ બોલા રામ રાખ્યો,**
**કામ યહૈ નામ દ્વૈ હૌં કબહું કહત હૌં;**
**રોટી લૂંગા નીકે રાખે આગેહુ કહૂ વેદ ભાષૈ,**
**ભલો હ્વૈ હૈ તેરો તાતે આનંદ લહત હૌં.**

શ્રીભક્તશિરોમણિ ગોસ્વામી તુલસીદાસજી કહે છે કે, હું પૂર્ણ-પુરુષોત્તમ શ્રીરામચંદ્રનો સેવક છું તથા મારા ગુરુદેવે મારું નામ પણ રામબોલાજ રાખ્યું છે, તેથી મારું કામ એજ છે કે, હું આ અમૃતમય બે અક્ષરોના રામનામને હમેશાં લીધા કરું છું. મારા સ્વામી મને ખાનપાન આપે છે અને હું મોજ કરું છું અને હવે આગળ પણ મારું કલ્યાણ થશે કારણ કે હું રામભજન કરું છું. સમસ્ત વેદ અને પુરાણો ભવિષ્ય સુધરવાની આ રીતને ટેકો આપે છે. મારા આ લોક અને પરલોક બન્ને સુધરી રહ્યા છે તેથી મારો હર્ષ સમાતો નથી.

**બાંધ્યો હૌં કરમ જડ ગરમ ગૂઢ નિગડ,**
**સુનત દુસહ હુતો સાંસતિ સહતુ હૌં;**
**આરત અનાથ નાથ કૌશલપાલ કૃપાલ,**
**લીન્હોં છીનિ હીન દેખો દુરિત દહતુ હૌં.**

આ પહેલાં હું ભયંકર કર્મબંધનોના અભિમાનની બેડીમાં બંધાયલો હતો અને અસીમ યાતનાઓ ભોગવી રહ્યો હતો. અંતે

જ્યારે હું સહન કરી શક્યો નહિ, ત્યારે મેં અનાથોના નાથ દયાસિંધુ ભગવાનને પોકાર કર્યો અને પ્રાર્થના કરી કે, "પરમકૃપાળુ હવે મારું રક્ષણ કરો." મારી આર્તવાણી ભગવાને સાંભળી અને મારાં બધાં દુઃખો દૂર કરીને કઠીન પાપબંધનોથી મને મુક્ત કરી દીધો. પાપોના પ્રચંડ પાવકમાં બળી રહેલાઓને ભગવાનજ બચાવે છે.

બૂઝયો જ્યોં હી મૈં કહ્યો હૌં ચેરોહૈ હૌં,
રાવ રોજૂ મેરો કોઉ કહૂં ન હો ચરન ગહ તુ હોં;
મીંજો ગુરુ પીઠ અપનાઇ ગહિ બાંહ બોલ,
સેવક સુખદ સદા હૌં વિરદ વહ તુ હૌં.

જ્યારે મારો ભગવાને પાપબંધનમાંથી છુટકારો કર્યો, ત્યારે તેમણે મને પૂછ્યું કે, "તું કોણ છે?" મેં તરતજ ઉત્તર આપ્યો કે, "પ્રભો! મારું આ સંસારમાં કોઈ નથી, મને તો માત્ર અશરણશરણ આપનાં શ્રીચરણોનોજ આધાર છે; તેથી હે નાથ! હું આપની સેવા કરવા ઇચ્છું છું." પછી શી વાત પૂછવી? સેવકો ઉપર પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરી દેનાર શ્રીભગવાને ખૂબ પ્રેમથી મારી પીઠ થાબડી અને મારો હાથ પકડી મને અપનાવી લીધો. બસ તે દિવસથીજ મેં સેવાનાં ચિહ્નો (તિલક, માળા) વગેરે ધારણ કર્યાં છે.

લોક કહેં પોચ સો ન સોચુ ન સંકોચુ મેરે,
બ્યાહ ન વરેખી જાતિ પાંતિ ન ચહતુ હૌં;
તુલસી કાજુ અકાજુ રામ હિ કે રીઝે ખીઝે
પ્રીતિકી પ્રતીતિ મન મુક્તિ રહતુ હૌં.

હવે ભલેને દુનિયાના લોકો નીચ કહે કે મહાનીચ કહે, મને તેની કંઇજ પરવા નથી. તેમની એ બનાવટી વાતોથી હું જરા પણ શરમાતો નથી. કેમકે મારે કોઇની સાથે વિવાહ અથવા લગ્ન કરવાં નથી. મારે નાતજાતની જંજાળ સાથે પણ કંઇ લાગતુંવળગતું નથી. માત્ર ભગવાનની પ્રસન્નતા અને અપ્રસન્નતામાંજ મને લાભહાનિ છે. તેથી હું તેનાજ પ્રેમના વિશ્વાસે આનંદી અને પ્રસન્ન રહું છું.

('શ્રીધર્મશિક્ષક'ના એક અંકમાંથી અનુવાદ)

## ૧૧૮—શાની ઇચ્છા છે?

(લેખકઃ—શ્રી. દીવાન મહેશચંદ્રજી આર્ય)

૧. જો મારવાની ઇચ્છા હોય તો વિષયવિકારોને માર.

૨. જીતવાની ઇચ્છા હોય તો ઇન્દ્રિયોને જીત.

૩. ખાવાની ઇચ્છા હોય તો અભિમાન અને ક્રોધને ખા.

૪. પીવાની ઇચ્છા હોય તો બુદ્ધિરસ પી.

૫. પહેરવાની ઇચ્છા હોય તો ભલાઇનો પહેરવેશ પહેર.

૬. આપવાની ઇચ્છા હોય તો નીચી નજરે આપ અને ભૂલી જા.

૭. જવાની ઇચ્છા હોય તો પવિત્ર સ્થાનોમાં જા.

૮. લેવાની ઇચ્છા હોય તો મોટાઓના આશીર્વાદ લે.

૯. આવવાની ઇચ્છા હોય તો નિર્બલની મદદે આવ.

૧૦. તોબાહની ઇચ્છા હોય તો બુરાઇઓ અને અત્યાચારોથી તોબાહ કર.

૧૧. બોલવાની ઇચ્છા હોય તો મીઠું બોલ.

૧૨. તોળવાની ઇચ્છા હોય તો વાત ને તોળ અને બરાબર તોળ.

૧૩. જોવાની ઇચ્છા હોય તો આદિકાર અને અનાદિકારને જો.

૧૪. સાંભળવાની ઇચ્છા હોય તો ઇશ્વરની પ્રાર્થના અને નિર્બળોનો અવાજ સાંભળ.

૧૫. રોવાની ઇચ્છા હોય તો ખરાબ આચાર પર રો.

૧૬. હસવાની ઇચ્છા હોય તો પોતાનાં પાપ પર હસ.

('વૈદિકધર્મ' માસિકના એક અંકમાંથી)

## ११९-उत्तम सलाह

( લેખકઃ–શ્રી. પીતાંબરદાસ અર્જુનજી વારડે )

૧. મારવા ચાહો તો ખોટી કામનાઓને મારો.

૨. જીતવા ચાહો તો તૃષ્ણાઓને જીતો.

૩. ખાવા ચાહો તો ક્રોધની વખતે ગમ ખાઓ.

૪. પીવા ચાહો તો ઈશ્વરના નામજપનું શરબત પીઓ.

૫, પહેરવા ચાહો તો ભક્તપણુનું અંગરખું પહેરો.

૬. દેવા ચાહતા હો તો નીચી નજર કરીને બે બાજુ ભૂલી જાઓ.

૭. લેવા ચાહતા હો તો સૌના આશીર્વાદ લો.

૮. જાત્રા ચાહતા હો તીર્થસ્થળોમાં જાઓ.

૯. આવવા ચાહતા હો તો દુઃખિયાઓની સહાયમાં આવો.

૧૦. છોડવા ચાહતા હો તો પાપ અને દુરાચારોને છોડો.

૧૧. બોલવા ચાહતા હો તો મીઠાં મધુરાં વેણુ બોલો.

૧૨. તોળવા ચાહતા હો તો વાતને તોળો અને બરાબર તોળો.

૧૩. જોવા ચાહતા હો તો પોતે પોતાનેજ જુઓ.

૧૪. સાંભળવા ચાહતા હો તો ઈશ્વરની પ્રશંસા અને દુઃખિયાઓના પોકારોને સાંભળો.

૧૫. સ્વકર્તવ્ય બજાવશો તો સંસારભરની ખુશી તમારીજ છે.

### ઉત્તમ કલ્યાણનાં સૂત્રો

૧. શ્રીભગવાન સર્વશક્તિવાન છે.

૨. શ્રીભગવાન સર્વાંતર્યામી છે.

૩. શ્રીભગવાન સૌના સ્વામી છે.

૪. શ્રીભગવાન પરમ દયાળુ છે.

૫. શ્રીભગવાન સૌના સુહૃદ છે.

૬. શ્રીભગવાન સત્યસંકલ્પ છે.

૭. શ્રીભગવાનની સામે કોઇ એક પગલું ભરે છે, તો ભગવાન તેની સામા દોડી આવે છે.

૮. શ્રીભગવાન અમારું નિત્ય કલ્યાણ કરે છે.

૯. શ્રીભગવાનનું સ્મરણભજન કરવામાંજ આપણા જીવનની સાર્થકતા છે.

૧૦. ભજનસ્મરણ કરવાથી ભગવાનની દયાનો પ્રત્યક્ષ અનુભવ થાય છે.

૧૧. ભજનસ્મરણ કરવાથી મોટાં પાપ ભગવાનની કૃપા વડે સહેજે વિલાઇ જાય છે.

૧૨. ભજન કરવાથી ચિત્તમાં શાંતિ અને આનંદનો અનુભવ થાય છે.

૧૩. ભજનથી ભગવાનનો પ્રેમ પ્રાપ્ત થાય છે.

૧૪. ભગવદ્પ્રેમ એજ જીવનનો પરમ પુરુષાર્થ તથા સાધન છે.

૧૫. ભજન વિશ્વાસ વગર બનતું નથી.

૧૬. વિશ્વાસ સત્સંગ કર્યા વિના બંધાતો નથી.

૧૭. સત્સંગ અને વિશ્વાસ (શ્રદ્ધા) જામે ત્યારેજ ખરું ભજન થાય છે.

૧૮. સત્ પરમાત્માનું નામ છે. અર્થાત્ જ્યાં પરમાત્માનું રહસ્ય, પ્રભાવ, ગુણ, લીલાની ચર્ચાઓ થતી હોય એ સત્સંગ છે.

૧૯. ભગવત્મહિમાના ગ્રંથો વાંચવા એ પણ સત્સંગ છે.

૨૦. સત્સંગમાં જે ઉપદેશ મળે તે ધારણ કરવો જોઇએ.

૨૧. અંતઃકરણ સાફ રાખવું, કદાચ મેલજમાવ થયો હશે તો ત્યાં ઉપદેશ ઠેરશે નહિ.

૨૨. મેલનો નાશ કરવા માટે ભગવદ્નામના જપ કરવા જોઇએ.

૨૩. ભગવદ્નામજપ કરવાથી તે મેલ એવી રીતે તરત બળી રાખ થઇ જાય છે, કે જેવી રીતે સૂકું ઘાસ અગ્નિ લાગવાથી.

૨૪. સત્સંગ અને નામજપ બન્ને સાથેજ હોવાં જોઇએ.

૨૫. નામજપથી મેલ નાશ પામશે અને સત્સંગથી ભ્રમ દૂર થશે, એટલે ભગવાનમાં વિશ્વાસ બંધાશેજ.

૨૬. વિશ્વાસ બંધાતાં શ્રદ્ધા વધતી જશે.

૨૭. વિશ્વાસ અને શ્રદ્ધાથી ભગવદ્દભજન ઊંચા ભાવનું થશે.

૨૮. આદરબુદ્ધિ, પ્રેમબુદ્ધિ, નિષ્કામભાવ, ગુપ્ત રાખવો. કેટલુંએ મૂલ મળે પણ વેચવો નહિ. જીવનનો બધો સમય અને બધાં કાર્યોમાં ભજન થતું રહે એજ ભજનનો ઊંચભાવ છે.

૨૯. એવા ભાવભજન થકી સતત ભગવદ્દપ્રેમની પ્રાપ્તિ થાય છે.

૩૦. ભગવદ્દપ્રેમ અને ભગવાનમાં કંઇ ભેદ નથી.

૩૧. ભગવદ્દપ્રેમની પ્રાપ્તિથી ભગવાનનીજ પ્રાપ્તિ થાય છે અને મનુષ્યજીવનની સફળતા એમાંજ છે.

('વિશ્વજ્યોતિ'ના એક અંકમાંથી)

# ૧૨૦—परमार्थ वाक्यावलि

(લેખકઃ—શ્રી. ઊંડાચનો ઉપાનકાર)

અખિલ વિશ્વમાં માત્ર એકજ પરમાત્મતત્ત્વ સમાન રીતે પ્રસરેલું છે.

ઇશ્વરના વિરાટસ્વરૂપમાં આપણી પૃથ્વી રાઇના દાણા જેવડી પણ ન ગણાય.

જ્યાં આ વિશાળ પૃથ્વીજ એક રાઇના દાણા જેવડી છે, ત્યાં તેમાંના એક જીવની શી વિસાત?

ઇશ્વરની અનંતતાનો વિચાર કરતાંજ આપણી અલ્પતા જણાઇ આવશે.

આપણી બુદ્ધિમાં ઇશ્વરની અનંતતાનો ખ્યાલ થશે, ત્યારેજ અહંકાર ગલિત થઇ જશે.

ઇશ્વરને મેળવવા માટે આપણે નાનામાં નાના હોવાનો ભાવ ધરવો પડે છે.

ઇશ્વરની પ્રાર્થના કરતી વેળા આપણે તેના બાળક છીએ એમ અવશ્ય માનવું.

પ્રાર્થનાકાળે આપણે એક મોટા મનુષ્ય, ભક્ત કે મહંત છીએ એ ભાવ દૂર કરવો.

મોટાપણાનું ભાન સર્વદા તજી ન દેવાય તો પ્રાર્થનાકાળે જરૂર તજી દેવું.

ઈશ્વરની પ્રાર્થનામાં રહેલું ગૂઢ તત્ત્વ જેણે જાણ્યું છે, તેનાથી તે વિના ન રહેવાય.

ખાધા વિના એક દિવસ ચલાવી લેવાશે પણ પ્રાર્થના કર્યા વિના ભક્તથી નહિ રહેવાય.

પ્રભુની પ્રાર્થનાનું સામર્થ્ય દશ્ય દારૂગોળાના બળથી અનંતગણું વધારે છે.

હૃદયમાં ગલીપચી થવા માંડે ત્યારે જાણવું કે પ્રભુની પ્રાર્થના સાચી થાય છે.

કુટુંબની જંજાળમાં રહીને પણ પ્રભુને જાણવા હોય તો સત્સંગનું સેવન કરવું.

સંસારમાં અનેરા સુખનો અનુભવ લેવા માટે કાટુંબિક પ્રાર્થના દાખલ કરવી

સવારસાંજ પ્રાર્થના કરવાનો સમય ન મળે તો સાંજના અડધો કલાક નિયમ કરો.

આઠ દિવસ પ્રાર્થના કર્યા પછી તેનું રહસ્ય દરેકને અંતરમાં દેખાવા લાગશે.

દિવસભરનો કજિયોકંકાસ, ઉદ્વેગ પ્રાર્થનાના અડધા કલાકમાં ધોવાઇ જશે.

અડધા કલાકમાં એકાદ મિનિટ પણ જો સાચી પ્રાર્થના થઇ તો મહાન ફળ મળશે.

જેને પ્રભુ કરતાં જગત પર પ્યાર વધારે હોય છે, તે પ્રાર્થનાનું રહસ્ય નથી કળી શકતો.

પ્રાર્થનામાં આનંદાનંદની સ્થિતિ આવે તે પૂર્વે વિરહવેદના અનુભવાય છે.

હૃદય પીગળીને આંખમાંથી આંસુ પડવા માંડે એ વિરહની પ્રાર્થનાનો સમય છે.

નયનાશ્રુઓ પ્રભુના વિરહથી અસ્ખલિત રીતે વહે છે, એ સાધકની પ્રાર્થના છે.

જ્ઞાનીની પ્રાર્થનામાં વિરહભાવ નથી હોતો, પણ પ્રભુમિલનથી આનંદાનંદ હોય છે.

અદ્વૈતભાવની સ્થિતિમાં પ્રાર્થના નથી હોતી, પણ કેવળ સ્વરૂપમાં નિમગ્નતાજ હોય છે.

('વિશ્વજ્યોતિ'ના એક અંકમાંથી)

---

# ૧૨૧–જીવનસૂત્રો

(સંગ્રાહકઃ–શ્રી. ઠાકોર ગો. શાહ)

સૃષ્ટિમાં જેટલા અણુઓ છે તેટલા માર્ગ પ્રભુપ્રાપ્તિ માટે છે; પણ તે સર્વમાં સેવા એ સર્વોત્તમ અને ટૂંકામાં ટૂંકો માર્ગ છે.

ડિગ્રીઓ માણસના નામને દીપાવે છે, પણ માણસને તો ગુણ દીપાવે છે.

નિરાશા એ નરમાં સ્ત્રીનું તત્ત્વ છે, તે કાઢી નાખે ત્યારેજ નર સાચો 'નર' થાય.

ઊગતો સૂર્ય, ફૂટતું યૌવન અને પ્રકટતો પ્રેમ કયે વખતે પોતાનું રૂપ બદલશે તેની ખબર પડી શકતી નથી.

પૈસો ઉદરનિર્વાહનું સાધન છે, સાધ્ય નથી.

પહેલો પ્રયત્ન, પછી સફળતા. પ્રયત્નની શરૂઆત અને સફળતા વચ્ચે સહન કરવાનું આવેજ. એ સહન કરવા તૈયાર નથી, તે સફળતા મેળવી શકતો નથી.

પ્રેમમાં દઢ શ્રદ્ધા અને પોતાના સ્વાર્થ ઉપર વિરાગ કે બેદરકારી હોય તોજ સ્નેહ નભી શકે છે.

ચડતી અને પડતી સર્વની છે. આજે જે ચડે છે તેજ કાલે

પડે છે; કાલે જે પડે છે તેજ આગળ ચઢે છે. તેમાં અંતરની સ્થિર-તાનેજ જાળવવાની છે.

શરીરને ટકાવી રાખવા માટે જરૂરના હોય તેટલાજ ભોગ્ય પદાર્થોનો ઉપયોગ કરવો જોઇએ.

પોલાદી લોખંડની સાંકળના બંધન કરતાંએ વધારે જબ્બર બંધન રૂઢિનું કહેવાય છે. હિત જરાએ જળવાતું ન હોય અને હાનિ ઉઘાડી હોય છતાં એવી અનિષ્ટ રૂઢિઓને માણુસો વળગી રહેતા જોવાય છે. તેથીજ ઉન્નતિ આઘી ને આઘી રહેવા પામે છે.

ધર્મને પાયમાલ કરનાર ધનનો દુરુપયોગ છે; ધર્મને આબાદ કરનાર વૈરાગ્ય છે.

તૃષ્ણાની કોઠી કોઇથી ભરાઈ છે ?

અમૃત વાવો તો અમૃત ઊગે; ઝેર વાવો તો ઝેર ઊગે.

આ સૃષ્ટિચક્ર છોકરાની રમતમાં ઊછળતા દડા જેવું છે. દડો ઠેઠ જમીનને અથડાય એટલે પાછો ઊંચો ઊછળેજ અને ઊંચે ચડ્યા પછી પાછો ઊંચે ન જાય, તેમ ત્યાં ને ત્યાં પણ નજ રહે, પણ પાછો પૃથ્વી પરજ પડે. દુઃખ પણ આ પ્રમાણે શિખરે ચડ્યા પછી ઓછું થાયજ.

પ્રયત્નનું બળ થોડું નથી.

ખોટા કામને મુલતવી રાખતાં શીખવું.

જો ઇન્દ્રિયો અને મન વશ હોય તો પરમાત્માનું ધ્યાન બધાથી વધારે કલ્યાણનું ઉત્તમ સાધન છે.

હવાના ફેરફારથી ચામડી એકસરખી રાખવી હોય તો વેસેલાઇન તેલ, કોલ્ડક્રીમ વગેરે ઉપચાર છે; તેમજ નસીબરૂપી હવાના ફેરફારમાં મનની સ્થિતિ સરખી રાખવા માટે દઢતા, ધૈર્ય, સહનશીલતા વગેરે ઉપચારો આવશ્યક છે.

જગત દુઃખી છે, કેમકે વર્તમાનનું સુખ તે સમજી શકતું નથી.

ઊઠતાં, બેસતાં, ચાલતાં, હરેક વખતે નામનો જપ કરવામાં આવે, નામને કદી પણ ન ભુલાય; આ ભગવત્પ્રાપ્તિનો બહુજ સહેલામાં સહેલો ઉપાય છે.

દ્વેષનો બદલો દ્વેષથી ન લેતાં પ્રેમથી લેવો.

શાંતિ અને પ્રેમ આરોગ્યતા આપનાર છે.

કુમળું હૃદય એક પાસ કમળથી પણ કોમળ અને બીજી પાસ વજ્રથી પણ કઠિન હોઈ શકે છે.

જ્યારે વિનાશકાળ આવે છે, ત્યારે માણસની બુદ્ધિ ભ્રમિત થઈ જાય છે ને પોતે જે કરે છે તે સારું જ કરે છે એમ માની વિનાશકાળની નજીક ને નજીક જાય છે.

દરેક મનુષ્યનું ભાગ્ય તેના પોતાના હાથમાં છે.

એક માત્ર ભાગ્યને ભરોંસે રહી પુરુષાર્થ કરવાનું ત્યાગો નહિ.

અવિચળ સુખ લેવાં હોય તો નિષ્કામ કર્મ કરવાં.

મા, મિત્ર, બહેન અને કંઇક ચોથું—એ મળી એક 'ગૃહિણી' થાય એજ ખરી ગૃહિણી છે.

વિદ્યા, વિનય અને વિવેક મેળવી દાન, દયા અને દીનતાનો ઉપયોગ કરવો.

કોઇ પણ કાર્ય કરતી વખતે સામાની સ્થિતિમાં પોતાને મૂકી દેવાની ટેવ પાડવી.

જગતમાં છતાં જગતથી દૂર રહેવું એ સુખનો ઉત્તમ ઇલાજ છે.

વિનયશીલ, શાંત, ગૃહકાર્યમાં કુશળ અને યોગ્ય રીતે બાળકોની સંભાળ લેનારી સ્ત્રી વંદ્ય છે.

સ્ત્રીઓ પોતાનું કર્તવ્ય બરાબર ઓળખશે એટલે તેઓને જોઇતું સ્વાતંત્ર્ય કેમ મેળવવું તેનો માર્ગ પણ જડશે.

વિચાર કરનારાં અને કાર્ય કરનારાં માણસો જુદી જુદી કોટિનાં છે. એકને દેશકાળ સાથે બહુ થોડો સંબંધ છે; અન્યને પગલે પગલે દેશકાળનો વિચાર કરવો પડે છે.

ખરું સુખ આત્મપ્રતિષ્ઠામાં નહિ, પણ આત્મોત્સર્ગ અથવા આત્મવિસર્જનમાં છે. વિષયનાં સુખ તથા ધનની તૃષ્ણા જીવને રખડાવે છે.

એમ. એ. ની ડિગ્રી મેળવવી સહેલી છે, પણ સજ્જનતાની ડિગ્રી મેળવવી અઘરી છે. પરિશ્રમ કરતા રહો તો ઈશ્વર જરૂર સહાય કરશે; પ્રયત્ન ન કરનારનો અવાજ ઈશ્વર પણ સાંભળતો નથી.

ભૂલ થાય એ માણુસનો સ્વભાવ છે. ભૂલ સુધારવી એ માણુસનો ધર્મ છે. જેણે ભૂલ કરી નથી તે દેવ છે. જે ભૂલ સુધારતો નથી તે પશુ છે.

તમારું મગજ શાંત રાખો. કામ સંબંધે બડબડાટ ન કરો. સૌંદર્યવતી વસ્તુથી આપણે આકર્ષાઇએ એ નબળાઇ છે. એ આકર્ષણુ કરતાં વધુ પ્રબળ આકર્ષણુથી જે ન અંજાય એ બળવાન છે. એકવાર જેના તરફ આકર્ષણુ થયું તેનેજ ચાહવું, તેનેજ પૂજવું, તેનીજ સાથે જીવન ગુજારવું, એ સાચો પ્રણુય છે.

તમારામાં હિંમત, હોંસ તથા ઉત્સાહ હશે તો તમે ફતેહ પામશો.

કંટાળવું એ માણુસનો સ્વભાવ છે, પણુ તેમ ન થાય તેની સાવચેતી રાખી ગમે તેવો સમય સુખમાં કાઢવા કોશિશ કરવી.

માણુસના વિચાર બદલાવાજ ન જોઇએ એવો નિયમ નથી.

જ્ઞાનદાન એ અન્નદાન તથા વિદ્યાદાન કરતાં મોટું છે.

હમેશાં નિયમસર થોડું થોડું કરતા રહેજો.

પ્રસન્ન મુખથી પ્રયત્ન કરો; ઉન્નતિનું દ્વાર પ્રયત્ન કરનારને માટે ખુલ્લું છે.

દુનિયામાં કોઇ માણુસ બીજાના ઉપર ઉપકાર કરે છે એમ કદાપિ માનવું નહિ.

ભય-જોખમ એ આપણી કલ્પનાનુંજ ફળ હોય છે, માટે તેનું અસ્તિત્વ સ્વીકારવું નહિ.

તમારા કામની યોજના તૈયાર કરો અને પછી તેને વળગી રહો. અડચણો કે સરળતાના પ્રસંગો આવે તેમાંએ તે કાર્ય સતત ચલાવ્યા કરો.

તમે જે કાંઇ કરશો તેનાં ફળ તમારે પોતાને ભોગવવાનાં છે.

ઉત્સાહ અને ખંતની આગળ કોઇ પણુ કામ અઘરું નથી.

જે કામ તમે હાથમાં લો-આરંભો, તેનું પરિણામ સારું કે નરસું ન આવે ત્યાંસુધી એ મૂકી દેવું નહિ.

વેપાર કે નોકરીમાં જે માણુસ સત્યને વળગી રહેશે, તે આ દુનિયામાં પૈસેટકે સુખી થશે; એટલુંજ નહિ પણુ પરલોકમાં તેના

આત્માનું પણ કલ્યાણ થશે, કારણ કે સત્ય એજ ધર્મ છે.

પરમેશ્વર હાથથી નહિ, પણ આશિષથીજ મદદ કરે છે; એ આશિષને લાયક બનવાનું કામ આપણે શિર રહે છે.

સ્વરૂપનું જ્ઞાન એ સમગ્ર સુખનું મૂળ છે.

જેણે મોટું કામ સાધવું હોય તેણે કાયર થવું નહિ.

ભલું કહેવા કરતાં બૂરું કહેવું એ શું સારું નથી ?

જીવન ગમતા અને ન ગમતા—રસાર્દ્ર અને સુક્કા—પ્રસંગોની સાંકળથી બંધાયેલું છે.

ઈશ્વરે માનવીને, જગતમાં પોતાને માટે શું શું થઇ રહ્યું છે તે જોવા, જાણવાની શક્તિ આપી હોત, તો દુનિયાના ઘણા ગોટાળાનો નાશ થાત.

અનિષ્ટ ભાવિના પડછાયા ઘણી વખત વર્તમાનકાળ સુધી લંબાય છે; દુઃખદ ભાવિની પગલીઓના પડઘા ઘણી વખત આગળથી ગાજતા હોય છે; આંખ હોય તે જુએ છે, કાન હોય તે સાંભળે છે ને શાન હોય તે સમજે છે.

જેમના પ્રતિ રામ કૃપા કરીને જુએ છે, તેમને કોઇ પણ વિઘ્ન અડચણ કરી શકતું નથી.

કળિયુગમાં રામના નામરૂપ કલ્પતરુ કલ્યાણના નિવાસરૂપ છે.

આપત્તિ આવતાં મનુષ્યની બુદ્ધિ આપોઆપ ખીલી ઉઠે છે.

જ્યારે તમને લાગે કે, તમારી શારીરિક ને માનસિક શક્તિઓ દુનિયામાંનું તમારું સ્થાન ટકાવી રાખવા જેટલી બળવાન નથી, ત્યારે તમારી જિંદગીને નિર્મૂલ્ય ગણીને ફેંકી દેજો.

લાખ વાતની એક વાતઃ—

સૂતો માણસ સાત લાખ વિચારો કરે તો તે નકામા છે, તેમ બેઠો માણસ બોતેર લાખ વિચારો કરે તે પણ નકામા છે, જ્યારે—

ઊભો માણસ એક વિચાર કરે તે ઘણોજ કામનો છે; કારણ કે જે ઊભો થઇને કામે લાગે તેજ ઉન્નતિ મેળવી શકે છે.

('વિશ્વજ્યોતિ'ના એક અંકમાંથી)

## ૧૨૨–ત્રિપુટી

૧. ત્રણ પ્રકારની વાતોથી સદા દૂર રહો. (૧) પોતાની તારીફ, (૨) બીજાની નિંદા અને (૩) પરદોષદર્શન.

૨. ત્રણ વાતો બરાબર ધ્યાનમાં રાખી વર્તનમાં મૂકો. (૧) ઈશ્વરસ્મરણ, (૨) બીજાનું સન્માન અને (૩) પોતાના દોષ જોવા તે.

૩. ત્રણ વાતો સદા વિચારો. (૧) પ્રભુપ્રેમ કેવી રીતે મેળવી શકું? (૨) દુખિયાંનાં દુઃખ કેવી રીતે દૂર થાય? અને (૩) હૃદય પાપશૂન્ય–પાપથી રહિત કેવી રીતે કરી શકું?

૪. ત્રણ પ્રવૃત્તિથી સદા દૂર રહો. (૧) પરચર્ચાથી, (૨) વાદવિવાદથી અને (૩) નેતાગીરી–આગેવાનીપણું લેવાથી.

૫. ત્રણ ઉપર હમેશાં દયા રાખો. (૧) અબળા પર, (૨) વિકળ–ગાંડા મનુષ્ય પર અને (૩) રસ્તો ભૂલેલ પર.

૬. ત્રણનાં ઉપર કદીએ દયા ન કરવી, (૧) પોતાનાં પાપ ઉપર, (૨) આળસ ઉપર અને (૩) પોતાની ઉચ્છૃંખલતા, ઉદ્ધતાઇ ઉપર.

૭. ત્રણ બાબતો પર કાબૂ રાખો. (૧) મન, (૨) ઇન્દ્રિયો અને (૩) જીભ.

૮. ત્રણથી હમેશાં છેટે રહો. (૧) અહંકારથી, (૨) મમતાથી અને (૩) આસક્તિથી.

૯. ત્રણ ઉપર સદ્ભાવ રાખો. (૧) ઈશ્વર પર, (૨) સદાચાર પર અને (૩) ગરીબો પર.

૧૦. ત્રણથી સદા ડરતા રહો. (૧) અભિમાનથી, (૨) દંભથી અને (૩) લોભથી.

૧૧. ત્રણની પાસે નમ્ર બનો. (૧) ગુરુ, (૨) માતા અને (૩) પિતા.

૧૨. ત્રણ પર સદા પ્રેમ રાખો. (૧) ઈશ્વર પર, (૨) ધર્મ પર અને (૩) દેશ પર.

૧૩. ત્રણને સદા હૃદયમાં ધારી રાખો. (૧) દયા, (૨) ક્ષમા અને (૩) વિનય.

૧૪. ત્રણનું સદા સેવન કરો. (૧) સંત, (૨) સતશાસ્ત્ર અને (૩) પવિત્ર ભૂમિ.

૧૫. હૃદયમાંથી ત્રણને હાંકી કાઢો. (૧) રાગ, (૨) દ્વેષ અને (૩) મત્સર.

૧૬. ત્રણ વ્રતોનું સદા પાલન કરો. (૧) પરસ્ત્રીત્યાગ, (૨) (૨) પરધનત્યાગ અને (૩) અસહાયની સેવા.

૧૭. ત્રણનું સદા ભરણપોષણ કરો. (૧) માતાપિતા, (૨) સ્ત્રી–અને બાળકો અને (૩) દીન–દુઃખી.

૧૮. ત્રણની સંગત કદી ન કરો. (૧) વ્યભિચારીની, (૨) જુગારીની અને (૩) લબાડીની.

૧૯. ત્રણની સ્થિતિ પર વિશેષ ધ્યાન આપો. (૧) વિધવા સ્ત્રી, (૨) અનાથ બાળક અને (૩) દબાયેલ અથવા પરાશ્રિત પ્રાણી પર.

૨૦. ત્રણની જરૂરિયાત પર ખૂબ ધ્યાન આપો. (૧) મૂંગા પ્રાણી, (૨) સંસાર–ગૃહસ્થાશ્રમ ત્યાગી અને (૩) કાંઇ પણ નહિ માગવાવાળા અતિથિ ઉપર.

૨૧. ત્રણની દરકાર ન કરો. (૧) ધર્મ પાળવામાં ભોગવવા પડતા કષ્ટની, (૨) બીજાનાં દુઃખ–કષ્ટ દૂર કરવા માટે થતા ધન-વ્યયની અને (૩) રોગીની સેવામાં પોતાનાં શરીર–અથવા સુખ–સગવડતાની.

૨૨. ત્રણ જણને અટકાવો નહિ. (૧) જલદી ઉપડી જવા-વાળી ગાડીમાં બેસનાર મુસાફરને, (૨) અન્યની સેવા કરનારને અને (૩) દાતારને.

૨૩. ત્રણ કાર્યમાં આળસ કરો. (૧) કોર્ટે લડવામાં–લડાઇ–ઝઘડા કરવામાં, (૨) વાદવિવાદમાં અને (૩) બીજાના દોષ જોવામાં.

૨૪. ત્રણ પ્રકારના આવેશ વખતે કોઇ પણ કામ કરતાં અટકો (૧) ક્રોધાવેશમાં, (૨) કામાવેશમાં અને (૩) લોભના આવેશમાં.

૨૫. ત્રણનું ખૂબ સન્માન કરો. (૧) વૃદ્ધનું, (૨) સાચા બ્રાહ્મણનું અને (૩) નિર્ધન દરિદ્રનારાયણનું.

૨૬. ત્રણને હૃદયના ભાવપૂર્વક અપનાવો. (૧) પ્રભુના પ્રેમને, (૨) સંતમહાત્માને અને (૩) સત્‌શાસ્ત્રને.

૨૭. ત્રણની સન્મુખ નમ્ર બનો. (૧) ગુરુદેવ, (૨) વિદ્વાન અને (૩) રાજપુરુષ.

૨૮. ત્રણ કાર્યમાં મનને સ્થિર કરો. (૧) પ્રભુભજન, (૨) ધ્યાનમાં અને (૩) સત્સંગમાં.

૨૯. ત્રણ જાતનાં અશ્રુઓને પવિત્ર માનો. (૧) પ્રેમનાં, (૨) કરુણાનાં અને (૩) સહાનુભૂતિનાં.

૩૦. ત્રણ સ્થિતિ મેળવવાથી દૂર રહો. (૧) મહંત, (૨) અન્યને દીક્ષા આપી ચેલા બનાવી ગુરુ બનવાની અને (૩) માલિક બનવાની.

૩૧. ત્રણ બનવામાં આનંદ માનો. (૧) અજ્ઞાત સેવક, (૨) વ્યર્થ નિંદાના પાત્ર અને (૩) પરનાં સુખનું સાધન.

૩૨. ત્રણ વાતનો દુરાગ્રહ ન કરો. (૧) સંપ્રદાયનો, (૨) વેષનો અને (૩) પોતાના મતનો.

૩૩. ત્રણ વાતોનો સદા આગ્રહ રાખો. (૧) સત્યનો, (૨) સદ્‌ધર્મનો અને (૩) સત્‌ચારિત્ર્યનો.

૩૪. ત્રણ કરશો નહિ. (૧) શિષ્ય, (૨) જમાત અને (૩) મઠ–આશ્રમ વગેરે.

('કલ્યાણ' માસિકના એક અંકમાંથી)

# १२३–ओजस



ઓજસ એ ચારિત્ર્યની શુદ્ધિથી પ્રાપ્ત થતી એક દિવ્ય વસ્તુ છે. જેમ જેમ ચારિત્ર્યની વિશુદ્ધિ તેમ તેમ તેની પ્રાપ્તિ અને બળ વધારે.

ઓજસ એટલે દિવ્યતા. મનુષ્ય દેખાવમાં ગમે તેવો કદ્રૂપો હોય તોપણ ઓજસની પ્રાપ્તિને લીધે તે જ્યાંત્યાં પોતાના પ્રભાવને જમાવી શકે છે. વર્તનશૂન્ય મનુષ્ય દેહે ગમે તેવા સુંદર હોવા છતાં શિષ્ટ સમાજમાં જ્યાંત્યાં હડધૂત થાય છે. પોતાની વિદ્વત્તાની કિંમત વર્તનથી અંકાય છે. બી. એ. કે એમ. એ. ની આધુનિક ડિગ્રીઓથી નહિ.

મનુષ્યે જો કંઇ પણ પ્રાપ્ત કરવાનું હોય તો તે પોતાના ઓજસને વધારી પોતાનો પ્રભાવ વધારવાનું છે. મોઢા ઉપર કે શરીર ઉપર પફપાઉડરો કે ક્રીમોના લપેડા કરવાથી ઓજસ કંઈ વધતું નથી. એથી તો ત્વચાની સુંદરતા કંઇક અંશે વધે છે; પણ એ સુંદરતા જોવામાત્રની છે. તેથી કાંઇ કિંમતની આંકણી થતી નથી; માટે જનસમાજમાં જો કાંઇ કિંમત વધારવી હોય તો તમારા વર્તનને શુદ્ધ રાખો. પોતાનું વર્તન અથવા રહેણીકરણી એવી શુદ્ધ હોવી જોઇએ કે કોઇને પણ આંગળી ચીંધવાપણું રહે નહિ.

સુભાગ્યે ભારતભૂમિમાં તમારો જન્મ થયો છે. પૂર્વકાળમાં થઇ ગયેલા ઋષિમુનિઓ અને મહાત્મા સંતપુરુષોના જીવનનો અભ્યાસ કરો. તેમની કિંમત તેમના વિશુદ્ધ ચારિત્ર્યથી અંકાતી હતી અને ચારિત્ર્યની શુદ્ધિથી તેમનું ઓજસ વધતું હતું. તમે પણ જીવનમાં તે માર્ગ સ્વીકારવાનો નિયમ રાખો. તમારું ઓજસ જરૂર વધશે. ઓજસપ્રાપ્તિનો આ રાજમાર્ગ છે. તપ, ધારણા, ધ્યાન, જપ આદિ બીજા ઓજસપ્રાપ્તિના અનેક માર્ગો છે; પણ ચારિત્ર્યનું પ્રથમ પગથિયુંજ જે ચૂકે છે, તે બીજા અનેક પ્રસંગોમાં ચૂકતોજ આવે છે. ખરી રીતે તો એવા ચારિત્ર્યશૂન્ય પશુઓથી ભકિત, જ્ઞાન, ઉપાસના કે એવા સુમાર્ગો ઉપર જઇ શકાતુંજ નથી.

આધુનિક કાળના વાતાવરણમાં તો ચારિત્ર્યની કિંમત ભુલાતીજ જાય છે. આ પણ એક યુગપ્રભાવ છે. વિષમ પ્રસંગોમાં અંતરની શમતા રાખી તમારો ચારિત્ર્યનો દીપક એવો રાખો કે સર્વની તેના પર નજર પડે. ચારિત્ર્યદીપને કદી ગમે તેવા વર્તનથી ઝાંખો પડવા દેશો નહિ. તેનાથીજ તમારું ઓજસ વધશે.

('મહિલાભૂષણ' ના એક અંકમાંથી)

## ૧૨૪–તારે કરવું હોય તે કરને

(લેખકઃ–શ્રી. મણિલાલ હિરાણી)

ભજન

તારે કરવું હોય તે કરને, નથી પ્રભુથી કંઇ છાનું;
મનમાં ઘાટ નવા નવા ઘડને, નથી ધાર્યું તારું થવાનું–ટેક
હરિ વિણ પાન ન હાલે, મિથ્યા અભિમાનમાં રાચે;
મારું મારું કરી શાને મરી જાયે, સાથે આવે નહિ લગારે–તારે૦
ઝાઝી જંજાળો ભેગી કરીને, સુખ તું શું અનુભવે;
તૃષ્ણા વધતાં સંતોષ ખોવે, કોકડું ગુંચવાયા કરે–તારે૦
માયાના રાજ્યમાં કોકડું ઉકેલતાં, વ્રત હરિનું સ્મરણ ચૂકે;
શાંતિ ત્યાગી આખી જિંદગીમાં, સમય એળે ગુમાવે–તારે૦
શક્તિ યૌવનની જિંદગી ગુમાવી, હવે બુઢાપે શું ધોળે?
રાંડ્યા પછીનું ડહાપણ ડોળી, પસ્તાયે શું વળે–તારે૦
આ કરું ને પેલું કરુંમાં, આવ્યો મરણને આરે;
મનમાંનું તો મનમાં રહ્યુંને, ગર્વ બધો અહીં ગળે–તારે૦
સાચો જીવડો હોય તે તો, સચ્ચિદાનંદને જાણે;
નાથ રાખે તેમ સંતોષે રહીને, ભજનમાં રસ માણે–તારે૦

# १२५–चर्मचक्षुनी किंमत केटली अने दिव्यचक्षुनी केटली ?

(લેખકઃ—શ્રી. પંડિત ફ. ક. લાલન)

એક ફકીર રસ્તામાં ખૂબ બૂમો પાડતો પાડતો ચાલ્યો જતો હતો. તે ખુદાને એટલીજ નમ્ર પ્રાર્થના કરતો હતો કે, "હે ખુદા! મેરા જેસા કોઈ દુઃખી નહિ, કોઇ દુઃખી નહિ. મુજકો કીસ લીયે બનાયા? ખુદા હમકું લે લો."

દરરોજ આ રીતે ટહેલ નાખતો નાખતો તે શહેરનાં ચૌટાં, રાજમાર્ગ, ભવ્ય બજારો અને ધોરી રસ્તાઓને ખૂંદી નાખી શહેરના એક છેડાથી બીજા છેડા સુધી નીકળી જતો. તે રાત્રીને દિવસ ફર્યાજ કરતો. તેને ધૂન લાગી હતી ટહેલ નાખવાની. પણ એ ટેલ તેની સમજ પ્રમાણે ખોટી ન હતી. એ બિચારો ઘણોજ દુઃખી હતો. દિવસે માંડ માંડ તેને બે ટંકનું ભોજન પણ આરોગવા મળતું, કપડાં પણ ચીંથરેહાલ પહેરવા મળતાં. તો પછી સૂવા, બેસવા કે આરામની તો વાતજ ક્યાં? તેને નહોતું ઘરબાર. તે મસ્જિદના ઓટલે સૂઇ રાત્રી પસાર કરતો.

આ રીતે દિવસો નિર્ગમન કરતાં કરતાં એક દિવસે સૂર્યના પ્રચંડ તાપમાં રખડી રાજમાર્ગ ઉપર ટહેલ નાખતો નાખતો તે પસાર થતો હતો. ત્યાં એ શહેરના બાદશાહને કાને તેના શબ્દો પડ્યા. બાદશાહ અંધ હતા. તેમણે હજૂરિયાને મોકલી તે ફકીરને બોલાવ્યો ને પૂછ્યુંઃ " ફકીર! તુમકુ કયા ચાહતા હૈ? " ફકીરે કહ્યુંઃ " " જહાંપના! મેરા જેસા કોઇ દુઃખી નહિ હૈ." બાદશાહે કહ્યુંઃ કે, " મેરા જેસા કોઇ દુઃખી નહિ." ફકીરે જવાબ આપ્યો "ખુદાવિંદ! આપ તો બડે સુખી હો." બાદશાહે કહ્યુંઃ " તુઝે કયા દુઃખ હૈ? કયા ચહીયે તુમકો?" ફકીરે બાદશાહને વિનંતિ કરી કહ્યુંઃ "જહાંપના! મેં બહોત દુઃખી હું. મેરી પાસ પેસા નહિ હૈ, કોઇ દફે ખાના ભી નહિ મિલતા.

તુઝે પરમાનંદ કી પ્રાપ્તિ હોતી હૈ ના નહીં.

હે મન! બિચારો તો સહી જો ભગવન્નામ રહને પર ભી તુઝે જપ કીર્તન મેં રુચિ નહીં હોતી તો પીછે તેરી ક્યા હાલત હોગી?

હે મન! સાંસારિક ક્લેશોં સે તૂ શ્રીભગવન્નામ જપકીર્તન બિના કિસી તરહ ભી છુટકારા પ્રાપ્ત નહીં કર સકતા. જૈસે હો જપ-કીર્તન કરના અભી સે શુરૂ કર દે, નહીં તો "પીછે કરુંગા" ઇસ વિચાર મેં હી સમય વ્યતીત હો જાયગા.

હે મન! જબ સમસ્ત શાસ્ત્ર નામ ઔર નામી કો અભેદ ઔર કલિયુગ મેં નામ હી એક માત્ર સાધન બતલાતે હૈં તબ એક પલ કે લિયે નામ કો ભૂલના કિતની બડી મૂર્ખતા હૈ, કૃતઘ્નતા હૈ, અતએવ તૂ અહર્નિશિ તૈલધારાવત્ નામજપ તથા કીર્તન કર.

('સંકીર્તન'ના એક અંકમાંથી)

# १३०—वर्तमान कालमें किस योगका आश्रय लेना चाहिये ?

(શ્રી પરમપૂજ્યપાદ શ્રી ઉડિયાસ્વામીજી મહારાજકે વિચાર)

પહલે મૈંને આસામ ઔર ભૂટાન આદિ પ્રાંતો મેં હઠયોગિયોં કી બહુત ખોજ કી થી. મુઝે જિસ કિસી પ્રસિદ્ધ હઠયોગી કા પતા લગતા ઉસીકે પાસ જાતા ઔર ઉસકી સેવા કર ઉસકે અનુભવ કા પતા લગાને કા પ્રયત્ન કરતા. મૈંને ઐસે કઈ હઠયોગી દેખે હૈં જિન્હેં તીન-તીન ચાર-ચાર ઘંટે કી સમાધિ હોતી થી. પરંતુ ઉનકી વાસ્તવિક સ્થિતિ કા પતા લગાને પર યહી વિદિત હુઆ કિ ઉનમેં સે કિસીકો ભી નિર્વિકલ્પ સમાધિ સિદ્ધ નહી હુઈ. હાં, સવિકલ્પ સમાધિ મેં ઉનકી સ્થિતિ અવશ્ય થી. ઇસકે સિવા, મૈંને પ્રાયઃ સભી હઠયોગિયોં કો રોગી ભી પાયા. હઠયોગ કા મુખ્ય લક્ષ્ય વીર્યકી પુષ્ટિ હૈ; પરંતુ મૈંને અધિકાંશ હઠયોગિયોંકો વીર્યસંબંધી રોગોંસે ભી ગ્રસ્ત પાયા હૈ. કિસીકો મૂત્રકૃચ્છ્ર, કિસીકો સ્વપ્નદોષ ઔર કિસીકો કિસી અન્ય રોગ કે

ચંગુલ મેં ફંસે દેખા હૈ. ઇસસે મેરી યહ દઢ ધારણા હો ગયી હૈ કિ વર્તમાન કાલ હઠયોગ કે અનુકૂલ નહીં હૈ; ઇસ સમય હઠયોગદ્વારા પૂર્ણતા પ્રાપ્ત કરના પ્રાયઃ સર્વથા અસંભવ હૈ.

ઇસકા યહ અભિપ્રાય નહીં હૈ કિ હઠયોગ કા માર્ગ હી ભ્રમપૂર્ણ હૈ ઔર ઉસસે કિસી ભી સમય પૂર્ણતા પ્રાપ્ત નહીં હોતી થી. ઇસ સમય ઇસકા જો વિપરીત પરિણામ હોતા હૈ ઉસકે મુખ્ય કારણ યે હૈં—

૧–હઠયોગી કા વીર્ય શુદ્ધ હોના ચાહિયે, ઔર ઇસકા ઇસ સમય પ્રાયઃ સર્વથા અભાવ હૈ.

૨–હઠયોગ કા અભ્યાસ સહન કરનેયોગ્ય બલ પ્રાયઃ નહીં દેખા જાતા.

૩–સિદ્ધ હઠયોગી ગુરુ કા મિલના ભી અત્યન્ત દુર્ઘટ હૈ.

ઇસકે સિવા ધ્યાન ઔર વૈરાગ્ય કી કમી હોનેકે કારણ આધુનિક હઠયોગી પ્રાયઃ અર્થલોલુપ ઔર ચંચલ પ્રકૃતિ કે દેખે જાતે હૈં. ઉનકે જાલ મેં ફૅંસકર મૈંને બહુત-સે સાધકોં-કે જીવન નષ્ટ હોતે દેખે હૈં. ઇસલિયે મેરા વિચાર હૈ કિ અપને કલ્યાણ કી ઇચ્છાવાલોં કો ઇસ ઓર પ્રવૃત્ત નહીં હોના ચાહિયે.

ઇસ પ્રકાર બહુત-સે હઠયોગિયોં સે નિરાશ હોને પર મુઝે એક ઐસે મહાત્મા મિલે જિન્હેં ધ્યાનયોગદ્વારા નિર્વિકલ્પ સમાધિ સિદ્ધ થી: ઉનકે સંસર્ગ સે મુઝે યહ અનુભવ હુઆ કિ સિદ્ધાસન ઔર શામ્ભવી મુદ્રા કે દ્વારા પૂર્ણ સ્થિતિ પ્રાપ્ત કી જા સકતી હૈ. યહ માર્ગ સર્વથા સરલ ઔર નિરાપદ હૈ. ઇસકે સિવા ભગવદ્ભજન, નામ-સંકીર્તન ઔર જપ કે દ્વારા ભી ભવસમાધિ પ્રાપ્ત હોતી દેખી ગયી હૈ. યહ માર્ગ સર્વસાધારણ કે લિયે બહુત ઉપયોગી હૈ. પરંતુ ઐસે ભાવુક સાધકોં મેં ભી વિચારકી કમી હોને કે કારણ પ્રાયઃ આંતરિક ક્રોધ ઔર લોભાદિ દોષ દેખે ગયે હૈં. ઇસ લિયે ઇસ માર્ગ કા અનુસરણ કરનેવાલોં કો ભી વિચારકી બહુત આવશ્યકતા હૈ; તભી વે ભગવદ્ભક્તિ સે પૂરા લાભ ઉઠા સકેંગે.

# १३१–श्वान–महोत्सव

( લેખકઃ–શ્રી. વૈષ્ણવદાસાનુદાસ શ્રીહરિદાસ ઘોષાલ )

પ્રસિદ્ધ કીર્તન–ગાયક શ્રીરામદાસ બાબાજી કે શ્રીગુરુદેવ શ્રીરાધારમણચરણદાસ બાબાજી પરમ ભક્ત વૈષ્ણવ થે. ઉનકા નિવાસ-સ્થાન બંગાલ કે યશોહર જિલે કે મહિષખાલા ગાંવ મેં થા. વે જવાની કે પ્રારંભ મેં હી ઘર છોડકર બગુડા જિલે કે ભવાનીપુર ગાંવ મેં ચલે ગયે થે ઔર વહાં ઉન્હોંને શ્રીકાલીમાતા કે મંદિર મેં બંગીય સં. ૧૨૯૮ કે સૂર્યગ્રહણ કે દિન મંત્ર–પુરશ્ચરણ કિયા. માતા શ્રીકાલીને દર્શન દેકર ઉનકો યહ આદેશ દિયા કિ તુમ શ્રીઅયોધ્યા મેં સરયૂ નદી કે તટ પર જાઓ, વહાં તુમ્હેં શ્રીગુરુદેવ કી પ્રાપ્તિ હોગી. આદેશ કે અનુસાર વે અયોધ્યા ગયે ઔર વહાં ઉન્હેં શ્રીશંકારારણ્યપુરીકે નિકટ મંત્રોપદેશ મિલા. ઔર ઉનકે આજ્ઞાનુસાર વે શ્રીમથુરા, વૃંદાવન, કાશી, ગયા, પ્રયાગ ઇત્યાદિ વિભિન્ન તીર્થસ્થાનોં કા દર્શન કરકે અંત મેં શ્રીધામ નવદ્વીપ આયે ઔર બડાલઘાટ કે નિકટ શ્રીગૌરહરિ બાબા સે જા ભેષ લેકર ઉન્હીં કે આશ્રમ મેં નિવાસ કરને લગે.

બંગીય ૧૩૦૨ સંવતકે વૈશાખ માસ મેં વે એક દિન કીર્તન કરતે–કરતે શ્રીમહાપ્રભુ કા દર્શન કરને જા રહે થે. ઉસ સમય એક કાલે રંગ કી કુતિયા ઉનકે સાથ–સાથ ચલને લગી. વે શ્રીમહાપ્રભુ કા દર્શન કરકે જબ બડાલઘાટ લૌટ આયે, તો કુતિયા ભી ઉનકે સાથ–હી–સાથ ચલી આયી. ઉન્હોંને આશ્રમ કે સેવક કો બુલાકર કહા 'ઇસ 'ભક્તિ મા' કે ભોજન કે લિયે મહાપ્રસાદ દો.' ઉસી દિન સે ઉસ કુતિયા કો સભી લોગ 'ભક્તિ મા' કે નામ સે પુકારને લગે. ઔર ઉસી દિન સે 'ભક્તિ મા' કભી અનિવેદિત ( ભગવાન્ કે ભોગ ન લગાયી હુઇ ) ચીજ નહિ ગ્રહણ કરતી. આશ્રમ મેં કુછ દિન રહને કે બાદ 'ભક્તિ મા' ને દેહત્યાગ કિયા. શ્રીચરણદાસ બાબાજી મહાશય ભક્તિ મા કા શ્રાદ્ધ–મહોત્સવ કરને કી ચેષ્ટા મેં લગ ગયે ઔર શરીરત્યાગ કે પંદ્રહવેં દિન એક મહોત્સવ કરને કા નિશ્ચય

કિયા. ચૌદહવેં દિન બાબાજી મહાશયને અપને પ્રિય ભક્ત શ્રીનવદ્વીપદાસ બાબાજી કો યહ આદેશ દિયા કિ, "તુમ નવદ્વીપ કે સભી વૈષ્ણવોં કો નિમન્ત્રિત કર આઓ." ઉનકે આદેશાનુસાર શ્રીનવદ્વીપદાસ નિમંત્રણ દે આયે. કુછ દેર કે બાદ જબ વૈષ્ણવોં ને યહ સુના કિ યહ કુતિયા કા શ્રાદ્ધ–મહોત્સવ હૈ તબ ઉન્હોંને શ્રીચરણદાસ બાબાજી કો યહ કહલા ભેજા કિ, "કુતિયાકે મહોત્સવ મેં હમલોગોં મેં સે કોઇ ભી સમ્મિલિત નહિ હોગા." યહ સુનકર બાબાજી મહાશય વિશેષ ચિંતિત હુએ, ક્યોંકિ પ્રાયઃ દોસો વૈષ્ણવો કે પ્રસાદ કે ઉપયુક્ત ભોગ સામગ્રિ કા સંગ્રહ કર લિયા ગયા થા. ઐસે સમય ઉન્હેં યહ સંવાદ મિલા કિ કોઈ ભી વૈષ્ણવ ઇસ મહોત્સવ મેં પ્રસાદ પાને નહિ આવેંગે. કુછ ક્ષણોં કે બાદ ઉન્હોંને નવદ્વીપદાસ કો બુલાકર કહા નવદ્વીપ! યદિ વૈષ્ણવગણ નહિ આતે તો ફિર અબ ક્યા જાય, તુમ એક કામ કરો; નવદ્વીપ મેં જિતને કુત્તે હોં, સબકો નિમંત્રણ દે આઓ, માર્ગ મેં જ્યોં હી કિસી કુત્તે કો દેખો, ત્યોં હી તુમ ગલે મેં કપડા ડાલકર દણ્ડવત્ પ્રણામ કરકે કહો 'હમારી ભક્તિ મા' ને શરીર–ત્યાગ કિયા હૈ, કલ ઉનકા મહોત્સવ હોગા. આપલોગ કૃપા કરકે બંધુ બાંધવોંસમેત બડાલઘાટ કે નિકટ શ્રીગૌરહરિ બાબાજી કે આશ્રમ મેં ઉપસ્થિત હોકર દોપહર કો વહાં મહાપ્રસાદ ગ્રહણ કીજિયેગા.' યહ સુનકર શ્રીનવદ્વીપદાસ ગુરુવાક્ય મેં દૃઢ વિશ્વાસ કરકે મતવાલે પાગલ કી ભાંતિ ઝૂમતે હુએ કુત્તોં કો નિમંત્રણ દેને ચલે. વે જહાં ભી કિસી કુત્તે કો દેખતે, વહીં દણ્ડવત–પ્રણામ કરકે હાથ જોડકર અશ્રુપૂર્ણ નેત્રોંસે ઉસકો કહને લગતે –'કલ હમારી 'ભક્તિ મા' કા શ્રાદ્ધ–મહોત્સવ હોગા, આપલોગ બંધુબાંધવસમેત હમારે ગુરુદેવ કે આશ્રમ મેં આકર મહાપ્રસાદ ગ્રહણ કરકે હમલોગોં કો કૃતાર્થ કરેં ઔર અપને સ્વજાતિયોં કો નિમંત્રણ દે કર હમ લોગોં કો ચિર અનુગ્રહીત કરેં.' માર્ગ મેં કુત્તોં કો ઇસ પ્રકાર નિમન્ત્રિત હોતે દેખકર દર્શકોં મે સે કોઇ તો શ્રીનવદ્વીપદાસજી કી હંસી કરતા કોઇ, ઉનકી મખૌલ ઉડાતા, કોઇ ઉન્હેં પાગલ સમઝતા, કિંતુ નવદ્વીપદાસજી કા ઇસ ઓર જરા ભી ધ્યાન

નહિ થા, વે તન-મન-વચન સે શ્રીગુરુદેવ કા આદેશ પાલન કર રહે થે. ઇસ પ્રકાર સમસ્ત નવદ્વીપ કી પરિક્રમા કરકે ઔર કુત્તોં કો નિમંત્રણ દે કર રાત્રિ કો નૌ બજે કે સમય શ્રીનવદ્વીપદાસજી આશ્રમ મેં લૌટ આયે.

ઇસ શ્વાન-મહોત્સવ કી બાત સારે નવદ્વીપ મેં ફૈલ ગયી. ઔર ચારોં ઓર સે આ-આકર લોગ કૌતૂહલપૂર્વક ઇસ દૃશ્ય કો દેખને કે લિયે એકત્રિત હોને લગે.

પ્રાયઃ ૨૦૦ ભક્તોં કે ખાનેયોગ્ય રસોઇ બનને લગી. ધીરે-ધીરે દસ બજને કો આયે, કિંતુ એક ભી કુત્તા ન દીખ પડા. તબ સબ લોગ આપસ મેં કાના ફૂસી કરને લગે કિ 'ભલા, યહ ભી કભી હો સકતા હૈ? કુત્તોં કી પશુ જાતિ ઠહરી, વે ભી કહીં નિમં-ત્રણ કી બાત સમઝ સકતે હૈં? ઉનકા નિમંત્રણ ગ્રહણ કરકે ભોજન કે લિયે આના અસંભવ હૈ.' કોઈ કોઈ કહને લગે કિ 'અરે ભાઈ! તુમલોગ ઇન બાબાજી કો નહિ જાનતે, યે સિદ્ધ પુરુષ હૈં, યે પ્રત્યેક જીવ મેં શ્રીનિતાઇચાંદ (નિત્યાનંદપ્રભુ) કા દર્શન કરતે હૈં, સંભવતઃ શ્રીનિતાઇચાંદ કોઇ લીલા કરના ચાહતે હૈં, દેખો ન, ક્યા હોતા હૈ.' ઇસકે બાદ એક દૂસરે સજ્જનને કહા 'અબ તો પ્રાયઃ બારહ બજને કો હૈ, અભીતક તો એક ભી કુત્તા નહિ નજર પડતા કિંતુ આશ્ચર્ય કી બાત યહ ન દેખો કિ શ્રીચરણદાસ બાબાજી કૈસે નિશ્ચિંત બૈઠે હૈં, કુત્તોં કે ન આને સે લોગ ઇન્હેં પાગલ કહેંગે, પર ઉસ ઓર ઇન કી દૃષ્ટિ હી નહિ હૈ, ઉલ્ટે સબ કો જલ્દી-જલ્દી રસોઇ બનાને કે લિયે ઉત્સાહિત કર રહે હૈં.' હોતે-હોતે જબ દો બજને કો આયે ઔર રસોઇ બનકર તૈયાર હો ગયી, તબ લોગોંને દેખા કિ ચારોં ઓર સે ભિન્ન-ભિન્ન પ્રકાર કે કુત્તે દૌડતે હુએ બડા-લઘાટ કી ઓર આ રહે હૈં. ઇસ દૃશ્ય કો દેખકર સભી લોગ આશ્ચર્ય મેં ડૂબ ગયે. દેખતે-દેખતે પ્રાયઃ આધે ઘંટે કે અંદર પ્રાયઃ દો સૌ કુત્તે આકર જમા હો ગયે.

બાબાજી મહાશયને જ્યોં હી દેખા કિ કુત્તેરૂપી મહાપુરુષગણ પધાર ગયે હૈં ત્યોં હી ઉન્હોંને ઉન લોગોં કો સાષ્ટાંગ દણ્ડવત્ કિયા

ઔર બડાલઘાટ કે સામને રાસ્તે મેં પંક્તિયોં મેં ઉન કે બૈઠને કે લિયે પ્રબંધ કર દિયા. રાસ્તે કે દોનોં કિનારે અનગિનત લોગ ઇસ દશ્ય કો દેખને લગે.

બાદ મેં બાબાજી મહોદયને હાથ જોડ કરકે કુત્તેરૂપી મહાપુરુષોં સે કહા 'આપલોગોં કી આજ્ઞા હો તો પત્તલ પરસ દૂં.' ઉન કે યહ કહતે હી સબને મુંહ ઉપર ઉઠાકર ઇન કી ઓર દેખા તબ બાબાજીને ઉન લોગોં કો પંક્તિયોં મેં બિઠાકર પત્તલ દેને કી વ્યવસ્થા કી ઔર બડે–બડે બર્તનોં મેં દાલ, ભાત, તરકારી, દહીં, ખીર ઇત્યાદિ સભી ચીજેં કો એક મેં મિલાકર પરોસને કે લિયે આદેશ કિયા. ચાર મનુષ્ય ભોજન પરોસને લગે. ઉસ સમય ગગનભેદી હરિધ્વનિસે શ્રીનવદ્વીપ કા આકાશ પૂર્ણરૂપસે ગૂંજ ઉઠા. જબ સબ પત્તલોં મેં ભોજન પરોસા જા ચુકા ઔર મિટ્ટી કે ગિલાસોં મેં જલ દિયા જા ચુકા તબ બાબાજી મહાશયને ફિર હાથ જોડકર કહા 'અબ આપલોગ પ્રસાદ ગ્રહણ કરેં.' કહને કે સાથ હી સબ કુત્તે શાંતિ કે સાથ ભોજન કરને લગે. ચાર પરોસનેવાલે સજ્જન ઘૂમ–ઘૂમકર સબ કો પરોસે કર રહે થે. જૈસે હી કિસી કે પત્તલ મેં પ્રસાદ સમાપ્ત હોતા થા વૈસે હી વે લોગ ઉનકે પત્તલ મેં પ્રસાદ દે દેતે થે. ભોજન કરને વાલે કુત્તોં મેં સે જબ કિસીકા પેટ ભર જાતા તો વન દોનોં હાથ ઉપર કો ઉઠાકર પીછે કી ઓર બૈઠ જાતા થા. જબ સબને ભોજન કર લિયા તબ સભી ઇસિ પ્રકાર પીછે કી ઓર બૈઠ ગયે. ઇસકે બાદ બાબાજી મહોદયને અપને પ્રિય શિષ્ય નવદ્વીપદાસજી સે કહા કિ તુમ કુત્તેરૂપી ઇન મહાપુરુષોં કા ચરણામૃત લો ઔર લોગોં કે જૂઠનરૂપી પ્રસાદ કો ઉઠાકર રખ દો. ઇસ બાત કો સુનતે હી શ્રીનવદ્વીપદાસજી એક કટોરે મેં જલ લાયે ઔર ઉન્હોંને સબ કુત્તેરૂપી મહાત્માઓં કા ચરણામૃત લિયા ઔર સભી પત્તલોં સે પ્રસાદ ઉઠાકર રક્ખા. ફિર બાબાજી મહાશયને શ્વાનવેશી વૈષ્ણવોં સે કહા–'યદિ આપલોગ પૂરા પ્રસાદ પા ચુકે હોં તો દાસકી ત્રુટિયોં કો ક્ષમા કરકે અપને–અપને સ્થાનોં કા પ્રસ્થાન કીજિયે.' ઉનકે ઇતના કહને કે સાથ હી વે સબ ધીરે–ધીરે ચલે ગયે.

રાહ-કિનારે ખડે હોકર જો લોગ ઇસ શ્વાનમહોત્સવ કા દર્શન કર રહે થે ઉન સભી લોગોંને બડે આગ્રહ સે ઇન શ્વાનવેશી મહાત્માઓં કા ચરણામૃત ઔર પ્રસાદ પાયા ઔર ઇસકે કારણ અપને કો ધન્ય સમઝા.

ઇસકે ઉપરાંત બાબાજી મહાશય સ્થિર નહિ રહ સકે. વે દૌડકર આયે ઔર ઉન પ્રસાદી-પત્તલોં કે ઉપર ઇસ છોરસે ઉસ છોર તક લોટને લગે. ક્રમશઃ સબ પત્તલેં ગાયબ હો, ગયી ઔર ભક્તગણોંને લોટ લોટકર ઉસ સ્થાન કો સાફ કર દિયા.

નવદ્વીપવાસી ભક્તગણ ઇસ આશ્ચર્યલીલા કો દેખકર, બાબાજી મહાશય કી અલૌકિક શક્તિ કા ગુણગાન કરતે-કરતે અપને-અપને ઘરોંકો ચલે ગયે.

બંગલા ૧૩૦૨ સં૦ કે વૈશાખ માસ મેં યહ ઘટના હુઇ થી. જિન લોગોંને ઇસ લીલા કો દેખા થા ઉનમેં સે કઇ સજ્જન અબ તક જીવિત હૈં. યહ સિર્ફ તેંતાલીસ વર્ષ પહલે કી ઘટના હૈ.

ઇસકે અતિરિક્ત શ્રીચરણદાસ બાબાજી મહાશય કેવલ 'શ્રી શ્રી નિતાઇ ગૌરાંગ' ઇસ નામ કી શક્તિ સે શ્મશાન કી ચિતાસે કિતને મુર્દોં કો ઉઠાકર જિંદા કર દિયા થા. ઇસ બાત કો જિન લોગોંને દેખા થા, ઉનમેં સે આજ ભી બહુતેરે જીવિત હૈં. ૧૩૧૨ (બંગલા) સંવત મેં શ્રીચરણદાસ બાબાજીને શરીર ત્યાગ કિયા થા. અબતક ઉનકે પ્રિય શિષ્ય વિખ્યાત કીર્તન-ગાયક શ્રીરામદાસ બાબાજી ફાલ્ગુન શુક્લ દ્વિતીયા કો ઉનકે તિરોભાવ કા મહોત્સવ પ્રત્યેક વર્ષ મનાતે હૈં.

('કલ્યાણ'ના એક અંકમાંથી)



# १३२–मा आओ !

જગજ્જનની, મહિષાસુરમર્દિની, મા, એક બાર આઓ, ઓર હમ ભારતીયોં કો કલહ દ્વેષ ઇર્ષ્યા કી દહકતી હુઇ જ્વાલા સે નિકાલો. રચના ઔર પ્રલય, જીવન ઔર મરણ કે સૂત્ર કો સંચાલન કરને કે લિયે જબ તુમ અટ્ટહાસ કરતી હો, તો ઉસમેં કોટિ કોટિ બ્રહ્માંડ બનતે ઔર બન બન કર બિગડ જાને હૈં. મા, હમ જાનતે હૈં કિ સૃષ્ટિ તુમ્હારા લાસ્ય ઔર પ્રલય તુમ્હારા તાંડવ હૈ. તુમ કાલી મહામયા કરાલવદના તથા મહામૃત્યુરૂપા હો. સૃષ્ટિ રચના કે પ્રારંભ મેં તુમ થીં ઔર અંત મેં ભી તુમ્હીં–તુમ હો, તુમ્હારે બિના સંસાર કા કોઇ પદાર્થ નહીં માં.

તુમ્હારે ભક્તોં ને અનેકોં નામ સે તુમ્હેં સંબોધિત કિયા હૈ. તુમ્હારે જીવન કા મુખ્ય વ્રત હી **'परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्'** રહા હૈ. રક્ત બીજોં કે કારણ જબ સંસાર કા પુણ્ય ત્રાહિ ત્રાહિ કરને લગતા હૈ. જબ ધર્મ કે નામ પર અસંખ્ય અત્યાચારોં કી સૃષ્ટિ હોને લગતી હૈ તબ હમ જાનતે હૈં કિ મા તુમ ખરકરવાલ લેકર મૈદાન મેં આતી હો, તુમ્હારા વહ રૂપ, ઓહ ! કિતના ભીષણ, કિતના રૌદ્ર, દેખ કર હૃદય ભય સે કંપિત હો ઉઠતા હૈ. કાલે કાલે ઘને કેશ, ભૈરવ વેશ, નેત્ર સે ક્રોધાગ્નિ કી લપટેં, ઐસા જ્ઞાત હોતા હૈ કિ સંસાર કી સમસ્ત વિભૂતિયાં હી આપકી ઇસ ક્રોધાગ્નિ મેં ભસ્મ હો જાયેંગી. માતા, તુમ્હારે તીસરે નેત્ર કી જ્વાલા જિસસે કિ કરાલ કિરણેં ફૂટ નિકલતી હૈં ઔર મસ્તક પર સિંદૂર કા ટીકા કિતના ડરાવના માલૂમ હોતા હૈ.

મા ! તુમ અનાદિ કાલ સે અસુરોં કે નાશ મેં સંલગ્ન હો, તુમ્હારી યહ લાલ જિહ્વા લોલ રસના રક્ત પીને કી અભ્યસ્ત હોગયી હૈ પર અભી તક તુમ્હારા ખપ્પર ન ભરા, કરબાલ કી પ્યાસ ન બુઝી, અભી તુમ્હારી ઇચ્છા જ્ઞાત હોતી હૈ કિ ખૂબ દિલ ખોલ કર અસુરોં કા રક્ત પીના ચાહતી હો મા ! ભગવતી ભૈરવી ! પિયો ઔર

અચ્છી તરહ પિયો, અસુરોં કે રક્ત કો પિયો ઇતના પિયો કિ તુમ્હારી રક્તપિપાસા શાંત હો જાય! પર હમ જાનતે હૈં મા! તુમ્હારી પ્યાસ શાંત હોના ભી ક્યા કોઇ અસાધારણ બાત હૈ? યદિ નિરંતર રૂપ સે ભી તુમ રક્તપાન કરતી રહોગી તબ ભી યહ પ્યાસ કઠિનતા સે બુઝેગી.

મા! ક્યા તુમ્હેં જ્ઞાત હૈ કિ ભારત મેં આજ તુમ્હારે નામ પર કિતની પશુબલિ હો રહી હૈ ઉન નિઃસહાય મૂંગે અબોધ પશુઓં કો કિસ પ્રકાર એક હી હાથ મેં મૌત કે ઘાટ ઉતારા જા રહા હૈ. કૈસી અન્યાય પૂર્ણ રચનાએં રચી જાતી હૈં. તુમ્હારી સનાતન તુમ્હારે હી નામ પર અપને સ્વાર્થ ઔર અપની ભલાઇ કે લિયે, અપની મનોકામના સિદ્ધિ કે લિયે તુમ્હારી પ્યારી ભોલી ભાલી સંતાન કી હત્યા કરકે ઉસકે રક્ત કો પવિત્ર રક્ત માનકર તુમ્હારી પૂજા કરતી હૈ. ભલા! વિચારને કી બાત હૈં કિ માના કે રક્ત સે માતા કે પવિત્ર સ્થાન કો કલંકિત ઔર અપવિત્ર કરકે આપકી પ્રસન્નતા કા ઇચ્છુક કિસ પ્રકાર કોઇ હો સકતા હૈ?

મા! આપ તો જગજ્જનની વિશ્વવંદ્યા ભગવતી અંબા કહલાતી હૈં, આજ આપકી હી પૂજા કરનેવાલે અભિમાન, દ્વેષ, કલહાગ્નિ મેં ભસ્મ હોને વાલે યહ ભારતવાસી અપને ધન, પુત્ર, સ્વાર્થ, વૈભવ, સિદ્ધિ કે લિયે ભ્રમ, મોહાંધકાર વશ દયા કે પાત્ર પશુ, બકરે, ભૈંસે, મુર્ગે આદિ કે ગલોં પર છુરી ફેર કર આપસે સફલતા કા વરદાન ચાહતે હૈં. ક્યા યહ આકાશકુસુમવત્ નહીં. ક્યા ઇન નિરીહ પ્રાણિયોં કી હત્યા કરને વાલા ભી કભી સુખી રહ સકતા હૈ?

અંબે! યહ તો તુમ્હારા સચ્ચા કામ નહીં, માતા! ઇસકા અંત તો શીઘ્ર હી હોના ચાહિયે. મા! આજ તેરે નામ કા સ્મરણ કરને કે લિયે ભારત મેં સાત હજાર તેરે મંદિર હૈં, જહાં તુઝે પ્રસન્ન કરને કે લિયે લાખોં નિરપરાધ બકરે ઔર ભૈંસોં કી હત્યાએં કી જાતી હૈં. એક બાત ઔર હૈ મા! વહ યહ કિ કોઇ ઇન બલિદાનોં કો રોકને કે લિયે તેરા વીર પ્રયત્ન કરતા હૈ તો ઉસકે સામને તેરે હી નાલાયક પુત્ર તેરે નામ પર રચે ગયે ગ્રંથોં કા પ્રમાણ પેશ કરતે

હૈં. જો સરાસર ઉનકે વિનાશ કે લક્ષણ હૈં. મા! તેરે નામ પર વર્તમાન દશા મેં તો યહ અત્યાચાર નહી દેખા જાતા. તેરા નામ લેકર જિન મંદિરોં મેં મૂંગે ઔર નિરપરાધ પ્રાણિયોં કા રક્ત બહાયા જાતા હો, વહ મંદિર નહીં, કસાઇખાને હૈં.

દેખો મા! તુમ્હારા એક લાલ રામચંદ્ર શર્મા નામક કઇ વર્ષ સે ઇસ પાખંડી પ્રથા કા અંત કરને કે લિયે સત્યાગ્રહ કર રહા હૈ, જિસે તેરી કૃપા સે અબ તક તો કઇ સ્થાનોં મેં સફલતા હી મિલી હૈ જિસ સે જ્ઞાત હોતા હૈ કિ મા! તેરી ઇચ્છા ભી ઇસ પ્રથા કા અબ અંત હી કરને કી હૈ. ઇસ વીર કા અબ કી બાર કાલી મંદિર કલકત્તા પર તેરે બલિદાન કે વિરુદ્ધ અનશન વ્રત પ્રારંભ હોગા. યહ દિન ભાદ્રપદ શુક્લ પૂર્ણમાસી કા હૈ ઔર ઇસને એક ભરી સભા મેં પ્રતિજ્ઞા કી હૈ કિ "જબ તક કાલીજી કે મંદિર કે હોને વાલે પ્રાણી-વધ કા સદા કે લિયે અંત ન હોગા તબ તક મૈં અનશન કરુંગા."

મા! આઓ! ઔર એક બાર ઉન બલિ ચઢાને વાલોં કે હૃદયોં મેં ઐસી દયા કી ભાવના ભર દો કિ વહ એક સ્વર સે પુકાર ઉઠેં પશુબલિ માં કે નામ પર ચઢાના ધૂર્તતા, અજ્ઞાનતા, ઔર પાંખંડ હૈ.

મા! અન્ત મેં હમારી ફિર એક બાર યહી પ્રાર્થના હૈ કિ તુમ તો સદૈવ દુષ્ટો, રાક્ષસોં ઔર અત્યાચારિયોં કા માન મર્દન કરતી રહતી હો, ફિર ઇસ અભાગે ભારત મેં હી ક્યોં, ઇસ પ્રકાર કે અસંખ્ય અત્યાચાર, વ્યભિચાર, બેઇમાની–ધૂર્તતા–ધર્મ કે નામ પર અધર્મ–અત્યાચાર–ઠગી–છલ–કપટ–ભ્રૂણ હત્યાએં અબલાઓં ઔર સમસ્ત જનતા આર્તનાદ સુના જા રહા હૈ. ક્યા, હમ ઇસે મા! આપકે આગમન કી સૂચના સમઝેં, યદિ ઐસા હૈ તો આઓ! આકર હમારા ઇન અનગિનત પાપોં સે ઉદ્ધાર કરો.

જાઓ! વીર રામચંદ્ર! લંકા કો જીત કર આઓ! મા કા આશીર્વાદ હૈ કિ તુમ અપની પ્રતિજ્ઞા પર સફલતા પ્રાપ્ત કરો. માર્ગ મેં યદિ કોઇ તુમ્હેં મહાવીર, સુગ્રીવ, વિભીષણ સરીખા–સાથી મિલ જાય તો ઉસે ભી અપને સાથ લે લો! બસ, વિજય તુમ્હારે હાથ હૈ.

('મન–મૌજી'ના એક અંકમાંથી)

## १३३—कहे प्रभु! तुं क्यां गयो छे?

(લેખિકાઃ-શ્રીમતિ ગંગાબહેન પટેલ)

આહ! ઇશ્વર તું ક્યાં છે? શું આ ગગનચુંબિત મંદિરોમાં તારો વાસ છે? શું શિલ્પીની કળામાંથી ઉત્પન્ન થયેલી મનુષ્યકલ્પિત આકૃતિઓમાં તું વસ્યો છે? તારા નામનો સર્વત્ર મહિમા ગવાય છે. ત્યારે તું શું એક મંદિર કે અપાસરામાં, એક મસ્જિદ કે દેવળમાં ભરાઇ બેસે ખરો? ના, પ્રભુ! ના; મારી બુદ્ધિ એ સ્વીકારવા ના કહે છે. ત્યારે તું ક્યાં છે?

કોઇ તને વસ્ત્રો પહેરાવે છે, શણગાર ધરાવે છે, ઉઠાડે છે, નવરાવે છે, જમાડે છે, સુવાડે છે ત્યારે ખરેજ મને મૂંઝવણ થાય છે. અરે! બારીબારણાં બંધ કરી તને સંતાડી દેવામાં આવે ત્યારે કોને મૂંઝવણ ન થાય? ખરેખર હું તો મૂંઝાઉંજ છું. પ્રભુ! તારા અલંકાર ચોર ચોરી જાય છે; વળી તને કોઇ અડીને અભડાવી જાય છે એવું સાંભળી હે મહાબળવાન બાપ—પવિત્ર પિતા મને દુઃખ થાય છે. પ્રભુ! જ્યારે તારી સેવાના ઇજારા લેવાય છે, જ્યારે તારે નામે તૈયાર કરેલું પકવ અન્ન પૈસાવાળાજ પામે છે, ત્યારે ઓ દયા-નિધિ! તારાં ગરીબ બાળકો તારા પ્રસાદરૂપી સૂકા રોટલા માટે ટળવળે છે! એવું એવું દેખીને મને શંકા થાય છે કે પ્રભુ! જેને એ પ્રસાદ ધરાય છે તે તુંજ છે કે? નહિ પ્રભુ! નહિ! તું! ત્યાં તો નહિજ હોઉં! જો તું ત્યાં હોઉં તો તારે મન ભેદ કેમ હોય? તારે તો માથાના કેશથી માંડીને પગના નખ સુધીમાં એક અંગનીજ ભાવના હોય! આહ! ત્યારેજ હું શોધું છું કે તું ક્યાં છે?

પ્રભુ! તારા નામથી કેટલો કોલાહલ! કોઇ કહે આ પ્રભુ મારો, અહીં તમારે નહિ આવવું. પાપીઓને પ્રભુ પાસે આવ-વાનો અધિકાર નથી. તમો નીચ છો, નીચ જાતિથી પ્રભુ છોવાઇ જાય. ઓ પ્રભુ! આવી ટીકાઓ સાંભળ્યા પછી અને આવાં તારાં બાળકોને ધિક્કાર્યા પછી પણ તું એ સંકુચિત સ્થાનમાં બેસી

રહીશ ખરો? કહે પ્રભુ! કહે! તું સર્વનો છે કે થોડાક ઇજારદારોનો? તેંજ ગીતામાં કહ્યું છે કે, "સર્વ ભૂતો મારામાં છે અને હું સર્વમાં છું." તો આ શું?

કોઇ કહે મારા પ્રભુ પાસે તમારાથી નહિ અવાય, દૂરથી દર્શન કરો. તો કોઇ કહેશે કે દૂરથી પણ મારો પ્રભુ તારે જોવો નહિ. કોઇ કહેશે કે મારો પ્રભુ તો કેવળ શાંતિપ્રિય હોઇ શાંતિમાંજ સૂએ છે, તેની પાસે ગડબડ નહિ કરવી. કોઈ કહેશે કે મારા પ્રભુના મંદિરમાં હજારો મીણબત્તિઓ સળગાવી અંધકાર દૂર કરું છું.

કોઇ કહે મારા પ્રભુ પાસે દીવો લાવવાથી જીવહત્યા થઈ જાય છે, તો કોઇ કહેશે અમારા પ્રભુ અગ્નિ ને ચાલુ સુખડ વિના રહેજ નહિ. ત્યારે કેટલાક ગિરિકંદરામાં આહલેક જગવતા મુક્ત જીવો તારી વિભૂતિમાં નાચી રહે છે. જળ, સ્થળ અને ભૂતમાત્રમાં એ તારી ઝાંખી કરી પૂર્ણ સંતોષમાં મહાલે છે. નાનાં મધુરાં નિર્દોષ બાળકોને કોઈ જગ્યા તારા વિના જણાતી ન હોય તેમ તે આનંદ કલ્લોલ કરે છે. પણ હું તો નથી મુક્તાત્મા કે નથી કોમળ નિર્દોષ બાળક! એટલેજ બુદ્ધિનાં વમળો મને સંશયસમુદ્રમાં અથડાવે છે અને રાત્રિદિવસ એજ શોધું છું કે પ્રભુ! તું કયાં છે? લોકો કહે છે કે તું પરમાર્થી કાર્યોમાં વસે છે. હું શોધવા નીકળી ત્યારે રોગીઓની સારવાર જેવા પરમાર્થી ધામમાં મેં તને શોધ્યો. પણ ત્યાં તો રોગ પરીક્ષકોની શ્રીમંતોની સારવાર અને ગરીબો પ્રત્યેની બેદરકારી જોઇ હું ત્રાસી ઊઠી.

અનાથગૃહોમાં ગઇ ત્યાં પ્રદર્શન માટેનાં અનાથો અને સંતાડવાનાં અનાથો મેં દીઠાં. ત્યાં પણ ભેદનું પ્રચંડ મોજું ફરી વળેલું મેં જોયું. મઠમાં ગઇ ત્યાં મહંતની ધનસેવા કરનાર શ્રીમંતો અને રાત્રિદિવસ જાતમહેનત કરી જાત ઘસી નાખનાર એ ગરીબોની વચ્ચે મહંત મહારાજની વૃત્તિઓએ મોટો કિલ્લો ઊભો કરેલો હોય એમ જોયું.

ધાર્મિક ફંડોમાં વિદ્યોપાર્જનાર્થે ધન માગતા ગરીબોને નિરાશ થતા અને ધનવાન ટ્રસ્ટીઓનાં સગાંઓને અથવા ઓળખીતાઓને આગળ વધતા મેં જોયા. ગરીબોને ધનને અભાવે આત્મઘાત કરતા

અને શ્રીમંતોને દેવાળું કાઢતાં મેં જોયા. ન્યાયાસન, ધર્માસન, વિદ્યામંદિર, આરોગ્યગૃહ, જ્ઞાનમંદિર અને ઉદ્યોગમંદિરમાં પણ પ્રભુ મેં તને શોધ્યો.

જ્યાં જ્યાં ગઇ ત્યાં ત્યાં તને ઇજારે રાખનાર ઇજારદારોએ મને મૂંઝવી નાખી. પ્રભુ! હું નથી માનતી કે તું ખરેજ ખોવાયો છે. તું છે એ વાત હું સ્વીકારું છું. જગન્નિયંતા તને દોરવાનો દંભ કરનારા મને ભુલાવામાં નાખવા મહેનત કરે છે, તેમાંથી મને રક્ષ અને કહે તું કયાં છે? ('મુંબઇ સમાચાર'ના એક અંકમાંથી)

# १३४–ईराननो महाकवि हाफिज शिराझी

(લેખકઃ—શ્રી. નાઝિમ અન્સારી)

પસ અઝ મુલાઝિમતે અયશો ઇશ્કે મહરુયાં,
ઝે કારહા કે કુની શે'રે હાફિઝ અઝબર કુન!

"તારાં સુખ અને ચંદ્રમુખી સુંદરીઓની સેવા પછી, તારી જે કામ કરવાનું છે તે એજ કે, તું હાફિજનાં કાવ્યો મોઢે યાદ કર!"

શા માટે? આ સવાલનો જવાબ આ લેખકે આજથી એકવીસ વરસ ઉપર આપ્યો છેઃ "હાફિઝ એવા પુષ્પો સાહિત્યના બગીચામાં વીખેરી ગયો છે જે કદી કરમાવાનાં નથી, તે એવો દીપક પ્રકાશિત કરી ગયો છે, જે સદાકાળ પ્રકાશિત રહેશે! તે એવો મધુર રાગ સંભળાવી ગયો છે, જેના પડઘા જગતની સમાપ્તિ સુધી સંભળાતા રહેશે. હાફિજના કાવ્યના પ્રેમીઓ બીજાં કાવ્યોને હાથ પણ લગાડવાના નહિ અને શિરાજના મદિરાના મતવાલાંઓ બીજા મદિરા તરફ જોવાનાએ નહિ!"

પણ આ બધું શા માટે? હાફિજના સર્વોપરીપણાનું કાંઇ કારણ? આવો, આજના શુભ પ્રસંગે આપણે તે શોધી કાઢવાનો પ્રયોગ કરીએ.

હાફિજનાં કાવ્યોમાં જે ખાસ ખૂબી છે અને જે તેના કાવ્યોને ઈરાનના બીજા સઘળા મહાન કવિઓનાં કાવ્યોથી અલગજ દેખાડે છે, તે તેમાં સમાયેલું આનંદી રહેવાનું શિક્ષણ છે. હાફિજ તમને જે

બોધ આપે છે, તે એજ કે, કદી નિરાશાને તમારી પાસે પણ ફરકવા દો નહિ! જે વખત તમને મળે છે, તેને અમૂલ્ય સમજો, જીવનનો ભરોંસો નથી. એટલે ખાઓ, પીઓ અને આનંદી રહો. કેમકેઃ—

ઉમરે અઝીઝ કાબિલે સોઝો ગુદાઝ નીસ્ત,
ઇન રિશ્તેહરા મસૂઝકે, ચંદીન દરાઝ નીસ્ત!

"વહાલું જીવન બાળવા અને ગાળવા કાજે નથી. આ દોરારૂપી શ્વાસને બાળતો નહિ કેમકે તે ઝાઝો લાંબો નથી!" હાફિજનાં કાવ્યોમાં દરેક ભાવના અને દરેક વર્ગના માણસ માટે કાંઇ નહિ ને કાંઇ આનંદનું સાધન મળશે ને મળશેજ. શમસુલ ઉલમા મવલાના હાલીના શબ્દોમાં "જેઓ કાવ્યપ્રેમીઓ છે, અથવા જેઓ યોગના સ્વાદની કાંઇ માહિતી ધરાવે છે, જેઓ રાગરાગણીમાં રસ લે છે અથવા જેઓ મદ્યપાનમાં આનંદ લે છે, કે જેઓનાં હૃદયોમાં પ્રેમનો અગ્નિ બળે છે, તે સઘળાઓ હાફિજનાં કાવ્યોના પૂજારીઓ છે! નાચરંગના જલસાઓમાં, સાધુઓની સભાઓમાં, કાવાખાનાઓ અને દારૂની ભઠ્ઠીઓમાં, કવિઓનાં સંમેલનોમાં, ઇશ્વરજ્ઞાનીઓની પરિષદોમાં, સારાંશ કે દરેક સ્થળે આ "લિસાનુલ ગયબ" (ઇશ્વરવાણી ભાખનાર)નાજ પડઘા સંભળાવા લાગ્યા!"

"લિસાનુલ ગયબ" એ હાફિજનું પ્રતિષ્ઠિત નામ અથવા ખિતાબ છે. આ નામે તેઓ કેવી રીતે પ્રસિદ્ધ થવા પામ્યા, તેની કથા ખચિતજ ઘણી રસીલી છે. હાફિજનાં કાવ્યોનો તમે અભ્યાસ કરશો, તો તમને તેમાં ધૂતારા, સ્વાર્થી અને ઢોંગી સાધૂઓ, મહાત્માઓ મોટી પાઘડીવાળાઓ એટલે ઢોંગી ધર્મશાસ્ત્રીઓની ઠેકડી અને નિંદા કરનારાં કાવ્યો મોટી સંખ્યામાં મળશે. એજ કારણસર તેઓ તેમના સમકાલીન ધર્મશાસ્ત્રીઓ અને ધર્મગુરુઓમાં ઘણાજ અળખામણા થઇ પડ્યા હતા. તેમનો જ્યારે દેહાંત થયો, ત્યારે તેમના વિરોધીઓને તેમનું મુડદું રઝળાવી, તેમની ઉપર કીનો લેવાની એક ઉત્તમ તક હાથ લાગી! સૌથી પહેલા કહેવાતા ધર્મગુરુઓ અને ધર્મશાસ્ત્રીઓ આગળ આવ્યા અને એવો વાંધો ઉઠાવ્યો કે, હાફિઝના આચાર–વિચાર ઇસ્લામધર્મની વિરુદ્ધ હોવાના કારણે તેમનું મુડદું મુસલ-

માનોના કબ્રસ્તાનમાં દટાઇ શકેજ નહિ! આનો હાફિજના માનનારાઓ અને અનુયાયીઓએ ઇનકાર કર્યો. પણ ધર્મગુરુઓ તો બસ પોતાનીજ હઠ લઈ બેઠા અને કહેવા લાગ્યા કે, “અમે મરનારના ઇસ્લામધર્મ વિરુદ્ધ આચારવિચારો તેમના કાવ્ય–સંગ્રહ (દીવાન)માં દેખાડી આપીશું! આખરે લોકો ‘દીવાને-હાફિજ’ (હાફિજનાં કાવ્યોનું પુસ્તક) લઇ આવ્યા અને તે ઉઘાડતાંજ નીચલી કડી દૃષ્ટિગોચર થઇઃ—

કદમ દરીગ મદાર અઝ જનાઝએ હાફિઝ,
કે, ગરચે પુરઝે ગુનાહસ્ત મીરવદ બ બહિસ્ત!

અર્થાત્ કે “તું હાફિજનું મુડદું ઉઠાવવામાં પાછીપાની કરતો નહિ કેમકે ભલે તે પાપનો ભરેલો છે, પરંતુ તે જશે તો સ્વર્ગમાંજ!!” આ આગમચેતી જોઇને સઘળા હાજર રહેલાઓ દંગજ થઇ ગયા. હાફિજના વખાણનારાઓ અને તેમના અનુયાયીઓના આનંદનો પાર રહ્યો નહિ; વળી મુલ્લાંઓ અને ધર્મગુરુઓને પણ ચુપકીદી ધારણ કરવી પડી અને ઘણાજ માનપાન સાથે હાફિજ તેજ સ્થળે એટલે ઇરાનના મુસલ્લા નામક ગામડામાં રુકના નદીના કાંઠે દટાયા; આ જગા સ્વર્ગીય હાફિજને કેટલી વહાલી હતી, તે તેમની નીચલી લીટી ઉપરથી જણાશેઃ—

બિદેહ સાકી! મયેબાકી, કે, દર જન્નત ન ખાહી યાદત,
કિનારે આબે “રુકનાબાદો” ગુલગશ્તે “મુસલ્લા” રા!

એટલે “હે મદિરા પાનાર (સાકી) મને અનંત મદિરા આપ, કેમકે સ્વર્ગમાં તને ‘રુકનાબાદ’ નદીનો કાંઠો અને મુસલ્લાના બગીચાની સહેલ મળશે નહિ!”

હા, ઉપર આ લખતાં તો હું ભૂલીજ ગયો કે, મરણના દિવસથીજ ‘હાફિજ’ને “લિસાનુલ ગયબ”નો ખિતાબ મળ્યો! એટલે આકાશવાણી ભાખનાર!!

હાફિઝની આ આકાશવાણી ઉપર આજ સુધી લોકો અને મુખ્ય કરીને ઇરાનીઓ એટલી તો શ્રદ્ધા ધરાવે છે કે, તેમની આત્મિક સહાયતા વગર કોઈ કામ કરતાજ નથી. એટલે ડગલે ને પગલે

તેમના કાવ્યસંગ્રહમાંથી "ફાલ" જુએ છે. અત્રે કહેવું અગત્યનું થઇ પડશે કે, ઇરાનીઓમાં જરથોસ્તીઓ અને મગોલો એ બન્ને પક્ષોનો સમાવેશ થાય છે.

હાફિજની આકાશવાણીના સંબંધમાં ઇતિહાસકર્તાઓએ ઘણી ખેંચાણકારક નોંધો લીધી છે. તે સઘળી જો ભેગી કરવામાં આવે તો એક વાંચવા જોગ દળદાર પુસ્તક તૈયાર થાય.

('મુંબઇ સમાચાર'ના અંકમાંથી)

# १३५–ब्रह्मचर्य रक्षार्थे क्रियात्मक निर्देश

(અનુવાદક:-શ્રી. નર્મદાશંકર જિજ્ઞાસુ)

[ગુરુકુલ સોનગઢના બ્રહ્મચારીઓ પ્રતિ નિર્દેશાયલો આ બ્રહ્મ-ચર્યરક્ષાનો અનુભૂત ઉપદેશ વિશેષતઃ ગુરુકુળોમાં ભણતાં બાલકોને વિશેષ સંગ્રાહ્ય છે. સામાન્યતયા તમામ વિદ્યાર્થી આલમને અત્યંત ઉપયુક્ત સમજી આચાર્ય શ્રી. પં૦ દેવરાજજીના અપ્રકટ હિંદી લેખોમાંથી આ અનુવાદિત છે]

૧. સર્વેન્દ્રિય સંયમ કરો, વિશેષતયા સ્વાદેન્દ્રિયનો નિત્ય સંયમ કરો.

૨. મનને શાંત કરો. કોઇ ઘટનાને કારણે મન વિકૃત વા ક્ષુબ્ધ થાય તો તત્કાલ વિશ્વાસ ખેંચીને પ્રાણને રોકો અને ભ્રૂમધ્ય વા હૃદયમાં ધ્યાન કરો તથા એ સ્થાનનો થોડો કાળ ત્યાગ કરો.

૩. પોતાનાથી ૭ ફૂટ દૂર પર નજર રાખી નીચે દૃષ્ટિ કરીને ચાલો.

૪. મનને લલચાવનાર મોહક પદાર્થો–કેશકલાપ, કપડાં, ચહેરો, ચિત્રો, સ્ત્રીઓ આદિ ઉપર એક વાર અચાનક દૃષ્ટિ પડતાં ગભરાઓ નહિ; પરંતુ બીજી વાર દૃષ્ટિ નાખશો નહિ.

૫. કેવળ સુંદરતાને લીધે પુષ્પાદિ મુલાયમ પદાર્થોનું કોમળ જીવન સંગ્રહવામાંથી પોતાને બચાવો.

૬. પરસ્પરના સ્પર્શથી બચીને એક બીજા સાથે હરવાફરવા, ઊઠવાબેસવા ઇત્યાદિનો વ્યવહાર રાખો.

૭. બાહ્યાડંબર, ટાપટીપ, શૃંગાર આદિના દેખાવો ન કરો, પરંતુ પૂર્ણ રીતે શુદ્ધ, સ્વચ્છ રહો.

૮. કુસ્તી કરતાં સ્પર્શથી ન ડરો, કુસ્તી કરનાર સામેનાને શત્રુ માની લઇ તેની સાથે કુસ્તી કરો.

૯. મૂત્રેન્દ્રિયના મુંડખાતમાં અને આસપાસ જાંઘોના વલણુ સુધી મેલ થવા દેશો નહિ.

૧૦. પોતાનો વ્યવહાર એટલો સરળ અને સ્પષ્ટ રાખો કે કદી પણ જરાએ કોઇ વાત કે વસ્તુ છુપાવવાનો ભાવ સરખો મનમાં ન આવે.

૧૧. પોતે પોતાને પ્રાયઃ પ્રતિપળે પોતાના આચાર્ય, અધ્યક્ષ, અધિષ્ટાતા, અધ્યાપક કિંવા કોઇ વિદ્યા અને આચારસંપન્ન બ્રહ્મચારીની દષ્ટિ નીચે રાખો.

૧૨. પોતાના કોઇ વિશ્વાસપાત્ર સહાયકની સન્મુખ પોતાના દોષો કહી નાખવાની આદત પાડો અને એ દોષોથી છૂટવાના ઉપાયો પ્રાપ્ત કરતા રહો.

૧૩. ઉપરછલ્લા–ટૂંકા વિચારોમાંથી મનને હટાવી ઊંડા–ગંભીર વિચારોમાં મનને લગાવીને થકવી દો.

૧૪. સર્વદા સ્મરણ રાખજો કે તમે સંસારમાં શાસ્ત્રીય જીવનનો માર્ગ દેખાડવા માટે અર્થાત્ બીજાઓને સન્માર્ગ પર લાવવાને રસ્તે તૈયારી કરી રહ્યા છો.

૧૫. શાસ્ત્રીય જ્ઞાન પોતાની સ્મૃતિને આધારે દેવા કરતાં પોતાના જીવન વડે દેનાર બનવાનો પ્રયત્ન કરો.

૧૬. એક દિવસ પહેરેલાં વસ્ત્ર બીજે દિવસે ધોયા વિના પહેરશો નહિ. જે કપડાં ધોઇ ન શકો તેને તડકામાં અગર હવામાં ખુલ્લાં કરી તાજાં બનાવતા રહો.

૧૭. પોતાના વિસ્તારમાં એકેએક કપડાને અલગ કરી રોજ તડકે સૂકવો અને તડકો જતો રહે તે પહેલાંજ ખંખેરી નાખીને બિસ્તરાનો વીંટો વાળી મૂકી દો.

૧૮. કોઇનાં પહેરેલાં કે વાપરેલાં વસ્ત્રો પહેરો કે વાપરો નહિ.

૧૯. અન્યોન્ય સહાયતાની દૃષ્ટિ સિવાય કેવળ શોખ કે મોજ ખાતર રુમાલ આદિ વસ્ત્રોની પરસ્પરની આપલે છોડી દો.

૨૦. રંગીન વસ્ત્રોમાંથી મન ખેંચી લઈને શુભ વસ્ત્રો તરફ મનને વાળી જાઓ.

૨૧. સૂવું, ઊઠવું, બેસવું, ફરવું, હરવું, બોલવું, ચાલવું આદિ પોતાની સમસ્ત ક્રિયાઓમાંથી સુસ્તીનો–ઢીલાપણાનો સર્વથા ત્યાગ કરો. હરેક ક્રિયા–કર્મ ઓજસ્વિતાની સાથે સ્ફૂર્તિપૂર્વક કરો.

૨૨. પોતાના વૈયક્તિક જીવન સાથે સંબંધ રાખનારાં કાર્યોનો બોજો બીજા પર નાખતાં બચો. તપસ્વી બનો અને જીવનની ચિંતાઓમાંથી બચો.

૨૩. યાદ રાખજો કે બ્રહ્મચર્યની રક્ષાથી તમને શારીરિક કે માનસિક કોઇ કષ્ટ રહી શકશે નહિ.

૨૪. રાતે પેટભર ખાઇને સૂઓ નહિ. ચોખા આદિ નિશાસ્તાવાળું ભોજન રાતે ખાશો નહિ.

૨૫. સ્વપ્નદોષ થતો હોય તો રાતે ભોજન ન કરશો. સૂવા પહેલાં નિત્ય મૂત્રોત્સર્ગ કરતા રહો. પ્રાયઃ ત્રણ કે ચારના સુમારે સ્વપ્નદોષ થાય છે. જેટલે વાગે થતો હોય તે પહેલાં ઊઠી મૂત્રોત્સર્ગ કરી સ્વસ્થ થઇ ઈશ્વરનું ધ્યાન ધરી બ્રહ્મચારી રહેવાને દૃઢતાનું બળ માગી શાંત થઇ સૂઇ જાઓ. જો જાગવાનો સમય થયો હોય તો પછી સૂવું નહિ, પણ બિસ્તરો વાળી વાંચો, લખો યા ફરવા ચાલ્યા જાઓ.

૨૬. રાતે મોં ઢાંકીને કદી સૂવું નહિ. ઉકળાટભર્યા સ્થાનમાં સૂવું નહિ. ઓરડામાં હવાનો ખુલ્લો સંચાર થાય તેમ બારીબારણાં ખુલ્લાં રાખો. ઊંધા સૂશો નહિ.

૨૭. કબજિયાત રહેવાથી સ્વપ્નદોષ થતો હોય તો સૂતા પહેલાં બસ્તીથી મળ સાફ કરતા રહો.

૨૮. ઘંટીના ચાળ્યા વગરના લોટની રોટલી ખાઓ. દાળ–શાકમાં થોડુંક મીઠું, સહેજ હળદર અને કાળાં મરી નાખવાં પર્યાપ્ત છે. મરચાં, મશાલા, તેલાદિનું સેવન ન કરો. મીઠાઈઓ અને તળેલી ચીજોથી પરહેજ રહો. ભોજન એટલું ચાવો કે ચાવતાં ચાવતાં તેમાં

મીઠાશ આવે. બંધકોષ દૂર કરવા માટે તાજી ભાજી અને ફળ ખાઓ.

૨૯. તેલની માલિશ એટલા બળથી કરો કે તે શરીરમાં પ્રવિષ્ટ થઇ જાય. પછી રહેલા તેલને સાબુ ચોળી નાહીને કાઢી નાખો.

૩૦. પંચતત્ત્વના બનેલા આ આખાએ જગતમાંના આપણા શરીરને પણ સુરક્ષિત રાખવાને માટે સ્વચ્છ માટી, નિર્મળ જળ, સ્વચ્છ ખુલ્લું આકાશ, સૂર્યનું સ્વચ્છ તેજ અને સ્વચ્છ વાયુ એજ પંચતત્ત્વો અત્યાવશ્યક છે. શરીરમાં જે તત્ત્વની જેટલી કમી તેટલો વ્યાધિ છે, કષ્ટ છે, એમ સમજી આહાર, વિહાર ને વ્યવહાર પ્રાકૃતિક રાખો, તો રોગ થશે નહિ અને થયા હશે તોપણ પ્રાકૃતિક ઉપચારોથી મટી જશે, તથા ખાનપાન, વસ્ત્રાદિ પર સંયમ સાંપડશે.

૩૧. હંમેશાં પગના પંજા ઉપર ભાર મૂકીને સ્ફૂર્તિથી ચાલો.

૩૨. પ્રેમીઓની પ્રેમકથાઓથી પૂર્ણ ઉપન્યાસો, નોવેલો, કાવ્ય, નાટકો આદિ સાહિત્ય કોઇ પણ ભાષામાં હોય તોપણ વાંચશો નહિ.

૩૩. પોતાના ભાવો અને વિચારોને સુસ્પષ્ટ, સુસંબદ્ધ અને પ્રબલ બનાવો તો ભાષામાં સ્વયમેવ સૌંદર્ય, ઔચિત્ય અને બળ આવી જશે.

૩૪. નિત્ય પ્રાતઃસાયં ઘણા વેગથી શુદ્ધ ખુલ્લી હવામાં છ છ માઇલનું ભ્રમણ કરો. કબજિયાત રહેતી હોય તો પ્રાતઃકાળ અર્ધો શેર ઠંડા યા ગરમ પાણીમાં ત્રણ માસા સોડાકાર્બ ઓગાળીને તે પાણી પીને ભ્રમણાર્થ ચાલ્યા જાઓ.

૩૫. માનસિક અને શારીરિક કઠોર શ્રમ કરો. બહારની કસરતમાં સમૂહની અંદર વિશેષ ભાગ લો.

૩૬. એક નોટબૂક રાખી તેમાં પ્રતિદિન પ્રાપ્ત થયેલા આદેશો–ઉપદેશો નોંધો. પોતાના સત્ અને અસત્ ભાવોને પણ નોંધતા રહો. એ ઉપરથી જીવનની ઉન્નતિ–અવનતિ તપાસતા રહો.

૩૭. સર્વદા પોતાના કર્તવ્ય પર આરૂઢ રહો. કોઇ તમને શું કહે છે કે કહેશે તેની પરવાહ ન રાખો.

૩૮. સિનેમા, નાટક, નાચરંગાદિ જોવા જશો નહિ. રાતે વહેલા નિયત સમયે સૂઇને પ્રાતઃ બ્રાહ્મમુહૂર્તમાં ઊઠી જાઓ.

# १३६–ब्रह्मचर्यभंग विषे बे कडवां वचनो

બ્રહ્મચર્યના મહિમા વિષે બ્રહ્મચર્ય નામના નિબંધમાં અમોએ વિસ્તારથી લખ્યું છે અને તે નિબંધ વાંચવાને અમો દરેક જુવાન પુરુષ તથા જુવાન સ્ત્રીને ખાસ ભલામણ કરીએ છીએ. આ માસિકમાં પણ એ વિષે અમો અમારાં જુવાન ગ્રાહકોને તેમજ જુવાન તરુણ અને તરુણીઓનાં વડીલોને સમયોચિત સૂચના અને સલાહ આપવાને ચૂક્યા નથી. નાના પ્રકારના રોગો અને નબળાઇઓનું મોટામાં મોટું કારણ બ્રહ્મચર્યના ભંગમાં રહેલું છે એ વાત અમે એક કરતાં વધુ વખત જણાવેલી છે અને અમારા લેખોમાં આવતા અગત્યના વિષયોની પુનરુક્તિનો અમારા ઉપર દોષ આવે તો તે અમારે માથે ઓઢી લઇને પણ અમો એકના એક વિષયનું વારંવાર સ્મરણ અને સમર્થન કરવા માગીએ છીએ. તેનું કારણ એટલુંજ છે કે, બ્રહ્મચર્ય જેવા ઉત્તમ આચારના પાલનમાંજ શારીરિક ઉન્નતિનો અને આરોગ્યતાનો મુખ્ય આધાર રહેલો છે.

બચપણની અવસ્થા ઘણાએક ભયભરેલાં જોખમોમાંથી પસાર થાય છે. પણ જે અવસ્થા વિષે અને જે અવસ્થાના રક્ષણ વિષે અમે બોલવા માગીએ છીએ, તે અવસ્થાને અંગે જેટલો મોટો ભય રહેલો છે, એવો ભય બીજી કોઇ પણ અવસ્થાને અંગે જોવામાં આવતો નથી. એ અવસ્થા જુવાનીની છે. જુવાનીના દીવાનપણામાં જુવાન સ્ત્રી-પુરુષો ઘણા પ્રકારની ખરાબીઓ, વ્યસનો અને કુટેવોનાં ભોગ થઈ પડે છે, પણ જે દુરાચરણ અથવા શારીરિક પાપ મોટામાં મોટી ખરાબી કરે છે તે પોતાને હાથે બ્રહ્મચર્યનો ભંગ કરવા સંબંધી છે. ભયંકરમાં ભયંકર આ દુરાચરણ દરેક પ્રજામાંનાં જુવાન પુરુષો તેમજ સ્ત્રીઓને પોતાના પ્રાણહારક પાશમાં પકડે છે. એ દુર્ગુણ જુવાન સ્ત્રી-પુરુષોની અતિ ઘણી મોટી સંખ્યાને અકાળ મૃત્યુને સ્વાધીન કરે છે અને માબાપોનાં અંતઃકરણને વીંધી નાખે છે.

એક તત્ત્વજ્ઞાની શું કહે છે તે સાંભળો:—"બ્રહ્મચર્યનો ભંગ કર-

વાની બૂરી ટેવ માણસજાતનાં ઘણાં પાપોનું પણ પાપ છે અને દુર્ગુણુનો પણ દુર્ગુણ છે અને સ્ત્રી–પુરુષોના અયોગ્ય ગેરકાયદેસર થયેલા સંબંધથી જેટલી ખરાબીઓ થાય છે, તે બધી ખરાબીઓ કરતાં પણ પોતાને હાથે કરેલો બ્રહ્મચર્યનો ભંગ ઘણી વધારે મોટી ખરાબીઓ કરી માણસજાતમાં પુરુષત્વની મોટી હાનિ, વીર્ય સંબંધી અનેક ફરિયાદો અને અનીતિને જન્મ આપે છે. આ વાત અક્ષરે અક્ષર ખરી છે, કેમકે સઘળાં પાપો અને સઘળા દુર્ગુણો મનની નિર્બળતામાંથી જન્મ પામે છે અને એ નિર્બળતાને જન્મ આપનાર આ અઘોર શારીરિક પાપ બ્રહ્મચર્યનો ભંગ છે. આના જેવું બીજું એક પણ પાપ દુનિયામાં જોવામાં આવતું નથી. આ પાપ સર્વત્ર પ્રસરેલું છે અને તેમ છતાં દુઃખની વાત એ છે કે આપણે તે પાપનાં આચરણોથી અંધારામાં રહીએ છીએ. એક જુવાન દીકરો આ પાપા-ચરણથી પોતાના શરીરની પાયમાલી કરે છે ત્યાંસુધી માબાપ અંધા-રામાં રહે છે, પણ આ પાપાચરણ જુવાન માણસો ઉપર જબરો હુમલો કરે છે અને ભવિષ્યની સર્વ ઉમેદો અને આશાઓને તોડી પાડે છે.

અહો ! તે કેવડી મોટી ખરાબી છે ! એક બાજુએથી બીજી બધી ખરાબીઓ એકઠી કરો–ચોરી, લુચ્ચાઈ, ઠગાઇ, ખૂન, છાકટાપણું, તંબાકુ, વગેરે હાનિકારક ચીજોનાં વ્યસનો, સઘળા રોગો અને ફાટી નીકળનારી ભયંકર ચેપી મરકીઓ–એક ત્રાજવામાં આ બધી ખરાબીઓને મૂકો અને બીજા ત્રાજવામાં બ્રહ્મચર્યના હાથ વતી થતા ભંગની પાયમાલીને મૂકો અને પછી મુકાબલો કરો તો આ એકજ ખરા-બીનું પલ્લું બીજી બધી ખરાબીઓના પલ્લા કરતાં ઘણું નીચું જશે. તમો ઊંડા ઊતરીને વિચાર કરશો તો માલૂમ પડશે કે આ ગુપ્ત પાપાચરણથી માણસજાતની જેવી અવદશા થાય છે, એવી અવદશા ઉપરની બધી ખરાબીઓ એકઠી મળીને પણ કરી શકતી નથી. બીજાં બધાં દુરાચરણોથી થતી ખરાબી જલદી જાહેર થાય છે અને મુર-બ્બીઓ અને સદ્દગુણી સહવાસીઓ આપણને આપણી ભૂલમાંથી વહેલા બચાવી લે છે, પણ આ ગુપ્ત દુરાચરણ તો ગુપ્તપણે પોતાનો મારો ચલાવીને ઘણી ખરાબી કર્યા પછી પ્રકટ થાય છે અને પછી

આ પાપાચરણથી થયેલ ખરાબી અને પાયમાલીમાંથી બચવાનો સમય રહેતો નથી.

આ દુર્ગુણથી જે ખરાબી થાય છે તેનું વર્ણન કરવાને અમને શબ્દો જડતા નથી. આ ગુપ્ત દુર્ગુણનું અને તેથી થતી હાનિનું વર્ણન ખુલ્લા શબ્દોમાં કરવું એ કામ અમને ઘણું કઠિન લાગે છે. ગરીબ બિચારો જુવાન! જે માણસ આવી કુટેવનો ભોગ થઈ પડ્યો હોય અને જેના ઉપર પાપી દુર્ગુણે વિજય મેળવ્યો હોય, તે જુવાનને તેની નાદાનીથી જાણીતો અને જાગૃત કરવો એ અમે અમારી ફરજ સમજીને અમે તેને નીચેના શબ્દો સાંભળવાની ભલામણ કરીએ છીએ:—

ભલા જુવાન માણસ! હું તને પૂછું છું કે, તું એક એવા રસ્તા ઉપર ચાલતો હોય કે જે રસ્તો તને બહારથી ક્ષણિક આનંદ આપનારો માલૂમ પડતો હોય; પણ જે રસ્તો તને એક એવા ભયંકર નાશકારક ખાડામાં લઇ જનારો હોય કે જેમાંથી તું ફરી બહાર નહિ નીકળી શકતાં ભવિષ્યનાં તારાં સર્વ સુખો હમેશને માટે એ પાપાચરણરૂપી ખાડામાં હોમવાને તું પ્રવૃત્ત થયો હોય એવા વિનાશકારક રસ્તાથી તને કોઇ ચેતાવે તો તું તેનો કાંઈ ઉપકાર માને કે નહિ? તું ઉપકાર માને કે નહિ માને, તોપણ તને એવા વિકટ રસ્તે જતાં બચાવવો એ અમારી ફરજ સમજી બે બોલ કહીએ છીએ તે લક્ષપૂર્વક અરે જુવાન માણસ! તું સાંભળ.

તારા ઉપર એક મોટો દુશ્મન ડોકિયાં કરી રહેલો છે. તે તને એક હલકા પ્રકારની લિજ્જત અને લાલચમાં નાખવાને તલપી રહેલ છે અને તું તે લિજ્જત લાલચનો ભોગ થઇ પડવાને અણી પર આવી રહ્યો છે. તું એવી લાલચથી બચ્યો હોત, પણ અજ્ઞાનતા અને ખરાબ સોબત તને એ પાપાચરણના અઘોર કૃત્યમાં દોરી જવાને પ્રસંગ સાધે છે અને થોડી ગફલત તને એ કૃત્યમાં દોરી જવાને માટે બસ છે.

એ પાપાચરણ તારા શરીરની પાયમાલી કરે છે, તારા ગુલાબી ગાલને કરમાવી નાખે છે, તારી નાડીઓને તોડી પાડે છે. તારા જઠરાગ્નિને ઓલવી નાખે છે અને તારા આખા શરીરને ખળભળાવી દે છે; એટલુંજ નહિ પણ એ પાપાચરણ તારી જાત અને તારા

સદાચારને ભ્રષ્ટ કરે છે અને નઠારામાં નઠારા વિચારો અને દુષ્ટ લાગણીઓને પેદા કરે છે. આ પાપાચરણથી જે ભયંકર ખરાબીઓ તારી આખી જિંદગીની પાયમાલી કરે છે, તેનું વર્ણન કરવાને અમારી કલમ સમર્થ નથી. એ પાપાચરણથી થતી ખરાબીઓનું ટૂંક વર્ણન અત્રે આપવામાં આવે છે.

પોતાને હાથે બ્રહ્મચર્યનો ભંગ કરવો તે એક ખરાબમાં ખરાબ અને મહાદુઃખદાયક વ્યાધિ છે. એ વ્યાધિનાં લક્ષણો આ પ્રમાણે છેઃ–

શરીર દુર્બળ અને ચહેરો ચીડિયો, ફિક્કો તથા ફિકરમંદ થાય છે, મુખાકૃતિ લેવાઇ ગયેલી, દીન તથા ખિન્ન થાય છે; આંખો ઊંડી જાય છે, મોં લાંબડું તથા દૃષ્ટિ નીચી થાય છે. તે ભયભીત અને ચિંતાતુર દેખાય છે, જાણે કે તેનું પાપાચરણ બીજાના જાણવામાં આવી જશે. સ્વભાવે તે બીકણ બને છે અને છાતી ઘણીજ નાહિંમત થાય છે. સહજ કારણથી તે ભડકી ઊઠે છે. તેને ઊંઘ ઓછી આવે છે અને સ્વપ્નાં ઘણાં આવે છે. તેના હાથ પગ બહુધા ઠંડા હોય છે અને શરીરનું જોર હણાઇ ગયાની આ એક ખાસિયત છે. જો આ કુટેવનો જલદીથી અટકાવ થઇ શરીર સુધારવાના યોગ્ય ઉપાયો ન લેવામાં આવે તો શરીરનો ક્ષય થતો જાય છે, નસો ખેંચાય છે, તણાય છે અને સંકોચાય છે તથા તાણ અને આંચકીનો રોગ લાગુ પડે છે. હિસ્ટીરિયાનું ભૂત તેના શરીરમાં ભરાય છે અને બિચારો જુવાન માણસ અરધા ગાંડાયેલા જેવો અથવા ખરેખરો ગાંડો (ઉન્માદી) બની જાય છે.

આ સિવાય બીજી નાની નાની અનેક ગુપ્ત ફરિયાદો હોય છે કે જે દરદી પોતેજ સમજી શકે છે અને ઘણી વાર શરમને લીધે બીજાને કહી શકતો નથી અને કહે છે તોપણ તેનું ખરું કારણ તે ગુપ્તજ રાખે છે. ખાસ કરીને માબાપો અને વડીલોને આ બધી ફરિયાદોથી અંધારામાંજ રાખે છે. તે ફરિયાદો આ પ્રમાણે છેઃ–

સ્મરણશક્તિ ઓછી થઇ જાય છે, તંદુરસ્તીમાં અવ્યવસ્થા થાય છે, સ્વભાવમાં એકદમ ફેરફાર થાય છે, ચંચળતા ઓછી થાય છે અને કામકાજમાં આળસ અને નિરુત્સાહ પેદા થાય છે; મન

એવું તો અવ્યવસ્થિત અને અસ્થિર બને છે કે કોઈ કામ તે નિયમસર અને નિશ્ચયપૂર્વક કરી શકતો નથી; મગજનાં બધાં કામ નબળાં પડે છે. પેસાબ કરતાં તેને દરદ થાય છે, અથવા પેશાબની હાજત વારંવાર થયા કરે છે. સહજ કારણ બનતાં તે અધીરો, આકરો અને ઉશ્કેરાઇ જાય છે; વીર્ય પાણી જેવું ઝરે છે, વીર્યપાતની સાથે સણકા થાય છે, કોથળીમાં દરદ થાય છે; કોથળીમાં વજન વધારે લાગે છે અને સ્વપ્નમાં વારંવાર વીર્યપાત થાય છે. આગળ જતાં ધાતુસ્રાવનો ભયંકર વ્યાધિ લાગુ પડે છે, જેથી શરીર લેવાઇ જાય છે. આ પ્રમાણે શરીર ઢીલું પડી જવાથી આ કમનસીબ માણસ ધીમે ધીમે પુરુષત્વહીન બનતો જાય છે. જો કોઇ સ્ત્રી આવા દુરાચરણમાં પડે છે, તો તેનામાંથી સ્ત્રીપણાના સદ્ગુણો અને તેનું સ્ત્રીપણું નાશ પામે છે. હૃદયનો વ્યાધિ પણ આવી ખરાબીમાંથી થાય છે. શરીરનો બાંધો સંપૂર્ણ બંધાયા પહેલાં જે છોકરો આવી કુટેવનો ભોગ થઇ પડે છે, તેનું શરીર પૂર્ણ વૃદ્ધિ અને વિકાસ પામતું અટકે છે, તેને ખૂંધ નિકળે છે, દુબળો થાય છે, સાંધા નરમ પડે છે, ચહેરો ફિક્કો, ડોળા ઊંડા અને આંખની આસપાસ કાળું કુંડાળું થાય છે; આંખનું તેજ ઓછું થાય છે, દૃષ્ટિ નબળી તથા ટૂંકી થાય છે; ચહેરા ઉપર ફોડલીઓ ફૂટે છે, વાળ ખરી પડે છે, માથામાં ટાલ પડે છે, માથામાં દરદ થાય છે, વાંસામાં તથા કમરમાં ફાટ થાય છે, ટેકા વિના સીધું બેસી શકાતું નથી; સવારમાં પથારીમાંથી ઊઠવાની મરજી થતી નથી અને કોઇ કામમાં લાગવાની ઇચ્છા થતી નથી.

બ્રહ્મચર્યનો અસ્વાભાવિક રીતે ભંગ કરવાના પાપની આ બધી શિક્ષાઓ છે અને એ પાપ કુદરતના કાયદા વિરુદ્ધ થતું હોવાથી કુદરત એ પાપની શિક્ષાઓ આપ્યા વિના રહેતીજ નથી. બીજા કોઇ પણ શારીરિક પાપને માટે કુદરતના કાયદાની કલમોમાં આવી સખ્ત શિક્ષા ફરમાવી નથી. આ પાપાચરણ માટે આટલી બધી શિક્ષાઓ ફરમાવેલી છે, તે ઉપરથી ખાતરી થાય છે કે આ પાપ ઘણું મોટું છે.

આ પાપાચરણની શિક્ષા આટલેથીજ અટકતી નથી. કુદરતના

કાયદા અતિ સખ્ત કહો કે આ પાપને અતિ મોટું કહો, પણ કુદરત એવું ફરમાવે છે કે, આ પાપચરણની શિક્ષા પાપાચરણ કરનારનાં છોકરાંએ પણ થોડી કે ઘણી ભોગવવી જોઇએ. ઘણું કરીને તો એવા પાપચરણીઓથી સંતાનો થતાં નથી, પણ કદી કમનસીબે તેને હીનભાગી સંતાનો પ્રાપ્ત થાય છે, તો તે સંતાનો થોડો કે ઘણો માબાપના આ પાપાચરણનો વારસો લઇને જન્મે છે, આવું અવશ્ય બને છે. અમો જુવાન માણસોને ભડકાવવા માગતા નથી પણ આ સર્વ સત્ય વાત લખીને અમો તેમને આવા પાપાચરણમાં નહિ પડવાને ચેતવીએ છીએ. પડયા પછી તે પાપાચરણને છોડી દેવાને સૂચવીએ છીએ અને એવા પાપાચરણીઓને સંતાનો થાય તો તેમણે તેમના ઉપર પાકી દેખરેખ રાખવાને પાકી ભલામણ કરીએ છીએ; કેમકે માબાપનો જે જે વારસો લઇને છોકરાઓ જન્મે છે, તે વારસામાં હાથ વતી વીર્યનો ભંગ કરવાની ટેવનો વારસો પણ તેમને મળેલોજ હોય છે. માટે જે માબાપોએ પોતાની અજ્ઞાન અવસ્થામાં આવી ભૂલો કરી હોય, તેમણે આ બધી ખરાબીઓથી વાકેફ થઇને અને પોતાને થયેલ અનુભવને ધ્યાનમાં લઇને પોતાના છોકરાંઓ એવી ટેવમાં ન પડે તેને માટે તેમણે તેમના ઉપર પ્રતિ ક્ષણે દેખરેખ રાખવી જોઇએ અને આવી ખરાબીથી તેમને ચેતવવા જોઇએ.

પણ માબાપોએ બાળકોને શી રીતે ચેતવણી આપવી અને આવી વાતની શિખામણ આપવી એ યોગ્ય છે કે નહિ? અમે આગળ જણાવી ગયા છીએ અને ફરી પણ જણાવીએ છીએ કે, માબાપોએ પોતાનાં બાળકોને કોઇ પણ યુક્તિથી, કોઈ પણ પ્રકારથી, કોઇ પણ પ્રકારની બીજી વાતોમાં વીંટીને આ સંબંધી યોગ્ય સલાહ અને ચેતવણી તેમને આપવીજ જોઇએ; કેટલાક લોકો સભ્યતાની ખાતર આવી વાતો પોતાનાં છોકરાં આગળ કાઢવાને આંચકો ખાય છે અને તેમ કરવું અયોગ્ય માને છે, પણ આ એક ટેવનું કારણ છે. આપણાં કુટુંબોમાં આવી વાતોના ઇશારા કરવાનો ચાલ નથી, તેથી આપણને તે નવાઇ સરખું લાગે છે ખરું, પણ ટેવ પાડો એટલે તમને એમજ લાગશે કે આ પણ એક પ્રકારની તમારી

ફરજ છે. શરીરનું રક્ષણ કરવું તેને અમે તો મુખ્ય ધર્મ સમજીએ છીએ અને જ્યારે શરીરનાં બીજાં અંગોનાં કાર્યોની આપણે દેખરેખ રાખીએ છીએ, તો આ અંગોની શા માટે દેખરેખ ન રાખવી જોઇએ ? આપણા બાળકના કાન પાકે છે તો તેનો ઉપાય કરીએ છીએ, આંખ નબળી પડે છે તો ડૉકટર પાસે દોડીએ છીએ, એટલુંજ નહિ પણ છોકરો બહુ વાંચવાંચ કરતો હોય તો તેને આપણે ચેતવીએ છીએ કે, "તારી આંખો ખરાબ થશે, માટે વાંચવાનું છોડી દે." આવીજ રીતે શરીરના છૂપા ભગોનો ખોટો ઉપયોગ નહિ કરવા તથા તેનું રક્ષણ કરવાની સલાહ, સૂચના કે સાવચેતી આપવી એ વડીલોની ફરજ છે અને જેઓ એ ફરજ અદા કરવાની ગફલત કરે છે, તેમનાં છોકરાં જરૂર પસ્તાવામાં આવી પડે છે અને માબાપો પણ પાછળથી પસ્તાય છે અને ગભરાય છે. અમે ઘણા જુવાન છોકરાઓને એવું બોલતા સાંભળ્યા છે કે, "માબાપોની અજ્ઞાનતા તથા ઓછી કાળજીના પરિણામે અમારે આવાં દુઃખો ભોગવવાં પડે છે; જો માબાપોએ નાનપણથીજ અમારી સંભાળ રાખી હોત તો આ પરિણામ આવત નહિ." જુવાન સમજુ છોકરાઓની આ ફરિયાદ અક્ષરેઅક્ષર ખરી છે. માબાપો પોતાના ગરમી વગેરે વારસામાં ઊતરનારા રોગોથી રોગી છોકરાંને જન્મ આપે છે અને ધર્મશાસ્ત્ર (જુઓ મનુસ્મૃતિ) તેમજ વૈદકશાસ્ત્ર એવી પ્રજાને નહિ ઉત્પન્ન કરવાની આજ્ઞા આપે છે, છતાં તેઓ તેમ કરે છે, તે પાપનું ફળ તેમને ભોગવવાનું હોય છે તે તો બાજુ પર રહ્યું, પણ છોકરાં થયા પછી માબાપો તેમના તમામ અવયવો અને તે અવયવોની ક્રિયા ઉપર પણ દેખરેખ રાખતાં નથી.

માબાપો અથવા વડીલોની ગફલતથી છોકરાં રોગી થાય અથવા માણસાઇ અને પુરુષાતનમાંથી જાય એ શું થોડી દિલગીરી અને અફસોસની વાત છે ? માબાપોની ગફલત અને અજ્ઞાનતાથી સેંકડો બાળકો પાયમાલ થાય છે, સેંકડો છોકરાઓ પુરુષાતનમાંથી જાય છે, સેંકડો છોડીઓ સ્ત્રીપણામાંથી જાય છે અને આવી રીતે હજારો સંતાનો વડીલો અને માબાપોની અજ્ઞાનતા તથા ગફલતનાં ભોગ થઇ

પડી આયલાં, અક્કલ વિનાનાં, મગજનાં ખસી ગયેલાં, વિલક્ષણ સ્વભાવનાં, ચીડિયાં, ગાંડાંઘેલાં અને ઉન્માદી થાય છે, એટલુંજ નહિ પણ આ સંસારમાં તેઓ નકામાં થઇ પડી પોતાની આવી દુઃખદાયક હયાતીને વાસ્તે માબાપોને શાપ દેતાં અકાળ મૃત્યુને આધીન થાય છે.

જ્યારે બીજા બધા અવયવોની સંભાળ રાખીએ છીએ, ત્યારે શરીરના છૂપા અવયવોની સંભાળ શા માટે નહિ રાખવી જોઇએ? અમુક અવયવોને છૂપાં અને શરમથી સંતાડવાનાં અંગો ઠરાવવાનું કુદરતે ફરમાવ્યું નથી, માણસોએ એવું ઠરાવ્યું છે. પશુઓ નગ્ન અવસ્થામાં ફરે છે અને તેમ છતાં વિકાર વિનાનાં સાથે રહે છે. જંગલી માણસો પણ નગ્ન અથવા અર્ધનગ્ન હાલતમાં રહે છે અને જાપાનના સુધરેલા લોકો એકજ હોજમાં નગ્ન હાલતમાં સાથે નહાય છે; તેમ કરવામાં તેમણે શરમ માની નથી. યુરોપ, અમેરિકાના સુધરેલા દેશોની સ્ત્રીઓ પોતાના ગુહ્ય અવયવો પુરુષ–ડોક્ટરોને કાંઈ પણ સંકોચ વગર બતાવે છે, સુયાણીનું કામ પણ ઘણી વાર પુરુષ–ડૉક્ટરો કરે છે; શું આપણે આ વાતને અનીતિભરેલી અને શરમભરેલી માનીને ધિક્કારીશું ? પણ તે લોકોએ તેમાં અનીતિ કે અયોગ્ય માનેલ નથી અને કાંઈ પણ વિકાર વિનાં તેઓ પોતપોતાના ધર્મો બજાવે છે. આવી વાતો કેવળ ટેવ અથવા રૂઢિ ઉપર આધાર રાખે છે. આપણી ટેવો અને રૂઢિઓને બીજાઓ પસંદ નથી કરતા અને બીજાઓની ટેવો અને રૂઢિઓને આપણે પસંદ નથી કરતા. તે ઉપરથી એમ તો નહિજ કહેવાય કે આપણી ટેવો અને રૂઢિઓ સારી છે અને તેમની સારી નથી અથવા તેમની સારી છે અને આપણી સારી નથી. એવીજ રીતે આપણા શરીરના અવયવોના સંબંધમાં હમેશને માટે નહિ તો નબળી અથવા મંદવાડની હાલતમાં શરમનો પડદો તૂટે એવા વિકાર વિનાના વ્યવહારો રાખો. પુરુષોએ પરુષવર્ગ સાથે અને સ્ત્રીઓએ સ્ત્રીવર્ગ સાથે આ બાબતની શરમ મૂકીને છૂટ લેવી જોઇએ. પોતપોતાનાં ગુહ્ય દરદોની વાત કહેવી જોઇએ અથવા વડીલોએ પોતાનાં છોકરાંઓની ખાનગી વર્તણુક ઉપર પાકી દેખરેખ રાખવી જોઇએ. આપણા લોકોમાં છોડીઓ પોતાનાં ખાનગી દરદો અથવા

ખાનગી અવયવો સંબંધી ફરિયાદો પોતાની મા આગળ જેટલી છૂટથી કહી શકે છે, એટલી છૂટથી છોકરાઓ પોતાનાં ખાનગી દરદો અથવા વિકારોની વાત પોતાના બાપ કે વડીલોને કહી શકતા નથી, પણ આવા શરમના પડદાથી ઘણી મોટી ખરાબીઓ થાય છે અને એવી ખરાબીઓના કેસો અમો વૈદકધંધો કરવાવાળા વૈદો કે ડોક્ટરો પાસે વારંવાર આવે છે. ખોટી શરમથીજ ગુહ્ય દરદો વધી જાય છે ત્યાંસુધી માબાપોને ખબર પડતી નથી.

એવીજ રીતે છોકરાઓ ખરાબ સોબતમાં પડી જવાને લીધે હાથ વતી વીર્ય કાઢી નાખવાની કુટેવમાં પડી પોતાના શરીરની અને મનની પાયમાલી કરી નાખે છે ત્યાંસુધી માબાપને ખબર પડતી નથી. પણ જો વડીલ આવી ખરાબીથી તેમને વાકેફ કરતા હોય, તેમની સોબત તથા ખાનગી રીતભાત ઉપર પાકી દેખરેખ રાખતા હોય અને તેમના અવયવો તેમજ પ્રકૃતિમાં ફેરફાર થાય છે, તેનું વારંવાર અવલોકન કર્યા કરતા હોય, તો એક વખત આવી કુટેવના ખાડામાં ઊતરેલા છોકરાને થોડીજ ખરાબી સાથે પાછો બચાવી લેવાય છે.

સંતતિ માટે માબાપો જપતપ કરે છે અને અનેક સંકટો વેઠે છે, પણ છોકરાં થયા પછી તેમનાં શરીરની જોઇતી સંભાળ રાખતાં નથી અને પછી એજ છોકરાંઓ મૂર્ખ, બાયલાં અથવા રોગી નીકળે છે ત્યારે પાછા પસ્તાય છે. આવાં નામર્દ છોકરાંઓ કરતાં પશુઓ પણ વધારે ઉપયોગનાં છે. જે હેતુ માટે માબાપો પ્રયાસ કરે છે અને પોતાના પ્રાણ પાથરે છે, તે હેતુ આવાં બાયલાં અને રોગી છોકરાં-ઓથી શી રીતે પાર પડે? પરાક્રમી અને નીરોગી સંતાનો પેદા કરવામાંજ માબાપનો હેતુ પાર પડશે અને નહિ તો પ્રજા વિના મરવું એ વધારે સારું છે. (‘વૈદ્યકલ્પતરુ’ના એક અંકમાંથી)



# १३७–सप्तपदी

[ ચોરીમાં અગ્નિને કેટલીક આહુતિઓ આપ્યા પછી અને ક્ષેત્ર-પાલાદિ અમુક ક્રિયાઓ થઇ રહ્યા પછી કન્યા અને વર અગ્નિનારાયણની આજુબાજુ ચાર મંગળફેરા ફરે છે. તે વખતે એક માનસિક દસ્તાવેજ–કોલકરાર–લખાઇ રહ્યો હોય છે. તે વાંચી સંભળાવવામાં આવે છે. એટલે-લગ્નરૂપી આ કોલકરારનો સાર વરકન્યા સપ્તપદી-રૂપે બોલી સંભળાવે છે. અગ્નિનારાયણ, વરકન્યાનાં માતપિતા અને બીજાં સંબંધીઓ સાક્ષીરૂપે તે સાંભળી પોતાની સંમતિ આપે છે.

પરણનાર વરકન્યાએ આ સપ્તપદી અવશ્ય સાંભળવી જોઇએ અને સાંભળનારાઓએ પોતે પરણતી વખતે કરેલા કોલકરારોનો કેટલો ભંગ કર્યો છે તે વિચારવું જોઇએ. ]

અગ્નિની વેદી પાસે ચોખાની સાત ઢગલીઓ કરવામાં આવે છે અને એક એક ઢગલી પાસે, જેમ જેમ કન્યા પગ મૂકતી જાય છે; તેમ તેમ વર એક એક સૂત્ર બોલતો જાય છે.

**વર બોલે છે:—**

**(१) ॐ एकमिषे विष्णुस्त्वानयतु ॥**

અર્થ–હે સ્ત્રી! પહેલે પગલે વિષ્ણુ, તારે માટે અન્નાદિ તમામ સગવડ કરો.

**(२) ॐ द्वे उर्ज्जेविष्णुस्त्वानयतु ॥**

અર્થ–હે સ્ત્રી! બીજે પગલે વિષ્ણુ તને બે (શરીરબળ અને આત્મબળ) આપો!

**(३) ॐ त्रीणिंशाय स्पोषाय विष्णुस्त्वानयतु ॥**

અર્થ–હે પ્રિયા! ત્રીજે પગલે વિષ્ણુ તને ધન–સંપત્તિ ઘણી આપો.

**(४) ॐ चत्वारि मांयोभवाय विष्णुस्त्वानयतु ॥**

અર્થ–હે સ્ત્રી! ચોથું પગલું ભરતાં, વિષ્ણુ તને પુત્રપૌત્રાદિ સુખ આપો.

(૫) ॐ पंच पशुभ्यो विष्णुस्त्वानयतु ॥

અર્થ–હે સ્ત્રી! પાંચમું પગલું ભરતાં વિષ્ણુ તને ગાય, બળદાદિ પશુ આપો.

(૬) ॐ षड् ऋतुभ्यो विष्णुस्त्वानयतु ॥

અર્થ–હે સ્ત્રી! છઠ્ઠું પગલું ભરતાં વિષ્ણુ તને છએ ઋતુઓમાં સુખ આપો. (છએ ઋતુમાં તારું શરીર આરોગ્ય રહે અને છએ ઋતુમાં પ્રાપ્ત થતાં સુખ ભોગવવા જેટલી દ્રવ્યાદિ સંપત્તિ તને પ્રાપ્ત થાઓ.

(૭) ॐ सखे सप्तपदाभव सा मामव्रता भव, विष्णुस्त्वानयतु ॥

અર્થ–હે સ્ત્રી! હવે સાતમું પગલું ભર, તું સદા મને અનુસરજે, મન વાણી અને કાયાથી જરા પણ અવળી ચાલીશ નહિ; તો વિષ્ણુ તારો આ લોક સુધારી, તને પરલોકનાં સુખ આપશે. વળી હે સ્ત્રી! આ દેશમાં સતીઓનો ઇતિહાસ નવીન નથી, સાંભળ.

શ્રીરામમાં સીતા, નળરાજામાં દમયંતી, વસિષ્ઠમાં અરુંધતી, દિલીપમાં સુદક્ષિણા, પાંડવોમાં દ્રૌપદી, સત્યવાદી હરિશ્ચંદ્રમાં તારા, અત્રિમાં અનસૂયા, દુશ્યંતમાં શકુંતલા અને શ્રીકૃષ્ણમાં રુકિમણીજી જે ઉત્તમ ભાવથી રહેતાં હતાં, તે ઉત્તમ ભાવમાં હું કે જે તારો પતિ છું તેમાં રહેજે.

કન્યા જવાબ આપે છેઃ–

૧. કન્યા પ્રથમ પગલે કહે છે કે, "હે પતિ! આ મારો અને આપનો મેળાપ, એ કાંઇ સામાન્ય મેળાપ નથી, મારા અનેક જન્મનાં પુણ્યોથી આપ મને (પતિરૂપે) પ્રાપ્ત થયા છો અને તમારાથી મારું સમગ્ર સૌભાગ્ય છે."

**વિવેચન**—પતિ પ્રત્યેના પોતાના ભાવનું સૂચન કરે છે અને પતિ શું વસ્તુ છે; તે પોતે સમજે છે.

૨. **કન્યા બીજે પગલે કહે છે કે,** "હે પ્રિય! આપના કુટુંબને–આબાલવૃદ્ધ પાળીશ; અને આપણા ઘરમાં જે કાંઇ હશે તેથી સંતોષ માનીશ."

**વિવેચન**—સેવા અને સંતોષ શણગારનું ભાન કરાવે છે.

૩. **કન્યા ત્રીજે પગલે કહે છે કે,** "હે પતિ! હું આપની ભક્તિમાં પ્રીતિવાળી અને હું આપના પ્રત્યે મીઠું બોલનારી થઇશ.

૪. **કન્યા ચોથે પગલે કહે છે કે,** "મન, વાણી અને કર્મથી પવિત્રપણે શણગારાઇને તમારી સાથે ક્રિડા કરીશ."

૫. **કન્યા પાંચમે પગલે કહે છે કે,** "હે નાથ! દુઃખમાં હું ધીરજ રાખીશ, સુખમાં પ્રસન્ન રહીશ. તમારાં સુખદુઃખની ભાગીદાર થઇશ. વળી હું અન્ય પુરુષની કદી નહિ થાઉં."

૬. **કન્યા છઠ્ઠે પગલે કહે છે કે** "હે આર્ય! હોમયજ્ઞાદિ કાર્યોમાં તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષનાં કાર્યોમાં મારા મનની વૃત્તિઓ (સદા) આપને અનુસરશે."

૭. **કન્યા સાતમે પગલે કહે છે કે,** "અહીં આપણા બેઉના સાક્ષી વિષ્ણુ ભગવાન છે. આપે મને ફોસલાવી પટાવીને, કપટથી મેળવી નથી, પણ (માતાપિતાની સંમતિથી) આપણા બેઉ વચ્ચે પ્રીતિ ઉત્પન્ન થતાં આપણે પરણ્યાં છીએ."

**વિવેચન**—૧ થી ૭ આ સપ્તપદીમાં શું તરી આવે છે? આ સાત પ્રતિજ્ઞાઓમાં દૃઢતા, દીનતા, પવિત્રતા અને પ્રેમ તરી આવે છે.

સંસારમાં માતપિતા, ભાઇબહેન અને બીજા મિત્રો–અનેક મળે; પણ આ કોલકરાર–આ અનન્યભાવ–પતિ સાથેજ હોય.

('મહિલાભૂષણ'ના એક અંકમાંથી)



## १३८—सतीनो पाळियो

(લેખકઃ—શ્રી. વસંત શુક્લ)

પાવાગઢના પતાઈ રાવળે પાવાગઢનું પતન મેળવ્યું અને પાવાગઢનો મુલક બેગડાએ હસ્તગત કર્યો. સંતા તુમાખનું બળ વધતું ચાલ્યું. બેગડાના સરદારોએ જ્યાંત્યાં કેર વર્તાવી મૂક્યો. લૂંટફાટ અને ગામ બાળવાની ધમકીઓ પણ બેગડાને તાબે ન થનાર ગામોને અપાઇ ચૂકી.

ઉભરવાણ ગામ પાવાગઢની તળેટીએ સૂરજના સોનેરી કિરણને છાંયે સૌંદર્યની ઝાંખી કરાવતું અભેસિંગ પટેલ જેવા વીરના તંત્ર નીચે ઊભું હતું.

એક સવારે ઉભરવાણમાં પણ રાડ આવી કે બેગડાના સૈનિકો બેગડાને તાબે ન થનાર ઉભરવાણ પર ધસમસતા આવે છે.

અભેસિંગે વર્ષો સુધી રાવળના હાથ નીચે પાવાગઢનો ઉભરવાણી દરવાજો સાચવવાનું કામ કર્યું હતું. પાવાગઢના નાશ પછી એ ઉભરવાણ આવીને વસ્યો હતો. બાપદાદની પટલાઈ ચાલી આવતી હતી. અભેસિંગ અફીણી હતો. પરંતુ અફીણના ઘેનમાં એની શમશેર ધાર્યું બળ આપતી હતી.

ગામના જુવાનો અભેસિંગના એક સાદે ટોળે મળ્યા.

અમરો રાઠોડ અભેસિંગનો ચાર દિ' થી મહેમાન બન્યો હતો. એ પણ તલવાર–હાથમાં લઇને બહાર ફરતો હતો.

" અમરાજી! તમે મહેમાન થઇને તલવાર ના તાણતા. અમારે તો તમારો જવાબ આપવો રહ્યો. ભલે અમે ગામના સહુ ખપી જઇએ તેનો વાંધો નહિ." અભેસિંગે અમરાને કહ્યું અને તેની આંખો લાલઘૂમ બની.

" અભેસિંગ મોટા! આ કાયરની વાણી મને શોભે નહિ. બહાર ધૂમ મચેલી હોય અને અમરો કાયર થઇ છાપરાના ખૂણે ગોંધાઇ રહેશે? ફરી આવાં વેણ મા કાઢતા."

"જુવાન! તારા મનનો તું મુખત્યાર છે."

ગામના જુવાનો પણ તીર, કામઠાં ને તલવારો લઇને કચાર-નાએ આવી પહોંચ્યા હતા. વૃદ્ધ વયે લટકતો અભેસિંગ પણ ખાંડાના ખેલ ખેલવા મરણિયો બન્યો હતો.

બેગડાની સેના ગામમાં ભરાઇ. ગામની સ્થિતિ ભૂંડી થઇ પડી. દુશ્મનદળ ગામમાં પ્રવેશ્યું.

કત્લેઆમના ધ્યેયવાળા સિપાઇઓ શું કરી નાખશે? એ ખ્યાલે પરોઢમાં સંભળાતા ઘંટીનાદ પેઠે ઉભરવાણુ ગામનાં બૈરાંએ રુદનની ધૂન મચાવી. બૈરાંની આ રીત પર અભેસિંગ જરા ગૂંચવણમાં પડી ગયો. ત્યાં તો સૈનિકોનો સૂર સંભળાયો.

"અભેસિંગ! એક કોરે ખસી જા. તારા દેહની લબડી પડતી ચામડી નાહકની કપાઇને લોચો થઈ જશે."

અભેસિંગના કાન સરવા બન્યા. શૌર્યની ખુમારી મસ્તકમાં ઠરી રહેલી આખા દેહમાં પ્રવેશી. એ હસીને બોલ્યોઃ

"એ વેણુ અભેસિંગને માટે ના હોય. કોઇ કાયર હૃદયના ભીરુને તમારા મીઠા શબ્દોથી ભોળવજો. અભેસિંગમાં પ્રાણ હશે, અરે! લોહીનું એક બુંદ હશે ત્યાંસુધી એ પોતાના વહાલા વતનને માટે બલિદાન આપતાં પાછો નહિ હઠે. રાવળ જેવા મહારાજાની સેવા કરતાં અભેસિંગની જિંદગી ખતમ થવા આવી. એ અભેસિંગ પોતાની કીકીઓ વડે આ બધું જોઇ ઠરી ઠામ બેસે? એવી આશાને સ્વપ્નામાં પણ જન્મવા ના દેતા."

"અભેસિંગ! અમને તારી દયા આવે છે. માત્ર તારું એક વૃદ્ધ શરીર જોઇને...અને બીજું અમારી રે'મદૃષ્ટિ તારા ઉપર પડતી હોય તો તારી સ્વામીભક્તિના સ્વભાવ પર."

"જવા દો એ તમારા નામરદાઇ ભરેલા બોલને. અભેસિંગ પોતા-ના ગામને–વતનને કાજે પોતાના દેહને હોમી દેવા તૈયાર છે. અભેસિંગનું જીવન આજપર્યંત વીરતાભર્યું ચાલ્યું આવે છે. એ કદાપિ ઘડ-પણના ફેકમાં નહિ ગુમાવે એ નક્કી માનજો." અભેસિંગ ડોળા કાઢતો શમશેરને ચૂમીઓ લેતાં બોલ્યો.

અભેસિંગથી થાકેલા સિપાઇઓ જુવાનો પર તૂટી પડ્યા. જાણે ઓચિંતી આભમાંથી વીજળી જમીન પર પડી. ચકમક ઝર્યાં. વીરની સાથે વીર અથડાયો. સાવજ સાથે સાવજે કુસ્તી આદરી!

જોવાનું તો ઘણું હતું. પણ કોણ જુએ?

અભેસિંગનો મહેમાન અમરો રાઠોડ ગજબનું ગમસાણ મચાવી રહ્યો હતો. એની તલવાર વીજળીના પંખા પેઠે યંત્રવત્ પોતાના દેહની સલામતી સાચવતી અને શત્રુનાં શિર કાપતી ફરી રહી હતી.

અને જુવાનોની ધગશ પણ ઓછી ન હતી. પોતાના ગામ પર મુસલમાનોનું આક્રમણ, એ એમને છાતીમાં ભોંકાતા તીરની વેદના પેઠે સાલતું હતું. જુવાનોની આગળ અમરો રાઠોડ હતો. તે ચેતનની ચિનગારી વારંવાર સાથીઓને પૂર્યેજ જતો હતો અને ચેતનવંતા–ચેતનરસ પીનારા જુવાનો વારેઘડીએ નવી તાકાત, નવી સ્ફૂર્તિથી ધસારો કર્યેજ જતા હતા.

અભેસિંગની સેવા અમાપ હતી. એની સેવાની ગણતરીજ થઇ શકે તેમ ન હતું.

સિપાઇઓનું શૂરાતન અલોપ થઇ ગયું. એમના પગ ઢીલા બની ગયા. પગલાં પીછે હઠ કરી રહ્યાં. એક ધ્યેયવાળા જુવાનોએ લૂંટાતું ગામ બચાવ્યું. બળતા ગામને ઉગાર્યું. કેટલાક જુવાને પોતાના આત્માનું બલિદાન પણ આપ્યું.

સહુની આંખ પારકા ગામને તારનાર અમરા રાઠોડ પર પડી. આ પરગજુ આદમીની ટોળે વીંટળાઇને સહુ બેઠા. અમરાની સેવા વર્ણવી ન શકાય તેવી હતી. શત્રુના દળમાં અનેક વાર ઘૂસીને એણે પોતાનું પાણી બતાવી આપ્યું હતું.

અમરા રાઠોડની જાંગમાં બબ્બે તલવારના ઝટકા હતા. લોહી દદડતું હતું અને તેની આંખ નજીવી વેદના અનુભવતી હતી.

× × × ×

"દિકરી! અમરાજીની સેવા બરાબર કરજો." અભેસિંગે ખેતરે જવા નીકળતાં કહ્યું અને ચંદા અમરાના ઢોલિયા પર આવીને લજ્જા અનુભવતાં બેઠી. એની ઉંમર યૌવનના ઊભરા લેતી હતી.

જિંદગીમાં પુરુષનો સ્પર્શ આજે એને અમરાના ઘા ધોતાં અનુભવ્યો હતો. ચંદાના મુખ પરની લાલી લાલ રંગમાં તરબોળ જણાતી હતી. ચંદાએ આંખો નચાવતાં અમરાના લલાટ પર હાથ ફેરવતાં કહ્યું:

"અમરસંગ! તમે એક વીર જુવાન છો. તમે જો અમારા પરોણા ન હોત તો કદાચ આજે અમારું ગામ સિપાઇઓએ ધિકાવી મૂક્યું હોત..."

"ચંદા! મેં માત્ર મારી ફરજ બજાવી છે."

"નહિ, નહિ. અમરસંગ! તમે તમારી ફરજ સાથે અમારા ગામની આબરૂ રાખી છે. હું તમારી કશી સેવા બજાવી શકું તેમ છું?"

"ચંદા! મારી સેવા? આજે તમે જે મારી સેવા કરી રહ્યાં છો એનો બદલો હું શી રીતે વાળીશ?"

"અમરસંગ! તમારી સેવા અમૂલ્ય છે. તમારી સેવા પાછળ અમારા ગામનું મહાન ઋણ છુપાયું છે."

"એ સેવાનો બદલો તમે મારા ઘા ધોઇને વાળો છો તેથી અધિક શું?" અમરા રાઠોડે પાસું મરડયું.

"અમરસિંગ! મને તમારા પર ઘણું વહાલ ઊપજે છે, નથી સમજાતું કે આ સ્વભાવ સ્ત્રીઓમાં કઇ જાતનો જન્મવા પામ્યો હશે?" અને ચંદાનાં નયન નીચાં ઢળી ગયાં. લજ્જાની સુરખી એના વદન પર પથરાઇ ગઇ.

ઘડીવાર ઉભય મૌન રહ્યાં.

અભેસિંગ બહારથી અંદર આવ્યો. શરમથી વ્યાકુળ બનેલી ચંદા ઢોલિયા પરથી ઊઠી. અભેસિંગને જોતાં પરપુરુષની સાથે ઢોલિયામાં બેસવાના ગુના માટે ચંદાના હ્રદયે મોટી શિક્ષા અનુભવી અને અમરાનું હ્રદય ઘડીક ધડકીને મૂળ સ્થિતિમાં આવી ગયું.

"બેટા ચંદા! અમરસિંગને આરામ છે ને?" અભેસિંગે અમરાના ઢોલિયા પાસે આવતાં કહ્યું. પણ અમરો જાતેજ બોલ્યો. ચંદાની જબાન સિવાઇ ગઇ હતી. એ મહાન ગુનેગાર હોય તેમ એક બાજુ હળવો કંપ અનુભવતી ઊભી રહી હતી.

"હા મોટા! હવે મને આરામ થતો જાય છે."

"વારુ અમરસિંગ, ભગવાન સહુનો બેરુ છે."

આઠ દિવસમાં અમરાના ઘા રુઝાઈ ગયા. અમરાએ પોતાના ગામ તાડછે જવાની વાત અભેસિંગ આગળ મૂકી અને અભેસિંગે રજા પણ આપી. અમરો તાડછે ગયો. એના હૃદયમાં ચંદાની લાવણ્યમૂર્તિ સદા માટે ચોંટી ગઈ હતી. ચંદાના હૃદયમાં પણ અમરાની વીરમૂર્તિ બિરાજમાન થઈ હતી. પરંતુ ચંદાના બાપ અભેસિંગના હૃદયમાં તો ચંદા અને અને અમરાની મૂર્તિને એકાકાર કરતું ચિત્ર જડાઇ ગયું હતું.

અમરો તાડછે ગયો અને અભેસિંગ તરફથી વિવાહનું નાળિયેર આવ્યું. અમરાનો આનંદ માય નહિ! છાતીમાં હર્ષનાં ફૂલડાં ઊગ્યાં!

ઘડિયાં લગ્ન લેવાયાં ને આનંદની રેલંછેલ વરસી રહી! ચંદાની વહેલ ઉભરવાણની ભાગોળ છોડીને તાડછેની ભાગોળમાં પ્રવેશી. ચંદા ગામમાં પ્રવેશી. જાણે ચંદ્ર ઊગ્યો. રાઠવા કોમમાં જન્મેલી ચંદા, ચંદા ન હતી પણ એક ચંદ્રિકા હતી. તાડછા ગામમાં બીજી એકે સ્ત્રીમાં ચંદા જેટલું રૂપ ના મળે. ગામેતર અમરાનું ધનભાગ્ય સમજવા લાગ્યા. નહિ તો રૂપની પરી જેવી ચંદા અમરાનું આંગણું શોભાવે ખરી? ચંદા ખરેખર રોશની હતી. રોશની પર ગામનાં પતંગિયાં ભમવા માંડ્યાં, ઊડવા માંડ્યાં. અનેક જુવાનોની આંખ ચંદાને જોતાં ઠરી હતી. વૃદ્ધોનાં નયન એને જોઇને ફફડી ઊઠતાં.

ચોમાસાનો મુશળધાર વરસાદ વરસી રહ્યો હતો. અમરો ખેતરમાં ગયો હતો. તે વેળા ગામપટેલનો છોકરો કાભાઇ ચંદાની રોશનીના અજવાળે પતંગિયું થઇને ઊડી આવ્યો. પટેલનો દીકરો જાણી ચંદાએ કાભાઇને આવકાર આપ્યો. પેટમાં પાપ ન મળે તેવી ચંદાએ કાભાઇને ખાટલો ઢાળી આપ્યો. આશાના મનોરથો પાર પાડવાની ધગશે આવેલા કાભાઇને આશાની દોરી અતૂટ લાગી, એનો દેહ હર્ષમાં ડોલવા લાગ્યો.

"ચંદા! અમરો તો ખેતરે ગયો હશે."

"હાસ્તો વળી..."

"ચંદા! ચાંદાને આંજે એવું તારું તેજ તેં અહીં આ છાપ-રીમાં કાં ફેલાવ્યું?"

ચંદા કાભાઈની બુદ્ધિ પારખી ગઈ.

"કાભાઈ! એની આગળ આવાં વેણ ના હોય. સીધો સીધો ઘર ભેળો થઈ જા...ફરીથી આ છાપરીના તરફ ના જોતો."

"ચંદા! તારા તેજમાં હું અંજાયો છું, મને કદી તારાથી વિમુખ કરવાની ધમકી આપ મા." ચંદાને એ શબ્દો પોતાના શિયળસંરક્ષણ માટે ભારે લાગ્યા. એણે પોતાનો ટેક સાચવવા ખૂણામાં પડેલી કાડયાળિ ડાંગ હાથમાં લીધી.

"ચંદાની છાપરીએથી એક એક ખેતરવામાંએ હવેથી પગ મૂક્યો તો જાણ જે કે તારો જીવ ખોળિયામાં નહિ રહે."

"ચંદા! તું કોના હામા બખાળા કાઢે છે?"

"તારા હામા...પટેલના લુચ્ચા દીકરા હામા...કાભાઇ હામા... લે હંભાળજે." અને ચંદાએ ડાંગ તેના માથા ઉપર ઉગામી. કાભાઇ સહેજ બાજુ પર નમી ગયો અને ડાંગના ફટકામાંથી ઊગર્યો.

"ચંદા! જો તારું નામ બદનામ ના કરું તો મને પટેલનો દીકરો મા કહેજે." કાભાઈ ત્યાંથી રવાના થતાં બોલતો ગયો.

રાત્રે અમરો ઘેર આવ્યો અને ચંદાએ બધી વાત કહી સંભ-ળાવી. કારસ્તાની કાભાઇથી અમરો સંપૂર્ણ જાણકાર હતો. કેટલીક સ્ત્રીઓને પોતાની પટલાઇમાં ભોળવી તેનાં શિયળ ખંડિત કરનાર કાભાઇનો સામનો કરનાર ચંદા પર અમરાને ઘણું માન ઊપજ્યું.

આખાએ ગામમાં કાભાઇએ વાત ફેલાવી કે ચંદાને કોણ સતી કહે છે? એનું શિયળ તો મારા જેવાના હાથે ક્યારનુંએ ખંડિત થઈ ગયું છે. મનુષ્યના મગજમાં સારી વાત જેટલી અસર કરે છે, તેનાથી બમણી અસર ખોટી વાત જલદી કરે છે. દિવસે દિવસે કાભાઇએ ચંદા માટે અનેક જૂઠા આક્ષેપો ઊભા કરવા માંડ્યા. એ માટે અમરાના મિત્રોએ ચંદા વિરુદ્ધમાં અમરાના કાન ભંભેરવા માંડ્યા. એક દિવસ કાભાઇ અમરાને વહેમમાં નાખવા ખાતર અમરાની છાપરી આગળ થઇને છરક્યો અને અમરો પણ તેજ

વેળા ખેતરમાંથી છાપરીએ આવ્યો. આ વેળા અજુબાજુની ઉશ્કેરણીએ એનો વહેમ પાકો કરી આપ્યો અને સતી ચંદા પર અમરાએ તહોમત મૂકયું.

ચંદાને ઘરમાંથી કાઢી મૂકી. એ એના મામાને ઘેર જઇને રહી. એનો મામો પણ અમરાને મનાવવા ચંદાને લઇ તાડછે આવ્યો. પણ અમરો એકનો બે ના થયો. ચંદા તેનાથી તિરસ્કારાયલીજ રહી. ચંદાનો આઘાત અસહ્ય થઇ પડ્યો. જીવન કરતાં એને જીવનબલિદાન પ્યારું લાગ્યું. પુરુષોના વહેમી સ્વભાવ પ્રત્યે એને તિરસ્કાર છૂટ્યો. અને એક સવારે ચંદાએ કૂવામાં પડી પોતાનું બલિદાન આપ્યું.

આજે અમરાની છાપરીએ કાભાઇ આવ્યો. એનું અંગ સતીના શાપથી બળી રહ્યું હતું.

"અમરા! ચંદા નિર્દોષ છે. એ સતીની આબરૂ લેવા માટેજ મેં મારું બળ અજમાવ્યું હતું. એને માફ કર, મને માફી અપાવ."

ચંદાના મામાએ ખોળ કરીને એનું મુડદું બહાર કાઢયું. અમરો એના મૃત દેહ આગળ જઇને ઊભો. કાભાઈ પણ સતીનો શાપ પાછો ખેંચાવા આવ્યો હતો. ચંદાના, પુનિત ચંદાના–સતી ચંદાના, મૃત ખોળિયાને નિહાળતાં અમરો બેશુદ્ધ થઇ ધરણી પર પટકાઈ પડ્યો.

મૃત સતી ચંદાનો દેહ ચેતનવિહીન દશામાં પણ અમરા જેવા વહેમી પતિ પર તિરસ્કારાયલો અને કાભાઇ જેવા નિષ્ઠુર હૃદયના માનવીને શાપ આપતો દૃશ્યમાન થતો હતો.

અમરો પાગલ થઈ ગયો. કાભાઇ દીવાની હાલતમાં રખડતો થઈ ગયો. તાડછાનું તેજ ઓસરી ગયું. જાણે સૂરજચંદ્ર ઉભય આથમી ગયા હોય, તેમ એક સતી ચંદાના બલિદાનથી ગામમાં અંધકાર ભાસવા લાગ્યો.

આજે પણ તાડછાની ભાગોળે જે અનેક પાળિયા ઉઘાડના થર વચ્ચે અડધો દેખા દે છે, તેમાં એક સતી ચંદાનો પણ છે.

('આરામ'ના દીપોત્સવી અંકમાંથી)

# १३९–भोग

( લેખકઃ—શ્રી. શશિન્ ઓઝા )

"બેટા ! આજ તું ન જા તો ?" કરુણસ્વરે માતા બોલી ઊઠી.

"પણ બા ! આવડો મોટો ત્યાં મેળો ભરાય ને હું શા માટે ન જાઉં ?"

"જા, તેનો તો વાંધો નહિ; પણ તું ત્યાં જા ત્યારે પાણીમાં તો પડતોજ હઇશને ? પાણીનો ભરોસો નહિ !" પોતાના એકના એક પુત્રનો વિયોગ માતા ન સહી શકી.

"બા, જો પાસેના મગનભાઇ પણ જવાના છે ને રમુભાઇ પણ પાછળથી ત્યાં આવવાના છે. એની સાથેજ હું સાયકલ ઉપર જઇશ. તું શા માટે મૂંઝાય છે? મને કેવું તરતાં આવડે છે એની તો તને ખબર છે. જોને હું તરવાની હરીફાઇમાં તો રૂપાનો પ્યાલો લાવ્યો હતો તે તું કેમ ભૂલી જાય છે?" પુત્રે પોતાની શક્તિનું પ્રદર્શન કર્યું.

"તોય તે પાણીનો ભરોસો નહિ !" માતાએ એકના એક વાકયનો પુનરોચ્ચાર કર્યો. ઘણી વખત ગભરામણમાં લોકો એકજ વાકય ઝાલી રાખે છે.

"ઠીક, જા તો ખરો, પણ શરીર સાચવજે. એ પાણીનો ભરોસો નહિ. મારા સમ ખાઇને કહે કે નાહવા નહિ પડું !" પોતાના પુત્રને જતાં ન અટકાવતાં વિરહી માતાએ સ્નેહપ્રાગટ્ય કર્યું.

"હા બા, લે તારા સમ નાહવા નહિ પડું !" પુત્રે મક્કમતા ધરી કહ્યું. "તું તારે નિશ્ચિંત રહેજે; હું સવારે જઇને સાંજે બધા સાથે આવતો રહીશ."

"જો હજી તો મારે તને પેલી તારી સાથે ભણે છે તે રમા સાથે પરણાવવો છે." ને માતાની આંખમાં સ્નેહાશ્રુ ઊભરાયાં.

"જો, લે આ તારા માટે ખાસ કરાવેલાં લુગડાં પહેરી જા." માતાએ મહેનતમજૂરી કરીને પોતાના મગન માટે આ લૂગડાં સિવડાવ્યાં હતાં.

પ્રથમ તો તેને તે લૂગડાં તરફ તિરસ્કાર આવ્યો. પણ માતાનું વચન ઠેલાય? અને તેણે નવા લૂગડાં પહેર્યાં.

"લ્યો, બા ત્યારે હું જાઉં છું. ચિંતા કરતી નહિ." મગન બહાર નીકળ્યો.

માતાની છાતીના ધબકારા એકદમ વધી ગયા. તેની આંખમાંથી અશ્રુનાં બે બિંદુ ખરી પડ્યાં. કોણ જાણે મગન આજ પાછોજ આવવાનો ન હોય તેમ માતા અનિમેષ નયને મગનને જોઇ રહી અને ટણુણુણુ...સાઇકલ ઉપર ઘંટડી વગાડતો મગન તેની દૃષ્ટિમર્યાદામાંથી બહાર નીકળી ગયો.

માતાએ મગન માટે કંઇ કંઇ સ્વપ્નો બાંધ્યાં હતાં. મહેનત અને મજૂરી કરીને પણ પોતાના વહાલસોયા પુત્રને ભણાવવાનો તેણે નિશ્ચય કર્યો હતો. અને થોડા દિવસમાં એક રૂપરૂપના અંબારસમી કન્યકા પોતાના ઘરને શોભાવતી જોવાને કંઇ કંઇ કોડ હતા.

× × × ×

"આહાહાહા! પાણી કેટલું ઉછાળા મારે છે!" પવનની લહરીઓ પાણીને હલમલાવતી હતી. નાનાં છોકરાંઓ કાંકરાઓ નાંખી અંદર વર્તુલો રચતાં હતાં. "ચાલ, ચાલ મગન ડૂબકી મારીએ, જોઇ શું રહ્યો છે? તારા જેવો મહાન તરવૈયો પાણીને જોઇ સ્તબ્ધ ઊભો રહે એ કેવું કહેવાય!" તેની સાથેના કેટલાકે કહ્યું.

મગન હજી શૂન્યમનસ્કની જેમ ઊભો હતો. વિધવા માતાનું વાત્સલ્યભર્યું મુખ તેની નજર સામે તર્યાં કરતું હતું. તેણે પાણીમાં જોયું તો બધા લહેરથી આમ તેમ તરતા હતા. તરનારનું હૃદય પાણી જોઇ કૂદે છે. મગનનું પણ તેમ થયું. માતાને આપેલ વચનની શક્તિ અહીં નાહવાની અનન્ય મઝા પાસે મંદ પડી. તરતજ ફાળિયું પહેરી તે પણ પાણીમાં લહેર કરવા પડ્યો.

"આવજો રમુભાઇ!" કહેતો મગન ડૂબકી ખાઇ ગયો.

મગનને અડવા કોઇ સમર્થ ન હતું. બધા ખૂબ નાહ્યા, આખરે છેલ્લો દાવ મગનને લેવાનો હતો. મગન ખૂબ નાહ્યો એટલે થાકી પણ ગયો હતો. તેનું અંગ ધ્રૂજતું હતું. છતાં તેનો ઉત્સાહ મંદ પડ્યો

ન હતો ને તેણે ડૂબકી મારી. કોઇ તેને પકડી શક્યું નહિ.

પણ એક મિનિટ બે મિનિટ ત્રણ મિનિટ અને પાંચ મિનિટ પણ મગન બહાર કેમ ન નીકળ્યો. બધાનાં ગાત્ર શિથિલ બની ગયાં ને થોડીવારમાં "બૂડ્યો બૂડ્યો" બૂમ પડી ને બે ચાર જણ કાઢવા પડ્યા. આખરે બે જણે થઇને એક દેહને બહાર ખેંચ્યો. તેના મિત્રોના મુખમાંથી કાળી ચીસ નીકળી ગઇ. "આજ મગન" તરતજ ઊંધે માથે લટકાવ્યો. ને પાણી કાઢી નાખ્યું. તરતજ ગાડી કરી દવાખાને પહોંચાડ્યો. પણ ગાડીના ખડખડાટની અંદરજ આત્માનો ફડફડાટ સમાઇ ગયો. મૃત્યુનું ભીષણ હાસ્ય સમાઇ ગયું. મગનનો આત્મ-દીપક ઓલવાઇ ગયો હતો. મગનને નહિ પણ મગનના શબને દવાખાને પહોંચાડ્યું પણ વ્યર્થ !!

× × × ×

"મગન હજી કેમ ન આવ્યો ?" બારણું જરાક ખખડે ને માતા બારણે આંટા ખાઇ આવે. માતાનો આત્મા ફફડતો હતો. તેનું અંગે-અંગ કંપતું હતું. તેના મુખ ઉપર રુદનની છાયા હતી. ત્યાં તો તેના નામનો તાર આવ્યો. તાર લેતાં માતાનો હાથ ધ્રૂજ્યો. તે પાસેના અંગ્રેજી નિશાળના શિક્ષક પાસે ગઇ તો જવાબ મળ્યો કે ઘેર નથી. નિરાશ થઇ આગળ ચાલી. ને એક વિદ્યાર્થી પાસે તાર વંચાવ્યો.

આ શબ્દો સાંભળતાંજ માતાનું અંતર ફફડી ઊઠ્યું. "મારી શંકા સાચી ઠરી !" ગરીબના એકના એક દીકરાનો પાણીએ ભોગ લીધો અને ઘેર પહોંચતાંજ માતા મૂર્છિત બની ઉંબરામાં ઢળી પડી ને તેનો આત્મા પણ મગનનો સંગાથી બન્યો !

('ગુજરાતી પંચ'ના એક અંકમાંથી)



# १४०-समाजना खप्परमां

(લેખકઃ-શ્રી. ચીમનલાલ વલ્લભદાસ શાહ)

નિર્દોષ રમતોમાં રાચતી, કુદરત, માતાને ખોળે કલ્લોલ કરતી, કાલી બોલીથી મોટેરાંને આનંદ આપતી, આશાઓના હવાઇ કિલ્લાઓ રચતી નવ વર્ષની નિર્દોષ પુષ્પાને ક્યાં ખબર હતી કે ભવિષ્યમાં પોતાની આશાઓ ફળીભૂત થશે કે કેમ? ચપળ પુષ્પા બાળકોના સમૂહમાં અનોખી ભાત પાડતી હતી. આનંદમાં અને ઉલ્લાસમાં ખેલતી કૂદતી બાલિકા ચંદ્રની માફક વૃદ્ધિ પામવા લાગી. વિદ્યાભ્યાસમાં બુદ્ધિશાળી પુષ્પા પ્રત્યેક વર્ષે પ્રથમ નંબરે ઉત્તીર્ણ થતી હતી. સંગીત-કલા, ગરબા, રમતગમત અને જાહેર હરીફાઇ વગેરેમાં પ્રમુખસ્થાન ભોગવતી હતી. અપ-ટુ-ડેટ ફેશનેબલ પહેરવેશમાં સુસજ્જ થઇ તેને પોતાના તરફ આકર્ષવા યુવકો સામા આવતા હતા અને મૂંગું મંદ હાસ્ય કરતા હતા. જ્ઞાતિમાં જમણ હોય ત્યારે યુવકો કોઇ સારી વાનગી લઇ તેની પાસે જતા અને વાર્તાલાપનો પ્રસંગ ખોળતા હતા, પૂર્ણિમાના ચંદ્ર સમાન પુષ્પા પૂર્ણ કળાએ ખીલી ઊઠી હતી. અંગે અંગમાંથી યુવાનીની ફોરમ ઊડતી હતી. પુષ્પ ખીલી ઊઠ્યું હતું અને પુષ્પનો મધુર રસ ચૂસવા ભ્રમરો આજુબાજુ ગુંજારવ કરી રહ્યા હતા. પુષ્પને કોણ ચૂંટશે તે કલ્પના બહારની વસ્તુ હતી.

જ્ઞાતિના કહેવાતા જ્ઞાતિ પટેલો-હિતેચ્છુઓની સંમતિથી ચૌદ વર્ષની નિર્દોષ, સંસારથી અજાણ બાલિકાનું સગપણ ચાલીસ વર્ષના આધેડ વયના બીજવર સાથે થયું. "સ્વસ્તિ" શબ્દો વડે તેનો હસ્ત પતિને સોંપવામાં આવ્યો. કુમારિકા મટી પુષ્પા અખંડ સૌભાગ્યવતી બની.

પિતૃગૃહેથી તે શ્વસુરગૃહે સિધાવી. મૃત્યુને મુખે પહોંચેલા એક વૃદ્ધ પતિ પાસેથી સંસારસુખ ક્યાંથી મેળવી શકે? તેની આશાઓના ચૂરેચૂરા થઇ ગયા, ભસ્મીભૂત થઈ ગઇ! આને માટે જવાબદાર કોણ? રૂઢિચુસ્ત સમાજ કે રક્તથી નિર્વાહ ચલાવનાર જ્ઞાતિપટેલો? સમાજ, માતાપિતા અને દલાલો ઉપર દરરોજ શાપોના વરસાદ

વરસાવતી, નસીબ ઉપર અશ્રુઓ સારતી પુષ્પા દિવસો નિર્ગમન કરવા લાગી. એકજ માસમાં તેનો પતિ મૃત્યુલોક તજી પરધામમાં પહોંચી ગયો. તે સધવા મટી વિધવા બની. અલંકારો કાઢી લીધા, શિર ઉપરનો સુંદર ચોટલો ઉતરાવી નાખ્યો અને શ્યામ વસ્ત્ર પરિધાન કરાવ્યાં. તેનાં શુકન તો શું પણ " રાંડ, ખરાબ પગલાની, ડાકણ " વગેરે શબ્દોથી લોક–સમૂહ નવાજતો હતો. નણંદભોજાઇનાં મહેણાં–પ્રભાતે ઇશ્વરસ્તવનને બદલે સુણવાં પડતાં હતાં. વહેલી પ્રભાતના પાંચ વાગ્યાથી રાત્રિના નવ વાગ્યા સુધી ગૃહકાર્યનું સઘળું કામ દળવું, ખાંડવું, સાફ કરવું વગેરે મજૂરથી પણ હલકટ રીતે કરવું પડતું હતું. કોઇના હૃદયમાં દયા આવતી ન હતી. કાર્ય કરવામાં ઢીલ થાય તો ગાળોનો વરસાદ અને પિતા કે પતિએ કદાચ હસ્ત નહિ ઉપાડ્યો હોય પણ નણંદની તમાચ સહન કરવી પડતી હતી. સૌ નિર્દયતાથી તેની પાસેથી વૈતરું કરાવતાં હતાં અને તેના બદલામાં વધ્યુંઘટ્યું, ટાઢુંઊનું, લૂખુંસૂકું અન્ન બે ટંક પોતાના ઉદરના પોષણ માટે મળતું હતું. આ બધાં કષ્ટો તે મૂંગા પ્રાણીની માફક સહન કરતી હતી.

જયશંકરની મિષ્ટ મધુ વાણી ને ફેશનેબલ ટાપટીપ ભરેલા દેખાવથી પાણીની માછલી જેમ જાળમાં ફસાઇ જાય તેમ તેઓનો સંબંધ આગળ વધવા લાગ્યો. પણ પાપનો ઘડો ફૂટ્યા સિવાય રહેતો નથી. તેના શરીરનાં અંગોમાં ફેરફાર થયો. તેના પેટે વાત ગુપ્ત રાખી નહિ. અમાસની અંધારી રાત્રિએ તેને ગૃહ બહાર કાઢી મૂકી. તે જયશંકર પાસે ગઇ પણ આશરો ન મળ્યો. પુનર્લગ્નના આપેલા વચનને તેણે પાળ્યું નહિ. કોઇ સ્થળે તેને આશ્રય ન મળ્યો. સમાજથી તરછોડાયેલી નિરાધાર બાળવિધવા નસીબને આધારે ભયાનક જંગલમાં ચાલી નીકળી. તે ક્યાં ગઇ તેની તપાસ કરવા કોઇએ પ્રયત્ન કર્યો નહિ. નદી–તળાવમાં પડી આપઘાત કર્યો હશે, પશુઓએ ફાડી ખાધી હશે, વગેરે અફવાઓ થોડા દિવસ પછી શહેરમાં ચાલી અને શાંત પડી ગઇ.

ઊંડી ઊંડી ખાઇઓ ચઢઊતર કરતી ભેખડો ઉપર સાચવીને ચાલતી તે નદીની એક ઊંચી ભેખડ ઉપર આવી ઊભી રહી, ઉપરથી

નજર નાખતાં ચક્કર આવતાં છતાં પુષ્પા મૂર્તિવત્ થોડો વખત શાંત ઊભી રહી. સાલ્લાનો કાછડો વાળ્યો અને ફરીથી એક વાર પ્રભુપ્રાર્થના કરી નદીમાં ઝંપલાવવા તૈયાર થઇ, પણ કોઇ અજાણ વ્યક્તિએ તેને આ કૃત્ય કરતાં અટકાવી. પાછળ નજર ફેરવી. એક ભગવાં વસ્ત્રધારી સાધુ શાંત મુખમુદ્રાએ ઊભો હતો. "બેટા આપઘાત શા માટે? હજી તારા શરીર ઉપર યુવાનીની ફોરમ ઊડે છે." સાધુએ કહ્યું.

પુષ્પા— મહારાજ, સમાજમાં મારા જેવી બાળવિધવાઓ માટે સ્થાન નથી. મારે માટે તો નદી સિવાય કોઇ આશ્રયસ્થાન નથી.

સાધુ—બેટા, શા માટે કલ્પાંત કરે છે? ચાલ મારી સાથે મઢૂલીમાં રહેજે અને ઈશ્વરસ્તવનમાં દિવસો નિર્ગમન કરજે.

પુષ્પા— મહારાજ, હું પાપિણી છું. લોકો તમને ધિક્કારશે. મારે માટે કષ્ટને શા માટે વહોરી લો છો? મને મરવા દો.

સાધુ— બેટા, લોકનિંદાઓથી સાધુપુરુષો ડરતા નથી. પ્રત્યેક નિરાધારને આશ્રય આપવો એ અમારો પરમ ધર્મ છે.

('ગુજરાતી પંચ'ના એક અંકમાંથી)

## ૧૪૧–ટેલિવિઝન માટે ઠંડો પ્રકાશ

ટેલિવિઝન માટે કામ કરનારાઓને પ્રખર દીવાના પ્રકાશનો તાપ સહન કરવો પડે છે. આ ઉષ્ણતામાન ન વધે એ માટે સ્ટુડિયોમાં ફરતા કેમેરા માટે દ્વિગુણિત વ્યવસ્થા ટેલિવિઝન એંજિનિયર્સને રાખવી પડે છે. આમ છતાં પાણીથી ઠંડા કરેલા 'ક્વાર્ટ્ઝ મર્ક્યુરી આર્ક લેમ્પ્સ'ની શોધથી આ વ્યવસ્થામાં ઘણી સુલભતા પ્રાપ્ત થઇ છે; પરિણામ એ આવ્યું છે કે પ્રથમ કરતાં બમણો પ્રકાશ મળવા લાગ્યો અને ઉષ્ણતા માત્ર પ્રથમથી ⅙ જેટલી જ ઉત્પન્ન થઇ. આ શોધમાં દર મિનિટે ૩ ક્વાર્ટ પાણી એક ક્વાર્ટ્ઝ જેકેટમાં એક પ્રકારની ગોઠવણથી પસાર થાય છે અને એથી જે ગરમી પેદા થાય છે, તેનું પ્રમાણ સેંકડે ૯૯ ટકા જેટલું ઓછું હોય છે. ('પ્રજાબંધુ' ના એક અંકમાંથી)

# १४२–एक विधवाकी आत्मकथा

કાશી સે એક મહિલા ને લિખા હૈઃ-

શ્રીમાન્ સમ્પાદકજી,

મેરા બહનોઈ મોડ સ્ટેશન પર ખલાસી કા કામ કરતા થા. ઉસ સમય વહાઁ કા સ્ટેશન–માસ્ટર એક મદ્રાસી થા. ઉસને મેરે બહનોઇ કો પ્રલોભન દેકર મુઝે અપને યહાઁ રખ લિયા. ઉસ સમય મેરી અવસ્થા કેવલ ગ્યારહ વર્ષ કી થી; ઇસલિયે મં વહાઁ પર રહને કે લિયે મજબૂર હો ગઇ. મેરી ઇચ્છા યા અનિચ્છા કા કોઇ પ્રશ્ન હી ન થા. ઉસ બત્તીસ વર્ષ કે મદ્રાસી ને મુઝે અપની કામ–તૃપ્તિ કા સાધન રકખા. ઉસસે મુઝે તીન લડકે ઔર દો લડકિયાઁ હુઇ. બચ્ચે અભી કમ હી ઉમ્ર કે થે કિ એકાએક સ્ટેશન–માસ્ટર કી મૃત્યુ હો ગઈ. ઉનકા સ્વજાતીયા સ્વર્ગીય પત્ની સે દો લડકે થે. એક બી. એસસી. મેં ઇલાહાબાદ મેં પઢા કરતા થા ઔર દૂસરા પિતા કે સાથ હી રહા કરતા થા. ઉનકી મૃત્યુ કે બાદ ઉન દોનોં ને સારા સામાન યહ કહ કર વહાઁ સે ઉઠવા લિયા કિ અબ હમ લોગોં કો રેલવે વાલે યહાઁ ન રહને દેંગે. લિહાજા સામાન દેશ મેં મહફૂજ રહેગા. મૈં ઉનકી મૃત્યુ સે દુખિત થી. બિલકુલ અન્ધકાર મેં થી. મેરા રોના સુનને વાલા કોઇ ન થા. બચ્ચે સબ છોટે થે. મેરે દુખ સે વે ભી વિકલ હો ઉઠતે થે. ઐસી હી પરિસ્થિતિ મેં મુઝે વહાઁ અકેલી છોડ કર વે દોનોં ભાઇ વહાઁ સે ચુપચાપ ચલે ગયે. ઉસ વખ્ત કી હાલત કા મૈં કયા બયાન કરું. વહ એક દિલ દહલાને વલા અવર્ણનીય દૃશ્ય થા. ન રહને કો ઘર, ન ખાને કો અન્ન. ન કોઇ બન્ધુ, ન કોઈ મેરે દુખ કો પૂછને વાલા થા. પર ઉસ પરમાત્મા કી મુઝ અનાથ વિધવા ઔર બચ્ચોં પર તરસ આઇ. ઉસને મેરી મદદ કે લિએ એક સજજન કો ભેજા. વહ મુઝે લખનઉ લે ગયે. મૈં ઉનકે પરિવાર મેં હિલમિલ કર રહને લગી. પર જ્યાદા સમય ઇસ તરહ વ્યતીત ન કર સકી. ઉનકો ભી હમારા રહના ભાર હો ગયા. ઇસી જમાને મેં

રેલવે કમ્પની કી તરફ સે મુઝે ઔર મેરે સૌતેલે લડકો કો વોને આઠ સો કે હિસાબ સે સવા તેઈસ સૌ રુપયે તીનાં કો મિલે. ઉસ સમય મુઝસે ઉનકે બડે લડકે ને કહા કિ તુમ ઔરત હો, તુમ્હારે પાસ રુપયે રહેંગે તો ખર્ચ કર દોગી, ઇસલિએ મૈં હિફાજત સે તુમ્હારે રુપયોં કો બૅંક મેં રખ કર ઈસકા બ્યાજ તુમ્હેં દેતા રહૂંગા, જિસસે તુમ્હારા ખર્ચ ચલ જાયગા. મૈંને સ્વીકાર કર લિયા ઔર અપને ખર્ચ કે વાસ્તે પછત્તર એક સૌ પચ્ચત્તર રુપયે રખ કર બાકી છ-સૌ રુપયે ઉસકે હાથ મેં દે દિયા. ઉસને મુઝે ઉસી દિન એક પુસ્તક દિખલાઈ ઔર કહા કિ તુમ્હારે રુપયે મૈંને તુમ્હારે નામ સે બનારસ બૈંક મેં જમા કર દિયા હૈ. તુમ જબ ચાહોગી તબ મિલ જાયેંગે ઔર કિતાબ અપને હી પાસ રખ લિયા. ફિર મુઝસે કહા કિ તુમ રાય-બરેલી ચલી જાઓ. વહાઁ મેરા ભાઇ હૈ. વહ તુમ્હારી પરવરિશ તુમ્હારે બ્યાજ કે રુપયોં સે કરેગા. મૈં કરીબ સાલ ભર ઉસકે પાસ રહી ઔર ઉસકે બાદ મુઝે નીચ પ્રકૃતિ કે પુરુષોં કે લક્ષણ, ઉસ મેરે પુત્રતુલ્ય વ્યક્તિ મેં દિખલાઇ દિયે, અર્થાત્ ઉસને મુઝસે હી કામ–તૃપ્તિ કરની ચાહી· સમ્પાદકજી, લિખને શર્મ આતી હૈ, પર ઉસ નીચ કો યહ પતા ન થા કિ ઉસકે પિતા સે હી ઉસી કે ઐસે પાઁચ બચ્ચે હુએ. ઇસ કારણ મુઝે ઉસ સ્થાન કો છોડના પડા. મૈં કાશી આ ગઈ. યહાઁ કિસી તરહ સિલાઈ ઇત્યાદિ સે અપના બાકી જીવન બિતા રહી હૂં. ઉસને ન મુઝે રુપયે હી દિયે ન બ્યાજ હી દિયે! મૈંને અદાલત મેં દર-ખાસ્ત દી તો પતા ચલા કિ બનારસ બૈંક મેં મેરે પુત્ર કે નામસે રુપયે જમા થે, જો નાબાલિગ હૈ ઔર સ્ટેશન–માસ્ટર કા બડા લડકા ઉસકા સંરક્ષક બન કર રુપયે લેકર, યહાઁ સે વિજગાપટ્ટમ જિલે મેં એક જમીંદાર કે યહાઁ નૌકર હૈ. ઉસકે નામ પર વારણ્ટ ગયા ઔર વહ ગિરફ્તાર હોકર યહાઁ આયા. યહાઁ પર મુઝે ઉસને બહુત સે પ્રલોભન દિયે ઔર રોતે હુએ સમઝાને લગા કિ " તુમ મેરી માઁ કે બરાબર હો ઔર તુમ્હીં મુઝકો જેલ મેં ભેજ દોગી? ક્યા તુમ મુઝે ક્ષમા નહીં કરોગી? મૈં વહાઁ જાકર તુરન્ત રુપયે ભેજ દૂંગા ઔર વિશ્વાસ કે લિયે જો યે એક સૌ પચીસ રુપયે

તુમ્હારે બ્યાજ મેં કે હૈં; બાકી કુલ રુપયે જાકર મય બ્યાજ રવાનાકર દૂઁગા." ઇસ તરહ કે પ્રલોભન દેકર ઔર એક સૌ પચીસ રુપયે દેકર વહ ચલા ગયા ઔર પાઁચ વર્ષ બીત ગયે, પર કોઇ પત્ર તક નહીં દીયા.

ઇસ બીચ મેં મેરી બડી લડકી સોલહ વર્ષ કી હો ચુકી થી, પર શાદી કરને કે લિયે રુપયે ન થે. જબ ભોજન હી કી તકલીફ થી તો શાદી કી વ્યવસ્થા કૈસે હો ? ઔર મૈં કભી કહીં ગઇ નહીં થી. સીને-પિરોને સે કાફી પૈસે ભી નહીં મિલતે થે. ઇસ દીન અવસ્થા કો દેખ કર યુવતી લડકી કે દિલ પર ચોટ પહુઁચી ઔર ઉસી ચિન્તા મેં રોગિની હોકર ઉસને અપને પ્રાણોં કી આહુતિ દે દી. ઉસ સમય ભી મૈંને કઇ જવાબી તાર ઔર પત્ર ભેજે, પર ઉસ મદ્રાસી કે પાષાણહૃદય કો મુઝ અનાથોં કી દુર્દશાગ્રસ્ત આહેં નહીં પિઘલા સકીં. અબ મૈં ખુદ રોગિની હો ગઇ હૂઁ. મેરા એકમાત્ર પુત્ર વાસુદેવ તેરહ વર્ષ કા હો ગયા હૈ. યજ્ઞોપવીત તક નહીં હુઆ. યહાઁ કુછ સજ્જન પુરુષોં કી કૃપા સે સારસ્વત ખત્રી વિદ્યાલય મેં સ્કોલર્શિપ મિલને સે વહ પઢ રહા હૈ. મેરી આઁખેં, જો ઇસ રોગિની અવસ્થા મેં ખૂલી હુઇ હૈં, ઔર જો કરુણાપૂર્ણ પુત્ર કો દેખ રહી હૈં, ન માલૂમ કિસ વક્ત બન્દ હો જાયઁ. મેરા બચ્ચા મુઝે ઇસ દીન અવસ્થા કો દેખ મેરે સિરહાને બૈઠ કર અબ રોતા હૈ, તો મેરા કલેજા ફટ જાતા હૈ. ભવિષ્ય અન્ધકાર મેં હૈ. પર ઇશ્વર કે હાથ મેં હૈ. સમ્પાદકજી, પઢે-લિખે પુરુષ-સમાજ કે અન્દર ભી ઇતને કઠોર હૃદય ઔર અનાથ વિધવાઓં કો રુલાને વાલે પાષાણ-હૃદય પાપી ભી મૌજૂદ હૈં, તો કહિએ, દેશ કે અન્દર સ્ત્રી-સમાજ કી ખાસ કર વિધવાઓં ઔર અનાથોં કી દુર્દશા ન હો તો કયા હો ? સમ્પાદકજી, મૈં બહુત કમ પઢી-લિખી હૂઁ, ઇસલિએ મેરે પત્ર કી ગલતિયોં કો ઠીક કર લેને કી કૃપા કરેં. ઔર પુરુષ-સમાજ કે ઐસે નીચ પુરુષોં સે બચને કે લિયે મેરે પત્ર કો અપને 'ચાઁદ' કે અન્દર જગહ દેકર મેરે હૃદય કી અન્તિમ ઇચ્છા કો પૂર્ણ કરેં. હમ વિધવાઓં કી આર્ત્તનાદ કો દેશ કે સામને રખને કે લિએ સિર્ફ એકમાત્ર પત્ર આપકા 'ચાઁદ' હી તો હૈ. ફિર મૈં કહાઁ જાતી. આશા હૈ, મેરી ઇચ્છા કી

પૂર્તિ કરેંગે. ભવદીયા, રામકલી દેવી-કાશી

ઇસ પત્ર કે સમ્બન્ધ મેં ટિપ્પણી કી કોઈ જરુરત નહીં હૈ. પત્ર પ્રેષિકા ભી કેવલ ઇસે છપવાના હી ચાહતી હૈ, તથાપી ઇસમેં એક ઐસી શિક્ષા નિહિત હૈ, જિસસે દૂસરી બહિને લાભ ઉઠા સકતી હૈં ઔર વહ યહ હૈ કિ ઐસી વિધવાઓં કો ખાસ કર રુપયે પૈસે કે મામલે મેં સહસા કિસી કા વિશ્વાસ નહીં કરના ચાહિએ. સાથ હી ઇસ વિધવા કો હમારી સલાહ હૈ કિ વહ મુકદમે કા કાગજ-પત્ર એક બાર ફિર કિસી વકીલ કો દિખાવે ઔર અગર સમ્ભવ હો તો ઉસ મદ્રાસી કે પ્રતિ કાનૂની કારવાઇ કરે. સમ્પાદક-'ચાઁદ'

# १४३-सोरठी राणीओनां रुदन

( લેખકઃ-શ્રી. " રજવાડાની રાણી " )

### મહેલના ઝરૂખામાં

સંસારમાં સ્ત્રીઓની દુર્દશાનો પાર નથી. જ્યાં જુઓ ત્યાં નારીઓનું નિકંદન કાઢી નાખવામાં પુરુષો પાછું વાળીને જોતા નથી. હિંદુ બૈરાંઓને લલાટે ગુલામી લખાયેલી છે. એ ગુલામી અસહ્ય બને છે ત્યારે બળી મરવાનો-અન્ય માર્ગે આપઘાત કરવાનો ઉપાય સ્રીને અખત્યાર કરવો પડે છે. આમાંય સામાન્ય રીતે બીજાં બૈરાંઓને સમાજમાં હરવાફરવાની અને હળવામળવાની છૂટ હોવાના કારણે કંઈક આશ્વાસન મળે છે પરંતુ મારા જેવી જે રાજની રાણીઓ તરીકે દરબારગઢના ઝરૂખારૂપી પાંજરામાં પુરાયેલી પંખીણીઓની હાલત અકથનીય છે.

### સુખી કે દુઃખી?

પૂર્વના કાંઇ મહાપાપી કર્મસંજોગો અમને રાજાની રાણીઓ બનાવે છે. અમારાં માબાપો એમજ સમજે છે દીકરીને તેઓ દરબારોને આપીને હિંડોળે હીંચકતી, નોકરો પર તેમજ રૈયત પર શાસન ચલાવતી, દાગીનાથી લદાયેલી અને સમૃદ્ધિની સ્વામિની

બનાવીને કૃતકૃત્ય બને છે. અમારા જેવી સ્થિતિ જેને વીતી હોય તેજ જાણે! જનતાનાં તમામ બૈરાંઓ પણ અમને પૂર્વજન્મે પુણ્ય કરીને અવતરેલી ગણે છે કારણ કે તે સિવાય અમે રાજની ધણીયાણી ક્યાંથી થઇએ આવી માન્યતા છે. ઘરનું અને બહારનું વૈતરું કરવું પડતું હોવાથી અમને એશઆરામ ભોગવતી જોઇને સંપૂર્ણ સુખી માને છે. પણ કાળજાના ઘા અમારે કોને કહેવા? અમે સુખી છીએ કે દુઃખી તે તો અમે ને અમારા ત્રિલોકનો નાથજ જાણે છે! ગામની બાઇઓ અમને મળવા આવે છે ત્યારે તો ખરેખર અમે હિંડોળા ખાટ પર ઝૂલતી હોઇએ, નોકરોને અનેક કામો ચીંધતી હોઇએ, અમારી હાજરીમાં કેટલાય ખવાસ–ગોલાં હોય છે અને હસી હસીને આવનાર સાથે વાતોમાં ભળીએ છીએ. પણ પછી?

## દિવસ કેમ વીતે છે?

એ વસમી વાત કહેતાં પણ કંપારી છૂટે છે. એટલું સારું છે કે અમે રાજની માલિક ગણાતી હોવાથી દિવસે કેટલાંય માણસો ખુશામત માટે, સ્વાર્થ માટે, પરોપકાર માટે, ઇર્ષ્યાતૃપ્તિ માટે કે એવાં કારણોએ ચાલ્યાંજ આવે છે ગામની સ્ત્રીઓ તો અગમડગમની વાતો વણમાગી કહી જાય. આમ અમારો દિવસ ઝપાટા ભેર પસાર થઇ જાય છે. બીજાઓની આપવીતી સાંભળવામાં, તેમને દિલાસો આપવામાં અને કેટલાંકને કપડાંની, રોકડની, સીધાની કે એવી બીજી મદદો આપવામાં અમારું દુઃખ અમને યાદજ આવતું નથી. પાંજરામાં પુરાયા છતાં અમે આખો દિવસ કલ્લોલ કરતી હોઇએ છીએ. ગામલોકોની ગેરહાજરીમાં અમારે કોઠાર, ઢોર, દૂધ–દહીં ઘી, નીરણ, રસોડું વગેરેની જંજાળ વળગીજ હોય છે. સૂરજ ઊગે ત્યાંથી તે આથમે ત્યાં લગી આવી ધમાચકડી ચાલ્યાજ કરે છે. પણ પછી?

## રાતની આફત

રાતનું વાળુ થઈ ગયા પછીજ અમારી કમબખ્તી શરૂ થાય છે. ત્યારેજ અમને ખબર પડે છે કે અમે જીવતાં દોજખમાં પડેલી છીએ, અમે સામાન્ય સ્ત્રીની કોટીમાંથી પણ નીકળી ગયેલી છીએ, અમે જાળમાં સપડાયેલી તરફડતી માછલીઓ છીએ. સૂરજ મા'રાજના

મેર બેસવાની સાથે અમારા સુખનો સૂરજ પણ આથમી જાય છે. રાજરાણી તરીકેના જીવનની ઝાંખી દિવસ આથમ્યા પછીજ એના ભયંકર રૂપમાં આવીને ખડી થાય છે. અમે કેટલી કારમી જિંદગાની જીવીએ છીએ તેનો ખ્યાલ વાળુ પછીના વખત પછીજ શરૂ થાય છે. ઓ દુનિયાના અલગારી જીવો! તમો સાચેજ માનો છો કે રાજની રાણીઓ સુખી હોય છે? હું કહુ છું કે સેંકડે પાંચ ટકા પણ તમે બધા માનો છો તેટલી સુખી હોતી નથી.

## રાતના રાજા

આનું કારણ? કારણ અમારા રાજવીઓ, દરબારો, નવાબો ઠાકોરો કે જે કહો તે મોટે ભાગે રાજ્યના નહિ પણ રાતના રાજા હોય છે. અમે જેમ આખો દિવસ ખુશ મિજાજમાં ગાળીએ છીએ તેમ તેઓ આખી રાત આનંદમાં પસાર કરે છે. દિવસે ડાહ્યા જેવા ગણાતા દરબારો રાતે ગાંડાતૂર બનીને પોતાની જાતને ભૂલી જાય છે! અરે! પોતે માણસ છે કે મેઢાં તેનું પણ તેમને ભાન રહેતું નથી! આવી સ્થિતિમાં અમારી હૈયાતી પણ તેમની સ્મૃતિમાંથી ભૂંસાઇ જાય છે. સૂરજ આથમે ત્યાંથી તે ત્યાં સૂરજ ઊગે ત્યાં લગીની તેમની હાલત આવીજ હોય છે. જેમ જેમ રાત ગળતી જાય છે તેમ તેમ તેમની અને તેમના સોબતીઓની મસ્તી વધતી જાય છે. મારા જેવી પતિપ્રેમી પત્નીઓ રાહ જોતી જોતી ઢોલિયામાં ઢળી પડે છે. જ્યારે જ્યારે ફડકામાં ઊંઘ ઊડે ત્યારે દરબારના ઢોલિયા સામું જોવાય જે ખાલીખમ પડ્યો હોય છે. દરબારોને રાત રળિયામણી બને છે ત્યારે રાણીઓની તે વેરણ બને છે. આ તો સાધારણ રીતે એકાદ અપવાદ સિવાય તમામ રજવાડાની વાત થઇ પણ જેનું જીવન ઝેર બને છે તેવી હતભાગી રાણીઓની કથની કોઇ ભાગ્યેજ તેના યથાર્થ સ્વરૂપમાં જાણતું હશે.

## જરા સાંભળો

આ વાત ઘણીજ ગંભીર છે, એકદમ ખાનગી છે, માણસાઈ હોય તેને હાડોહાડ ઊતરી જાય એવી છે અને છતાંય સાવ સાચી છે. અમારી અનેરી આશાઓને ઉરાડી દેનારી, છતે ધણીએ વૈધવ્ય આપ-

નારી કેટલીએ ગૌરવવતી ગરાસણીઓને ગાળ ચઢાવનારી પતિવ્રતા પત્નીઓને મોતના મુખમાં મૂકનારી અને રેઢિયાળ સ્વભાવની રાણીને લહેર કરાવનારી એ કલંકકથા છે. એ તો સૌ કોઈ જાણે છે કે રજવાડામાં હવે અફીણને બદલે દારૂ ઊડવા માંડ્યો છે. અફીણના કસૂંબા તો અમુક માપસરજ પિવાતા પણ દારૂના સીસાનો તો સુમારજ રહેતો નથી! જેટલા ઢિચાય તેટલા ઢીચે છે ને ઢિચાવે છે. આવી શરાબખોરીમાં સારા માણસો તો હોયજ શાના? નાલાયક ટણકટોળી રાતે ભેગી મળીને ખૂબ ઢીચે છે અને પછી ગાંડાતૂર બનીને ન કરવાનાં કામો કરે છે! કોઈને ભાન રહેતું નથી તેથી મર્યાદા જળવાતી નથી. જેને જેમ ફાવે તેમ બકવાદ કરવા મંડી જાય છે. અસભ્ય શબ્દો ને મશ્કરીઓ શરૂ થાય છે અને પછી? એ કહેતાં જીભજ ઊપડતી નથી.

## મનુષ્યત્વથી વંચિત

કાયમ શરાબસેવનથી અને બીજી એવી કુટેવોથી અમારા દરબારોમાંના કોઈ કોઈ મનુષ્યત્વ ગુમાવી બેસે છે અને છતાંય પોતે મનુષ્ય છે તેમ દેખાડવા એક પર બીજી એમ અનેક રાણીઓ પરણે છે કે રખાતો રાખે છે! આવી દશામાં સંતાન તો થાયજ ક્યાંથી? એટલે સંતાન માટે એક–બે–ત્રણ–ચાર એમ લગ્નો કરીને રણવાસમાં રાણીઓનું જૂથ એકઠું કરવામાં આવે છે. પરણી પરણીને અકેક મહેલમાં તેમને ચઢાવી દેવામાં આવે છે! આવા પુરુષત્વહીન દરબારોની રાણીઓની કરુણકથાનાં થોડાં દૃષ્ટાંતો માત્ર નમૂના તરીકે આપું એ અયોગ્ય નહિ ગણાય. શરમ મૂકીને પણ આ વાત બહાર પાડવા માટે મન ઘણું નારાજ થાય છે. પણ એ વગર આરો નથી. દુનિયા ખરી વાત જાણે તો હવે પછી કંઇક સુધારો થાય અને અમારાં જીવતર એળે જતાં અટકે એ આશાએ આ જમાનામાં પેપરોના પાને ચઢવાની હિંમત કરવી પડે છે. હું કોઈ ખાસ વ્યક્તિને માટે લખતી નથી પણ મને મળેલો અનુભવ અને મારી બહેનપણીઓની સાંભળેલી અશ્રુકથાઓને આધારે આ વાત આલેખું છું.

## એક રાણીનાં વીતક

એક દરબારી રાજકુમાર કોલેજનું શિક્ષણ લઇને નીકળ્યા ત્યારે ખૂબજ વખણાતા હતા. સદ્‌ગુણોનો પાર નહોતો. રાજ્યને દીપાવશે એમ સૌ માનતા. પણ ગાદી મળ્યા પછી ટણકટોળીના પ્રતાપે દારૂ ઢીંચવા માંડ્યો અને પાયમાલીને પંથે ઘસડાયા. હાલત એટલે સુધી ખરાબ થઇ કે રાજ ખોયું! પોતાની સતી જેવી રાણીને નશામાં કેટલીએ વાર અન્યાય કરેલો તેમાંથી બે દાખલા આપું. (૧) એક વખત તાબાના એક ગામમાં બધાં ગયાં. પોતે મોટરમાં રાજધાનીમાં ગયા અને રાણીને બરાબર દિવસ આથમ્યે શિગરામમાં આવવા આજ્ઞા મળી. રાણી માત્ર અરધો કલાક વહેલાં થવાથી સીમમાં રોકાણાં અને બરાબર દિવસ આથમ્યો જવાની તૈયારી કરી ત્યાં દરબારને ખબર પડવાથી આખી રાત સીમમાં ગાળવા આજ્ઞા થઈ! એક શિગરામ હાંકનાર સિવાય બીજો ચોકીદાર પણ આપ્યો નહિ! (૨) આજ રાણીને શરાબની લહેજત લેવા દરબારે ફરમાવતાં ના પાડવાથી તડકામાં ઉઘાડે પગે ખરા બપોરે અગાશીમાં ઊભી રાખીને છ મહિના પિયર મોકલી દીધી! અને પાછળથી બીજી કરી જે દરબારને અનુસરતી થઈ.

## નિયોગનો અખતરો

એક દરબારને પહેલી રાણીથી બાળક ન થતાં બીજી કરી. આ બન્ને પર નિયોગનો સ્વીકાર કરવાનું દબાણ દરબારે કર્યું. પણ પેલી જાતવાળી હોવાથી ના પાડતાં ત્રીજી કરી. એની પણ એજ હઠીલાઇથી ચોથી કરી! છેલ્લી ગરીબ ઘરની હોવાથી તેમજ સંસ્કાર સારા નહિ હોવાથી દરબારની આજ્ઞા માથે ચઢાવી અને પરપુરુષદ્વારા સંતાનની માતા બની!

## ભવ બગાડવા

એક દરબારના ઘરમાં આવોજ પ્રયોગ શરૂ થયો પણ ધધડાવીને બાઇએ ના સુણાવી દીધી અને તે દિવસથી દરબારની પથારી પણ ગઢમાં કરાવવી બંધ કરી દીધી! આ બાઈ એવી તેજવાળી નીકળી કે દરબારને ખુલ્લા શબ્દોમાં સંભળાવે અને બીજી આપવા

કોઇ તૈયાર થાય તો તેનાં માબાપને અને બાઇને ચોખ્ખું કહે કે, "છોકરાં દરબારને પોતાને થાય તો ભલે, બાકી બાઇને કોઇને થવાનાં નથી. મારા સાથે ભવ બાળવા ભલે આવવું હોય તો આવે." આથી બીજી કરી નથી.

### વધુ દાખલા

એક દરબારે રાણીની નામરજી છતાં પોતાની હાજરીમાં તેને દારૂ પાયો ને બળાત્કાર કરાવ્યો. આ આઘાતથી તે બીમાર પડી ને થોડાજ દિવસોમાં મરણશરણ થઇ!

એક દરબારને શરાબ-શોખીન બનાવીને તેનો નાલાયક દીવાન તેની રાણીઓને પોતાને બંગલે બોલાવતો અને તેમને કોઇ કોઇ બહાને ફસાવીને ભ્રષ્ટ કરતો. દરબાર પાસે એવા નાલાયક માણસોની ટોળી ગોઠવેલી કે આખી રાત ચકચૂર રાખે અને ઘાઘરી પહેરીને નાચવાની તાલીમ આપે!

આવા તો ઘણાય દાખલા છે. કોઈ કોઇ દરબાર કોઈ રખાતની પાછળ દીવાના બન્યા છે તો કોઇ ગુમ થઇ ગયા છે તો કોઇએ જાન ગુમાવ્યા છે. આ બધા પછી અમે રાજરાણીઓ સુખી છીએ એમ તમે કહી શકશો?

(સાપ્તાહિક 'મુંબઈ સમાચાર'ના એક અંકમાંથી)

---

## १४४–विधवाओनी करुण दशा

(લેખિકાઃ-શ્રીમતી રંભાગૌરી ગાંધી)

હિંદુ સમાજમાં વિધવાઓની દશા શોચનીય છે. હિંદુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઇ નાખ્યા છે. વિધવા ત્યાગની મૂર્તિ છે અને ત્યાગમાં તવાયેલી એ મંગલ મૂર્તિને આપણે વંદના કરવાને બદલે તુચ્છકારીએ છીએ, ધિક્કારીએ છીએ, અભાગણી અને અપશુકનિયાળ કહીને હડધૂત કરીએ છીએ.

**વિધવા**—આ શબ્દજ વિધવાનું શબ્દચિત્ર ખડું કરી શકે છે. અછૂત શબ્દ બદલીને મહાત્માજીએ હરિજન શબ્દ રાખ્યો તેમ વિધવા

શબ્દની જગ્યાએ બીજો શબ્દ યોજાય તો તેઓની કરુણ દશામાં સુધારો થવાનો સંભવ ખરો? કાઠિયાવાડ તરફ વિધવાને 'રાંડીરાંડ' કહીને સંબોધે છે. આ શબ્દ કેટલો કર્કશ લાગે છે? શબ્દમાંજ કેટલી તિરસ્કારવૃત્તિ રહેલી છે? વિધવાને તિરસ્કારતાં પહેલાં એટલું યાદ રાખજો કે તે પણ આશા અને કોડભરી બાલિકા હતી, યોગ્ય ઉમ્મરે અનેક અભિલાષાઓ સાથે પરણી, અનેક ઇચ્છાઓ અને મહત્ત્વાકાંક્ષાઓ તૃપ્ત કરવા પ્રભુતામાં પગલાં માંડ્યાં. આવી બાલિકાનો પતિ મરણ પામ્યો, તેની આશાલતા ખીલવા પહેલાંજ કરમાઇ ગઈ, આશા નિરાશામાં ફેરવાઈ ગઇ, તેના ઉપર દુઃખે ભયંકર તાંડવનૃત્ય શરૂ કર્યું. તેના હૃદયના ચૂરેચૂરા થઇ ગયા. તેની દુનિયા અંધકારમય બની ગઈ, તેનું જીવન ધૂળમાં મળી ગયું. આટલું ઓછું હોય તેમ પુરુષસમાજે તેને માટે અનેક કાયદાઓ રચ્યા અને સ્ત્રીવર્ગે તેનો અમલ કરાવવો શરૂ કર્યો.

**પુરુષવર્ગ**—પુરુષોએ સ્ત્રીઓને ચગદી નાખતા અનેક કાયદાઓ બનાવ્યા છે તેમાં વિધવા માટે યોજેલા કાયદાઓમાં તો ક્રૂરતાની પરાકાષ્ઠા બતાવી છે. પુરુષે પોતે દેવનું સ્થાન લીધું અને સ્ત્રીને દાસી બનાવી. સ્ત્રી તે પુરુષનું રમકડું. પુરુષને મનપસંદ હોય ત્યાં સુધી તેની સાથે રમે અને પછી નકામું ગણીને ફેંકી દે પરંતુ સ્ત્રીએ તો સૂતાંબેસતાં, ખાતાપીતાં, હરતાફરતાં, દરેક પળે, હરેક ઘડીએ પતિનુંજ ધ્યાન ધરવાનું!

સૌભાગ્યાવસ્થામાં જો રખે દાસી દેવને ભૂલી જાય તો દેવ કોપાયમાન થઇને શામ, દામ અને દંડથી તેનું ધ્યાન ધરાવી શકે પરંતુ મૃત્યુ પછી શું થાય? આ માટે કડક કાયદાઓ બનાવ્યા અને તે કાયદાનું ઉલ્લંઘન કરનાર સ્ત્રીને રૌરવ નરકમાં પડવાનો ભય બતાવ્યો. વિધવા શું કરી શકે અને શું ન કરી શકે તેનું બારીકીથી વિવેચન કરનાર અને કાયદા ઘડનાર હે પુરુષવર્ગ! તેં તારા વર્ગ માટે શું કર્યું? એક સ્ત્રી માંદગીને બિછાને હોય ત્યાંજ બીજી માટે વાટાઘાટ ચલાવતાં તને શરમ નથી આવતી? સ્મશાનમાંજ બીજા લગ્નની વાતો કરતાં અરેરાટી નથી થતી? જ્યાંસુધી બહેનદીકરીઓ

વિધવા છે ત્યાંસુધી તું વિધુર નથી રહી શકતો? પ્રભુની દૃષ્ટિમાં તમે બન્ને સરખાં નથી? જો છો તો પછી તમને વધારે હક્ક અને સ્ત્રીઓને કેમ નહિ?

**સ્ત્રીઓ પ્રત્યે**—પુરુષોએ વિધવાઓને પીસી નાખનારા કાયદા ઘડ્યા પરંતુ તેનો અમલ કરવામાં સ્ત્રીવર્ગનોજ મોટો હાથ છે. સ્ત્રીઓજ વિધવાની દશા વધારે શોચનીય કરે છે. સાસુ પુત્રવધૂને અભાગણી અને ખરાબ પગલાંની ગણે છે, વડીલ તેને સર્વ દુઃખનું કારણ ગણે છે, સાહેલીઓ તેનો બહિષ્કાર કરે છે, પાડોશની સ્ત્રીઓ તેને અપશુકનિયાળ ગણીને નિંદે છે અને માંગલિક પ્રસંગોમાં તેની હાજરી ઇચ્છતી નથી. જ્યારે એક સ્ત્રી પણ બીજી સ્ત્રીનું દુઃખ સમજી ન શકે, તેને આશ્વાસન ન આપે, ત્યારે પુરુષ પાસેથી શી આશા રાખી શકાય? મારી તો બહેનોને વિનતિ છે કે વિધવા તરફ નિષ્ઠુર ન બનો પરંતુ તેને આપણા જેવીજ ગણવા જેટલો હૃદય-પલટો કરો. જ્યાંસુધી તેને પ્રેમથી નહિ આવકારો, જ્યાંસુધી વિના-સંકોચે માંગલિક પ્રસંગમાં ભાગ લેવા નહિ નોતરો, જ્યાંસુધી તેના ચણુચણુતા હૃદયના એકેએક ભાવો સમજીને તેને સંતોષવા પ્રયત્ન નહિ કરો ત્યાંસુધી તેઓનું દુઃખ ઓછું થવા સંભવ નથી.

વિધવા ઉપર 'ખરાબ પગલાં'ની 'અભાગણી' ઇત્યાદિ આરોપ મૂકવામાં સ્ત્રીવર્ગનોજ મોટો હિસ્સો છે તે જાણતાં ગ્લાનિ થાય છે. એક સ્ત્રી બીજી સ્ત્રીને ઘડી ઘડી તેના દુઃખની યાદ આપીને, તેની સ્થિતિનું વર્ણન કરીને, તેની કરુણ દશાને વધારે કરુણ બનાવી દે છે અને તેની રહીસહી શક્તિને પણ દુઃખરૂપી અગ્નિકુંડમાં હોમી દઇ ભયંકર પાપ કરે છે.

**વિધવા પ્રત્યે**—વર્તમાનકાળમાં કેળવણીનો પ્રચાર ઠીક થયો છે અને વધતોજ જાય છે. પૂર્વ અને પશ્ચિમનું અંતર ઘટતું જાય છે. આપણામાં પાશ્ચાત્ય જીવનના અનેક વિચાર પ્રવેશ કરવા પામ્યા છે. સ્ત્રીઓમાં જાગૃતિ આવતી જાય છે, તેઓમાં સ્વમાનની વૃત્તિ ખીલવા લાગી છે અને સ્ત્રીહક્કો માટે તમન્ના જાગી છે. વિધવાઓમાં પણ જાગૃતિ આવતી જાય છે. ભૂતકાળમાં (અને હજી પણ જ્યાં જ્યાં

કેળવણીનો પ્રચાર નથી થયો ત્યાં ) વિધવા નસીબને દોષ દઇને બેસી રહેતી અને રડતી. પેલેભવ પાપ કર્યાં હશે તો આ ભવ ભોગવવાં પડે છે, તે સિદ્ધાંતમાં એ સંતોષ માનતી અને સમાજ પ્રત્યે રોષ દાખવતી ન હતી. પરંતુ અત્યારે તે સ્થિતિ નથી. વિધવા પુરુષો જેટલાજ હક્ક માગી રહી છે, પુનર્લગ્નની છૂટ માગી રહી છે, સમાજ તરફથી સ્ત્રી–પુરુષ વચ્ચેના ભેદભાવો ટાળવા તનતોડ પ્રયાસ કરી રહી છે. તેની લડતમાં દરેક બહેનો સહાય આપી રહી છે પરંતુ વર્ષોથી ચાલતા રૂઢિ–રિવાજોને તોડતાં અને નવા કાયદાઓ બનાવતાં અને તેનો અમલ કરતાં સમય લાગશે. લોકોને પણ જરા નવું નવું લાગશે. વૃદ્ધો તેમાં સ્વેચ્છાચારીપણું અને પાપના ભંડોળ જોશે. ખેર આપણે તેથી ડરીશું નહિ. પરંતુ વિધવાઓએ એ ભૂલવું ન જોઇએ કે 'ઉતાવળે આંબા ન પાકે' કોઈ વિધવા સ્ત્રી પોતે પણ પુરુષની જેમજ કરી શકે છે તેમ માનીને સમાજના કાયદાનું ઉલ્લંઘન કરે છે. થોડો સમય તેમાં મજા માણે છે. પરંતુ એકજ ભૂલને લઇને તેની કેટલી અવનતિ થાય છે? આપણે સમાજને અવગણીએ, તેના કાયદાઓ તોડીએ, લોકોનો ડર ન રાખીએ, પરંતુ તેમ કરવા જતાં ભવિષ્ય ઊજળું થશે ? નહિજ. જ્યાં સુધી પુરુષ વિધવા સ્ત્રીને વિષયનું ભાજન સમજીને ફસાવવામાં આનંદ માણતો રહેશે, જ્યાંસુધી એકજ ભૂલ કરેલી સ્ત્રીને સમાજ સુધરવાની તક નહિ આપે પરંતુ ઊંડા ખાડામાંજ ધકેલી દેશે, ત્યાંસુધી સ્ત્રીઓનો ખોટો ઉત્પાત શા કામનો ? વિધવાને પુરુષ જેટલાજ હક્કો મળવા જોઇએ તે હું માનું છું અને વિધુરે વિધવા સાથેજ લગન કરવાં જોઇએ તે પણ હું માનું છું. પરંતુ માન્યેથી શું ? ઘરડો ડોસો પાંચમા વાર પરણવા નીકળશે તોપણ તે વિધવાને નહિજ પરણે. તે તો કુમળી બાળાનોજ ભોગ માગશે અને આપણોજ સ્ત્રીવર્ગ તેમાં લાંબા સાદે ગીતો લલકારીને આનંદ માણશે. જ્યાં આટલો ભેદભાવ છે, જ્યાં સ્ત્રીનું સ્થાન આટલું નીચું છે, ત્યાં મારા ધારવા પ્રમાણે બળવો કરવા કરતાં પરિવર્તન નીજ વધારે જરૂર છે. વિધવાઓને હું વિનતિ કરું કે તેઓ આવેશને તાબે ન થઇ જતાં બુદ્ધિપૂર્વક વિચાર કરે, વ્યક્તિત્વ કેળવે, અત્યાચાર

સામે ઝુંબેશ ઉઠાવે, સ્વતંત્ર બનવા કોશિશ કરે, પણ પરણવાથીજ સઘળું સુખ મળી જતું નથી તેવો ભાવ કેળવે અને પ્રભાવશાળી જીવન જીવવા પ્રયત્ન કરે.

કંઇક તો કરો—સમાજ તથા કુટુંબરૂપી રથ બે પૈડાંથીજ ચાલે છે તે કોઇએ ભૂલવું ન જોઇએ. એક પૈડું તે સ્ત્રી અને બીજું તે પુરુષ. બન્નેની ગતિ બરાબરજ રહેવી જોઇએ.

પરંતુ દુર્ભાગ્યે આપણામાં પુરુષરૂપી ચક્ર જલદી ફરે છે, ચંચળ બની રહ્યું છે; જ્યારે સ્ત્રીરૂપી ચક્ર કાદવમાંજ ખૂંચતું જાય છે. વિધવાનો પ્રશ્ન મહાન છે. જ્યાંસુધી તેનો ઉકેલ નહિ થાય ત્યાંસુધી આપણી પ્રગતિ સંભવિત નથી. વિધવાને પરણવાના હક્ક મળવાજ જોઇએ. ધણીની મિલકત તેના હાથમાંજ જવી જોઇએ. આર્થિક સ્થિતિ ખરાબ હોય તેને માટે પણ સમાજે બંદોબસ્ત કરવો જોઇએ. જે વિધવા પરણવા ઇચ્છતી હોય તે પરણી શકે પરંતુ જે ન ઇચ્છતી હોય તેઓ માટે શાળાઓ ખોલાવી જોઇએ, જ્યાં તેઓને ગૃહઉદ્યોગો શીખવવવામાં આવે અને સાથે સાથે દેશસેવાની તાલીમ પણ મળે. વડીલોએ પોતાની વિધવા પુત્રી અને પુત્રવધૂને શાળામાં મોકલવી, જેથી તેઓનું મન કામમાં પ્રવૃત્ત રહેશે અને પરિણામે બીજા વિચારરૂપી ભૂત તેમના મન ઉપર ચડી નહિ બેસે. ઉદ્યોગો શીખવાથી તેઓ સ્વતંત્ર બની શકશે, પોતાનું પોતેજ કમાઈ લેશે અને દેશસેવાની તાલીમથી બીજાનાં દુઃખમાં ભાગ લેવા તત્પર બનશે અને બીજાના તેમજ દેશના દુઃખમાં પોતાનું દુઃખ વિસારે પાડી શકશે. ફક્ત વિધવાને પરણવાના હક્ક આપવાથીજ આ પ્રશ્નનો ઉકેલ નથી. આનો ખરો ઉકેલ તો તેઓ માટે શાળાઓ ખોલવામાં અને સમાજનું માનસ ફેરવવામાં છે. આર્થિક મુશ્કેલીને લઇને તેમજ સમાજના સંતાપને લઇને ઘણી વિધવાઓ પરણવા ઇચ્છે છે. જે ઘડીએ આ બે ઉપાયો યોજાયા તે ઘડીએ તેઓનો પ્રશ્ન ઘણોજ સરળ બની રહેશે અને દેશને તેમની સેવાનો અપૂર્વ લાભ મળશે.

('નવચેતન'ના એક અંકમાંથી)

# १४५–निरपराधी विधवा

(લેખકઃ—શ્રી. કૃષ્ણકાંત મૂળચંદભાઈ દેસાઈ, બી. એ.)

વિશ્વનાથ વિધુર હતા. તેમને એક પુત્રીરત્ન હતું. મંજુલા રંગે ગૌરવર્ણી અને આકર્ષક હતી. તેની સુકુમાર દેહલતામાં સૌંદર્ય ભર્યું હતું. વિશ્વનાથને પુત્રના કોડ હતા પણ પત્નીના અકાળ અવસાનથી એ કોડ અતૃપ્ત રહ્યા હતા. પોતાની પાછળ કોઈ પિંડ મૂકનાર નથી, એ વિચારે તે ચિંતાતુર રહેતા, જાણે સ્વર્ગનાં દ્વાર પુત્ર વગર તેમને માટે બંધજ હશે. બીજી પત્ની કરવાનો વિચાર તો હતો પણ ઘડપણમાં કોઇ સમજુ માણસ કન્યાને કૂવામાં નાખે એમ હતું નહિ, એટલે એ વિચાર તેમને માંડી વાળવો પડતો. આખરે એમની મુરાદ એક જુદીજ રીતે પાર પડી.

વિષ્ણુપ્રસાદ એમના પાડોશી હતા. તે પણ વિધુર હતા. તેમને પુત્રની તો ખોટ ન હતી પણ ઘડપણમાં સેવાચાકરી કરનાર પત્ની ન હતી. એટલે તેમની પુત્રી ઉમાનાં લગ્ન બાદ જીવનસંગિનીની તેમને પણ જરૂર હતી. વિષ્ણુપ્રસાદ વિશ્વનાથની મૂંઝવણ પામી ગયા હતા. એક દિન તેઓ વિશ્વનાથને ઘેર જઈ ચડયા.

વિશ્વનાથ ઉઘાડે શરીરે પાટ પર બેસી પાન ચાવતા હતા. આગળ વધી ગયેલી ફાંદ પર આત્મસંતોષથી હાથ ફેરવતા હતા.

વિષ્ણુપ્રસાદ—ઓહો ભાઇ વિશ્વનાથ, કેમ કાંઇ ગંભીર વિચારમાં જણાઓ છો, એવું તે શું દુઃખ છે?

વિશ્વનાથ—દુઃખના તો ડુંગર પડયા છે, પણ હવે દુઃખ રડ્યે પણ શું વળવાનું છે; કાલે આ જીવનદીપક પણ બુઝાઇજ જવાનો છે ને?

વિષ્ણુપ્રસાદ ધોળી મૂછો પર હાથ ફેરવતા બોલ્યાઃ "અરે ભાઇ એમાં ના હિંમત શું થવાનું છે? કરો લગ્ન. હું કન્યા આપું. મારી ઉમાને......"

વિશ્વનાથ કાંઇક આશ્ચર્યથી બોલ્યા: "ઉમાને! મારા જેવા વૃદ્ધ સાથે ?"

વિષ્ણુપ્રસાદ— કેમ એમાં શું? મંજુલાને મને આપો. કરો સારું. બન્નેના દુઃખનો અંત આવે. આપણે દુઃખી થઇએ અને આપણાંજ છોકરાં એટલો પણ ભોગ ન આપે?

વિશ્વનાથ વિચારમાં ડૂબી ગયા. આખરે સ્વાર્થબુદ્ધિનોજ વિજય થયો.

વિશ્વનાથ બોલ્યા: "આ તો મુદ્દાની વાત. મારી પણ આશા ફળશે. ચાલો ત્યારે કાલેજ ચાંલ્લા કરી દઈએ."

× × × ×

એ નિર્દોષ બાળાઓનું આ રીતે સમાજની વેદી પર બળિદાન દેવાયું. સ્ત્રી એટલે પુરુષની વાસનાનું રમકડું એ ન્યાયે નિરપરાધી બાળાઓ પર સ્વાર્થની કાતિલ છૂરી ફરી વળી. મંજુલા સાસરે ગઇ. વિષ્ણુપ્રસાદને જીવનસંગિની મળી, પત્ની નહિ. મંજુલાનાં લગ્નજીવનનાં સ્વપ્નાં સરી પડચાં. જિંદગીને આરે ઊભેલો વૃદ્ધ પુરુષ જીવનનાં પગથિયાં ચડતી તરુણીના હૃદયની ઊર્મિઓને કયાંથી ઝીલી શકે? અરણ્યમાં રવડતી કો તૃષાતુર હરિણીની દશા મંજુલાની હતી. લગ્નજીવનના સુખથી વંચિત મંજુલા ધીમે ધીમે સુકાતી ગઇ.

વિધિથી મંજુલાનું આટલું સુખ પણ ન સહન થયું. વિષ્ણુપ્રસાદ માંદગીને બિછાને પડચો. મંજુલાએ પોતાની ફરજ બજાવી. નેકદિલથી વૃદ્ધ પતિની સારવાર કરી પણ મૃત્યુ દૂર ન થયું. મંજુલા વિધવા બની. તેની રસવેલ તો કરમાઇ હતી ત્યાં આ વજ્રઘાત થયો. તેના જીવનમાં અંધકાર સિવાય બીજું કાંઈ ન રહ્યું. બે વર્ષ બાદ મંજુલા વિધવા બની. કાળે વસ્ત્રે પોતાને પિતૃગૃહે આવી. એનું કર્મ તેણે બજાવ્યું.

વિષ્ણુપ્રસાદનો સ્વાર્થ સર્યો હતો, ઘડપણમાં એને સેવાચાકરી કરનાર એક દાસી મળી હતી. તે પણ દુનિયાની દૃષ્ટિએ એની પરિણીતા પત્ની હતી.

× × × ×

ઉમા વિશ્વનાથને ત્યાં પોતાના દુઃખી દિનો ગુજારતી હતી.

મંજુલાના આવવાથી તેનું દુઃખ કાંઇ ઓછું થયું હતું. બન્નેનું જીવન સરખું હતું. એક વિધવા હતી. બીજી પડદા પાછળની વિધવા હતી. એકદા મંજુલા વેણી ગૂંથતી હતી ત્યાં ઉમા આવી ચડી.

ઉમા—મંજુ, વેણી કોને માટે ?

મંજુલા—કેમ ? તમારે માટે. આજે તો લગ્નમાં જવાનાં છો ને ?

ઉમા—આ પણ આપણા જેવાંજ છે, જ્યાં લગ્નને નામે બાળાઓ કસાઇખાને જાય છે. મંજુ, મારે સૌંદર્યનો ખપ નથી. તારા પિતાશ્રીને તેનો ખપ નથી. તેને તો પુત્ર જોઇએ. મારા આદર્શો, મારા અભિલાષોની કબર થઈ ગઇ છે, તો હવે એના પર મધુર ખુશ્બોભર્યાં પુષ્પો શાને ચડાવવાં ?

મંજુલાની આંખમાં અશ્રુ આવ્યાં. તેણે કહ્યું: "હિંદુ સમાજમાં સ્ત્રી એટલે પુરુષો માટે વાસનાનું રમકડું. પ્રજોત્પત્તિ માટેનું સાધન. ઉમા, મારા જેવી ત્રણ કરોડ વિધવાઓનાં આંસુથી પણ આ હિંદુ સમાજ ડગમગતો નથી. આ પાપ ક્યારે ધોવાશે ?

ઉમા—બહેન, પુરુષો પાપ ને પુણ્ય એકજ સમજે છે. હિંદુઓ ધર્મને નામે પાપાચાર કરી રહ્યા છે. આપણાં મંદિરોમાં પણ ઇશ્વરની દૃષ્ટિ સમીપ પાપલીલા રમાય છે. હવે તો સ્ત્રીઓ જાતેજ જાગૃત થાય તોજ આ પાપ અટકે, પણ હવે શું ? રાંડ્યા પછીનું ડહાપણ !

ઉમાએ મંજુલા પાસેથી વેણી લઇ બહાર ફેંકી દીધી. તેનાં ચક્ષુમાં અશ્રુ ઊભરાયાં. મંજુલા પણ રડવા લાગી. કેવું દર્દભર્યું જીવન !

× × × ×

વર્ષો વહ્યાં. મંજુલાનું દુઃખ પણ વધ્યું. લોકનિંદાથી મંજુલા ત્રાસી ગઇ. જીવનમાં તેને માટે કોઇ પણ આશ્રયસ્થાન ન હતું. એને જોઇને હિંદુ સમાજ જાણે અભડાતો હોય તેમ સર્વ કોઇ એનાથી દૂર રહેતું. માંગલિક પ્રસંગોમાં એની છાયા પણ દુઃખદાયક થઇ પડતી. મંજુલા કંટાળી ગઇ. આખરે તેણે આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો. રાત્રિના બાર વાગ્યા હતા. ઉમા વિશ્વનાથ પાસે હતી. સર્વત્ર સ્મશાન જેટલી નીરવતા હતી. મંજુલા ઊઠી. બારણું ઉઘાડી બહારના અંધકારમાં અદૃશ્ય થઇ ગઇ. ગામભાગોળે એક વિશાળ કૂવો હતો. કેટલીય

બાળાંઓએ આ કૂવામાં પડી અખંડ શાન્તિ મેળવી હતી. મંજુલા કૂવા પર ચડી અંદર જોયું. તે રડી પડી, પોતે શું કરી રહી છે એનો ખ્યાલ આવતાં તેનું શરીર ધ્રૂજી ઊઠ્યું. પણ હૃદયમાં અંગાર હતો. દુનિયામાં તેનું સ્વજન કોઇ ન હતું. તે દુઃખી હતી. દુઃખનો અંત લાવવા તેણે કૂવામાં પડતું મૂક્યું. એક હૃદયવેદક ચીસ! પડવાનો અવાજ! અને મંજુલાનો દેહ જડ બની કૂવામાં સમાયો!

× × × ×

ઉમા દુઃખમાં ઝૂરતી હતી. મંજુલા તેના જીવનમાંથી અદૃશ્ય થઇ હતી. હવે કોઇ સ્વજન ન હતું. હતો એક વાસનાલોભી વિશ્વનાથ.

ઉમા ચિત્તભ્રમ જેવી બની ગઇ હતી. મંજુલાની દિશાએ શા માટે ન જવું? આવા વિચારો આવતા પણ તેનામાં હિંમત ન હતી. આખરે એ મુંબઇ નાસી છૂટી. વિશ્વનાથ તે વખતે બહારગામ હતા. મુંબઇ જેવા મહાન નગરમાં કોઇ પણ આશ્રમમાં રહી શકાશે એ વિચારથી ઉમાએ ગૃહનો ત્યાગ કર્યો. વિશ્વનાથનું ઘર ઉમા માટે ગૃહ સમાન ન હતું. અનેક યાતનાઓ ને અનેક નિઃશ્વાસોથી ભર્યું હતું. વધારામાં મંજુલાની યાદ ઉમાને ઘણી સતાવતી. વિશ્વનાથ પ્રત્યે તેને અણગમો હતોજ. હવે તેના પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થયો. મંજુલાનું અને અને પોતાનું જીવન બરબાદ કરનાર નરરાક્ષસ સાથે રહેવાનું તેને માટે અસહ્ય થઇ પડ્યું.

× × × ×

ઉમા મુંબઇ આવી. કઇ દિશાએ જવું તેની તેને ગમ ન હતી. એક મોટા આલીશાન મકાનમાં તે ગઇ. કોઇ એક રૂપવતી સ્ત્રી હીંચકે બેઠી હતી. ઉમા અંદર ગઇ. કોઇ પણ નોકરી કરવા તે તત્પર હતી એમ યાચના કરી. સ્ત્રીએ ત્યાંજ રહેવાનું કહ્યું. ઉમાને આશ્રય મળ્યો. રાત્રી પડી હતી. ઉપરના ખંડમાંથી વાજિંત્રના સૂર આવતા હતા. સાથે કોઇ નાચતું હતું. ઉમા સમજી ગઇ તે રૂપવતી સ્ત્રી કોઇ ગૃહસ્થની પત્ની ન હતી પરંતુ એક નામચીન વેશ્યા હતી. કાંઇક વાતચીત થતી હોય એમ ઉમાને લાગ્યું–ધીમે પગલે તે ઓરડા નજીક ઊભી રહી.

"કેમ રજની! સુંદર ચકલી સપડાઇ છે? શું દામ રાખ્યા છે?

કાંઇ ગાનતાન શિખવાડવું પડશે ને?"

"અરે, એની મેળેજ સપડાઇ છે. કોઇ ગામડાનું રત્ન લાગે છે. પાંચ હજાર સિવાય ઓછા દામ લેવાના નથી."

"જરા બોલવો તો ખરાં!" રૂપવતી રજનીએ ઉમાને બૂમ પાડી. ઉમાએ સ્વસ્થ થઇ અંદર પ્રવેશ કર્યો. નીચે આસન પર બેઠી. ગૃહસ્થની કાતિલ આંખ ઉમા પર સ્થિર થઇ.

રજની—આવ બહેન ઉમા, જો આ ગૃહસ્થને ત્યાં તારે જવું પડશે. આજે નહિ તો પાંચ દિવસ બાદ. તારે પણ કાંઇ કમાવું પડશે ને?

ગૃહસ્થે નિર્લજ્જતાથી હસીને કહ્યું: "આવું રૂપ છે તો પછી તો અહીં ટંકશાળજ સમજવી."

ઉમા—બહેન, તમારે ત્યાં નોકરી કરીશ. આ ધંધો હું નહિ કરું.

રજની—કેમ શું ખોટો ધંધો છે? લોહીનો વેપાર ન થઇ શકે? સ્ત્રીઓને વળી શીલ અને સદાચાર કેવા?

ઉમા—સ્ત્રી તો પૂજાયોગ્ય છે. આવી દશા સ્ત્રીની ન હોય. આપણે પુરુષોની પૂજા કરીએ છીએ એટલેજ એ લોકો પથ્થર બની જાય છે.

રજની—હિંદુ સમાજે સ્ત્રીને ગુલામ થવા સર્જી છે. માબાપની મિલકતમાં પણ તેનો હિસ્સો ન હોય અને જો નિઃસંતાન હોય તો પતિની મિલકતમાં પણ તેનો હિસ્સો ભરણપોષણ સિવાય ન હોય, તો પછી સ્ત્રીઓને અનીતિ સિવાય બીજું શું સાધન છે? હું પણ ગૃહસ્થની પુત્રી હતી. અને અત્યારે સમાજે મને તરછોડી ત્યારે આ કલંકિત વેપાર કરું છું.

ઉમા મૂક બની બેસી રહી. થોડીવારે ઊઠી બહાર જઇ રડવા લાગી.

× × × ×

આજે ઉમાને પેલા ગૃહસ્થને ત્યાં જવાનું હતું. નરકગારનાં પગથિયાં ચડવાનાં હતાં. ઉમા રડતી હતી. મંજુલા યાદ આવી. આત્મઘાતથી એના દુઃખનો અંત આવ્યો હતો. ઉમાએ પણ આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો. ચારિત્ર્યનો નાશ એ તો મૃત્યુ કરતાં પણ ગંભીર! ઉમા આર્ય સ્ત્રી હતી. શીલ અને સદાચારને એ બાળપણથી

પૂજતી આવી હતી. એનો કેમ લોપ થાય ?

રાતના દશ વાગ્યે ઉમાને તેડવા મોટર આવવાની હતી. રજનીના ઘરમાંથી નસાય એમ તો હતુંજ નહિ. કાંઇક બહાનું કાઢવું, એ વિચાર આવતાં તે નીચે ઊતરી પડી. પઠાણે તેને રોકી.

" ગુણવંતરાય ચોપાટી પર મારી રાહ જોઇ બેઠા છે. તેમનો ટેલિફોન આવ્યો છે. બાસાહેબે પણ મને જવાની રજા આપી છે." એમ કહી તે ઉતાવળથી ચાલી નીકળી. ક્યાં ? મૃત્યુને ભેટવા તે અધીરી બની હતી, સંસારમાં પાપ અને નરરાક્ષસો સિવાય કાંઇ ન હતું એની ખાતરી તેને થઇ ચૂકી હતી. કોઇ આશ્રમમાં પણ આવા નરરાક્ષસો કેમ ન હોય ? તેને પતિ હતો પણ કઠોર–હૃદય વિનાનો તેને ઘર કહી શકાય એવું ઘર તો હતું પણ તે દુઃખદર્દથી ભરપૂર ઘર હતું ! બીજાં કોણ હતાં ? રજની જેવી સ્ત્રીઓ, જેઓ સમાજને દંશ દઇ ઝેર પ્રસરાવતી હતી ગુણવંતરાય જેવા નરપિશાચો જેઓ શીલસદાચારનો ત્યાગ કરી રજની જેવી વેશ્યાનાં ઘર શોધતા હતા. આવા ત્યાજ્યને તજીને ઉમા ચોપાટી તરફ દોડી. સર્વત્ર અંધકાર હતો, તે દોડી; સામે સમુદ્ર ઘોર ગર્જી રહ્યો હતો. ચંદ્રના અજવાળામાં સફેદ ફીણ ચળકી રહ્યાં હતાં–કોઇ રાક્ષસની દંતાવલિ જેવાં... ઉમા કમર સુધી પાણીમાં દોડી ગઇ. એની આંખોમાંથી આંસુની ધારા વહી રહી હતી. સમુદ્રનાં મોજાં એના શરીરને જાણે આવકારતાં ન હોય, એમ ઊછળી રહ્યાં હતાં ! ઉમાએ એક નિઃશ્વાસ નાખ્યો, એ હવામાં અદૃશ્ય થઇ ગયો. " મંજુલા " " મંજુલા " એમ પોકાર કરતી તે સમુદ્રનાં પાણીમાં તુટી પડી. તેના કરુણ જીવનનો અંત આવી ગયો. તેને એક આશ્રયસ્થાન મળી ગયું. વિશ્વનાથની આશા અધૂરી રહી. મંજુલા અને ઉમાના આત્મઘાત–એના પાપથી એને માટે સ્વર્ગનાં દ્વાર તો સદાયને માટે બંધજ થઇ ગયાં હતાં. સો પુત્રોના પિંડોથી એ દ્વાર ઊઘડવાનાં ન હતાં.

બે નિરપરાધી બાળાઓએ સમાજની વેદી પર આત્મત્યાગ કર્યો. કોના વાંકે? ( ' ગુજરાતી પંચ ' ના એક અંકમાંથી )

---

# १४६—पठाणोना पंजामां सपडायेली ब्राह्मण युवती

### હિંદુ સંસારનો સળગતો પ્રશ્ન

"મને પઠાણો લઇ જાય છે. એક નહિ, બે નહિ, પણ પાંચ પાંચ પઠાણોએ મારી કાયા ચૂંથી નાખી છે. હું અધમૂઇ થઇ ગઇ છું. બ્રાહ્મણી છું. ગાય છું, મને કોઇ બચાવો."

### કારમી ચીસ સંભળાઈ

આવી કારમી ચીસ એક સવારે અમદાવાદના કાળુપુર સ્ટેશન ઉપર સંભળાઈ અને હું સ્ટેશનની છાપાંની દુકાન ઉપર છાપાં ખરીદતો હતો તે પૈસા ચૂકવી દોડયો.

જોઉં છું તો કોઇ સિનેમા સ્ટારની ખૂબસૂરતીને પણ ભુલાવી દે તેવી એક રૂપરૂપનો અંબાર યુવતી પઠાણો વચ્ચે ઘેરાઇ પડી હતી. તેનો નાજુક દેહ શિકારીઓની સામે ફસાઇ પડેલી સસલીની જેમ થરથર કંપતો હતો અને તેની શ્રાવણભાદરવો વરસાવતી આંખો દયા યાચતી હતી. કોઈ પથ્થર હૃદયમાં પણ અનુકંપા પ્રકટે તેવી તેની સ્થિતિ કરુણાજનક હતી.

### પઠાણોએ યુવતીને ઉઠાવી

જેમ હું પહોંચ્યો તેમ બીજા પણ પહોંચ્યા અને જોતજોતામાં પઠાણો અને યુવતીની આસપાસ મોટું ટોળું જામી ગયું.

પણ પઠાણો કાંઇ એવાં ટોળાંથી થોડાકજ ગભરાય છે? તેમાંના એકે યુવતીને કમરમાંથી ઉઠાવી અને જેમ કોઇ કસાઇ બેં બેં કરતું ઘેટું ખભે નાખી ખુશખુશાલ ચાલવા માંડે, તેમ ચીસો પાડતી યુવતીને ખભે નાખી પોતાની માલિકીની વસ્તુ ઉઠાવી ચાલી જતો હોય તેટલી આસાનીથી તેણે ચાલવા માંડયું.

### પોલીસ આવી પહોંચી

પણ આમ કાંઇ લાંબો સમય ચાલ્યું નહિ. પઠાણો, તે યુવતી

અને ટોળું ભાગ્યેજ પાંચપંદર કદમ આગળ વધ્યા ત્યાં તો પોલીસ દેખાઇ અને પઠાણો ઠરી ગયા. ટોળાએ પણ બાઇનો છુટકારો પાસેજ આવેલો જોઇ છુટકારાનો દમ ખેંચ્યો અને કેટલાકે ખુશાલીના પોકારો કર્યા.

પહેલાં તો પોલીસે ટોળું વિખેરી નાખ્યું અને પછી પઠાણો પાસેથી યુવતીને છોડાવી તેની હકીકત પૂછવા માંડી.

તે ખૂબ ગભરાયેલી હતી. તેણે પોલીસને માત્ર એટલુંજ કહ્યું: "પઠાણો મને લઇ જાય છે. મને બચાવો."

## ગુનો હોવાની શંકા

આ યુવાન અને ખૂબસૂરત યુવતીનાં માત્ર બેજ વાકયોથી પોલીસને ખાતરી થઇ કે કાંઇક ગુનો બન્યો છે અને બધાને પોલીસ ચોકી ઉપર લઇ જવા જોઇએ. પોલીસે તરતજ સૌને ચોકી તરફ લીધા અને હું એ તમામ જાણવાનું કુતૂહલ રોકી ન શકયો એટલે પાછળ પાછળ ગયો.

## વાતનો પડદો ચિરાયો

અહીં પોલીસ અમલદારે પૂછપરછ ચાલુ કરી અને યુવતીની પાસેથી જાણવા માગ્યું કે તે કોણ હતી, પઠાણો તેને ધોળે દિવસે, સેંકડો માણસ વચ્ચેથી, કઇ હિંમત અને કઈ સચ્ચાઇ ઉપર ઉઠાવી જતા હતા, વગેરે અનેક સવાલો પૂછયા અને યુવતીએ હિંમતભેર તેના જવાબો આપ્યા. આમ યુવતીની પૂરી એક કલાકની જુબાનીથી પોલીસ અમલદારને જે સત્ય હકીકત જોઇતી હતી તે મળી ગઈ અને આખીએ વાતનો પડદો ચિરાઇ ગયો.

## બહેનોની સામે લાલ બત્તી

મને લખતાં દુઃખ થાય છે કે, મારે એ બનેલી હકીકત આજે હકીકતરૂપે પ્રકાશમાં મૂકવી પડે છે. હું આ હકીકત સેવાબુદ્ધિથી પ્રેરાઇને લખું છું. તેમાં જો મારી ભૂલ થતી હોય તો આપ આ લેખ છાપશો નહિ અને જો મારી જેમ આપને પણ એમ ભાસતું હોય કે આ છાપવાથી કોઇની લાગણી આપણે દુખવતા નથી, કોઇની બદનક્ષી આપણે કરતા નથી, પણ સમાજની બીકે મૂંગી બનેલી

લાચાર બહેનોની સામે આ એક લાલ બત્તી ધરી આપણે તેમની સેવા કરીએ છીએ તોજ તે છાપશો. આપણી વાંચવા–લખવા કરતાં વધારે કેળવણી લીધી ન હોય ઘણી તેવી બહેનો પતિને દેવ માની તેની હરેક આજ્ઞા શિરસાવંદ્ય ગણે છે, ત્યારે તે ક્યાં શિરસાવંદ્ય નથી તે તેમને જણાવવા પૂરતોજ આ લેખ છે અને એટલેજ હવે હું આખીએ બનેલી ઘટના આ નીચે ક્રમશઃ આપું છું.

## બિનઅનુભવી વરવહુ

બાબત એમ બનેલી કે જે યુવતી પઠાણોમાં ફસાઈ પડી હતી, તે ઝાલાવાડમાં આવેલા એક શહેરના એક ખૂબ કુળવાન અને પ્રતિષ્ઠિત કુટુંબની વહુ થતી હતી. તે તેના પતિ સાથે અમદાવાદ આવી હતી.

વરવહુના બનેલા આ યુગલે પોતાના વતનથી માત્ર નામનીજ ખરચી લીધી હતી અને તે ખલાસ થઈ જતાં ખૂબ તંગ હાલતમાં આવી પડ્યાં અને વેશ્યાવૃત્તિના અધમ માર્ગ ઉપર લપસ્યાં. આ બધું એક પછી એક શી રીતે બન્યું તે હવે તપાસીએ.

## ખરચી ખૂટી બેકાર બન્યો

એક સવારે આ કુટુંબની પાસે ખરચી માટે ખોટી પાઈ નહોતી, ત્યારે તેનો માલિક કે જેનું નામ આપવા હું ચાહતો નથી અને તેને હવેથી આપણે શંકરલાલના નામે ઓળખીશું, તે ધંધાની તલાશમાં ઘર બહાર નીકળ્યો. આખું અમદાવાદ તે ફરી વળ્યો પણ તેને કાંઇ ધંધો હાથ લાગ્યો નહિ. આખરે થાકીને તે ખાસબજારના ફૂટપાથ ઉપર બેઠો કે જ્યાં પઠાણો અનેક જાતના વ્યવહાર કરતા માલૂમ પડે છે.

અહીં વાતવાતમાં તેને જાણવા મળ્યું કે કોઇએક પઠાણ અંગ ઉધાર પૈસા ધીરે છે અને તેને જોઇતા હશે તો જો તે ગૃહસ્થ હશે તો તેને ધીરશે.

## પઠાણના કરજમાં

શંકરલાલની વાત તો સાચી હતી તે ગૃહસ્થ હતો. એક પઠાણ શરાફને તે પોતાને ઘેર લઇ ગયો. પોતાની ઓરત પાસે ચાહ બના-

વરાવી પઠાણને પાઈ અને તેને ખાતરી કરી આપી કે આખા કાઠિયાવાડ, ગુજરાતમાં જેની ખૂબસૂરતીની જોડી મળે નહિ તેવી એક ખૂબસૂરત ઓરતનો તે પતિ હતો. બસ થઈ રહ્યું. પછી તો પઠાણ શરાફ તેને પાંચ પાંચ, દસ દસ ધીરવા લાગ્યો અને એ કુટુંબ શેવ, ગાંઠિયા, ભજિયાં, ચાહ, નાટકસિનેમા કરવા લાગ્યું.

એમ અઠવાડિયામાં રૂપિયા પચાસ ધિરાયા અને પઠાણ શરાફ અકળાયો.

## દેવું વાળવાની યોજના

તેને બાઇની ખૂબસૂરતીની કોઈ તમા નહોતી, તેને ફક્ત રૂપિયાનું ચાર આના વ્યાજ જોઈતું હતું. તેણે તકાદા ઉપર તકાદા ચાલુ કરી એક માસમાં યુવતીને અને તેના પતિને ગભરાવી મૂક્યાં.

બિચારી ગભરુ યુવતી અને તેનો પતિ આ ત્રાસમાંથી છૂટવા ચિંતા કરવા લાગ્યાં. વતનમાંથી પાઇ મળે તેમ નહોતું. યુવતીના પિયેરમાંથી પણ કાંઇ મળે તેમ નહોતું, સગાંસબંધી કોરાં હતાં. એટલે આખરે પઠાણ શરાફ દેવું વાળવાની જે યોજના દરરોજ સમજાવતો હતો, તે અમલમાં મૂકવાનો પતિપત્ની બન્નેએ નિરધાર કર્યો. અને પઠાણ શરાફ આવે ત્યારે તે જેને ત્યાં રહે તેને ત્યાં જવા બન્ને તૈયાર થઇને બેઠાં.

## શિયળ વેચવા તૈયાર

પઠાણ શરાફ તો દરરોજ ધક્કા ખાતો હતો અને આખરી નિર્ણય જાણવા ખૂબ ઇંતેજાર હતો અને જ્યારે તેને જાણવા મળ્યું કે તે યુવતીની ખૂબસૂરતી કોઇને ત્યાં ગીરો મૂકી પૈસા ભરપાઈ કરવા તે યુવતી અને તેનો પતિ તૈયાર હતાં, ત્યારે તે ખૂબ ઉલ્લાસમાં આવી ગયો અને તત્કાળ તેના કોઇ ગીરોદાર શોધી આપવાનું વચન આપી ખરચી માટે બીજા રૂપિયા પચાસ આપીનો ચાલ્યો ગયો.

## એક હજારનો દસ્તાવેજ થયો

તેજ રાત્રે પઠાણ શરાફ આવી પહોંચ્યો અને બન્નેને વાકેફ કર્યાં કે રૂ. ૧૦૦૦) માં એક વરસ સુધી શંકરલાલની ઓરત બાઈ ચંચળ દરરોજ રાત્રે મિયાંને ત્યાં સૂવા જાય અને સવારે પાછી

પોતાના પતિ શંકરલાલને ત્યાં ચાલી આવે, એ રીતે ગોઠવણુ થઈ છે. અને બાઇ ચંચળને મિયાંને ત્યાં મૂકવા તથા તેડવા જવાની જવાબદારી શંકરલાલ ઉપર નખાઇ છે અને એ જાતનો દસ્તાવેજ સ્ટૅમ્પના કાગળ ઉપર લખાવીને સહી, સિક્કા, મતાં, સાક્ષી, કરીને મિયાંને સોંપવાની છે અને રૂા. ૧૦૦૦) લેવાના છે તો બન્નેએ તરતજ તેને ત્યાં જવું.

પઠાણના તકાદાએ બન્ને ગભરુ પતિપત્નીને કોણ જાણે કેટલાંએ લાચાર બનાવી મૂકયાં હતાં કે, આટલું હલકું કામ કરવા પણ બન્ને તૈયાર થઇ ગયાં. તરતજ ગાડી બોલાવવામાં આવી અને બન્ને તેમાં બેઠાં. પઠાણ પણ બેઠો અને ગાડી પૂરપાટ મિયાંને મુકામે પહોંચી.

## શિયળભંગ થયો

અહીં કાગળપત્રો થયા. સહી, સિક્કા, સાક્ષી થયાં. રૂપિયા અપાવી દલાલી મહેનતાણાં ચૂકવાઇ ગયાં અને બાઇનું કદીએ નહિ અભડાયેલું શિયળ ચોખ્ખા રૂપિયા ૩૬૫) માં અભડાયું.

## શરીર ભાંગી ગયું

પછી તો એક જાય અને બીજો અને બીજો જાય અને ત્રીજો એમ મિયાંના મિત્રો પણ આ બજારુ વસ્તુનો સ્વાદ ચાખવા આવવા લાગ્યા. દરરોજ નવા નવા ઇસમો ઇશ્કબાજી ચલાવવા લાગ્યા અને પૂરું અઠવાડિયું પણ નહિ થયું હોય ત્યાં તો કમનસીબ ચંચળનું શરીર ભાંગીને ભૂકો થઇ ગયું અને તે ભાગી.

## ચંચળ માતાના આશ્રયે

તેને હવે તેની માતા સિવાય કોઇ સંઘરે તેમ નહોતું. તેનાં માતાજી પેટલાદમાં નર્સ હતાં તેથી ચંચળે સીધી તેની વાટ લીધી અને ત્યાં માની ગોદમાં લપાઇ ધ્રૂસકે ધ્રૂસકે રડી તેણે પોતાની સર્વ હકીકત ઠાલવી. પુત્રીને માએ ખૂબ આશ્વાસન આપ્યું અને તે પણ પુત્રીની વિતકકથા સાંભળી ખૂબ રડી.

## નવો રસ્તો નીકળ્યો

આખરે પોતાની સર્વ શક્તિ એકઠી કરી માએ રસ્તો કાઢ્યો

અને એમ નક્કી થયું કે ચંચળે સિનિયર થઇ જવું અને શિક્ષિકા બનવું. ચંચળે પણ માને વિશ્વાસ આપ્યો કે આવાં નઠારાં કામોમાંથી કાયમ ફારેગ થવા તે પોતાની પળે પળ શિક્ષણ પછવાડે આપશે અને જેમ બને તેમ જલદી પાસ થઇ શિક્ષિકા બની સ્વતંત્ર અને ધર્મિષ્ઠ જીવન ગાળશે. આ રીતે ઉકેલ આવ્યો અને ચંચળને વિશેષ અભ્યાસ માટે રાજકોટ મોકલવાની ગોઠવણ થઇ.

### ફરી અમદાવાદ સ્ટેશને

બીજીજ પરોઢે ચંચળ અને તેના મામા કાઠિયાવાડ જવા પેટલાદથી નીકળ્યાં અને સવારના હજી સાત પણ થયા નહોતા ત્યાં અમદાવાદ પહોંચ્યાં. આ તેજ સવાર હતી કે જે સવારે પઠાણો શંકરલાલને લઇ ચંચળનો પત્તો મેળવવા પેટલાદ જતા હતા અને ટ્રેઇનને ઊપડવાની વાર હોવાથી સ્ટેશન ઉપર માણસોનાં મોં જોતા આંટાફેરા કરતા હતા.

### પઠાણોનો ભેટો થયો

આમ ચંચળને અને તેના મામાને કાઠિયાવાડ જવું અને શંકરલાલને અને પઠાણોને પેટલાદ જવું એટલે બધાનો અકસ્માત ભેટો કાળુપુર સ્ટેશન ઉપર થઇ ગયો અને ત્યાંજ ચંચળની ભાળ પઠાણોને શંકરલાલે આપી એટલે તેને પ્લેટફૉર્મ ઉપરજ ઘેરી લેવામાં આવી. પઠાણોને કામમાં પડેલા જોઇ શંકરલાલ નાસી ગયો અને ચંચળનો મામો કે જે સર્વ વસ્તુથી અજ્ઞાત હતો તે આ બધું શું હતું તે વિચારતો મૂઢ જેવો ટોળાં સામે ઊભો રહ્યો અને જ્યારે તેની ભાણેજ ચંચળને ખભે નાખી પઠાણો ચાલવા લાગ્યા ત્યારે તે પણ બુમરાણ મચાવતો પોલીસને લાવવા દોડ્યો.

### ચંચળની મુક્તિના પ્રયત્નો

પણ પોલીસ તો વગરબોલાવીજ આવી પહોંચી હતી. તેથી ચંચળનો મામો કે જેને હવે આપણે કેશવલાલના નામે ઓળખીશું, તે પોતાની ભાણેજને છોડાવવા તેનાથી બનતા હરેક પ્રયત્નો કરવા લાગ્યો. કેશવલાલે અમદાવાદમાં રહેતા ઝાલાવાડના બ્રાહ્મણ આગેવાનોને આ પ્રસંગે મદદ કરવા કહ્યું અને સૌએ તેને દિલોજાન મદદ

કરી. એક વકીલબંધુ જે અહીં ફોજદારી કામમાં કાબેલ ગણાય છે, તેમણે પણ આ લાચાર બાઇને છોડાવવામાં ખૂબ સહાય આપી.

### પઠાણી દસ્તાવેજ ગેરકાયદેસર

તેણે સૌને સમજ પાડી કે બધું ગેરકાયદેસર હતું, સ્ટેમ્પના કાગળિયા ઉપર કરાર, લખાણ, સહી, સિક્કા, સાક્ષી બધું ગેરકાયદેસર હતું અને જો કોઇ બાઇની સામે ઊંચી આંગળી પણ કરશે તો ફોજદારી ગુનાને પાત્ર બનશે.

આમ સૌ કોઈ સમજી ગયા કે બધું ગેરકાયદેસર હતું. બાઇની જુબાની એકાંતમાં લેવાઇ અને દસ્તાવેજ ગેરકાયદેસર અને રદ બાતલ ગણાયો.

બાઇની વિશેષ કનડગત ન થાય તે માટે તેને વળાવવા પોલીસ આપવામાં આવ્યા અને તેને વતન પહોંચાડવામાં આવી.

### આવા બનાવો બન્યે જાય છે

આ દુઃખદ ઘટના કાંઇ આજકાલ બની નથી. આ બનાવ બન્યાને કેટલીક દિવાળીઓ ચાલી ગઇ છે, છતાં આ જાતના બનાવો એટલા વિશાળ પ્રમાણમાં બનતા જાય છે કે આ દટાઇ ગયેલી વાતને તાજી કરવી પડે છે અને તેનો દાખલો ટાંકી સમાજને તેની ફરજ માટે અને બહેનોને તેમની સલામતી માટે લાલ બત્તી બતાવવી પડે છે અને તેમાંએ ખાસ કરીને સમાજે સાવચેતીનાં મજબૂત પગલાં લેવાં જોઇએ. તેવી વેળા હવે જરૂર આવી પહોંચી છે, તે પણ બતાવવું જોઇએ.

### હરેક મર્દ અને ઓરતનો પ્રશ્ન

અલબત્ત આ દિશામાં હમણાં હમણાં ધીમી પ્રગતિ થઇ રહી છે અને કોઇ અનાથાશ્રમ કે કોઇ વિકાસગૃહ આવી વાતમાં રસ લઇ પોતાથી બનતું હરેક કરે છે; છતાં આ પ્રશ્ન એકલા અનાથાશ્રમનો કે એકલાં વિકાસગૃહોનો ગણાવો ન જોઇએ. આ પ્રશ્ન હરેક મર્દ અને હરેક ઓરતનો ગણાવો જોઇએ. ખૂબ પવિત્ર ગણાવો જોઇએ અને તેનો નિકાલ લાવવા માટે સમાજે કટિબદ્ધ બનવું જોઇએ.

આજે કોઇ મણિ કોઇ શેરખાં સાથે કે કોઇ શારદા કોઇ મિટ્ટીખાં સાથે ચાલી જાય છે, ત્યારે આવી ગભરુ બાળાની નાદાની તરફ આપણને અરેરાટી જાગે છે, પણ તે અરેરાટી ક્ષણિકજ હોય છે. તેટલી આપણી કમનસીબી છે. આપણે તેનાં મૂળ તપાસતાજ નથી.

## ગરીબ કુટુંબોને મદદની જરૂર

પણ જો આપણે એ વાત ઝીણવટથી વિચારીએ તો આપણને જણાશે કે, ઘણી ગરીબાઇ અને તંગ હાલતમાં જે કુટુંબ આવી પડે છે, તેને ત્યાંજ મોટા ભાગે આવા બનાવો બને છે. એવા કુટુંબોને થોડો ટેકો, થોડી હિંમત આપવાની જવાબદારી સમાજની છે.

આવાં પડેલાંઓને ઊભાં કરવાં તે પુણ્યનું કામ ગણી આપણે આગળ આવવું જોઇએ અને આપણી એક પણ બહેન વિનાશના પંથ ઉપર ચાલી ન જાય તેની આપણે તકેદારી રાખવી જોઇએ.

## સામાજિક ફરજ

ખાવું, પીવું, સૂવું, બેસવું, ઊઠવું અને કમાવું એ બધી ફરજ છે તેમ સમાજજીવન સ્વચ્છ અને સરળ રહે તે જોવું એ પણ આપણી ફરજ છે. નારી એ આપણી જન્મદાત્રી ગંગા છે. તેના ઉત્કર્ષમાં આપણો ઉત્કર્ષ છે અને તેનાંજ બાળકો આપણે તેનામાંથીજ સંસ્કાર સિંચવાના છીએ.

આટલી વાત આપણે દરેક જણ સમજીએ તો આવા બનાવો નાબૂદ બનવા તદ્દન સહેલ છે અને આપણે ત્યાંનું જ્ઞાતિજીવન ખૂબ નીરોગી, હિંમતવાન અને ધર્મિષ્ઠ રહે તેમાં પણ કાંઇ શંકા નથી.

છેલ્લે વાંચનાર બંધુઓને એટલીજ વિનતિ કરું છું કે, આપ આ લેખ વાંચજો, વિચારજો અને આપનાથી જે કાંઇ યથાશક્તિ નારી-ઉત્કર્ષના કામમાં મનથી, વાણીથી અને પૈસાથી સહાય આપી શકાય તે આપજો. જાણ્યે કે અજાણ્યે આ પણ પુણ્ય હાંસલ કરવાનો એક માર્ગ છે એટલી વિનતિ છે.

('ફૂલછાબ' ના એક અંકમાંથી)

# १४७—नारीमहिमा

( સંગ્રાહક:-શ્રી. અબ્દુલકરીમ એમ. દીવાન )

૧. તમારું સ્વર્ગ તમારી માતાના ચરણો નીચે છે. ( હજરત મહમ્મદ સ. અ. )

૨. હે સ્ત્રી! તું ઘરની માલિક બની જા. ત્યાં જેટલાં પ્રાણી હોય તેટલાં બધાંની સાથે રાણી જેવો વર્તાવ કર. ( ઋગ્વેદ )

૩. સ્ત્રી ઝૂંપડીને પણ રાજમહાલયથી પણ અધિક સુંદર બનાવે છે. ( રામાયણ )

૪. જે પરાઇ સ્ત્રીઓ સામે પાપની દૃષ્ટિથી જુએ છે, તે પરમાત્માના કોપને જગાડે છે ને પોતાને માટે નર્કનો માર્ગ સાફ કરે છે. ( રામતીર્થ )

૫. માતા એક દેવી છે, તેનું સ્વાગત કરો. ( મસ્ત પ્રેમી )

૬. કોઇ પણ સ્ત્રીના સતીત્વને ભ્રષ્ટ કરવા પહેલાં મરી જવું લાખ દરજ્જે સારું છે. કોઇ પણ સ્ત્રીને બૂરા કામથી બચાવી લેવી તે સારામાં સારું કામ છે. ( મહાત્મા ગાંધી )

૭. સૌંદર્યથી સ્ત્રી ગર્વિતા હોય છે. સારા વહેવારથી તેની પ્રસંસા થાય છે. પણ લજ્જાથી તે દેવી બની જાય છે. ( શેકસપિયર )

૮. સ્ત્રી પરમાત્માનું બધાથી મોટું જાદુ છે. ( આસ્કર ચાયલ )

૯. હું જે કંઇ કરું યા તો કાંઇ થાય તે બધું મારી માતાની પ્રસાદી છે. ( અબ્રાહમ લિંકન )

૧૦. એક આદર્શ મા સો શિક્ષકોથી પણ વધારે છે. ( જ્યૉર્જ હર્બર્ટ )

૧૧. હું વીરતા અને ધૈર્ય મારી માતાની ગોદમાંથીજ શીખેલો છું. ( નેપોલિયન )

૧૨. મારી માતાને મરી ગયે દસ વર્ષ વીતી ગયાં છે, પણ તે મારા વિચારો અને શબ્દમાં હજી જીવંત છે. ( મશલીટ )

૧૩. બધાથી અધિક ભાગ્યવાન એ પુરુષ છે કે જેની સ્ત્રી પતિવ્રતા અને મૃદુ સ્વભાવવાળી હોય અને તેની સાથે તેનો પતિ પ્રેમથી જીવન વ્યતિત કરી શકે. ( લુપર )

---

# १४८–लक्ष्मीनो निवास

લક્ષ્મીએ કહ્યું–ભાગ્યશાળી, સત્યવચની, આળસ વિનાના, કાર્યકુશળ, ક્રોધ વિનાના, દેવતાનું આરાધન કરનારા, કરેલા ઉપકારને જાણનારા, જિતેન્દ્રિય તથા મહાબળવાન પુરુષને વિષે હું નિવાસ કરું છું. જેઓ સ્વધર્મમાં પરાયણ છે, ધર્મને જાણે છે, વૃદ્ધોની સેવા કરે છે, ઇન્દ્રિયોને કાબૂમાં રાખે છે, આત્માને ઓળખે છે, ક્ષમાશીલ છે, સમર્થ છે, તેઓને ઘેર હું વસું છું.

જે સ્ત્રીઓ ક્ષમાશીલ છે, સત્ય બોલનારી છે, ઇન્દ્રિયોને કાબૂમાં રાખનારી, સરળતાવાળી, દેવતા અને બ્રાહ્મણોનું પૂજન કરનારી છે, જેઓનું દર્શન પ્રિય લાગે છે તેવી સૌભાગ્યશાળી, પતિવ્રતા, ઉત્તમ સ્વભાવવાળી અને સદ્‌ગુણોથી શોભતી એવી સ્ત્રીઓમાં હું વસું છું.

હું વાહનોમાં, કન્યાઓમાં, આભૂષણોમાં, યજ્ઞોમાં, જળ વરસનારા મેઘોમાં, ખીલેલી કમળોની તળાવડીઓમાં, હાથીઓમાં, ગાયોનાં ઓહરાંમાં, પ્રફુલ્લિત કમળવાળાં સરોવરોમાં, હંસોના શબ્દોથી ગાજી રહેતી, ક્રૌંચ પક્ષીઓના સ્વરોથી શોભાયમાન, કાંઠે ઊગેલાં વૃક્ષોની હારોથી શોભતી, તપસ્વીઓ, બ્રાહ્મણો અને સિદ્ધ પુરુષોથી સેવાયેલી નદીઓમાં, બળદોમાં, રાજાઓમાં, સિંહાસનમાં અને સત્પુરુષોમાં નિત્ય વાસ કરું છું.

જે ઘરોમાં અગ્નિમાં હોમ થાય છે, ગાયનું, બ્રાહ્મણોનું, દેવતાઓનું પૂજન થાય છે, જે ઘરોમાં બલિદાન અપાય છે, અતિથિઓના સત્કાર થાય છે, ત્યાં હું વસું છું. જે બ્રાહ્મણ હમેશાં વેદ અને શાસ્ત્ર ભણે છે, વાંચે છે તેવા બ્રાહ્મણોને વિષે, ધર્મ પર પ્રીતિ રાખનારા ક્ષત્રિયોને વિષે, ખેતી પર પ્રીતિ રાખનારા વૈશ્યોને વિષે અને ત્રણે વર્ણની સેવા કરનારા શૂદ્રોને વિષે હું વસું છું.

જે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રો પોતપોતાનાં કર્મમાં તત્પર નથી તેઓમાં, જેઓ નાસ્તિક છે, વર્ણશંકર છે, કૃતઘ્ની છે, દુરાચારી છે, કઠોર વચન બોલનારા છે, ચોર છે, મોટેરા પૂજ્યજનો તરફ માન

રાખતા નથી, ત્યાં હું વસતી નથી. જેઓનું શૌર્ય, બળ, બુદ્ધિ અને માન ઓછું છે, જેઓ જેનીતેની સાથે કજિયા કરે છે, ક્રોધ કરે છે, જેઓ મનમાં બીજું અને મોઢેથી બીજું બોલે છે તેઓમાં, જેઓ બ્રાહ્મણો અને રાજાઓનો દ્રોહ કરે છે, વેદ અને શાસ્ત્રોની નિંદા કરે છે, હોમહવન-યજ્ઞ કરતા નથી, અપવિત્રપણે રહે છે, નાસ્તિક છે, તેઓમાં હું વસતી નથી.

જે સ્ત્રીઓ પોતાનાં ઘરને સ્વચ્છ રાખતી નથી, પવિત્રપણે રહેતી નથી, જે સ્ત્રીઓ વિચાર્યા વિના કામ કરે છે, જે સ્ત્રીઓ પતિથી વિરુદ્ધ વર્તન કરનારી છે, જે સ્ત્રીઓ હમેશાં પારકે ઘેર બેસવા જવામાં આનંદ માનનારી છે, શરમ રાખતી નથી, નિર્દય હોય છે, પાપકર્મ કરે છે, મલિન હે છે, પોતાનાં બન્ને ગલોફાં ચાલ્યા કરે છે, ધીરજ વિનાની છે, હમેશાં કંકાસકજિયા કરનારી છે, દિવસે અને સૂર્યોદય સુધી જે સ્ત્રીઓ ઊંઘ્યા કરે છે, ઘણો વખત પથારીમાં પડી રહે છે તેવી સ્ત્રીઓમાં તથા તેવી સ્ત્રીઓના ઘરમાં લક્ષ્મી કહે છે હું વસતી નથી.

('આયુર્વેદ રહસ્યાર્ક'ના એક અંકમાંથી)

## ૧૪૯–आकृति परथी लक्षणनी जाण

(લેખકઃ–શ્રી. મગનલાલ મ. ભટ્ટ)

મનુષ્યના જન્મ સમયે ગ્રહોની પરિસ્થિતિ પરથી જન્મકુંડળી માંડીને જ્યોતિર્વિદ્યાના ગણિતને આધારે જ્યોતિર્વિદ્યા મનુષ્યના આખા ભાવી જીવનનો ઇતિહાસ આલેખવાની શક્તિ ધરાવે છે, એવી આપણામાંના ઘણાંને શ્રદ્ધા હોય છે. અનેક સમર્થ વિદ્વાનો તો ભૂત, ભવિષ્ય અને વર્તમાનના ઝીણામાં ઝીણા પ્રસંગો અતિશય સ્પષ્ટતાપૂર્વક જણાવી શકવાનો દાવો કરે છે. જ્યોતિર્વિદ્યા અને જ્યોતિષીઓ કેટલે અંશે સાચા અથવા તો ખોટા છે, તેનો નિર્ણય કરવાનું આ સ્થાન નથી. છતાં માનવજાતિનો અતિ મોટો ભાગ એક અથવા બીજારૂપે આ વિદ્યામાં ઓછેવત્તે અંશે શ્રદ્ધા ધરાવે છે. એ બાબતમાં

મતભેદ હોઇ શકે નહિ. ભાગ્યેજ કોઇ મનુષ્ય એવો હશે કે જેણે પોતાના જીવનના એકાદ પ્રસંગે પણ કોઇ જ્યોતિષી મહારાજની સલાહ ન લીધી હોય.

### હસ્તરેખા

આપણી હથેલીમાં કુદરતે દોરેલી અનેક વિચિત્ર રેષાઓની ગૂંથણીમાંથી પણ સામુદ્રિકશાસ્ત્ર કે બીજી કોઇ પદ્ધતિ અનુસાર હસ્ત-રેષાશાસ્ત્રીઓ જીવન પ્રસંગો-ભાવી પ્રસંગો આગળથી સમજી શકે છે એમ મનાય છે. ઘણાક આવા શાસ્ત્રીઓ તમારો હાથ એક સ્પષ્ટ નકશો હોય તે પ્રમાણે અંદરથી અનેક વસ્તુઓ સહેલાઇથી વાંચી શકે છે, આપણા મનનું સમાધાન કરી શકે છે અને પોતાને માટે સારી આર્થિક કમાણી પણ મેળવી શકે છે.

આ મહારાજોએ—વિદ્વાનોએ કરેલી આગાહીઓ અદ્ભુત રીતે સાચી પડ્યાનાં ઘણાં ચમત્કારિક દૃષ્ટાંતો ઘણી વાર આપણા સાંભળ-વામાં આવે છે. વિદ્વાનો ઘણી વાર સ્વમુખે પણ આ દૃષ્ટાંતો ટાંકી બતાવવાની ઉતાવળ કરતા જણાય છે, છતાં સ્વાભાવિક રીતે આ જમાનાના મનુષ્યોની સત્યપ્રિયતામાં આપણને પૂરતો વિશ્વાસ ન હોવાથી કદાચ આપણે આ આત્મપ્રશંસા પ્રત્યે શંકાની નજરથી જોઇએ, તો તેમાં ખાસ કરીને કોઇને પણ દોષપાત્ર માની ન શકાય.

### બીજી પદ્ધતિઓ

આ બે પ્રાચિનકાળથી ઊતરી આવેલાં મનાતાં શાસ્ત્રોને બાદ કરતાં બીજી એવી અનેક પદ્ધતિઓ છે કે જે વડે મનુષ્યજીવનના પ્રસંગો નહિ પરંતુ તેનો સ્વભાવ, વર્તન, ચારિત્ર્ય અને સામાન્ય લક્ષણો વિષે ઘણું કહી શકાય. મસ્તકના આકાર પરથી ખોપરીની અંદર સંતાયલા ગુણો શોધવાનું સાહસ કેટલાક મહાનુભાવ વિદ્વાનો ઉઠાવે છે અને અવલોકન તથા અનુભવદ્વારા આ અભ્યાસ પણ શાસ્ત્રના રૂપમાં પરિણમ્યો છે.

### શરીરના અવયવો

તે ઉપરાંત કેશ, કપાળ, કાન, ભ્રમર, આંખ, નાક, મૂછ, હોઠ, ગાલ, દાઢી, જડબાં, ગળું, છાતી, કમર, હાથ, હથેલી,

આંગળી, નખ, પગ, પગનો આકાર, ચાલ, હાસ્ય, અવાજ, રુદન, કે સ્વાભાવિક શારીરિક ચાળાઓ પરથી મનુષ્યના સંબંધમાં અનેક પ્રકારની અટકળો કરવામાં આવે છે. આને માટે પણ અનેક ગ્રંથો લખાયા છે અને નિષ્ણાત વિદ્વાનો વારંવાર એ વિષયો પર પોતાના વિચારો વ્યક્ત કરે છે. ઘણા પ્રાચિનકાળથી મનુષ્યના અવયવોના બાહ્ય દેખાવ પરથી તેમના ગુણો વિષે અનેક ઉક્તિઓ પ્રચલિત છે અને આપણા પોતાના અનુભવ તથા અવલોકન પરથી જણાય છે કેઃ—

## જૂની કહેવતો

આ ઉક્તિઓ ઘણી વાર અમુક અંશે સાચી હોય છે. બહુ ઊંચા માણસો મોટે ભાગે મૂર્ખ હોય છે એવી માન્યતાને પરિણામે "બહોત લંબા સો બેવકૂફ"ની કહેવત આપણને વારસામાં મળી છે. જગતના બુદ્ધિશાળી પુરુષોની ચિત્રાવલિમાં ઊંચા માણસોનું પ્રમાણ નહિ જેવુંજ માલૂમ પડશે. આ અણછાજતા પ્રમાણપત્રની લાયકાત ધરાવવા ઉપરાંત ઊંચાઇમાં બીજા અનેક ગેરફાયદાઓ સમાયલા છે. જે માત્ર ઘણાં ઊંચા માણસોજ સારી રીતે સમજી શકે છે. (બહોત લંબા એટલે ૭ ફૂટથી પણ વધારે) બહુ નીચા કદના વામનજીઓ તરફ જગત શંકાની દૃષ્ટિએ જોતું આવ્યું છે. એને માટે એમ કહેવાય છે કે, એ "જેટલો અંદર છે તેટલો બહાર નથી." આ ગૃહસ્થને માથે ઘણી વાર લુચ્ચાઇ અથવા દોંગાઇના દુર્ગુણનો ટોપલો ઢાંકવામાં આવે છે. પરંતુ મારા અનુભવ પ્રમાણે કેટલાક વામનજીઓ બેશક ઘણા ભલા પણ હોય છે.

## જાડા અને પાતળા

બહુ જાડા માણસોને માટે જગતને મોંએ મશ્કરી છે. હાસ્ય છે, ઉપેક્ષા છે. ઘણી વાર તેમની સ્થૂલતા એવી હોય છે કે બાળકો પણ તેમને જોતાં હસી પડે છે. યુરોપિયન પ્રજાઓમાં જાડા માણસોને આનંદી અને ભોળા માનવામાં આવે છે; છતાં જાડપણ એ એક પ્રકારનો રોગ પણ હોઇ શકે અને કેટલાક જાડા માણસો અભિમાની અને દમદાટી કરવાની ટેવવાળા પણ હોય છે. ઘણાક જાડા માણસો છૂપી યોજના ઘડવામાં ઘણા કુશળ હોય છે. જાડાઓમાં બહુ જોર હોતું નથી એ પણ એક

સામાન્ય માન્યતા છે. પાતળા સોટી જેવા માણસોને જગત 'બેડોળ' તરીકે ઓળખે છે. એના હૃદયમાં હમેશાં કોઇ પ્રકારનો ખિજવાટ, બળતરા, ઉગ્ર અસંતોષ ઘૂમ્યા કરે છે અને તેથી માંસ અને ચરબી સાથે એને કાયમનું વેર બંધાઈ જાય છે. છતાં કેટલાક અતિશય લાગણીવાળા સહૃદય મનુષ્યો પણ દુર્બળ બની જાય છે. એ વાત તો એટલીજ સાચી છે કે, પાતળા માણસો સાધારણ રીતે વધુ તીખા અને ચીવટવાળા હોય છે. તેમની વાસના પર પણ ઘણી વખત તેઓ યોગ્ય સંયમ રાખી શકતા નથી. પાતળા માણસો સાથે તકરારમાં ઊતરતાં એક વાત હમેશાં યાદ રાખવી કે, "જાડા દેખકે ડરના નહિ ઓર પતલા દેખકે લડના નહિ."

## આંખો

માંજરી આંખોવાળાને માટે પણ લોકોક્તિ બહુ સારો અભિપ્રાય બતાવતી નથી. "માંજરાથી ખુદા બેજાર" એ કહેવત છેક કાઢી નાખવા જેવી નથી. યુરોપની પ્રજાઓએ પ્રભુને તોબા પોકરાવી છે, તેની કોણ ના પાડી શકશે? આપણા દેશમાં પણ માંજરી આંખો ધરાવનારી પ્રજાઓ ખટપટી અને તોફાની તરીકે મનાય છે. માંજરી અને ભૂરી આંખોમાં ઘણો ફરક છે. માંજરી એટલે લગભગ બિલાડીના જેવી. એવી આંખોમાં ઊંડે ઊંડે અત્યંત હિંસકવૃત્તિ હોય છે. એ આંખોમાં કિન્નાખોરી હમેશાં ચમકયા કરે છે.

કાળી આંખોમાં સૌંદર્ય અને લાગણીઓ ભરેલી હોય છે, છતાં અત્યંત કાળી આંખો કંઇક વિકારસૂચક તો છેજ. એવી આંખો પર કવિઓ અને કલાકારો ઘેલા બને છે. તદ્દન કાળી આંખો ભાગ્યેજ જોવામાં આવશે.

વિશાળ આંખો લાગણી અને ભાવનાપ્રધાન હોય છે. ઝીણી અને ચંચળ આંખો બુદ્ધિપ્રધાન અને કામણગારી હોય છે. તદ્દન ઝીણી આંખો પાછળ ઘણી વાર કપટ છુપાયલું હોય છે, તેમ બહુ મોટી આંખો અને વાડકા જેવડા ડોળા બુદ્ધિનો અભાવ બતાવે છે.

## નાક-કાન

મોટા કાન-મહાત્મા ગાંધીના જેવું અદ્દભુત મનોબળ, કાર્ય-

શક્તિ અને હઠીલાપણું કે દઢતા બતાવે છે.

ઘણું લાંબુ, મોટું, જાડું ભૂંગળા જેવું નાક સિદ્ધાંતોનો અભાવ અને આર્થિક ક્ષોભ બતાવે છે. એવા નાકના માલિકનામાં ચારિત્ર્ય-બળ હોતું નથી.

લાંબુ છતાં પાતળું અણીદાર અને ઘાટીલું નાક વિચારશીલતા, સૌંદર્ય અને કાર્યદક્ષતા બતાવે છે. એવા માણસો જેટલા કોમળ તેટલાજ દઢ હોઇ શકે છે. તેઓ શાંતિથી હસતા હસતા મૃત્યુને ભેટી શકે છે. બનતા સુધી આવા માણસો વિશ્વાસપાત્ર હોય છે. તેઓ એકજ પ્રવૃત્તિ પાછળ આખું જીવન રોકી શકે છે.

નાના, ટૂંકા અને ચપટા નાકના માણસો તકરારી અને લડાયક વૃત્તિના હોય છે. છતાં નાના નાના વિષયમાં તેઓ અત્યંત સ્વાર્થી અને દયાહીન માલૂમ પડે છે. ઘણી વાર તેમનામાં વિષય-લોલુપતા પ્રમાણ બહારની હોય છે.

## હોઠ—ગરદન

ઘણા પાતળા હોઠવાળા માણસો મક્કમ અને ક્રૂર હોય છે. તેમનો બંધાયેલો વિચાર ભાગ્યેજ ફેરવી શકાય છે. જાડા હોઠવાળા માણસો મૂર્ખ અને વિલાસી હોઇ શકે, પાતળી ને ઊંચી ગરદનવાળા માણસો ભોળાં, મૂર્ખ અને પ્રમાણિક હોય છે, એ ગરદન ક્ષત્રિયવટ બતાવે છે. જાડી અને ટૂંકી ગરદનવાળા મનુષ્યો હઠીલા અને ખંધા હોય છે. છતાં આ નિયમ હમેશાં લાગુ પડતો નથી. વિશાળ ઉન્નત, છાતીવાળા માણસોમાં મર્દાનગી હોય છે. તેમની ચાલ પણ તેટલીજ સરળ અને જોરદાર હોય છે. સાંકડી છાતીવાળા, બાયલી ચાલના, સ્ત્રી જેવા અવાજના, પુરુષોનો ભાગ્યેજ વિશ્વાસ કરી શકાશ.

## અવાજ

બહુ જાડો, ઘોઘરો અને કાન ફાડી નાખે એવો ઘાટો નિષ્ઠુરતા અને બુદ્ધિની ઊણપ બતાવે છે. દઢ અને કોમળ છતાં સ્પષ્ટ અને ધીમો પણ પ્રસંગ આવે બુલંદ બની શકે એવો અવાજ કુલિનતા, સપ્રમાણતા અને બુદ્ધિબળ તથા દઢતા બતાવે છે.

હાસ્ય

અટ્ટહાસ્ય—મહોલ્લો ગજાવે તેવું હાસ્ય હસનારમાં કોમળ લાગણી કે શુદ્ધ આનંદનો અભાવ હોય છે. એના હાસ્યમાં નર્યો વિચારહીણ આત્મસંતોષ હોય છે. જે માણસ કદી પણ મુક્ત હાસ્યે હસી શકતો નથી તે મુત્સદી છે, કપટી છે, છતાં મહાસંયમી પણ હોઇ શકે.

કેટલાક માણસો વિનાકારણે દાંત ચળકાવ્યા કરે છે, અમસ્તા અમસ્તા મંદમંદ સ્મિત ફરકાવ્યા કરે છે, વાતવાતમાં હાહાહીહી કરી પાડે છે. તેઓ પૂરેપૂરા સ્વાર્થી હોય છે. કામ કઢાવી લેવાને માટેજ તેઓ હસે છે. તેમનાં હાસ્ય પાછળ આનંદ નહિ પણ યોજના છે. આપણી વાત તેઓ ભુલાવી દેવાને મથે છે.

સુંદર છતાં શયતાન

સાધારણ રીતે શરીરના કે અવયવોના આકાર કરતાં માત્ર મનુષ્યના મોં ઉપરથી આપણે તેના ગુણદોષ વિષે અભિપ્રાય બાંધી શકીએ છીએ. ઉપર જણાવેલા અભિપ્રાયો લેખકના પોતાના નથી, એ તો માત્ર સામાન્ય રીતે લોકોમાં જેમ મનાતું આવ્યું છે તેમ જણાવ્યું છે. એમાં સત્ય પણ હોય અને અસત્ય પણ હોઇ શકે. સુંદર દેહધારીઓ શયતાન કરતાં પણ વધારે નીચ બની શકે છે અને કદરૂપા, અણઘડ માનવ ખોળિયામાં અનેક વાર મહાત્માઓનાં પણ દર્શન થઈ શકે છે.

('મુંબઇ સામાચાર' ના એક અંકમાંથી)

---

# ૧૫૦—लोकवाणीए लखेली चोमासानी ऋतुचोपडी

ચોમાસાની ઋતુઓનાં બારીક નિરીક્ષણો કરી કરીને તેના પરથી લોકવાણીના સર્જકોએ કેટલાંક ભડલી—વાકયો રચી આપ્યાં. લોકોએ એ કંઠે કરીને કંઠોપકંઠ એક પછી એક પેઢીને આપ્યાં.

સાધારણ માણસ પણ ઋતુઓની ચેષ્ટાઓનો જાણકાર તેમજ

તે તે ચેષ્ટાનાં વર્ષની આબાદી બરબાદી પર શાં શાં પરિણામો પડશે તેનો વાકેફગાર રહેતો. આકાશ અને ધરતી એ લોકોની આંખે તો પોતાની રોટીનાં સારાંમાઠાં ભાગ્ય ઉકેલવાની મોટી કિતાબો છે.

'ભડલી-વાક્ય' આ બધાં સૂત્રોને શાથી કહેવાય છે? ખુલાસો મળે છે કે ભડલી ડોશી નામે એક કણબણ થઇ ગઇ. એને 'થઇ થાવી' સૂઝતી, તે પરથી એણે આ વાણી આપી.

લાગે છે કે એવી કોઇ ચતુર ખેડૂતબાઇએ જિંદગીનાં સાઠ-સિત્તેર વર્ષ સુધી ઋતુઓનું બારીક નિરીક્ષણ કરીનેજ આ અનુભવસિદ્ધ વાણી ઉચ્ચારી હશે. આ ભવિષ્ય-વાણી નથી પણ અનુભવવાણી છે.

**વરસે આદરા તો બારે પાધરા**—આર્દ્રા નક્ષત્ર વરસે તો બારે માસ સીધા પાર ઊતરે.

**વરસે ઉત્તર તો ધાન ન ખાય કૂતર**—ઉત્તરા ફાલ્ગુની નક્ષત્ર વરસે તો એટલું બધું ધાન્ય પાકે કે કૂતરાં પણ ન ખાય.

**વરસે મઘા તો ખડના ઓઘા**—મઘા નક્ષત્ર વરસે તો ઘાસ પુષ્કળ થાય.

**વરસે ભરણી તો નાર મેલે પરણી**—ભરણી નક્ષત્ર વરસે તો પરણેલી સ્ત્રીને પણ તજી દેવી પડે એવો દુષ્કાળ પડે.

**વરસે સ્વાંત તો ન વાગે તાંત**—સ્વાતિ નક્ષત્ર વરસે તો પીંજારાની તાંત ન વાગે, અર્થાત્ કપાસનાં ફૂલ ખરી જાય ને રૂનો પાક ન ઊતરે.

**અસળેખા સગી તો સગી ને ફગી તો ફગી**—આશ્લેષા નક્ષત્ર જો સારું વરસે તો તો સારું, નહિતર તદ્દન બગાડે.

**રો'ણ દાઝી**—રોહિણી નક્ષત્રમાં મેહ વિનાની એકલી વીજળી થઇ હોય તો ભયંકર દુષ્કાળ પડે, એને 'રો'ણ દાઝી' કહે.

**રો'ણ સુવાડી**—કૃત્તિકા વરસી હોય અને રોહિણી વરસી તેમજ ચમકી હોય, તો સુવાડી કહેવાય એટલે કે સમૃદ્ધિ આપે.

ગાય ભેંસને 'સુવાડી' કહેવાય છે.

**રો'ણ કુંડાળાં**—કૃતિકા નક્ષત્ર વરસે ને તે પછી રોહિણીમાં છાંટા ને વીજળી થાય તો 'કુંડાળાં થાય એટલે કે પાંચ ગામ સારાં પાકે

ને પાંચ ગામ મોળાં પાકે.

**વાવણી ને ઘી-તાવણી**— જેમ ચૂલે માખણ તાવવા મૂકયું હોય તેને એક ક્ષણ પણ રેઢું ન મુકાય, એકજ ક્ષણમાં એથી બરબાદી થઈ જાય, તેમ વાવણી પણ વૃષ્ટિ થાય કે તાબડતોબ કરવી પડે, નહિતર ઘણું નુકસાન થાય.

**ભાઈ, મડાં ઢાંકીને સાંતી જોડયાં છે**— રાતમાં કોઈ મરી ગયું હોય, ને વાવણીનો વખત હોય, તો મુડદું ઢાંકીને ઘરમાં મૂકી રાખી વાવણી કરવાનું કામ પહેલું પતાવવું પડે, એટલી બધી એની મહત્તા છે. × × × × ×

અષાઢ શુદ પાંચમની વીજળી એ તો વરસનો કોલ ગણાય. લોકો નિશ્ચિંત બનીને કામ કરવા મંડે, માને કે હવે વરસનો પાયો મંડાયો છે. મેહ જરૂર વરસશે.

**ગિયું વરસ પૂરબા વાળે**—છેક પૂર્વા ફાલ્ગુની નક્ષત્ર (શ્રાવણ વદ)માં પણ વરસાદ પડે, તોપણ દુકાળનું આખું વર્ષ સુધારી આપે.

**વખ પખ બે વાદીલાં, વરસે તો વરસે ને ઠાલાં તો ઠાલાં**— વખ (પુનર્વસુ) નક્ષત્ર ને તે પછીનું પુષ્ય નક્ષત્ર બરાબર સરખાંજ વરસે અથવા સરખાંજ ન વરસે.

**ઘેલી ચિત્રા માંડે ખેલ તો કાળે ઉનાળે આણે રેલ**

આ લક્ષણ ચિત્રા નક્ષત્રનું છે.

**દિ'એ કાઢે દુગાળાં ને રાતે કાઢે તારા,**
**આણંદ કે કરમાણંદા ઇ છપનિયાના ચાળા.**

દિવસે જો આકાશ વાદળાંના ગાભા દેખાડીને રાતે પાછા સ્વચ્છ તારા દેખાડે, તો સમજી લેવું કે દુષ્કાળનાં ચિહ્નો છે.

**હાથ વેંત બાજરો ને ડેડક ઠેકંતી જાર,**
**કરમે કરમે વરખડી ઇ કરે બેડો પાર.**

બાજરો જો મુંઢા મુંઢા હાથને અથવા વેંતને અંતરે રાખીને નીંદી નખાય, જુવારના છોડવાને દેડકો ઠેકે એટલા, એટલે કે આરછ તસુના અંતરે નિંદાય અને વણ કપાસના છોડવાને એકેક કદમ છેટે રાખી નિંદી નખાય, તો અઢળક પાક ઊતરે.

**વખત વાળે દીકરા કાં, ધોરી ને કાં ધરા,**
**કાં તો વણુની વરખડી, નકર તલસરાં ખરાં.**

કાં બળદો, કાં ધરતી, કાં કપાસ ને કાં તલ, બૂરો સમય સુધારે પણ અત્યારે તો કપાસે એ કહેવત ખોટી પાડી છે!

**ઘરના ગોધા, ઘરના જોદ્ધા, ને ઘરની નારી લાવે ભાત**
**તો ન પાકે એ કયાંની વાત!**

**હોળી, પોળી ને દીવાળી ત્રણે એક વારાંજ આવે.**

હોળી, પોળી (અખાત્રીજ) ને દીવાળી ત્રણેનો એકજ વાર આવે.

કોઈ મિત્રોની એક્તા બતાવવી હોય તો એમ કહે કે, "ઇ ત્રણે તો હોળી, પોળી ને દીવાળી જેવા છે."

**વડકાં કર્યે ભીડ નહિ જાય, વાંકમોંયાં પધોરશો તે દિ' જાશે.**

મોંના બબડાટ કરવાથી નહિ, પણ વાંકમોંયાં એટલે હળ જે દિવસ હાંકશો તે દિવસ તંગી જશે.

**કર કૃતિકા કલ્યાણ વૂઠી ઘર વિદુ તણે,**
**રોયણ દાંતી રાણ મર દાઝે દેવકરણતણી**

કૃત્તિકા નક્ષત્ર વરસે, તો પછી રોહિણી દાઝે (અર્થાત્ રોહિણી નક્ષત્રમાં કેવળ વીજળીજ થવાનાં ભયંકર કાળચિહ્નો થાય) તેનો પણ વાંધો નહિ.

**મગશર ન વાયા વાવલા, આદરા ન વૂઠા મેહ,**
**ભર જોબનમાં નાયો બેટડો ત્રણે હાર્યાં એહ;**

મૃગશિર્ષ નક્ષત્રમાં વાયુ વાય નહિ, આર્દ્રા નક્ષત્રમાં મેહ ન પડે ને માતપિતાનાં ભરયૌવનમાં જો પુત્ર ન અવતરે, તો એ ત્રણે એળે ગયાં.

**આથમણી તાણે કાચબી જો ઉગમતે સૂર,**
**દાદા કે વાછરુ વાળજો, નકર જાસે પાણીને પૂર.**

જો સૂર્ય ઊગતી વેળાએ પશ્ચિમ દિશામાં મેઘધનુષ્ય ખેંચાય, તો ચેતીને જલદી વાછરુ સીમમાંથી વાળી આવજો; કેમકે બહુ વૃષ્ટિ થશે તેથી તણાઇ જશે.

**આસો વદી અમાસડી જો આવે શનિવાર,**
**ધન કણ રાખી સંગ્રહો સૌ જગનાં નરનાર;**
**આગળ રવિ પાછળ પછી મંગળ હાલ્યો જાય,**
**એ વરસે અન્ન મોકળાં હરખ ઘણેરો થાય.**

રવિ ગ્રહની પછવાડે જો મંગળનો ગ્રહ ચાલતો હોય તો અન્ન બહુ પાકે.

**સ્વાતિ દીવા જો બળે, વિશાખા ખેલે ગાય,**
**તો રાણીજાયા રણે ચડે ને પૃથ્વી પ્રલે થાય.**

જો દિવાળી સ્વાતિ નક્ષત્રમાં આવે ને જો ગોધણુ તેરસ વિશાખા નક્ષત્રમાં આવી પડે, તો તે ઉલ્કાપાતનાં ચિહ્ન છે.

**શનિ રવિ કે મંગળે જો પોઢે જદુરાય,**
**જો ચાક ચડાવે મેદની ને કરકે પાળ બંધાય,**

દેવપોઢી અગિયારશ જો શનિ, રવિ કે મંગળના રોજ આવે તો પૃથ્વી ચક્કર ચડે અને મૂએલા ઢોરનાં હાડપિંજરો ( કરકાં ) એટલાં બધાં વધી પડે કે તેનાં ગંજ ખડકાય, મતલબ કે ભયંકર દુકાળ પડે.

**ધર અષાઢી બીજડી નોમે નરખી જોય,**
**સોમે અને કાં શું કરે જળ બંબાકારજ હોય.**

# १५१–काठियावाडनी फळद्रुप धरा

( લેખકઃ–કુમારશ્રી સુરસિંહજી બી. એ. )

**નજદીકના ભવિષ્યમાં રેતીનું રણ બનશે?**

હિંદના પશ્ચિમ કિનારે આવેલ કાઠિયાવાડ દ્વીપકલ્પનું કુલ ક્ષેત્રફળ આશરે ૨૦,૦૦૦ ચોરસ માઇલ જેટલું છે અને તેમાં આશરે પચીસ લાખ માણુસની વસ્તી છે. કાઠિયાવાડમાં નવ લાખ ગાય, બળદ, ભેંસ આદિ જાનવરો છે. તે પૈકી ગાયો અને ભેંસો પચીસ લાખ માણુસને પૂરતું ઘી, દૂધ આપે છે અને બળદો આખા પ્રદેશની સિત્તેર લાખ એકર જેટલી જમીનને ખેડી કાઠિયાવાડની સમગ્ર

જનતાને ખાવા અનાજ અને પોતાનાં નિર્વાહ પૂરતો ચારો ઉગાડવામાં મદદભૂત થાય છે. આ ઉપરાંત સૌરાષ્ટ્રની ધરામાં બે કરોડ ઘેટાં, બકરાં અને એક લાખ બીજાં જાનવર ઘોડાં વગેરે પણ છે, જંગલી જાનવરો અને પંખીઓ પાર વગરનાં છે.

### કાઠિયાવાડ પૂર્વે ફળદ્રુપ દેશ હતો

કાઠિયાવાડ દેશ પૂર્વે બહુજ ફળદ્રુપ હતો. સંવત ૧૯૫૬ના દુષ્કાળ પહેલાં લગભગ ઘણાં વરસોમાં પુષ્કળ વરસાદ પડતો. અત્યારે કાઠિયાવાડમાં સરેરાશ વરસાદ ૨૦ થી ૨૫ ઇંચ જેટલો ગણાય છે. સંવત ૧૯૫૬ ના દુષ્કાળ પછી કાઠિયાવાડમાં દર ત્રીજે વરસે વરસાદની ખેંચ રહ્યા જ કરી છે; એટલુંજ નહિ પરંતુ છપ્પનિયા દુષ્કાળ પહેલાંની જે વરસાદની સરેરાશ હતી, તેથી ઘણી ઓછી હાલ થઇ ગઈ છે. લગભગ ૧૦ ઇંચ વરસાદ સરેરાશ ઓછો પડે છે.

જૂના જમાનામાં કાઠિયાવાડમાં જ્યારે વસ્તી થોડી હતી, ત્યારે કાઠિયાવાડમાં બધાં શહેરો દરિયા કિનારે આવેલાં હતાં. નવાનગર રાજ્યમાં, જામનગર શહેરથી પશ્ચિમ દિશામાં લગભગ ત્રીશ માઇલ દૂર ભરાણા નામનું નાનું ગામડું આવેલું છે. ત્યાં ત્રણ માઇલ જેટલા વિસ્તારમાં એક સુંદર શહેર આવેલું હતું. આ શહેરનું નામ કનકાવતી હતું. કનકાવતીનગરીમાં ખંડેરોને અત્યારે પણ વિશાળ જગ્યામાં પથરાયેલા જોઇ શકાય છે.

કનકાવતી શહેર કચ્છના અખાતને કાંઠે આવેલ હતું. ત્યાંથી દ્વારકાનગરી તરફ જતાં દરિયા કાંઠે પિંડતારક (હાલનું પિંડારા) નામનું શહેર હતું. પિંડારા ગામની નજદીકમાં દુર્વાસા ઋષિનો આશ્રમ છે. તે પછી ઓખા મંડળમાં દ્વારકા નગરી આવેલ હતી. જામનગર દ્વારકા રેલવે ઉપર ભાટિયા કરીને સ્ટેશન આવે છે. ત્યાંથી છ માઇલ દૂર રાણી કરીને ગામડું છે. ત્યાં આગળ પરશુરામ ઋષિનો આશ્રમ આવેલો હતો. રેણુકા નદી હજી પણ શુષ્ક અવસ્થામાં હયાત છે.

કાઠિયાવાડને દક્ષિણ કિનારે 'નાવદરા' કરીને નવાગર રાજ્યનું એક ગામ આવેલું છે. તેનું મૂળ નામ નાવદ્વાર હતું. જૂના વખતમાં તે એક બંદર હતું.

બેહજાર વરસ પહેલા પોરબંદરની હદમાં આવેલ મિયાણી ગામે પ્રભાત ચાવડાની મોટી રાજધાનીનું શહેર હતું. આ શહેર સામેજ કોયલા ડુંગર ઉપર હરસિદ્ધિ માતાનું જૂનું મંદિર હાલ પણ મોજૂદ છે. તે પછી દરિયા કાંઠે હાલનું પોરબંદર યાને સુદામાપુરી પછી પ્રભાસપાટણ એમ શહેરો આવેલાં હતાં.

કાઠિયાવાડની મધ્યમાં બધાં જંગલો હતાં. જેમ જેમ આ પ્રદેશમાં વસ્તી વધતી ગઇ, તેમ તેમ જંગલો કપાતાં ગયાં અને કુંવારી જમીન ખેડાણ બનવા લાગી.

જેમ જેમ જંગલો કપાતાં ગયા તેમ તેમ વરસાદ ઓછો થવા લાગ્યો, જમીન ધોવાતી ગઇ, કૂવા ઊંડા થવા લાગ્યા, નદીઓ સુકાઇ ગઇ.

## કાઠિયાવાડનું ભૂસ્તર–અવલોકન

ભૂસ્તરશાસ્ત્રીઓ કાઠિયાવાડ વિષે એમ કહે છે કે, આ દ્વીપકલ્પની કુલ જેટલી જમીન ટ્રેપ નામના પથ્થરથી બનેલી છે. પશ્ચિમ હિંદુસ્તાનમાં લગભગ બે લાખ ચોરસ માઇલ જેટલા વિસ્તારમાં ટ્રેપ પથ્થરવાળી જમીન આવેલી છે. જેમાં ગુજરાત, માળવા અને મધ્યહિંદ તેમજ દક્ષિણનો ભાગ આવી જાય છે. ભૂસ્તરશાસ્ત્રીઓ એમ પણ માને છે કે, આ ટ્રેપ પથ્થરની ઊંડાઇ કાઠિયાવાડમાં લગભગ ૩૫૦૦ ફૂટ સુધી છે. જૂનાગઢમાં આવેલ ઊંચામાં ઊંચો પર્વત ગિરનાર ૩૦૦૦ ફૂટ ઊંચો છે ને આખો ટ્રેપ પથ્થરનો બનેલો છે.

કાઠિયાવાડના મુખ્ય ત્રણ પર્વતો ગિરનાર, શેત્રુંજો, બરડો હજારો ને લાખો વરસ પહેલાં જીવતા જ્વાળામુખી પર્વતો હતા, એમ પણ ભૂસ્તરવેત્તાઓ માને છે; પરંતુ હાલમાં આ બધા પર્વત હજારો વરસ થયાં શાંત છે. ટ્રેપ પથ્થર ભૂકંપના પરિણામે બનેલો હોવાથી આવા ખડકોમાંથી ઉત્પન્ન થતી જમીન ઘણીજ ફળદ્રુપ ગણાય છે.

કાઠિયાવાડ દ્વીપકલ્પ હોઇ દરિયાકાંઠાની નજીકની જમીન તેમજ ઝાલાવાડમાં આવેલ ભાલ પ્રદેશની જમીન તેમજ નદીઓના મૂળ આગળ આવેલ જમીન બધી નદીની રેલમાં તણાઈ આવતાં રજકણોની બનેલી હોઈ અત્યંત ફળદ્રુપ છે. ખાસ કરીને ડુંગરાળ પ્રદેશમાં ખીણોમાં આવેલી બધી જમીન બહુજ ફળદ્રુપ ગણાય છે.

## કાઠિયાવાડના મુખ્ય ચાર વિભાગો

ભૌગોલિક દૃષ્ટિએ કાઠિયાવાડના મુખ્ય ચાર વિભાગ પાડવામાં આવ્યા છે. (૧) ઝાલાવાડ (૨) હાલાર (૩) સોરઠ ને (૪) ગોહિલવાડ. આ ચારે વિભાગમાં હવામાન, જમીન, લોકોની રહેણીકરણી જો કે એકસરખું ગણાય પરંતુ થોડો થોડો ફેર રહે છે. દાખલા તરીકે ઝાલાવાડનો પ્રદેશ સપાટ છે. ઝાલાવાડમાં જંગલો જરા પણ નથી. ઝાડો ઓછાં છે. આ પ્રદેશ કચ્છના રણને લગતો હોઇ વરસાદનું પ્રમાણ ઓછું છે. કાઠિયાવાડના બીજા પ્રાંતો કરતાં ઝાલાવાડમાં ગરમી વધુ પડે છે. ઝાલાવાડનો મુખ્ય પાક કપાસનો અને ભાલમાં મોટા પ્રમાણમાં ઘઉં વવાય છે. ઝાલાવાડનાં અમુક ગામડાઓમાં તેમાં ખાસ ભાલ પ્રદેશનાં ઘણાં ગામડાઓમાં પાણીની સખ્ત અછત રહે છે. સારા વરસે પણ ઉનાળામાં પાણીના કૂવા ઉપર તાળાં દઇ રાતે માણસો ચોકી ભરે, ત્યારે પીવા પૂરતું પાણી બેત્રણ ઘરને મળે તેવી તેની સ્થિતિ છે. આવું સારે વરસે બને ત્યારે આ વરસે દુકાળ હોઇ ત્યાં પાણી વિના લોકોને કેવું અસહ્ય દુઃખ વેઠવું પડતું હશે, તેનો કંઇક ખ્યાલ આવશે. ઝાલાવાડનો આખો મુલક સપાટ છે. ધ્રાંગધ્રા, વઢવાણ, લીંબડી, ધંધુકા તાલુકો, ચૂડા, મૂળી વગેરે રાજ્યોની જમીન ઝાલાવાડમાં આવેલી છે. ઝાલાવાડમાં મુખ્ય નદીઓ બે છે. વઢવાણની ભોગાવો અને સુખભાદર. ચોમાસામાં સુખભાદર નદી ભાલપ્રદેશમાં રેલે, ત્યારે શિયાળામાં છાશિયા ઘઉંનું મોટા પ્રમાણમાં ત્યાં વાવેતર થઇ શકે છે.

હાલાર પ્રદેશમાં મોરબી, નવાનગર, ધ્રોળ, રાજકોટ, ગોંડલ અને વીરપુરનાં રાજ્યોની જમીન મુખ્યત્વે કરીને આવેલી છે. હાલાર પ્રદેશ ધારોવાળો છે. હાલારમાં ઠેક-ઠેકાણે ધાર ટેકરીઓ આવેલી હોઇ જમીનનું ધોવાણ ઘણુંજ થાય છે.

ચોમાસામાં રાજકોટ રાજ્યની જમીનને આજી નદી ધોઇ નાખે છે. નવાનગર રાજ્યની જમીનને ઉંડ, ડોંડી સરસોઇ, ઘી, સિંહણ, સાની વગેરે નદીઓ ધોઇ નાખે છે અને ગોંડલમાં ગોંડલી નદી તેમજ ધોરાજી આગળ ભાદર નદી અને તેનાં વહેતાં ઝરણાં ખેત-

રોના કાંપને તાણી દર વરસે લાખો ટન કાંપ દરિયા ભેળો થાય છે. હાલાર ધારોડ પ્રદેશ હોઇ ખેતરનું ધોવાણ જલદી થાય છે.

કાઠિયાવાડ પ્રદેશની મધ્યમાં બરડાની કરોડની પેઠે સરધારથી શરૂ થતી એક સરધારી ધાર આવેલી છે. આ સરધારી ધારનો કસ કાઠિયાવાડમાં ઊંચામાં ઊંચી જગાએ આવેલ હોઇ, જેટલી નદીઓ સરધારી ધારથી ઉત્તર દિશામાં વહે તે બધી કચ્છના અખાતમાં વહે છે અને સરધારી ધારની દક્ષિણ ભાગમાંથી નીકળતી નદીઓ અરબી સમુદ્રમાં વહે છે. આજી નદી સરધારી ધારમાંથી નીકળી રાજકોટ પાસેથી થઇ જામનગરમાં આવેલ બાલંભા ગામની નજીકમાં દરિયામાં ભળે છે. આજી નદીમાં જ્યારે પૂર આવે છે, ત્યારે રાજકોટ અને જામનગરની લાખો ટન જમીન ધોવાણ થઈ દરિયામાં ભળે છે.

મચ્છુ નદી વાંકાનેર ને મોરબી રાજ્યની જમીનને ધૂએ છે. ગોંડલ રાજ્યમાં ઓસમનો મોટો ગર આવેલો છે અને તે રાજ્યની જમીનનું ધોવાણ ભાદર અને ગોંડલી નદીથી થાય છે.

સોરઠ—સૌથી મોટામાં મોટું જંગલ સોરઠમાં આવેલું છે. ગિરનું જંગલ એટલું બધું મોટુ ગણાતું કે આખી દુનિયામાં બેજ ઠેકાણે સિંહ જેવાં જંગલી જાનવરો રહે છે. એક આફ્રિકાનાં જંગલોમાં ને બીજે જૂનાગઢમાં આવેલ ગિરના જંગલમાં.

હજારો વરસ પહેલાં આ ગિર જંગલ ઠેઠ બરડા સુધી પથરાયલું હતું. આગળ બરડા સુધી સિંહ આવતા એમ લોકો કહે છે. પરંતુ આ જંગલનો ૮૦ ટકા જેટલો ભાગ કપાઇ ગયો હોવાથી, માત્ર ૨૦ ટકા જંગલ રહ્યું છે. સોરઠની ધરતીને હિરણ, સરસ્વતી, ત્રિવેણી, ભાદર આદિ નદીઓ ધોવાણ કરી ખેતરોનો લાખો ટન કાંપ દર વરસે અરબી સમુદ્રમાં ખેંચી જાય છે.

ગોહિલવાડ પ્રદેશમાં ભાવનગર રાજ્યનો અમુક ભાગ જે સપાટ છે, તે બાદ કરતાં વાળાક, ઉંડા, સરવૈયાવાડ, પાલિતાણા રાજ્યમાં આવેલ શેત્રુંજો વગેરે ધારોડ પ્રદેશ છે.

લાઠી રાજ્ય સપાટ છે. આ પ્રદેશમાં શેત્રુંજી નદી પાલિતાણા રાજ્યની જમીનનું ધોવાણ કરે છે. ભાવનગરમાં પણ કેટલીક નાની

નદીઓ હજારો એકર જેટલી જમીનનું ધોવાણ કરી દર વરસે લાખો ટન કાંપ દરિયા ભેળો કરે છે.

## કાઠિયાવાડનો વરસાદ

સંવંત ૧૯૫૬ પહેલાં કાઠિયાવાડમાં વરસાદની સરેરાશ ૩૦ થી ૩૫ ઇંચની હતી. છપ્પનિયાનો દુષ્કાળ જ્યારે પડ્યો, ત્યારે જંગલો કપાઈ ગયાની અસર કાઠિયાવાડ ઉપર પહેલીજ વાર થઇ. એ ભયંકર દુષ્કાળ પછી દર ત્રીજે વરસે કાઠિયાવાડમાં નબળું વરસ આવે છે અને વરસાદની સરેરાશ પણ ઓછી થઇ ગઇ છે.

આજથી ત્રીસ વરસ પહેલા હું માર્ચ મહિનામાં પ્રાચી પાટણ યાત્રાએ ગયેલો, ત્યારે અમે બળદના ગાડામાં બેસીને પ્રભાસપાટણ આગળ હિરણ નદીનો પાંચ ફૂટ પહોળો પટ ઓળંગ્યો હતો. બાદર નદીમાં બારે માસ વહેણ રહેતું, તે હવે બધી નદીઓ ચોમાસા પછી બેત્રણ મહિનામાં સુકાઈ જાય છે.

કાઠિયાવાડમાં $\frac{૧}{૨૦}$ ભાગ જેટલી જમીનમાં કૂવાઓ હોઇ કુલ જમીનના દસમા ભાગમાં કૂવાઓનાં પાણીથી પાછતર મોલ ઉગાડાય છે. આખા કાઠિયાવાડમાં તળાવથી ઇરિગેશન માત્ર નામનુંજ થાય છે.

## કાઠિયાવાડનાં તળાવો

કાઠિયાવાડની કુલ ૨૦૦૦૦ ચોરસ માઈલ જેટલી જમીનમાં માત્ર ગણ્યાંગાંઠયાં થોડાંજ તળાવો છે. દાખલા તરીકે નવાનગર રાજ્યમાં નીચે પ્રમાણે તળાવો બંધાયાં છેઃ-

૧. રણજિતસાગર
૨. વીજરખી
૩. હંસસ્થળ
૪. ભાડલા
૫. કેશિયા
૬. ઊંટ બેટ શામપુર

જામનગરમાં રાજ્યનું કુલ ક્ષેત્રફળ ૩૭૯૨ ચોરસ માઇલનું છે. પરિસ્થિતિ ઠીક ગણાય. પરંતુ વધુ ખરાબ પરિસ્થિતિ બીજાં રાજ્યોની છે. જૂનાગઢમાં એક પણ મોટું તળાવ નથી. ગોંડલમાં એક

ગોંડલનું તળાવ અને બીજું પાનેલીનું તળાવ એમ માત્ર બેજ તળાવો ૪૦ કે ૫૦ વરસ પહેલાં બાંધેલાં છે. ભાવનગરમાં બે તળાવો છે. એક વિક્ટર ને બીજું બોર તળાવ. રાજકોટમાં બે તળાવો બે નાના વોકળા બાંધી કરેલાં છે. ઝાલાવાડમાં નળકાંઠાના કુદરતી તળાવ સિવાય એક પણ તળાવ નથી.

કાઠિયાવાડની ૨૦,૦૦૦ ચોરસ માઇલ જેટલી જમીનમાં ચોમાસાનો ધોધમાર વરસાદ પડે ત્યારે માત્ર ૫૦૦ ચોરસ માઇલ જેટલી જમીનમાં પડેલા વરસાદનું પાણી કાઠિયાવાડનાં તળાવોમાં એકઠું થાય છે. બાકીના ૧૯૫૦૦ ચોરસ માઇલમાં પડતો વરસાદ ખેતરોની જમીનનું ધોવાણ કરી દરિયામાં લાખો ટન કાંપ દર વરસે ઢસડી જાય છે. ગોહિલવાડ અને ભાલ પ્રદેશનો કાંપ ખંભાતના અખાતમાં, સોરઠની જમીનનો કાંપ અરબી સમુદ્રમાં, હાલાર, કચ્છ અને ઝાલાવાડની જમીનનો કાંપ કચ્છના અખાતમાં કરોડો ટન દર વરસે જમા થાય છે. આવી જાતની પરિસ્થતિ હજારો વરસ થયાં ચાલતી આવી છે.

ચાલુ સાલે વરસાદની તંગીથી કેવી સ્થિતિ ઊભી થઈ છે તે જરા તપાસીએ.

૧. કાઠિયાવાડની એકેએક નદી અને તળાવ પાણી વિનાનાં ખાલી થઈ ગયાં છે.

કાઠિયાવાડમાં $\frac{1}{50}$ જેટલી જમીનમાં કૂવાઓ છે. તેમાં પણ પાણી ઊંડાં ઊતરી ગયાં છે. છપ્પનિયા જેવા ભયંકર દુષ્કાળમાં જે વાડીઓમાં બેત્રણ કોસ ચાલતા, તે વાડીઓમાં અર્ધા કોસનું પણ પાણી આ સાલ રહ્યું નથી.

કાઠિયાવાડનાં ઘણાં ગામડાઓમાં માણસને પીવા પણ પાણી મળતું નથી, તો ઢોરને પાવા માટે તો ક્યાંથીજ મળે ?

૪. ૯૦ ટકા ખેતરો ધોવાઈ ગયાં હોવાથી નીચેની તળિયાની જમીન દેખાવા લાગી છે. આવી પરિસ્થિતિ હવે જો ચાલુ રહેશે તો ભય છે કે, દસ વરસમાં કાઠિયાવાડ પ્રદેશ વેરાન અને ઉજ્જડ થઇ જશે. આવી પરિસ્થિતિ અટકાવવા અને કાઠિયાવાડ દેશ રેતીનું રણ

ન થાય તે માટે ગંભીર વિચાર કરી તે બાબતના ઉપાયો માટે તરતમાં પગલાં લેવાં જોઇએ.

દુનિયાના બીજા ભાગોમાં કાઠિયાવાડથી પણ ઓછો વરસાદ પડે છે એવા દેશો આવેલા છે. છતાં ત્યાંની ધરતી અત્યંત ફળદ્રુપ છે; ખેતી સારામાં સારી થાય છે અને પાણી જોઇએ તેટલું ત્યાં મળી શકે છે.

મેં આવો પ્રદેશ અમેરિકામાં જોયો છે. અમેરિકામાં યુટા નામનું સ્ટેટ છે. આ યુટા સ્ટેટમાં મોરમન નામના લોકો રહે છે. આજથી સો વરસ પહેલાં મુંબઈ ઇલાકા જેવડા યુટા પ્રદેશમાં માત્ર એકજ ઝાડ હતું, તે પ્રદેશમાં હાલ રહેતા મોરમન લોકોના વડવાઓ વસ્યા અને સો વરસ સુધી સખત મહેનત કર્યા પછી આખા દેશને નંદનવન જેવો બનાવી દીધો છે. "સૂકી ખેતી" નો સિદ્ધાંત આ પ્રદેશમાં કેટલે સુધી અમલમાં મૂકે છે, તેનો હવે ખ્યાલ આપું છું.

૧. યુટામાં દરેક ખેડૂતનું મકાન એવું બનાવવામાં આવે છે કે તે મકાનનાં નેવાંનું પાણી વરસાદ પડે, ત્યારે બધું એક ટાંકામાં ભેળું કરવામાં આવે છે. આવી રીતે ભેગા કરેલા પાણીમાંથી તે ખેડૂતનાં ઢોર આખું વરસ પાણી પી શકે તેટલું પાણી એક ઋતુમાં સાચવી રાખે છે.

૨. યુટાનાં દરેક ખેતર ફરતા ત્રણ ત્રણ ફૂટ ઊંચા અને મજબૂત પાળા બાંધવામાં આવ્યા છે. જેથી જેટલું વરસાદનું પાણી ખેતરમાં પડે તે તે ખેતરમાંજ સીઝે. ખેતરની જમીનનું એક પણ રજકણ ધોવાણુ થઈ નદી કે વોકળામાં જાયજ નહિ, તેમ દરેક ખેડૂત ચીવટ રાખી પાળા બાંધે છે.

૩. જ્યાં જ્યાં મોટી નદીઓ છે, ત્યાં ત્યાં યોગ્ય જગ્યાએ મોટાં ઇરિગેશન તળાવો બાંધી વધારાનું પાણી તળાવોમાં ભેળું કરે છે અને તે તળાવના પાણીમાંથી લાખો એકર જમીનને ઇરિગેશન માટે પાણી વાપરવા આપે છે.

૪. જે પ્રદેશમાં ઇરિગેશન નથી, ત્યાં બેથી ત્રણ હજાર ફૂટ ઊંડા કૂવાઓ કરી તેમાંથી હવાનાં દબાણવાળાં યંત્રોથી પાણી ઉપર લઇ વાડીઓ બનાવી પુષ્કળ શાકભાજી ઉત્પન્ન કરે છે.

૫. યુટા દેશમાં એક મોટામાં મોટું ખારા પાણીનું સરોવર

છે. તે સરોવરને કાંઠે "સોલ્ટ લેઇક સિટી" નામનું યુટાની રાજધાનીનું મુંબઇ જેવડું શહેર આવેલું છે. આ શહેર વેરાન પ્રદેશમાં બાંધેલું છે, છતાં ત્યાં મેં સુંદરમાં સુંદર બગીચાઓ અને વાડીઓ જોઇ છે.

કાઠિયાવાડ દેશને વેરાન થતો અટકાવવા શું શું પગલાં લેવાં જોઇએ, તે વિષે કેટલીક સૂચનાઓ હું કરું છું.

૧. કાઠિયાવાડમાં ૮૦ ટકા જંગલો કપાઇ જવાથી વરસાદનું પ્રમાણ ૮૦ ટકા ઓછું થયું છે, માટે વરસાદ વધારવા જંગલો વધારવાં જોઇએ. જ્યાં જ્યાં જંગલો હોય તે કાપવાની સખત બંધી થવી જોઇએ અને જ્યાં જ્યાં વાવી શકાય તેવી ખરાબાની જમીનમાં ઓછા વરસાદે થાય તેવાં ઝાડો વવરાવવાં જોઇએ. યુટા, ઑસ્ટ્રેલિયા આદિ દેશો કે જ્યાં વરસાદ ઓછો પડે છે ત્યાં જે ઝાડો ઊગે છે, તેવાં ઝાડોનાં બી મંગાવી તેને વવરાવવાની કોશિશ સતત બધાં રાજ્યોએ કરવી જોઇએ. વૃક્ષારોપણ-દિન આખા કાઠિયાવાડમાં ઊજવાવો જોઇએ. જેથી એકીસાથે એકજ દિવસે દશ લાખ માણસોએ ગામડે ગામડે અને શહેરે શહેરે એક ઝાડ દર વરસે વાવવું અને તે ઉછેરવું. દર વરસે દસ લાખ ઝાડ વવાય તો દસ વરસમાં એક કરોડ નવાં ઝાડ કાઠિયાવાડમાં ઉગાડાય અને કંઇ પણ ખરચ વિના દસ વરસમાં જંગલનું મોટું પ્રમાણ વિના મહેનતે થઇ જાય.

૨. કાઠિયાવાડમાં એક પણ એવી સપાટ જગ્યા નથી કે, એક હજાર એકર એક શેટે ખેડાણ હોય. ખેતરનું ધોવાણ ગામડે ગામડે થતું અટકાવવા કાઠિયાવાડના દરેક ખેતર ફરતા ત્રણ ત્રણ ફૂટ ઊંચા અને મજબૂત પાળા બધા ખેડૂતો બેત્રણ વરસમાંજ બાંધી લે, તેવી જાતની ગોઠવણ દરેક રાજ્યમાં થવી જોઇએ. ખેતીસુધારણાના આ પહેલા પગથિયા તરફ બિનકાળજી રહેશે, તો કાઠિયાવાડ દેશ ઉજ્જડ થઇ જશે. આ વાત બહુજ અગત્યની છે. માટે કાઠિયાવાડનો દરેક ખેડૂત દેશની આબાદીનો વિચાર મનમાં રાખી પોતાથી બને તેટલી મહેનત કરી બે વરસની અંદર પોતપોતાના ખેતર ફરતા મજબૂત પાળા બાંધી લે અને ખેતરનું ધોવાણ થતું તરતમાં અટકાવે.

૩. કાઠિયાવાડમાં આવેલ નાનામોટાં રાજ્યોએ જેટ-જેટલી

નદીઓ, વોકળાઓ પોતાની હદમાં આવેલાં છે, તે બધાં બાંધી નદીઓનાં પાણી દરિયામાં જતાં અટકાવવાં જોઇએ. પાંચ વરસની આવી યોજનાઓ આખા કાઠિયાવાડનાં બધાં રાજ્યોએ કરી નાખવી જોઇએ. આવાં નવાં તળાવો નીચે દર્શાવેલ નદીઓ ઉપર બંધાય તો ઘણો ફાયદો થાય. (૧) ભાદર નદી, (૨) આજી નદી, (૩) વર્તુ નદી, (૪) હિરણ નદી, (૫) શેત્રુંજી નદી, (૬) સાની નદી, (૭) સરસોઈ નદી, (૮) ઊંટ નદી, (૯) ડોંડી નદી ને (૧૦) મચ્છુ નદી.

ઉપર પ્રમાણે દસ મોટાં તળાવો પાંચ વરસની અંદર બંધાઈ જવાં જોઇએ.

૪. જે ખેડૂતો વાડી ઉપર નવાં મકાન બાંધે ત્યાં મકાન પાસે પાકાં ટાંકાં બાંધવાની યોજના બને તો દરેક સારી સ્થિતિવાળા ખેડૂતોએ કરવી જોઇએ.

૫. કાઠિયાવાડમાં જેટલા ઇજનેરો રહે છે, તેઓએ કાઠિયાવાડના દરેક ગામના પાણીની નિકાશનો એન્જિનિયરિંગ દૃષ્ટિથી અવલોકન કરી ગામે ગામના નકશાઓ તૈયાર કરાવી ઘરનું પાણી ઘર નજીક બાંધેલા ટાંકામાં ભેળું થાય, ખેતરનું પાણી ખેતરમાંજ સીઝે, ગામની સીમનું પાણી ગામની સીમના નીચેના ભાગમાં નાનકડું તળાવ બાંધી તેમાં ભેળું થાય અને મોટી નદીઓનાં પાણી મોટાં તળવોમાં જમા થાય, એવી યોજનાઓ અધિકારીઓએ સતત કરવી જોઇએ.

જામનગર રાજ્યમાં સિંહણ નદી બાંધવાની મહાન યોજના થોડા વખતમાં અમલમાં મૂકવાની છે, તે ખરેખર સ્તુત્ય છે.

કાઠિયાવાડ પ્રદેશમાં જેટલો વરસાદ પડે છે અને તે વરસાદનું પાણી નદીઓનાં પૂરમાં નકામું દરિયામાં જવાને બદલે એ બધાં પાણીનો જુદાં જુદાં જંગી તળાવોમાં સંગ્રહ થાય, તો કાઠિયાવાડ સદાને માટે દુષ્કાળની બીતિમાંથી દૂર થાય.

કાઠિયાવાડમાં જામનગર, ધાંગધ્રા અને જૂનાગઢ રાજ્ય સિવાય ઊંડા કૂવામાં બોરિંગ કરવાના પ્રયોગો કોઇ પણ સ્થળે થયા નથી. જ્યાં ઉપરોક્ત સ્થળે પ્રયોગો થયા છે, ત્યાં પણ આવા ઊંડા કૂવા-

ઓનાં બોરિંગનાં પાણી ખેડૂતોની જમીનમાં પીત કરવા માટે આપવામાં આવતું નથી. કાઠિયાવાડમાં ટ્રેપરોકની રચના એવી છે કે તેનાં પડો વચ્ચે જેવી રીતે નદીઓનાં વહેણ પૃથ્વીની સપાટી ઉપર વહે છે, તેવાજ પાણીના ઝરા કાઠિયાવાડના ભૂગર્ભમાં અહોનિશ વહ્યા કરે છે; પરંતુ આવા ઊંડા કૂવાઓનું પ્રમાણ કાઠિયાવાડમાં બહુજ થોડું છે. જે પ્રદેશમાં વરસાદનાં પાણી ઉપરજ લાખો માણસોનું જીવન ટકી રહેલું છે, ત્યાં તો ખાસ ઊંડા કૂવાઓ હજારોની સંખ્યામાં થવા જોઇએ. કારણ કે વરસાદ દર વરસે આવશેજ એવી કોઇને ખાતરી નથી. ટ્રેપરોકમાં ઊંડા કૂવા ઉતારવા માટે બે લાખ રૂપિયાની મશિનરી અમેરિકામાં મળે છે. કેલિફોર્નિયામાં જેટ-જેટલા કૂવાઓ છે, તે બધા બે હજાર ફૂટથી વધુ ઊંડા છે ને ત્યાં બધા ખેડૂતો આવા કૂવાઓ ઉપર હવા-દબાણનું યંત્ર મૂકી મોલને પાણી પાય છે. જો અમેરિકામાં એમ થઈ શકે તો કાઠિયાવાડમાં કેમ ન થઈ શકે? ધારો કે ટ્રેપરોકની ઊંડાઈ સુધી પૂરતું પાણી ન નીકળે, તો ચાર હજાર ફૂટ સુધી પણ ડ્રીલ ઊંડે જઈ શકે છે. આવા પ્રયોગો દરેકેદરેક મોટા રાજ્યે તરતમાં શરુ કરી દેવા જોઇએ.

૭. આખા કાઠિયાવાડમાં વરસમાં બે દિવસ ઊજવવા.

(૧) વૃક્ષારોપણ-દિન.

(૨) પાળા-દિન.

આ દિવસે ગરીબથી માંડી તવંગર ને રાજાથી તે રંક સુધી બધાએ વૃક્ષો રોપવાં અને પાળા બાંધવા.

નવાનગર રાજ્યમાં પાળા બાંધવાનું સ્તુત્ય કામ રજપૂત સમાજ તરફથી ઉપાડવામાં આવ્યું છે, તેમાં મોટું રહસ્ય રહેલું છે. ઘણાં માણસો આવા સુકૃત્યની મશ્કરી કરે છે, પણ તેની કિંમત સમય આવ્યે જણાશે.

આખા મુંબઇ ઇલાકામાં ખેતીની કોલેજ માત્ર પુનામાં એક સ્થળે છે. કાઠિયાવાડ જેવા ખેતીપ્રધાન દેશમાં એક પણ ખેતી-શાળા નથી, એ ખરેખર દિલગીરીની વાત છે. કાઠિયાવાડની ૮૦

ટકા વસ્તી ખેતી ઉપર નિર્વાહ કરે છે. તે છતાં ખેતી સુધારવાના સંગીન ઇલાજો કોઈ સ્થળે લેવાતા નથી. રાજ્યના ઘણા અમલદારો ખેતીસુધારણા તરફ ઘૃણાથી જુએ છે. પુનામાં માત્ર મેટ્રિક થયા પછી વિદ્યાર્થી દાખલ થઇ શકે છે.

અવી કોલેજ કાઠિયાવાડ દેશ માટે નકામી છે. આદર્શ ખેતી-શાળા એવી હોવી જોઇએ કે જ્યાં ખેડૂતોના દીકરાઓને ગુજરાતી ભાષામાં ખેતીવિજ્ઞાન પદ્ધતિસર શીખવવામાં આવે. કાઠિયાવાડના ચારે પ્રાંતમાં એક આવી શાળા સ્થાપવી ખાસ જરૂરની છે. ખેતી-શાળા સ્થાપવામાં દર વરસે રૂપિયા પાંચ હજાર જેટલુંજ રાજ્યને ખચર ભોગવવું પડે; તે છતાં આ દિશામાં કોઇએ લક્ષ આપ્યું નથી એ ખરેખર ખેદની વાત છે.

છેવટમાં ખેતી દષ્ટિએ કાઠિયાવાડ પ્રદેશમાં નાના નાના ઘણા સુધારાઓ વગર ખર્ચે શકે થઇ તેમ છે; પરંતુ તે બધું ત્યારેજ ઉપયોગી થઇ પડે કે જ્યારે કાઠિયાવાડમાં જંગલો વધે અને ખેતરે ખેતરે પાળા બંધાય.

તેમજ જે ઉપાયો આ લેખમાં સૂચવ્યા છે, તે તરફ દુર્લક્ષ આપવામાં આવશે તો લેખને મથાળે મેં જે પ્રશ્નાર્થ ચિહ્ન મૂક્યું છે, તે ચેકી નાખી મારે લખવુંજ પડશે કે, " કાઠિયાવાડની ફળદ્રુપ ધરા નજીકના ભવિષ્યમાં રેતીનું રણ બનશે. "

પ્રભુ તે સમય ન દેખાડે.

( ' મુંબઇ સમાચાર ' ના એક અંકમાંથી )

---

## १५२–मन ए शुं छे ?

**તત્ત્વજ્ઞાન અને ધર્મની દૃષ્ટિએ મનનું પૃથક્કરણ**

મેસ્મેરિઝમ અને હિપ્નોટિઝમમાં રોગીને બેહોશ કરીને અર્થાત્ કૃત્રિમ નિદ્રાવસ્થામાં લાવીને તેને વારંવાર સૂચના કરવામાં આવે છે. એના રુગ્ણભાગને હાથમાં લઈ હાથને ખંખેરી તે દ્રવ્યને બહાર ફેંકી દે છે. તે પછી હાથ ધોઇને હાથથી શુદ્ધ પ્રાણશક્તિ અથવા ઇથરને

તેના શરીરમાં પ્રવેશ કરાવે છે. પરંતુ આધુનિક ડૉકટરો જે પ્રસિદ્ધ માનસશાસ્ત્રીઓ છે, તેઓ આ સિદ્ધાંતને માનતા નથી. મેસ્મેરિઝમ અને હિપ્નોટિઝમના પ્રયોગોને સુશિક્ષિત વર્ગ માનતો નથી; કારણ કે આ પ્રયોગ બધા લોકો ઉપર સફળતાપૂર્વક થઈ શકતો નથી. અર્થાત્ બધા લોકોને તેમની ઇચ્છા વિરુદ્ધ નિદ્રિત અવસ્થામાં નાખી શકાતા નથી. આજકાલ રોગનિવારણમાં માનસચિકિત્સાશાસ્ત્રને પ્રધાન-સ્થાન આપવામાં આવે છે. રોગી નિદ્રિત અવસ્થામાં હોય, અથવા ન હોય, તેની કંઇ બહુ જરૂર નથી. માનસચિકિત્સાનો સિદ્ધાંત છે કે, જો તમારા શરીરમાં કાંઇ પીડા અથવા વેદના થતી હોય તો મનને તે સ્થાન પર પાંચદશ મિનિટ એકાગ્ર કરો; કહો કે, " પીડા દૂર થઈ જાઓ, પીડા દૂર થઇ જાઓ, " તો ખરેખર થોડાજ વખતમાં આરામ થયાનું જણાઈ આવશે અને બધું દુઃખ–દર્દ નાશ પામશે. એકત્રતાદ્વારાજ પોતાના અને બીજાના રોગને દૂર કરી શકાય છે. માનસચિકિત્સાનું બધું રહસ્ય એકાગ્રતામાંજ રહેલું છે. જે પ્રમાણે સૂર્યનારાયણનાં છૂટાંછવાયાં કિરણ અગ્નિ ઉત્પન્ન કરી શકતાં નથી, પણ જ્યારે તે અગ્નિની શીશી ( લેન્સ ) કે દર્પણદ્વારા એકઠાં કરવામાં આવે છે કે તરત અગ્નિ ઉત્પન્ન થઈ જાય છે. ચંચલ મન અને અસ્થિરતામાં કાંઇ શક્તિ નથી. જ્યારે ચંચલ મન સ્થિર થઇ જાય છે, ત્યારે તે પોતાનું અદ્ભુત સામર્થ્ય બતાવી દે છે. બધી શક્તિઓ કરતાં તેની અગાધ શક્તિ છે.

સત્શાસ્ત્રોનું કથન છે કે, મનની કલ્પના થકીજ આ સૃષ્ટિની રચના થઈ છે. શરીરના પ્રત્યેક અવયવના અણુ અણુમાં મન વ્યાપી રહેલું છે, મનનું આધિપત્ય બધા ઉપર છે. રોગ ઉપર પણ મનની સંપૂર્ણ સત્તા છે, એટલા માટે મન શું છે, મન–કોને કહે છે, એ જાણવાની ખાસ જરૂર છે. મનઃશક્તિના જાણનારા અનુભવીઓનું કહેવું છે કે, મનજ શરીરનું રક્ષણ કરે છે, તેમ મનજ શરીરનો નાશ કરે છે, મનજ જિવાડે છે ને મનજ મારે છે. રોગ પણ મનમાં છે. રોગનું કારણ પણ મનજ છે. મનમાંજ સારા કરવાની શક્તિ છે. શરીરરચનામાં, રોગમાં અને શરીરને સ્વસ્થ રાખવામાં મન શું શું વિલ-

ક્ષણુ કામ કરે છે, તેજ શોધ અને અન્વેષણુ આધુનિક પાશ્ચાત્ય ડૉક્ટરો અને સુપ્રસિદ્ધ માનસશાસ્ત્રીઓ બહુ આનંદથી કરી રહ્યા છે.

## મન શું છે?

મન એ શું છે અને તે શાનું બનેલું છે, તેની વ્યાખ્યા વિદ્વાન લોક જુદી જુદી રીતે કરે છે. ડૉક્ટર મોડસ્લે મનનો અર્થ એવો બતાવે છે કે, મન-વિચાર-શક્તિ-ભાવના, ઇચ્છા અને બીજી સંકલ્પ-શક્તિનું તત્ત્વ છે. મનનો ગૂઢાર્થ જાણવા માટે વિચારશક્તિનો અભ્યાસ કરવો જોઇએ.

## મનનું સ્થાન

શરીરમાં મનનું સ્થાન ક્યાં છે એ જાણવું બહુ આવશ્યક છે. સાધારણુ રીતે મનનું સ્થાન મસ્તિષ્ક (માથું) માનવામાં આવે છે. કોઈ માનસશાસ્ત્રીઓનો મત તેનાથી જુદો પણુ છે. તેમનું કહેવું છે કે, મનનું સ્થાન મસ્તક નથી પણ, મન બધા શરીરના અણુ અણુમાં વ્યાપ્ત છે. માનસશાસ્ત્રી અલબર્ટનો મત એવો છે કે મસ્તક કેવળ તર્ક-શક્તિ અથવા બુદ્ધિનું સ્થાન છે. મન-શક્તિ-પ્રેરણા-બુદ્ધિ આદિ શક્તિઓ આ ઠેકાણે નથી. ડૉકટર મોડસ્લેનું કહેવું છે કે, સ્મરણુ-શક્તિ મસ્તકમાંજ નથી રહેતી પણુ નાડીચક્રોમાં પણુ રહે છે. તેનું એવું કારણુ છે કે, શરીરના બધા અવયવો પોતાનું દૈનિક કાર્ય પોતાની આદતોના કારણેથીજ કરે છે. ડૉકટર હેમન્ડનું કહેવું છે કે, પ્રેરણાશક્તિનો મસ્તક સાથે કંઈ સંબંધ નથી. ઘણાં જાનવરો મનુષ્યોની અપેક્ષાનાં કાંઈ કાર્ય પોતાની પ્રેરણાશક્તિ કરતાં વધારે ચતુરાઇથી કરે છે. તેમનું મસ્તક અપૂર્ણ છે અને કેટલાંકમાં તો મગજ હોતું પણુ નથી. પ્રોફેસર એન્જેલોનો એવો મત છે કે, જ્યારે માણસ ઊંઘમાં હોય છે ત્યારે તેનું મસ્તક શાંત રહે છે અને નાડી-ચક્ર જ્યાંસુધી માણસ છે ત્યાંસુધી શરીરનું રક્ષણુ કરે છે. શરીર-શાસ્ત્રીઓનું કહેવું છે કે, જાનવરોમાંથી ભેજું (મસ્તકનો આગલો ભાગ) કાઢી લેતાં પણુ એ પોતાનાં બધાં કામ બહુ આસાનીથી કરી શકે છે. કછુઆ આદિ જાનવરોનાં ભેજાં કાઢી લઇને જોયું તો માલૂમ પડયું છે કે, તેઓ પોતાનાં ભેજાં વિના પણુ કામ કરતાં રહે

છે. તેથી તેમનામાં મનઃશક્તિ દેખાઈ આવે છે.

આ ઉપરથી ઘણા જણનો એવો મત છે કે, મનનું ઠેકાણું મસ્તક નથી. મસ્તક વિના પણ માનસિક કાર્ય થઇ શકે છે. મન કોઇ પણ પદાર્થથી દેખી શકાતું નથી, પણ પદાર્થદ્વારા વ્યક્ત થાય છે. મનુષ્યના શરીરના પ્રત્યેક અણુ અણુમાં મન રહેલું છે. એટલુંજ નહિ પણ જગતની બધી વસ્તુઓમાં મન હાજર છે. એટલે કે તે આખા જગતમાં વ્યાપેલું છે, અર્થાત્ એ સર્વવ્યાપક છે. સંસારમાં જે ચમત્કાર દેખાય છે, તે બધા મનનાજ છે. મન સચરાચર ઓતપ્રોત થયેલું છે એ ચૈતન્યની શક્તિ છે. એ શક્તિ વીજળીની શક્તિથી પણ સૂક્ષ્મ છે. વૈજ્ઞાનિકો કહે છે કે, ચૈતન્યશક્તિના એક પરમાણુમાં ૨,૪૨,૨૫ મણ વજન ઉઠાવવાની શક્તિ છે.

માણસનું મન બે પ્રકારનું છે. એક પ્રકટ મન અને બીજું ગુપ્ત મન. પ્રગટ મનનેજ બાહ્ય મન, ચેતન મન અને જાગ્રત મન પણ કહે છે. ગુપ્ત મનને આંતર મન, અચેતન મન અને પ્રસુપ્ત મનથી પણ લોકો ઓળખે છે. અંગ્રેજીમાં પ્રકટ મનને આત્મલક્ષી કહે છે અને ગુપ્ત મનને પરલક્ષી કહે છે, એવો આધુનિક માનસશાસ્ત્રીઓનો મત છે. પ્રાચીનકાળના શાસ્ત્રીઓ ભાન અથવા ચેતનાનેજ મન માનતા હતા અને તેમનો એવો નિર્ણય હતો કે, ભાન વગરનું જે કામ થાય છે તેનો સંબંધ મગજ સાથે રહેલો છે.

આપણે ખાઇએ છીએ, પાણી પીએ છીએ, કામ અને જીવન-વ્યવહાર પણ કરીએ છીએ, તેનું જ્ઞાન આપણને છે. આપણે જે ભોજન જમીએ છીએ તે પેટમાં જાય છે. જઠરાગ્નિ તેને પચાવે છે, ત્યાંથી આંતરડાંમાં તેનો રસ થાય છે, પછી લોહી અને માંસ થાય છે. આ બધી ક્રિયા શી રીતે થાય છે, તેનું જ્ઞાન માણસને હોતું નથી. લોહી ઉત્પન્ન થઇને શરીરના દરેક પરમાણુને પુષ્ટ કરે છે અને શરીરમાં બધે ફરે છે. શરીરનો દરેક અવયવ પોતાનો ખોરાક રક્તસંચારમાંથી લઇ પોતાની શક્તિ કાયમ રાખે છે. શરીરની વૃદ્ધિ, પુષ્ટિ કે નાશ સ્વાભાવિક રીતે થયાજ કરે છે, પછી આપણને તેનું જ્ઞાન હોય અથવા ન હોય, પ્રત્યેક અવયવ નિયમિત રીતે પોતાના

કાર્ય કર્યે જાય છે. તેની ઉપર આપણી ઇચ્છાશક્તિ ચાલી શકતી નથી.

આપણું હૃદય રાતદિવસ ધડકતું રહે છે, તેની ઉપર મનઃશક્તિનો અધિકાર ચાલતો નથી. આપણી ઇચ્છા પ્રમાણે તે બંધ કે ચાલી શકતું નથી. લોહી આખા શરીરમાં ફરતું રહે છે, કાળજું શરીરમાંથી ઝેર ચૂસી લે છે. પેટ ખોરાકને પચાવે છે, ફેફસાં શ્વાસક્રિયા કર્યે જાય છે, હાડકાં લોહીમાંથી ચૂનાનું સત્ત્વ ખેંચી લે છે. આપણે કોઇ પણ રોગ ઉપર દવા લઇએ છીએ તે જો કાળજાની દવા હોય તો કાળજુ તેને ખેંચી લે છે. હૃદયની હોય તો હૃદય તેને ખેંચી લે છે. શરીરના કોઇ ભાગ ઉપર જખમ થયો હોય, તો તે ભાગ પોતાની મેળે ધીમે ધીમે સાજો થતો જાય છે. હાડકું ભાંગી ગયું હોય તો તે ઘણે દિવસે પોતાની મેળે સંધાઇ જાય છે. હાથ-પગના નખ લેવડાવ્યા પછી ફરી પોતાની મેળે વધે છે.

આ ઉપરથી એવું જણાય છે કે, પ્રત્યેક અવયવમાં સ્વતઃ બુદ્ધિબળ અથવા મનઃશક્તિ છે અને તે મનઃશક્તિ આપણી પ્રકટ મનઃશક્તિથી જુદી છે. શરીરરચનાના સૂક્ષ્મ અભ્યાસથી એવું જણાય છે કે, ચેતન મનઃશક્તિ સિવાય બીજી ગુપ્ત મનઃશક્તિ પણ છે, જે આપણા જાણવામાં ન આવે તે પ્રમાણે શરીરનું રક્ષણ કરે છે. તેમ પ્રત્યેક અવયવ ઉપર પોતાનો અધિકાર ચલાવે છે. આ શક્તિ ગુપ્ત મનને આધીન છે. આ ગુપ્ત મન શરીરનું રક્ષણ કરવા માટે સદા તત્પર રહે છે. જ્યારે શરીરમાં ખરાબ જંતુ ઉત્પન્ન થાય છે, તે વખત શરીરના અણુ અણુ ભેગા થઇ તેની સાથે લડાઇ કરી તેનો નાશ કરે છે. શરીરમાં શરદી, ગરમી પણ શરીરની હાલત પ્રમાણે વધે ઘટે છે. જ્યારે શરીરમાં ઝેરી તત્ત્વો વિશેષ પેદા થવા માંડે છે, તે વખતે તેને બહાર કાઢી નાખવા માટે બહુ ગરમી ઉત્પન્ન થાય છે. આજ ગરમીને આપણે તાવ કહીએ છીએ. જ્યારે પાચનશક્તિમાં કોઈ વિકાર ઉત્પન્ન થાય છે, ત્યારે ઊલટી અને દસ્ત થવા માંડે છે અને તેનાથી થયેલો વિકાર બહાર નીકળી જાય છે. જો ફેફસાંમાં કાંઇ વિકાર થાય અથવા ગળફા એકઠા થઇ ગયા હોય તો ઉધરસ-ખાંસી થઈ ફેફસાંમાંથી તે બહાર નીકળી જાય છે. નાકમાં

કાંઈ ચાલ્યું ગયું હોય તો છીંકો આવીને બહાર નીકળી જાય છે. શરીરના જ્ઞાનતંતુ જ્યારે થાકી જાય છે, ત્યારે ગાઢ નિદ્રા આવી જ્ઞાનતંતુઓને વિશ્રામ મળે છે. શરીરમાં દુઃખ, દર્દ અને રોગથી રક્ષણ કરવા માટે તેમાં સ્વાભાવિક રીતે શક્તિ રહેલી છે, જે ગુપ્ત મન છે. તેજ આ બધી ક્રિયા કરે છે.

પ્રાચીનકાળના માનસશાસ્ત્રી અને શરીરશાસ્ત્રીઓનો એવો મત હતો કે, શરીરની ટેવ અથવા આદતથી તેની અંદર બેભાનથી બધું કામ થતું હતું. પણ પ્રોફેસર ફ્રેડરિક મેયરે હિપ્નોટિઝમ કરવાથી માલૂમ પડયું કે, મૃગી હિસ્ટીરિયા, મૂર્છા અને ભરનિદ્રામાં ચાલનારા માણસોનું બારીકાઇથી નિરીક્ષણ કર્યું અને વીસ વરસ સુધી તેનું અધ્યયન કરી નક્કી કર્યું કે, આપણી પ્રકટ મનઃશક્તિથી બીજી ગુપ્ત મનઃશક્તિ પણ છે અને તેનામાં વળી બીજી મહાન ગુપ્ત શક્તિઓ રહેલી છે. આ શક્તિ મેસ્મેરિઝમથી સચેત થયેલા પુરુષોમાં, સમાધિસ્થ થયેલા ધ્યાનીઓમાં, નિદ્રાવશ થયેલા લોકોમાં, કવિઓમાં અને તત્ત્વવેત્તાઓમાં પોતાનો અદ્ભુત ચમત્કાર દેખાડે છે. કેટલાક શોધકો પોતાના વિચારો ને વિચારોમાં આ પ્રમાણે સમાધિસ્થ થઈ જાય છે. તેમને પોતાના દેહનું પણ ભાન રહેતું નથી અને ગુપ્ત મનની મદદથી મનુષ્યજાતિના કલ્યાણ માટે મહાન શોધો કરે છે. નિદ્રાવશ થયેલો માણસ (જેને અંગ્રેજીમાં સોમ્નેંબુલિસ્ટિક કહે છે તે) ભરનિદ્રામાંથી એકદમ ઊઠી ઊભો થઇ જાય છે, લખે છે, કૂંચી લઈ તાળું ઉઘાડે છે, બારણું ઉઘાડે છે, રસ્તામાં ચાલે છે, અને પોતાની સામે કોઇ માણસ કે ઢોર આવે તો તેનાથી ખસી જાય છે. આ બધાં કામ તે બંધ આંખોથી કરે છે. જ્યારે તે ઊંઘમાંથી જાગીને ઊઠે છે, ત્યારે તેણે ઊંઘમાં કાંઈ કર્યું હોય તે તેને યાદ હોતું નથી. જ્યારે કોઈ માણસ ઉપર હિપ્નોટિઝમનો પ્રયોગ કરી તેને બેભાન બનાવવામાં આવે છે, તે વખને તેનું ગુપ્ત મન જાગ્રત રહે છે ને જ્યારે તે શુદ્ધિમાં આવે છે, તે વખતે તેને કોઇ પણ વાત યાદ રહેતી નથી.

આ બધા દાખલાથી પ્રોફેસરે એવું સિદ્ધ કર્યું છે કે, મનનાં બે સ્વરૂપ છે. ભાનથી જે કાંઈ કામ થાય છે તે પ્રકટ મનથી થાય

છે અને શરીરમાં, નિદ્રામાં, મેસ્મેરિઝમમાં, સમાધિમાં, હિસ્ટીરિયામાં અને ભૂતપ્રવેશમાં, ગુપ્ત મન જાગૃત થઈ પોતાનું કામ કર્યે જાય છે અને પ્રકટ મન વિચાર કરવામાં, તેમ નિરીક્ષણ કરવામાં રોકાયેલું રહે છે અને બુદ્ધિમાં જેટલાં કામ થાય છે તે બધાં તે કરાવે છે અને ભાન ચાલ્યું જાય છે તો આ મન પણ ત્યાંથી ચાલ્યું જાય છે.

૧. શરીરના પ્રત્યેક અવયવમાં, અણુઅણુમાં મન વ્યાપ્ત છે. ગુપ્ત મન શરીરનો બધો વ્યાપાર ચલાવે છે. શરીરની રચના, પોષણ, બુદ્ધિ અને સંગઠન નિયમિત રીતે ગુપ્ત મનના હુકમ પ્રમાણેજ થાય છે. રોગોનો નાશ કરી શરીરને નીરોગી કરવાની પણ તેનામાં શક્તિ રહેલી છે.

૨. ગુપ્ત મન રાત-દહાડો સ્વતંત્રતાથી પોતાનું કામ કર્યે જાય છે. આપણી આસપાસ જે કાંઈ કામ થઈ રહ્યું છે, તે બધાનો તે હિસાબ રાખે છે. તેના ભંડારમાં સંપૂર્ણ સ્મરણશક્તિ રહેલી છે. બધા અનુભવોનો સંગ્રહ કરી પોતાના ભંડારમાં જમા રાખે છે અને બધા સ્નાયુઓ પર તેનો અધિકાર છે.

૩. પ્રકટ મન ગુપ્ત મનની પાસે પોતાની ઇચ્છાનુકૂળ કામો કરાવી શકે છે. જ્યારે શરીરમાં કોઇ કામ વ્યવસ્થિત રીતે ના હોય તો પ્રકટ મન તેને જે કાંઇ હુકમ કરે તે પ્રમાણે તે તરત કરી દે છે અને તેની ઇચ્છા પ્રમાણે વર્તે છે.

૪. શરીરના જે અવયવમાં અથવા શરીરના કોઇ ભાગમાં રોગ થયો હોય, તો તે અવયવના મનને અથવા તે ભાગના મનને સૂચના આપો કે રોગ દૂર કરી દે. આથી અવશ્ય તે સ્વીકાર કરી લે છે અને તમારી આજ્ઞાનુસાર વ્યાધિને દૂર કરી દે છે.

૫. આપણા પોતાના ગુપ્ત મનને સૂચના આપ્યાથી પણ વ્યાધિ, રોગ, દુર્વ્યસન અને દુર્ગુણ વગેરેને તે દૂર કરી દે છે. આ પ્રકારે બીજા માણસના ગુપ્ત મનને સૂચના આપ્યાથી તેના રોગ વગેરે પણ નાશ પામે છે.

૬. જે માણુસ ઉપર માનસચિકિત્સાનો પ્રયોગ કરવાનો હોય,

તે માણસ આપણી પાસે હોય અથવા દૂર હોય (સ્થળ વગેરે માટે કંઇ જોવાનું નથી, તેમ તેને આ વાતની ખબર હોય અથવા ન હોય) તેના આવા રોગ, દુર્ગુણ અને દુર્વ્યસન આદિ બધું દૂર કરવા માટે પણ સફળતાપૂર્વક પ્રયોગક્રિયા કરવામાં આવે છે.

૭. પૂર્ણ શ્રદ્ધાથી વારંવાર ગુપ્ત મનને આપણી ઇચ્છા પ્રકટ કરવી જોઇએ. એક વાર સૂચના આપ્યાથી કાંઇ કામ થતું નથી. કોઈ રોગ માટે બેચાર વાર સૂચના આપ્યાથી તે મટી જાય છે અને કોઈ રોગો પંદર મિનિટ કે અર્ધા કલાકમાં નાશ પામે છે. કોઇ રોગ કે દુર્ગુણને દૂર કરવા માટે એક અઠવાડિયું, એક મહિનો ને બે મહિના પણ લાગે છે. આપણું પોતાનું ગુપ્ત મન આપણી ઇચ્છા પ્રમાણે જરૂર રોગનો નાશ કરી દે છે.

૮. જ્યારે પ્રકટ મન પોતાનો કારભાર બરોબર કરતું નથી, તે વખત ગુપ્ત મન જાગ્રત થઇને પોતાનો ચમત્કાર દેખાડી આપે છે. ગુપ્ત મન ઉપર સૂચનાશક્તિ અને કલ્પનાશકિતથી અધિકાર પ્રાપ્ત કરવામાં આવે છે. ગુપ્ત મન કલ્પનાશક્તિને આધીન છે. આપણે તેને જેવી સૂચના આપીશું તેવુંજ તે કરી દેખાડશે.

૯. માનસશાસ્ત્રના પ્રયોગ કરનારને એ યાદ રાખવાનું આવશ્યક છે કે, મનમાં બધી જાતનુ બળ અને અમોઘ સામર્થ્ય છે. મનનું સર્વ સ્થળે ને બધાંની ઉપર સામ્રાજ્ય છે, એટલા માટે વાસિષ્ઠસારમાં પણ કહેલું છે કેઃ—

**मनो हि जगतां कर्ता मनो हि पुरुषः स्मृतः ।**
**मनः कृतं कृतं लोके न शरीर कृते कृतम् ॥**

અર્થાત્ ત્રિલોકને ઉત્પન્ન કરનારું મનજ છે અને પુરુષ પણ મનજ કહેવાય છે. લોકમાં મનનું કરેલું તેજ કરેલું છે; શરીરનું કરેલું તે કરેલું નથી.

મહાત્માઓનો સિદ્ધાંત છે કેઃ—

**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।**

મનજ માણસને બંધ અને મોક્ષનું કારણ છે. વળી જગત કોણે જીત્યું તેના ઉત્તરમાં કહે છે કેઃ—

**जितं जगत् केन मनो हि येन।**

જેણે પોતાનું મન જીત્યું તેણે જગત જીત્યું.

(મણિરત્નમાળા-શ્લોક. ૧૧)

પ્રહ્‌લાદજીએ હિરણ્યકશિપુને કહ્યું છે કે, જો તમારું એક મનજ તમે જીતો તો ખરા બળિયા અને મન ના જિતાય તો મહાકાયર છો.

**कस्यास्ति नाशे मनसो हि मोक्षः।**

કોનો નાશ થવાથી મોક્ષ થાય છે તો કહે છે કે, મનનો નાશ થવાથી મોક્ષ થાય છે. (મણિરત્નમાળા-શ્લો. ૨૩)

મનનું સ્વરૂપઃ—

**अयं सोहमिदं तन्मे एतावन्मात्रकं मनः।**

આ તે હું, તથા આ અને તે મારું એમ થવું એટલુંજ મનનું સ્વરૂપ છે, એટલા માટે મનને નિર્મળ રાખવું.

મનમાં રોગોને દૂર કરવાની પણ શક્તિ છે. વારંવાર વિચારોનું મનન અને દઢતાપૂર્વક બોલેલાં વાક્યો વડે કરેલા નિશ્ચયથી તેનામાં બળની વૃદ્ધિ થાય છે અને તે દઢ થતું જાય છે. સૂતી વખતે જો તમે એ વાક્યો ઉપર વારંવાર પૂર્ણ દઢ શ્રદ્ધાથી વિચાર કરશો, તો થોડાજ દહાડાના અભ્યાસથી તમારો નિશ્ચય દઢ થઈ જશે.

૧૦. આપણા શરીરના આરોગ્યનું રક્ષણ, આપણું ગુપ્ત મન સ્વાભાવિક રીતે ઉત્તમ પ્રકારથી કરે છે. તેને માટે આપણે બીજું કાંઈ કરવું પડતું નથી. આપણું એટલુંજ કર્તવ્ય છે કે, આપણા શરીરમાં કોઇ વ્યાધિ માલૂમ પડી આવે કે તરતાતરત ગુપ્ત મન અને શરીરના અણુ અણુનાં બીજાં અસંખ્ય મનને વારંવાર એવી સૂચના આપવી કે, તમે તમારા કર્તવ્યકર્મમાં બરોબર ચિત્ત રાખો, વારંવાર તેને આજ્ઞા આપીને તેને પોતાનું કાર્ય ઠીક ઠીક કરવા માટે કહેવું એજ માનસચિકિત્સાશાસ્ત્રનો મુખ્ય સિદ્ધાંત છે.

('મુંબઇ સમાચાર'ના દીપોત્સવી અંકમાંથી)

# ૧૫૩–પુનર્જન્મના પુરાવા

(લેખકઃ–એક જ્યોતિષી)

**બેહજાર વર્ષો પૂર્વે મેં તારું ખૂન કરી નાખ્યું હતું**

મનુષ્યની સ્મૃતિ ઘણી નિર્બળ છે. પાંચદશ વર્ષ ઉપર બનેલા સૂક્ષ્મપ્રસંગો ભાગ્યેજ યાદ રહી શકે છે. શૈશવ સમયનો ઇતિહાસ સહુ કોઇ ભૂલી જાય છે. "હું છ માસનો કે એક વર્ષનો બાળક હતો અને આવા પ્રકારનું જીવન ગાળતો" એમ કોણ કહી શકે છે? બાલ્યાવસ્થામાં મૃત થયેલાં માતા–પિતા ને અન્ય સ્નેહીઓનું મુખસ્મરણ ભૂંસાઇ જાય છે.

માનવસ્મૃતિ આટલી નિર્બળ હોવા છતાં પણ કોઇક અજાણ્યા પ્રદેશમાં જતા અથવા અપરિચિત સ્થાન કે મકાનની મુલાકાત લેતાં આપણને ઘણી વાર ઊંડે ઊંડે લાગે છે કે, આ સ્થળ તદ્દન અપરિચિત નથી. કોઇક વખતે આપણે જોયું હોય એમ મનમાં લાગ્યા કરે છે. આવી લાગણીને માટે કાંઇ પણ કારણ આપી શકાતું નથી.

**અસાધારણ કૌશલ્ય**

કેટલાક બાળકો છેક લઘુ વયથીજ અમુક વિષયમાં અસાધારણ કૌશલ્ય બતાવે છે. ગણિત જેવા ગહન વિષયમાં કેટલાક બાળકો અદ્ભુત પ્રગતિ કરી શકે છે. કોઇ સંસ્કૃતમાં તો કોઇ અન્ય ભાષાઓમાં અસામાન્ય ત્વરાથી અભ્યાસ કરી શકે છે. સામાન્ય બુદ્ધિવાળા બાળકોને અથવા તો મોટી વયના મનુષ્યોને શીખતાં જેમાં વર્ષો લાગે તે ઉપર્યુક્ત અસાધારણ કૌશલ્યવાળાં બાળકો અલ્પ સમયમાંજ ગ્રહણ કરી શકે છે.

જન્મથીજ કેટલાંક બાળકોમાં કેટલાક આગળ પડતા ગુણો જોવામાં આવે છે. પાંચસાત વર્ષની વયમાંજ યુદ્ધ અથવા તો વ્યાપાર કે અન્ય સાહસિક પ્રવૃત્તિઓ પ્રત્યેનો તેનો સ્વાભાવિક પક્ષપાત બાળક તેના વર્તનથી જણાવી આપે છે. મહાન યોદ્ધાઓ, વિજેતાઓ, વિદ્વાનો, સાક્ષરો, કવિઓ અને કલાકારોની બાલ્યાવસ્થા-

માંથીજ તેમના કેટલાક ગુણો સ્પષ્ટ જણાઇ આવે છે, એ વાત તો ઇતિહાસપ્રસિદ્ધ છે.

આ ઉપરાંત કેટલીક વિચિત્રતાઓ જન્મની સાથેજ ઊતરી આવે છે. અમુક માણસને જોતાંજ આપણે કાંઇ પણ ખાસ કારણ સિવાય તેના તરફ કોઈ ગુપ્ત આકર્ષણોથી ખેંચાઇએ છીએ એજ પ્રમાણે કેટલાક તરફ કોઇ પણ દેખીતા કારણ વિના તિરસ્કાર અને અનાદરની લાગણી ઉદ્ભવે છે.

## પૂર્વજીવન

આ સઘળાં દૃષ્ટાંતો પરથી ઘણાક વિદ્વાનો એમ માને છે કે, પ્રત્યેક મનુષ્યનું પૂર્વજીવન હોવાનો સંભવ છે અને તેમ હોય તોજ ઉપર જણાવેલી સઘળી વિચિત્રતાઓ સકારણ શકય બની જાય છે.

પૂર્વ અને પૂર્વજન્મના સિદ્ધાંતમાં આર્ય પ્રજા તો અનાદિકાળથી માન્યતા ધરાવે છે. એજ પ્રમાણે બૌદ્ધમતના સઘળા માનવીઓ પુનર્જન્મમાં દૃઢતાથી માને છે. તેમના મત પ્રમાણે તો મનુષ્યની આજે જે સ્થિતિ હોય તેને માટે તેનાં આગલા જીવનનાં કર્મો જવાબદાર છે. ગયા જન્મોમાં તમે જેવાં કર્મો કર્યાં હોય, તેનું પરિણામ શુભ અથવા અશુભ આ અને આવતા અસંખ્ય જન્મોમાં તમારે ભોગવ્યેજ છૂટકો. એક બાળક શહેનશાહને ત્યાં જન્મી ચક્રવર્તી સમ્રાટ બને છે અને બીજું બાળક તેજ ક્ષણે કોઇ ભિખારણને ત્યાં અવતરી ભિક્ષા માગવામાં બાકીનું જીવન ગાળે છે. એ સ્થિતિને માટે ગત જન્મોનાં કર્મોજ જવાબદાર હોઇ શકે એમ તેઓ દૃઢતાથી માને છે.

પૌર્વાત્ય દેશોમાં આવી માન્યતાઓ તદ્દન સ્વાભાવિક થઈ પડી છે. તેમના ઇતિહાસોમાં, ધર્મગ્રંથોમાં, કથાઓમાં, આવાં દૃષ્ટાંતો વારંવાર વર્ણવવામાં આવે છે અને જનતા તરફથી શ્રદ્ધાપૂર્વક માનવામાં આવે છે. આજે પણ લગભગ એંશી કોટિ માનવોનો સમુદાય પૂનર્જન્મના સિદ્ધાંતમાં માને છે.

## ઘેલછા કે સત્ય?

યુરોપ અમેરિકામાં આવી વાતોને ઘેલછા તરીકે હસી કાઢવામાં

આવતી; પરંતુ આ દેશોમાં પણ કેટલાંક એવાં દષ્ટાંતો જોવામાં આવ્યાં છે કે જેથી વિદ્વાનો આ વિષય પર ગંભીર વિચાર કરવાને પ્રેરાયા છે. આ દેશોમાંના ઘણાક વિદ્વાનોએ, સાક્ષરોએ અને તત્ત્વ-વેત્તાઓએ, પુનર્જન્મના સિદ્ધાંતનો અમુક અંશે ઉઘાડો સ્વીકાર કર્યો છે અને તેમની માન્યતાને અનુકૂળ એવાં અનેક વ્યાખ્યાનો, લેખો અને પુસ્તકો જનતા સમક્ષ વારંવાર રજૂ કરી રહ્યા છે.

ઇંગ્લેંડના એક વિદ્વાને પોતાનાં સંશોધનથી પ્રકાશમાં આવેલાં કેટલાંક દષ્ટાંતો પ્રસિદ્ધ કર્યાં છે, તે ઉપર્યુક્ત માન્યતાના સમર્થન માટે અત્રે આપવામાં આવ્યાં છે.

એક પંદર વર્ષની બાળા પોતાનાં માતપિતા સાથે ઇંગ્લેંડના એક અતિ પ્રાચીન દેવળમાં પ્રાર્થના કરવા માટે ગઇ. આ સ્થળે તે કદી પણ આગળ આવી નહોતી. દેવળમાં થોડીક વાર ફર્યાં પછી તેણે પિતાને કહ્યું: " આ ઠેકાણે હું આગળ આવી હોઇશ. આ સ્થળ મને છેક પરિચિત જણાય છે." પિતાએ પ્રથમ તો આ વાત હસી કાઢી. પણ પછી તે બાળાએ પોતે ન જોયેલા એવા વિભાગનું વર્ણન કર્યું અને તપાસ કરતાં તે વાસ્તવિક માલૂમ પડયું. અમુક ઓર-ડામાંથી બહાર જવાનું બારણું મેં જોયું છે. એમ કહેવાથી ત્યાં તપાસ કરતાં બારણું જણાયું નહિ; પરંતુ દેવળના પાદરીએ સ્વીકાર્યું કે, આવું બારણું હતું ખરું પણ બેત્રણ વર્ષ ઉપરજ પૂરી દેવામાં આવ્યું છે! આ દષ્ટાંતથી તે સમયે સમસ્ત ઇંગ્લેંડની જનતાનું ધ્યાન ખેંચાયું હતું.

## પોતાની કબર જડી

ઇ૦ સ૦ ૧૮૮૦ માં એક તરુણ સ્રીને સ્વપ્નમાં સૂચના મળી કે, " તારે ડોરસેટના પ્રાચીન દેવળમાં જવું." આ દેવળના ઉદ્યા-નમાં ફરતાં આ બાળાએ જણાવ્યું કે, " હું અહીંયાં પ્રથમ વસવાટ કરતી હતી. તેમજ મારી કબર પણ મારા જૂના નામથી કોતરેલી આ ઉદ્યાનમાંજ હોવી જોઇએ અને દોઢસો વર્ષ પૂર્વેનાં પોતાનાં સર્વ સગાંવહાલાંઓની વિગત નામઠામ સાથે તેણે સવિસ્તર કહી

સંભળાવી. તેના કહેવા પ્રમાણે તેની પોતાની કબર પણ ત્યાંજ મળી આવી. તે પર કોતર્યું હતું કે, "ઈ૦ સ૦ ૧૭૨૬ માં એક-વીસ વર્ષની વયે મરણ પામી." આ પ્રમાણે પોતાનીજ કબર દોઢસો વર્ષના અંતર પછી આ બાળાએ નિહાળી.

એક બ્રિટિશ સૈનિક ઇજિપ્તમાં ગયો, ત્યારે માત્ર પાંચજ અઠ-વાડિયાંની અંદર અરબી ભાષા ત્યાંના વતનીની માફક બોલતાં શીખી ગયો. તેણે કહ્યું કે, "આ ભાષા તો મને જન્મથીજ આવડતી હોય એમ હવે લાગે છે."

મોઝાર્ટ નામના સંગીતશાસ્ત્રીએ માત્ર પાંચ વર્ષની વયે અદ્ભુત ગીતો રચ્યાં હતાં. જેરેમી બેંથાલ નામનો વિદ્વાન માત્ર સાતજ વર્ષની વયે ફ્રેંચ ભાષાનાં ગૂઢ પુસ્તકો સહેલાઇથી વાંચી શકતો અને તે પણ માત્ર ફ્રેંચ બાળપોથીના ત્રણ પાઠ વાંચતાં શીખ્યા પછી.

મિસિસ એલા વ્હીલર વિલ્કોક્ષ નામની આંગ્લ સ્ત્રીકવિ તો સ્પષ્ટ જણાવે છે કે, "હજારો વર્ષ પૂર્વે સમુદ્રમાં ડૂબેલા આટલાંટિસ નામના ખંડમાં હું મારા પ્રિયતમ સાથે રહેતી. મારો પ્રિયતમ લશ્કરી ટુકડીનો નાયક હતો અને તેજ પ્રિયતમ સાથે હું આ જન્મમાં પાછી સ્નેહલગ્નથી જોડાઇને પરણી છું." જો કે આ વાત ઘણાને ગળે ઊતરતી નથી. એને માટે કોઇ પુરાવો આપી શકાતો નથી. આટલાંટિસની સ્મૃતિઓ નિરર્થક છે કારણ કે તે ખંડ આજે સમુદ્રમાં સમાઇ ગયો છે.

## બેહજાર વર્ષ પરનું ખૂન

લંડનના એક વિશાળ રાજ્યમાર્ગ ઉપર બે પુરુષો સામા સામી ઉતાવળમાં જતાં અથડાયા. બન્નેએ કબૂલ કર્યું કે આપણે આગળ કોઇ વાર મળ્યા છીએ. અંતે એકને યાદ આવ્યું: "મેં તમને એક વખત ઠાર કર્યા હતા." બીજાને પણ તરતજ યાદ આવ્યું કે, "હા! આજથી ૨૦૦૦ વર્ષ ઉપર રોમમાં એક રથમાં બેસી હું જતો હતો, ત્યારે તમે મને ભાલાથી વીંધીને ઠાર કર્યો હતો." આ જન્મમાં તો હવે આ બન્ને વ્યકિતઓ ગાઢ મિત્ર તરીકે વિચરે છે.

આપણા દેશમાં તો આવાં અસંખ્ય દૃષ્ટાંતો આપવામાં અને માનવામાં આવે છે. પરંતુ જડ સંસ્કૃતિમાં ગરકાવ થયેલા પાશ્ચાત્યો પણ આવી વાતોને સ્વીકારતા શીખ્યા છે એ ખરેખર અત્યંત આશ્ચર્યજનક છે. એટલું તો ખરું જ કે આધુનિક સંસ્કૃતિ મનુષ્યોને પુનર્જન્મના સિદ્ધાંતના અંતીમ સ્વીકાર તરફ દૃઢતાથી આકર્ષી રહી છે. ભવિષ્યમાં કદાચ પૂર્વજન્મનાં વૃત્તાંતો અને વિગતો જાણવાની કળા પણ મનુષ્યો હસ્તગત કરી શકશે.

( 'મુંબઇ સમાચાર'ના એક અંકમાંથી )

## १५४–पुनर्जन्म

( લેખકઃ–શ્રી. નાનાલાલ ભાઈશંકર ભટ્ટ )

ધર્મનો જીવ અને પુનર્જન્મની સાથે નિકટનો સંબંધ છે. જીવનો અર્થ જાણવામાં આવતાં પહેલાં આત્માનું સ્વરૂપ જાણવું જોઇએ. આત્મા એ જ્ઞાનસ્વરૂપ છે અર્થાત્ આત્માનું સ્વરૂપ સત્‌ચિત્ અને આનંદરૂપ છે. જીવને અજ્ઞાનનું આવરણ થવાથી તે પોતાનું સ્વરૂપ જે સત્‌ચિત્ આનંદરૂપ છે તેને વીસરી જાય છે અને દુઃખરૂપ પોતાને માને છે; પરંતુ જો તે વિચાર કરી ગુરુ અને શાસ્ત્રનો સમાગમ કરે છે, તો તે પોતાના મૂળ સ્વરૂપને જાણીને આનંદનો અનુભવ કરે છે. જીવનને ત્રણ શરીર છે તે આ મુજબઃ–( ૧ ) કારણ-શરીર ( ૨ ) લિંગ–સૂક્ષ્મશરીર ( ૩ ) અને સ્થૂળશરીર. જે તમારાં ચક્ષુ વડે જોવામાં આવે છે તેને સ્થૂળશરીર કહેવામાં આવે છે. જે શરીર જોવામાં આવતું નથી, પણ મનુષ્યના સ્થૂળશરીરના પ્રાણને મરણ પછી પોતાની સાથે લઇને જાય છે, તેને સૂક્ષ્મશરીર કહેવામાં આવે છે. મનુષ્યના મરણ પછી તેના સ્થૂળશરીરનો અત્રે અગ્નિ વડે નાશ કરવામાં આવે છે. તેથી જીવનો નાશ થયો એવું સમજવું એ અજ્ઞાનમૂલક છે. જેમ વ્યવહારના ઉપયોગમાં આવતી બીજી વિદ્યાઓ ભણીને તેનું જ્ઞાન મેળવવામાં આવે છે, તેમ આ પારમાર્થિક વિદ્યાનું જ્ઞાન મેળવ્યા વિના તે અસત્ય છે, એમ કહેવાનો કે માનવાનો

વિવેકી મનુષ્યને અધિકાર નથી. જે તત્ત્વ આપણે જાણ્યું નથી, તે નથી. અગર અસત્ છે એમ કહેવું શોભાયુક્ત નથી. સૂક્ષ્મશરીરને વાસનામય શરીર પણ કહેવામાં આવે છે. વાસના એટલે આપણે જે જે વિચાર કરીએ છીએ, જેવી જેવી ભાવનાઓ કરીએ છીએ, તેનાં સૂક્ષ્મ આંદોલનો મનમાં જામે છે અને તે વડે મન રચાય છે, એટલે શુદ્ધ વાસના વડે મન શુદ્ધ થાય છે અને અશુદ્ધ વાસના વડે મન કામનાવાળું અને ક્રોધી થાય છે. શુદ્ધ વાસનાવાળું મન સાત્ત્વિક કહેવાય છે, સાત્ત્વિક મનને જ્ઞાન થાય છે. જ્ઞાન એટલે પદાર્થનું યથાર્થ સ્વરૂપ જાણવું તે. આ સૂક્ષ્મશરીરમાં ત્રણ ગુણો રહેલા છેઃ– (૧) સત્ત્વગુણ, (૨) રજોગુણ, ને (૩) તમોગુણ. સત્ત્વગુણ વડે જ્ઞાન થાય છે, રજોગુણ વડે મનુષ્ય નાના પ્રકારની ઇચ્છા પૂર્ણ કરવામાં મચ્યો રહે છે અને તમોગુણ વડે સારું શું છે અને નઠારું શું છે, તેનો મનુષ્ય વિચાર કરી શકતો નથી. માટે ધર્મજ્ઞ પુરુષોએ તમોગુણ અને રજોગુણને પોતાને વશ કરવા માટે તથા સત્ત્વગુણ ધારણ કરવા માટે ઉપદેશ કરેલો છે. આટલું સમજાવ્યા પછી હવે મરણ એટલે શું તે સમજાવવામાં આવે છે. આપણે આગળ કહી ગયા કે, સ્થૂળશરીરનો નાશ કર્યો તેથી જીવનો નાશ થતો નથી. તે સમજાવવા માટે દૃષ્ટાંત આપવામાં આવે છે. એક લાકડી લઇને તેને ભાગી નાખવામાં આવે તો તેથી તેના નાના કડકા થાય છે, તે કડકાને બાળવામાં આવે તો તેની રાખોડી થાય છે. રાખોડીને વધારે બાળવામાં આવે તો તે હવારૂપે થઈ જાય છે, એટલે તે આપણી દૃષ્ટિએ જોવામાં આવતી નથી, તેથી તેનો નાશ થયો એમ માની શકાય નહિ; પણ તેનાં રૂપાંતર થયાં, જેવાં કે કડકા, રાખોડી અને હવા; માટે લાકડીનું અસલ સ્વરૂપ બદલાઇને તેની જુદી જુદી અવસ્થાઓ થઇ તેથી તેનો નાશ થયો એમ કહી શકાય નહિ. તેજ પ્રમાણે સર્વે પ્રાણીઓ તથા પદાર્થની અવસ્થાઓ જુદી જુદી થાય, તે તેમનો નાશ થતોજ નથી એમ ઉપરના દૃષ્ટાંતથી તમારા જાણવામાં આવ્યું હશે. આનું નામ "મરણ" કહેવાય છે. મરણથી કશાનો નાશ થતો નથી, ત્યારે શું થાય છે? એમ પ્રશ્ન કરવામાં આવે તો તેનું સમા-

ધાન આ પ્રમાણે છે. સૂક્ષ્મદેહ સ્થૂળદેહની અંદર રહેલો છે, એ સૂક્ષ્મદેહ સત્તર તત્ત્વોનો બનેલો છે. તે તત્ત્વો આ પ્રમાણે છેઃ-(૫) પાંચ પ્રાણ, (૫) જ્ઞાનેન્દ્રિયો, (૫) કર્મેન્દ્રિયો, (૧) મન, (૧) બુદ્ધિ, અર્થાત્ ૫+૫+૫+૧+૧=૧૭ આ સૂક્ષ્મદેહ સ્થૂળદેહનો નાશ થવાથી તેનાથી છૂટો પડે છે એટલે તેનો નાશ થતો નથી. સ્થૂળદેહનો પણ વાસ્તવિક રીતે નાશ થતો નથી, પણ તે જે પાંચ ભૂતોમાંથી બનેલો છે તેમાં જે તે તત્ત્વ મળી જાય છે. સૂક્ષ્મદેહ તો કેવળ વાસનાનો બનેલો છે, તેથી તે કશામાં મળી જતો નથી પણ સદા વિદ્યમાનજ રહે છે. આ વિષય ઘણો સૂક્ષ્મ છે, માટે તેનું વિવેચન હવે પછી સમય પ્રાપ્ત થયે કરવામાં આવશે. આ વાસનાનો બનેલો સૂક્ષ્મદેહ તેને અનુકૂળ એવો સ્થૂળદેહ પ્રાપ્ત થતાં તેમાં જોડાય છે ને ફરીથી પિતાના વીર્યમાં ઉત્પન્ન થઇ, માતાના ગર્ભમાં વીર્યનું પતન થવાથી માતાના રજમાં મળી તેનો દેહ બંધાય છે, જેને આપણે સ્થૂળદેહ કહીએ છીએ. તેનો જન્મ ફરીથી પોતાના પૂર્વજન્મની વાસના અનુકૂળ દેહમાં-સ્થૂળદેહરૂપે સંસારમાં અવતરે છે. "એનું નામ પુનર્જન્મ." પોતાને અનુકૂળ સ્થૂળદેહની પ્રાપ્તિ થવાના વચલા વખતમાં આ સૂક્ષ્મ વાસનાવાળો દેહ આ અનંત બ્રહ્માંડમાં પોતાને અનુકૂળ કોઇ સ્થિતિમાં રહે છે, એ રહેવાની સ્થિતિને આપણાં શાસ્ત્રોમાં સ્વર્ગ, નરક એવાં રૂપકથી વર્ણન કરવામાં આવ્યું છે. આ વાસનામય દેહ જ્યાંસુધી સ્થૂળશરીરમાં ન આવે ત્યાંસુધી તેનામાં નવી વાસના ઉત્પન્ન થતી નથી. પણ તે જ્યારે સ્થૂળદેહમાં જન્મ લે છે એટલે સ્થૂળદેહની સાથે જોડાય છે, ત્યારેજ તે નવાં કર્મ કરી નવી વાસનાઓ વડે પુષ્ટિ પામે છે. હવે તે જન્મ પામી બીજી સારી વાસનાઓ પામી સારાં કર્મ કરે છે તો તે ઉત્તમ માર્ગે જાય છે અને જો નઠારી વાસનાઓ પામી નઠારાં કર્મ કરે છે તો તે નઠારે માર્ગે જાય છે. આ કારણને લઇને આ સ્થૂલજગતને કર્મલોક એટલે નવી વાસના પ્રાપ્ત કરવાનું સ્થાન કહેવામાં આવે છે. જે ધર્મોના અનુયાયીઓ કહે છે કે, મૂઆ પછી તરત સ્વર્ગમાં કે નરકમાં પડાય છે, ને ત્યાંથી ફરીથી કદી પણ જન્મ થતોજ નથી એમ કહેવું અન્યાયવાળું છે; કેમકે માત્ર

પાંચ–પચાસ વર્ષના એકજ જન્મથી કરોડો કે અસંખ્ય વર્ષ સુધી નિરંતર સ્વર્ગ કે નરક મળે એ તો થઇ ગયેલી ભૂલને ફરીથી સુધારવાનો સમય ન આવે, એતો અન્યાયજ કહેવાય. કુદરતનો નિયમ એવો છેજ નહિ, તે તો ઘણી દયાળુ છે, તે તો બગડે તેને સુધારે છે, તેને સુધારવાનો પ્રસંગ આપે છે, એમ આપણે ઘણી વાર આપણા મંદવાડમાં પણ જોઇએ છીએ. માટે પુનર્જન્મનો પ્રસંગ વારંવાર આવે છે; કારણ કે જો તેમ માનવામાં ન આવે તો એકજ જન્મનો અંત આવે, એટલે અનંતકાલ સુધી સ્વર્ગ કે નરકમાં પડી રહેવું પડે એ વાત સંભવી શકતી નથી; વળી જે લોકો પુનર્જન્મને માનતા નથી તેમની તે માન્યતા પણ ખોટી છે, કારણ કે આપણે ઉપર જોયું છે કે કોઇ પણ વસ્તુનો નાશ થતો નથી, અને સૂક્ષ્મદેહ મરતો નથી.

વળી પુનર્જન્મ નથી એવું કહેનારની તકરાર એવી છે કે, વસ્તુનો નાશ થતો નથી એવું અમે કબૂલ કરીએ છીએ, ને મરણ પછી તે વસ્તુ ગમે તે કોઈ રૂપે રહે છે એ પણ ખરું છે, પણ જે વસ્તુ એક વાર હતી તેજ ફરીને અમુકરૂપે થઈ છે એમ શી રીતે માની શકાય? તેના ઉત્તરમાં અમે નીચે પ્રમાણે પુનર્જન્મ નહિ માનનારાને પૂછીએ છીએ કે, નાનાં બાલક અવતરીને તરત મરી જાય છે, માણસો પણ બધાં સરખું જીવતાં નથી, કોઇ જન્મે છે ત્યાંથીજ ધનવાન હોય છે, કોઇનો જન્મ થવાથી માબાપનું ખાતાનું પણ નાશ પામે છે, કોઈ આખી જિંદગીપર્યંત શ્રમ કરીને મરી જાય છે, છતાં તેને એક કોડી પણ મળતી નથી, કોઇને ઠોકર વાગતાં દ્રવ્યના ચરુ મળી આવે છે, એ બધું શી રીતે થતું હશે? એટલુંજ નહિ પણ આપણે હજારો ઠગારા, લુચ્ચા, દગલબાજ માણુસ જોઇએ છીએ ને તે મરતાં સુધી સુખમાંજ મહાલતા દેખાય છે, ત્યારે સારાનઠારામાં ફેર શો? જગતમાં ગમે તેમ ચાલીએ તો શી હરકત છે? એમજ હોય તો સારાનું સારું ને નઠારાનું નઠારું એવો જે કારણ અને કાર્યનો સંબંધ છે તે તૂટી જશે અને જગતમાં સઘળું ઊંધુંજ ચાલશે માટે જગતમાં મનસ્વી–સ્વચ્છંદ જેવું કાંઇ છેજ નહિ. જગતમાં સર્વ બનાવ નિયમ અનુસાર થયા કરે છે. માણુસો જે ભોગ ભોગવે છે, તેમને જે સ્થિતિ

પ્રાપ્ત થાય છે, તેમનું આયુષ્ય, તેમજ અહીંયાં જે કર્યું પણ તે ભોગવ્યું નહિ તો તે કરેલું કોણ ભોગવશે? જગતનો નિયમ એવો છે કે જે કરે તે ભોગવે, એ બધું તેની તેજ વસ્તુ ફરીજ જન્મ પામે છે, તેનો તેજ સૂક્ષ્મદેહ ફરી જન્મે છે, એવું સ્વીકારીએ તોજ ઉપરના પ્રશ્નોના ખુલાસા થાય છે. પુનર્જન્મમાં નહિ માનનારા એમ કહેશે કે, આપણો પૂર્વજન્મ શો હતો તેની આપણને ખબર નથી, એટલે પૂર્વનાં કર્મો માટે હાલમાં આપણને જે સુખ મળતુ હોય અગર આપણને દુઃખ પડતું હોય તેનો કશો ઉપયોગ નથી, તો તેમનું તે કહેવું પણ યોગ્ય નથી. ગોળ અંધારામાં ખાવાથી પણ કાંઈ કડવો લાગતો નથી, તેમ પૂર્વનાં કર્મોનું સ્મરણ ન રહેવાથી તેનું ફળ ભોગવવામાં આપણને કોઇ પણ પ્રકારની હાનિ થતી નથી. પૂર્વજન્મની સ્મૃતિ આપણને ન હોય એજ સારું છે, કેમકે તેથી આપણનેજ લાભ છે. પૂર્વજન્મના કર્મની સ્મૃતિ જો આપણને થાય તો તેથી સારાંનઠારાં કર્મને માટે આપણને એટલો બધો પશ્ચાત્તાપ થાત કે આ જન્મમાં આપણા જેવા અસંતોષી મનુષ્યોને આ દુઃખમય જગત નરકરૂપ થાત અને સારાં કર્મ કરી ઉન્નતિ પામવાનો ઉદ્યોગજ કરત નહિ અને તેથી અધોગતિનેજ પામત; માટે જગતના ચાલતા નિયમો શા માટે બાંધ્યા, કોણે કર્યા, એવી ભાંજગડમાં પડયા વિના જે વસ્તુ જેમ છે તેમ રહેવા દઇ, જગતના ઠરેલા નિયમને અનુસરી, સદ્દમાર્ગે ચાલી, અભ્યુદય તથા શ્રેયસ પ્રાપ્ત કરવામાંજ મનુષ્યજાતનું કર્તવ્ય છે. તેથી ઊલટા તર્ક કરવાથી મનુષ્ય અધોગતિને પામે છે. કેટલાક તર્કવાદીઓ પ્રશ્ન કરે છે કે, સૂર્યને શા માટે ઊંચે લટકાવ્યો છે? તેને પૃથ્વીમાંથી કેમ ઉગાડયો નથી ? એવા પ્રશ્નો કરવા તદ્દન નકામા છે. પૂર્વજન્મની સ્મૃતિ નથી એજ વાત સારી છે, સ્મૃતિ કરવી હોય તો અભ્યાસથી થઇ શકે છે. બાળક અવતરે છે તેવુંજ ધાવવા માંડે છે, પડી જવાથી રડે છે, ભૂખ લાગવાથી રુએ છે, એ બધું તેને કોણ શાખવે છે? તે ઉપરથી ખુલ્લું જણાય છે કે, તેને પૂર્વજન્મની વાસના છે અને તેજ પૂર્વની સ્મૃતિનો પ્રત્યક્ષ અનુભવ છે.

પૃથ્વી ઉપર કરોડો જીવ હયાતી ભોગવે છે, તે સઘળાની સ્થિતિ

એક સરખી જોવામાં આવતી નથી. કોઇ જંગલી તો કોઇ ઘણાજ સુધરેલા અને બુદ્ધિવાળા, કોઇ લક્ષ્મીપતિ ને કોઇને ખાવા સરખું પણ મળતું નથી, તેમજ ઓઢવા, પહેરવાનું પણ મળતું નથી; કોઇ શરીરે પુષ્ટ તો કોઇ દૂબળા, કોઇ રોગથી પીડાતા, કોઇ સુખી, તો કોઇ દુઃખીજ ગણાય છે. ઈશ્વરે જીવોને જુદી જુદી સ્થિતિમાં કેમ મૂક્યા? આવો પક્ષપાત કરવો ઇશ્વરને છાજે નહિ એમ કોઇ કહે તો તેને કહેવામાં આવે છે કે, ઇશ્વરનો પક્ષપાત છેજ નહિ. પૃથ્વી એક નિશાળ છે, જ્યાં અનેક જીવો શિક્ષણ લેવા માટે આવે છે. શિક્ષણ એટલું તો વિશાળ છે કે અનેક જન્મ થયા વિના મળી શકતું નથી; જેમકે કક્કો શીખતાં આગળ વધતાં નિશાળિયો પંડિત બને છે, તેમજ એક જંગલી અવસ્થામાં પડેલો જીવ નવી નવી જિંદગીઓ લેતાં, ઊંચા સુધારાની ટોચે પહોંચેલા જીવના જેવો થાય છે. જેમ જેમ તે સારાં કર્મ કરતો હશે, તેમ તેમ તેના જન્મો એક પછી એક સારા થતા જશે. કર્મ કરવું તેના પોતાના હાથમાં છે અને તેથી દરેક નવા જન્મનો આધાર તેના પોતાના ઉપર છે. એકજ માબાપને પેટે બે છોકરાઓ અવતરે છે અને તે બંનેના સ્વભાવ અને ગુણ એક-બીજાથી જુદા હોય છે. ઉદાહરણ તરીકે એક ભણેલો તો બીજો મૂર્ખ. આનું કારણ એજ છે કે એ બે જીવ જુદા જુદા વર્ગના છે. હાલમાં એવા દાખલાઓ ઘણા બને છે કે, છેક બાળક હોય છે તેની બુદ્ધિ મોટાઓની બુદ્ધિને ઝંખવી નાખે છે. એવા બાળક આ જન્મમાં કેળવણી લેતાં પહેલાં કંઇ કંઇ વિદ્યામાં અત્યંત પ્રવીણતા ધરાવે છે. પાંચ વર્ષની વયનો છોકરો ગણિતમાં મોટા મોટા પ્રોફેસરોને હંફાવે છે, તેવોજ બીજો છોકરો સંગીતમાં એટલી તો પ્રવીણતા ધરાવતો જણાય છે કે, તેની સાથે મોટા મોટા ગવૈયા પણ હરીફાઇ કરી શકતા નથી. આટલી બધી વિદ્યાની પ્રવીણતા ક્યાંથી આવી? ઉત્તર એકજ છે કે, આગલા જન્મમાં એ જીવે જે અભ્યાસ કરેલો તેનું આ પરિ-ણામ છે. સર વિલિયમ રોવન હેમિલ્ટન ત્રણ વરસની ઉંમરે હિબ્રુ ભાષાનો અભ્યાસી થયો અને સાત વર્ષની વયે ભલભલાઓને કોરાણે બેસાડે એવો તે નીકળી આવ્યો; એટલુંજ નહિ પણ તેર વર્ષની

ઉંમરે તો તેને તેર ભાષાનું સારું જ્ઞાન પ્રાપ્ત થયું હતું. આપણા પાછળના જન્મોનું આપણને સ્મરણ નથી, પણ તે સ્મરણ નથી માટે પાછલા જન્મ નથી થયા એમ કહેવાય નહિ. આપણી બાલ્યાવસ્થાની વાર્તાઓ આપણને સઘળી ક્યાં સાંભરે છે? આ સાધારણ નિયમ છે; પરંતુ હાલમાં ઘણા જીવો એવા પ્રગટ પડેલા છે કે જેઓ ખુલ્લી રીતે એમ કહે છે કે, પાછલા જન્મમાં અમે અમુક જગ્યાએ ને અમુક કુટુંબમાં જીવન ધરતા હતા.

આ સિવાય મનુષ્યજીવનનો હેતુ આગળ વધવાનો છે, એમ જ્યારે આપણે સમજીએ છીએ ત્યારે આપણને ખાતરી થાય છે કે, એક જીવે જો આગળ વધવા માંડ્યું છે, તો તેને અધવચ અટકાવી દેવાની ઈશ્વરની ઇચ્છા કદી પણ હોયજ નહિ! જુદા જુદા અનુભવો લેવાને જીવ પૃથ્વી ઉપર આવે છે. એ અનુભવો લેવા માટે અને તેમાંથી જ્ઞાન–સાર ગ્રહણ કરવા માટે ઈશ્વર જીવને અહીં મોકલે છે, તો એ કામ પરિપૂર્ણ કરવાને ઈશ્વર તેને અનુકૂળ તક આપ્યા વિના કદી રહેજ નહિ.

આવા વિચારોથી પુનર્જન્મનો નિયમ સિદ્ધ થાય છે. માણસનું બહાર દેખાતું શરીર તો જીવથી જુદું છે. તે જીવનું અંગરખું છે. એક અંગરખું જૂનું થાય અથવા ફાટી જાય ત્યારે માણસ તેને જેમ બદલે, તેમજ જીવ શરીરરૂપી અંગરખાને બદલે છે. અંગરખું પહેરનાર માણસ તો એકજ છે અને અંગરખાં જુદાં અને ઘણાં છે, તેમજ જીવ તો એકજ છે પણ તેનાં શરીર વારંવાર બદલાય છે અને તેનાથી જુદાં છે. શરીરનું બદલાવું એજ પુનર્જન્મ.

આપણાં સઘળાં કર્મો સારાં હશે તો દેવતાની જાતિમાં હવે પછી આપણો જન્મ થશે. જો સઘળાંજ કર્મો નબળાં હશે તો નીચ યોનિમાં જન્મ થશે. જેવી કે પશુ, પક્ષિ આદિક અને આપણાં કર્મો જો સારાં અને નબળાં એમ મિશ્ર હશે તો મનુષ્યયોનિમાં જન્મ થશે.

શરીરથી જીવ જુદો પડે છે તે મરણ કહેવાય છે એમ આપણે પ્રથમ કહી ગયા છીએ. એ પ્રમાણે જુદો પડ્યા પછી કેટલાક સમયે

તે જીવ શરીર ધારણ કરીને પૃથ્વી ઉપર પાછો આવે છે. આને પુનર્જન્મ કહે છે એમ પણ આપણે કહી ગયા છીએ. આ પૃથ્વી ઉપરના વિષયોમાં જીવ જ્યાંસુધી લોભાઇ રહે છે, ત્યાંસુધી તેને ફરી ફરીને પૃથ્વી ઉપર જન્મ લેવો પડે છે; અર્થાત્ જ્યાં સુધી વાસના છે ત્યાંસુધી દુઃખ થવાનું છે. દુઃખથી છૂટવું હોય, પરમ સુખમાં રહેવું હોય, મોક્ષ મેળવવો હોય, તો વાસના તજવી એજ તત્ત્વ છે.

('પડકાર'ના એક અંકમાંથી)

---

# ૧૫૫–ઘેરાં વાદળોમાં ઝબૂકતા વિદ્યુતના ચમકાર

### સ્ત્રીઓ વીજળીને આકર્ષણરૂપ હોવાની માન્યતા

ઘનઘોર વાદળ જામે, રજનીની છાયા જેવો દિવસ બને, દિશાઓમાંથી ભયાનક વેગે પવન ધસમસતો આવે ને વ્યોમમાંથી નબળાંપોચાંનાં હૃદય બેસી જાય એવી ગર્જનાઓ સંભળાય, એવા ક્ષુબ્ધ વાતાવરણમાં પૃથ્વી ને વ્યોમને તેજલિસોટે સાંધી દેતી ચપળાના આંખ આંજતાં ચમકારા કોણે અનુભવ્યા નથી?

વિદ્યુત, વીજળી, ચપળા, ચતુરા એમ અનેક નામે એ લોકોમાં ઓળખાય છે.

### આઠ મહિના બાંધે છે

દંતકથા કહે છે કે ઇશ્વર તેને આઠ મહિના બાંધી રાખે છે ને "આષાઢનાં પ્રથમ દિવસે મેઘલી રાત જામે" ત્યારે તેને મુક્ત કરે છે અને માનવીને થરથરાવતી, ધરતીને ધ્રુજાવતી તે નિરંકુશ વિહરે છે. ઇચ્છે ત્યારે આકાશમાંથી ભોંય પર ઊતરી સત્યાનાશ વાળે છે.

એની ચાલ અતી ઝડપી છે. એનું કાર્ય તે અતિ ત્વરાથી કરે છે. એનો વેગ માપી શકાતો નથી. એનો ભય અનામ છે. લોકહૃદય ઉપર તેની શેહ ભયંકર છે.

એવી એ વિદ્યુત ક્યાંથી ઉત્પન્ન થાય છે? તે ક્યારે પડે છે? કેવો વિનાશ ફેલાવે છે?

## દૃષ્ટાંતો

વીજળી પડ્યાનાં અનેક દૃષ્ટાંતો જનસમૂહમાં પ્રસિદ્ધ છે. કોઇ ઝાડ, કોઇ લોખંડ કે એવી અમુક વસ્તુઓ પ્રત્યે તે વધુ આકર્ષાય છે, એમ લોકોની માન્યતા છે.

પરંતુ આ મનસ્વી વિદ્યુતથી ચોક્કસપણે બચી જવાનું કોઇ માણસના હાથમાં નથી; કારણ કે તમે ગમે ત્યાં હો ત્યાં પહોંચીને તે તમારો ઘાત કરી શકે છે ને કોઇ વખતે તમારાં કપડાંને સહેજ બાળીને તમને સાવ ઇજા વિનાનાં જીવતા રાખે છે.

## વિચિત્ર બનાવો

તે તમારા વાળ બાળી નાખે ને તમને જીવતા રાખે, તમારો હાથ કાપી નાખે ને દેહ અખંડ રાખે કે તમારી પાસેના મકાનને જમીનદોસ્ત કરે. એના તરંગોનો પાર પામી શકાય તેમ નથી.

એક માણસ હાથમાં કાચનો પ્યાલો લઇને જતો હતો. એવામાં વીજળી પડી. હાથમાંના કાચના પ્યાલાના સહસ્ર કટકા થઇ ગયા માણસ બચી ગયો.

એક સમયે છ ખેડૂતો ચાલ્યા જતા હતા. વીજળી પડી ને બધાને લાગ્યું કે છ જણા મૃત્યુ પામ્યા હતા. પણ લોકોએ તેમના વહેમ પ્રમાણે ગળા સુધી જમીનમાં તેમને દાટ્યા ને છમાંથી પાંચ જણ જીવતા થયા.

## અનામ ભય

લોકવાર્તાઓને એના તાદૃશ્ય સ્વરૂપે વિદ્યુતનો ભય માનવીને જેટલો લાગે છે, તેટલો બીજી કોઇ વસ્તુને લાગતો નથી. એકજ દાખલો લઇએ. વિદ્યુતથી જેટલાં માણસો મરે છે તે કરતાં અનેકગણાં વધારે મરણો મોટરના અકસ્માતથી થાય છે. છતાં મોટરનો આપણને ભય નથી ને તેમાં વિનાસંકોચે બેસીએ છીએ. જ્યારે વીજળીના ચમકારાથી આપણે ક્ષણે ક્ષણે ભય પામતાં ફરીએ છીએ.

એનો આકસ્મિક ચમકારો ને ગર્જના એવાં હોય છે કે આપણાં હૃદય અતિ ઝડપથી ધબકવા લાગે છે.

એટલે જ્યારે વીજળીનું તોફાન જામે છે, ત્યારે માણસ સલામતીનું

સ્થાન શોધીને બેસી જાય છે; છતાં ત્યાં પણ તેનાં અંતરનો ફડફડાટ જરાપણ મટતો નથી.

## પતંગથી પ્રયોગ

ફ્રેન્કલિન નામના જગવિખ્યાત વૈજ્ઞાનિકે વિદ્યુતનો ખાસ અભ્યાસ કર્યો હતો. તેણે કેટલાએ પ્રયોગો કર્યા હતા. એક પ્રયોગમાં તેણે એક ખાસ પતંગ બનાવીને તેને ઊંચે અતિ ઊંચે ઉડાવ્યો ને પતંગને તેના ખાસ બનાવેલા દોર મારફતે ઊંચે રહેલા વાતાવરણમાં વીજળિક પ્રમાણનું માપ કાઢ્યું.

## વાદળાંમાં જન્મ

વિદ્યુતની ઉત્પત્તિ વાદળાંમાં થાય છે. સામાન્ય માન્યતા એવી છે કે જ્યારે મહાભારે જલધરો એકમેક સાથે અથડાય છે, ત્યારે તે ઘર્ષણમાંથી વિદ્યુતનો જન્મ થાય છે.

પ્રયોગશાળાઓમાં વૈજ્ઞાનિકો આવી કૃત્રીમ વીજળીના તણખા ઉત્પન્ન કરે છે; પરંતુ માઇલો સુધી લાંબા લિસોટા તો વાદળાંમાંથીજ ઉત્પન્ન થાય છે.

હવામાં અનેક સ્થળે વીજળીનાં ક્ષેત્રો રહેલાં છે, પરંતુ હવા એ સામાન્ય પ્રબળતાની વિદ્યુતવાહક નથી. અતિ જોરદાર વિદ્યુતપ્રવાહ સામે હવા વિદ્યુતવાહક બને છે. વાદળાંનું જ્યારે ભંગાણ પડે છે ત્યારે તેની વચમાંથી આ ક્ષેત્રોને સાંકળતો એક લિસોટો નીકળે છે ને તેને આધારે ને તે માર્ગે વિદ્યુતનો પ્રવાહ નીચે ઊતરે છે.

કેટલાક કહે છે કે વીજળી નીચે પડ્યા પછી પાછી ઉપર ચાલી જાય છે. કોઇ કહે છે કે તે જમીનમાં ઊતરી જાય છે.

## જમીનમાં

એનો આધાર વીજળી પડવાનાં સ્થાનની આસપાસના વાતાવરણનો છે. જો તેને વિદ્યુતનો બીજો પ્રવાહ મળી જાય તો તે તેમાં ભળી જાય છે. જો તેને જમીનમાં લઇ જતું કોઇ વાહક મળી જાય, તો તે જમીનમાં ઊતરે છે.

વિદ્યુતની આ પ્રકૃતિ પરથી વિદ્યુત સામે રક્ષણ મેળવવાના પ્રયોગો થયા છે.

તમે કેટલાંએ ઊંચાં ને મોટાં મકાનો પર ત્રાંબાની પટ્ટી એના મથાળેથી જમીનમાં જતી જોઇ હશે.

### ઊંચાં મકાનો

અતિ ઊંચા મકાન પર વિદ્યુત પ્રથમ આકર્ષાય છે. હવે ઇંચના ત્રીજા ભાગનો જેટલો જાડો ત્રાંબાનો સળિયો જો મકાન પર જડી દેવામાં આવ્યો હોય, તો તે સળિયો વિદ્યુતને આકર્ષે છે ને તેને સલામત રીતે મકાનને ઇજા કર્યા વિના જમીનમાં ઉતારી દે છે. કોઇ વખતે એ સળિયો સામાન્ય પ્રબલતાવાળી વિદ્યુતને વિખેરી પણ નાખે છે.

### વૃક્ષ પર

વિદ્યુત ઘણે ભાગે વૃક્ષ પર પડે છે. વૃક્ષોનું એને આકર્ષણ હોય છે. વૃક્ષ મારફતે જમીનમાં ઊતરવા પ્રયત્ન કરે છે ને તેમ કરતાં વૃક્ષને તે અંદરની બાજુએથી ફાડી નાખી તેના ફુરચેફુરચા ઉડાવી દે છે.

એટલે રક્ષણ માટે વિદ્યુતની આ પ્રકૃતિનો લાભ લેવો જોઇએ. વિદ્યુતવાહક કોઇ પણ સાધન વિદ્યુતને જમીનમાં લઇ જાય છે ને તેવું સાધન આપણી આસપાસ હોય તો તેથી ભય રહેતો નથી. છતાં એ સલામતી સાવ ભયરહિત ન કહેવાય. એફિલ ટાવર પર ત્રાંબાની પટી હોવા છતાં તેની નજીકનાં વૃક્ષો પર વીજળી પડ્યાના દાખલા છે; છતાં આવો સળિયો રાખવો તે સલાહકારક છે. સામાન્ય રીતે શહેરમાં રહેલાં નીચાં ઘરો પર વીજળી પડવાનો સંભવ ઘણો ઓછો હોય છે.

### અંગત સલામતી

અંગત સલામતી માટે જો કોઇ પોતાના ઘરમાં રહે તો તેને ભયનો સંભવ ઓછો છે, પરંતુ ઘરની અંદર કયો ભાગ વધુ સલામત છે તેની પસંદગી કરવા જેવું નથી; કારણ કે ઘરમાં જો વિદ્યુત કોઇ માર્ગે પ્રવેશે તો પછી તે ગમે તે જગાએ પહોંચે છે. એક વખત એક ગૃહમાં પારણામાં બાળક સૂતું હતું. ચીમની મારફતે વીજળી ગૃહમાં આવી. પારણાનો નાશ કર્યો ને બાળક બચી ગયું.

એટલે જ્યાં રસોડું હોય ને ચીમની હોય ત્યાં રહેવું ઓછું સલામતીભર્યું છે. પરંતુ ચીમની ઉપરાંત કોઈ તાર કે કોઇ બીજી વસ્તુ પણ તેને ઓરડીમાં લાવે છે.

### ખુલ્લા મેદાનમાં

અને ખુલ્લા મેદાનમાં ઝાડ કે મકાનથી દૂર વીજળી પડવાનો ભય ઓછો રહે છે.

એટલે જ્યારે તોફાન જામે ત્યારે વૃક્ષો નીચે આશરો લેવો જોખમકારક છે. જેમ વૃક્ષ ઊંચુ તેમ વીજળી તેના તરફ વધારે આકર્ષાય છે. કેટલાક પ્રકારનાં વૃક્ષો તરફ વીજળી વધારે આકર્ષાય છે એવી પણ માન્યતા છે.

### લોખંડનો ભય

પરંતુ તોફાન વખતે સૌથી વધુ ભયજનક જગ્યા લોખંડના તાર કે લોખંડનાં કંપાઉન્ડ છે. સળંગ લોખંડમાં પછી તે માઇલ દૂર વીજળી પડી હોય, તો પણ જો માણસ તેને સ્પર્શીને ઊભો હોય તો તેના જાનનું જોખમ થાય છે.

બીજો એક વહેમ એવો એ છે કે પુરુષ કરતાં સ્ત્રી તરફ વીજળી વધારે આકર્ષાય છે. આ માન્યતાનો પુરાવો મળતો નથી; પરંતુ સ્વિટ્ઝર્લેંડમાં એક પાદરી પોતાનાં દેવળમાં સ્ત્રીઓને એકજ સ્થળે એકઠાં બેસવાનો પ્રબંધ કરે છે, તે માને છે કે સ્ત્રીઓમાં વિદ્યુતપ્રવાહ વધુ હોઇ વીજળી ત્યાં વધુ આકર્ષાય છે.

જે માણસ પર વીજળી પડી હોય ને તેનું મૃત્યુ થયું હોય તેના દેહ પર એક લક્ષ ખેંચે તેવું ચિહ્ન હોય છે. તેના દેહ પર કોઇ વિચિત્ર જાતની જાળી ને ભાત બંધાઇ ગઇ હોય છે.

અમેરિકામાં વીજળીની સામે રક્ષણ મેળવવાનાં સાધનો શોધવાનાં અનેક પ્રયોગો થઇ રહ્યા છે.

અને આ પ્રયોગોમાં કેટલાએ પોતાનાં અંગો ગુમાવ્યા છે, કેટલાએ જીવનભર અપંગ થયા છે ને કેટલાએ પોતાના પ્રાણ ગુમાવ્યા છે.

### લાક્ષણિકતા

વીજળીની બીજી લાક્ષણિકતા એ હોય છે કે તે સીધા માર્ગે

જતી નથી. તેનો માર્ગ અતિ વાંકોચૂકો ને આડો હોય છે.

સામાન્ય રીતે વીજળી અતિ ઝડપી હોય છે. પરંતુ કેટલીક વખત વીજળી લિસોટા જેવી નહિ પણ દડા જેવી હોય છે, ત્યારે તેની ગતિમાં ફેર પડે છે. નાના નાના દડા ગબડતા હોય એવા તેજગોળા આકાશમાંથી આવે છે ને તેની ગતિ કોઈ વખત માણસની ચાલ જેટલી હોય છે.

## ભયાનક જ્વાળા

પરંતુ આ કોઇકજ વખત બને છે અને આ ગોળાનું કદ પણ વિવિધ જાતનું હોય છે. કોઇ અતિ ભયાનક તોફાનમાંજ તે નજરે પડે છે.

પણ તે પડે છે ત્યારે તેનો દેખાવ રોમાંચક હોય છે. રબ્બરના દડાની માફક આ તેજ–ગોળા જમીન પર પડી પડીને ઊછળે ને આસપાસ આગની ભયાનક જ્વાળા જગવે છે.

## સૌથી ભયાનક બનાવ

વીજળી પડવાનો ને તેથી વિનાશ ફેલાવાનો સૌથી ભયાનક બનાવ અમેરિકામાં નોંધાયો છે.

ડેન્માર્ક સરોવર પર અમેરિકાના નૌકા સૈન્યના દારૂગોળાના ભંડાર પર વીજળી પડી અને દારૂગોળો સળગી ઊઠ્યો. એના ચાર માઇલ સુધીના ઘેરાવામાં કોઈ જઇ શકતું ન હતું. જમીન જાણે કે ખેડાઇ ગઈ હોય એવી ચિરાડાવાળી બની ગઇ અને બબ્બે માઇલ સુધીના પાકનો વિનાશ થયો.

કેટલીક જમીનનાં ચાળીસ ફૂટ ઊંડાં કાણાં હતાં ને આસપાસનાં કેટલાંએ ગામડાંઓનો નાશ થયો.

એક કરોડ પાઉંડનો દારૂ ને એક લાખ શેલના ફુરચા ઊડી ગયા ને સરકારને ત્રીસ કરોડ રૂપિયાનું નુકસાન થયું.

('જન્મભૂમિ'ના એક અંકમાંથી)

---

# ૧૫૬—વરસાદ લાવી શકાય છે

**યુરોપના બે મશહૂર વૈજ્ઞાનિકોએ રજૂ કરેલી અજબ યોજના**

હવામાન પર આપણો અંકુશ રહી શકે કે નહિ? આપણી ઇચ્છા થાય તે પ્રમાણે વરસાદ આવે ને ઇચ્છા થાય તે પ્રમાણે વરસાદને રોકી રાખીએ એવું બની શકે કે નહિ? આજનું વિજ્ઞાન એટલી હદે આગળ વધ્યું છે કે, આ દિશામાંય એ ઘણું કરી શકે.

આ જાતના હવામાનનો અનુકૂળ રીતે ઉપયોગ કરી લેવાના કેટલાક સફળ અખતરા રશિયામાં થયેલા સાંભળ્યા છે, પણ એ બહુ ફેલાવો પામ્યા હોય એમ દેખાતું નથી.

હમણાંજ બ્રિટનના બે મશહૂર વિજ્ઞાનશાસ્ત્રીઓ સર ઓલિવર લોજ અને સર એંબ્રોઝ ફ્લેમિંગે જાહેર કર્યું છે કે, હવામાનને કાબૂમાં રાખવાનું આપણા હાથમાં છે.

કંઈ નહિ તો દુકાળના સમયમાં વરસાદ લાવવાનું શકય તો છેજ, એમ એમનું કહેવું છે અને જ્યાં વારંવાર જળપ્રલય થતો હોય ત્યાં સૂકા પાટ કરવાનું પણ શકય છે.

## વરસાદનાં કારણો

વરસાદ આવે છે શાથી? એક મુખ્ય તત્ત્વ તો આ છે કે ગરમ અને ભીની હવા જમીન પરથી ઊડે છે, ફેલાય છે અને પછી ઠંડી બની જાય છે.

ઠંડી હવા ગરમ હવા જેટલી ભીનાશને રાખી શકે નહિ, એટલે એમાંની પાણીની વરાળ થીજીને નાનાં ટીપા બની જાય છે. આ ટીપાં એકબીજાં સાથે મળી મોટાં બને છે, ને એ રીતે વરસાદ પડે છે.

વરસાદને માટે એક મુખ્ય શરત એ છે કે, હવામાં રજ હોવી જોઇએ. કારણ કે વરસાદનું ટીપું કોઇ નક્કર રજકણની આસપાસ બાઝી જાય છે. આ રજકણ ઘણે ભાગે દરિયામાંથી ઊઠેલા મીઠાનો હોય કે ધુમાડામાંથી ફેલાતા ગંધકનો હોય.

સર ઓલિવર અને સર એંબ્રોઝ કંઇ ભીની હવાને ગળે પક-

ડીને હજારો ફૂટ ઊંચે લઇ જવાની વાત કરતા નથી.

પણ એમની સૂચના તો એવી છે કે ધરતીની ઉપર જે જાડાં, સ્થિર અને ભીનાશવાળાં વાદળો ધીમે ધીમે પસાર થતાં રહે છે ને, એમને એવી રીતે 'ઉશ્કેરી મુકાય' કે જેથી એમાંથી વરસાદનાં બિંદુઓ બની જાય. જેમ જાપાનીઓ કાળી માછલીઓમાં નક્કર વસ્તુ છાંટીને એને ઉશ્કેરે છે, ને એમ કરીને મોતીના દાણા બનાવે છે તેમ.

## વિમાનોનો ઉપયોગ

સર એંગ્રોઝની કલ્પના આવી છેઃ ખાસ 'વરસાદ પેદા કરનારાં' વિમાનો તૈયાર થાય, એમાં દબાયલી હવાથી ભરેલાં મોટા મોટાં સિલિન્ડરો અને ચકમકની ઝીણી ભૂકીથી ભરેલા બાટલા ભરવામાં આવે.

સામાન્ય રીતે વરસ્યા વિનાજ પસાર થઇ જાય એવું સરસ વાદળ દેખાતાં આ વિમાનો તરતજ ઊંચે ધસી જઇ એ વાદળમાં ઝંપલાવી દે.

એમાં ધસી જતાં ભારે દબાણ વાળી હવા છૂટી મુકાશે અને એમાં ચકમકની રજ ભળી જશે.

પરિણામે નાળચાંમાંથી વછૂટતી વખતે ઘર્ષણ થવાને લીધે વિદ્યુતશક્તિ ધરાવતી હવાની ધારા બહાર વહેવા માંડશે. એમાં 'ઉશ્કેરાઇ જનારા' લાખો અણુઓ હશે જેની આસપાસ વરસાદનાં ટીપાં બાઝી જશે. ને એમ થવુંજ જોઇએ એમ આ નિષ્ણાતો માને છે.

અનેક વાર પુરવાર થઈ ગયું છે કે વીજળિક ચાર્જ આપતાં વરાળમાંથી વરસાદનાં ટીપાં બની જાય છે અને મોટા પાયા પરનો દાખલો લઇએ તો વીજળીના ચમકારા પછી તરતજ વરસાદનાં ભારે ટીપાં વરસી પડે છે.

## અખતરા પણ થયા છે

આ વિચાર અવ્યવહારુ લાગશે, પણ કેટલીક સરકારો તો આ ધોરણે અખતરા કરી પણ રહી છે. એમાં ખાસ કરીને હંગેરી જેવા લગભગ સંપૂર્ણ રીતે ખેતીવાડીનો દેશ જેને હવા પરજ આધાર રાખવો પડે છે તે આ પ્રયોગ કરી રહ્યો છે.

## બીજી યુક્તિઓ

આવા બે મશહૂર વૈજ્ઞાનિકોએ રજૂ કરેલી યોજના સફળ થાય એ શક્ય છે, પણ એ આર્થિક પાયા પર કામ કરી શકશે ખરી?

એ તો આ વૈજ્ઞાનિકો પણ કહી શકશે નહી. એક બે બીજા પ્રયોગકર્તાઓ તાજેતરમાં વરસાદ પેદા કરવામાં સફળ નીવડ્યા છે.

એક ડચ રસાયણશાસ્ત્રી બરફના ઝીણા પાઉડરનો જથ્થો વિમાનમાં ઊંચે લઇ ગયો અને ઊંચે જઇને એણે આ ભૂકી એક વાદળાં પર વેરી દીધી. એનો વિચાર વાદળાં પર એકાએક ઠંડાઇ લાવવાનો અને એની આસપાસ વરસાદના ટીપાં બાઝી રહે એવો પદાર્થ ઊભો કરવાનો હતો અને ૭ ચોરસ માઇલના વિસ્તાર પર વરસાદ ખરેખર પડ્યો.

એક બીજા નિષ્ણાત-અમેરિકનનો દાવો છે કે એણે હવામાં 'નેગેટિવ ઇલેક્ટ્રીસિટિ'ના ૫૦૦૦૦૦ વોલ્ટ ફેલાવીને વરસાદ પેદા કર્યો અને એજ ઉપાય વડે ત્રણ માઇલના વ્યાસવાળા ગોળ કુંડાળાના વિસ્તારને ધુમ્મસમાંથી મુક્ત કર્યો હતો.

## ધુમ્મસ વિખેરી શકાય

ધુમ્મસ વિખેરવાના બીજા કેટલાક પ્રયોગો પણ થયા છે. એક પ્રયોગમાં સર્ચલાઈટ જેવો પ્રકાશનો વીજળીનો ધોધ વહેવડાવવામાં આવતાં એવો તો ગરમીનો ધોધ પેદા થયો કે જેથી ધુમ્મસમાંનાં નાનાં નાનાં અધ્ધર રહી ગયેલાં ટીપાંઓની પાછી વરાળ બની ગઈ.

એ પ્રયોગ ખરેખર જાડા ધુમ્મસમાંથી પર્વતમાંથી ટ્રેન જેમ "ઘાટ" મારફતે ધસી જાય તેમ રસ્તો કાઢવામાં સફળ નીવડ્યો. આ પ્રયોગ હવાઇ બંદરો પર ભારે ઉપયોગી બની જાય તેમ છે. પણ એનું ખર્ચ ભારે હતું.

## પિરામિડોનો ઉપયોગ

પણ કેટલીક યોજનાઓ તો સાવ કાલ્પનિકજ છે.

એક માણસે એવો દાવો કર્યો છે કે મિસરના પિરામિડો વરસાદ માટેજ બંધાયા છે. ગરમ હવાનો જથ્થો એમની સાથે અફળાતાં ઊંચે ફેંકાઈ જાય છે. જેથી એ ઠંડો બનીને વરસાદરૂપે ઊતરે છે.

એટલે પિરામિડો બાંધો, એ એની સલાહ છે. એવા પિરામિડનો આજના હિસાબે ત્રણ કરોડ પાઉંડ ખરચો થાય.

એની વાત સરસ હતી–સિદ્ધાંત તરીકે–પર્વતો એજ સિદ્ધાંત પ્રમાણે વરસાદ લાવે છે.

'એવીજ ભેજાંવાળી' બીજી વાત દરિયા પરની ભીની હવાને પ્રોફેલરોવાળી ગળણીદ્વારા ઊંચે ચડાવવાની છે.

એ ઉપરાંત એક બીજા પણ 'શોધક' હતા, જેમને હજારો ફૂટ ઊંચે સંખ્યાબંધ બલૂનોના ટેકા પર સઢ પાથરી દેવાનો વિચાર હતો.

આ યુક્તિ વડે હવાના પ્રવાહો ઊંચે લઇ જવામાં આવે. અને એક બીજા 'પ્રયોજકે' પાણીથી ભરેલાં તળાવ, કુંડો, સરોવરોની આસપાસ આગ જલતી રાખવાની સૂચના કરી હતી, જેથી ભીની ગરમ હવા ઉપર જાય, ફેલાય અને પછી ઠંડી પડી જાય ને વરસાદ-રૂપે નીચે આવી પડે.

આમ આ બધી તરકીબોમાંથી સર ઓલિવર અને સર એંબ્રો-ઝનો ખ્યાલ જરા વધારે શક્ય ને વ્યવહારુ લાગે છે. સૌથી પહેલાં નાસી જતાં વાદળાને પકડી પાડો. પછી એને 'ઉત્તેજીને' ફેલાઇ જવા દો. આ યુક્તિ બીજાં ક્ષેત્રોમાં સફળતાથી યોજાઈ છે, તો વરસાદમાં શા માટે નહિ?

અને થોડા વખતમાં એ થવાનુંજ છે.

('જન્મભૂમિ'ના એક અંકમાંથી)

# ૧૫૭–વિવિધ રંગોની જીવન પર અસર

### લાગણીઓના આઘાતો મોટે ભાગે શાથી થાય છે?

તમારા ઘરના મેજનો, કપડાનો, ઑફિસની દીવાલોનો, ચોપ-ડીઓનો, ફાઉન્ટન પેનનો રંગ કેવો છે? રંગના ફેરફારથી તમારી લાગણીઓ પર કોઇ અસર થયેલી તમે અનુભવી છે?

આધુનિક અભ્યાસકો જાહેર કરે છે કે માનવીની લાગણી પર

રંગની સિત્તેર ટકા અસર થાય છે, રંગોની ગોઠવણને કારણે જમતી વખતે ભૂખ લાગે છે કે મરી જાય છે. કારખાનાંઓમાં મજૂરો વધુ કામ કરે છે કે ઓછું તે, રંગને કારણે માનવીના મિજાજ પ્રફુલ્લિત રહે છે કે વિષાદમય બને છે? આપણે જેના પ્રત્યે કદી લક્ષ આપતા નથી તેવા રંગો માનવજીવન પર કેવું પ્રભુત્વ ભોગવે છે તે આ લેખમાં છે.

તમારા ઘરમાં, શયનગૃહમાં, દીવાનખાનામાં, પુસ્તકાલયમાં કે તમારી ઓફિસમાં દીવાલના, ફર્નિચરના કે બીજી વસ્તુઓના રંગ કેવા છે તેનો તમે કદી વિચાર કર્યો છે? આગગાડી, મોટર, ટ્રામ, બસ કે કોઇ ઇમારતના રંગોની તમારા પર કાંઇ ખાસ અસર થઇ હોય તેવો તમને અનુભવ છે? તમારા નિશદિનના ઉપયોગની કે શોખની વસ્તુઓ એકજ જાતની હોવા છતાં, અમુકજ રંગની તમે પસંદ કરો છો? તમારા કોટ કે ખમીસનો રંગ, તમારી ટોપીનો રંગ તમારા બૂટનો રંગ, તમારા ધોતિયાની કિનારીનો રંગ, તમારી ફાઉન્ટન પેનનો રંગ–એ બધામાં તફાવત હોય છે ને તમને અમુકજ રંગ પસંદ પડે છે ને બીજાને બીજો પસંદ પડે છે તેવું તમે જોયું છે?

કેટલાક રંગોનું દર્શન તમને પ્રિય લાગે છે, દિલને ગમે છે; જ્યારે કેટલાક રંગો જોઇને તમને ઘૃણા થાય છે.

## રંગની અસર

વરસાદ વરસ્યા પછીની કુદરત, વસંતનાં રંગબેરંગી પુષ્પોથી ભરેલા બગીચા, આસમાની આકાશ–આ બધું જોઇને તમને કેવી લાગણીઓ થાય છે? વસંત આગળ વધે છે ને ગ્રીષ્મ આવે છે તેમ તેમ લાલ, લીલાં, પીળાં, શ્વેત પુષ્પોનું તેજ વધતુંજ જાય છે ને આખું જગત રંગમય બનતું લાગે છે.

માણસની આસપાસ રહેલા રંગો તથા તેના દેહ તથા મનની સ્થિતિ વચ્ચેનો સંબંધ એ વૈજ્ઞાનિકોના ઊંડા અભ્યાસનો વિષય રહેલ છે. રંગ અને રંગની માનવીના ઉપરની અસર વિષે એટલી તો ચોંકાવનારી શોધો થઇ છે કે તે વિષેનો એક નિષ્ણાત, રંગને માનવ ઇન્દ્રિયોનો સૌથી મહત્ત્વનો ખોરાક ગણે છે. આ નિષ્ણાતનું

નામ ડૉ. એડવર્ડ મોડોવસ્કી છે. તેણે રંગની શારીરિક તથા માનસિક અસરોનો જીવનભર અભ્યાસ કર્યો છે.

અનેક કિસ્સા કે જેમાં રંગથી માનવીઓની વૃત્તિ બદલાઇ ગઇ હોય તેની તેણે નોંધ લીધી છે. લંડનમાં બ્લેક ફ્રાયર્સ બ્રિજ નામનો થેમ્સ નદી પર પુલ છે. એ ભૂખરો કાળા રંગનો હતો. આ પુલ અનેક આત્મહત્યા કરનારાઓને ખૂબ આકર્ષતો. તેમની સંખ્યા એટલી બધી વધી ગઇ કે શહેરના સત્તાવાળાઓ મૂંઝવણમાં પડ્યા. દિવસ અને રાત તેની રક્ષા કરવી અશક્ય હતી.

## પુલનો રંગ બદલો

આ મૂંઝવણમાંથી માર્ગ કાઢવા કોઇએ રંગના નિષ્ણાતને બોલાવવાની સૂચના કરી. તેણે આ પુલને ખૂલતા લીલા રંગનો રંગી નાખ્યો ને તરતજ અહીંથી થતી આત્મહત્યાની સંખ્યામાં મોટો ઘટાડો થયો. આ રંગ આત્મહત્યા કરનારાઓને આકર્ષક ન લાગ્યો.

આવોજ એક બીજો ચમત્કાર આટલાંટિકને બીજે છેડે થયો. ન્યુયૉર્કનાં એક કારખાનાની સ્ત્રી–નોકરોએ ફરિયાદ કરી કે તે કારખાનાનું રસોડું સાવ શુષ્ક હતું, ત્યાં અપાતો ખોરાક જરા પણ ભૂખ વિના ખવાતો હતો ને તે પચતો ન હતો. કારખાનાના માલિકોએ કોઇ નવા રસોઇયા લાવવાને બદલે રસોડાના રંગમાંજ ફેરફાર કરી નાખ્યો ને શુષ્ક લાગતો સલેટિયા રંગ બદલીને દીવાલને ચળકતો નારંગી રંગ લગાવ્યો ને ખુરસીઓને પણ એવીજ જાતનો રંગ આપવામાં આવ્યો.

પેલી સ્ત્રી–નોકરો આ રંગની નવી યોજના જોઇને ખુશ થઇ ગઇ. ખંડ વધારે ઉષ્માભર્યો લાગ્યો ને ખોરાક વધારે સારો લાગ્યો કારણ કે તેમની દશ્યેન્દ્રિયોને વધારે ભાવતા રંગનો ખોરાક મળ્યો હતો.

## સિત્તેર ટકા પ્રત્યાઘાત

ડૉ. મોડોવસ્કી કહે છે કે, " માનવીની લાગણીઓના સિત્તેર ટકા આઘાતપ્રત્યાઘાતો માણસ જે જુએ છે તેના પરિણામરૂપે હોય છે, માનવીની પાંચ ઇન્દ્રિયો–સ્પર્શ, રંગ, રસ, ગંધ અને શ્રવણ એ બધીમાં રંગની દશ્યેન્દ્રિય માનવીને સૌથી વધુ આનંદ કે સંતોષ આપે છે."

તંદુરસ્તી તથા સારા કામ માટે આપણા ઘરમાં, ઑફિસમાં, દુકાનોમાં, હોસ્પિટલોમાં, યોગ્ય રંગો ખૂબ જરૂરી છે, કારણ કે અયોગ્ય રંગમિશ્રણ આપણને ખૂબ નુકસાન કરે છે.

અમેરિકામાં થયેલા પ્રયોગો એમ બતાવે છે કે કાળા બોર્ડ પર સફેદ ચાકથી લખવાને બદલે સફેદ બોડ પર કાળા ચાકથી લખવામાં આવે તો બાળકો વધારે સારું કામ આપી શકે છે. પ્રયોગોથી બીજી એ વાત નક્કી થઇ છે કે ઑપરેશનના ખંડમાં જે સફેદ રંગ હોય છે તેને બદલે આસમાની તથા લીલો રંગ વધારે કામ આપે છે. તેનાથી સરજનની આંખ સ્થિર બને છે ને તેનું કામ વધુ ખાતરીવાળું બને છે ને દર્દ અને રોગ સાથે સંકળાયેલી હૉસ્પિટલનો સફેદ રંગ પ્રતીક હોઇને નવો રંગ દર્દીના વર્તનમાં પણ ફેર કરે છે.

## જ્ઞાનતંતુ ને રંગો

જ્ઞાનતંતુના રોગોને રંગોનો ફેરફાર જલદી અસર કરે છે. ગત મહાયુદ્ધમાં તોપગોળાથી આઘાત પામેલો એક સૈનિક સૂર્ય પ્રકાશનો આભાસ આપનારા ખંડમાં મુકાતાં જલદી સારો થયો હતો. દીવાલનો ઉપરનો ભાગ સૂર્યપ્રકાશ જેવો પીળો હતો ને નીચેનો ભાગ ફિક્કો લીલો હતો. સાદડી, પડદા, બત્તી વગેરે આ રંગની યોજનામાં ભળે તેવાંજ રખાયા હતાં. આખા ખંડનું વાતાવરણુજ એવું સરસ હતું કે રંગના મહત્ત્વને ઓછું પિછાણનારા તબીબોને પણ દર્દીના સાજા થવાથી ઘણુંજ આશ્ચર્ય થયું.

કારખાનામાં કામ કરનારા કારીગરો પર તો રંગની અસર ચોક્કસ ને મહત્ત્વની હોય છે. પેન્સિલવાનિયાના એક કારખાનામાં બધાં યંત્રો આછા આસમાની રંગે રંગેલાં છે. થાંભલા હળવા ભૂરા છે તેવીજ રીતે સિલિંગ, ટેબલો વગેરે જુદા જુદા એક બીજામાં ભળે તેવા રંગથી રંગાયેલાં છે, પરિણામે મજૂરો સુખી છે ને વધારે કામ આપે છે.

સામાન્ય રીતે ફિક્કા રંગોને દૂર રાખવાની જરૂરિયાતો ઔદ્યોગિક અગ્રેસરોએ સ્વીકારી છે. મેજની કોરો, હેન્ડલ વગેરે ને રાતા રંગવા જોઇએ, યંત્રોને હળવા આસમાની કે લીલાં રંગવાં જોઇએ. રંગો

શ્રમજીવીની તબિયત તથા કાર્યસાધકતા બન્નેને સાજાં કરે છે ને સામાન્ય માણુસ આવી ચળકતી દુકાન કે કારખાનામાં કામ કરવું વધુ પસંદ કરે છે.

## જુદા જુદા રંગો

રાતો રંગ મોટરવ્યવહારને અટકાવની નિશાનીરૂપ હશે પણ માનવદેહને તો ઉત્તેજક છે. કારખાનામાં તેની અસરનાં કલાકે કલાકનાં પરિણામો નીકળ્યાં છે. તે ઉપરાંત રમતગમતનાં મેદાનોમાં શાળામાં તથા રંગભૂમિ પર પણ તેની અસર છે.

અમેરિકામાં ફૂટબોલનો મહાન શિક્ષક એલોન્ઝો સ્ટેગ રંગની અસરમાં એટલું માનતો કે તેણે બે ખંડો તૈયાર કરાવ્યા હતા. એક ચળકતો લાલ રંગનો. અહીં રમત પહેલાં ખેલાડીઓને તે ઉત્તેજક શબ્દો કહેતો, બીજો આસમાની રંગનો હતો. અહીં તેઓ આરામ લેતા.

કેલિફોર્નિયાની સ્ટેન્ટફોર્ડ વિદ્યાપીઠના એક આધ્યાપકે નાટકમાં દર્શાવાતી લાગણીઓ વિષે જુદા જુદા રંગો નક્કી કર્યા હતા.

વૈજ્ઞાનિક રીતે પ્રયોગ કર્યા પછી એક શોધકને જણાયું છે કે રાતા રંગની સ્નાયુ પર ખૂબજ અસર છે. માણુસની પ્રવૃત્તિ સામાન્ય પ્રકાશમાં ૨૩ એકમ હોય તો આસમાની રંગમાં ૨૪ એકમ થતી. લીલા રંગમાં ૨૮, પીળામાં ૩૦ ને નારંગી રંગમાં ૩૫ એકમ સુધી પ્રવૃત્તિ પહોંચતી. પણ જ્યારે કસૂંબા જેવો લાલ રંગ માનવીના સ્નાયુ પર પડતો ત્યારે તેની પ્રવૃત્તિ ૪૨ એકમ જેટલે પહોંચી જતી. સામાન્ય પ્રકાશ કરતાં લગભગ બમણો આ આંકડો છે.

તેવીજ રીતે શાળામાં લાલ રંગના ખંડો પ્રમાદી બાળકોને ઉત્તેજક જણાયા છે. તેવીજ રીતે જુદા જુદા છોડવા પર જેવા રંગનો પ્રકાશ પડે તે પ્રમાણુમાં તેનો વિકાસ થતો માલૂમ પડ્યો છે. રાતાં કિરણો નીચે એક છોડ સામાન્ય કરતાં ચારગણી ઝડપે ઊગતો જણાયો ને તેજ છોડ આસમાની રંગ નીચે ઊગતો અટકી ગયો.

## ખોરાક પર રંગની અસર

સરસ ચકચકતા રંગોવાળી રકાબીમાં પીરસેલો ખોરાક વધારે ભાવે છે ને જલદી પચે છે, તેવીજ રીતે જમવાના ખંડમાં રાતા કે

નારંગી રંગની બત્તીઓ ખાવામાં ખૂબ મદદરૂપ નીવડી છે. જ્યારે પીળા રંગના ખોરાકનું દશ્ય બકારી થાય તેવી ભાવના ઉત્પન્ન કરે છે.

પ્રકાશની ગોઠવણુના નિષ્ણાત હિલને એક પ્રયોગ કર્યો હતો. તેણે એક ખાણું આપ્યું. ખોરાક શ્રેષ્ઠ હતો. તેની સાથે સંગીત હતું. વાર્તાકથન હતું. મધુરાં પીણાં હતાં પણ તેણે લીલા તથા લાલ સિવાય બીજા રંગનો પ્રકાશ રાખ્યો નહિ. પરિણામે ખોરાકની ચીજોના રંગ જુદા જુદા દેખાવા લાગ્યા, કોફીનો રંગ પીળો દેખાયો પરિણામે મહેમાનોને ભૂખ લાગી નહિ. બધાં વિષાદમય બન્યાં. કેટલાંક તો માંદાં બની ગયાં તે રંગની અસરનો પ્રયોગ પુરવાર થયો.

રમતગમતમાં બિલિયર્ડ ટેબલની વાત લઇએ તો એમ જણાયું છે કે અત્યારે જે લીલા રંગનું કપડું તેના પર વપરાય છે તે બહુ ઇચ્છનીય નથી.

પીળા કે લીલા કાગળ પર ભૂરી શાહી વાંચનારની આંખને ઓછી થકવનારી લાગી છે. રાતા રંગનાં ટૂથબ્રશ સૌથી વધારે સંખ્યામાં મળે છે જ્યારે ફાઉન્ટન પેન લીલા રંગની વધારે ખપે છે. રસોડામાં ચળકતો રાતો, લીલો, નારંગી કે આસમાની રંગ હોય તો ગૃહિણી કાંઇક સંતોષી રહે છે.

## અન્ય સ્થળે રંગનો ઉપયોગ

શ્વેત રંગ ચંદ્રિકા સાથે મળતો હોઇને તે રોમાંચક છે ને તેથી શ્વેત વસ્ત્રો પહેરતી કુમારિકાઓને જલદીથી પતિ મળી જાય છે.

શયનગૃહમાં આસમાની કે જાંબુડિયા રંગથી અનિદ્રા દૂર થશે. આ બધા ખંડોની દીવાલોના રંગો સાથે પ્રકાશ, પડદા, ફર્નિચર વગેરેના રંગો પણ મળતા આવવા જોઇએ.

રંગ લાગણીઓને અસર કરે છે. લીલો રંગ ગ્રામપ્રદેશ યાદ આપે છે. શ્વેત રંગ પવિત્રતાનું ચિહ્ન છે. લાલ રંગ મોહ વિકારને ઉત્તેજન આપે છે.

ખૂબજ ગુસ્સો આવે ત્યારે મોઢું લાલ રંગનું બને છે, બીક કે નિરાશામાં તે ફિક્કું કે શ્યામ પડી જાય છે. ને લાગણીથી થતા રંગનાં આ પરિણામો હમેશાં બધાને યાદ રહ્યાં છે.

પરંતુ દેશ દેશ પ્રમાણે રંગની સંજ્ઞા ફરે છે. ચીનમાં સફેદ રંગ શોક દેખાડે છે. એક અમેરિકાની તેલની કંપનીએ પોતાનાં ગેસનાં મથકો શ્વેત રંગના રંગેલાં હોવાથી તેના ચીના ઘરાકો એકદમ ઓછા થઇ ગયાં. ચીનનો શાહી રંગ પીળો છે, જાપાનમાં લાલ રંગ અપ્રિય છે કારણ કે આગ અને નાશનો સૂચક છે.

### જીવનધોરણ બદલો

એનલ આઇલેંન્ડમાં રસ્તાઓ રંગવાના પ્રયોગો થાય છે તેને પરિણામે તેના પર પડતાં પ્રકાશનાં ઝળાંહળાંમાં ચાળીસ ટકાનો ઘટાડો થાય છે. રસ્તાના રંગથી ગ્રામ્યવિસ્તારમાં રસ્તો જલદી જડી જાય છે.

રંગથી માણસની ટેવોને પ્રિય અપ્રિય વસ્તુઓનો ખ્યાલ આવે છે. બુદ્ધિવાદીઓ આસમાની રંગ તરફ ઢળે છે. ખેલાડીઓ રાતો રંગ પસંદ કરે છે. લહેરી માણસો નારંગી રંગ પસંદ કરે છે.

દરેક માણસને માટે જુદા જુદા રંગો સાનુકૂળ હોય છે તે રંગો જાણી લઇને એ મુજબ ખોરાક, રહેઠાણ, ફર્નિચર, કપડાં, ઓફિસ, કારખાનું વગેરે પસંદ કરો. કારણ કે સંપૂર્ણ સાનુકૂળ રંગમાં જિવાતું જીવન સૌથી તંદુરસ્ત ને સૌથી સુખી હોય છે.

('જન્મભૂમિ'ના એક અંકમાંથી)

## ૧૫૮–થૂંકવાની બૂરી આદત

માણસ દેખીતી રીતે ભલે રોગી હોતો નથી, છતાંએ તેના શરીરમાં રોગનાં જંતુઓ તો હોઇ શકે છે. માણસના શરીરની તંદુરસ્ત હાલતને લીધે એ ઝેરી થૂંકમાં રહેલાં ઝેરી અને જીવલેણ જંતુઓ તેને ફક્ત તાત્કાળિક અસર કરી શક્યાં હોતાં નથી, પણ તેનાં થૂંકમાં જંતુઓની હયાતી તો હોય છેજ. એટલે જ્યારે આવો માણસ થૂંકે છે, ત્યારે તે જંતુઓ હવા વાટે બહાર ફેલાય છે અને જ્યારે નબળા માણસના શરીરમાં શ્વાસોચ્છ્વાસની ક્રિયાદ્વારા તે જંતુઓ દાખલ થાય છે, ત્યારે એવા માણસ પર ભયંકર રોગનો

હુમલો થાય છે અને તેનું મરણ નીપજે છે.

શારીરિક સ્વચ્છતા દીર્ઘાયુષનો એક અક્સીર ઉપાય છે, કારણ કે સ્વાસ્થ્ય અને સ્વચ્છતાની વચ્ચે બહુજ ગાઢો અને નિકટનો સંબંધ છે. આરોગ્યને માટે સ્વચ્છતાની ખાસ જરૂર છે. શારીરિક સ્વાસ્થ્ય સાચવી રાખવા માટે અગર તે સંપાદન કરવા માટે સ્વચ્છતા રાખવાની માણસને માટે અતિશય અગત્યનું તેમજ અનિવાર્ય છે. હમેશનાં પહેરવાનાં કપડાંલત્તાં, ઉપયોગમાં લેવાતાં વાસણ-કૂસણ, ખાનપાન, હવાઉજાસ આવવાનાં સ્થળો, સૂવાનાં બિછાનાંઓ તેમજ રહેવા કરવાનાં અને હરવાફરવાનાં સ્થળો એ સર્વને ખૂબજ સારી રીતે સ્વચ્છ રાખવાની ખાસ જરૂર છે; કારણ કે તેની આરોગ્ય પર ઘણીજ અકસીર અસર થાય છે.

## સ્વચ્છતા એ પ્રભુતા છે

અંગ્રેજીમાં એક અતિશય પ્રાચીન અને લોકપ્રિય કહેવત છે કે, સ્વચ્છતા પ્રભુતાથી બીજે નંબરે છે. એ કહેવતનો આશય અને શબ્દાર્થ યથાયોગ્ય છે, પણ દિલગીરીની વાત તો એ છે કે એ કહેવત પ્રમાણે વાસ્તવિક રીતે વર્તનારા અગર તો વર્તવાની ઇચ્છા રાખનારાઓની સંખ્યા અતિશય અલ્પ છે. સ્વચ્છતા રાખવાની બાબતમાં બેદરકારી બતાવવાથી માણસજાતનો કેટલો ભયંકર ધ્વંસ થઇ રહ્યો છે, એની કલ્પના કરવાને માણસોએ ભાગ્યેજ પ્રયાસ કર્યો છે અગર તો કરે છે.

## થૂંકવાની બૂરી આદત

આપણામાં થૂંકવાની એક જાતની બૂરી આદત છે અને તેથી આપણે જ્યાંત્યાં થૂંક થૂંક કરીએ છીએ. મુંબાઇનાં આલીશાન મકાનોના ખૂણાખાંચરા તેમજ ચડવાઉતરવાની સીડીઓ પર થૂંકના લેપડાઓ અને પાનની પિચકારીઓથી ખદબદતા હોય છે. આ પ્રમાણે બેદરકારીથી થૂંકવાથી કેવું ભયંકર પરિણામ આવે છે તે થૂંકનારને ખબર નથી; અને તેથીજ તે જાણેઅજાણ્યે ભયંકર રોગોનો ઉત્પાદક બને છે; એટલુંજ નહિ પણ પરિણામે અનેક માનવપ્રાણીઓનાં અકાળે મૃત્યુ ઉપજાવવામાં કારણભૂત બને છે.

## જ્યાંત્યાં ન થૂંકો

થૂંકવાની આદત અને ખાસ કરીને ઘરોની જમીન ઉપર, ઓફિસોમાં, જાહેર ભાષણો આપવાનાં સ્થાનો–હોલોમાં, મોજમજાહ માણવાના કે રમતગમત કરવાનાં સ્થળોમાં, સિનેમાઓ અને થિયેટરોમાં, રેલવેના ડબ્બાઓમાં, વર્કશોપોમાં તેમજ બીજાં ઘણાં સ્થળો કે જ્યાં હમેશાં અનેક માણસોની સતત અવરજવર રહ્યા કરે છે અગર તો જ્યાં એકઠાં થાય છે, ત્યાં થૂંકવાની આદત ઘણીજ ગલીચી-ભરેલી હોવા ઉપરાંત અસુખાકારી ઉત્પન્ન કરનારી છે.

## અનેક રોગો ઉત્પન્ન થાય છે

સામાન્ય રીતે સાજા માણસને વારંવાર થૂંકવાની જરૂર હોતી નથી. બેલાશક થૂંકવું એજ એક ખરાબ અને નજિસ આદત છે, પણ સામાન્ય રીતે માણસના થૂંકવાથી બીજાના માટે બહુજ થોડો ભય રહે છે; પણ જો કોઇ માણસમાં કોઇ જાતની બીમારી હોય છે અને થૂંકવામાં આવે તો તે થૂંક બીજાને માટે ખરેખર ભયંકર ભય ઉત્પન્ન કરે છે, ભયાનક પરિણામ ઉપજાવે છે. આખીએ દુનિયા પર જો કોઇ પણ અતિશય ખરાબમાં ખરાબ અને ભયંકરમાં ભયંકર રોગ હોય તો તે એક માત્ર ક્ષયજ છે. આપણા દેશ–હિંદુસ્તાનમાં દર અગિયાર મરણોમાંથી એક મરણ એ ક્ષયના ભયંકર રોગથી અથવા ક્ષયને મળતાં ફેફસાંના બીજા કોઈ રોગથી થાય છે. ક્ષયના જીવલેણ રોગથી પીડાતા દરદીના થૂંક વડે એક માણસનો રોગ બીજા માણસને લાગુ પડે છે, તેમજ બીજાનો રોગ ત્રીજાને લાગુ પડે છે અને એમ તેનો ચેપ સર્વત્ર ફેલાતો જાય છે. થૂંકની અંદર એ રોગનાં બારીક જંતુઓ સૂક્ષ્મદર્શક યંત્રથીજ નીરખી શકાય તેવાં ઝીણાં જંતુઓ ખદખદતા હોય છે. થૂંક જેમ જેમ સુકાતુ જાય છે, તેમ તેમ તેની અંદર ખદખદતાં ઝીણાં જંતુઓ હવામાં સેળભેળ થઇ જાય છે અને પછી હવાની સાથે ઊડતાં ફેલાતાં જાય છે. હવાની સાથે ઊડતાં આ ઝીણાં જીવલેણ જંતુઓ શ્વાસોચ્છ્વાસ વાટે માણસોનાં ફેફસાંમાં દાખલ થાય છે. જે માણસોનાં ફેફસાંમાં આ ઝેરી જંતુઓ દાખલ થાય છે, તેઓની તંદુરસ્તી તે

વખતે જો નબળી હોય છે, તો એ જંતુઓ ત્યાં પોતાનું ઘર ઘાલી રોગ ઉત્પન્ન કરે છે અને પરિણામે તેમનો જીવનદીપ હોલવી નાખે છે.

આ પ્રમાણે બીજા અનેક પ્રકારના રોગો એ જંતુઓથી પેદા થાય છે.

## ક્ષય લાગુ પડે છે

માણસ દેખીતી રીતે ભલે રોગી હોતો નથી, છતાંએ તેના શરીરમાં રોગનાં જંતુઓ તો હોઇ શકે છે. માણસના શરીરની તંદુરસ્ત હાલતને લીધે એ ઝેરી અને જીવલેણ જંતુઓ તેને ફક્ત તાત્કાલિક અસર કરી શકયાં હોતાં નથી; પરંતુ તેના થૂંકમાં જંતુઓની હયાતી તો હોય છેજ, એટલે જ્યારે આવો માણસ થૂંકે છે ત્યારે તે જંતુઓ હવા વાટે બહાર ફેલાય છે અને જ્યારે નબળા માણસના શરીરમાં શ્વાસોચ્છ્વાસની ક્રિયાદ્વારા તે જંતુઓ દાખલ થાય છે, ત્યારે તેવા માણસ પર ભયંકર રોગનો હુમલો થાય છે અને તેનું મરણ નીપજે છે.

## ઘરમાં થૂંકદાનીઓ રાખો

જ્યાંત્યાં થૂંકવાની આદત રાખવી એ બહુજ નુકસાનકારક છે. મકાનોની અંદર કે ચડઊતર કરવાની સીડીઓ ઉપર, બારીમાં કે વાછંટિયા ઉપર થૂંકવું એ બહુજ ભયંકર છે. જે ઘર આગળ થૂંકવાની જરૂર પડે તો ઘરમાં થૂંકદાની રાખવી જોઇએ છે અને તે થૂંકદાનીમાં પાણી તથા જંતુઘ્ન એટલે જંતુઓનો નાશ કરે તેવી દવા નાખવી જોઇએ.

## સૂર્યના પ્રકાશવાળાં સ્થળે થૂંકો

રેલવેમાં કે જવાઆવવવાનાં વાહનો ટ્રામબસમાં થૂંકવાની જરૂર પડે તો પાટિયા પર ન થૂંકતાં બારીની બહાર થૂંકવું બહેતર છે–થૂંકવું જોઇએ. ખુલ્લા રસ્તા પર પડેલ થૂંકથી ઝાઝું જોખમ થવાનો સંભવ નથી; કારણ કે તડકાને લીધે બીજાને તે થૂંકની કાતિલ અસર પહોંચે તે પહેલાં તેનો નાશ થઇ જવાની ઘણીજ સંભાવના છે. સૂર્યનો પ્રકાશ જ્યાં પૂરેપૂરો પડી શકે છે, તેવાં સ્થળોએ થૂંકવાની દરેક માણસે ખાસ કાળજી રાખવી ઘટે છે.

## પૂરતું લક્ષ આપો

ઇંગ્લેંડ તથા ઑસ્ટ્રેલિયામાં તો રેલવે ગાડીઓમાં તથા ટ્રામ ગાડીઓમાં અને એવીજ બીજી જગ્યાઓમાં ફાવે તેમ નહિ થૂંકવા માટે ચેતવણી આપતાં પાટિયાંઓ ચોટાડવામાં આવે છે. આ પ્રમાણે ચેતવણી આપવાથી ત્યાંના લોકો ભયંકર નુકસાનીમાંથી બચી શકયા છે. જ્યારે તે દેશોમાં આવાં ચેતવણીનાં પાટિયાંઓ જાહેર વાહનોમાં ચોટાડવાની પ્રથા શરૂ કરવામાં આવી, ત્યારે સત્તાધારીઓને એવી બીક રહ્યા કરતી હતી કે કોઇ લોકો તે તરફ ધ્યાન આપશે નહિ, પણ થોડાજ વખતમાં તેમનો એ ભય ટળી ગયો. સત્ય હકીકત તો એ બની કે લોકો એ સૂચનાઓ અને ચેતવણીઓ ઉપર કાળજીપૂર્વક લક્ષ આપવા લાગ્યા અને તેથી પરિણામ એ આવ્યું છે કે થૂંક મારફત ફેલાતા ક્ષય અને એવા બીજા ભયંકર રોગોથી થતું મરણપ્રમાણ તે દેશોમાં બહુજ ઘટી ગયું છે.

## મૃત્યુપ્રમાણ કમી કરો

આપણા દેશમાં તો એથી વિપરીતજ દશા જોવામાં આવે છે. આપણાં મકાનના દરેક ખૂંણાખાંચરા અને અવરજવર કરવાના માર્ગો તેમજ ચડવાઊતરવાની સીડીઓ અને બારીઓ થૂંકના લબકાઓથી ખદબદતાં નજરે પડે છે. કહેવું જરૂરી નથી કે આ પ્રમાણે બેકાળજીથી જ્યાંત્યાં થૂંકવાની બૂરી આદત હોવાના પરિણામે આપણા દેશમાં દર વર્ષે હજારો માણસો અકાળે મરણશરણ થાય છે. ઇંગ્લેંડ અને ઑસ્ટ્રેલિયામાં જેમ સત્તાધારીઓ તરફથી થૂંકવાની બાબતમાં ચેતવણીઓ અને સૂચનાઓ આપવાથી સુંદર પરિણામ આવ્યું છે, તેવુંજ સુંદર પરિણામ આપણા દેશ-હિંદુસ્તાનમાં પણ આવવાનો દરેક સંભવ છે; પણ આપણાં જાહેર તંદુરસ્તી ખાતાંઓએ એ દિશામાં કોઇ પણ સહેજ પગલું ભરવાને હજી તૈયાર હોય તેમ જણાતું નથી. તેમજ આપણા શરીરસ્વાસ્થ્યના જ્ઞાનમાં ભયંકર અજ્ઞાનતા ધરાવતા દેશી ભાઇઓ તે દિશામાં પોતાની જાતેજ કોઇ પણ પગલું ભરે તેની કાંઇ સંભાવના પણ જણાતી નથી.

## સ્વાસ્થ્ય સંપાદન કરો

જાહેર તંદુરસ્તી ખાતાંઓએ સ્વચ્છતાનાં સુંદર પરિણામ દર્શાવતું પ્રચારકાર્ય કરવાની ખાસ જરૂર છે એટલુંજ બસ નથી, પણ સ્વાસ્થ્ય જાળવવાના નિયમોનું કડક રીતે આમજનતા પાસે પાલન કરાવવાની પણ ખાસ આવશ્યકતા છે. દરેક શાળાઓમાં પણ સ્વાસ્થ્ય સંભાળવાના તેમજ સ્વચ્છતા રાખવાના સિદ્ધાંતો શીખવવા જોઇએ છે. આ પ્રમાણે જો થોડાંજ વર્ષો નિયમિત રીતે પ્રચારકાર્ય કરવામાં આવે તો સ્વાસ્થ્ય માટે માણસોના માનસમાં અજબ પરિવર્તન થઇ જાય તેમાં કાંઇ શંકા નથી. ('પ્રજામિત્ર કેસરી'ના એક અંકમાંથી)

## ૧૫૯–ऊधईनो उपाय

પુસ્તકોનાં ખાસ કરીને ઉષ્ણકટિબંધમાં, મોટામાં મોટા કોઈ શત્રુ હોય તો તે કંસારી, વાંદા, ઊધઈ જેવાં જંતુ અને જીવાતો છે. આ જીવાતોના ઘણા વર્ગો છે–નામો પણ ઘણાં છે. જીવાતોમાં ખાસ કરીને ચાર જાત છે. એક જાત ચળકતા ભૂખરા રંગની અને ઇયળ જેવા નરમ શરીરની છે. તેને અંગ્રેજીમાં 'સિલ્વર ફિશ' કહે છે. પા ઈંચ લાંબી માછલી હોય તેવું તેનું શરીર હોય છે. અને પાણીમાં માછલી જે ઝડપે અને ચપળતાથી તરતી હોય છે તેવીજ રીતે તે ચાલે છે. તેનું શરીર માથા આગળથી ચપટું થતું જાય છે અને પૂંછડી આગળ અણીદાર બની જાય છે. 'લાહીનાં જંતુ' એ અર્થનાં એનાં બીજાં પણ ઘણાં નામો છે. ગુંદર, લાહી અને સ્ટાર્ચ એવા સાકરના રસ જેવા પદાર્થો એને બહુ ભાવતા હોય છે, તેથી તેવા પદાર્થ લગાડીને બાંધેલી ચોપડીઓમાં અને કાગળોમાં તે આહાર મેળવવા આવે છે. આ ચળકતા શરીરવાળાં લાહીનાં જંતુ ઈંચના ત્રીજા કે ચોથા ભાગ જેટલીજ લંબાઇનાં હોય છે. એમની પીઠ વચ્ચેથી બન્ને બાજુ ઢળતી એક ઝાંખા રંગની રેખા હોય છે.

જંતુંની બીજી એક જાત છે, જેને ચોપડીના ચાંચડ કહી શકાય. એનું શરીર નરમ અને એક ઇંચના સોળમાથી પચ્ચીસમા ભાગ

સુધીની લંબાઇનું હોય છે. ગરમ અને ભેજવાળી જગ્યાએ અને અંધારામાં અને જ્યાં ભાગ્યેજ હાથ અડતો હોય ત્યાં તે ચોટે છે. એ પણ લાહી અને ગુંદરના આહારને પસંદ કરે છે.

રાત્રે આપણે જે તમરાંનો અવાજ સાંભળીએ છીએ, તે આ જંતુના જાતભાઈજ છે. આટલું નાનું સરખું જંતુ માણસ સાંભળી શકે એવો અવાજ કેમ કરી શકતું હશે, તે એક નવાઇ છે. એમ મનાય છે કે આવો અવાજ કરીને એ જંતુ પોતાના મિત્રોને સાદ કરે છે.

ત્રીજી જાત છે કંસારીની. કંસારી સંપૂર્ણ રીતે શાકાહારી છે. લાકડાની સુગંધ લેવી, લાકડાની નજીક જવું અને લાકડું ખાવું એને ખૂબ પ્રિય હોય છે.

કંસારી એક બીજી રીતે પણ શુદ્ધ હિંદુધર્મી છે. એની જાતમાં ચાર વર્ણો છે—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. એમાં જે બ્રાહ્મણનું કાર્ય કરે છે, ઇતર વર્ણને પોતાના ધર્મો સમજાવે છે અને હુકમ કરે છે તે રાણી કહેવાય છે. જૂના સમયના બ્રાહ્મણો મંત્રબળથી જેમ એક સ્થાનેથી બીજા સ્થાને ઊડીને જતા, તેમ આ રાણી પોતાની પાંખોથી ઊડીને દૂર જઇ શકે છે. રાણીનું કામ પ્રજાવર્ધનનું પણ છે. તે સૌ વર્ણોમાં પૂજ્યસ્થાને છે. બીજી જાત છે ક્ષત્રિયની નહિ પણ વૈશ્યની. વૈશ્ય જેમ પ્રજાસંસ્કૃતિનું પ્રતીક છે, વૈશ્ય ઉપર જેમ પ્રજાનો વિકાસ આધાર રાખે તેમ આમાં વૈશ્યના ધર્મો બજાવતી વર્ણ કે જે બીજા અર્થમાં રાજા છે, તે સંસ્કૃતિનો પ્રચારક છે.

રાજા પ્રજાને જન્મ આપવામાં મદદ કરે છે. ત્રીજી જાત ક્ષત્રિય અથવા સૈનિકની છે. તેનું કામ નગરરક્ષાનું છે અને ચોથી જાત શૂદ્ર અથવા વૈતરાની છે. નગરનું આરોગ્ય–ખાતું એમની જવાબદારી ઉપર છે. સૈનિક અને વૈતરાઓ લિંગવિહીન અને અંધ હોય છે.

કંસારીઓનું બળ અમાપ હોય છે. અંધારામાં એમને નિરાંતે કામ કરવા મળે તો તેઓ લાકડાં તો શું પણ પથ્થરોને પણ કોરી ખાય અને તેને એવું પોલું માળખું બનાવી દે કે સહેજ અડકતાં તે જમીન પર ફસકી પડીને ભૂકો થઇ જાય. કંસારીનાં પરાક્રમોની વાતો તો કંઇ ઓરજ છે. પણ આ બાબતમાં ખાસ નામના મેળ-

વનાર તો ઊધઈ છે. પુસ્તકની કોઇ પણ જીવાતનો વિચાર કરતાં પહેલાં ઊધઇનોજ વિચાર મુખ્યત્વે આવતો હોય છે. ઊધઇ આગળ બધી જીવાત પાણી ભરે. ઉપર જે કંસારીની વર્ણવ્યવસ્થા કહેવામાં આવી તે વિષે તો એવો મત છે કે, ઊધઇને બદલે ત્યાં કંસારીનું નામ મુકાઈ ગયું છે. કંસારી વિષે તો જે હો તે, પરંતુ કંસારી વિષે જે કહેવાયું છે તે વસ્તુ ઊધઈ વિષે તો સાચીજ છે.

આ ઉપરાંત જુદી જુદી વ્યક્તિઓને પોતાની માન્યતાનાં નામો આપીને ઘણી જાતિઓને ઓળખાવી છે. આ બધી જાતિઓ ખોફ-નાક છે. સર આર્થર શિપ્લીએ એક જાતની જીવાત વિષે લખ્યું છે કે, "એક જાહેર પુસ્તકાલયના (જેનો અલબત્ત બહુ ઉપયોગ નહોતો થતો) સત્તાવીસ મોટા ગ્રંથો સોંસરી એવી સીધી લીટીમાં ઊધઈ પસાર થતી આરપાર નીકળી હતી કે, એથી પડેલા કાણામાં દોરી પરોવી હોય તો સત્તાવીસે ગ્રંથ એકી સાથે પકડીને ઊંચકી શકાય."

એક પુસ્તકાલયની એકેએક ચોપડીનું એકેએક પાનું અને જે કાંઇ આડું આવ્યું તેને ખાઇ ગઇ હોય તેવી એક બીજી જીવાતની જાત પણ એક ગ્રંથપાલે નોંધી છે.

પણ આ દરેક જીવાત સૂર્યના પ્રકાશથી ખૂબ ડરનારી અને નિશાચર હોય છે. ચોપડીના કાગળ, પૂઠાં કે ચામડાનાં બંધન, ગુંદર, લાહી અને ચોપડીઓ રાખવાનાં કબાટો કે ઘોડાઓ, જેવો જેનો સ્વાદ, તે પ્રમાણે તેઓ તે તે વસ્તુ પર તરાપ મારે છે. ધૂળ અને રજ, ભેજ અને ગરમી, હવામાનના એકાએકના ફેરફારો, સાદડીના ટુકડા, લૂગડાંનાં ચીંથરાં અને એવી વસ્તુઓ એમના આદર્શ ખોરાકની અને વસવાટની સારી સગવડ આપે છે.

વંદાઓ પુસ્તકાલયોમાં આવવાની બહુ હિંમત કરતા નથી, કારણ કે એની વસાહત માટે જે જે થવું જોઇએ તે ફૂવડ વ્યક્તિઓજ કરી શકે તેમ હોય છે. જ્યારે ગ્રંથપાલો છેક એવા ફૂવડ તો થઇ શકતા નથી હોતા; પણ જો કદાચ આ વાંદાઓ પુસ્તકાલયોમાં પેસવા પામ્યા તો પછી મામલો તંગ બને છે. વાંદાને કાળો અને કાળાને મળતો વાદળી કે એવો રંગ ગમતો હોય છે. વાંદાથી બચવાને ગુંદર

અને લાખના વારનિસને મેથિલેટેડ સ્પિરિટ અથવા રેક્ટિફાઇડ સ્પિરિટમાં ઓગાળીને તેનાં બે પીછાં ચોપડીઓને લગાડી દેવાં બસ છે.

પંજાબ વિદ્યાપીઠ પુસ્તકાલયમાં કીમતી હસ્તપ્રતો અને ગ્રંથોના એક ભાગને ઊધઇ લાગવી શરૂ થઇ હતી. ગ્રંથપાલનું ધ્યાન ગયું. તાબડતોબ ઉપાયો અજમાવ્યા. મોટી મોટી લાયબ્રેરીઓના અનુભવી ગ્રંથપાલોની સલાહ મંગાવી. જે સલાહો મળી તેનો સાર નીચે મુજબ છે:—

૧. પુસ્તકોને, કબાટોને, ઘોડાઓને બરાબર ઝાપટતા રહો.

૨. પુસ્તકોમાં અને કબાટોમાં લીમડાનાં અથવા તમાકુનાં તદ્દન સૂકાં પાન વેરી દો.

લીમડાનાં કે તમાકુનાં પાન તદ્દન સૂકાં હોવાં જોઇએ, કે જેથી પુસ્તકોનાં પાનાંમાં ડાઘ ન પડે.

૩. કપૂરની ગાંગડીઓ અને ફિનાઇલની ભૂકી ચોપડીઓ વચ્ચે છાંટો.

૪. ઉનાળામાં સૂકી હવા હોય ત્યારે ક્યારેક ક્યારેક તડકામાં પુસ્તકો મૂકો. આમ કરવાથી જીવાતનાં ઇંડાંઓ તરતજ નાશ પામે છે.

૫. યોગ્ય વિષદ્રવ્યોનો ઉપયોગ કરીને જંતુઓનો નાશ કરવો. આ વિષદ્રવ્યો માટે કેટલાંક મિશ્રણો સૂચવવામાં આવ્યાં છે. અનુભવે જણાયું છે કે આ દ્રવ્યો ઠીક કામ કરે છે.

કોરોઝીવ સબ્લિમેટ $\frac{1}{2}$ ઔંસ, કાર્બોલિક એસિડ $\frac{1}{2}$ ઔંસ, મેથિલેટેડ સ્પિરિટ ૧ પિન્ટ.

આ પ્રમાણમાં વસ્તુઓ વર્ષમાં બે વાર હળવે હાથે પીછી વતી પુસ્તકની બહારની બાજુ અને અંદરની બાજુએ લગાડવી. "ઇમ્પિરિયલ ડિપાર્ટમેન્ટ ઑફ એગ્રિકલ્ચર"ના અને "ઇમ્પિરિયલ કૉલેજ ઑફ ટ્રૉપિકલ એગ્રિકલ્ચર"ના પુસ્તકાલયમાં આનો સતત સારો ઉપયોગ પુસ્તકોને માટે થાય છે.

આ મિશ્રણ માનવપ્રાણીને માટે જોખમી છે, પરંતુ જીવાતને માટે જેટલા પ્રમાણમાં વપરાય છે, તેથી ડરવા જેવું ખાસ નથી હોતું. એના આ તત્ત્વને કારણે પંજાબ વિદ્યાપીઠના પુસ્તકાલયે એની

અજમાયશ નહોતી કરી. પણ નીચે એક બીજું મિશ્રણ બતાવ્યું છે તે પ્રમાણમાં વધુ નિર્દોષ, વધુ અસરકારક અને વધુ સહેલું છે. પંજાબ વિદ્યાપીઠ પુસ્તકાલયે આનો ઉપયોગ કર્યો હતોઃ—

પાઇરેથુમ એકસટ્રેક્ટ ૧ ઔંસ, સિટ્રોનેલા ઓઇલ ૧ ઔંસ, કેરોસિન ૪ શીશા, પેટ્રોલ ૨ શીશા.

બર્મા ઓઇલ કંપનીએ ઉધઈ, કંસારી, વાંદા ઇત્યાદિ, જીવાતથી રક્ષણ અપાતું શેલટોક્ષ નામે એક બીજું મિશ્રણ તૈયાર કર્યું છે તે પણ નિર્દોષ છે અને તેથી પૂઠાં, ચિત્રો કે લાકડું ખરાબ થતું નથી. એ મિશ્રણ બહુ મોંઘું પણ નથી. ૩૫ રૂપિયામાં ૬૪૦ ઔંસનો એક ડબ્બો આવે છે, ઉપરાંત એને છાંટવા માટેની જે ખાસ ઝારી આવે છે તે પણ કંપની તરફથી મહિનામાં બે વાર વાપરવા માટે મળે છે. વળી એક આ પણ મિશ્રણ છેઃ—

રેકિટફાઇડ સ્પિરિટ ૧ ગેલન, મકર્યુરી ક્લોરાઇડ ૧ ઔંસ, ફિનાઇલ ૧ ઔંસ.

આ મિશ્રણના હમેશના ઉપયોગથી પુસ્તકોમાં જીવાત પડતી નથી.

પ્રો. પી. ચક્રવર્તીએ એક નવી જાતનાં મિશ્રણની સૂચના પંજાબ વિદ્યાપીઠની લાયબ્રેરીને કરી હતી, તે તો ઘણુંજ અસરકારક જણાયું છે, તે નીચે પ્રમાણે છેઃ—

બાચ અથવા વાચ, દાલચીની, લવિંગ, કાળી મરચી.

ચારે વસ્તુઓને સમાનભાગે લેવી. પ્રથમ તેને જુદી જુદી ખાંડીને ભૂકી તૈયાર કરવી, ચાળ્યા પછી એક સાથે કરી દેવી. ધારો કે કુલ ભૂકી બશેર (૧૬૦ તોલા) છે તો તેની ૮૦ નાની જાડી મલમલની પોટલીઓ બનાવવી. દરેક પોટલીમાં એક એક કપૂરની ટીકડી, નખતેલની બબ્બે ગોળીઓ મૂકવી. આ પોટલીઓને પુસ્તકોના દર ત્રીજા કે જરૂર જણાયે દરેક ખાનામાં મૂકવી. નખતેલની ગોળીઓ અને કપૂર ખુલ્લાં પણ મૂકી શકાય. પણ તે હવામાં ઊડી જતાં હોવાથી તે ફરી ફરીને મૂકવાં પડે અને તેથી તે ખર્ચાળ બની જાય છે. પણ આ ઉપાય બહુજ સરસ છે. પોટલી એ એક વર્ષ સુધી ચાલે છે. વર્ષમાં બે વાર બદલાતાં પણ કાંઈ ખાસ ખર્ચ થતો નથી.

૧ મણ ( ૮૨ રતલ ) ની જંતુનાશક ૧૬૦૦ મલમલની પોટલીઓ ૧૬૦૦ અભરાઇઓ ( ચાળીસથી પચાસ હજાર ગ્રંથો ) ના રક્ષણાર્થે ૮૦ રૂપિયા જેટલુંજ ખર્ચ આવે છે.

રસાયણ દ્રવ્યની કિંમત અને ખંડામણખર્ચ

| | |
|---|---|
| ૧ મણના | રૂ. ૩૦ |
| કપૂર બંગાળી શેર ૩ | ,, ૧૦ |
| ફિનાઇલ પૌંડ ૧૨૦ ના | ,, ૩૦ |
| મલમલ ૨ તાકા ૮૦ વાર (૧¾ પનો) | ,, ૧૦ |
| કુલ | રૂ. ૮૦ |

પંજાબ વિદ્યાપીઠ પુસ્તકાલયનું નિરક્ષણ કરવા માટે પંજાબ સરકારના જંતુશાસ્ત્રી (હાલના પંજાબ વિદ્યાપીઠના ઉપકુલપતિ) ગયા, ત્યારે ઊધઈ લાગેલાં પુસ્તકોના વિભાગનું નિરીક્ષણ કરતાં એમનો મત થયો કે, ઊધઇ પુસ્તકાલયના મકાનની નીચેની જમીનમાં રહેતી હતી અને ત્યાંથી પથ્થર અને છોબંધ ભોંયતળિયા સોંસરી નીકળી, લાકડાનાં કબાટોમાં પેઠી અને ચોપડીઓને ખરાબ કરી.

એ સલાહ અનુસાર ચોપડીઓને એક સલામત સ્થળે તડકામાં ખુલ્લી મૂકી, ભોંયતળિયે અને દીવાલને ફરી સિમેંટ અને ડામરનો જાડો થર× અભરાઇઓની અર્ધી ઊંચાઈ સુધી લગાડ્યો. દીવાલ નજીકના કબાટની પીઠનો કેટલોક ભાગ, જ્યાં પણ જીવાત લાગી હતી તે નવોજ નાખ્યો. એને પતરાથી જડી લેવાની પણ સૂચના અપાઇ હતી. ચોપડીઓ ઉપર ફ્લિટ બરાબર છાંટી દીધું અને નવી ઊધઇ ન લાગે માટે ઉપર બતાવેલી ચીજોના મિશ્રણની-પોટલીઓ અભરાઇઓમાં રાખી. ઊધઇ એકદમ કાબૂમાં આવી ગઈ.

જો કે લોખંડનાં કબાટોમાં ઊધઇને માટે પહોંચવું મુશ્કેલ છે, પણ અશક્ય તો નથીજ; અને એક વાર તે ત્યાં પહોંચી એટલે ચોપડીઓનું સત્યાનાશ બેવડા વેગે ચાલે છે; કારણ કે ત્યારે ખોરાકમાં કેવળ એજ વસ્તુ રહે છે.

કલકત્તાની ઇમ્પિરિયલ લાયબ્રેરી કંસારીઓથી પુસ્તકોનું રક્ષણ,

× આવોજ બીજો સસ્તો પદાર્થ ગેસ રિફ્યુસ છે.

તેના ઘોડાઓના પાયાને એક ક્વાર્ટ કેરોસિન અને એક ક્વાર્ટ ફિનાઈલ એક ઘડા પાણીમાં નાખીને ભરેલા તાસકમાં રાખીને કરે છે.

કાગળો જ્યારે બનાવાતા હોય છે ત્યારે એના માવામાંજ જો નીચેનાં રસાયણો ઉમેરવામાં આવે તો તેથી ઠીક રાહત મળી રહે છે.

હજાર ચોરસ ફૂટે ૧ ગેલન પ્રમાણે ક્રૂડ કારબોનિક.

એક ચોરસફૂટે ૦૦૦૪૯ ઔંસ પ્રમાણે બાયકલોરાઇડ ઓફ મર્ક્યુરી અથવા ૦.૧૧૩ ઔંસ પ્રમાણે કોપર સલ્ફેટ.

બેનઝીન ભરેલું વાસણ પુસ્તક ઘરમા રાખીને કેટલોક વખત તે બંધ રાખીએ તોપણ ચોપડીની જીવાત નાશ પામતી હોય છે.

બહુ મોટી લાયબ્રેરીઓ માટે ૨૪ કલાકમાં સો ટકા ધાર્યું પરિણામ આપે તેવા બીજા ઉપાયો છે, પણ તે જોખમકારક છે. સામાન્ય ગ્રંથાલયો અને નાનાં કબાટો માટે તો એજ ઉપાય છે કે પુસ્તકોને અંધારામાં ન રાખો, ત્યાં ભેજ અને ગરમીને વધી જવા ન દો અને કપૂર ઇત્યાદિના મિશ્રણનો ઉપયોગ કરો. *

---

# ૧૬૦—ચોમાસું બેસવાના ચમત્કારો

( લેખકઃ-શ્રી. મોહનલાલ શામજી રાયજાદા )

( ૧ )

૧. દરિયામાં નવો ખળભળાટ ઉત્પન્ન થાય અને દરિયો વરસાદની ગર્જના કરે, ત્યારે સમજવું કે એકબે દિવસમાં વરસાદ થશે.

૨. માછલીઓ દરિયામાં અધ્ધર ઊછળવા માંડે.

૩. હલવા નામની એક માછલી થાય છે તે કાયમ પાણીમાંજ રહે છે, તે ઉપર આવતી જણાય, ત્યારે જાણવું કે વરસાદ નજીકમાં છે.

૪. જળચર પ્રાણીઓ પાણીમાં નહિ રહેતાં બહાર આવે.

---

* જૂન ૧૯૩૯ ના "મોડર્ન રિવ્યુ" માં છપાયેલા સી. જી. કપૂરના લેખનો "ઊર્મિ" જૂલાઇના અંકમાંનો અનુવાદ.

૫. મગર પાણી બહાર આવી અને આળોટે, ત્યારે જાણવું કે વરસાદ જલદી થશે.

૬. દેડકા જમીન ઉપર આવી કૂદવા લાગે, ત્યારે જાણવું કે વરસાદ નજીકમાં છે.

૭. નદી તથા કૂવાનાં પાણી ઊનાં લાગે.

૮. મોર કેકારવ કરવા લાગે.

૯. ચકલીઓ બહુ અધ્ધર ઊડી શકે નહિ, ત્યારે જાણવું કે વરસાદ ચોવીસ કલાકમાં થશે.

૧૦. કાગડા માળા બાંધવા મંડી જાય, ત્યારે જાણવું કે વરસાદ થશે.

૧૧. ઢોર ડોક લાંબી કરી નસકોરાં સૂંઘવા લાગે ત્યારે—

૧૨. કીડીમંકોડી ઊભરાય ત્યારે—

૧૩. કીડીઓ પોતાનું સ્થાન મૂકી નદીસ્થાને અનાજ લઇ જાય ત્યારે—

૧૪. આપણો અવાજ બહુ ખેંચાવા લાગે ત્યારે—

૧૫. ગાય આકાશ સામું જુએ ત્યારે—

૧૬. વનસ્પતિની વાસ બહુ આવવા લાગે ત્યારે—

૧૭. ખડમાંકડીઓ ગેલ કરતી માલૂમ પડે અને વાદળાં માથે આવતાં જણાય.

આવા ઘણા ચમત્કારો માલૂમ પડે છે.

× × × ×

## (૨)

## પાણી શોધવાની કળા

(એક કાશીના પંડિતની પુરાણી ચોપડીમાંથી)

પાણી વગરની જગ્યામાં નેતરનાં ઝાડ ઊગ્યાં હોય તો તે દિશાએ ત્રણ હાથ ઊંડું પાણી છે તેમ જાણવું.

જાંબુડાના ઝાડની પાસે જો પૂર્વ દિશામાં ઘણા રાફડા હોય તો ત્યાંથી દક્ષિણ દિશામાં ત્રણ પુરુષ જેટલે ઊંડે પાણી છે એમ જાણવું. (ત્રણ પુરુષ=૧૦ાા હાથ)

નીંગોડાના ઝાડથી ત્રણ હાથ છેટે દખણાદો રાફડો હોય, તો તે જમીનમાં પાણી છે તેમ જાણવું.

બોરડીના ઝાડથી પૂર્વ દિશાએ રાફડો હોય, તો ત્યાંથી પશ્ચિમ દિશાએ ત્રણ પુરુષ જેટલે જમીનમાં પાણી છે તેમ જાણવું.

બહેડાના ઝાડ પાસે દક્ષિણ તરફ રાફડો હોય, તો ત્યાંથી પૂર્વ દિશામાં દોઢ પુરુષ જેટલે પાણીનું વહેણ છે તેમ જાણવું.

કોઇ પણ ઝાડના મૂળમાં એક હાથ ઉપર ઘણા દેડકા હોય, તો ત્યાં સાડાચાર પુરુષ જેટલે પાણીનું વહેણ છે તેમ જાણવું.

મહુડાના ઝાડથી ઉત્તર દિશાએ સર્પનો રાફડો હોય, તો ત્યાં પાંચ હાથ ઊંડું પાણી છે તેમ જાણવું.

શિયાળા અને ઉનાળામાં પાણી વગરની જગો પાસે ધ્રો લીલી રહેલી હોય, તો ત્યાં એક પુરુષ જેટલે પાણી છે તેમ જાણવું.

('ગુજરાતી'ના એક અંકમાંથી)

## १६१–फर्निचर पालीस (फ्रेंच पालीस)

(લેખકઃ–શ્રી. ધનંજય રમણલાલ શાહ)

લાકડાં ઉપર લગાવવા માટે ફર્નિચર પાલીસ બનાવવાની રીત નીચે પ્રમાણે છેઃ–

૧. એલતેલ ૪ ભાગ.
૨. ટરપેન્ટાઇન ૪ ભાગ.
૩. સરકો ૪ ભાગ.
૪. મેથિલેટેડ સ્પિરિટ ૧ ભાગ.

એ બધાને મેળવીને બાટલી ભરી લો અને જ્યારે પાલીસ કોઇ વસ્તુ પર લગાડવું હોય ત્યારે તે બાટલીને પહેલાં ખૂબ હલાવો. જે વસ્તુ ઉપર ફ્રેંચ પાલીસ કરવાનું છે તેને કાચપેપર વતી ઘસી નાખો અને પોચા કપડા વડે તે પાલીસ લગાડો, સુંદર ચળકાટ મારશે. એથી પણ સારું પાલીસ કરવું હોય તો બે હાથ મારવા.

## १६२—डूबताने केम बचावशो?

( લેખકઃ—શ્રી. રમણીકલાલ જેચંદભાઇ દલાલ. બી. એ. એલ. એલ. બી. )

કોઇ પણ માણસ ડૂબી ગયું હોય તો તેને બહાર કાઢી તરતજ ડૉક્ટરને બોલાવવા મોકલવું.

ધોળાં, સૂકાં લૂગડાં, ગરમ પાણીની બાટલીઓ અથવા ગરમ ઇંટો મગાવવી.

આ બધું કરતાં પહેલાં એક જણને શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરાવવાનું ચાલુ કરાવી દેવું. બને તેટલો પ્રાણવાયુ શરીરમાં જાય તેમ કરવું. નજીકમાં લોકોનાં ટોળાં વળવા દેવાં નહિ. એથી હવા રુંધાય છે. જે મદદ કરી શકે તેવા હોય તેનેજ નજીક આવવા દેવા.

દર્દીને એક કોટની કે ધાબળાની ગડી વાળી તે પર ઊંધો સુવાડવો. માથું એક બાજુએ રાખવું. નાક ને મોઢું જમીનને ન અડવું જોઇએ. એની બાજુમાં ઘૂંટણિયે પડી એની કમર પર પાંસળી નીચે તમારા હાથ રાખી દબાવવું. આંગળીઓ ઉઘાડી રાખવી. અંગૂઠા પીઠ વચ્ચે રાખવા. દર્દીનું પેટ જમીન સાથે દબાય તેમ જોર કરવું. એથી એનાં ફેફસાંમાંથી હવા બહાર જવા માંડશે.

પછી હાથ લઇ લીધા વિના દબાણ ઓછું કરવું, એટલે ફેફસાંમાં નવી હવા ભરાશે. ખૂબ જોરથી કે ખૂબ જલદી આમ કરવું નહિ. દર મિનિટે પંદર વાર આ ક્રિયા થાય તો બસ છે. દબાવતી વખતે ત્રણ ગણવા ને દબાણ ઓછું કરતાં બે ગણવા. એક પણ ક્ષણ અટક્યા વિના એકાદ કલાક સુધી આ પ્રમાણે કર્યા કરવું. દર્દી કુદરતી શ્વાસ લેતો થઇ જાય ત્યાંસુધી એ ક્રિયા ચાલુ રાખવી. શ્વાસ શરૂ થાય ત્યારે તેની સાથે એકધારું દબાણ રાખવું.

આવી બરાબર વ્યવસ્થા થતાંજ જીભ બહાર આવશે ને મોઢામાંથી પાણી વહેવા માંડશે. જીભને અંદર કદી પણ જવા દેવી નહિ. દાંતમાં જીભ ભિડાઇ ન જાય તેની પણ સંભાળ રાખવી.

આમ શ્વાસોચ્છ્વાસ લેવરાવાય ત્યારે બીજા મદદકર્તાઓએ

દર્દીનાં અંગ સૂકાં લૂગડાંથી મસળવાં. જ્યારે કુદરતી શ્વાસ લેવાય ત્યારે દર્દીને સૂકા ધાબળામાં વીંટી લેવો. ચારે બાજુ ગરમ પાણીની બાટલીઓ કે ગરમ ઈંટો મૂકવી. જેમ બને તેમ વધારે ગરમી આપવી. દર્દી પી શકે ત્યારે ગરમ ને કડક કૉફી પાવી.

આમ કુદરતી શ્વાસોચ્છ્વાસ લેવાનું શરૂ થયા પછી પણ જો તે ક્રિયા મંદ પડતી જણાય તો ફરી તે ક્રિયા કરાવવી ને કુદરત કામ કરતી થઇ જાય ત્યાંસુધી ચાલુ રાખવી.

## १६३–अजमावी जुओ

૧. ગુંદરમાં રસકપૂર નાખવાથી તે ગંધાતો નથી કે બગડતો નથી.

૨. હાથ ઉપર ગમે તેવા ડાઘ પડ્યા હોય તો બાફેલા બટાટા-વડે હાથને ખૂબ ચોળીને ધોઇ નાખજો.

૩. ચૂલેથી ઉતારેલા ઇનેમલના ગરમ વાસણમાં કદી તરત ટાઢું પાણી ન રેડતા; કારણ કે એથી ઇનેમલ ફાટીને ઊખડી જાય છે.

૪. દૂધ ગરમ કરતા પહેલાં વાસણમાં થોડું ઘી ચોપડશો તો દાઝીને ચોંટી નહિ જાય.

### આરોગ્ય

મોંનો ચહેરો સુંદર બનાવવાને માટે થોડું થોડું દૂધ રોજ મોંએ ઘસી જોજો. મોંમાં પાણીનો કોગળો રાખીને ઠંડુ પાણી પણ મોં ઉપર છાંટ્યા કરજો. ચહેરો સ્વચ્છ અને મજાનો થશે.

### ગડગૂમડાને માટે અકસીર ઇલાજ

ગૂમડાને પાણીથી ધોઇ તેની ઉપર દિવસમાં ત્રણથી ચાર વાર કંકુનો લેપ કરવો.

જ્યાં સોજો આવ્યો હોય તેના ઉપર નિમક અને હળદર સમ ભાગે લઇ તેનો લેપ કરવો, કંકુમાં પોણો ભાગ હળદર આવે છે. પા ભાગ બીજું કંઇ આવે છે.

# ૧૬૪–પ્રાણીઓનો વરસાદ!

( લેખકઃ–શ્રી. પદ્મકાંત ર. શાહ )

હવામાંથી પ્રાણીઓનો વરસાદ પડ્યાની વાતો કેટલીક વાર આપણે સાંભળીએ છીએ, આવી ઘણી વાતો ગપ હોય છે પણ તેમાં કેટલુંક તથ્ય પણ હોય છે. પવનનો એકાદ વંટોળિયો તળાવમાંથી કે કોઇ ખાબોચિયામાંથી નાની નાની માછલીયો, જંતુઓનાં ઇંડાં, દેડકાં, જીવડાં, વગેરે ઊંચકી શકે અને એકાદ જગ્યાએ તેમને નીચે ફેંકે તો પ્રાણીઓના વરસાદ જેવુંજ માલૂમ પડેને ?

પી. એચ. ગોસ્સે (૧૮૬૭)માં આવાં પ્રાણીઓના વરસાદ વિષે વિવેચન કર્યું છે. લોકો આવા વરસાદને દૈવી ચમત્કાર માને છે. આવો પ્રસંગ બનતાં ઘણાની ધાર્મિક વૃત્તિ સતેજ થાય છે. અજ્ઞાનને લીધે અનેક જપ અને યજ્ઞયાગો થાય છે, સ્થળે સ્થળે પ્રાર્થનાઓ થાય છે અને દૈવની અવકૃપા ઊતરવાની આશંકા લોકો કરે છે. લોહીનો વરસાદ થાય છે ત્યારે તો લોકો ખરેખરાજ ગભરાઇ જાય છે. મોટા વિદ્વાનો (પણ વિજ્ઞાનમાં અવિદ્વાનો) પણ આવા ચમત્કારો(!)થી ભય પામી જાય છે, તો અજ્ઞાન શ્રદ્ધાળુ લોકોનું તો પૂછવુંજ શું ?

પણ લોહીનો વરસાદ એ ખરી રીતે લોહીનો વરસાદ નથી હોતો. આવો લોહીનો વરસાદ પૃથ્વી પર ઘણી વાર નોંધાયો છે. લોહીનો વરસાદ બે પ્રકારનો હોય છે. નદીમાંથી લાલ જળો પવન વડે ઊંચકાઇ જઇ કોઇ અણધારેલે સ્થળે પડે છે અથવા તો પાણીમાં થતી ભમરીનાં લાલ ઇંડાં, કેટલાંક લાલ રંગનાં જંતુઓ વગેરે વંટોળમાં ખેંચાઇને કોઇ ઠેકાણે વરસે છે! આપણા શરીરમાં જેવો લોહીનો હેમોગ્લોબિનનો રક્ત રંગ હોય છે, તેવોજ આ જાતનાં જંતુઓ (કીડાઓ)માં હોય છે, એટલે આપણને લોહીનો વરસાદ થયો હોય એમ લાગે છે.

બીજો નવાઇનો બનાવ 'કીડીઓનો વરસાદ' છે. પાંખ વગ-

રની કીડીઓનાં ટોળાંમાંથી કેટલીક પાંખવાળી ઊંચે ઊડીને હવામાંજ નર અને માદાના સંયોગથી કીડીઓના લશ્કરને જન્મ આપે છે અને પછી બધું વૃષ્ટિરૂપે નીચે ઊતરે છે! ટૂંક સમયમાં નર અવસાન પામે છે, માદા કીડીઓ પોતાની પાંખો ખંખેરી નાખે છે અને બીજા પુત્રોની માતા થવા તૈયારી કરી કોઇ ઠેકાણે આશ્રય શોધી લે છે.

મધની વૃષ્ટિ થઇ પણ જાણ્યામાં છે. મધુમક્ષિકાના અને છોડ પરથી થયેલા મધના સ્રાવ સાથે ઝાકળનાં બિંદુઓ મળવાથી આવી વૃષ્ટિ ટપકે છે.

કેટલેક ઠેકાણે ગંધકનો વરસાદ પણ થયો છે. એ ગંધકનો વરસાદ કહેવાય છે એટલુંજ. બાકી એમાં ગંધકનું તો ચિહ્ન પણ પણ હોતું નથી. વનમાં પુષ્પોનો પરાગ નીચે પડે છે અને વનસ્પતિ, પાંદડાં વગેરે સુકાઇ જઇને એના ભૂકાનું પડ જમીન પર પથરાય છે. એ પુષ્પરજ પવનમાં ઊંચકાઇ હવાઇ સહેલ આરંભે છે અને કોઇ સ્થળે નીચે વરસે છે. કેટલીક વાર તો ધુમાડાના રૂપમાં તે વૃક્ષો પરથી ઊંચે ઊડતી માલૂમ પડે છે અને એ જંગલથી કેટલેએ દૂર આવેલે સ્થળે લોકોને ચકિત કરતી નીચે ખંખેરાય છે! લોકો ગમે તેટલી અટકળો કરે અને વહેમો બાંધે, પણ આકાશમાંથી કંઇ એવો વરસાદ પડતો નથી એ સાદી અને સાચી હકીકત છે.

કેટલીક વાર આકાશમાંથી ઇન્દ્રનું વજ્ર પડે છે! પણ આ તો કહેવાતા પેલા 'ખરતા તારાઓ' છે. એકાદ ધૂમકેતુની પૂંછડીમાંથી છૂટા પડેલા આવા કેટલાએ ટુકડાઓ આકાશમાંથી ફરતા ફરતા જ્યારે પૃથ્વીના સાન્નિધ્યમાં આવે છે, ત્યારે એમની ગતિ પૃથ્વીના ગુરુત્વાકર્ષણને લીધે ખૂબજ વધી જાય છે અને હવામાં ઘર્ષણ થતાં ઉત્પન્ન થયેલી ગરમીને પરિણામે પ્રકાશી ઊઠે છે. ઘણી વાર તો પૃથ્વીની સપાટી પર પહોંચતા પહેલાંજ તેઓ બળીને ભસ્મ થઇ જાય છે, પણ કેટલીક વાર ઠેઠ સુધી તેઓ આવી શકે છે. આવા પથ્થરો, નાનાં અને મોટાં સંગ્રહસ્થાનમાં જોઇ શકાય છે.

બેલેમ્નાઇટ્સ નામના વિચિત્ર જાતના મૃતાવશેષો કેટલીક વાર આવા વરસાદરૂપે પડે છે. વચલી આંગળી જેટલા તેઓ લાંબા અને

જાડા હોય છે. ઘણી વાર તેઓ વજ્રસ્વરૂપે ઓળખાય છે, પણ તેઓ બેલેમ્નાઇટ્સ નામના અત્યારે લુપ્ત થઈ ગયેલ મત્સ્યનો મૃતાવશેષ છે. જૂના જમાનાના કોઇ સમુદ્રને તળિયેથી એનો ઉદ્ભવ થયેલો હોય છે.

પણ પ્રાણીઓના વરસાદની વાત તદ્દન કાઢી નાખવા જેવી નથી. આપણે ન જોઇ શકીએ તેમ અનેક સૂક્ષ્મજંતુઓ હવામાં તર્યા કરતાં હોય છે અને આપણી વપરાશની કોઇ વસ્તુમાં, જેમકે પાણીમાં, દૂધમાં, છાશમાં, પોરા પડે છે ત્યારે એમ પણ કેમ ન બની શકે કે હવામાંનાં આ સૂક્ષ્મજંતુઓનું જ એ પરિણામ હોઈ શકે? અલબત્ત તે છેજ. બીજી એક માન્યતા એવી છે કે, પૃથ્વી પર જીવનની શરૂઆત બીજા કોઇ ગ્રહમાંથી ધસડાઇ આવેલાં જંતુઓને આભારી છે. મોટા મોટા વિજ્ઞાનવિશારદોએ પણ આ વાતને ટેકો આપેલો છે. એ એક શકયતા છેજ, કારણ કે અતિ સૂક્ષ્મજીવન પ્રતિકૂળ અને ઉષ્ણુતામાન અને બીજા વિરુદ્ધ સંજોગો સામે લાંબા સમય સુધી ટકી શકે છે.

('યુવક'ના એક અંકમાંથી)

## ૧૬૫–भारतीय शिष्टाचार

મોટાઓને સદાય 'આપ' કહેવા, 'તમે' નહિ.

સવારમાં ઊઠતાંજ પહેલવહેલા વડીલોનો સામનો થાય ત્યારે, તથા સૂઇ રહેતાં પહેલાં તેમનાથી અલગ થતા સમયે તેમને પ્રણામ કરવા. ઘણાં ઉચ્ચ કુટુંબોમાં સંધ્યા સમયે જ્યારે દીવાબત્તી કરવામાં આવે છે, ત્યારે પણ પ્રણામ કરવાનો નિયમ છે.

જો કોઇ નવા આદમીનો પરિચય કરવામાં આવે તો તેને પ્રણામ કરો.

ઇલાયચી વગેરે અથવા કોઇ પ્રકારની ભેટ જો કોઇ આપે તો તેને પણ પ્રણામ કરો. પ્રણામ કરતી વખતે હાથમાં કોઇ બળતી વસ્તુ રાખવી નહિ. વળી પ્રણામ કરતી વખતે શાંતિ અને વિનય રાખો.

કોઇ વડીલ બોલાવે તો 'શું છે?' 'હેં' એવું ના બોલો, પણ

'જી', 'જી હા' એમ કહો. બંગાળીઓ એવે સમયે 'આજ્ઞા' અને રજપૂતાનામાં 'હુકમ' કહે છે.

લોકોને બોલાવવા, પત્ર લખવામાં અથવા તેમની ચર્ચા કરવામાં તેમના નામની પહેલાં શ્રી, શ્રીયુત, પંડિત, બાબુ, મહાશય કે મોલવી જે યોગ્ય હોય તે અવશ્ય મૂકવું.

પોતાના નામની આગળ 'પંડિત' શબ્દ મૂકવો નહિ.

પોતાથી મોટા હોય તેમની તરફ બને ત્યાંસુધી પીઠ કરીને બેસવું અગર ચાલવું નહિ.

પોતાના ગુરુ કે પિતા આદિની સાથે ચાલવાનું હોય તો તેમનાથી એકબે ડગલાં પાછળ રહેવું. જો એઓ પાછળ હોય તો રસ્તો આપીને તેમને આગળ જવા દેવા. જો તેમના હાથમાં કોઇ બોજો હોય તો તે બધો અથવા તેમાંનો થોડો ભાગ પોતાના હાથમાં ઉઠાવી લો. કોઇ દરવાજામાં દાખલ થવાનું હોય તો પ્રથમ તેમનેજ દાખલ થવા દો. જો દરવાજો બંધ હોય તો આગળ જઇને તેને ખોલી આપવો અથવા જરૂર લાગે તો અંદર દીવાબત્તી પણ કરી આપવી.

જો દરવાજા ઉપર પડદો નાખેલો હોય તો જ્યાંસુધી મોટેરાં અંદર જાય ત્યાંસુધી તે પડદાને ઝાલી રાખો.

કોઇ કામ સાથે મળીને કરવાનું હોય તો જે નાનો હોય તેણે સૌથી પહેલાં તૈયાર થઈ જવું. જો બંને સાથે તૈયાર થાય તો તો સારું, પણ પોતાને માટે વડીલને ખોટી થઇ રહેવું પડે તેમ કરવું નહિ.

કોઇ મોટા હોય અને તે કોઇ દૂરના આદમીને બોલાવવાનું કહે તો તમારે તેમાં જરાએ રકઝક ન કરવી, પણ જરા આગળ જઇને બોલાવી લાવવો અને જો કોઇ મોટાને બોલાવવા હોય તો દોડીને પાસે જઇને બોલાવો.

કથા, વ્યાખ્યાન કે ભજનની વચમાંથી ઊઠવું નહિ; છતાં ઊઠવુંજ પડે તો જે પ્રસંગ ચાલી રહ્યો હોય કે ભજન ચાલતું હોય તેને પૂરું થવા દો. જો વચમાં ઊઠી જાઓ તો એમ જણાય કે તમારામાં પૂરતી સબૂરી નથી. વચમાં ઊઠવાથી પોતાની અધીરાઈ પ્રગટ થાય છે તથા બોલનારા વિદ્વાન અથવા ગાનારનો એક પ્રકારનો અનાદર થાય છે.

વ્યાખ્યાન તથા કથા આદિમાં વાતો બહુ ન કરવી; જેઓ પાછળથી આવે તેમણે પાછળ બેસવું જોઇએ અને આગળ બેસવાની કોશિશ ન કરવી; જેને ખાંસીનો રોગ હોય તેણે કથા, વ્યાખ્યાન આદિમાં બેસીને વિઘ્ન નાખવું નહિ જોઇએ, તેમજ તેમાં ઊંઘવું પણ નહિ.

જો આપણે કોઇ ચબૂતરા ઉપર ઊંચી જગા ઉપર ઊભા રહીએ અને પછી નીચે ઊભેલા કોઈ મોટાની સાથે વાતચીત કરવી હોય તો નીચે ઊતરીને કરવી જોઇએ.

પોતાથી મોટા હોય તેમની સાથે વાત કરવી હોય તો ઊભા થઇને વાત કરવી અને તેમાં જો તે પોતે ઊભા હોય તો તો ખાસ કરીને ઊભા થઇને વાત કરવી.

પોતાથી મોટાની સાથે કે મહેમાનની સાથે ગાડીમાં બેસવું હોય, તો તેમનાથી ડાબી બાજુએ બેસવું અથવા તો તેમની સામી બાજુએ બેસવું.

તે બીજી ગાડીમાં બેઠા હોય ને તેમની સાથે વાત કરવી હોય તો નીચે ઊતરીને કરવી; તેમાં પણ જો તે પોતે ગાડીમાંથી નીચે ઊતરે તો તો આપણે જરૂર ઊતરવું.

કોઇ મોટા અગર મહેમાનો ઘેર આવે તો તેમનું સ્વાગત ઊભા થઇને કરવું તથા તેઓ જ્યાંસુધી બેસે નહિ ત્યાંસુધી બેસવુ નહિ; વળી જ્યારે તેઓ જવા માટે ઊઠે ત્યારે પણ તેમને દ્વાર સુધી વળાવવા જવું. જો કોઇ પ્રેમથી આપણને મળવા આવે તો આપણે પણ તેમને અવશ્ય મળવા જવું.

કોઇ મોટો માણસ કે અતિથિ આપણા ઘરની રીતિથી વિપરીત વ્યવહાર કરી બેસે તો તેના ઉપર હસવું નહિ.

ભોજન અથવા જળપાનના સમયે કોઇ અતિથિ, વિદ્વાન કે સંન્યાસી આવી જાય, તો તેમને ભોજન માટે પ્રાર્થના કરવી.

જો કોઇ મોટા અગર અતિથિ આપણે ત્યાં ભોજન કરે તો તેને પોતાના હાથે પીરસવું એજ યોગ્ય છે અને તેના જમ્યા પછી ભોજન લેવું. તેના પહેલાં કદી પણ ખાવું નહિ જોઇએ. જો સાથે બેસીને જમવાનું હોય તો પ્રથમ ભોજન અતિથિની સામે રાખવું;

જો થાળીઓ નાનીમોટી હોય તો મોટી થાળી અતિથિને આપવી અને નાની પોતે લેવી. જો ઘણા લોકો સાથે ખાવા બેઠા હોય, તો તમે સૌથી પહેલાંજ ખાવા માંડતા નહિ. બીજાઓનેજ પ્રથમ ખાવા દેવું.

મહેમાનોની સાથે બેસીને ખાવામાં ઉતાવળ ન કરો, પણ ધીમે ધીમે તેમની સોબત કરો. ભોજન પતી રહ્યા પછી જાતે તેમને ઇલાયચી, લવિંગ વગેરે તાસકમાં રાખીને આપો.

જો કોઇ ઇલાયચી વગેરે સામે રાખે તો તેમાંથી એએક દાણા લેવા, પણ બધા ન લેવા.

ગુરુ, માલિક તથા મોટાંઓ વગેરેનાં આસનો ઉપર, તે ખાલી હોય તોપણ બેસવું નહિ.

જેના મહેમાન બનવું તેમના ભોજનનો સમય પૂછી લેવો અને તે સમયે તેમની સાથે ખાવું. ન ખાવું હોય તો પહેલેથીજ કહી દેવું.

કોઇ મિત્રની સાથે અજાણ્યો આદમી આવી જાય, તો અજાણ્યા આદમી તરફ ઇસારો કરી તેને પૂછવું કે, 'એઓશ્રી કોણ સજ્જન છે?' મુસલમાન લોકો પૂછે છે કે, 'આપકી તારીફ?'

સારા માણુસ વચ્ચે ઉચિત સ્થાને 'કૃપા' શબ્દનો પ્રયોગ છે; જેમકે, 'કૃપા કરીને બેસો,' ઇત્યાદિ.

('કુમાર' ના એક અંકમાંથી)



